ॐ શ્રી મણીલાલજી ગુરૂદેવાય નમ:

# અધ્યાત્મિક પ્રવચનો

## સંજતી રાજાનો અધિકાર

(ઉત્તરાધ્યયન સૂત્ર ૧૮મું અધ્યયન)

卐

## ભાગ—બીજો

卐


॥ પ્રવચનકાર ॥

પરમ પૂજ્ય સકળ સૂત્ર સિદ્ધાંતના જાણ આચાર્યદેવ
૧૦૮ શ્રી મોહનલાલજી મહારાજ સાહેબના શુશિષ્ય
અધ્યાત્મ યોગી બા. બ્ર.

**પંડિતરત્ન શ્રી કેશવલાલજી મહારાજ સાહેબ**


卐


॥ સ્વ–અર્થે સંપાદક ॥

પરમ તારક શાસ્ત્ર વિશારદ ૧૦૮ શ્રી આચાર્યદેવ
શ્રી મણીલાલજી મહારાજ સાહેબના શુશિષ્ય
બા. બ્ર. અધ્યાત્મજ્ઞાન પ્રેમી

**પંડિત શ્રી કેવળદાસજી મહારાજ**


卐


પ્રકાશક:

વાંકાનેર પુસ્તક પ્રકાશન સમિતિ

પ્રકાશક :
વાંકાનેર પુસ્તક પ્રકાશન સમિતિ
વતી
ભગવાનદાસ ભાઈચંદભાઈ સંઘવી
દરબારગઢ રોડ, વાંકાનેર (સૌરાષ્ટ્ર)

સંવત ૨૦૧૪ની સાલ, વાંકાનેર
તા. ૧૫-૯-૧૯૫૮ ભાદરવા સુદ ૩ને સોમવાર, ચાતુર્માસ

કિંમત : અમૂલ્ય

મુદ્રક :
દીપક દશરથલાલ પટેલ
અક્ષર પ્રિન્ટર્સ
'જય કિરન' બસ ટર્મિનસ સામે, જૂના વાડજ, અમદાવાદ-૧૩.

# —: દોહરા :—

ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર.
જે ગુરૂ વાણી વેગળા, તે રડવડીયા સંસાર.... ....૧

ગુરૂ જ્ઞાની તારણ હાર છે, જન્મ નિવારણ હાર.
જ્ઞાન પૂંજ ગુરૂ દેવ છે, સદ્ગુરૂ જ્ઞાન દેનાર.... ....૨

ગુરૂ વિના જ્ઞાન ન સંપજે, ગુરૂ વિના સુખ ન થાય.
ગુરૂ વિના ભ્રમણા ટળે નહિ, ગુરૂથીજ સમક્તિ થાય.... ....૩

કલ્પવૃક્ષ ગુરૂદેવ છે, કામ–ધેનુ પણ તેજ.
અમૃત રસને અર્પતા, મોક્ષ પ્રાપ્તિ પણ સહેજ.... ....૪

પારસ મણીના સ્પર્શથી, લોહું કંચન થાય.
સત્ગુરૂની કૃપા વડે, જીવ પરમાત્મા થાય.... ....૫

ગુરૂ ગુરૂ મુખથી ગણે, પણ ગુરૂ ગુણ ન સમજાય.
ત્યાં લગી પામર જીવને, ગુરૂ પ્રસન્ન નવિ થાય.... ....૬

ગુરૂ કૃપા વિના જીવને, આત્મભાન ન થાય.
જો ગુરૂ કૃપા હોય તો, નિજાનંદ (પરખાય) પમાય.... ....૭

વિણ સમજે નિજ રૂપને, સદ્ગુરૂ ક્યાંથી જણાય.
જો સદ્ગુરૂ સમજાય તો, સહેજ સ્વરૂપ પમાય.... ....૮

પ્રથમ સદ્ગુરૂ દેવની, હૃદયે શ્રદ્ધા થાય.
વ્યવહાર સમક્તિ જાણુયે, નિશ્ચય પછી પમાય.... ....૯

નિશ્ચય પામતા જીવને, વ્યવહાર નિમિત્ત થાય.
અભેદમાં લક્ષ વાળતાં, સ્વમાં સર્વ સમી જાય.... ..૧૦

ગુણ ગુણીની અભેદતાએ, પરમાત્મા પદ પમાય.
જ્ઞાન ધ્યાનમાં સ્થિર થઈ, કેવળ જ્ઞાન સધાય.... ..૧૧

મણિલાલ(કેશવ)ગુરૂની કૃપા વડે, વ્યાખ્યાન વાણી ઝીલાય.
તે "કેવળ"ના હૃદયે વસો જેથ જન્મ મરણ ટળી જાય.... ..૧૨

# અનુક્રમણિકા

| વ્યાખ્યાન નંબર | વિષય |
|---|---|
| ૧૦૨ | જેણે જ્ઞાની સત્પુરુષને ઓળખ્યા...અને |
| ૧૦૩ | નિશ્ચય નયથી આત્મા જ પોતાનો ગુરુ છે...અને... |
| ૧૦૪ | રાગ-દ્વેષની અશુદ્ધતારૂપ પર્યાય...તે ભાવબંધ છે... |
| ૧૦૫ | વિકારને ટાળવા માટે...આત્માનું અવલંબન લે. |
| ૧૦૬ | જે રાગનો કર્તા થાય છે...તે બધીય ક્રિયાનો કર્તા થાય છે. |
| ૧૦૭ | પોતાનું અસલી સ્વરૂપ સમજ્યા પહેલાં... |
| ૧૦૮ | ધર્મ સમ્યક્ ત્યાગપ્રધાન છે... |
| ૧૦૯ | મૂર્છારૂપ પરિગ્રહ...તેના જેવું બીજું કોઈ બંધન નથી |
| ૧૧૦ | સમકિતીને કોણ શીખવે શ્રેણીગતની રીત.,. |
| ૧૧૧ | જીવ.. પોતે પોતાના આત્માના ધ્યાનમાં તલ્લીન થઈને... |
| ૧૧૨ | હું સંકલ્પ—વિકલ્પમય મનના પરિણામનો વિષય નથી. |
| ૧૧૩ | જ્યાંસુધી...પોતે પોતાનું સ્વરૂપ સમજીને પોતે પોતામાં ઠરે નહિ... |
| ૧૧૪ | કોઈ કોઈના પરિણામથી...કોઈ કોઈને બંધાવી કે... |
| ૧૧૫ | જ્યાં...અત્યંત ધર્માનુરાગ |
| ૧૧૬ | એ ધીર...વીર...જ્ઞાની... |
| ૧૧૭ | તું મોહના બંધનને શીઘ્રમેવ તોડી નાખ. |
| ૧૧૮ | જ્યાંસુધી...નિજસ્વભાવને પ્રાપ્ત ન કરું... |
| ૧૧૯ | જીવે પરવશપણામાં...અનંતવાર નરકમાં અનંતા દુઃખો |
| ૧૨૦ | જ્ઞાનીઓની એટલે હદ સુધી ભલામણ છે કે... |
| ૧૨૧ | રાગ-દ્વેષનો... |
| ૧૨૨ | આત્માના પરિણામનો ભેદ...પણ... |
| ૧૨૩ | ધર્મના રાગને...અને પાપના દ્વેષને...કેળવવાથી... |
| ૧૨૪ | હું માત્ર સ્વાનુભવગમ્ય છું... |
| ૧૨૫ | જેને અંતરથી રાગ છૂટે... |
| ૧૨૬ | આત્માનું જ્ઞાન...આધ્યાત્મદશા... |
| ૧૨૭ | સિદ્ધ ભગવાનનો પૂર્ણ પર્યાય થયો...તેમ... |
| ૧૨૮ | આત્મા પોતે જ જ્ઞાન છે. |
| ૧૨૯ | જેટલો...જેટલો...અજ્ઞાનનો પડદો ખસતો જાય છે .. |
| ૧૩૦ | હે આત્મન્ ! |
| ૧૩૧ | વિવેક...તે જ આત્મા છે....અને આત્મા તે જ વિવેક છે. |
| ૧૩૨ | સમ્યગ્દૃષ્ટિ જીવ. |
| ૧૩૩ | દ્રવ્યની પલટતી અવસ્થામાં... |
| ૧૩૪ | સત્ પોતે સ્વતંત્ર અને અસહાય હોવાથી... |
| ૧૩૫ | ભેદ વિવિક્ષાથી... |
| ૧૩૬ | શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતારૂપ...જેની અપ્રમત્ત જાગૃતિ છે... |
| ૧૩૭ | જે અણગારને સમદર્શિતા હોય છે... |

# શુદ્ધિપત્રક

| પાનું નં. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૯ | પ્રેમને | પ્રેમનો |
| ૧૧ | ૬ | પ્રકૃતિનો | આત્માનો |
| ૧૩ | ૨૦ | પરણત | પરિણત |
| ૧૪ | ૧૧ | મૂર્દાયાए | मर्दायाए |
| ૧૯ | ૧ | વિશેપ શક્તિ | સામાન્ય શક્તિ |
| ૨૦ | ૪ | પયદળ | પાયદળ |
| ૨૨ | ૧૦ | અંકુશે | અંકુશ |
| ૨૬ | ૧૯ | ખરાડાની | ખરડાની |
| ૩૫ | ૧ | ભદ્રિપણાનો | ભદ્રિકપણાનો |
| ૩૬ | ૯ | કહુ | કરું |
| ૩૬ | ૨૦ | સામ્યફ્જ્ઞાન | સમ્યફ્જ્ઞાન |
| ૩૮ | ૧૭ | કાંગ વૃતિઓ | કાગ વૃતિઓ |
| ૩૮ | ૩૧ | ? | ૦ |
| ૪૨ | ૧૦ | ધન્નાશાલી ભદ્રની | ધન્નાની |
| ૪૪ | ૯ | સ્વભાવની | વિભાવની |
| ૪૪ | ૧૦ | मत्रियाए | मर्दायाए |
| ૪૪ | ૩૨ | મોહેલો | માંહેલો |
| ૪૫ | ૧ | આત્મા તો | આત્માનો |
| ૪૮ | ૧૨ | ધરેડને | વિચાર |
| ૪૯ | ૩ | સાતમો(અગર સાત હજાર) | સાત હજાર |
| ૪૯ | ૯ | મારી | તમારી |
| ૫૯ | ૧૦ | કરો. | કરો ? |
| ૫૯ | ૧૩ | સાતસો (કે સાત હજાર) | સાત હજાર |

| પાનું નં. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૨ | ૧૫ | ઠાણાં | ઠાણાંગ |
| ૫૭ | ૪ | સાચા | સાચી |
| ૫૭ | ૧૬ | વિશમ | વિષમ |
| ૫૮ | ૪ | ક્યાંથા | ક્યાંથી |
| ૫૯ | ૧૨ | તે | તેં |
| ૬૧ | ૮ | તીવ | તીવ્ર |
| ૬૨ | ૧ | પ્રગટે ? | પ્રગટશે ? |
| ૬૨ | ૧૮ | પાયાનું | પાપાનુ |
| ૬૪ | ૧ | વધુ | વત્યુ |
| ૬૪ | ૧ | ચુપદ | ચૌપદ |
| ૬૪ | ૧૯ | થાય છે | થાશે. |
| ૬૬ | ૧૭ | પરિણામને | પરિણામનો |
| ૬૬ | ૧૮ | ચતન્ય ગોળાનું | ચૈતન્ય ગોળાનું |
| ૬૬ | ૨૩ | વંદે છે | વેદે છે. |
| ૬૭ | ૧૪ | વસ્તુનો | વસ્તુ તો |
| ૬૭ | ૨૨ | હયાતિ | હૈયાતિ |
| ૬૯ | ૧૨ | ગળ્થો છે | ગળ્યો છે |
| ૭૨ | ૨૨ | अमयि | अमायि |
| ૭૪ | ૪ | ભાન | ૦ |
| ૭૫ | ૧૨ | અમૃતફ્પાનથી | અમૃતપાનથી |
| ૭૬ | ૧૦ | આનંદઘન | આનંદઘન |
| ૭૬ | ૨૯ | મઢ આત્માજ્ઞાન | મને આત્મજ્ઞાન |
| ૭૮ | ૧૨ | સવર | સંવર |

| પાનું નં. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૦ | ૨૪ | સકળ | સકલ |
| ૮૬ | ૧૦ | कल्लाग मंगल्मं | कल्लाण मंगलं |
| ૮૮ | ૧૦ | કર્યું | ० |
| ૮૯ | ૨૫ | પ્રત્યગ્રે | પ્રત્યક્ષ |
| ૯૦ | ૧૩ | આત્મ જ્ઞાન | આત્મા,જ્ઞાન |
| ૯૧ | ? | હે જીવ આત્મ સ્વભાવ | જે જીવ આત્મ સ્વભાવ |
| ૯૩ | ? | સમજવાનો પ્રયત્ન કરો | સમજવાનો પ્રયત્ન કરે |
| ૯૫ | ? | ,, | ,, |
| ૯૫ | ૭ | જીવમાં | ભવમાં |
| ૯૧ | ૨૬ | સાંભલવા | સાંભળવા |
| ૯૨ | ૭ | આત્મા | આત્મ |
| ૯૭ | ૧ | શુદ્ધદેવ | ગુરુદેવ |
| ૯૭ | ૯ | રાગ | રોગ |
| ૯૭ | ૧૮ | માણીન | માનીને |
| ૯૯ | ૨ | તમારી | તમારી સાક્ષીએ બ્રહ્મચર્ય |
| ૧૦૦ | ૨૦ | દેવાદિ દેવ | દેવાધિ દેવ |
| ૧૦૪ | ૧ | નીઃતની | લૌકીક નીતિની |
| ૧૦૫ | ૩૧ | આવો | આવા |
| ૧૦૬ | ૬ | સમકિત | સમકિતી |
| ૧૦૬ | ૨૬ | परणिणणो | परण्णिणो |
| | ૨૭ | अपार्य | अप्पयं |
| | ૩૧ | से आसवा ते परिसवाझे | जे आसवा ते परिसवा, जे |
| ૧૦૭ | ૯ | पार्ष झे | पापं जे |
| ૧૦૭ | ૧૫ | झे | जे |
| ૧૦૭ | | ,, | ,, |
| ૧૧૧ | ૨૦ | કારણ પર્યાયો | કાર્ય પર્યાયો |

| પાનું નં. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૧ | ૨૯ | જ્ઞેયાથી | ક્રિયાથી |
| ૧૧૨ | ૧૭ | તૈયારી કરે | તૈયારી કરે અને પામે |
| ૧૧૬ | ૩ | રશડે છે | રખડે છે. |
| ૧૨૦ | ૮ | બન્યા | બન્યા |
| ૧૨૧ | ૧૪ | જ્ઞાનધન | જ્ઞાનઘન |
| ૧૨૨ | ૧૨ | सेवगा | सेवणा |
| ૧૨૩ | ૧૩ | જેના | જેનો |
| ૧૨૪ | ૧૮ | પૂર્વે | પૂર્વ |
| ૧૨૭ | ૪ | विंगओ | विगओ |
| ૧૨૭ | ૧૯ | આત્મર્થી | આત્માર્થી |
| ૧૨૭ | ૨૧ | એગ | અંગ |
| ૧૩૦ | ૧૪ | અધત | અદ્વૈત |
| ૧૩૦ | ૨૮ | કાળ | કાટ |
| ૧૩૦ | ૩૨ | દૂર | દૂર |
| ૧૩૧ | ૨૬ | આત્માને ઝરી | આત્માઓજ જીરવી |
| ૧૩૧ | ૨૭ | માણસને ઝરે | માણસ જીરવે |
| ૧૩૫ | ૧૫ | ઉનાદતો | ઉતારતો |
| ૧૩૫ | ૧૬ | ઘટાડતા | ઘટાડતો |
| ૧૩૬ | ૧૯ | એને | અને |
| ૧૩૬ | ૨૨ | સ્થાનમાં | સ્થાનથી |
| ૧૩૭ | ૧૪ | અજ્ઞેય | આ જ્ઞેય |
| ૧૩૭ | ૧૪ | તેનામાંથી | તેનાથી |
| ૧૪૨ | ૧૭ | જે અંતરમાં | જે અંતરમાં શુદ્ધતા થાય છે |
| ૧૪૨ | ૧૯ | એ જે | તે નિર્જરા તત્ત્વ છે. |
| ૧૪૫ | ૪ | શ્રી મૃગાપુંત્ર | શ્રી મૃગા પુત્રને |

| પાનું નં. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૬ | ૩૧ | નિર્વિધ્ય છે | નિર્વિકાર છે. |
| ૧૫૦ | ૮ | તમારો | તમારા |
| ૧૫૧ | ૯ | મહુમા | મહિમા |
| ૧૫૬ | ૨૦ | ઉદ્દાયને | ઉદાયને |
| ૧૫૯ | ૯ | મે | મેં |
| ૧૫૯ | ૩૧ | ન કરે ! | કરે ! |
| ૧૬૧ | ૩૧ | હયાત | હૈયાત |
| ૧૬૨ | ૨ | અનાદિ સાંત | સાદિ અનંત |
| ૧૬૩ | ૧૦ | રાગભાવ | સ્વભાવ |
| ૧૬૩ | ૧૧ | વિનાશ શાળી છે. | વિનાશ વાળી છે |
| ૧૬૩ | ૧૭ | ધ્રુવ | ધ્રુવ |
| ૧૬૪ | ૨૦ | સત્ પુરૂષ | સત્ પુરૂષ |
| ૧૬૫ | ૨૭ | છદો | છંદો |
| ૧૬૭ | ૧૯ | રાગસ્તા | રાગસ્તા |
| ૨૬૭ | ૨૭ | ધષ | દ્વેષ |
| ૧૬૮ | ૨૧ | ,, | ,, |
| ૧૬૮ | ૩૨ | સંવુજાદ | સંવુડસાદ |
| ૧૬૮ | ૩૩ | સુવેઈ | કુવેઈ |
| ૧૭૪ | ૫ | ચિત્ત | ચિત્તે |
| ૧૭૭ | ૨૭ | સજાનતા તે કારણે છે. | જીવનું ઉત્પાદન તે કારણ છે. |
| ૧૭૮ | ૧૯ | કરી છે. | કરે છે. |
| ૧૭૮ | ૨૮ | મરીને | મરીને |
| ૧૮૧ | ૩૦ | જ્ઞાડધન | જ્ઞાનધન |
| ૧૮૨ | ૧ | ણણો | ઐણો |
| ૧૮૪ | ૧ | નમળે | નમળે તો કદાચ લડથડીયા પણ આવે |
| ૧૮૪ | ૧૩ | ચૌભંગી | ચૌભંગી |
| ૧૮૫ | ૨૭ | એટલ | એટલે |
| ૧૮૯ | ૭ | ચીજ હશે | ચીજ ઉપર |
| ૧૮૯ | છેલ્લી | કે નહિ | + |
| ૧૯૦ | ૧૫ | आसी | कामा आसी |
| ૧૯૨ | ૭ | સમ્યગ્દર્શને | સમ્યગ્દર્શનને. |
| ૧૯૨ | ૭ | પણ ગુણની શુદ્ધતા ઉઘડતી નથી | ગુણની શુદ્ધતા ઉઘડી છે. |
| ૧૯૯ | ૧૪ | હિંમત | કિંમત |
| ૨૦૨ | ૧૬ | ઉપાદેવ | ઉપાદેય |
| ૨૦૬ | ૧ | દ્યા | દ્યો |
| ૨૦૯ | ૧૨,૧૬,૨૧ ૨૨,૨૯ | ક્ષણે અને પળે | ક્ષણે ક્ષણે |
| ૨૦૯ | ૨૦ | ઝાંવાં | ઝાવા |
| ૨૦૯ | ૨૩ | તેનું | તેના |
| ૨૦૯ | ૨૭ | પ્રતિકૂળતાજ | પ્રતિકૂળતામાં |
| ૨૧૧ | ૨૪ | હોલવુ છુ...તો ત હોલવાય ખરી ! | ઓલવું છું...તો ત ઓલવાય ખરી ! |
| ૨૧૫ | ૨૨ | મન | માન |
| ૨૧૫ | ૯ | આયાણ મંડમત્ત | આયાણ ભંડમત્ત |
| ૨૧૫ | ૨૦ | પરિણામાથી | પરિણામથી |
| ૨૧૫ | ૨૯ | પવર્તે | પ્રવર્તે |
| ૨૧૬ | ૩૧ | પાંણીનો | પાણીનો |
| ૨૧૯ | ૧૫ | છે. | છે. એમ |
| ૨૨૦ | ૧૯ | મગલાઓને | મુગલાઓને |
| ૨૨૦ | ૩૩ | ,, | ,, |

| પાનું નં | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૭ | ૨૨ | ગત્રી | મૈત્રી |
| ૨૨૭ | ૨૬ | जीवाथी | जीवा |
| ૧૨૮ | ૨ | अस्सि | असिं |
| ૨૨૯ | ૭ | પાપમાં | પાયામાં |
| ૨૨૯ | ૨૬ | त जहा | तं जहा |
| ૨૩૦ | ૩ | ન જ્ઞાનથી | પરથી |
| ૨૩૨ | ૫ | नाहं | नाडं रमे |
| ૨૩૨ | ૧૬ | ખ્યાલમાં | ખ્યાલ |
| ૨૩૪ | ૨૭ | પ્રયોગ્ય | પ્રાયોગ્ય |
| ૨૩૬ | ૧૪ | અથયા | અથવા |
| ૨૪૨ | ૨૮ | શ્રત | શ્રુત |
| ૨૪૯ | ૨૦ | પૈસા | પૈસા |
| ૨૫૬ | ૨૦ | સાગરથી | સાગરથી |
| ૨૫૬ | ૨૪ | પુરૂપાર્ય | પુરૂષાર્થ |
| ૨૬૦ | ૧૨ | દુઃખશયા | દુઃખશૈયા |
| ૨૬૦ | ૧૪ | સમ્યકત્વ જ્ઞાન | સમ્યક્જ્ઞાની |
| ૨૬૩ | ૩૧ | કલેપિત | કલુષિત |
| ૨૬૩ | ૩૨ | ,, | ,, |
| ૨૬૪ | ૨૪ | शिरीकरणे | थिरीकणे |
| ૨૬૪ | ૧૭ | પરંપાંસંડ સંપવો | પરપાસંડ સંથવો |
| ૨૬૪ | ૧૯ | निकलयं | निकंखियं |
| ૨૬૬ | ૨ | નયનો | નવનો |
| ૨૬૮ | ૧૭ | વૈશ્યની | વૈશ્યની |
| ૨૭૦ | ૫ | નિઃ શક્તિ | નિશંકિત |
| ૨૭૦ | ૭ | સત્વ | સત્ |
| ૨૭૧ | ૫ | વીયના | વીર્યના |
| ૨૭૧ | ૨૩ | અપવિત | અપવિત્ર |
| ૨૭૧ | ૨૩ | વિયોગ્ય | વિયોગ |
| ૨૭૪ | ૬ | શુદ્ધ કરે છે | શુદ્ધ છે |
| ૨૭૫ | ૯ | ગંભીર | ઘેર ગંભીર |
| ૨૭૬ | ૧૬ | અનાત્માના | આત્માના |
| ૨૮૬ | ૨૭ | દુભવ્યો | દુભંવ્યો |
| ૨૮૮ | ૧૭ | કર્કહે | કર્કશ |
| ૨૮૮ | ૧૮ | જીવવા | જીવને |
| ૨૯૧ | ૧ | જમવાના | જન્મવાના |
| ૨૯૨ | ૩ | પણ | ૦ |
| ૨૯૩ | ૫ | આમત્પરિણામમાં | આત્મ પરિણામમાં |

(ભૂલ)

૧૯૨ ૪ પરોક્ષનું પ્રત્યક્ષ થાય છે. વ્યવહારમાંથી નિશ્ચય સમ્યકદર્શન એટલે પ્રત્યક્ષ સમ્યકદર્શનમાં આવી શકાય છે. પણ પરોક્ષ સમ્યક્દર્શન પ્રત્યક્ષ સમ્યક્દર્શનમાં લઈ જશે નહિ. પણ પોતે પોતાના ઉપાદાનથી પ્રત્યક્ષ સમ્યક્દર્શનમાં જશે ત્યારે પરોક્ષ સમ્યકદર્શન ને નિમિત્ત કહેવાશે.

શુદ્ધિ

પ્રથમ એટલું યાદ રાખવું કે જ્ઞાનમાં જ પરોક્ષ પ્રત્યક્ષપણું હોય છે. પણ સ્વાનુભવ રૂપ સમ્યકદર્શનમાં માત્ર પ્રત્યક્ષપણું જ હોય છે ભલે પછી તે સમ્યકદર્શન લબ્ધ રૂપ વેદનમાં હોય કે સર્વ ગુણ સાથે નિર્વિકલ્પ વેદન સ્થિતિમાં હોય ગુણગુણીની અભેદતાની

| પાનું નં | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | મોજ મજા માણતું હોય ધ્યાન રૂપે હોય. ચોથે, પાંચમે છઠ્ઠે સાતમે કે ઠેઠ સિદ્ધમાં હોય છતાં તે દરેકમાં સમ્યકદર્શન તો સર્વ અવસ્થા ટાળે પ્રત્યક્ષ છે. |
| ૨૯૩ | ૨૧ | અપૂર્વકરણમા | અપૂર્વકરણમાં |
| ૨૯૯ | ૧૧ | મોંહની રૂપ | મોહનીય રૂપ |
| ૩૦૦ | ૧૯ | આવ્યા છ. | આવ્યા છે. |
| ૩૦૩ | ૧૮ | ज्ञाण | ज्ञान |
| ૩૦૪ | ૫ | તીર્થંકરો પાસે પાસે | તીર્થંકરો પાસે |
| ૩૦૫ | ૭ | झियावइ | झियायइ |
| ૩૦૫ | ૮ | अप्पोवमण्डवम्मि | अप्कोवमण्डवम्मि |
| ૩૧૦ | ૬ | કહેવાસે | કહેવાશે. |
| ૩૧૧ | ૨ | કેઈપણ | કોઈપણ |
| ૩૧૧ | ૧૮ | પરભવની | પરભાવની |
| ૩૧૩ | ૧૯ | સમ્યકક્ષાન | સમ્યકજ્ઞાન |
| ૩૨૬ | ૨૧ | नार्यो | नाया |
| ૩૩૫ | ૮ | વિયાર | વિચાર |
| ૩૪૧ | ૬ | ચંશમાં | અંશમાં |
| ૩૪૪ | ૫ | ખરો | ખરી |

| પાનું નં | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪૧ | ૧૧ | નગોણે | નગીણે |
| ૩૬૨ | ૧૮ | હોય છે. | હેય છે. |
| ૩૬૫ | ૬ | અરે | અને |
| ૩૬૯ | ૧૪ | ખોટનો | ખોટાનો |
| ૩૭૧ | ૨૨ | જેમ છે | જેમ છે તેમ |
| ૩૭૭ | ૨૩ | કહ્યો | કહ્યા |
| ૩૮૦ | ૨ | ક્ષયોયશમભાવ | ક્ષયોપશમભાવ |
| ૩૮૦ | ૯ | ભર્વના | ભવના |
| ૨૮૩ | ૫ | ઉંદવલોક | ઉર્ધ્વલોક |
| ૩૮૩ | ૨૨ | સાતમો | સાતમે |
| ૩૮૬ | ૯ | મહિતાથી | મહિનાથી |
| ૩૮૭ | ૨૮ | રાગ–દ્વષ | રાગદ્વેષ |
| ૩૯૧ | ૭ | બળવાન પણ | બળવાન ભાવના પણ |
| ૪૦૦ | ૧૮ | ચેતન્ય | ચૈતન્ય |
| ૪૨૫ | ૧ | દ્વષ | દ્વેષ |
| ૪૨૬ | ૨૫ | દ્વષ | દ્વેષ |
| ૪૨૭ | ૨૫ | ચતન્ય | ચૈતન્ય |
| ૪૨૮ | ૨૬ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૪૩૪ | ૧૯ | ભુનિની | મુનિની |



ગાંધી મનસુખલાલ ચત્રભુજ. ટંકારા



નિર્વાણ તિથિ : વિ. સં. ૨૦૨૪ આસો વદ ૧ શુક્રવાર તા. ૨૨-૧૦-૬૮

શાહ જીવરાજ મુલચંદ



જન્મ
સંવત ૧૯૩૧ના આસો સુદ ૫
તા. ૫-૧૦-૧૮૭૫

સ્વર્ગવાસ
૨૦૧૭ના ભા. વ. ૭ને રવિવાર
તા. ૧-૧૦-૬૧

## વ્યાખ્યાન નં. ७१

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૩, સોમવાર, તા. ૧૫-૯-૫૮

### સમ્યક્ પ્રતીતિ-જ્ઞાન-રમણતા....અને....
### તેમાં તપતા જેવું....તે પ્રતપન...
### એ ચારેયની ઐક્યતા....તે મોક્ષમાર્ગ...

ઉ. સૂત્ર, ૧૮ મું અધ્યયન, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

હવે અહીં બીજી ગાથા ઉપડે છે. શરૂ થાય છે.

આ બીજી ગાથામાં આઠ શબ્દો છે.

**हयाणीए[२] गयाणीए[३], रहाणीए[४] तहेवय[५] ।**

**पायताणीए[६] महया[१] सव्वओ[७] परिवारिये[८] ॥**

આમ ક્રમેક્રમે આઠ શબ્દો ગોઠવી દેવા, પછી અર્થ કરવો.

૧. '**महया**' એટલે મોટામાં મોટી.

૨. '**हयाणीए**' એટલે અશ્વદળ.

૩. '**गयाणीए**' એટલે હાથી દળ.

૪. '**रहाणीए**' એટલે રથ દળ.

૫. '**तहेवय**' એટલે તેમજ.

૬. '**पायताणीए**' એટલે પાયદળ.

૭. '**सव्वओ**' એટલે ચારે બાજુથી.

૮. '**परिवारिये**' એટલે ઘેરાયેલો.

અશ્વદળ, હાથીદળ, રથદળ, તેમજ પાયદળ એ ચારે પ્રકારની મોટામાં મોટી સેનાથી ઘેરાયેલો (શિકાર કરવાનો શોખ હોય તો એકલો જાય...અગર બે-ચારને સાથે લઈને જાય પણ આ તો પોતાની સર્વ સેના સાથે લઈને જાય છે.) રાજા નગરની બહાર નીકળ્યો.

નામ સંયતિ છે, પણ કર્તવ્ય શિકારના છે. નામે કરી જગતમાં શ્રેષ્ઠ ગણાતા હોય, સારા કહેવાતા હોય, પણ તે નામ કલ્યાણકારી...હિતકારી નથી, પણ ગુણ જ કલ્યાણકારી...હિતકારી છે. નામે સંયતિ છે, પણ ગુણે સંયતિ નથી. એવો તે રાજા શિકાર કરવા નીકળ્યો, અને તે રાજાને શિકાર કરવાના...ફરવાના...ઘણા ઉદ્યાનો હતા... પણ આ રાજા તો કાંપિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં કે જ્યાં દ્રાક્ષના મંડપ

નીચે, શીતળ છાયામાં જ્ઞાની...ધ્યાની...ગર્દભાળી મુનિ બિરાજે છે, ત્યાં તે જાય છે. રાજાને...મુનિ બેઠા છે તેની ખબર નથી. પણ આ રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ છે.

ન્યાયશાસ્ત્ર કહે છે કે...રાજા તો અનાથનો નાથ હોય, રાજા તો નિરાધારનો આધાર હોય, રાજા તો અશરણનો શરણ હોય, રાજા તો સદા નિર્બળનો પક્ષકાર હોય, રાજા તો અન્યાયીનો યમરાજ હોય, રાજા તો અપરાધીઓનો રાક્ષસ હોય. રાજા એ...પિતા પણ છે, અને રાજા એ...માતા પણ છે. નિષ્ઠુર, કર્તવ્યહીન એવા પોતાના બાળકોને કે પ્રજાને તે ધમકાવે અને તેથી ન માને તો મારે પણ ખરો. રાજા પિતાનો સ્વાંગ સજે. બીજી તરફ માતા પણ છે. તેના અંતરમાં બાળકરૂપ પ્રજા પ્રત્યે દૈવી પ્રેમનો શ્રોત કહેતા પ્રવાહ વહેતો હોય. સંસાર કાવાદાવાનો કારાગૃહ છે. રાજા અનિષ્ટ ઉપર ક્રોધ પણ કરે....પણ અનિષ્ટ ભાજન પ્રત્યે તેના દિલમાં પ્રેમ હોય...ક્રોધ ભૂંડો છે....પણ ક્રોધી પ્રત્યે પ્રેમ હોય.

રાજા પોતાની વ્યવસ્થાને માટે તમારી પાસેથી ભાગ પણ માગી શકે છે. રાજાની સેવા પ્રજાને માટે એવી હોય.. કે તમો હોંશે હોંશે તેને અમુક ભાગ આપો. તમારી પાસેનો ભાગ એના એશ-આરામ માટે નથી. પણ ભંડારો ભરી રાખવા માટે છે. તેની સમૃદ્ધિ તે પ્રજાની સમૃદ્ધિ છે. આપત્તિકાળે તે પ્રજાના રક્ષણ માટે છે. છતી સમૃદ્ધિએ રાજાએ તો તપ કરવાનું છે, સંયમ જાળવવાનો છે. હવે તે તપ અને સંયમ જ્યાંસુધી તેની પાસે હોય ત્યાંસુધી પ્રજાએ પ્રેમભાવે આપેલી સંપત્તિઓનો તે સ્વામી છે. તપ અને સંયમ વગરનો રાજા પ્રજાના ભાગનો પોતાને માટે એશ-આરામમાં ઉપયોગ કરે તો...તે રાજા નથી. ત્યારે તે કોણ છે? ...ન્યાયશાસ્ત્ર કહે છે...કે...તે ભિખારીનો પણ ભિખારી છે. કારણ કે તે ભાગ લેતો નથી પણ ભીખ લે છે. સામાન્ય ભિખારીઓ તો એક ઘેર હાથ પ્રસારી પેટ ભરી લે છે...પણ આ તપ-સંયમ વગરનો ભિખારી નિર્લજતાથી ઘેર ઘેર હાથ પ્રસારી ભીખ લે છે...છતાં પેટ ભરાતું નથી. રાજા પ્રજાનું રક્ષણ કરે...પ્રજા તેને સહાય આપે...આમ બન્નેનો પરસ્પર ધર્મ છે.

સંયતિ રાજા ગર્દભાળી મુનિના સમાગમે ન્યાયધર્મ, રાજધર્મ, પ્રજાધર્મ તથા લોકોત્તર આત્મધર્મને પામી જવાનો છે. પણ વર્તમાન શિકાર કરવા આ રાજા સેના લઈને નીકળી પડ્યો છે. અને જે ઉદ્યાનમાં મુનિ બિરાજે છે તે તરફ સેના લઈને આ રાજા ચાલ્યો જાય છે. જંગલમાં ખાવા બેઠા હોઈએ અને મુનિ ભેટે તો કેટલો આનંદ થાય? ન પૂછો વાત.

આ ગાથા ભાવ ઉપર ઉતારે છે. સંયતિ રાજા સમાન આત્મા પોતે અસંખ્ય પ્રદેશમાં રહેલો ચતુરંગી સેનારૂપ અંદરની ચાર પ્રકારની સેના લઈને શોધક દૃષ્ટિએ ઉપડે..શોધક દૃષ્ટિની સાથે ચાર ગુણ સહિત અનાદિકાળના અવગુણના અભ્યાસનો જો

શિકાર કરવા નીકળે...અઢાર પાપનો ત્યાગ કરવાની તાલાવેલીથી નીકળે...તો સત્સમાગમે તેવા જીવોનું કામ સાવ સુગમ થઇ જાય. ચતુરંગી સેનારૂપ ચાર ગુણો સહિત એટલે ...પ્રથમ યોગ્યતારૂપ ભૂમિકાએ આવવું જોઈએ. એ ઊંચામાં ઊંચી વસ્તુ પામવાની યોગ્યતાવાળા ગુણો શોધક દૃષ્ટિની સાથે વર્તમાન પોતામાં હોવા જોઈએ.

આ રાજા યોગ્યતાની ભૂમિકામાં આવી જશે. યોગ્યતાવાળા ગુણો આ રાજામાં પ્રગટી જશે. અથવા આ રાજામાં યોગ્યતાવાળા ગુણો આવતા જાય છે. કારણકે સંત કે વીતરાગી મુનિ સામે અવ્યક્તપણે ચાલ્યો જાય છે. અથવા જે ભાવે મનુષ્યપણું પામ્યો છે...તે ગુણો વર્તમાનમાં પ્રગટતા જાય છે.

ચેત...ચેત...ઊંચામાં ઊંચી વસ્તુ પમાય ક્યારે? મોક્ષને અપાવે એવી ઉંચામાં ઉંચી વસ્તુ પમાય ક્યારે? યોગ્યતાવાળા ગુણો વર્તમાન પોતામાં હોય ત્યારે...

કયા કયા ગુણો હોય?

(૧) પ્રકૃતિનું ભદ્રિકપણું...એ અશ્વદળ...

(૨) પ્રકૃતિનું વિનીતપણું...વિનયપણું...એ ગજદળ...

(૩) પ્રકૃતિની લૌકિક અનુકંપા...એ રથદળ...

(૪) પ્રકૃતિનું અમત્સરભાવપણું...એ પાયદળ...

આ ચાર સેના લઇને ઉપડે જે ભાવે મનુષ્યપણું મળ્યું છે. તે ભાવ જો વર્તમાનમાં હોય...તો....તે યોગ્યતારૂપી ભૂમિકામાં આવેલો છે.

યોગ્યતાવાળા ગુણો વર્તમાન પોતામાં હોય ત્યારે ઊંચામાં ઊંચી વસ્તુ પામી શકાય. આ ત્રિકાળ શાશ્વત નિયમ છે.

એટલે...જીવ પ્રકૃતિનો ભદ્રિક હોવો જ જોઇએ. આ ન હોય તો તેને કેવળી પણ સમજાવી ન શકે. પ્રકૃતિનો ભદ્રિક હોય તોજ ઊંચી વસ્તુ પામી શકે.

આ રાજા....પ્રકૃતિનું ભદ્રિકપણું—વિનયપણું—અનુકંપાપણું—અમત્સરભાવપણા રૂપ ચાર પ્રકારનું મોટું સૈન્ય લઈને ઉપડયો છે. તથા બહારનુ પણ મોટું સૈન્ય લઇને ઉપડયો છે. તેને સત્નો સમાગમ થઈ જશે. અને યોગ્યતાને લઈને આ રાજા રાજધર્મ—નીતિધર્મ—પ્રજાધર્મ—લોકોત્તરધર્મ—લૌકિકધર્મ—તથા આત્મધર્મને પામી જશે.

રાજા તો પામી જશે. પણ...હે ભવ્ય જીવો! તમે (અમો) અંતરંગ સેના લઈને ઉપડો.

પ્રકૃતિનું ભદ્રિકપણું એટલે....આ જગતમાં, આ શહેરમાં, આ નગરમાં, તમારી અમારી નિંદા—હાંસી—મશ્કરી—અપકીર્તિ થતી હોય, અથવા કોઈ ભલો કહે છે....કોઈ બુરો કહે છે....કોઈ કપટી કહે છે...કોઈ માની કહે છે....કોઈ વ્યભિચારી કહે છે....કોઈ પાપી કહે છે. છતાં દરગુજર કરે...જતું કરે...એ બધાય ને જતા કરે...અને પછી

પોતે પોતાના જ્ઞાનમાં જાણે કે મારા માટે કોઈ કાંઈ બોલતું નથી.. એમ જાણી ઉપેક્ષા કરે, જાતો કરે.

દૃષ્ટાન્ત :–હાથીને કોઈ પથ્થર મારે, તેની ધાર હાથીને લાગે, છતાં તે હાથી મારનારની સામે જોતો નથી..પણ તેની ઉપેક્ષા કરે છે. એટલે જતો કરે છે. વળી હાથી શહેરમાં ચાલ્યો જતો હોય...તેની પ્રચંડ કાયા જોઈને શેરીના કૂતરા ભેગા થઈને ભસતા હોય છતાં હાથી તેની સામે લક્ષ ન કરે. પણ ભસતા કૂતરા સામે ઉપેક્ષા કરે.... એટલે તેની સામે જુએ પણ નહીં....

એ જ પ્રમાણે પ્રકૃતિનો ભદ્રિક..,પોતાની કોઈ નિંદા કરતા હોય–હાંસી કરતા હોય–મશ્કરી કરતા હોય–અપકીર્તિ બોલતા હોય–આંગળી ચીંધે છતાં તેને જતો કરે. હૃદયમાં ડંખ પણ ન રાખે. જતો કરે તો જ વીતરાગનો ધર્મ પ્રગટે..પ્રગમે..અને જો હૃદયમાં ડંખ રાખીને બેસી રહે. અથવા હૃદયમાં ડંખ રાખે તો..વીતરાગનો ધર્મ તમોને–અમોને પ્રગટે તેમ નથી..પ્રગમે તેમ નથી..

પ્રકૃતિનો ભદ્રિક આત્મા પોતાના નિમિત્તે કોઈને પણ ક્રોધ થવા ન પામે તે માટે પૂરેપૂરી સાવધાની રાખે. (સાવધાની રાખ્યા છતાં ક્રોધ થઈ જાય તો તે વાત જુદી છે.) અને ક્રોધીના ક્રોધમય ભાવોને તથા ક્રોધને જતો કરે..તેની ઉપેક્ષા કરે.. દીકરા..હમણાં તો જતો કરૂં છું પણ મારો વખત આવશે ત્યારે બરાબર હું તને જોઈ લઈશ. હૃદયમાં આવો છૂપો ડંખ રાખે તો તે કેવળી ભગવાને પ્રરૂપેલા ધર્મને સાંભળવા કે ધર્મને પામવાને લાયક નથી. નિંદા થતી હોય ત્યારે તે પ્રકૃતિનો ભદ્રિક આત્મા તેમાંથી ન્યાય કાઢી લે છે.

દૃષ્ટાંત :–અપાત્ર શિષ્ય હોય..અને ગુરુ કારણસર તેના ઉપર જ્યારે કોપ કરે એટલે કે શિષ્ય ભણે નહિ, સ્વાધ્યાય ધ્યાન કરે નહિ, સાધુના આચાર–વિચારમાં બરાબર રહે નહિ. એવા કારણસરને લઈને ગુરુ કોપ કરે, ત્યારે અપાત્ર શિષ્ય કહે કે.. ગુરુની બુદ્ધિ બગડી ગઈ છે. "સાઠે બુદ્ધિ નાઠે" એ કહેવત પ્રમાણે ગુરુની બુદ્ધિ નષ્ટ થઈ ગઈ છે. પણ જો પાત્ર શિષ્ય હોય તો તે એમ કહે કે મને દિક્ષા લીધા પંદર કે વીસ વર્ષ થયાં અને મને બોધ થવા માટે ગુરુદેવ હરવખત મીઠી પદ્ધતિથી કહેતા હતા પણ આજે તો ગુરુદેવને મીઠી પદ્ધતિ મૂકીને કડક પદ્ધતિ લેવી પડી, તેમાં મારું હિત જ હશે. જરૂર કાંઈક મારામાં અપાત્રતા જોઈ હશે. તેથી જ ગુરુદેવને આ કડકાઈની રીત લેવી પડી. આમ..ગુરુદેવનો દોષ નહીં જોતાં પોતાનો જ દોષ જુવે. પોતાનો જ દોષ જુવે તે એમ સમજે..જુવે...કે આવી કડકાઈની પદ્ધતિ લેવાથી મારી પાત્રતા જરૂર ખુલશે..ઉઘડશે..એમ ગુરુદેવને લાગ્યું હશે તેથી જ કડકાઈવાળી પદ્ધતિ લેવી પડી હશે. આવી રીતે પ્રકૃતિનો ભદ્રિક જીવ પોતાનો જ દોષ જોઈને સરલ થઈ જાય છે.

પ્રકૃતિનું ભદ્રિકપણું તે હાથમાં રહેલી તલવાર સમાન છે. અને પ્રકૃતિનું ક્રોધીલાપણું તે હાથમાંથી છૂટેલી તલવાર બરોબર છે. પ્રકૃતિના ભદ્રિકપણાના અભાવે જ્ઞાન અને વિવેકનો અભાવ હોય છે. પણ જો પ્રકૃતિનો ભદ્રિક હોય અને યોગ્યતાપૂર્વક શોધકદૃષ્ટિમાં અને પાત્રતામાં આવ્યો હોય તો તે સરલ જીવ જ્ઞાનને...વિવેકને પામી જાય.

આમ..અનાદિના કર્મ કાષ્ટને કાપવાના લક્ષે શોધકદૃષ્ટિપૂર્વક પ્રકૃતિના ભદ્રિકપણારૂપ-વિનયપણારૂપ-અનુકંપારૂપ-અમત્સરપણારૂપ આદિના અંદરના સૈન્યને લઈને સત્પુરુષની સન્મુખ થાય તો સત્પુરુષ તેને મોક્ષનું સ્વરૂપ સમજાવે; અને પેલો જિજ્ઞાસુ જીવ, પાત્રતાવાળો પ્રાણી સમજી પણ જાય. કારણકે યોગ્ય જીવ સમજી જાય.. અને વસ્તુને પામી જાય.

તમે કોની સન્મુખ થયા છો? તમારી સન્મુખને? તે શોધકદૃષ્ટિપૂર્વક ચાર પ્રકારનું અંદરનું સૈન્ય લઈને થયા છો? કે એમને એમ?

એને જ્ઞાની સમજાવે છે કે..મોક્ષ માર્ગમાં પ્રથમ કોની જરૂર છે? સમ્યક્ શ્રદ્ધાની જરૂર છે. સમ્યક્ શ્રદ્ધા એ જ જૈન શાસનનો પાયો છે. અખંડ આત્માનો વિશ્વાસ એ જ જૈન શાસનનો પાયો છે. વિકાર ભાવનો પક્ષ તે સંસારનું કારણ છે. જેનો પક્ષ..તેનો લક્ષ..વિકારી ભાવોનો પક્ષ અને લક્ષ તે સંસારનું કારણ છે. અને અવિકારી ભાવોનો પક્ષ અને લક્ષ તે પરંપરાએ મોક્ષનું કારણ છે, અને મોક્ષનું ફળ આપે છે.

જે સ્વરૂપ પોતાનું છે તેને અભેદપણે લક્ષમાં લઈને સ્વ-સ્વરૂપમાં ટકવું તે જ સમ્યગ્દર્શનને પામવાનો ઉપાય છે.

નિશ્ચય જ્ઞાન આત્માના સ્વભાવમાં છે.
તે નિશ્ચય જ્ઞાનસ્વરૂપ સ્વ-પર પ્રકાશક છે.
સ્વને સ્વમાં પ્રકાશે..અને..પર ને પરમાં પ્રકાશે.
નિશ્ચય શ્રદ્ધા આત્માના સ્વભાવમાં છે.
તે આખા આત્માને લક્ષમાં લે છે.
નિશ્ચય ચારિત્ર આત્માના સ્વભાવમાં છે.
તે આત્માને આત્મસ્વભાવમાં સ્થિર કરે છે.
નિશ્ચય તપ આત્માના સ્વભાવમાં છે.
તે આત્માને સ્વભાવમાં દેદિપ્યમાન કરે છે.
નિશ્ચય શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર-તપ હોય..ત્યાં..સાચા દેવ-ગુરુ-ધર્મનું નિમિત્ત હોય.
વ્યવહાર શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર-તપ તે પુણ્યબંધનું કારણ છે.

નિશ્ચય શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર–તપ તે નિર્જરાનું કારણ છે.

નિશ્ચય શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર–તપ આવે ત્યારે...વ્યવહાર શ્રદ્ધા–જ્ઞાન–ચારિત્ર–તપ હોય જ...અને તે હોય તો તે નિશ્ચયથી પુણ્યબંધનું કારણ છે, અને વ્યવહારે તે શ્રદ્ધાદિ નિર્જરાના હેતુ કહેવાય છે.

જ્ઞાન કહેતાં સ્વ–પર પ્રકાશક એવી આત્માની શક્તિ.

શ્રદ્ધા કહેતાં આત્માનો અખંડ અનુભવ.

ચારિત્ર કહેતાં સ્વભાવની સ્થિરતા.

તપ કહેતાં આત્માના ગુણોનું પ્રતપન.

આ ચારને ઉત્તમ માર્ગ કહેલ છે. તે માર્ગને પ્રાપ્ત થયેલો ભદ્રિક જીવ ચારેયની ઐક્યતાને સાધતા સાધતા જરૂર મોક્ષને પામે. આ ચારેયની ઉત્કૃષ્ટ આરાધના કરી અનંતા જીવો મોક્ષને પામ્યા છે. અને વર્તમાન મહાવિદેહ ક્ષેત્રમાં આ ચારેયની ઉત્કૃષ્ટ આરાધના કરી મોક્ષને પામે છે. ચોરાસી હજાર વર્ષ પછી આ ક્ષેત્રે પણ જ્ઞાનાદિ રત્નચારની ઉત્કૃષ્ટ આરાધના કરી મોક્ષને પામશે. મોક્ષ માર્ગનું સેવન કરે તો તેનું ફળ મોક્ષ છે. એમ સંતો કહે છે.

આત્માની પરિપૂર્ણ શુદ્ધતાનો જે માર્ગ તે મોક્ષનો માર્ગ. અને સાધુ મોક્ષના માર્ગને સેવે છે. અને મોક્ષ ન મળે તેમ બને નહિ. પણ મોક્ષ માર્ગના સેવનનું ફળ જે નિર્વાણ તેને તે પામે. નિર્વાણની પ્રાપ્તિ થવી તે મોક્ષમાર્ગના સેવનનું ફળ છે.

સમ્યક્‌પ્રતીતિ–જ્ઞાન–રમણતા–અને તેમાં તપતા જવું તે પ્રતપન..એ ચારેયની ઐક્યતા તે મોક્ષ માર્ગ. અને તેની આરાધનાથી જીવ મોક્ષને પામે.

પહેલાં ચિત્ત–સમાધિ અને પછી સમાધિમરણ. સમ્યગ્‌દર્શન–જ્ઞાન સહિત સ્વરૂપ રમણતામાં સ્થિરતાનું વેદન તેનું નામ તે ચિત્ત સમાધિ.

જંગલમાં બેઠા હોઈએ..અને સાથોસાથ આત્મસમાધિમાં સ્થિર હોઈએ...અને સિંહ–વાઘ શરીરને ખાઈ જાય..એવા પ્રસંગો બજે છતાં સમાધિનો ભંગ ન થાય. એવી દશામાં દેહ ત્યાગ તે સમાધિ મરણ છે. પંડીતવીર્ય–જ્ઞાનવીર્ય–અબાલવીર્ય–સકામવીર્ય સહિત જ્ઞાન–સમાધિ–સ્વરૂપ રમણતામાં છેલ્લી વખતે અંતિમ દેહને છોડીને સિદ્ધ પર્યાય પ્રગટે છે. તે સમાધિમરણ છે. ત્યાંજ સમાધિનું સુખ છે.

પૂર્ણ સ્વરૂપ સમાધિ એટલે સાદિ અનંત કાળ..અનંતસુખમાં સદાને માટે ટકવું તે પૂર્ણ આત્મ સમાધિ છે.

આત્માનો સ્વભાવ કેવો છે? તો કહે છે કે અખંડ આનંદ સુખ સ્વરૂપ છે. પૂર્ણ શુદ્ધતાની શ્રદ્ધા–જ્ઞાન–સ્થિરતા અને તેમાંજ પ્રતપન એવી શક્તિરૂપ જે મોક્ષ.. તે પ્રગટ થતાં છેલ્લી વખતે અંતિમ દેહ સમાધિમરણે છોડીને સિદ્ધ દશા પ્રગટે છે.

તે દશાનો સ્વાદ–આનંદ–સુખ–સ્વરૂપની લહેજત અનંત કાળ સુધી બેઠા બેઠા ભોગવ્યા કરે..ભોગવટો લીધા કરે..તોય ત્રણ કાળમાં જરાય ખૂટે નહિ. એટલું જ નહિ પણ શાસ્ત્રકાર કહે છે કે..સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો એટલે સર્વે અર્થ જેણે સિદ્ધ કરી લીધો છે એવા દેવતાઓને સિદ્ધશીલા ફક્ત બાર જોજન પોતાના સર્વાર્થસિદ્ધ વિમાનથી ઊંચી છે. પોતાની ઉપર જ રહેલું સિદ્ધનું સુખ મેળવવા માટે એવા દેવોને પણ માનવ દેહમાં આવવું પડે છે.

તેવો દેહ વર્તમાન તમોને–અમોને મળ્યો છે. એ દેહ દ્વારા સિદ્ધનું સુખ મેળવવા માટે વર્તમાન સમાધિમરણે દેહને છોડે તો તે સમાધિમરણના ભાવના જોરે એકાદ ભવ કરીને સિદ્ધના સુખને પામે.

હવે આ બીજી ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવે છે. જે જીવ અંદરનું ચાર પ્રકારનું સૈન્ય લઈને એટલે કે પ્રકૃત્તિનું ભદ્રિકપણું, વિનયપણું, અનુકંપાપણું. અને અમત્સરભાવપણું લઈને ઉપડે તો તે જીવ સત્‌ના સમાગમે સાચી વસ્તુને પામી જાય.

ૐ શ્રી સત્‌સ્વરૂપાય નમઃ



## વ્યાખ્યાન નં. ૭૨

સં. ૨૦૧૪, ભાદરવા સુદ ૪, મંગળવાર, તા. ૧૬–૯–૫૮

### ભદ્રિક બનો..
### ધર્મ પામી..તેને આરાધી..સુખી થાવ.

આ સંયતિ રાજા બહારથી (૧) અશ્વદળ (૩) ગજદળ (૩) રથદળ (૪) પાયદળ એમ ચાર પ્રકારનું લશ્કર તથા અંદરમાંથી (૧) પ્રકૃત્તિનું ભદ્રિકપણું (૨) વિનયપણું (૩) લૌકિક અનુકંપાપણું (૪) અમત્સરપણું એ ચાર પ્રકારનું લશ્કર એમ એ બન્ને પ્રકારનું લશ્કર લઈને શિકાર કરવા નીકળી ગયો છે. તે રાજાનું ભાવિ ઘણું ઉજ્વળ હોવાથી કામ્પિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં કે જ્યાં ગર્દભાળી મુનિ બેઠા છે, તે તરફ તેનું પ્રયાણ થઈ રહ્યું છે.

હવે આ ગાથા આત્મા ઉપર ઉતારે છે.

સમ્યક્‌જ્ઞાન—દર્શન-ચારિત્ર એ રત્નત્રય પામ્યા પહેલાં પ્રકૃતિના ભદ્રિકપણારૂપ-વિનયપણારૂપ-અનુકંપારૂપ અમત્સરપણારૂપ એ ચાર બોલનું સેવન હોવું જોઈએ. અથવા તે ચાર ગુણ હોવા જ જોઈએ. "**पगइ मदीयाए**" એટલે મંદ કષાય.

મંદ કષાયવાળા જીવને દ્રવ્ય-ગુણ-પર્યાયનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વરૂપ સમજાવતાં... સમજાવનાર ઉપર તે જીવ તીવ્ર કષાય નહીં કરે. અને પોતે કદાચ ન સમજી શકે છતાં સમજાવનારના કડકાઈવાળા વચન સાંભળીને તીવ્ર કષાય નહિ કરતાં ભદ્રિક રહે છે. પણ જો તીવ્ર કષાયવાળો હોય તો સામાનો દોષ કાઢે.

સંસારમાં પણ અપાત્ર છોકરો (દીકરો) હોય તે એમ કહે કે "સાઠ વર્ષે ડોસાની બુદ્ધિ સાવ બગડી ગઈ છે." પણ જો છોકરો પાત્ર હોય. પ્રકૃત્તિનો ભદ્રિક હોય તો તે એમ જ કહે કે...મારા બાપુના મુખેથી કોઇ દિવસ ક્રોધવાળી કડક ભાષા મેં સાંભળી નથી...પણ આજે કાંઈને કાંઇ મારાથી ગુન્હો થયો હશે. અને મારો ગુન્હો આજ રીતિએ છૂટવાનો હશે...નહીં તો મારા બાપુ કડકાઈ કરે નહિ. કડક ભાષા બોલે નહિ...એમ...પ્રકૃત્તિનો ભદ્રિક છોકરો પોતાનો દોષ જુએ તો તે દોષથી છૂટી જાય, અને સરલ થઈ જાય. પણ જો અયોગ્ય, અપાત્ર હોય, પ્રકૃત્તિનો જો ક્રોધીલો હોય...તો બાપુનો દોષ જુવે, અને તીવ્ર કષાયમાં આવી જાય, અને ન બોલવાના વચનો બોલી નાખે...બાપુને સંભળાવી દે....તો ત્યાં સરળતા ક્યાં રહી? ન રહી. તેથી આત્માના ધર્મને પામી શકે નહીં. પણ સરળતાથી દોષ ટાળે તો આત્માના ધર્મને પામે. અને જ્યાં સરળતા રહેતી હોય...તે દોષને ટાળી..સરળ થઈ..જરૂર આત્માના ધર્મને પામી શકે છે.

ધર્મ પામવા માટે પ્રકૃતિના દોષને ટાળી સરળતા લાવ્યા વિના છૂટકો નથી. પ્રકૃત્તિના ભદ્રિકપણા વિના (ક્રોધીલાપણું છે, તે ટાળ્યા વિના) ધર્મરૂપી નગરીમાં પ્રવેશ કરવાનો અધિકારી નથી. શાંત-સુંવાળી-નરમ-સરળ પ્રકૃતિ વિના ધર્મ કરવાનો અધિકારી નથી. પ્રકૃતિ શાંત-સરળ-સુંવાળી-નરમ હોય તો તે જીવ ધર્મ પામવાનો અધિકારી છે. આ રાજા ધર્મ પામવાનો અધિકારી થવાનો છે. પ્રકૃતિનો સુંવાળો, સરળ, શાંત, નરમ થયો ન હોય તો તે સૂત્રો ભણવાને કે ભગવતી સૂત્ર વાંચવાનો અધિકારી નથી.

—સમ્યગ્‌દર્શન તે અપૂર્વ ચીજ છે. સમ્યગ્‌દર્શન પૂર્વકનું શુદ્ધ વર્તન..તેની શું વાત કરીએ..તે તો અપૂર્વ ચીજ છે. સમ્યગ્‌દર્શન-જ્ઞાન મહા તત્ત્વ છે. તેની વ્યાખ્યા જુદી છે. વાતવાતમાં તીખી પ્રકૃતિ કરે, પોતાની વાત ન રહે તો તીખી પ્રકૃતિ કરવામાં જરાપણ ઢીલ કરતો નથી. ભાઇ..વાત તો પુણ્ય હોય તો રહે. અને ન હોય તો ન રહે. પ્રકૃતિનો તીખો હોય તે એમ કહે કે.. આણે મારી નિંદા કરી.. મને ઉતારી પાડયો મારી મશ્કરી કરી..મારી ઠેકડી કરી.. લાવ હું તેના ઘરે જાઉં અને

તેને ધમધમાવી નાખું. પ્રકૃત્તિનો ભદ્રિક તો તેને કહેવાય કે..કોઈ પોતાની નિંદા કરતા હોય..ઉતારી પાડતા હોય..ઠઠ્ઠા મશ્કરી કરતા હોય.. અને અવસર આવે છતાં પોતે તેને કાંઇ પણ કહે નહિ... પણ તેને જતો કરે તો તે પ્રકૃત્તિનો ભદ્રિક આત્મા છે. જેમ જેમ સાચી ધારણા–શ્રવણ–મનન થાય..તેમ તેમ પ્રકૃત્તિનું ભદ્રિકપણું આવતું જાય..અને પોતે જતું કરે. પ્રકૃત્તિનો તીખો હોય તે એમ કહે કે..આણે..પેલાએ..મને મૂર્ખ કહ્યો. તેનો ડંખ હૃદયમાં રાખે, અને ટાણા આવે ત્યારે સામે ચોડી દે. પણ પાત્ર અને ભદ્રિક હોય..તે એમ લહે કે આજે મારાથી કોઇ દોષ થઈ ગયો હશે. તેથી તે મને કહે છે. એમ ન્યાયથી લહે. અને દોષ જ્ઞાનમાં જણાતાં તેને ટાળી પણ દે. અને પોતે સરલ થઈ જાય. અને ડંખ હૃદયમાં રાખે નહિ. જેમ પાણી પાસે અગ્નિનું જોર ન ચાલે તેમ પાત્ર જીવ પાસે ધમધમતા ક્રોધીનું જોર ન ચાલે. ભદ્રિક જીવ ક્રોધી–માનીને જતો કરે..તેની ઉપેક્ષા કરે.. તેની સામે લક્ષ ન કરે..અને પોતાનો દોષ જોઈને એમાંથી ન્યાય લઈ લે.

આવો પ્રકૃતિનો ભદ્રિક જીવ ધર્મરૂપી નગરીમાં પ્રવેશ કરી શકે. માટે ભદ્રિક બનો..ધર્મ પામી..તેને આરાધી તમે સુખી થાવ. શોધક દૃષ્ટિએ ઉપડી ભદ્રિક થઇ સત્-સમાગમે ધર્મને સાંભળી, ધર્મને પામીને, આરાધીને, સુખી થાવ.

હવે બીજો બોલ પ્રકૃતિનું વિનયપણું..એટલે પ્રકૃતિનો વિનયવંત..એટલે અ–તોછડો સ્વભાવ..એટલે એનામાં તોછડાઈ ન હોય. જે વિનયવંત હોય તે સદા શાન્તિ ભોગવતો હોય. જ્યારે માનીના કાળજામાં સદાય ઈર્ષ્યા–અદેખાઈ–ક્રોધાદિ કષાય અગ્નિની માફક સળગ્યા જ કરે છે.

વિનયવંત આત્માનો સર્વ સંયોગોમાં વિજય થાય છે. પ્રકૃતિનો વિનયવંત માનના સંયોગોથી દૂર ખસે છે. અને લઘુતામાં પોતાના જીવનની પ્રગતિ માને છે. સજ્જનતામાં વિનય હોય. દુર્જનતામાં માનની માત્રા હોય. તોછડાઈવાળા સ્વભાવમાં માનની માત્રાઓ હોય છે.. ભરેલી પડી હોય છે..અને અતોછડાઈવાળા સ્વભાવમાં વિનય હોય છે. દુર્જન અને સજ્જનની પરીક્ષા નમ્રતા અને અહંતાથી કરી શકાય છે. નમ્રતાની છાયા સહનશીલતા છે. અને અહંતાની છાયા કષાય છે. અસહનશીલતા છે. નમ્રતા છે ત્યાંજ અતોછડો સ્વભાવ છે. અને જ્યાં નમ્રતા નથી ત્યાં તો..તોછડો જ સ્વભાવ છે. નમ્રતા એટલે..તોછડાઈનો અભાવ નમ્ર–વિનયવંત પોતાને એક રજકણથી પણ સામાન્ય માને. પોતાનામાંથી તોછડાઇનો નાશ એ જ નમ્રતા. નમ્રતા એ સજ્જનની વિભૂતિ છે. અને તોછડાઇએ દુર્જનની વિભૂતિ છે.

વિનય અને નમ્રતા જો યોગ્યતાના પાયારૂપે સમજાય. તેમજ અવિનય અને તોછડાઇ જો દોષરૂપે જણાય...તો અનેક પ્રકારના નાના નાના પાપોમાંથી બચી શકાય છે. જે તોછડો ન હોય તે નાના બાળકને પણ માનથી બોલાવે. જેમકે આવો ભાઈ..

શું ભણ્યા છો? ભાઈ....વિ. વિ. પ્રકારે માનથી બોલાવે. એ હુંકારે ટુંકારે...હુંકારા ને ટુંકારા ભરેલા વચનોથી ન બોલાવે. આવો પ્રકૃતિનો વિનયવંત જીવ મા-બાપ કે વૃદ્ધો પાસે બેઠો હોય છતાં ત્યાં તેની બેસવાની રીત જુદી જ હોય છે. પોતાને હીણપ અને બીજાને મોટપ આપતો થકો બેઠો હોય....પોતે વિનયદશામાં રહે છે...પણ એમ નહિ કે ઘરમાં હું જ મોટો છું. અને હું જ કમાઉં છું. માટે મારે વિનય કરવાની જરાય જરૂર નથી, એમ તે વિનયવંત ન લહે, ન માને. છતાં જગત તેને સહેજે સહેજે મોટપ આપે છે. મોટપ લેવા માટે તોછડાઈ કરે નહિ, એવો તે પ્રકૃતિનો વિનયવંત હોય.

એવો જીવ સત્‌ની સન્મુખ થઈને સત્‌સમાગમમાં બેસે તો જરૂર સત્‌ની વાણી તેનામાં પરિણમી જાય. જેનો કષાય ટળ્યો છે તેનો....તથા સંસારમાં પણ શ્રાવક હોય તેનો વિનય કરવો તે પણ કષાયની મંદતા છે. પણ જેનો કષાય ટળ્યો છે. તેની સન્મુખ તોછડાઈ જેવું વર્તન કરવું તે તો કષાયની તીવ્રતા છે. ડાહ્યો માણસ હોય તે વિનયથી કામ લે.

દ્દષ્ટાંત :- સંઘનો નાયક હોય કે સાધુનો નાયક હોય કે સમાજનો નાયક હોય તે એમ ન કહે કે...હું આમ જ કહું છું. પણ બધા ભેગા થઈને એમ કહે કે આપણે આમ કરીએ...તો....એમ બધાને ભેગા લઈને વાત કરે. ધર્મના સંબંધમાં કે સંસારના સંબંધમાં પોતાનો હુકમ....પોતાની સત્તા...પોતાનું જોર કે સ્વામીત્વપણું મોળું પાડીને...એ બધુંય મંદ કરીને...મોળું પાડીને...પછી શું કરે...? એ બધાયને ભેગા લઈને વાત કરે...પણ પોતાની સત્તા મુજબ કેવળ સંઘનો નાયક કે સાધુનો નાયક કે સમાજનો નાયક ન વર્તે. જોયું...! કેટલો વિનય! આવી રીત હોય તો સંઘમાં કે ગચ્છમાં કે સમાજમાં કલેષ, ઝઘડા, કંકાસ શા માટે થાય? ન જ થાય. આખો સંસાર હોમી દેવો છે. એક પરમાણું પણ સંસારનો રાખવો નથી...ત્યારે જરાય પણ ગમ ખાતા ન આવડે? નમતું મૂકતાં ન આવડે? તો સંસાર કેમ છૂટશે? જરૂર ગમ ખાઈ લેવો જોઈએ...નમતું મૂકવું જોઈએ...તે પ્રકૃતિનું વિનયપણું છે. ગમ ખાતા ન આવડે તો પ્રકૃતિનું વિનયપણું નથી. ભલે ભાઈ તમારી વાત રહે...અમે તો આજ છીએ અને કાલ નથી...અને અમે તો આમ ઇચ્છીએ છીએ અને આવી ઇચ્છાએ આવ્યા હતા...પણ અમને એની પક્કડ નથી. આવી મીઠી પદ્ધતિએ કામ લહે તો તે પ્રકૃતિનો વિનયવંત કહેવાય. નાતમાં કે સંઘમાં કે ગચ્છમાં કે સમાજમાં બેઠો હોય તે મીઠી મધુરી પદ્ધતિએ કામ લહે પણ એમ ન કહે કે મારો આવો જ વિચાર છે. આમ જ કરવું છે. પણ તે વિનયપૂર્વક એમ કહે કે અમુકે ગુન્હો કર્યો છે તેને નાત કે સંઘ બહાર મૂકતા પહેલાં પૂર્ણ વિચાર કરવો જોઈએ. કારણકે સજ્જનતાના પક્ષમાંથી નીકળીને વિરોધતાના પક્ષમાં જશે. અને આ પક્ષમાંથી નીકળી વિરોધતાના પક્ષમાં સો ઘર ભળશે તો અહીં એટલી ખાડ પડશે...એમ...સમજણપૂર્વક કામ લેતો હોય એ જ વિનયવંત અને સરલ હોય છે.

અમારી સન્મુખ તમે આવો છો તો સંસારની તમામ બાબત અને તમામ કામકાજ વિષે નમતું મૂકવા માટે આવો છો ને? તો પછી અહીં સંઘમાં, નાતમાં, જાતમાં, સમાજમાં કંકાસ શા માટે હોય? ન જ હોવો જોઈએ. ધર્મના સ્થાનોમાં પણ જો નમતું નહીં મૂકે તો સંસારના કામમાં નમતું ક્યાંથી મૂકી શકશો? પરસ્પર એકબીજાએ એકબીજાની અનુકૂળતા જોવી તે પણ એક પ્રકારનો પ્રકૃતિનો વિનય છે.

આત્માનો સ્વભાવ જાણવાનો...દેખવાનો....અને ઠરવાનો છે. આ તો પ્રકૃતિનો સ્વભાવ છે. આમાં આવે તો આત્માના સ્વભાવમાં આવી જાય. જાણવામાં તો બધુંય જણાઈ જાય. (એક માણસને પ્રતિકૂળ થઈશ તો તે માણસ તારી પાસે ખાનગી વાત નહીં કરે. પણ જો તારાથી...તારા તરફથી તેને અનુકૂળતા મળશે તો તે તને ખાનગી વાત જરૂર કરશે.) આત્માનો જાણવાનો જ સ્વભાવ છે. પણ એ સ્વભાવ ટૂંકો થઈ ગયો છે. એટલે જાણવાની શક્તિ ઘટી ગઈ છે. તે શક્તિ બીજાને પ્રતિકૂળ થાય તો ઉઘડે કે અનુકૂળ થાય તો ઉઘડે? બીજાને ઘોદા અને મેણાં મારતો જતો હશે તો સ્વભાવ ક્યાંથી ઉઘડશે?

પોતાનો સ્વભાવ લોકાલોકને જાણવાનો છે. જો મારે બધુંય જાણવું હોય તો મારે બધાય પ્રાણીઓની પ્રતિકૂળતા ટાળવી જોઈએ. એનો અર્થ એવો છે કે મારે કોઈ સાથે વેર નહિ—વિરોધ નહિ—કોઇએ કાંઈ કહ્યું હોય તો પણ હૃદયમાં ડંખ નહિ. કોઇ પ્રત્યે ખરાબ અને દુષ્ટ ભાવના નહિ. શત્રુ તે કર્મ....મિત્ર તે ધર્મ...શત્રુતા અને મિત્રતા એ પણ મારૂં જ પરિણમન છે. મારા જ પરિણામ છે. એમ માને તે વિનયવંત છે. પણ એને બદલે જ્યાં ને ત્યાં...હું....હું...ને હું...આમ અનાદિકાળથી હુંકાર ગાજ્યા જ કરે છે.

આ પરિણામો તો અનંતકાળના છે...તેને જો હું કાઢું.. તો જ સમભાવ એવો આત્માનો સ્વભાવ લાવવા માટે શોધક દૃષ્ટિપૂર્વક ચાર પ્રકારનું અંદરનું સૈન્ય... પ્રકૃતિનું ભદ્રિકપણું—વિનયપણું—અનુકંપાપણું—અમત્સર ભાવપણું...એ લઈ ને...જ્ઞાની, સંત, મુનિ સન્મુખ થાઉં...તો ધાર્યું કામ થાય. જો સામાને હું વેરી માનીશ તો તે મને ખાનગી વાત નહીં જ કરે. કેમકે તે તારી પોતાની પ્રતિકૂળ વૃત્તિનું પરિણમન છે. માટે એવી વૃત્તિને ટાળો, અને સૌની અનુકૂળતા જાણો. આમ જો જાણે તો જ્ઞાનસ્વભાવ અવરાય નહિ. આ ભવમાં કેવળજ્ઞાનના બીજ રોપવાના છે. એટલે કે સમ્યગ્દર્શન પ્રગટ કરવાનું છે. પણ પાણીની માટલી જેવા ઠંડાગાર થઈને પડયા રહેવાનું નથી. આત્માના અર્થી જીવોને ધર્મી પુરુષ પૂજવા જેવા છે. પૂજવા યોગ્ય છે. વિનય તે ધર્મી પુરુષનું દાણ છે. વેપારી જેવો વેપારી દુકાન ઉઘાડતાં ત્રણવાર લાકડાના ઉંમરાને નમસ્કાર કરે છે. પગે લાગે છે. આમ વેપારી દુકાન ઉઘાડતા પહેલાં ત્રણવાર દાણ ચૂકવે છે. પણ ભાઈ...! અનાદિથી તારા આત્માનું ધન ખોવાયું છે. તે ધન

પામવાની પેઢીએ સલામ નહિ...વિનય-વિવેક નહિ....ત્યારે આ સાધુઓની પેઢીએ જતાં આત્મધર્મની અભિલાષાવાળા તો જરૂર વિનય કરે. વિનય બરોબર કેળવે તો ધર્મની આસ્થા થઈ જાય. પ્રકૃતિનો વિનય હોય તો તે જીવ આત્માનો વિનય પામી જાય.

આમ પ્રકૃતિના ભદ્રિકપણાનું... પ્રકૃતિના વિનયપણાનું લશ્કર....એ પણ જો શોધક દૃષ્ટિએ ઉપડે....અને સત્‌પુરુષની સન્મુખપણે ઉપડે...તેની સન્મુખતા કરે....તો સત્‌પુરુષ તેને સત્ સમજાવે...તો....તે આત્માના જ્ઞાનને પામી જાય.

કોઈ એક જીવ અંદરનું પ્રકૃતિના ભદ્રિકપણારૂપ ચાર પ્રકારનું લશ્કર લઈને સત્‌ની સભામાં બેઠો હોય અને સત્‌પુરુષ તેને સમજાવે છે...જ્ઞાની કહે છે....કે... ધર્માસ્તિકાય દ્રવ્ય, અધર્માસ્તિકાય દ્રવ્ય, આકાશાસ્તિકાય દ્રવ્ય, કાળદ્રવ્ય, પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્ય અને જીવાસ્તિકાયદ્રવ્ય એમ ..છ દ્રવ્યમાંથી વિભાવ પરિણામે પરિણમવાવાળા જીવાસ્તિકાય દ્રવ્ય અને પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્ય એમ બે દ્રવ્યો જ છે. બીજા (ધર્મ-અધર્મ-આકાશ અને કાળ) ચાર દ્રવ્યો પોતે પોતાના સ્વભાવરૂપે જ પરિણમે છે. પરંતુ જીવ અને પુદ્‌ગલની માફક વિભાવ વ્યંજન પર્યાયના અભાવથી વિભાવરૂપે વિભાવ પરિણમન નથી. એ માટે મુખ્યતાથી પરિણામી જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્ય કહેલ છે.

શુદ્ધ નિશ્ચય નયથી....શુદ્ધ દર્શન, શુદ્ધ જ્ઞાનસ્વભાવ જે શુદ્ધ ચૈતન્યપ્રાણ તેનાથી જીવે છે...જીવતો હતો અને...જીવવાનો...અને વ્યવહાર નયથી પાંચ ઇન્દ્રિયો, મન-વચન-કાયારૂપ બલ, પ્રાણ શ્વાસોચ્છવાસ અને આયુષ્ય બળથી જીવે છે...જીવતો હતો અને જીવવાનો...એ માટે એને જ જીવ કહેલ છે.

અને પુદ્‌ગલ આદિ પાંચ દ્રવ્યો અજીવ છે. સ્પર્શ-વર્ણ-ગંધ-રસ-શબ્દ સહિત મૂર્તિક પુદ્‌ગલ દ્રવ્ય છે. અને બીજા પાંચ દ્રવ્યો અમૂર્તિક છે. એમાં ધર્માસ્તિકાય દ્રવ્ય-અધર્માસ્તિકાય દ્રવ્ય-આકાશાસ્તિકાય દ્રવ્ય-કાળદ્રવ્ય એ ચાર દ્રવ્યો તો પ્રત્યક્ષમાં અમૂર્તિક જ છે...અરૂપી જ છે.

જીવ દ્રવ્ય અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનયથી મૂર્તિક પણ કહેવાય છે. કેમકે શરીરને ધારણ કરી રહ્યો છે....એમ હોવા છતાં પણ શુદ્ધ નિશ્ચય નય વડે... જીવ અમૂર્તિક અરૂપી છે.

લોકપ્રમાણ અસંખ્ય પ્રદેશી જીવ દ્રવ્ય આદિ લઈને પાંચ દ્રવ્ય...પંચાસ્તિકાય સપ્રદેશી છે. અને કાળદ્રવ્યમાં ઘણા પ્રદેશકાળ સ્વભાવપણું ન હોવાથી અ-પ્રદેશી છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય એક એક છે. અને પુદ્‌ગલ તથા જીવ અનેક છે. જીવ અનંત છે...પુદ્‌ગલ અનંતાનંત છે. કાળ પણ અનંત છે. છએ દ્રવ્યોને અવકાશ દેવામાં એક આકાશાસ્તિકાય દ્રવ્ય જ છે. એ માટે આકાશાસ્તિકાય દ્રવ્ય ક્ષેત્ર છે અને બાકીના પાંચ દ્રવ્યો ક્ષેત્રી છે...એમ કહેલ છે.

હવે એક ક્ષેત્રથી બીજા ક્ષેત્રમાં હાલવું ચાલવું તે...ગમન-ચલનવર્તિ ક્રિયા કહેવાય છે. તે ક્રિયા જીવ અને પુદ્‌ગલમાં એટલે એ બન્ને દ્રવ્યમાંજ હોય છે. પણ ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યમાં હોતી નથી. તેથી તે ચારે દ્રવ્યો નિષ્ક્રિય છે. જીવોમાં પણ સંસારી જીવ હલનચલનવાળા છે. એ માટે ક્રિયાવંત છે. અને સિદ્ધ પરમેષ્ટિ નિષ્ક્રિય છે. તેઓશ્રીને હલનચલન ક્રિયા નથી.

દ્રવ્યાર્થિક નયથી..શાન્તભાવે વિચારીએ તો સર્વ દ્રવ્ય નિત્ય છે. અને અર્થ પર્યાય કે જે ષટ્‌ગુણી હાની-વૃદ્ધિરૂપ સ્વભાવપર્યાય છે તેની અપેક્ષાએ અનિત્ય છે. તો પણ વિભાવ-વ્યંજનપર્યાય જીવની અને પુદ્‌ગલની છે...એ માટે તે બન્નેને અનિત્ય કહેલ છે. તોપણ અન્ય ચાર દ્રવ્ય વિભાવ વ્યંજન પર્યાયથી રહિત હોવાથી નિત્ય છે...એમ જાણવું.

તથાપિ દ્રવ્ય વડે સર્વ નિત્ય છે..કોઈ પણ દ્રવ્ય વિનશ્વર નથી...જીવને પાંચે દ્રવ્ય કારણરૂપ છે...પુદ્‌ગલ તો શરીરાદિનું કારણ છે. ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય..ગતિ-સ્થિતિનું કારણ છે. આકાશ દ્રવ્ય અવકાશ દેવામાં કારણ છે...કાળ વર્તમાનમાં સહાયક છે. "वत्तणालक्खणो कालो," (ઉ. સૂત્ર, ૨૮ મું અધ્યયન ગાથા ૧૦ મીનું પહેલું પદ) એ પાંચે દ્રવ્ય જીવને કારણ છે. અને જીવ તે પાંચે દ્રવ્યને કારણ નથી. જોકે જીવ દ્રવ્ય અન્ય જીવોને ગુરુશિષ્યાદિરૂપે પરસ્પર ઉપકાર કરે છે...તો પણ પુદ્‌ગલાદિ પાંચ દ્રવ્યને અકારણ છે....અને એ પાંચે કારણ છે....જીવને.

શુદ્ધ પરમપારિણામીક પરમ ભાવ ગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક નયથી...આ જીવ જો કે....બંધ-મોક્ષ-પુણ્ય-પાપનો કર્તા નથી...તો પણ અશુદ્ધ નિશ્ચય નયથી....શુભ-અશુભ ઉપયોગથી પરણુત થયેલ જીવ પુણ્ય-પાપ-બંધનો કર્તા પણ થાય છે. અને જેનો પોતે કર્તા થાય છે તેનો પોતે ભોક્તા પણ થાય છે.

એમ હોવા છતાં ખરેખર તો જ્ઞાની પોતે પોતાના જ્ઞાન સ્વભાવી આત્મામાં ઓતપ્રોત-એકાકાર થઈ...અતિન્દ્રિય સુખનો ભોક્તા છે. અજ્ઞાની પોતાના સ્વભાવનું ભાન ભૂલેલો હોવાથી હર્ષ-શોક વિ. નો ભોક્તા છે, ભોગવે છે.

જ્ઞાન ચેતના છે....અજ્ઞાન ચેતના છે.

અજ્ઞાન ચેતનાના બે ભેદ છે....(૧) કર્મ ચેતના (૨) કર્મફળ ચેતના.

જ્ઞાની જ્ઞાનચેતનાને ભોગવે છે...અજ્ઞાની અજ્ઞાન ચેતનાને ભોગવે છે. એટલે કર્મચેતના અને કર્મફળ ચેતનાને ભોગવે છે. એટલે કે....રાગ-દ્વેષ-હર્ષ-શોકને ભોગવે છે.

આમ...આખા વિશ્વને જોઈને...સ્વભાવમાં ઢળી જા....ચાર પ્રકારનું અંદરનું પ્રકૃતિના ભદ્રિકપણારૂપ-વિનયપણારૂપ-અનુકંપારૂપ-અને અમત્સરભાવપણારૂપ સૈન્ય લઇ...સત્ સમાગમે....શોધક દષ્ટિવાળો જીવ....જો સ્વભાવને સમજી....સ્વભાવમાં ઢળી જશે તો સાચી વસ્તુને પામી જશે.

ૐ શ્રી સત્ ગુરૂ દેવાય નમઃ

## વ્યાખ્યાન નં. ૭૩

સં. ૨૦૧૪, ભાદરવા સુદ ૫, બુધવાર, તા. ૧૭-૯-૫૮

**પ્રથમ ભૂમિકા તૈયાર કરો...**
**પછી આત્મધર્મને પામી જાઓ...**
**આત્માની પવિત્ર દશા...તે...અપૂર્વ નિર્દોષિતા છે...**
**તે કાંઈ વાતો નથી...એ તો અનુભવ છે.**

આ સંયતિ નામનો રાજા અશ્વદળ, ગજદળ, રથદળ, અને પાયદળ એ ચાર પ્રકારની સેનાથી ચારે બાજુથી ઘેરાયેલો....કામ્પિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં શિકાર કરવા ચાલ્યો જાય છે. તે જ ઉદ્યાનમાં મહાન જ્ઞાની-ધ્યાની સંત મહાત્મા શ્રી ગર્દભાળી મુનિ બિરાજે છે.

તે જ પ્રમાણે રાજા સમાન આત્મા જો ચાર પ્રકારનું.... **पगइ मदीयाए, पगइ विणियाए, साणुक्कोशीयाए, अमच्छरीयाए**...એ રૂપ અંદરનું સૈન્ય લઈને સંત વીતરાગી તરફ જો ચાલ્યો જાય...તો...વસ્તુને પામી જાય.

અંદરનું સૈન્ય ચાર પ્રકારનું છે... પ્રકૃતિનું ભદ્રિકપણું....વિનયપણું.... અનુકંપાપણું....અને અમત્સરભાવપણું...

અહીં બે બોલનું સ્વરૂપ કહેવાઈ ગયું...હવે અહીં ત્રીજા બોલનું વર્ણન કરે છે.. "**साणुक्कोशीयाए**" કહેતાં લૌકિક અનુકંપા એટલે...આંધળા-લૂલા-લંગડા-બ્હેરા-રોગી-ગરીબ-દીન વગેરેને જોઈને પોતાના હૃદયમાં દયાનો ઉભરો ઉભરાય....તે લૌકિક અનુકંપા...દુઃખી ઉપર દૃષ્ટિ પડતાં હૃદયમાં એમ થઈ જાય કે....અહા...હા....હા.....! આ બિચારો કેટલો દુઃખી છે! અને હું પૂર્વ પુણ્યને લીધે સુખી છું. આ બધી સાહ્યબી ભોગવું છું...તો મારે મારા સાધનોમાંથી..મારી સાહ્યબીમાંથી...આને કાંઈક આપવું જોઈએ...એમ કષાયની મંદતાપૂર્વક અનુકંપા આવે...આવે...ને...આવે.

દૃષ્ટાંત :— આનંદાદિ દશ શ્રાવકોનો અધિકાર શ્રી ઉપાશક દશાંગ સૂત્રમાં આવે છે. તે શ્રાવકો આત્માના ધર્મને પામ્યા પહેલાં....શ્રી મહાવીરદેવ કહે છે કે ... તે પ્રકૃતિના ભદ્રિક, વિનિત, અનુકંપા આદિ ત્રણ બોલ સહિત તથા અમત્સરભાવ સહિત હતા. સંઘના, નાતના, ગામના ગમે તેવા ગુંચવાયેલા વાંધાઓ આવે...કંકાસ, ઝઘડાઓ આવે...તોય તેને તેઓ...એવો અજબ ન્યાય તોળીને આપતા...તેની પછવાડે માત્ર પરોપકાર વૃત્તિ અને અનુકંપા બુદ્ધિથી ન્યાય તોળીને...એવો તો નિવેડો લાવી દેતા કે જે નિવેડો સામેના બન્ને પક્ષને માન્ય હોય. એ શ્રાવકોએ કરેલો...આપેલો

ફેંસલો...એમ ન્યાય તોળીને કરેલું સમાજનું કાર્ય..એ કાર્યની રાજાઓને ખબર પડે તો તેને પણ રાજાઓ માન્ય રાખતા હતા...એવા શ્રાવકો પાસે સગાંનું માથું કે પોતાનું માથું કે પોતાના પુત્રનું માથું કાપનાર દુશ્મન સલાહ લેવા આવે તો અનુકંપા બુદ્ધિથી સાચી સલાહ આપતા હતા. ફાંસીએ ચડતાં બચાવી લેતા...ધર્મ પામ્યાં પહેલાંની આ વાત છે.

આગળના શ્રાવકો ધર્મ પામ્યાં પહેલાં કેટલી લાયકાત મેળવતા હતા!! તેઓ પ્રકૃતિના ભદ્રિક, વિનયવંત, અનુકંપાવાળા હતા. આખા ગામના ગૂઢ રહસ્યકારી કામો આવતા તો તેમાંથી ન્યાય કાઢીને...ન્યાય તોળી આપતા...માર્ગ કાઢી આપતા. કોઇ કાંઇ પૂછે કે...શું પેલો કહેવા આવ્યો હતો? તો...તે મૌન રહીને...તેમાંથી માર્ગ કાઢતા હતા. માથાનો કાપનાર દુશ્મન આવે તો પણ...તેને એવો સરલ માર્ગ બતાવતા હતા...આમ...નિખાલસ પણ દયાબુદ્ધિથી...ગુંચનો એવો ઉકેલ કરીને...સરલ રસ્તો બતાવતા હતા. પણ...'ભલે મરે...એ જ લાગનો છે' એમ નહિ. પોતાના છોકરાનું ખૂન કર્યું હોય...તે પોતે જાણતાં છતાં તેની પાસે છોકરાનો ખૂની સલાહ લેવા આવે...! અરે! સલાહ લેવા જતાં...તો...તેને તે શ્રાવકો સારી સલાહ આપતા હતા...દુશ્મનોને પણ એમ ન થતું કે...હું તેની સલાહ લેવા જઈશ તો તે મને ઉંધી સલાહ આપશે. એવો વિકલ્પ પણ દુશ્મનોને આવતો ન હતો. એવા તો તે પ્રતિષ્ઠિત શ્રાવકો હતા. એવા સરલ ને ડાહ્યા હતા. દુશ્નનના હિતચિંતક હતા. પરહિત ચિંતામાં તે મશગુલ રહેતા હતા. કોઈનું ખરાબ થાય તેમાં ભાગ ન લેવાય તેવી તે સાવધાની રાખતા હતા...કોઈના ભલામાં ભાગ લેવાય તો લે...પણ ભૂંડામાં ભાગ તો ન જ લેવાય.. એવા એ શ્રાવકો ધર્મ પામ્યા પહેલાં હતા. અનુકંપા અને રૂડી બુદ્ધિના ધણી હતા. અનુકંપાની ભૂમિકા તૈયાર હતી...તો પ્રભુ વીરના સમાગમે એક જ દિવ્યવાણી સાંભળીને...આત્માના ધર્મને પામી ગયા.

આ દૃષ્ટાન્ત સાંભળી...ભવ્ય જીવો! પ્રથમ ભૂમિકા તૈયાર કરો...પછી આત્મધર્મને પામી જાઓ...તે પામ્યા હો તો...સમ્યક્ પ્રકારે...સમ્યક્ ચારિત્રની આરાધના કરો... પછી મોક્ષ માર્ગ પ્રત્યે પ્રયાણ કરો. સંસાર અને દેહાદિમાં સુખ બુદ્ધિ છોડીને... ક્રોધિલાપણું...અવિનયપણું...અદયાભાવ...અહંકાર...અહંભાવ ઇત્યાદિનો ઘટાડો કર્યા વિના અંતર્ વૈરાગ્ય હોય નહિ. ઉંધા જીવો તો અધ્યાત્મશાસ્ત્ર વાંચે...બીજા શાસ્ત્રો વાંચે...પણ સ્વછંદે વાંચીને પોતાની દૃષ્ટિએ તેને બતાવશે. તે ઉંધુ વેતરશે. ઉંધુ વેતરાય તેમાં મહાન સમર્થ જ્ઞાનીઓનો દોષ નથી. અહીં તો પાત્રે પ્રભુતા પ્રગટે એ માટે યથાર્થ મુમુક્ષુના લક્ષણો કહેવાય છે. ક્રોધાદિ કષાય જેને પાતળા પડ્યા છે... એટલે...પ્રકૃતિમાં ક્રોધિલાપણું, અવિનયપણું, અદયાભાવ જેને પાતળા પડી ગયા છે... અને દયાભાવ..વિનયભાવ આવેલા છે...એટલે...ચાર પ્રકારના બોલમાં આવીને ઉભો છે. માત્ર આત્માને વિષે મોક્ષ સિવાય બીજી કોઈ ઇચ્છા નથી. સંસાર ભોગ પ્રત્યે

ઉદાસીનતા વર્તે છે. ઈન્દ્રિય સુખ પણ ઝેરના પ્યાલા જેવા જાણે છે...તથા ઈન્દ્રના અને ચક્રવર્તિના ભોગ સુખો ઝેરના કટોરા સમાન જાણે છે. તેને ભગવાન પાત્રતા કહે છે. પણ...પુણ્યનો ભાવજ સારો...આ પાંચમા આરામાં ધર્મ-ધ્યાન થાય નહિ... એવા પુણ્યના ભાવમાં...પુણ્યની મીઠાશમાં જેને અનંત તૃષ્ણા વર્તી રહી છે...તેને અનંત ભવ કરવાનો ભાવ ઉંડાણમાં ઉભો છે.

આત્માની પવિત્ર દશા...તે...અપૂર્વ નિર્દોષતા છે. તે કાંઈ વાતો નથી. એ તો અનુભવ છે.

પોતાને અંતરંગ ક્રોધ કેટલો ઘટયો છે. પ્રકૃતિમાં...ક્રોધિલાપણું, અવિનયપણું, અદયાભાવ, અહંકાર, મમકાર, મત્સરભાવ કેટલો ઘટી ગયો છે તેની સાક્ષી કોણ આપે? કષાય, ક્રોધિલાપણું, અવિનય, અદયાભાવ, અહંકાર વગેરે મારો સ્વભાવ નથી...એમ... આત્માના લક્ષે કષાય પાતળા પાડયા વિના મુમુક્ષુતા કે આત્માર્થીતા હોય જ નહિ. રાગ-તૃષ્ણા અને લોભ જેણે જરાય છોડયા નથી...છતાં આખા મોક્ષની વાત કરવી છે...અને બીજાના દોષ જોવા છે...તે જીવોમાં પ્રકૃતિનું ભદ્રિકપણું..વિનયપણું... લૌકિક અનુકંપા અને અમત્સર ભાવ વર્તતા નથી. અહંકાર વગેરે જરાય છૂટયા નથી. તે જીવો કેવા છે? સ્વચ્છંદી છે.

જેણે યથાર્થ પાત્રતા પ્રગટ કરી છે...તેના જન્મો અલ્પ હોય છે. પાત્રતામાં પ્રભુતા વસવાની છે. એવી પાત્રતા પ્રગટ કરી હોય...તેના જન્મો સાવ અલ્પ હોય છે. તે આત્માર્થીની પવિત્ર દશા કેવી હશે? તે શાન્ત ચિત્તે...તમારા હિતને માટે... તમો જરા વિચારો તો ખરા. જે દશ શ્રાવકો એકાવતારી થઈ ગયા...તેમની....ધર્મ પામ્યા પહેલાંની અને ધર્મ પામ્યા પછીની દશા કેવી હતી? એમ....તેઓની એ બન્ને દશાનો વિચાર કરો. તમે તેને શાંત ચિત્તે વિચારો ને...

અહીં કોઇ એમ કહે કે...મહારાજ...પ્રકૃતિનું ભદ્રિકપણું... વિનયપણું... લૌકિક અનુકંપા...અમત્સરપણું તે તો બધોય કષાયનો ઘટાડો છે...કષાયની ઉપશાંતતા છે...મહારાજ..-તે તો બધુંય પછી થઈ પડશે...આપણે હમણાં તો મોક્ષની વાતો જ કરીએ...ત્યાં જ્ઞાની કહે છે કે...હે ભાઈ...તું ધીરો થા...પ્રથમ તું ભૂમિકા તૈયાર કર. ભૂમિકા તૈયાર કર્યા વિના મોક્ષની એકપણ વાત તારા કાળજે બેસે તેમ નથી... અને જચે તેમ પણ નથી.

વળી...કોઈ નિશ્ચયાભાસી બોલે કે...પ્રકૃતિના ભદ્રિકપણાથી, વિનય કરવાથી દુઃખીઓની દયા કરવાથી અમત્સરભાવ કરવાથી એ બધાય ભાવોથી તો પુણ્ય બંધાય છે...અને તે પુણ્યના ફળ તે તો જડ-પુદ્ગલનો ગુણ છે...અને આત્મામાં તેનું કર્તા-પણું-ભોક્તાપણું નથી. અને તે પુણ્યના ફળરૂપ પુણ્યના વિષયો....તે વિષયો કાંઈ બંધનું કારણ નથી. માટે "તેનો ત્યાગ કરવો...તેને હું ત્યાગું તે તો દ્વેષ છે." અને દ્વેષ તે પાપ છે. આપણે તો જ્ઞાતા-દૃષ્ટા, જાણનાર-દેખનાર છીએ. તેને

ભોગવવામાં આત્માને દોષ નથી. મહારાજ...પૂર્વના ભોગાવલી કર્મનો ઉદય વર્તી રહ્યો છે. મહારાજ...તમને ખબર છે? જે થાય છે...તે ઉદય છે. ઉદયને લીધે થાય છે....અને તે ઉદયને કોણ રોકી શકે? આમ જે બોલે તે નારકીના નપુંસક છે. તેઓ પુરુષાર્થહીન થઈને સ્વચ્છંદતાના વાક્યોથી બોલે છે....અને...એ પ્રમાણે તેઓ નિશ્ચયાભાસમાં વર્તે છે...તો...તે પણ અજ્ઞાની છે. મિથ્યાત્વી છે. મહા પાપી છે. પણ...ધર્માત્માને કોઈ પૂર્વકર્મના કારણે અને વર્તમાન પુરુષાર્થની નબળાઈથી અલ્પ કષાય કે સંસાર પ્રસંગનો યોગ હોય... (આનંદાદિ દશ શ્રાવકોને તે યોગ હતો.) પણ...તે ઉદય છે. ભોગાવલી છે...તેમ તેઓ કહેતા ન હતા. તે તો પ્રકૃતિના મડદાં છે. તેમાં લેશમાત્ર પરિગ્રહ કે મમત્વબુદ્ધિ ધર્માત્માઓને હોતી નથી.

ચૈતન્યની જાગૃતિના ભાનમાં...અરે! ધર્માત્માને ચક્રવર્તીના પદ મળ્યા હોય... તો પણ...તે તુચ્છ લાગે. આપણા આ ચોવીસ તીર્થંકરોમાંથી સોળમા, સત્તરમા, અને અઢારમા એટલે...શાંતિનાથ કુંથુનાથ અને અરનાથ એ ત્રણે ભગવાનો તીર્થંકર અને ચક્રવર્તી એ બે પદવીઓ લઈને આવ્યા હતા....છતાં ઉકરડે ઉગેલ ફૂલ અને વિષ્ટા જેમ સરખા માને છે...મનાય છે...તેમ ચક્રવર્તી પદ કે બીજા સંસારના પદને તુચ્છ માને છે. પૂર્ણ વીતરાગ પદની ભાવના ભાવે છે. હવે પોતાને વિષયો પ્રત્યે અતિ...અતિ...ઉદાસીનતા છે. છતાં બહારથી સંસાર, વેપાર આદિનો યોગ દેખાય... પણ તે વિચારે છે કે..આ જ ક્ષણે આ રાગ ટળી જાય..તો ક્ષણવાર પણ સંસારમાં ઉભું રહેવું નથી. એવી સંસારથી ઉદાસીનતા વર્તે છે. હવે તેને સર્વે પ્રાણીઓ પ્રત્યે અકષાય.. કરુણાબુદ્ધિ વર્તે છે..એટલે અકષાય અનુકંપાબુદ્ધિ વર્તે છે. આવી અકષાય અનુકંપાબુદ્ધિ ભગવાન શ્રી ઋષભદેવને વર્તતી હતી. તેથી યુગલીયા ધર્મ નિવારી અસિ-મષિ અને કૃષિને પ્રવર્તાવી..તેવા જીવોને આત્માર્થી કહીએ.

છકાય જીવોને, આંધળા—લૂલા—લંગડા—બ્હેરા વગેરે દુ:ખી જીવોને તથા ધર્મકરણી કરવાની ઇચ્છાવાળા જીવો હોય પણ સામગ્રીના અભાવે..ધર્મ કે ધર્મકરણી ન કરી શકતા હોય..તેવા જીવોની અનુકંપા...તે પ્રાણીદયા..અને આત્માની અનુકંપા તે અંતરદયા. એમ બે પ્રકારે દયા..અનુકંપા ભગવાન શ્રી મહાવીરદેવે કહેલ છે. સર્વજ્ઞે છકાયની દયા પાળવાની કહી છે..તેનો ન્યાય સમજો..તો..છકાયના જીવોમાં પોતાનો જ આત્મા પ્રથમ છે..હવે તેનો સૌથી પ્રથમ વિચાર કરવો. પોતાની દયા આત્માથી ચિંતવવી, પોતાની અનુકંપા આત્માથી ચિંતવવી.. અરેરે..સમય સમય મારા જ્ઞાન—દર્શન—ચારિત્ર—તપ—વીર્ય—ઉપયોગ ક્ષમા આદિ ગુણોનો ઘાત થાય છે..તેની હવે હું રક્ષા કરું..એમ..પોતાની દયા આત્માથી રોજ ચિંતવવી..માટે બધાએ પોતાનો વિચાર કરવો..અને દરેક સમયે પવિત્ર જ્ઞાયકભાવની..સ્વ સ્વભાવની રક્ષા કરવી..સાવધાની રાખવી..તે જ સુખનો ઉપાય છે. તે જ ભાવ—અનુકંપા એટલે અંતર અનુકંપા છે.

એવી ભાવ અનુકંપા જ્યારે આવે છે..ત્યારે દ્રવ્ય અનુકંપા આવે છે..અને જ્યાં દ્રવ્ય અનુકંપા હોય ત્યાં સત્‌ના સમાગમે ભાવ અનુકંપાને પામે. ત્યાં દ્રવ્ય અનુકંપાને નિમિત્ત કહેવાય છે. અથવા દ્રવ્ય અનુકંપા નિમિત્ત તરીકે હોય છે.

પર જીવની રક્ષા કરવી..તે પોતાના હાથની વાત નથી..પણ દયાના..રક્ષા કરવાના ભાવ તો હોવા જ જોઈએ. ડોકટર રોગીને ઑપરેશન કરે છે..ત્યાં તેને મારી નાખવાનો ભાવ નથી હોતો.. પણ..બચાવવાનો ભાવ હોય છે–છતાં તે બચે કે ન બચે..તે..તેના આયુષ્યને આધિન છે. પણ ડોકટર તેને બચાવવાનો જરૂર ભાવ કરે..કરી શકે છે– નિરાધાર, દુઃખીઆને આધાર આપવાનો ભાવ હોવો જ જોઈએ.. પર જીવો પ્રત્યે અનુકંપા કરવાનો ભાવ કોને ન હોય? અને કોને હોય? એક..તો.. સર્વજ્ઞ કેવળી ભગવાનને તથા બીજા સાતમા ગુણ સ્થાનકે..જ્ઞાની–ધ્યાની..પૂર્ણ વીતરાગને પ્રાપ્ત કરવાના પુરુષાર્થમાં રમતાં..સ્વરૂપમાં બિરાજતા મુનિ હોય..તેને પર જીવો પ્રત્યે અનુકંપા કરવાનો ભાવ ન હોય. કેમકે..મુનિરાજ પોતાની નિર્વિકલ્પ અનુભૂતિને વેદી રહ્યા છે. તે વખતે સિંહ આવીને.. શરીરને ફાડી..ખાઈ જાય..છતાં તેમને શરીરની પડી નથી.. તેવા મુનિઓને તે પ્રગટ દયાનો ભાવ ન હોય..તથા..મૂઢ, અજ્ઞાની, મોહી, અર..ર..ર.. પુણ્ય બંધાઈ જશે તો..એવા મૂઢ જીવોને તે દયાનો ભાવ ન હોય..પણ..સાધકદશાની યોગ્યતાવાળાને કે તે દયાને પામેલાને ભાવ અનુકંપાપૂર્વક દ્રવ્ય અનુકંપા, દયા જરૂર હોય. શોધકદૃષ્ટિ સહિત પ્રકૃતિનું ભદ્રિકપણું, વિનયપણું, દયાપણું, અમત્સરપણું હોય..અને સત્‌ સમાગમમાં આવેલો હોય..તે જીવ પ્રથમ વિશાળબુદ્ધિ, સરલપણાને, જિતેન્દ્રિયપણાને, માધ્યસ્થપણાને પામી જાય. તેવો જીવ તત્ત્વને પામવા યોગ્ય છે. અહીં જે ગુણો કહ્યા..તે ગુણો પ્રકૃતિના ભદ્રિકપણારૂપ, વિનયપણારૂપ, સરલપણારૂપ, અમત્સરપણારૂપ આદિ ગુણો પ્રથમ હોવા જોઈએ.

પછી..સાચા સુખનો અર્થી જીવ શમથી, સંવેગથી, અનુકંપાથી, વિચારે છે કે.. અનાદિ કાળથી મારી પોતાની ભૂલના કારણે..હું સંસારમાં રખડું છું..એમ..શમ, સંવેગ, અનુકંપાથી વિચારનારા એવા અધિકારી જીવોને પોતાની દયા આવે છે..તેમાં આખાય જગતની દયા આવે છે.

ભાવ અનુકંપા પામવાને માટે.. આત્માનું સમ્યક્‌ ચારિત્ર પામવાને માટે..પ્રથમ દ્રવ્ય અનુકંપામાં આવીને સત્‌ પુરુષના સન્મુખ થાય..અને તેને સત્‌ પુરુષ સત્‌ પ્રતિબોધે..તો..તે જીવ ભાવઅનુકંપાને..આત્માની અનુકંપાને પામી જાય..પામવાની યોગ્યતા પ્રથમ જોઈશે.

પ્રકૃતિનો ભદ્રિક, વિનયવાન, અનુકંપાવાળા જીવને..જ્ઞાની સમજાવે છે કે..હે ભાઈ..! જ્ઞાન તારી પાસે છે..તેમાંથી જ તે પ્રગટે છે..જો ભાઈ..સમજ, સામાન્યજ્ઞાન તે ત્રિકાળી શક્તિરૂપે છે. જે ત્રિકાળી શક્તિરૂપે છે..તેને..જીવ માને..તો..પોતાની જે

વિશેષ શક્તિ છે..તેમાંથી આ વિશેષ પર્યાય પ્રગટ થાય છે..દરેક જીવ ગુણનો ભંડાર છે. તેમાંથી જ પર્યાયો પ્રગટે છે. આત્મામાં જ્ઞાન વગેરેનો પૂરો ભંડાર ભર્યો પડયો છે..હવે તેમાંથી જ આ પર્યાયો આવે છે. હવે જે જ્ઞાન શકિતરૂપે છે..તેમાંથી જ વિશેષ જ્ઞાન પ્રગટે છે: "अत्थि ते अत्थितम् परिणति. नत्थि ते नत्थितम् परिणति" —भगवतीसूत्र. જે જેમાં હોય..તે તેમાંથી પ્રગટ થાય, પણ જે જેમાં ન હોય, તે તેમાંથી પ્રગટ ન થાય.

વિશેષ જ્ઞાન એટલે..વર્તમાન જ્ઞાનની પર્યાય..ત્રિકાળી સામાન્ય જ્ઞાન પડયું છે.. તેમાંથી જ તે આવ્યું છે..અંદરના ત્રિકાળી સામાન્ય જ્ઞાનની..જે જીવ વર્તમાન પ્રતિતી કરે..તે વિશેષ જ્ઞાનને અંદરના ત્રિકાળી જ્ઞાનનું અવલંબન માને છે..તે સિવાય બીજાનું અવલંબન માને નહિ..બીજાને માને નહિ. ત્રિકાળી, સામાન્ય, આખું દ્રવ્ય પડયું છે..તેની વર્તમાન પ્રગટ પર્યાય થોડી હોવા છતાં તે ત્રિકાળી સામાન્ય આખું, પૂરેપૂરું છે. પૂર્ણ છે. જેને ત્રિકાળી સામાન્યની શ્રદ્ધા થઈ..તે વિશેષ..જે જ્ઞાન આવ્યું તે ત્રિકાળી સામાન્યના અવલંબનથી જ આવ્યું છે. આ સિવાય બીજું માનવાનું નથી.

પોતામાં જ્ઞાન મૂડી પરિપૂર્ણ છે..તેમાંથી જ જ્ઞાન આવે છે..દુકાને બેઠા હોઈએ અને કોઈ પૈસા લેવા આવે તો તેને તિજોરીમાંથી કાઢી ગણી આપે છે..પણ જો પૈસા ન હોય તો શું ગણી આપે? પણ અહીં તો આત્મામાં ત્રિકાળી સામાન્ય શકિત જ્ઞાનમૂડીથી ભરચક ભરી પડી છે..તેમાંથી જ વિશેષ આવે છે. એવી ત્રિકાળી શકિતની વર્તમાન શ્રદ્ધા કરે..તો તેમાં પોતે એકાગ્ર થઈને પૂર્ણ જ્ઞાન કાઢે. આ માલ કાઢીને અનંત જીવો મોક્ષમાં ગયા છે..માલ પોતામાં જ પડયો છે..પણ તમને કાઢતા આવડતો નથી..તે કાઢવાની રીત હું શીખવાડું છું..તમે શીખશો ને?

ભગવાન શ્રી મહાવીરદેવ વગેરે પૂર્ણ માલ કાઢી ગયા તો સિદ્ધપદને પામી ગયા..જ્ઞાનીઓ કહે છે કે અમારી જ્ઞાનની અવસ્થા..ત્રિકાળી શકિત છે, તેમાંથી જ આવી છે. હે ભાઈ! અંદર ત્રિકાળી સામાન્ય પડયું છે..એટલે સામર્થ્ય પડયું છે.. તેમાંથી તે સામર્થ્યનું વિશેષ પ્રગટયું છે. જ્ઞાનની પર્યાય કાંઈ અદ્ધરથી-ઉપરથી કે આમાંથી—તેમાંથી આવી નથી. તમારી પાસે કરોડો રૂપીયા હોય તે રૂપીયા પેઢીમાંથી આવ્યા નથી, પરંતુ કરંસી બેન્ક જે છે તેમાંથી જ તે આવ્યા છે..તેમ અંદર જે ત્રિકાળી શકિત પડી છે..તેમાંથી જ જ્ઞાન પર્યાય આવી છે. આત્મામાં એવો પાવર ભર્યો છે.

જો તેમાં એકાગ્રતા કરીને જીવ ઠરે તો..કેવળજ્ઞાનની પર્યાયને પ્રગટાવે. યોગ્યતાની ભૂમિકામાં આવેલો જીવ સત્ સમાગમે..આ સાંભળીને અંદરમાં ઠરે..તો..કેવળજ્ઞાનના બીજને પામી જાય.

ૐ સત્ ચેતનદેવાય નમ:

## વ્યાખ્યાન નં. ૭૪

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૬, ગુરુવાર, તા. ૧૮-૯-૫૮

# હે જીવ....! હવે ભાવમરણની અશાન્તિથી થાક...

આ સંયતિ નામનો રાજા અશ્વદળ, ગજદળ, રથદળ. પયદળ એમ ચારે પ્રકારની સેનાની મધ્યભાગમાં ઘેરાયેલો કેસર નામના ઉદ્યાનમાં શિકાર કરવા નીકળી ગયો છે. તે જ ઉદ્યાનમાં જ્ઞાની-ધ્યાની ગર્દભાળી મુનિ બિરાજે છે. તેમની સન્મુખ આ રાજાનું પ્રયાણ થઇ રહ્યું છે. પ્રકૃતિના ભદ્રિકપણારૂપ, વિનયપણારૂપ, અનુકંપારૂપ, અમત્સરભાવરૂપ એમ ચાર પ્રકારનું અંદરનું લશ્કર લઈને જીવ ઉપડે તો સત્‌ના સમાગમે યોગ્યતાના કારણે જીવ ધર્મને પણ પામી જાય.

અનુકંપા બે પ્રકારે છે. સકષાય અનુકંપા અને અકષાય અનુકંપા. બહારના પ્રાણીઓની દયાપણું... पाणाणुकंपीआए, भूयाणुकंपीआए, सत्ताणुकंपीआए, जीवाणु-कंपीआए...એમ પ્રાણ, ભૂત, સત્ત્વ અને જીવની દયા પાળવાથી સાતાવેદનીય કર્મ બંધાય છે. બહારના પ્રાણીઓની ઉદયભાવરૂપ અનુકંપા...તે મંદકષાયરૂપ અનુકંપા છે. તેથી શાતા વેદનીય કર્મ બંધાય છે. મનના ભલા રાગ સંબંધી તે પુણ્ય પરિણામ છે. બાહ્ય વ્રત, તપ, જપ, યમ, નિયમ, પંચ મહાવ્રત, બાર વ્રત, આદિ શુભ યોગના પરિણામ તથા છ કાય જીવોની દયા પાળવાના આદિ શુભ પરિણામ છે... તે મંદ કષાય છે. માટે તે ઉદયભાવરૂપ અનુકંપા છે. તેને સકષાય અનુકંપા કહેવાય છે. તેનાથી પુણ્ય બંધાય પણ સંવરધર્મ કે નિર્જરા ન થાય. તેને તું ખાસ ધ્યાનમાં રાખજે.

પ્રથમ આવી અનુકંપામાં આવ્યા પછી ખરી અનુકંપા એટલે...અકષાય અનુકંપા... ભાવ અનુકંપા...સ્વ અનુકંપામાં આવ્યા પછી પોતાના ત્રિકાળી સ્વભાવને અનુસરીને કંપવું...તે ખરી અનુકંપા.

હે જીવ! હવે ભાવ મરણની અશાન્તિથી થાક.

હે જીવ! મિથ્યાત્વના પરિણામમાં અનંત દુઃખ ભોગવ્યા હવે તો તેનાથી થાક. એમ સત્‌ના સમાગમે જો તને સમજાયું હોય તો તું મિથ્યાત્વના પરિણામમાં જતો અટક. ક્રોધ-માન-માયા-લોભ-પ્રમાદ-કષાય-અવ્રત આદિના પરિણામમાં અનંત દુઃખ ભોગવ્યું. એમ જો તને સમજાયું હોય તો હવે તું ક્રોધ-માન-માયા-લોભ-અવ્રત-પ્રમાદમાં જતો અટક. એમ...સ્વભાવને અનુસરીને કંપવું.

દ્રવ્ય અનુકંપા પુણ્ય બંધનું કારણ છે.

ભાવ અનુકંપા નિર્જરાનું કારણ છે. તેના માટે દ્રવ્ય અનુકંપામાં આવ. હે જીવ! ભાવમરણની અશાન્તિથી થાક. ભાવ અનુકંપા તે મમત્વરહિત અનુકંપા છે. અને તે સ્વદયા છે. તેનાથી સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણેની રક્ષા છે. સ્વદયામાં સ્વનું રક્ષણ છે. માટે એવી સાવધાની રાખવી કે અલ્પ કષાય કે ભાવહિંસા થાય જ નહિ. અને તેમાં જ જ્ઞાનબળનો પુરુષાર્થ નિત્ય કરતા રહેજો...કરતા રહેવું... તેમાં પર અનુકંપા સમાઈ જાય છે. પ્રાણી-ભૂત-સત્ત્વ-જીવની અનુકંપા સમાઈ જાય છે. સ્વદયામાં પરદયા નિયમા છે. પણ પરદયામાં સ્વદયાની ભજના છે. એટલે કે હોય અથવા ન પણ હોય.

પ્રથમ જીવ પ્રકૃતિના ભદ્રિક-વિનય-અનુકંપા સહિત હોય પછી ભાવ અનુકંપાનું સ્વરૂપ સમજવા માગે તો સત્‌ના સમાગમે પોતાના ઉપાદાનના કારણે તે ભાવદયાને પામી જાય. દરેકે દરેક મુમુક્ષુઓએ પોતાની આવી પાત્રતાનો એકાંતમાં બેસીને વિચાર કરવો. સ્વ તત્ત્વને પકડીને પ્રશ્ન કરે તેવો જિજ્ઞાસુ જીવ...પાત્રજીવ...જરૂર આત્માના બોધને પામી શકે છે. કારણ કે લાયકાતમાં-પાત્રતામાં આવ્યો છે. અને સ્વતત્ત્વ પકડીને પ્રશ્ન કરે છે પણ બીજાને કષ્ટ કરવા, ઉતારી પાડવા, અવહેલના કરવા પ્રશ્ન કરતો નથી. એવો જિજ્ઞાસુ જીવ જરૂર ભાવ અનુકંપાને પામી જાય છે. આત્મબોધને પામી જાય છે. માટે પ્રકૃતિનું ભદ્રિકપણું, વિનયપણું, અનુકંપાપણું. અમત્સરભાવ, વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા, જિતેન્દ્રિયપણું એ ગુણનો ઉલ્લાસ જો આવી જાય...તે ગુણોમાં આવીને ઉભો રહે. અર્થાત્ તે ગુણોનો જે જે જ્ઞાનીઓએ ઉલ્લેખ કર્યો છે તે તે આત્મબોધ પામવા માટે જ કર્યો છે. હવે તેની જ્ઞાનીઓ ભલામણ કરે છે...કે...તેનું ખાસ લક્ષ રાખવાનું છે.

મુમુક્ષુ જીવને, પાત્ર જીવને યોગ્યતાવાળા જીવને પ્રકૃતિનું ભદ્રિક-વિનય-અનુકંપા-અમત્સરભાવપણું પછી...શમ-સંવેગ આદિ ગુણો, કષાયનું પાતળાપણું અને સંસાર પ્રત્યે ઉદાસીનતા હોવી જોઈએ. માટે પ્રથમ આ ગુણોવાળી પાત્રતા જોઈએ. શાસ્ત્રમાં કહેલ છે કે..ક્રોધાદિ કષાય-મમતા ઘટાડે નહિ...પાત્રતાના ગુણોમાં આવીને ઊભો રહે નહી..તો તદ્દન શુદ્ધ-મુક્ત-અસંગ-અનંતજ્ઞાનનો પિંડ..આત્મા..તેના મોક્ષની અભિલાષા નથી. અને જેને માત્ર મોક્ષની અભિલાષા થાય તેને પાત્રતાવાળા ગુણો પ્રથમ હોય જ છે.

सत्त्वेषु मैत्री. गुणिषुप्रमोदं,
क्लिष्टेपु जिवेपु कृपा परत्त्वम् ।
माध्यस्थभावं विपरीतवृतौ,
सदा ममात्मा विदधातु देव ! ॥

એટલે..પોતાની મૈત્રી તે પોતાની સાથે એકત્વપણું છે. અનુકંપા તે પોતાના અકષાય પવિત્ર તત્ત્વની જરાય ઘાત ન થવા દેવાની સ્વદયા છે. તે અંતર્સ્વરૂપની

દયા છે. અંતરસ્વરૂપની દયાની પ્રાપ્તિમાં નિમિત્તરૂપ કષાયની મંદતા રૂપ અનુકંપા છે. આવી અનુકંપામાં આવીને સત્‌સમાગમ કરે તો "સત્ત્વેષુ મૈત્રી" એટલે ભાવ અનુકંપાને પામી જાય.

દ્રષ્ટાંત...જ્ઞાતાસૂત્રમાં એક અધિકાર આવે છે..મેઘકુમારના અધિકારમાં વાત આવે છે..કે..ધારિણી નામે માતાના ગર્ભમાં એટલે..,શાસ્ત્ર કહે છે..કે...ધારિણી એટલે...આત્મા શું છે? જ્ઞાન શું છે? તત્ત્વ શું છે? એ ભાવના જેણે ધારી રાખી છે. એવી ધારિણી માતાના ગર્ભમાં મેઘકુમારનો જીવ આવ્યો. તે આવ્યા પછી ત્રીજા મહિને માતાને દોહલો ઉપજ્યો છે. કોઇ ભાવ...એવો અપૂર્વભાવ ઉપજ્યો છે. એવો તો ભાવ ઉપજ્યો છે...કે...આકાશમાં પંચવરણી વાદળાં થઈ જાવ...અકાળે મેઘવૃષ્ટિ થાવ. અને તે વૃષ્ટિ ધીમે ધીમે થાવ...અને અંકુરો ફૂટો...બધી જમીન હરીયાળી થઈ જાવ...પછી હું હાથીના હોદ્દા ઉપર બેસી શ્રેણિક રાજા સાથે બહાર ફરવા નીકળી જાઉં...પછી મારા ઉપર ધોધમાર વરસાદ વરસો.

તેનો પરમાર્થ એમ છે કે...મેઘકુમારનો જીવ હાથીના ભવે મહાન ભયંકર સળગતા દાવાનળને જોઈને માતાના ગર્ભમાં આવ્યા છે. અને તે વખતે તે જીવે એક સસલાની અનુકંપા કરી હતી. એ અનુકંપાએ કરી ધારિણી માતાના ગર્ભમાં પુત્રપણે આવ્યા. હાથીના ભવમાં ચાર ગાઉનું માંડલુ પોતે કર્યું હતું. તેમાંથી ઝાડ-વૃક્ષો સર્વેને ઉખેડીને દૂર કર્યાં હતા. તે ચાર ગાઉના માંડલમાં દાવાનળને લઈને ત્યાં બધાય જાનવરો આવ્યા છે. ત્યાં એક સસલું આવે છે. તેને હાથી પોતાની સગવડતા જતી કરીને...અગવડતા સહન કરીને...સગવડતા કરી આપે છે. આ પ્રકૃતિનું ભદ્રિકપણું છે. સસલા પ્રત્યે જરાય તોછડાઇ કરી નથી...કે તું પહેલું કેમ ન આવ્યું... આ મારે તારી ખાતર અગવડતા સહન કરવી પડે છે. એમ જરાય તોછડાઈ ન કરી...તે પ્રકૃતિનું વિનયપણું...તેના ઉપર અનુકંપા આવતા ત્રણ દિવસ દયા પાળી છે. પછી દાવાનળ શાંત થતાં જાનવરો ચાલ્યા જાય છે...પોતે પડી જાય છે. મહાન પીડા ઉત્પન્ન થાય છે...છતાંય તે બધાયને સમભાવે સહન કરે છે. અને ત્યાં અમત્સરભાવ રાખે છે. પણ ત્યાં તેમને એમ નથી થયું કે મારે સસલાના કારણે મરવું પડે છે. આ દુઃખ સહન કરવું પડે છે. એમ નહિ. સસલાને મેં જગ્યા ન આપી હોત તો તે મરી જાત.. એવો ભાવ તેને આવ્યો નથી..સસલાની અનુકંપાની પછવાડે તે જીવને વીર રસ આવ્યો છે.

તે જીવ પાત્રતા લઈને માતાના ગર્ભમાં આવ્યા. તેથી એવી ભાવના કરે છે.. (અત્યારે હાલમાં માતાના પેટમાં જીવ આવે છે...તે વખતે માતાને ભૂતડો, માટી, આદિ ખરાબ પદાર્થો ખાવાની ભાવના થાય છે. તે શું સૂચવે છે? જાણે કે કોઈ પાપી જીવ ઉદરમાં ન આવ્યો હોય!!) હવે હું બહાર નીકળું. મારા ઉપર ધોધમાર વહેતી ભગવાનની દિવ્ય વાણી વરસે..તે દિવ્ય વાણી વડે શ્રી તીર્થંકરની સદ્‌બોધરૂપ

અમૃતધારાનો ધોધ મારા ઉપર છૂટો. જેમ આકાશમાં પંચવરણી વાદળાં થાય...તેમ આ વીતરાગની વાણી સ્યાદ્‌વાદરૂપે અનેકાન્તભાવથી ભરપુરપણે છૂટો, વરસો. જેમ જમીનમાં અંકુરા ફૂટે તેમ મારામાં સમ્યક્ જ્ઞાનાદિ જ્ઞાનના અંકુરા ફૂટો...અને પછી શ્રેણિક મહારાજા સાથે હાથીના હોદ્દા ઉપર ચડીને શ્રી તીર્થંકરની સન્મુખ થાઉં....જાઉં... ત્યાં એવી દિવ્ય વાણીરૂપ ધોધ છૂટો કે હું મોક્ષને પામી જાઉં. મારી અનંત કષાયની અગ્નિને ઓલવનાર શ્રી તીર્થંકર ભગવાનની સાક્ષાત્ દિવ્ય ધ્વનિ મને સાંભળવાના ટાણા મળ્યા..તેમાં કાળ–અકાળ જોવાનો નથી.

મોક્ષના કાંઠે આવેલો આ પ્રાણી અનંતભવના દાવાનળ..સંસારતાપને ટાળીને.. હવે..ભવ નહિ..ભવનો ભાવ નહીં..એવી મોક્ષદશા પામવાની તૈયારી લઈને માતાના ગર્ભમાં આવ્યો છે..હાથીના ભવમાં યોગ્યતાના..પાત્રતાના અંકુરા ફૂટયા છે..પણ ત્યાં સમ્યગ્દર્શન પામ્યા નથી..પણ પામવાની યોગ્યતા પ્રગટી હતી..તેમાં સસલું નિમિત્ત હતું..પોતાની સગવડતા જતી કરી..સસલાને સગવડતા કરી આપી. અગવડતા પોતે સમભાવે સહન કરી..કોઈનો દોષ નહીં જોતાં સમભાવે દેહને છોડી દીધો..“पगइ भद्दीयाए” રૂપ યોગ્યતાના અંકુરા ફૂટયા હોય તે જાય કયાં? તે તો પાણીને ખેંચી લે. પછી તેમાં ફાલીને ફળફૂલ થવાના છે.

તેવા જીવને સદ્‌ગુરુનો બોધ જરૂર મળે. એક બીજ જમીનમાં નાખ્યું હોય.. અને તેને જીવવું હોય તો જીવાડનાર વરસાદ જરૂર મળે. તેવા જીવને સદ્‌ગુરુનો બોધ મળે..અને પાત્રે પ્રભુતા પ્રગટે. તે જાતની પાત્રતાની ખાતરી પોતાને વિરોધરહિત થવી જોઈએ. એ જાતની પાત્રતાની ખાતરી પોતાને હજીએ ન થઈ હોય..તો તે જીવ મરીને જશે કયાં? હાથીના ભવે મેઘકુમારના જીવની પાત્રતા..નિમિત્ત સસલાનું..તેની પછવાડે વીરરસની ઉગ્રતા..તેમાં પામવાની તૈયારી થઈ ગઈ હતી..તેમાં સહેજે સહેજે એવું પુણ્ય બંધાઈ ગયું કે...તે પુણ્યના નિમિત્તરૂપ સાક્ષાત્ તીર્થંકરનું નિમિત્ત મળ્યું. અને સદ્‌બોધ, વીતરાગની વાણીનું શ્રવણ પણ મળી ગયું..એ મળ્યા વિના ન રહે. કયાં હાથીનો ભવ! અને કયાં ધારિણી માતાના ગર્ભમાં આવવું! કયાં બહાર નીકળવું! અને કયાં તીર્થંકરના સદ્‌બોધનો યોગ મળવો! આવી પાત્રતાવાળા જીવને અંતરમાં બેસી જાય કે..આત્માનું વાસ્તવિક સ્વરૂપ આવું જ છે. અરે! અનુભવપૂર્વક જ્ઞાનીઓ કહે છે..કે..આત્માનું વાસ્તવિક સ્વરૂપ આવું જ છે. એવો નિઃસંદેહ ભણકાર.. રણકાર આવે છે, તેને અવ્યક્તપણે કારણ પ્રગટ થાય છે. દઢ રૂચિ વધે છે. અને આત્મસ્વરૂપનો આદર થાય છે.

પૂર્ણ, પવિત્ર, સ્વાધીન તત્ત્વ હું છું. જ્ઞાનતત્ત્વ, જીવતત્ત્વ, શુદ્ધ–બુદ્ધતત્ત્વ હું છું, મોક્ષ, સંવર, નિર્જરા તત્ત્વ હું છું. એવા એક જ તત્ત્વને વળગી પડીને..તે જીવ પોતાના ત્રિકાળી સ્વરૂપના અંદરની શોધમાં વર્તે..ચૈતન્ય ભગવાન આત્માનું પવિત્ર

જ્ઞાનસ્વરૂપ જે મારું પોતાનું નિરૂપાધીક તત્ત્વ છે, તેના ભાનને મુમુક્ષુજીવ અવશ્ય પામે. જે અવ્યક્ત હતું..તે પ્રગટપણે આવે..પ્રગટે..માટે તું પ્રથમ ભૂમિકા તો તૈયાર કર..તે તૈયાર કર્યા વિના ત્રણ કાળમાં તારો છૂટકો થાય તેમ નથી. એ ભૂમિકા તૈયાર કરવી તે કામ પોતાનું છે..કાંતો આવી ભૂમિકા તૈયાર કરીને આવ્યો હોય..અથવા વર્તમાન જાતે પોતે તૈયાર કરે.

મૂર્તિપૂજકો દેરાસરમાં જાય છે..ત્યારે કાંઇ ને કાંઈ સાથે લઈને જાય છે.. જેમકે ચોખા, બદામ વિ. તેમ તમો અહીં આવ્યા છો તો પાત્રતા લઈને આવ્યા છો ? કે એમને એમ ? પાત્રતા ન લાવ્યા હો તો પાત્રતા પ્રગટ કરો. માતાને પૂછો તો ખરા કે..હે માતા..હું ગર્ભમાં આવ્યો ત્યારે તમને કેવાક દોહલા આવ્યા હતા ? ધર્મ કરવાના ? કે ભૂતડા–માટી ખાવાના ? તે પૂછો.

વર્તમાનમાં મારામાં કેવા ભાવ છે ? કેટલી ન્યાય–નીતિ છે ? સત્ય–પ્રમાણિકપણું કેટલું છે ? તે જુઓ તો..પોતાને ખબર પડે..આવો પાત્ર જીવ જ્ઞાનીઓની સભામાં બેઠો હોય અને જ્ઞાની તેને સમજાવે છે કે..સંસારની ભાવના જ્ઞાની–ધર્માત્માને ન હોય.. પણ વીતરાગતાની જ ભાવના હોય છે. તે સાંભળનાર નક્કી કરે છે કે..મારે સંસારની ભાવના જોઈતી નથી..પણ વીતરાગતાની જ ભાવના જોઈએ છીએ. જ્ઞાન–દર્શન–અનંત-ગુણની હાની થાય તેવી જ્ઞાનીઓની હોંશ ન હોય. ચક્રવર્તી માન આપે..છતાં તે માન લેવાની જ્ઞાનીઓને હોંશ ન હોય..અને વિચારે કે.. "વંદે ચક્રી તથાપિ ન મળે માન જો." અપૂર્વ.

— શ્રીમદ્ રાજચંદ્ર

દર્શનનો વિષય અખંડ ધ્રુવ આત્મા છે. દર્શનનો આખો વિષય જ્યાં આત્મા પ્રગટે છે..ત્યાં જ અખંડ બીજ પડયું છે. મોક્ષની નિર્મળ પર્યાય અને આત્માની અભેદતા એ બંને વચ્ચેનો આંતરો એટલે ભેદ. હવે તે ભેદને સમ્યગ્દર્શન સ્વીકારતું નથી. સમ્યગ્દર્શનનો વિષય અખંડ ધ્રુવ છે. (એ ભેદને સમ્યક્જ્ઞાન સ્વીકારે છે.) અભેદ દૃષ્ટિ થતાં નિર્મળ પર્યાય જરાય દૂર નથી.

* સમદર્શિતા એટલે શું ? પદાર્થને વિષે ઈષ્ટ–અનિષ્ટ–બુદ્ધિરહિતપણું..ઇચ્છા–મમત્વરહિતપણું..સમદર્શિતા તે સમ્યક્ ચારિત્રદશાને સૂચવે છે. રાગ–દ્વેષ રહિત થવું તે સમ્યક્ ચારિત્ર દશા છે. ઈષ્ટ–અનિષ્ટબુદ્ધિ, મમત્વભાવ તથા ભાવ–અભાવનું ઉપજવું.. તે તે રાગ-દ્વેષ છે. એટલે આ મને ગમે છે, આ મને પ્રિય છે, આ મને નથી ગમતું..આ મને અપ્રિય છે..એવો ભાવ સમદર્શિતા વિષે ન હોય. આવા પ્રકારના સમદર્શિતાવાળા જીવો કેવળજ્ઞાન લઈને મોક્ષે ચાલ્યા ગયા છે. આવી મોક્ષદશા, સિદ્ધત્વ, કેવળજ્ઞાન અનંત જીવોને પ્રગટયું..તે કયાંથી પ્રગટયું ? તે બધીએ સામાન્ય શક્તિની વિશેષ પર્યાયો છે. અંદરમાં સામાન્ય શક્તિ જે પડી હતી..તે જ વિશેષરૂપે પરિણમીને બહાર આવી છે.

બાહુબલી બાર માસ સુધી એક જ સ્થળે કાઉસગ્ગધ્યાને ઊભા રહ્યા..અને કેવળજ્ઞાન તેમના ફરતું આંટા મારતું હતું..અને એક જ પગ ઉપાડતાં તેમને કેવળજ્ઞાન પ્રગટી ગયું..એમ જે બાહુબલી વિષે કહેવાય છે..તે વ્યાજબી નથી..પણ બાહુબલી જે સ્વયં માનરૂપ હાથીના હોદ્દે ચડયા હતા.. ત્યાંથી જ્યાં પોતે સ્વયં નીચે ઉતર્યા ત્યાં તો પોતામાં શક્તિરૂપે પડેલું કેવળજ્ઞાન ફટ્ દઈને વ્યક્તરૂપે પર્યાયમાં પ્રગટ થયું. આ જ ખરી સત્ય વાત છે. એમ જાણી—માનીને—શ્રદ્ધીને તું પણ એકવાર તારા સામાન્ય સ્વભાવ તરફ દૃષ્ટિ કર. તો તારા પોતાના સ્વભાવની જાતની નિર્મળ પર્યાય પ્રગટી જશે. અને તારો મોક્ષ થશે. નિર્મળ પર્યાય પ્રગટ કરનાર પુરુષાર્થની કદીએ હાર નથી..એનો કદીએ પરાજય નથી..એ બરાબર લક્ષમાં ધારી રાખજો. સોનેરી અક્ષરે હૃદયમાં કોતરી રાખજો.

તમારો આત્મા તમારો દેવ છે. અને સમ્યક્ રત્નત્રય એ ત્રણેની આરાધના એ જ તમારા આત્મદેવની પૂજા છે. આ પૂજા ક્યાં સુધી? આત્મા જ્યાં સુધી પૂર્ણ પર્યાયને ન પામે ત્યાં સુધી. તેની પૂજા આરાધના કરો..તેની આરાધના કર્યા કરજો..દેવની પૂજા કર્યા કરજો..પોતાના દેવની આરાધના..આત્મદેવની આરાધના તે જ સાચી પૂજા છે. તે પૂજાથી પૂર્ણ પદે પહોંચી જવાય છે.

અનંતા જ્ઞાનીઓએ આપેલા મોક્ષમાર્ગના ઉપદેશને અને તેને અનુસરીને વર્તનારા જ્ઞાનીઓ તમને મોક્ષમાર્ગનો ઉપદેશ આપે છે. તેમાં જે જીવ પાત્રતા પ્રગટાવીને તે ઉપદેશને ઝીલશે..પાત્રતા પ્રગટાવશે..અને પછી પોતાના ત્રિકાળી સ્વરૂપમાં ઠરી જશે..અને તેમાં જ એકાગ્રતા પ્રગટાવશે..તે જરૂર નિર્મળ પર્યાયરૂપ સિદ્ધત્વદશાને પામી જશે.

પાત્રતાવાળો જીવ સત્ સમાગમે સત્‌ને સાંભળે..તો તે જીવ સત્ વસ્તુને પામી જાય. અને વર્તમાન પાત્રતા પ્રગટ કરે તો..ભવિષ્યમાં પણ સત્ સમાગમે સાચી વસ્તુને પામી જાય..માટે પાત્રતા તૈયાર કરો.

ૐ શ્રી ગુરુદેવાય નમઃ



વ્યાખ્યાન નં. ૭૫

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૭, શુક્રવાર, તા. ૧૯-૯-૫૮.

## જીવનમાં પ્રથમ પાત્રતા તૈયાર કરો....પાત્રતાની ખાસ જરૂર છે.

આ સંયતિ રાજા હયદળ, ગજદળ, રથદળ અને પાયદળ એ ચારે પ્રકારની સેનાને લઈને...તથા તેના મધ્ય ભાગમાં ચારે બાજુથી વિંટાયેલો....ઘેરાયેલો તથા અંદરની પ્રકૃતિનું ભદ્રિકપણું..વિનયપણું..અનુકંપાપણું..અમત્સરપણું એ ચાર પ્રકારની સેના લઈને કેસર નામના ઉદ્યાનમાં કે જ્યાં મહા જ્ઞાની-ધ્યાની એવા ગર્દભાલી મુનિ દ્રાક્ષના મંડપની નીચે બિરાજે છે. તે તરફ આ રાજા જઈ રહ્યો છે.

રાજા સમાન આત્મા..ચાર પ્રકારનું.. પ્રકૃતિનું ભદ્રિકપણું,.વિનયપણું..અનુકંપાપણું..અને અમત્સરભાવરૂપ..અંદરનું સૈન્ય લઈને ઉપડે અને સત્ સમાગમ કરે..તો પાત્રતા અને યોગ્યતાને લઈને ઉપડેલો જીવ વસ્તુને પામી જાય.

ત્રણ બોલ કહેવાઈ ગયા હવે આજે અહીં ચોથો બોલ કહેવાય છે.

'अमच्छरीयाए' એટલે અમત્સરભાવ...અમત્સરભાવ એટલે...પોતાના જીવનમાં...પુણ્યની, દાનની, યમની, નિયમની, જપની, તપની વિ. ગમે તેટલી કરણીઓ થઈ હોય...અથવા થઈ ગઇ હોય..હજારો રૂપિયાના દાન થઈ ગયાં હોય..છતાં અભિમાન ન કરે. ત્યાં પોતે એમ જ માને કે...જે ક્ષેત્રે રૂપિયા જવાના હતા તે ગયા...મારા લાવ્યા લવાતા નથી અને મારા કાઢ્યા કઢાતા નથી....મારા આપ્યા અપાતા નથી... એમ માનીને પણ અભિમાન ન કરે. મારે લીધે આ સંસ્થા નભે છે, એમ માનીને અભિમાન ન કરે. મેં પહેલાં ખરડાની ટેલ કરી તો આ ખરડો થયો...નહિ તો ન થાત. એમ અભિમાન ન કરે. દાનની-શીયલની-યમની-નિયમની-તપની-જપની-સામાયિકની-પૌષધની--પ્રતિક્રમણની--દેવાદિની ભક્તિરૂપ શુભભાવની કરણી કરીને અભિમાન ન કરે. પણ ત્યાગની બુદ્ધિએ ત્યાગ કરે. દાન કરે. આ લોક કે પરલોકના સુખની ખાતર.. સુખના લક્ષે દાન ન કરે. સુખની ઇચ્છા ન રાખે...માનની...મોટાઈની..કીર્તિની..આબરૂની ઇચ્છા અને આશા ન રાખે. પણ નિરાભિમાનપણે દાન કરે. તારો ત્યાગ તો શું? તારૂં દાન તો શું? પણ જો તો ખરી..જો તો ખરો...મારા દાન પાસે..મારા ત્યાગ પાસે તારા દાન અને તારો ત્યાગ ખોવાઈ જાય છે..એમ દાન અને ત્યાગનું અભિમાન ન કરે. હું રોજ ચાર સામાયિક એક પથેણું કરૂં છું. એમ સામાયિક કરીને એનું અભિમાન ન કરે...સમ્યક્-સામાયિક કરે તો તે બરાબર છે...પણ તેનું અભિમાન ન હોય... ન કરાય...વરસીતપ કરે...છઠ્ઠનો વરસીતપ કરે...અને કહે કે તારા વરસીતપમાં શું છે?

મેં તો બે ચાર વરસીતપ કર્યા અને તેના પારણે હજારો રૂપીયા ખરચી નાખ્યા....એમ તપ કરીને અભિમાન ન કરે...અહંકાર ન કરે. પણ નિરાભિમાનપણું રાખે.

ત્યાગભાવનો જેને અહંકાર, અભિમાન વર્તે છે...અને આ બધું મારૂં જ કર્યું થાય છે...એમ સમજે...માને છે...અને માનાદિકમાં...અહંભાવમાં વર્તે છે, તેને મુમુક્ષુતાની, પાત્રતાની ભૂમિકા પણ નથી. જ્ઞાની કહે છે કે...અહંભાવથી આત્માને બચાવી તમારા હાથે હજારો ગાયોને બચાવવાનું સુંદર કાર્ય થઈ ગયું હોય...ત્યાં તું એમ ન માન કે... "મેં ગાયો બચાવી..નહીં તો મરી જાત." એમ તું અભિમાન ન કર. ગાયોનું આયુષ્ય હશે તો તું નહિ તો તારો ભાઈ તેને બચાવનાર મળી જશે. માટે ભાઈ... તું સત્કાર્યો કરીને અભિમાન કરીશ નહિ...કર નહિ...અંતરમાં અહંભાવ-માનભાવ-કીર્તિભાવ છે...તેની વાસનાનો ભાવ છે તેનો ઘટાડો કર.

એ શુભ પરિણામની પાછળ આત્મજ્ઞાન પ્રાપ્તિનો પુરુષાર્થ હોય તો...દાન-શીલ-તપ-ભાવ-સામાયિક--યમ--નિયમ વગેરેની કરણી એ આદિ બધાયનું સફળપણું છે. જગતના જીવો દેવ-ગુરુ-ધર્મની ભકિત તો કરે છે...દાનાદિ તો કરે છે...પણ તેની પછવાડે આત્મજ્ઞાનની પ્રાપ્તિનો જો પુરુષાર્થ હોય તો...દાન-શીલ-તપ-ભાવ-તપ-ત્યાગનું, દેવ-ગુરુ-ધર્મની ભકિતનું સફળપણું છે. માન-અહંકાર વાસનાનો ઘટાડો કરો...તે ઘટાડાની પછવાડે સાચું સમજવાની તીવ્ર જિજ્ઞાસા તે પૂર્વક પ્રકૃતિનું ભદ્રિકપણું...સરળપણું... વિનયપણું...અનુકંપાપણું...તે બધું આત્મજ્ઞાન પ્રાપ્તિમાં આત્મસુખમાં નિમિત્ત થાય છે. જ્ઞાની કહે છે કે...હે ભાઈ... તારે તારા આત્માની પવિત્ર દશા જોઈએ છીએ ને ? હા... હા..છતાં તું રાગ-દ્વેષ-મોહ-અહંભાવનો ઘટાડો કેમ કરતો નથી ? વિષયભોગની તીવ્ર વાસનાઓ, કરેલા દાનાદિ કરણીની વાસનાઓનો ઘટાડો કરતો નથી...અહંભાવ-માનભાવને ઘટાડયા વિના માત્ર તું વાતો કરનારો છું...સાચા ન્યાયને કેવળજ્ઞાનીની વાતને તું સમજ્યો નથી...આત્મજ્ઞાનના નામે વાતોથી...મનના વિકલ્પોથી સંતોષ માનીને અહં-ભાવને તથા સ્વચ્છંદમાં અટવાયો તેથી જ ભવસાગરમાં ડૂબે છે. વાતોથી વડાં ન થાય ભાઈ...જેને આત્માનું હિત અને કલ્યાણ કરવું છે...તેને શરૂઆતમાં પ્રકૃતિનું ભદ્રિકપણું વિનયપણું-અનુકંપાપણું-અમત્સરપણું આદિ ચાર બોલપૂર્વક મુમુક્ષુતા પ્રાપ્ત કરવી જોઈએ. અહંભાવ, સ્વચ્છંદ, મમતા, માન, મોટાઈ ઇત્યાદિનો ત્યાગ કરીને સાચા અભિપ્રાય અર્થે ખૂબ ખૂબ કષાય પાતળા પાડવા જોઈએ. નિંદા-સ્તુતિ-શાતા-અશાતાદિ દરેક પ્રસંગમાં સમભાવ જાળવવાનો પુરુષાર્થ જોઈએ...કષાયની મંદતા...તે પુરુષાર્થ વિના થતી નથી. આ પ્રથમ યોગ્યતા વિના સાચા સુખની ગંધ પણ નથી...અરે ! ગંધ પણ આવે તેમ નથી.

કારણ નથી તો કાર્ય પ્રગટે કયાંથી ? પાત્રતા વિના પ્રભુતા પ્રગટે નહિ વર્તમાન પાત્રતા દેખાતી નથી તો આત્મજ્ઞાન કયાંથી પ્રગટે ? તે કાંઈક આત્મામાં શાન્ત ચિત્તે વિચારો...આત્મજ્ઞાનને પ્રગટવું તો છે..પણ પાત્રતા વિના પ્રગટે કયાંથી ? તે કાંઈક

આત્મામાં શાન્ત ચિત્તે વિચારો તો ખરા. એક અંશે તો પવિત્રતા લાવો. ઉજ્જવળ, શુકલ, નિર્મળ અંતઃકરણ વિના જ્ઞાનીના વચન અંતરમાં કેમ ઉતરશે ? હૃદયમાં તો મલીનતા ભરી છે...હૃદયમાં મલીનતા ભરી હોય તો... જ્ઞાનીના વચનો હૃદયમાં ક્યાંથી ઉતરે ? સંસાર પ્રત્યે બહુ ઉદાસીનતા અને જ્ઞાની પ્રત્યે બહુમાન જોઈએ. આત્મા નિર્મળ રાગરહિત છે. તેનો પ્રેમ એનો અર્થ એ છે કે...સંસારનો પ્રેમ નહિ...

દેહાદિની મમતાનો અહંભાવ....ત્યાગ-વૈરાગ્યની મમતાનો અહંભાવ....વિ. નો અભાવ કરવાનો તેમજ દેહાધ્યાસ ટાળવાનો ખાસ પ્રયત્ન કરવો જોઈએ. સંસારના વિષયભોગની અનિચ્છા....ઉદાસીનતા અને વૈરાગ્ય પ્રથમ જોઈએ. જે આત્મામાં પ્રકૃતિનું ભદ્રિકપણું હજીએ આવ્યું નથી....એટલે કે....જરાય જતું કરતાં આવડતું નથી...ભલે એણે ગુન્હો કર્યો..પણ મારે તેને ખાડામાં ઉતારવો નહિ...પણ જતું કરી હું સમભાવી રહું....પણ...જો અગવડતા સહી જાય નહી.... પ્રકૃતિનું ભદ્રિકપણું–વિનયપણું–લૌકિક અનુકંપા–અમત્સરભાવ હોય નહિ અને પોતાને જ્ઞાની માનીને બેઠો છે ! હું શુદ્ધ છું....બુદ્ધ છું....નિરંજન છું....નિરાકાર છુ...જ્ઞાતા–દૃષ્ટા–જ્ઞાયક છું...એવી તારી શ્રદ્ધા જુઠી છે. સાચી શ્રદ્ધા વિના એટલે વ્યવહાર શ્રદ્ધા વિના ક્રોધિલા-પણું..તોછડાઈપણું..અદયાભાવ..અહંભાવ..અહંકાર..સ્વચ્છંદ જ પોષાય. જગતના જીવોને અનાદિથી સ્વચ્છંદનું પોષણ ખૂબજ મળ્યું છે. તેથી પરદ્રવ્ય..પરભાવથી મમતા–અહંકાર–રાગ રહિત..જુદો..પવિત્ર સુખમય જ્ઞાનઘન આત્મા છે, તેમાં રહેવું ગમતું નથી. કારણકે પોતે પરવસ્તુમાં સુખબુદ્ધિ ઊભી કરી છે. તેથી પોતાનો આત્મા જ પોતાને રૂચતો નથી. બાહ્ય વિષયોમાં, પરાધિનતામાં, બાહ્ય ઉપાધિમાં ફાંફાં માર્યા જ કરે છે. તેમાંથી વળી સંતોષ ઇચ્છે છે. વળી મનમાં ધારી રાખે કે...આત્મા શુદ્ધ-બુદ્ધ-નિરંજન-નિરાકાર છે. આત્માને કાંઈજ નથી..જે છે તે દેહને છે..પણ...હે ભાઈ! દેહને જરાક અગવડતા આવે..અગવડતા જણાય..દેહનું જરાક અપમાન થાય..અથવા તો તારી ધારણાથી જરાક અણગોઠતું થાય..તેમાં તારો આત્મા તીવ્ર કષાયમાં જોડાઈને અહંભાવે કકડી ઊઠે છે..! તારો આત્મા શુદ્ધ-બુદ્ધ છે તે ક્યાં ગયું ? એ શું કહેવાય ?

અહંભાવની લાગણીઓમાં આખો આત્મા જોડાઈ જાય..વહેંચાય જાય..તેનું તો ભાન નથી, અને આત્મા પરથી જુદો..અવિનાશી..અરાગી છે..એ ન્યાય કેમ બેસે ? કયા કાળજે બેસે ? માટે..દાનાદિ-શીયલાદિ-તપાદિની કરણી કરો, તેમાં અહંભાવનો ઘટાડો કરો. આત્માના જ્ઞાનને પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરે..તો જ્ઞાનીઓના ન્યાય કાળજે બેસી જાય.

દૃષ્ટાન્ત. "ભગવાન પધાર્યા છે. ભગવાન પધાર્યા છે" એવું સાંભળીને રાજા દશાર્ણભદ્રના મનમાં એવો મનોરથ પ્રગટ્યો કે... આ વખતે તો હું ભગવાનના દર્શન એવી રિદ્ધિથી કરૂં... કે જેવી રિદ્ધિથી કોઈએ પણ હજુ સુધી ભગવાનના દર્શન કર્યાં ન

હોય... મેં ભગવાનના ઘણી વખત દર્શન કર્યાં છે... અને બીજા જીવોએ પણ ભગવાનના દર્શન ઘણી વખત કર્યાં છે. પણ આ વખતે હું ભગવાનના દર્શન એવી રિદ્ધિથી કરું કે કોઈએ પણ એવી રિદ્ધિથી દર્શન કર્યાં ન હોય... પુણ્ય યોગે મળેલી રિદ્ધિને સફળ કરવાનો આ સર્વોત્તમ પ્રસંગ છે... એમ રાજાને લાગ્યું એથી એને પોતાને સર્વ રિદ્ધિથી ભગવાનના દર્શન કરવા જવાનું મન થયું. તેમાં નહીં આવવા જેવી એકજ વાત અંદરમાં આવી ગઇ. તે કઈ વાત? "કોઈએ એવી રિદ્ધિથી ભગવાનના દર્શન ન કર્યાં હોય...તેવી રિદ્ધિથી હું દર્શન કરું." એવો ન આવવા જેવો ભાવ મનમાં આવ્યો.

ભગવાનના દર્શન કરવાનો ભાવ સારો..પણ..એ ભાવમાં રાજાને ઘમંડ, અહંકાર અભિમાન આવી ગયું. તે સારૂં નહિ.

દશાણભદ્ર રાજાએ તુરતજ રાજસિંહાસન ઉપરથી મુખ્યમંત્રીને ભગવાનના દર્શને જવાની તૈયારી કરવાનો હુકમ આપી દીધો..કે..નગરમાં ઢંઢેરો પીટાવી દો..કે "આવતી કાલે આ નગરનો રાજા પોતાની સર્વ રિદ્ધિ સહિત ભગવાનના દર્શન કરવા જવાના છે, તો સર્વે નગરની પ્રજાએ પોતાની રિદ્ધિપૂર્વક નગર શણગારવું." રાજાની આજ્ઞાને શિરોમાન્ય કરી મુખ્યમંત્રીએ તેમ કર્યું.

આ ઢંઢેરો સાંભળી નગરની પ્રજાએ રાત્રિમાં આખું યે નગર શણગારી દીધું... અથવા તો શણગારાઈ ગયું. કદી એ ન મંડાયો હોય તેવો ભગવત્ દર્શનનો મહોત્સવ મંડાયો... શણગારેલા હાથી ઉપર રાજા બેસીને... સાથે ચતુરંગી સેના લઈને..ભગવાનના દર્શને આ દશાણભદ્ર રાજા નીકળી ગયો. નગરને શણગારેલું જોઈ... તથા બીજી સજાવટોને જોઈ... રાજા ખુશીખુશી થઈ ગયો... રાજાને થયું કે આજે મારી સકળ રિદ્ધિ સફળ થઈ. મારો મનોરથ સફળ થયો.

રાજાના ભગવત્‌દર્શન મહોત્સવની સુધર્મ ઈન્દ્રને અવધિજ્ઞાનમાં ખબર પડી ગઈ. રાજાની પ્રભુ પ્રત્યેની ભક્તિના ભાવને જાણીને ઈન્દ્ર ખુશી થયો. ઈન્દ્ર પોતે મતિ, શ્રુત તથા અવધિ એ ત્રણ જ્ઞાનનો ધણી છે. તેથી તેમને ખબર પડી ગઇ કે...કોઈએ જેવી રિદ્ધિથી ભગવાનના દર્શન ન કર્યાં હોય તેવી રિદ્ધિથી હું ભગવાનના દર્શન કરવા જાઉં, એવા ભાવમાં ઘણો પ્રબળ ઘમંડ, અભિમાન અહંકાર ઉભો છે. ભગવાનના દર્શન કરવા માટે...આ રિદ્ધિ તો શું...પણ આથી વિશેષ રિદ્ધિથી દર્શન કરનારા પડયા છે. રિદ્ધિપૂર્વક દર્શન કરવાનો રાજાનો આ ભાવ સારો...સાથે નગરની પ્રજાને લઇ જવાનો ભાવ પણ સારો...પણ તેના ભાવમાં ઘમંડ, અહંકાર ઉભો છે તે ખરાબ. તે ભાવને કઢાવી નાખવો જોઈએ. આવા સુંદર ભાવમાં, આવી સુંદર ભકિતમાં, અહંકાર-ઘમંડનો ભાવ તે સોનાની થાળીમાં લોખંડની મેખ જેવો છે. ઈન્દ્ર વિચારે છે કે... આ રાજાને એમજ થઈ જવું જોઈએ કે...મારાથી યે અનેક ગણી રિદ્ધિથી આ ભગવાનની ભકિત કરનારા પડયા છે, વિદ્યમાન છે. આ ભગવાન એવા છે કે...જે

આત્માને ઓળખે...તેને પોતાની સઘળી સમૃદ્ધિથી, રિદ્ધિથી એમની ભક્તિ કરવાનું મન થયા વિના રહે નહિ.

રાજાના અભિમાનવાળા ભાવને કાઢી નાખવા માટે ઈન્દ્રે એવી રિદ્ધિયુકત એક હાથી વિકુર્વ્યો કે જેની પાસે દશાણભદ્ર રાજાની સઘળીય રિદ્ધિ સાવ તુચ્છ ભાસે. એવા અદ્ભૂત હાથી ઉપર બેસીને...ઈન્દ્ર પોતે ભગવાનના દર્શન કરવા ચાલ્યો આવે છે. રાજા જ્યાં પોતાની સવારી સાથે ચાલ્યો આવતો હતો ત્યાંજ...તે ઈન્દ્ર ઉતર્યો. રાજા દશાણભદ્ર ઈન્દ્રે વિકુર્વેલા હાથીને જોઈને સહજ ખંચવાઇ ગયો...એટલે અચંબો પામ્યો. આ રાજાને થઈ ગયું કે મેં ધાર્યું હતું તે સફળ થયું નહિ.

આથી રાજાને દ્વેષ ન આવ્યો...કારણ હૈયે છાત્રવટ હતી, ક્ષત્રિય હતો. તેથી તે રાજાએ નક્કી કરી લીધું કે આવી રિદ્ધિ મારે ન જોઈએ. ત્યાં રાજાનો ઘમંડ, અહંકાર, અભિમાન ઓગળી ગયા...પણ ભક્તિનો ભાવ તો રહી ગયો, નિર્મળતા રહી ગઈ. પ્રથમ ભક્તિભાવમાં રિદ્ધિનો જે ગર્વ હતો તે સાવ ગળી ગયો, ભક્તિનો ભાવ રહી ગયો.

ઈન્દ્ર અને રાજા એ બન્ને ભગવાનના સમવસરણમાં ગયા. ભગવાનના પવિત્ર દર્શન કર્યાં. પવિત્ર ભાવે પ્રભુને વાંદ્યા. પ્રભુના સમવસરણમાં બાર પ્રકારની પર્ષદા હોય છે. ચાર જાતિના દેવ, ચાર જાતિની દેવી, એમ આઠ. મનુષ્ય–મનુષ્યણી,તિર્યંચ–તિર્યંચણી, એ ચાર... એમ બાર પ્રકારની પર્ષદામાં ભગવાને ધર્મો કહ્યો.

હે ભવ્ય જીવો ! સત–ચિત્–આનંદ તત્ત્વનું સમ્યક્ ભાન કરીને પોતાના આત્મામાં જેણે જ્ઞાનની જ્યોતિ પ્રગટ કરી છે... પ્રદીપ કરી છે. જ્ઞાનના દીવડાં પ્રગટાવ્યાં છે... તેથી અજ્ઞાન અંધકારનો જેણે નાશ કર્યો છે... તે જીવ ધર્મ–દિવાકર છે. તે આત્મામાં અજવાળાં કરનાર છે. પરમાત્મ સુખનો અભિલાષી એવા પરમ પુરુષાર્થ પરાયણ ભવ્ય જીવ... ચિદાનંદસ્વભાવના આશ્રયે... નિશ્ચય સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ એ રત્નચારની ભાવના ભાવે છે. જીવે મિથ્યાત્વ, અજ્ઞાન, રાગ, દ્વેષ, વિષય, કષાયના ભાવો અનાદિથી સેવ્યા છે, સેવે છે... પણ ચિદાનંદ ભગવાનનો આશ્રય કરી સમ્યગ્દર્શનાદિ રત્નચારને ભાવ્યા નથી. પણ આસન ભવ્ય મુમુક્ષુ જીવ મિથ્યાત્વાદિને છોડીને પોતાના પરમાત્મ તત્ત્વના આશ્રયે.. સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ આદિ ભાવો રૂપે પરિણમે છે. તે જ ધર્માત્માનું સંસારથી પાછા ફરવાપણું છે.

રાજા વિચારે છે કે દર્શન કરવા આવ્યો, ભક્તિના ભાવ આવ્યા, ઘમંડ ગળી ગયું અને આજ સંસારથી પાછા ફરવા જેવું છે.. આજ સામાયિક આદિ ષટ્ આવશ્યક છે.. ચિદાનંદ સ્વભાવના આશ્રયે સમ્યગ્દર્શનાદિ રત્નચાર તેની ભાવના ભવ–ભ્રમણનો નાશ કરનારી છે. આવી અપૂર્વ ભાવનાવાળો જીવ અતિ નિકટભવી આસનભવ્ય છે. આસનભવ્ય તે અલ્પકાળમાં મુક્તિ પામે. જે જીવ શરીર આદિ બાહ્ય

પદાર્થોમાં આત્માની ભ્રાન્તિ કરે છે, તે બહિરાત્મા છે. જેમકે દેહ ટકે તો હું ટકું, દેહ મરે તો હું મરૂં, બધું બહિરાત્મપણું છે. રાગ-દ્વેષ-કષાય આદિ દોષો તથા ચૈતન્ય સ્વભાવમાં જે ભ્રાન્તિથી રહિત છે.. તે અંતરાત્મા છે. જે રાગ-દ્વેષ-મોહ-અજ્ઞાન વગેરે દોષો છે તેને દોષો રૂપે જાણે છે..માયાને માયા રૂપે જાણે છે... અને પોતાના ચૈતન્ય ભગવાન આત્માના સ્વભાવને સ્વભાવરૂપે જાણે છે. અને રાગાદિ દોષોમાં આત્માની ભ્રાન્તિ થતી નથી..મલીનતા થતી નથી...મલીનતાથી ભિન્ન પોતાના શુદ્ધ સ્વભાવને નિઃશંકપણે નિઃકાંક્ષિતપણે જાણે છે. અમૂઢપણે જાણે છે... તે અંતરાત્મા છે. રાજા વિચારે છે કે હવે મારી આ જ દશા હો. અઢાર દોષો જેમને ટળી ગયા છે... એવું સર્વજ્ઞપદ જેને પ્રગટી ગયું છે.. તે પરમાત્મા છે. આ પ્રમાણે ત્રણેનું સ્વરૂપ જાણવું, માનવું, શ્રદ્ધવું અને ચૈતન્ય સ્વરૂપમાં લીન થવું. જે જીવો ચૈતન્ય સ્વરૂપમાં લીન થયા અને વીતરાગી થયા... તે જીવો સર્પ જેમ કાંચળી છોડીને ચાલ્યો જાય.. તેમ સંસારને છોડી વીતરાગ માર્ગે ચાલ્યા જાય છે.

ભરત ચક્રવર્તિએ ગુણવંતી અને રૂપવંતી રાણીઓને તથા ચક્રરત્ન વગેરે ચૌદ રત્નો આદિ બધાયને છોડી દીધા... જેમ વિષ્ટા છોડયા પછી... તેની સામે કોઈ ન જુએ તેમ ભરત ચક્રવર્તિએ રાજ્ય-રાજ્યવૈભવ--રાણીઓ--ચૌદ રત્નો વગેરેના રાગને છોડી દીધો. પછી તેની સામે તેમણે જોયું પણ નહિ. અને અરિસાભુવનમાં ભરતચક્રી કેવળજ્ઞાનને પામ્યા. કેવળજ્ઞાનને લઈ તે ચક્રી બહાર નીકળ્યા ત્યાં ઈન્દ્રે કેવળ મહોત્સવ કર્યો. સામાન્ય કેવળીનો મહોત્સવ પુણ્ય હોય તો થાય અને પુણ્ય ન હોય તો ન પણ થાય. પણ તીર્થંકર ભગવાનના કેવળજ્ઞાનનો મહોત્સવ તો થાય જ. ઈન્દ્ર--ઈન્દ્રાણીઓ આવ્યા...દેવ-દેવીઓ આવ્યા અને કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. રાજાને જતા જોઈને રાણીઓ રડે છે કે...અમને ભોગમાં સાથ આપનાર એકલા ચાલ્યા જાય છે....ત્યાં ઈન્દ્ર--ઈન્દ્રાણીઓ કહે છે કે શાન્ત થાવ... તેમણે રાગનો સર્વથા નાશ કર્યો છે. તેમને તમારા પ્રત્યે જરાપણ રાગની લાગણીઓ રહી નથી..તે પૂર્ણ સમ છે. તેમને કોઈ પ્રત્યે રાગ-દ્વેષ નથી. તે ભોગ માટે અવતર્યા ન હતા. સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી તે આવ્યા હતા... તે ભોગ ખાતર અવતર્યા ન હતા..પણ મોક્ષને માટે અવતર્યા હતા. તો ત્યાં રાગને ટાળીને અક્ષય સુખ લઈ લીધું.

આમ જે જીવ જ્ઞાનજ્યોતને પ્રગટાવશે તે જીવ અલ્પકાળમાં સુખને પામી જશે. શાશ્વત સિદ્ધ થઈ જશે.

આવી પ્રભુની વાણી રાજા દશાણભદ્રે સાંભળીને, મસ્તક ઉપરથી મુગટ ઉતારીને, રાજ્ય તથા રાણીઓનો મોહ ઉતારી, ભગવાન પાસે સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક દીક્ષાની માંગણી કરી. પોતે દીક્ષા લઈને સ્વભાવમાં લીન થઈ ગયા...ત્યાં ઈન્દ્ર તેમના ચરણમાં નમી પડયો. કેમ નમી પડયો? કે...બાહ્ય રિદ્ધિમાં સરસાઈ કરવાની શક્તિ ઈન્દ્રમાં

હતી...પણ આમાં એટલે સમ્યક્ ત્યાગમાં ઈન્દ્રને સરસાઈ કરવાની શક્તિ નહોતી. બાહ્ય ભક્તિ કરવામાં દેવો મનુષ્ય કરતાં વધી જાય. પણ ભાવભક્તિમાં માણુસ જ ફાવી જાય. ભક્તિનો ભાવ આ રાજાને ઉપડયો હતો પણ તે ભાવમાં અહંકાર, અભિમાન, ઘમંડ હતો તે ઈન્દ્રની બાહ્ય રિદ્ધિ જોઈને. અહંભાવ-ઘમંડ ગળી ગયો, અને ભક્તિનો ભાવ રહી ગયો. તેમાં પ્રભુની દેશના ભળી. અને સાચા ભાવને પામી ગયા તો સ્વરૂપમાં ઠરી ગયા. અને મોક્ષમાં પણ ચાલ્યા ગયા.

માટે. જીવનમાં પ્રથમ પાત્રતા તૈયાર કરો....પાત્રતાની ખાસ જરૂર છે.

ૐ શ્રી સદ્ગુરુદેવાય નમઃ



વ્યાખ્યાન નં. ૭૬

સં. ૨૦૧૪ ના ભાદરવા સુદ ૮, શનીવાર, તા. ૨૦-૯-૫૮

## સમ્યગ્દષ્ટિ....તે વીતરાગદષ્ટિ છે.
## વીતરાગદષ્ટિ...તે સમ્યગ્દષ્ટિ છે.

કામ્પિલ્ય દેશનો સંયતિ નામે રાજા હયદળ, ગજદળ, રથદળ, પાયદળ વગેરે ચાર પ્રકારની મોટી સેનાથી ઘેરાયેલો પોતાના નગરની બહાર નીકળ્યો. જો કે તે રાજાને શિકાર કરવાના સ્થળો તો ઘણાં હતાં, પણ આ રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ હતું. તેથી જ્ઞાની-ધ્યાની મુનિ ગર્દભાળી જે ઉદ્યાનમાં બિરાજે છે તે તરફ આ રાજા શિકાર કરવા ચાલ્યો જાય છે. આ રાજાને આશ્રવમાં સંવર કેવી રીતે થાય છે તે વાત આગળ આવશે.

ચાર પ્રકારનું અંદરનું સૈન્ય લઈને એટલે. पगइ भदीयाए, पगइ विणियाए, साणु कोशीयाए, अमच्छरीयाए...એ રૂપ ચાર પ્રકારનું લશ્કર લઈને... જે જીવ ઉપડે તે જીવ સત્સમાગમે આત્મધર્મને પામી જાય છે. 'पगइ भदीयाए' આદિ ચારેય બોલનું વિવેચન થઈ ગયું છે. આ ચારે બોલનો ક્રમબદ્ધ સંબંધ છે.

ચાર બોલના સેવનની પાછળ એક વસ્તુ અવશ્ય હોય..તો તે કઈ વસ્તુ? "પુરુષાર્થ" તો તે ચાર બોલના સેવનની પાછળ જ્ઞાનની પ્રાપ્તિ થાય. જો સત્‌ને પામવાનો પુરુષાર્થ હોય..તો તે પુરુષાર્થથી પ્રભુતા જરૂર પ્રગટે. પાત્રે પ્રભુતા પ્રગટે છે.

એ ચાર બોલમાં એકએક બોલ... એકએક બોલના સંબંધમાં આવે... ત્યારે ઉત્તરોત્તર એકએક બોલ વધતો જાય. એકએક બોલ...એકએક બોલના સંબંધમાં જ્યારે આવે છે...ત્યારે તે એકએક બોલ...એકએકથી વિશેષપણે કેવી રીતે છે તે સમજાવે છે.

દૃષ્ટાંત...ત્રણ બહેનો કુવે પાણી ભરવા જાય છે...ત્યારે રસ્તામાં એક ચોથી બહેન સામી મળે છે... તે બહેને રસ્તે ચાલી જતી એવી ત્રણે બહેનોને ગાળો ભાંડવા માંડી, ન કહેવાના બોલો પણ બોલવા લાગી. લુચ્ચી, લફંગી, કાફર વગેરે વગેરે તે ગાળો સાંભળી ત્રણ બહેનોમાંથી એક બહેન વિચાર કરવા લાગી...કે આ બહેનનું મેં કાંઈપણ બગાડયું નથી. તેને નુકશાન પણ કાંઈ મેં કર્યું નથી. છતાં આ શા માટે ગાળો દે છે? ગાળો ભાંડે છે? અનેક પ્રકારના વચનો અને તે ન બોલવા લાયક વચનો ભરબજારમાં શા માટે બોલે છે? કુવચનો શા માટે કહે છે? એમ વિચારવા લાગી... અને હવે મારે શું કરવું એમ પણ વિચારવા લાગી. જો મારામાં બળ હોત તો... તાકાત હોત તો...શક્તિ હોત તો...મારી પછવાડે પીઠબળ હોત તો..આ બાઈને હમણાં જ... આ જ પળે..અહીંયા જ દેખાડી દેત...હમણાં જ ભોંભેગી કરી દેત... મારા બળનો ચમત્કાર દેખાડત...પણ તે બાઈ મારા કરતાં વધારે લોંઠકી છે...બળવાન છે...જબરી છે... અત્યારે જો હું કાંઈપણ એકાદ વચન બોલીશ તો હુંજ માર ખાઈશ, માર ખાઈ બેસીશ. એમ વિચારીને ચુપચાપ થઇ ગઈ. પણ તે બાઈના હૃદયમાં તેને દંડ દેવાની વેરવૃત્તિનો ભાવ બરોબર ઉભો છે. તેથી મનમાં ને મનમાં તે બાઈ ઉપર તીવ્ર ક્રોધ કરી રહી છે. પણ અશક્તિને કારણે... નબળાઈના કારણે...બોલી શકતી નથી. પણ ચુપચાપપણે બધીએ ગાળો સહન કરી લે છે.

ત્યારે બીજી બહેન ગાળો દેનાર બાઈ સામે થઈ જઈને કહેવા લાગી કે...તું શા માટે ગાળો દેશ? મેં કાંઈ તારા બાપનું, તારા દાદાદાદીનું શું બગાડયું છે? કે જેથી ગાળો દેશ? એમ...બીજી બહેને કહી...પોતાની શક્તિનો પરિચય આપી દીધો. અને ગાળો દેનાર બાઇને દબાવી દીધી.

હવે ત્રીજી બહેન વિચારે છે કે...આ બહેને મને ગાળો દીધી...દુષ્ટા કહી.. નાલાયક કહી...હીણા કર્તવ્યને કરનારી કહી...તો શું? મારામાં દુષ્ટતા કે નાલાયકતા કે હીણા કર્તવ્ય, ખરાબ કર્તવ્ય આવી ગયાં છે? તે મને ગુન્હેગાર કહે છે તો શું મારામાં ગુન્હો, અપરાધકારી કામો આવી ગયાં છે? એવું એવું તે બધું કહે છે તો તે મારામાં આવી તો નથી ગયું ને? તે મારે પ્રથમ જાતે નિરીક્ષણ કરી લેવું જોઈએ. તપાસ કરી લેવી જોઈએ. અને તે કહે છે તે પ્રમાણે મારામાં અવગુણો આવી ગયા હોય તો તે કહેનારી બાઈનો મારે ઉલટો ઉપકાર માની લેવો જોઈએ. અને પછી તે અવગુણોને દૂર કરવાનો પ્રયત્ન મારે જરૂર કરવો જોઈએ. પણ જો મારામાં દુષ્ટતા, નાલાયકતા નથી તો પછી આ બહેન મને ભરબજારમાં ગાળો દે છે...એમ માનવાની,

નારાજ થવાની, ખેદ કરવાની, કોપ કરવાની મારે જરૂર શી છે? જ્યારે હું દુષ્ટ, નાલાયક નથી, ગુન્હેગાર નથી એવો મને વિશ્વાસ છે, તો પછી તે બહેન મને નાલાયક, દુષ્ટ, રખડતી કહે તો મારે તે શા માટે માની લેવું જોઈએ? એ એના ભાવે અને હું મારા ભાવે, એમ વિચારી કષાયની મંદતામાં ચૂપચાપ રહી ગઈ.

જુઓ...પહેલી બહેન પણ ચૂપચાપ રહી ગઈ...અને ત્રીજી બહેન પણ ચૂપચાપ રહી ગઈ....છતાં બન્નેના પરિણામમાં કેટલો બધો ફરક છે! અંતરભાવ છે! પટાંતરો છે! પહેલી બહેને તો ગાળોને પોતાની અસમર્થતાના કારણે ચૂપચાપપણે સાંભળી લીધી, તથા સહન કરી લીધી, છતાં મનમાં ને મનમાં વેર લેવાની વૃત્તિ તો ઉભી જ રાખી છે, ઉભી જ છે, છતાં ચૂપચાપપણે બેસી રહી. જ્યારે બીજી બહેને પોતાની શક્તિનો પરિચય આપીને, દેખાડીને ગાળો દેનાર બહેનને બેસાડી જ દીધી. અને ત્રીજી બહેને ગાળો સાંભળી એમ વિચાર્યું કે એ બહેન મને ગાળો દેતી જ નથી અથવા તે બહેન મને ગાળો દે છે એમ એણે માન્યું જ નહીં. એમ વિચારીને ચૂપચાપ રહી ગઈ.

હવે..જુઓ..આ ત્રણ બહેનોમાંથી પ્રકૃતિની ભદ્રિક કઈ બહેન છે? તેનું નિરીક્ષણ કરવું જોઈએ. જો પહેલી બહેનને પ્રકૃતિની ભદ્રિક કહેવામાં આવે તો તે પહેલી બહેને વચન દ્વારા તો કાંઇ જ કહ્યું નથી. તેમ છેલ્લી બહેને પણ વચન દ્વારા કાંઈ જ કહ્યું નથી. છતાં છેલ્લી બહેનને પ્રકૃતિની ભદ્રિક કહો છો તો પછી આ પહેલી બહેનને પ્રકૃતિની ભદ્રિક શા માટે ન કહેવામાં આવે? શા માટે પ્રકૃતિની ભદ્રિક ન મનાય? પહેલી બહેને પણ વચન દ્વારા કાંઈ કહ્યું નથી....તો તેને શા માટે પ્રકૃતિની ભદ્રિક ન કહેવાય? ને છેલ્લી બહેનને જ પ્રકૃતિની ભદ્રિક કહેવાય? એમ કોઈ પ્રશ્ન કરે....તો તેનો જવાબ આ પ્રમાણે છે. ભાઈ...પહેલી બહેનને એટલા માટે જ પ્રકૃતિની ભદ્રિક કહેવામાં આવતી નથી કે તેના ભાવમાં તેના હૃદયમાં વેર લેવાની વૃત્તિઓ સળગી રહી છે, પણ પોતાની અશક્તિના કારણે કાંઈ કહી શકતી નથી. ત્યારે છેલ્લી બહેનના હૃદયમાં...ભાવમાં....વેર લેવાની વૃત્તિઓ નથી. માટે તેને જ પ્રકૃતિની ભદ્રિક, સરળ કહેવામાં આવે છે.

આજના લોકો આવી ભદ્રિકતાને પ્રકૃતિના ભદ્રિક તરીકે માને છે. આજના લોકો કહે છે કે...હું કાંઈ બોલ્યો નથી, મેં કાંઇ કહ્યું નથી, પણ જ્ઞાની કહે છે કે...ભાઇ! હૃદયમાં ડંખ તો છે ને? તો ક્યાં રહ્યું પ્રકૃતિનું ભદ્રિકપણું? આ પ્રકારની ભદ્રિકતા તે સાચી ભદ્રિકતા નથી. ત્યારે ત્રીજી બહેન...શક્તિસામર્થ્ય હોવા છતાં ...વિચારપૂર્વક ભદ્રિકતાને ટકાવી રાખે છે. અને ન્યાય કાઢીને પોતાના તરફ લઈ લીધું. તમોને સંસારમાં આવા પ્રસંગો નથી ભજતા? ભજે છે. તો તમો ન્યાય કાઢી પોતા તરફ લઈ લો છો કે?

પ્રકૃતિના ભદ્રિપણાનો આ પહેલો બોલ પોતા પૂરતો જ છે. ઉપેક્ષા કરે...એટલે જતું કરે...એ પોતા પૂરતું જ છે. અને જ્યારે પહેલા બોલની સાથે બીજો બોલ "પ્રકૃતિનું વિનીતપણુ" સંબંધમાં આવે છે. એટલે પહેલા બોલ કરતાં બીજો બોલ વિશેષ છે. પહેલા બોલ કરતાં બીજો બોલ સંબંધમાં વધે છે. તે વધતાં તોછડાઈપણે વર્તાય નહિ. ત્રીજી બહેને જે બહેનને જતી કરી...તે બહેન એટલે ત્રીજી બહેન ગાળો દેનાર બહેન વિષે માહિતગાર છે. તેનું જીવન કેવું છે અને કેવી રીતે વર્તમાનમાં તે જીવન જીવી રહી છે વગેરેની ખબર છે. ગાળો ભાંડનારના સંબંધમાં રજેરજની જતી કરનાર બહેનને ખબર છે. તોપણ તેના સંબંધમાં બીજાની પાસે આ બહેન તેની કોઈપણ વાત ન ઉચ્ચારે એટલે તોછડાઈમાં જરાય ન વર્તે. એ બીજો બોલ.

આવું પ્રકૃતિનું વિનયપણું તો જોઈશે જ. આના વિના નહિં ચાલે.

હવે બીજા બોલના સંબંધમાં ત્રીજો બોલ આવે....તે બોલ બીજા બોલ કરતાં વધે છે. 'અનુકંપા' ....જે બહેને ગાળો ભાંડી તેજ બહેનને આ બહેને જતી કરી...તોછડાઈ ન કરી....પણ ગાળો ભાંડનાર બહેન પોતાના પૂર્વકૃત પાપના ઉદયે દુઃખી થતી હતી... તે ત્રીજી બહેનની એટલે જતી કરનાર બહેનની દ્રષ્ટિએ ચડી....ત્યાં તેને અનુકંપા આવી...પરંતુ તેને ત્યારે એવો ભાવ નથી આવ્યો કે...તે એજ લાગની છે...ભલે મરે... ભલે દુઃખી થાય....એણે મને ગાળો ભાંડવામાં બાકી રાખી નથી....માટે ભલે મરે...દુઃખી થાય છે તેના કરતાં ભલે વધારે દુઃખી થાય....દુઃખી થઈ તે બહુ સારું થયું...એવા ભાવ તેને ન આવ્યા. પણ તેને તો એવા ભાવ આવ્યા કે આ બહેન અનુકંપાને પાત્ર છે. અનુકંપા યોગ્ય છે....વર્તમાન એવી એની સ્થિતિ છે. પૂર્વના પાપના પરિણામે આવી એની સ્થિતિ થઈ છે, તેથી વર્તમાન અગવડતાને ભોગવે છે. તેથી તે દયાપાત્ર છે, અનુકંપાપાત્ર છે, દયાને પાત્ર છે, એમ ત્રીજી બહેન વિચારે છે.

તમારો વ્યવહાર આવો જ ચાલે છે ને? જો તમારો આવો વ્યવહાર હશે તો જ સત્‌ના સમાગમે કાંઈક કાળજે બેસશે. ગાળો દેનાર બહેનને જોઈને, તેની દુઃખી દશા જોઈને ત્રીજી બહેન ધ્રુજી ઉઠી, કંપી ગઈ, હ્રદયમાં દયાના ઉભરા આવ્યા, કમકમાટી આવી ગઈ. પછી તે બહેન વિચારે છે કે....મારે આ બહેનને મારા પૂર્વપુણ્યે મળેલા સાધનમાંથી, સામગ્રીમાંથી કાંઈક આપવું જોઈએ, દેવું જોઈએ, ફૂલ નહીં તો ફૂલની પાંખડી જેટલું પણ મારે આને આપવું જોઈએ, મદદગાર થવું જોઈએ. આમ વિચારી પૂર્વપુણ્યના ફળોમાંથી કાંઈપણ તેને આપી દે...તે અનુકંપા. આપનાર બહેનને ગાળો દેનાર બહેનનો પૂર્વનો કાળ જરાય યાદ આવ્યો નથી. આ તો મને ગાળો દેનાર...એની તો દયા કરાય? એવાય ભાવ આપનાર બહેનને આપતી વખતે આવ્યા નથી. જાતું કરો..તોછડાઈ ન કરો ...અને અનુકંપા લાવી મદદ કરો.

પહેલા બોલ કરતાં બીજો બોલ વધ્યો અને બીજા બોલ કરતાં ત્રીજો બોલ વધ્યો...

અને ત્રીજા બોલના સંબંધમાં જ્યારે ચોથો બોલ આવે છે ત્યારે ત્રીજા બોલ કરતાં ચોથો બોલ વધે છે.

ત્રીજી બહેને ગાળો દેનાર બહેનને જતી કરી, તોછડાઈ ન કરી, દુઃખી દેખી અનુકંપા કરી, અનુકંપાભાવ પણ કર્યો. અને પાંચ પચાસ રૂપીઆ આપી પણ દીધા. આપતી વખતે એવો ભાવ કર્યો કે હું આને કાંઈ આપતી નથી પણ એની થાપણ મારી પાસે જે પડી હતી તે તેને હું પાછી સોંપુ છું. એમ અનુકંપા–દાન કરીને અભિમાન ન કર્યું. અને બેચાર વચનો પણ સંભળાવ્યાં નહિ કે તેં મારું ભૂંડું કરવામાં બાકી રાખી નથી, મને ગાળો દેવામાં મણા રાખી નથી, છતાં હું તને સહાય કરું છું. દુઃખ વખતે મેં તને મદદ કરી, તારો સગો બાપ પણ તારો સગો ન થયો, આવા સમયે હું તારી સગી થઇ, મેં તને મદદ કરી તારા દુઃખમાં મેં ભાગ લીધો. એમ...દાન કરીને અભિમાન ન કરે. હું હઈને તું બચી ગઈ...નહિ તો તું મરી જાત.. એમ...આપીને અભિમાન ન કરે.

એમ....ચારે બોલ એક એક કરતાં વિશેષ છે. એ ચારે બોલ ઉત્તરોત્તર વિશેષ છે...અને એક પછી બીજો, બીજા પછી ત્રીજો, ત્રીજા પછી ચોથો, એમ ક્રમવાર છે. આ યોગ્યતામાં આવ્યા વિના છૂટકો નથી. એ ચારે બોલનું સેવન ક્રમવાર છે.

એ ચારે બોલનું ક્રમવાર સેવન શું છે?

એ મંદ કષાયના પરિણામ છે, પણ ધર્મ નથી. પરંતુ ધર્મ પામવાનો એમાં અવકાશ છે. તીવ્ર ક્રોધીલાપણું, તોછડાઈપણું, અદયાભાવ, અભિમાન હશે તો ધર્મ પામવાનો અવકાશ નથી. આત્મજ્ઞાનની પ્રાપ્તિના લક્ષે, સત્પુરુષના સમાગમે, ચાર બોલનું સેવન જરૂર કરવું. તેમાં સામ્યક્જ્ઞાન પામવાનો અવકાશ છે.

જીવને સદ્ગુરુ અને તીર્થંકર ભગવાન સાક્ષાત્...પ્રત્યક્ષપણે મળ્યા....છતાં...આત્મ-જ્ઞાન થયું નહિ. એ ન્યાયે જ્યાં લગી પોતાની તૈયારી ન થાય ત્યાં લગી સાક્ષાત્ સર્વજ્ઞ ભગવાનના દર્શન, સદ્ગુરૂદેવના દર્શન કે તેમની વાણીનો શો ઉપકાર થાય? કાંઇ નહિ. પણ જો બન્નેનો સરખો જોગ થાય...એટલે કે સત્પુરૂષ અને સામે લાયક જીવ...પાત્ર જીવનો જોગ થાય...એમ બન્નેનો જોગ થાય તો જ લાભ થાય, બાકી લાભ થાય નહિ. પરંતુ પોતાને ગુણ ન થાય તો તેમાં જ્ઞાની પુરુષોનો કે અન્ય કોઈનો દોષ નથી.

જ્યાં લગી જીવને સત્પુરુષની ઓળખાણ નથી થઇ...વીતરાગ માર્ગે ચડી ગયેલા સંતોની, મુનિઓની ઓળખાણ થઈ નથી...ત્યાં લગી, ત્યાં સુધી તેણે માત્ર દેહના દર્શન કર્યાં છે...એટલે કે જડ-પુદ્ગલના દર્શન કર્યાં છે. તેનું કારણ પોતાની ભૂલ છે. પોતાનો જ સ્વચ્છંદ છે. છાંડો છે...હજી યોગ્યતા અને પાત્રતા નથી. તીર્થંકરના સમવસરણમાં ગયો ત્યાં તેને તીર્થંકરના પુણ્ય મીઠાં લાગ્યા, વાણી–તીર્થંકરના દેહનો

દિદાર (દેદાર) મીઠો લાગ્યો, બહારના અતિશયો, સમવસરણની રચના વગેરે મીઠા લાગ્યા, પણ તીર્થંકરદેવના આત્મામાં શું પરિણમી રહ્યું છે તે તરફ લક્ષ ન આપ્યું તેનું કારણ શું છે? તેનું કારણ પોતાની ભૂલ છે, પોતાનો સ્વચ્છંદ અને છાંડો છે. પાત્રતા અને યોગ્યતા નથી....માટે જ્ઞાનીઓ કહે છે કે....પ્રથમ પાત્રતા અને યોગ્યતાને તૈયાર કરો...અને યોગ્યતા તૈયાર કરો તે પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિના માટે.

જે કોઈ જીવ શરીરની સગવડતામાં આખો રોકાઈ ગયો હોય, ખાવું-પીવું-પહેરવું-ઓઢવું-અમનચમન કરવું-હરવું-ફરવું-પાંચે ઈન્દ્રિયોના વિષયના પોષણમાં સુખ મનાયું હોય....(હું સાચું કહું છું.. હો...સંસારમાં કાંઈ નથી. છોડ સંસારની જંજાળને....તેમાં કાંઈ નથી. સુખે નથી....શાન્તિએ નથી...આનંદે નથી...માટે તેને છોડી દે.) પાંચે ઇન્દ્રિયોના એકવીસ વિષય છે. તેમાં સુખ મનાયું હોય...તેમાંજ પ્રેમ હોય....અને એનાથી જ પોતાનું જીવન ઠીક મનાયું હોય....તેને આત્મા મનાયો હોય. !! દેહથી, સંયોગોથી, તારા પંખા, તારા રેડીયા, અને તારી મોટરથી આત્મા ભિન્ન છે. પરથી... રાગથી....આત્મા જુદો છે. આ વાત પાત્રતા વિના તેના કાળજે કેવી રીતે બેસશે? કેવી રીતે ઉતરશે? ન જ બેસે અને ન જ ઉતરે.

છ ખંડનો ધણી, ચક્રવર્તિ રાજા કે જેને આત્મજ્ઞાનની અંશે અંશે સ્થિરતા છે. કેવળી ભગવાનને સર્વથા અને સંપૂર્ણ (આત્મજ્ઞાનની) સ્થિરતા છે. અને છઠ્ઠે સાતમે ગુણસ્થાનકે વિચારતા નિર્ગ્રંથ મુનિવરોને ચક્રવર્તિ રાજા કરતાં અનેકગણી વિશેષ (આત્મજ્ઞાનની) સ્થિરતા છે. અંતરમાં મહાન વૈરાગ્ય દશા છે...અને બહારથી પુણ્યનો મોટો ઠાઠ છે...છતાં તેને પાંચે ઈન્દ્રિયોના વિષયોમાં ગૃધ્ધીપણું-લોલુપતા-નથી. ધણીપણું-કતૃત્વપણું નથી. તેના પુણ્યના ઠાઠનું વર્ણન કરીએ તો તમારી બુદ્ધિમાં પણ બેસે તેમ નથી. છતાં તેમને તેમાં ધણીપણું....મારાપણું...સ્વામીપણું નથી. તે બધાય પુણ્યના ઠાઠને પૃથ્વીના પિંડા...માટીના પિંડા સમાન પુદ્દગલના નાટક જાણે છે. તેના આહાર, તેના વિહાર, અને તેના વૈભવનો ઠાઠ અને તેના ઠાઠના ઠઠારાને શાસ્ત્રમાં વર્ણવ્યા છે. તેના ઠાઠની વિગત વાંચનારને એક વખત આશ્ચર્ય થઈ જાય...કે આ તો અમારા કરતાં ઘણા વિષયો ભોગવે છે...બાહ્ય નિમિત્તાધિન દૃષ્ટિવાળો કે જેને નથી યોગ્યતા કે નથી પાત્રતા...તે એમ કહે કે...જ્ઞાની તો આવા હોતા હશે? પણ તે ધર્માત્મા રાજ્યના સંયોગોમાં બહારથી દેખાય છે...પણ ખરી રીતે તે સંયોગો સંબંધીનું જ્ઞાન કરે છે...સ્વનું જ્ઞાન કરે છે...પોતાનું જ્ઞાન કરે છે...અને તે પોતાના જ્ઞાનની શકિતને ભોગવે છે. તે બાહ્ય સંયોગનો ભોકતા પોતાને માનતો નથી. રાજ્યાદિ સંયોગો છે...છે છતાં નથી...કારણકે...સમ્યગ્‌ દૃષ્ટિ તે વીતરાગ દૃષ્ટિ છે...વીતરાગ દૃષ્ટિ તે સમ્યગ્‌દૃષ્ટિ છે.

દુનિયા માને છે કે...અમને સમ્યગ્‌દૃષ્ટિ છે...વીતરાગ દૃષ્ટિ છે...અને અમે જ્ઞાતા-

જાય તો...ઝીલવા માંડે તો ઝીલાય અને ટકે પણ ખરી માટે પ્રથમ પાત્રતાની જરૂર છે. પાત્રતા તૈયાર કરવી જ પડશે. પાત્રતા તૈયાર કરીને સત્‌સમાગમ કરે તો સાચી વસ્તુને આત્મા પામી જાય. પાત્રતા તૈયાર કરીને સત્‌ની સભામાં જીવ બેસે અને સત્‌પુરુષ સત્‌ને સંભળાવે કે મૃત્યુ આ માનવદેહનું છે આત્માનું નહિ. આ બધું ક્ષણભંગુર છે. પાંચે ઇન્દ્રિયોની શકિત ક્ષીણ થાય છે. માનવજીવન જાતે અલ્પ અવધીવાળું છે. એમ સમજીને સાચા સાધકે...યોગ્યતાવાળાએ તીવ્ર વૈરાગ્ય સાધવો જોઈએ. જગત આખાના સુખભોગ એક સામટા સાંપડે તો પણ માણસની સુખેચ્છા ધરાતી નથી. શાશ્વત સુખ માટેની ચિત્તની ઝંખના શાશ્વત વગર શી રીતે સંતોષાય? નહીં સંતોષાય. ન જ સંતોષાય ને? ત્યારે આપણે કરવું શું? શાશ્વત સુખને ઓળખવું. તેના માટે યોગ્યતા લાવો. પ્રકૃતિમાંથી જતું કરો.

જગતભરનું સુખ એક વ્યક્તિને પણ સંતોષ નથી આપી શકતું. કામનાઓ, વાસનાઓ કામનાઓના ઉપભોગથી શમાતી નથી. શમતી નથી. બલ્કે આહુતિઓ અપાતી અગ્નિની જેમ ફરી ફરીને ભભૂકતીજ રહે છે. તેમ ભોગો ભોગવતા ભોગવતા ભોગેચ્છા વધતી જ રહે છે. સ્નેહ–ધન–લોભ મણી–મુક્તા તથા ઘરમાં પરવાળા વગેરે પડયા હોય... મણી–મુક્તાદિની પ્રાપ્તિ અને વનિતાઓનો મોહ ચિત્તને સ્થૂળ બનાવે છે. જ્યારે જ્ઞાન અને વૈરાગ્ય તેને સૂક્ષ્મ બનાવે છે. સાચો વૈરાગ્ય તો આત્માનો સ્વભાવ છે. વૈરાગ્ય એ તો અનાસક્તિની ભાવના માત્ર છે. આત્મા અસંગ છે. આત્મા સત્‌ છે. અનાસક્ત છે. પુરુષ સર્વથા એકાકિ છે. આત્મા પુરુષ છે. તે આત્મા સર્વથા એકાકિ છે. અદ્વિતીય છે. આત્મા આત્મામાં જ છે. આત્મામાં જ બધું છે. સુખશાન્તિ આનંદ તેમાં જ છે. એવું ભાન એજ સાચો વૈરાગ્ય છે. આવો વૈરાગ્ય આત્મસાક્ષાત્કારના માર્ગે જ શકય છે. એક આત્માને જાણતાવેંત માણસ સંતતિ–સંપત્તિ–સ્વર્ગની ગતિ રિદ્ધિ વગેરે એ બધીયે એષણાનો ત્યાગ કરે છે.

**जे एगं जाणाइ से. सव्वं जाणाइ.**
**जे सव्वं जाणाइ से. एगं जाणाइ ॥ २०९ ॥**

—આચારાંગ સૂત્ર, અધ્યયન બીજું, ઉદ્દેશો ચોથો.

જે એક આત્માને જાણે છે. તે સર્વને જાણે છે. એટલે કે આત્માના સર્વે ગુણો અને તે સર્વે ગુણોની પર્યાયોને જાણે છે. અને જે આત્માના સર્વે ગુણો અને સર્વે ગુણોની પર્યાયોને જાણે છે તે એક અખંડ અભેદ ધ્રુવ આત્માને જાણે છે.

ભિક્ષુક રૂપે. ભૂમિકા પર. સંયમ માર્ગે, વીતરાગના માર્ગે વિચરતો રહે છે. અને જ્ઞાનનુ અમરફળ હાથમાં આવે તો...(**ज्ञानस्य फलं विरति** જ્ઞાનનું ફળ વિરતિ છે.) મોક્ષમાર્ગ સિદ્ધ થાય. સમ્યક્ વીતરાગવિજ્ઞાનથી મોક્ષમાર્ગ સિદ્ધ થાય છે. આખરે તો આપણો તારણહાર સમ્યક્--વીતરાગ વિજ્ઞાન સિવાય બીજો કોઈ નથી. સમ્યક્ એટલે

સમ્યગ્દર્શન...વિજ્ઞાન કહેતાં જ્ઞાન...વીતરાગ કહેતાં ચારિત્ર...અહીં વીતરાગ જ્ઞાન તે અનુભૂતિ છે. જ્ઞાનની સ્થિરતા તે ચારિત્ર છે. એનું વંદન આત્મસાક્ષાત્કાર છે. આત્મા તે...જ્ઞેયો--ઈન્દ્રિયો--તર્ક અને તર્ક વાળી બુદ્ધિથી...અગ્રાહ્ય છે. એ તો સ્વયં જ્ઞાતા છે. માટે એ તો અનુભવગમ્ય છે. મોક્ષનું કારણ પણ તે જ છે. આત્માનું જ્ઞાન જ અજ્ઞાનનો નાશ કરી શકે છે.

આત્માને જાણો...આત્માને શ્રદ્ધો...અને તેમાં સ્થિર થાવ. સ્થિર થઈને માણસ મૃત્યુની પેલી પાર જાય છે. આ સિવાય ભવસિંધુ તરીને પાર ઉતરવાનો બીજો કોઈ ઉપાય નથી. કાંતો અમે કહીએ છીએ તે ઉપાય અમલમાં મૂકી તરો...કાંતો તરવાનો ઉપાય બતાવો. કાંતો લઈ જાવ. કાં તો આપો. આપીએ છીએ તે લઈ જાવ.

જ્ઞાન અને આત્મા એકરૂપ છે.
આત્મા અને પરમાત્મા એકરૂપ છે.

**जीव शिवः शिव जीवः न अंतर जीवशिवयोः।**
**कर्मबंधो भवेत जीवः कर्ममुक्तः सदाशिवः ।।**

એક આત્માનું જ્ઞાનજ મોક્ષદાયક છે. વિષયો અને ઈન્દ્રિયોના સમસ્પર્શો તે સત્ નથી, પણ અસત્ છે. સાચું સુખ બાહ્ય વિષયોની અનુભૂતિમાં નહિ પણ...આત્મ-સાક્ષાત્કારમાં છે. આત્માનો સાક્ષાત્કાર સનાતન સુખ આપનાર છે.

આત્મનિષ્ઠા...પરમાત્મનિષ્ઠા...ગુણનિષ્ઠા...એ જ મોક્ષનો એક માત્ર માર્ગ છે. એ જ પરમાનન્દ છે. પાત્રતા લઈને બેઠેલો જીવ સત્‌ની વાણી સાંભળી પરમનિષ્ઠાને... પરમાત્મનિષ્ઠાને...આત્મનિષ્ઠાને...ગુણનિષ્ઠાને...પામી ગયો...તે જીવ એકાદ ભવ કરીને મોક્ષમાં જશે...અશરીરી સિદ્ધ પરમાત્મા થઈ જશે.

ॐ શ્રી મહાવીરાયનમઃ



## વ્યાખ્યાન નં, ૭૭

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૯, રવિવાર, તા. ૨૧-૯-૫૮

# આત્મા પરથી ભિન્ન...અસંગ વસ્તુ છે.
# તેની રૂચિ વિના પાત્રતા પ્રગટતી નથી.

હયદળ, ગજદળ, રથદળ, અને પાયદળ વગેરે ચાર પ્રકારની સેનાના મધ્યભાગમાં ઘેરાયેલો સંયતિ નામનો રાજા કેસર નામના ઉદ્યાનમાં મૃગલાઓનો શિકાર કરવા જઈ રહ્યો છે. આ રાજાના જે ઉદ્યાનમાં કેશરીયા થવાના છે તેજ ઉદ્યાનમાં જ્ઞાની-ધ્યાની મહાન સમર્થ મુનિરાજ શ્રી ગર્દભાલી બિરાજે છે...આ રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ હોવાથી..બહારથી તો શિકાર કરવા જાય છે પણ ભવિષ્યની અપેક્ષાએ જોઈએ તો કેવળજ્ઞાન અને કેવળદર્શન લેવા જાય છે.

આજ વાત આત્મા ઉપર ઉતારે છે... પ્રકૃતિનો ભદ્રિક-વિનયવંત-અનુકંપાયુક્ત-અમત્સરભાવ સહિત એમ ચાર બોલ લઈને...પાત્રતા લઈને આત્મા ઉપડે...તો સત્-સમાગમે વસ્તુને પામી જાય. સનાતનની સાધના કરવી છે. તે સાધના નાશવંત વડે થઈ શકતી નથી. રાગદ્વેષનો પુરુષાર્થ માત્ર નાશવંત છે. રાગ-દ્વેષ-મોહ ક્ષણિક છે. તેમાં મોહનો પુરુષાર્થ માત્ર નશ્વર કહેતાં ક્ષણિક છે. રાગ-દ્વેષ-મોહનો પ્રયત્ન હમેશાં ક્ષણિકની કોટીનો હોય છે. આપણા અનુભવના વિષયમાં આવતા પદાર્થો પ્રતિપળે... ક્ષણેક્ષણે...બદલતા જ રહે છે. આ ઉપાશ્રય એક ક્ષણ પહેલાં કેવો હતો...અને એક ક્ષણ પછી કેવો થઇ ગયો ! ! એમ પ્રત્યેક પદાર્થ બદલતા જ રહે છે.

अध्रुवे असासयम्मी, संसारम्मि दुक्खपउराए ।
किं नाम होज्ज तं कम्मयं, जेणाहं दुग्गइं न गच्छेज्जा ॥१॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૮ મું.

અધ્રુવ વડે ધ્રુવ પ્રાપ્ત થતું નથી. જગત અધ્રુવ છે...અશાશ્વત છે. જ્યારે આત્મા ધ્રુવ છે. શાશ્વત છે.

આ...અધ્રુવ, અને આ ધ્રુવ...
આ...શાશ્વત, અને આ...અશાશ્વત...

એમ...એ બન્ને વચ્ચેના ભેદના જ્ઞાનને જીવનમાં ઉતારવું તેનું નામ વૈરાગ્ય. વૈરાગ્ય તે વિવેક વિના અશક્ય બને છે.

વિવેક એટલે...ધ્રુવ-અધ્રુવ, શાશ્વત-અશાશ્વત, એક-અનેક વચ્ચેના ભેદની સમજ.

ભેદને સમજીને...પછી ભેદના લક્ષને ગૌણ કરીને...પોતે અભેદમાં ઢળી જાય...તો સાચી વસ્તુના અનુભવને પામી જાય. તેના માટે પ્રથમ પાત્રતા તૈયાર કરવી પડશે.

પૂર્વે એવા સુખી માણસો થઈ ગયા છે કે... જેને ત્યાં રિદ્ધિ અને પૈસાનો પાર ન હતો....તે વેપાર કરીને કમાયા એવું પણ ન હતું...ધનમાંજ જનમ્યા હતા અને ધનમાંજ જીવ્યા પણ હતા. વૈભવસહિત કુટુંબાદિક પણ એટલું બધું અનુકૂળ કે સૌ બે હાથ જોડીને નમ્રભાવે ઉભા રહે...જે હોય તે તેમની બિરૂદાવલી બોલાવે. પણ કોઈ એનું ભૂંડું બોલનાર મળે નહીં. એવાઓ પણ વાતવાતમાં સંસારને લાત મારીને નીકળી ગયા.

દષ્ટાંત...ધન્નાશાલીભદ્ર વાતવાતમાં નીકળી ગયા....શાલીભદ્રની બહેન એટલે ધન્નાશાલીભદ્રની પત્ની સુભદ્રા કહે છે કે હે નાથ! મારો ભાઈ દીક્ષા લેવાની તૈયારી કરે છે. આ વાત સાંભળી ધન્નાજી કહે છે કે...શું દીક્ષા લેવાની તૈયારી તે હોય? એ તો ભાવ આવતાં તુરત જ તે માર્ગે ચાલી નીકળે. ત્યાં સુભદ્રા કહે છે કે હે નાથ! હે સ્વામી! કહેવું સહેલું છે પણ કરવું અઘરૂં છે. આ સાંભળી ધન્નાજી કહે છે કે...લે ત્યારે આ આઠે સ્ત્રીનો મારે અત્યારથીજ ત્યાગ. એમ કહીને ધન્નાજી ચાલી નીકળ્યા...નીકળી ગયા.

તમને ત્યાગ કરવાની વૃત્તિ કેમ આવતી નથી? તેઓને તો (મહીં) હૃદયમાં... બેઠેલું હતું...અથવા તો એક વાણી સાંભળીને બેઠું...કે આ બધું તજવા જેવું છે. તમને બેઠેલું છે કે બેસાડો છો? આ વાત સાંભળીને અહીં કોઈ કહે કે મહારાજ... એ કાળ સારો ઉત્તમ અને શ્રેષ્ઠ હતો...એમ તર્ક મૂકનાર તર્ક મૂકે છે. તેને જ્ઞાની કહે છે કે હે ભાઇ...પાંચમાં આરાનો કાળ એવો કાળ પણ નથી કે જેથી સર્વસ્વ ત્યાગનો ભાવ ન જ આવી શકે. જગતના જીવો કાળના નામે તર્ક કરનારા છે..અમે છીએ તો સારા..પણ કાળ ખરાબ છે. એનો અર્થ એમ થાય કે..હું તો સારો છું પણ કાળ ખરાબ છે. હવે કાળ જ્યારે ખરાબ જ આવશે ત્યારે આ વાત કે ઉપદેશ પણ નહીંજ હોય. છઠ્ઠા આરામાં ભગવાન શ્રી મહાવીરદેવનું શાસન નહીં હોય.. પણ આ તો...પાંચમો આરો છે... ભઈલા..બાપલા..જરૂર કાળ પડતો છે, ઉતરતો છે. પણ ભગવાન શ્રી મહાવીરદેવનું શાસન વિદ્યમાન છે કે નથી? છે. આવા કાળમાં પણ આપણને ભગવાન શ્રી મહાવીરદેવનું શાસન મળ્યું છે..એટલે આપણા માટે તો આ કાળ ઉત્તમ જ છે, હવે જુઓ સારા કાળમાં પણ જો ભગવાનના શાસનને ન પમાય..તો સારો કાળ પણ સારા માટે થાય શી રીતે? ન જ થાય.

કાળ, ભવિતવ્યતા અને કર્મનો ઉદય આદિના નામે આજે કેટલાકોને પોતાનો બચાવ કરવાની ટેવ પડી ગઈ છે. મહારાજ..કાળની તમને શું ખબર પડે? તમે તો સમય થયો કે ચાલ્યા..હાથમાં ઝોળી લઈને ગોચરીએ. પણ જો તમે સંસારમાં હોત તો તમને ખબર પડત. જ્ઞાની કહે છે કે..શકય એટલો પુરુષાર્થ કરવા છતાં પણ ધાર્યું પરિણામ ન આવે ત્યારે પણ કાળ–ભવિતવ્યતા અને કર્મના ઉદયના બહાના

નહિ લેતાં..નહિ કાઢતાં..બહાના કાઢયા પહેલાં એ શોધવું જોઈએ કે મારા પુરુષાર્થમાં ક્યાંય ભૂલ તો નથી થઈને? મારી ભૂલે તો મારો પુરુષાર્થ ધાર્યું ફળ આપવાને અસમર્થ બન્યો નથી ને? પછી હતાશ ન થવાય, અને કર્મના–ભવિતવ્યતાના બહાના ન કઢાય, હતાશ ન થવાય એટલા માટે કાલાદિકનો, ભવિતવ્યતાનો, કર્મના ઉદયનો વિચાર કરીને પણ પુરુષાર્થને નિરંતર જારી રાખવો જોઈએ. પણ કાળ–કર્મ–ભવિતવ્યતાના બહાને હતાશ શેનો થઈ જાશ? આજે તો મોટા ભાગે પુરુષાર્થ ઘણો થોડો.. અને એ પણ અનેક દોષોથી ભરેલો છતાં પણ વાતવાતમાં કાળના--ભવિતવ્યતાના-- અને કર્મના ઉદયના નામે બચાવ કર્યા જ કરે. અહીં કાળાદિકના નામે બચાવ કરીને તમે કદાચ બીજા માણસોની પાસે સારા માણસો ઠરી શકશો. પણ એથી સારું ફળ થોડું જ મળવાનું છે? માટે કાલાદિકના નામે બચાવ કરવાનું છોડી દઇને સ્વ અને પરની શાંતિ પ્રગટ થાય એવી પાત્રતા પ્રગટ કરવાની પ્રથમ તૈયારી કરવી જ જોઈએ.

આત્માને ભયંકરમાં ભયંકર કોટીનો જો કોઈ દુશ્મન હોય તો તે તેનોજ ભાવ-મોહ છે. દ્રવ્ય મોહનો ઉદય નિમિત્ત છે. ભાવમોહની પરવશતાથી એકવાર મૂકાયા પછી જ ભાવ મોહથી મૂકાવાનો વિશેષ પુરુષાર્થ થઈ શકે છે. પરવશતા તે તીવ્ર કષાય છે. માટે પ્રથમ પાપ પરિણામને છોડીને, પુણ્ય પરિણામમાં આવીને ભાવ મોહની પરવશતાથી ભાવમોહને મૂકવાનો પુરુષાર્થ થઈ શકે છે. અને એ પુરુષાર્થના પ્રતાપે જેઓ ભાવમોહથી સર્વથા મુક્ત બની જાય છે તેઓના અનંતા જ્ઞાનાદિક ગુણો એક અંતર્મુહૂર્તમાં પ્રગટી જાય છે. અને એવા જીવો ભવનો અંત કરી સિદ્ધ દશાને પામી જાય છે.

એટલે...આપણને આપણા હિતમાં મોટામાં મોટો નડતરરૂપ, આત્માને આત્માના હિતમાં મોટામાં મોટો નડતરરૂપ જો કોઈ હોય તો તે એક આત્માનો ભાવમોહજ છે. તેમાં ઉદયરૂપ દ્રવ્યમોહ નિમિત્ત છે. છતાં પણ આપણા ભાવમોહની સામે આપણી આંખ લાલ નથી થતીને? હા...છોકરો મુઠ્ઠી ભરીને રૂપિયા લઈ જાય...તો ફટ દઈને તેની સામે આંખ લાલ કરતાં આવડે અથવા તો કરે...તે લાલ આંખ જોઈને પેલો બિચારો છોકરો બી જાય અથવા ભાગી પણ જાય. ભાવમોહની સામે તો આપણને ગેલ કરવાનું મન થઈ જાય છે ને? તેની સાથે રમતગમત કરવાનું મન થઈ જાય છે ને? કારણ કે ભાવમોહનો જ્યાં હુકમ છૂટયો એટલે આપણે તો મોહને તાબે થવાની જાણે કે તૈયારી જ કરી ન રાખી હોય...પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થાય એવી પાત્રતાની તૈયારી જાણે મળે જ નહિ. સિદ્ધપદ પ્રાપ્ત થાય એવી પાત્રતાની તૈયારી જાણે મળે જ નહિ. મોહને તાબે થવાની જ તૈયારી છે ને? આપણે તો જાણે હજી ભાવમોહના હુકમની રાહ જોતા રહ્યા ન હોઈએ? એવી આપણી દશા વર્તી રહી છે ને? પછી મોહ મુંઝવે તેમાં કાંઈ નવાઈ શેની રહે? તમને સમજાય છે? કે તમારી દશા આવા પ્રકારની છે.

ભાવમોહની સામે લાલ આંખ કરનારો પણ જો જરાય ગફલતમાં રહી જાય...તો મોહ તેને મૂંઝવી મારે. અને એમાં પણ જો એ ચેતી જાય નહીં તો એને ફરી પાછો પોતાના નશામાં ભાવમોહ ચકચૂર બનાવી દે છે. આમ જગતના જીવોની ભાવમોહને તાબે થવાની ખરેખરી તૈયારી દેખાય છે. પણ મોહી જીવોને જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે કે...હે ભાઈ...ભાવમોહના તીવ્ર લક્ષને ગૌણ કરીને અંદરમાંથી સ્વરૂપનો મહિમા જો લાવે તો વર્તમાન વર્તતી દશામાં સત્‌ના સમાગમે છૂટતી વાણીના ધોધના ધોધ પ્રવાહમાં લક્ષ જતાં પર્યાયમાં પાત્રતા પ્રગટી જાય, અને ભાવમોહ મંદ પડી જાય.

વસ્તુ સ્વરૂપ સમજવા માટે પ્રથમ આત્મામાં પાત્રતા કેળવવી જોઈએ, સ્વભાવની રૂચિ જાગવી જોઈએ, અને સ્વભાવની રૂચિ ખસી જવી જોઇએ. શરૂઆતમાં પ્રથમ પગદ્દ મવિયાપ રૂપ ચાર બોલના સેવન સહિત બ્રહ્મચર્યનો રંગ રગે રગે જોઈએ. હવે પોતાનું હૃદય જો પાત્ર થાય તો શુદ્ધ પર્યાય પ્રગટે પણ પોતાનું હૃદય પાત્ર થયા વિના શુદ્ધ પર્યાય પ્રગટે નહિ. હૃદયને પાત્ર કરવા માટે ચાર બોલના સેવનપૂર્વક બ્રહ્મચર્યનો રંગ જોઈએ. પાત્ર વિના વસ્તુ ટકી શકતી નથી. પાત્ર થવાથી આત્માનો અનુભવ, જ્ઞાનની અનુભૂતિ, સિદ્ધ ભગવાન જેવા સુખનો અંશે સ્વાદ આવે છે. માટે પાત્ર થવા ચાર બોલના સેવનપૂર્વક બ્રહ્મચર્યનો રંગ જોઈએ.

આત્મા પરથી ભિન્ન અસંગ વસ્તુ છે, તેની રૂચિ વિના પાત્રતા પ્રગટતી નથી.

પાંચ ઈન્દ્રયો છે અને તેના એકવિસ વિષયો છે. શ્રોત્ર ઈન્દ્રિયનો એક વિષય... સાંભળવું. ચક્ષુ ઈન્દ્રિયના પાંચ વિષય...કાળો, પીળો, લીલો, રાતો, ધોળો. ઘ્રાણ ઇન્દ્રિયના બે વિષય...સુરભિગંધ અને દુરભિ ગંધ. જીભ ઇન્દ્રિયના પાંચ વિષય...કડવો, કષાયેલો, ખાટો, મીઠો, તીખો. સ્પર્શઇન્દ્રિયના આઠ વિષય...ખરખરો, સુંવાળો, હલકો, ભારે ટાઢો, ઉનો, લુખો, ચોપડયો. એ એકવીસ વિષયો તે સચેત, અચેત અને મિશ્ર એમ એકવીસને ત્રણે ગુણતાં ૬૩ ત્રેસઠ થયાં. એ ત્રેસઠ ઉપર રાગ, અને તેના ઉપર દ્વેષ એમ તેનાં બમણાં કરતાં ૧૨૬ એકસો છવીસ થયાં. એકસો છવીસ ગમતાં અને એકસો છવીસ અણગમતાં એમ બસોબાવન વિકારો છે. એ બધીયે સંયોગી ચીજ છે, પણ સ્વાભાવિક ચીજ નથી.

હવે વિષયોમાં એટલે સંયોગમાં....સંયોગી ચીજોમાં જે જીવ તીવ્ર પ્રીતિ વેદે છે એને અસંયોગી આત્માની પ્રીતિ નથી. ત્યારે હવે ધ્યાન રાખો. તમારા આત્મામાં મન–વચન–કાયા–રાગ–દ્વેષની વૃત્તિનો અંશ નથી. એવો આત્મા જ્યારે પૂછો ત્યારે અસંયોગી છે. જે જીવ વિષયોના વિકારોના સંયોગમાં તીવ્ર પ્રીતિ વેદે છે...અને માને છે કે હું જ્ઞાતા–દૃષ્ટા–શુદ્ધ આત્મા છું....તે જીવ અસંયોગી આત્મસ્વભાવને માને ભલે..પણ તેને એકેય અંશ પ્રગટયો નથી. અને જ્યાં સુધી તેને આત્મસ્વભાવ પ્રગટતો નથી–શરીર–મન–વાણી કે કરોડો રૂપીયાની રેલમછેલ થતી હોય તો પણ તે મોહેલો

એકપણ રજકણુનો સંયોગ આત્મા તો નથી..તેમાં તીવ્ર પ્રીતિ વેદાય છે..ત્યાં સુધી પાત્રતા પણ પ્રગટે તેમ નથી. ભાઈ..રજકણુ તો આવે અને જાય. આપણે અહીં બેઠા છીએ પણ આપણા આ શરીરમાંથી સમયે સમયે અનંતા રજકણો આવે છે અને જાય છે. તેની સાથે પ્રીતિ હોય ? ન હોય. તેમાં પ્રીતિ કરવાથી લાભ નથી. માટે શાણો વેપારી જેમ સંસારમાં ખોટના ધંધા ન કરે..તેમ આપણે પ્રીતિ-અપ્રીતિ કરી ખોટના ધંધા શા માટે કરીએ ? રૂપીઆ અને સંયોગ આવે અને જાય, સંયોગ હોય ત્યાં વિયોગ હોય. એવા રજકણો આવે અને જાય, પણ તેને જાણનારો આત્મા કાયમ છે. તેની પ્રીતિને વેદવી છે..કે આવે ને જાય તેની પ્રીતિને વેદવી છે ? આત્મા કાયમી છે તો તેની પ્રીતિને વેદવી છે ને ? હા.

રાગ-દ્વેષનો અંશ આત્મામાં નથી. આત્મા તો અસંગ સ્વભાવ સુખનો સાગર છે. ચૈતન્ય છે, તેમાંથી સુખ આવે છે. પરંતુ જડ તત્ત્વમાંથી સુખ શાન્તિ આવે છે એવી ઉંધી માન્યતા અનંત સંસારનું કારણ છે. તેને મોરી પાડયા વિના, સંતચરણ સેવ્યા વિના પાત્રતા આવે તેમ નથી. આત્મા એક જીવ તત્ત્વ છે. તેને પર તત્ત્વમાંથી સુખ-શાન્તિ-આનંદ આવે છે એમ માનવું...તે હે ભાઈ...તારી પરાધિન દૃષ્ટિ છે. ચૈતન્યના સ્વભાવ સુખનો મહિમા આવ્યા વગર અને તેની વ્યવહાર પ્રતીતિ કર્યા વગર અને બ્રહ્મચર્યનો સાચો રંગ પ્રગટાવ્યા વગર સાચી પાત્રતા પ્રગટે નહિ.

તમને બધાયને સ્ત્રી-પરિવાર છોડીને જંગલમાં ચાલ્યા જાવ તેમ કહેવાનો આશય નથી. પરંતુ પાત્ર જીવને વિષયમાંથી તીવ્ર આસક્તિ છૂટી જાય છે. જો વિષયમાંથી તીવ્ર આસક્તિ છૂટી ગઇ હશે, અને પાત્રતા પ્રગટી હશે, તેમાં સંતનો બોધ ભળ્યો હશે તો આત્મ તત્ત્વને પામી જશે. એટલે વિષય તરફનો રસ મંદ પડી જાય અને ચૈતન્ય સ્વભાવનો મહિમા વધી જાય તો પાત્ર જીવોને વિષયમાંથી તીવ્ર આસકિત છૂટી જાય છે. (કોઈ કહે કે મને વિષયાસકિતનો રસ મંદ પડી ગયો છે. પણ તે રસ એક કારણે નહિ પણ શરીરાદિ-રોગાદિ-વયાદિ અનેક કારણે મંદ પડી જાય છે. જો વિષયાસકિતનો રસ મંદ પડી જાય તો વિષયનો રસ પણ મંદ પડી જાય. અને તે સિવાય તો ઇન્દ્રિયો, શરીર શિથિલ થવાના કારણે પણ વિષયનો રસ મંદ પડી જાય. એવા અનેક કારણે મંદ પડી જાય છે. તેથી તેને બ્રહ્મચારી કહેવાતો નથી.) પર તરફનો રસ મંદ પડી જાય છે.

ઇન્દ્રિયોના વિષયનો રસ જરૂર મંદ પડી જાય છે. મંદ પડી જાય છે. એમ વાસ્તવિક રીતે ક્યારે મનાય ? કે ચૈતન્યના સ્વભાવનો મહિમા વધી જાય... તો... મહિમા વધી ગયો હોય અને વિષયોમાંથી રસ મંદ પડી ગયો હોય તો...શાસ્ત્રકાર કહે છે કે...તેના આચરણ કેવા હોય ? તો તેના આચરણ...અનીતિના, અન્યાયના, કાવા દાવાના, વેરઝેરના, છળપ્રપંચના, અધર્મના, તીવ્ર કષાયના, તીવ્ર હિંસાના, તીવ્ર

જૂઠના, ચોરીના, તીવ્ર મૈથુન વ્યભિચારના ભાવ છૂટી જાય. અને કદાચ દેશ કાળને લઈને ન છૂટકે અન્યાય, અનીતિ કરવા પડતા હોય તો તે કરતાં કરતાં તેનો આત્મા અંદરમાંથી ધ્રુજી જાય...કંપી જાય...તેના આત્મામાં કંપારી આવી જાય...તો જ્ઞાની કહે છે કે...તેના તે આચરણો છૂટી ગયા છે. વિષયને ચેતનની ગાળ સમજે છે, કલંક સમજે છે. પુરુષાર્થની મંદતાને લઈને એ સ્થિતિમાં ઉભો હોય પણ તેનું હૃદય તો સુખસાગર આત્માને ભીતરમાં ઝંખતું હોય છે. આવો બ્રહ્મચર્યનો રંગ...આત્માનો પ્રેમ હૃદયથી આવે. આવો પ્રેમ જ્યારે હૃદયથી આવશે ત્યારે સંસારના, અનીતિના અધર્મ આદિના કાર્યો છૂટી જાય, તો જ પાત્રતા પ્રગટે, પાત્રતા પ્રગટી કહેવાય.

જેણે શબ્દાદિ વિષયોમાં સુખ માન્યું છે તે એમ માને છે કે...મારામાં સુખજ નથી. હું નિર્માલ્ય ચીજ છું. તેથી સુખ માટે મારે પરચીજના મેળાપની જરૂર તો પડે જ. તેમ માનીને પરને, જડને આધિન થઈને જાણે કે પરમાંથી સુખનો દરેડો પડે છે, જાણે કે મેસુબના કટકામાંથી, સ્ત્રીના રૂપાળા હાડકામાંથી, હાટહવેલીમાંથી, મોટર વગેરેમાંથી સુખનો દરેડો પડે છે, આવે છે, એવું કૃતકૃત્યપણું તે વેદે છે. આનું નામ વિષયની તીવ્ર આસક્તિ છે. ઘોર પાપના પરિણામ છે.

આ આસક્તિ અંતરમાંથી ઘટાડયા વિના અંદરમાંથી પાત્રતા ત્રણ કાળમાં પ્રગટે તેમ નથી. આવા તીવ્ર આસક્તિવાળાના હૃદયમાં તત્ત્વજ્ઞાન પ્રવેશી શકતું નથી. ભલે પછી પોતાની જાતને જ્ઞાની મનાવે. પ્રભુ મનાવે. હું જાણું છું, દેખું છું, એમ મનાવે. અરે....ભાઈ....જાણ કે પરાધીનતા તે દુઃખ છે. આકુળતા છે ત્યાં તેં સુખ માન્યું તેની તારાથી કેટલી ભ્રમણા વેદાય છે. ત્યાં તારામાં તત્ત્વજ્ઞાન પ્રવેશી શકે તેમ નથી. આત્મા પરમજ્ઞાનનો મહાસાગર, પરમસુખનો દરિયો, તેને ભૂલીને પરતત્ત્વમાં સુખ–શાન્તિ–આનંદ માન્યા!! આત્માને પરતત્ત્વમાંથી સુખ–શાન્તિ–આનંદ આવે એવી માન્યતા તે પરાધીન માન્યતા છે. જડમાંથી સુખ આવે નહીં. તેમાં વર્ણ–ગંધ–રસ–સ્પર્શ–સંઠાણ–આકારાદિ છે. પણ તેમાં તેં રાગથી માત્ર સુખ કલ્પ્યું છે. સુખની અસ્તિ, ક્યાંક સ્થાપવી તો પડશેને?

તું તારા સ્વભાવ સુખને ભૂલ્યો, તેથી તે વિકારી ભાવમાં, જડમાં સુખ માનીને, વિકારમાં સુખ માનીને, ત્યાં તે વિકારની, સુખની, કલ્પનાની અસ્તિ ઉભી તો રાખી છે. પણ અનંત સુખથી ભરપુર કૃતકૃત્ય ચેતન છે, તેનો મહિમા તો લાવ. તેની હોંસ તો કર. તેનો ઉમળકો તો લાવ. પરની હોંસ, મહિમા અને ઉમળકાને છોડ.

આવા લક્ષપૂર્વક, ચાર બોલના સેવનપૂર્વક, બ્રહ્મચર્યનો રંગ, સ્વભાવ તરફનું વળવું, તે સમ્યક્‌રત્નચારરૂપે પરિણમવાની પ્રથમ પાત્રતા છે. તેને તમે પ્રથમ પ્રગટ કરો. આવી પાત્રતાવાળો જીવ જ્ઞાનીઓની સભામાં બેઠો હોય...અને જ્ઞાનીઓની વાણી સ્વરૂપલક્ષે સાંભળતો હોય...તો જરૂર સત્‌ વસ્તુને પામી જાય.

ૐ સત્‌ સ્વરૂપાય નમઃ

## વ્યાખ્યાન નં. ૭૮

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧૦, સોમવાર, તા. ૨૨-૯-૫૮

**ભલે..ગુરુનો, તેના બોધનો, વિચારનો આશ્રય કરો..**
**તેની ના નથી. તે આવ્યા વિના જ્ઞાન આવે તેમ નથી..**
**પણ..જ્ઞાનને ખરી રીતે જોતાં આત્મસ્વભાવનો જ આશ્રય છે.**

આ સંયતિ રાજાના જે ઉદ્યાનની અંદર કેસરીયા થવાના છે, તેજ ઉદ્યાનમાં જ્ઞાની-ધ્યાની ગર્દભાલી મુનિ બિરાજે છે. એ તરફ જ આ રાજા અંદર અને બહારનું ચાર ચાર પ્રકારનું લશ્કર લઈને જઇ રહ્યો છે.

રાજા સમાન આત્મા અંદરનું લશ્કર લઈને ઉપડે તો આ જીવના પણ સત્-સમાગમે કેસરીયા થઈ જાય. ભદ્રિકતા-વિનયપણું-અનુકંપા-અમત્સરભાવ-વિશાળબુદ્ધિ મધ્યસ્થતા-સરળતા-જિતેન્દ્રિયપણું-બ્રહ્મચર્યના રંગરૂપ પાત્રતા હોવી જોઈએ. તત્ત્વજ્ઞાન પામવાની તૈયારીમાં પોતાના છાંદે, સ્વછંદે, હઠાગ્રહે જ્ઞાનીના ન્યાય સમજાય નહિ. પણ જેનામાં મોક્ષમાર્ગના ગુણો પ્રગટ્યા છે તેવા સદ્ગુરુના આશ્રય વડે અને પોતાની પાત્રતા વડે પોતે જાતે વિચાર કરવા બેસે કે સમ્યક્‌જ્ઞાન શું છે? સમ્યગ્દર્શન શું છે? સમ્યક્‌ચારિત્ર શું છે? સમ્યકતપ શું છે? લોકોત્તર માર્ગ શું છે? તથા લૌકિક માર્ગ શું છે? તેમજ આત્માનો લોકોત્તર ધર્મ શું છે? એમ વિચારની શ્રેણી ઉપર ચડે તો તેને પાત્રતાના યોગે જરૂર સમજાય. એ વિચારમાં એને મુંઝવણ ન થાય. કારણકે દર્શન મોહનીય કર્મનો રસ મંદ પડ્યો છે. કારણકે પાત્રતાવાળો જીવ, મુમુક્ષુજીવ, યોગ્યતા-વાળો જીવ, જિજ્ઞાસાવાળો જીવ, શોધકદૃષ્ટિએ ઉપડેલો, "पगइभद्दियाए" રૂપ ચાર બોલને સેવનારો...એવો જીવ....તે સમ્યકશ્રદ્ધા તથા મિથ્યાશ્રદ્ધાના વિચાર, સમ્યકજ્ઞાન અને મિથ્યાજ્ઞાન, સમ્યક્‌ચારિત્ર અને મિથ્યાચારિત્ર, સમ્યક્‌તપ અને મિથ્યાતપ, લોકોત્તર-ધર્મ અને લૌકિકધર્મ, વિનયનો યથાર્થપણે વિચાર કરે. વળી જડની શકિત જડમાં ખતવે અને ચેતનની શકિત ચેતનમાં ખતવતો જાય. એમ....વિચાર લંબાવતો જાય, અને ભેદ જ્ઞાન દ્વારા વિચાર કરતો જાય. એમ પાત્ર મુમુક્ષુજીવને પોતાના વિચારના આશ્રયે સમ્યગ્દર્શન-જ્ઞાન-તથા સમ્યકજ્ઞાનમાં સ્થિર થવારૂપ રમણુતા એટલે સમ્યક-ચારિત્ર સમજાય છે. ચારિત્ર તે વેશમાં નથી.

પાત્ર જીવને વિચારના આશ્રયે સમ્યગ્દર્શન-જ્ઞાન-તથા જ્ઞાનમાં સ્થિર થવારૂપ, જ્ઞાનમાં રમણુતારૂપ ચારિત્ર એવો મોક્ષમાર્ગ લાયક જીવને સમજાશે. તત્વને પામવાની તૈયારીવાળા લાયક એવા પ્રાણી ગુરુદેવ પાસે જો આવે તો તે આવેલો જીવ મોક્ષમાર્ગ

સમજ્યા વિના પાછો ન જાય. પાત્રતા લઈને સમજવા આવ્યો, સમજવા માટે સદ્‌ગુરુનો આશ્રય કર્યો, સદ્‌ગુરુએ ભેદાનુભેદ સમજાવ્યા અને પોતે વિચારની શ્રેણી ઉપાડી પછી તેનો આશ્રય લીધો. આવો જીવ મોક્ષમાર્ગ સમજ્યા વગર પાછો ન જાય.

અનંતવાર શ્રી તીર્થંકરનો તેમના વચનોનો આશ્રય લીધાં પણ પોતાના વિચારની શ્રેણીનો આશ્રય ન લીધો. તેથી જ ચોરાશીના અવતારમાં રખડ્યો. સાચા હિતનો કામી છે, ગુરુદેવ પાસે તત્ત્વ સમજવા આવ્યો છે, એવો જીવ તત્ત્વ સમજ્યા વિના પાછો જતો જ નથી. પોતાનો આશ્રય લેવાથી જરૂર તત્ત્વ સમજાય છે. પમાય છે.

શ્રી રાયપસેણી સૂત્રમાં પરદેશી રાજાનો અધિકાર છે. તે પરદેશી રાજાએ ભગવાન શ્રી કેશી સ્વામીનો આશ્રય લીધો છે. અને કેશી સ્વામી જેવી સ્વતત્વની પ્રરૂપણા કરતા જાય છે, તેને સાંભળવા તે ( રાજા ) સાચો જિજ્ઞાસુ થતો જાય છે. એટલે ખોટાની પક્કડ રાખતો નથી. પોતાને સાચું સમજાય તો ખોટું છોડી દેવા પોતે તૈયાર છે. કેશી સ્વામીના બોધને પોતાના કાળજામાં બેસાડતો જાય છે. તે બોધની ધરેડને ધારાને પોતાના હૃદયમાં બેસાડવા તૈયાર થાય છે. અને તેને સાંભળતી વખતે વિચારની શ્રેણી અંદરમાં તેને ચાલુ છે, પોતે માન્યું છે તેમાં અને આ મુનિ કહે છે તેમાં શંકા–આશંકા કરીને રાજા મુનિને અનેક પ્રકારના પ્રશ્નો પૂછે છે. અને રાજા કહે છે કે હે મહારાજ તમે કહો છો તે વાત મને સાચી લાગે છે, પણ અંદર શ્રેણીમાં વિકલ્પ ઊઠે છે કે તમારી વાત શી રીતે છે? તે મને વિસ્તારપૂર્વક સમજાવો. મુનિવર મતિ–શ્રુત–અવધિ અને મનઃપર્યવ એમ ચાર જ્ઞાનના ધણી છે. પરદેશી રાજા આલોક, પરલોક, પુણ્ય, પાપ, આત્મા, સંવર, નિર્જરા તથા સંવર–નિર્જરાથી મોક્ષ થાય છે. તેને તે માનતો ન હતો. પણ આત્માને જાણવાને માટે ઘણાય પ્રશ્નો જિજ્ઞાસાથી પૂછયા હતા. તે જાણવા માટે....પણ મુનિને ઉતારી પાડવા માટે નહિ. કષ્ટ આપવા માટે નહિ. તમે કેવીક વૃત્તિથી પ્રશ્ન પૂછો છો? જાણવા માટે કે મુનિની પરીક્ષા લેવા માટે? ઉતારી પાડવા માટે? આ રાજા પરદેશીમાંથી સ્વદેશી થવા માટે ગુરુ સન્મુખ આવ્યો હતો. તમો અમારી સન્મુખ શા માટે આવો છો? સ્વદેશી થવા માટે કે સંસારના સુખ મેળવવા માટે?

પ્રથમથી જ કહે છે કે હે ગુરુ મહારાજ! હું ખરેખર કહું છું કે અમે અમારી ત્રણ ત્રણ (સાત) પેઢીથી માનતા આવ્યા છીએ કે આત્મા નથી, પરલોક નથી, સંવર નથી, નિર્જરા નથી, પુણ્ય નથી, પાપ નથી, કર્મ રોકાય તેવો સંવર નથી, કર્મ ખરી જાય તેવી નિર્જરા નથી. અને મોક્ષ પણ નથી. એમ અમારી માન્યતા અમને સાચી લાગે છે. તે જો ખોટી હોય તો અમને સમજાવો. પણ અમારૂં છે તે જ સાચું છે એમ નહીં. તમો અમારી પાસે પ્રશ્ન મૂકો અને અમે સમજાવીએ છતાં તમો એમ જ પકડી રાખો કે અમે ધાર્યું છે, વાંચ્યું છે, માન્યું છે, વિચાર્યું છે તે જ સાચું છે,

બીજું નહિ, તો તમો ખોટાનો ત્યાગ કરી સાચામાં કયારે આવી શકો? કોઈ દિવસ નહીં ને?

મુનિ કહે છે કે, તું લોહવાણિયા જેવો મૂર્ખ છો. સાતસો (અગર સાત હજાર) ગામનો ધણી, કર્મની સત્તા પ્રિય પ્રકૃતિમાં વીર્ય અને તેનો પાવર ફેરવવાવાળો એવા એ રાજાને પણ હજારોની પર્ષદામાં મૂર્ખ કહ્યો. પણ આ રાજા અંદરની તૈયારી લઈને ગયેલ તેથી તે કહે છે કે....હે મહારાજ! લોહવાણિયો કેવો મૂર્ખ હતો? તે મને સમજાવો. (અત્યારે તમને કોઈ મૂર્ખ કહે તો તમો શું કરો? સાધુને વગોવવા જ લાગો ને?) મને તે લોહીવાણિયાની મૂર્ખાઈ કેવી હતી તે સમજાવો. તો હું મારી મૂર્ખાઈ ઉપર વિચાર કરૂં અને મારી મૂર્ખાઈ કહે તો તે વખતે તમો તમારી મૂર્ખાઈને ટાળવાનો પ્રયત્ન કરો કે તેની પાસે તમારી મૂર્ખાઈનું પ્રદર્શન કરો.

કેશી સ્વામી વિચારે છે કે...આને મેં મૂર્ખ કહ્યો છતાં તે ગુસ્સે નહિ થતાં પોતાની મૂર્ખાઈ સમજીને મૂર્ખાઈને ટાળવાવાળો લાયક પ્રાણી છે. પણ તેને જરાય કષાય નથી થયો. પણ તે રાજામાં કેટલી સરલતા કે હું સાતસો (કે સાત હજાર) ગામનો ધણી, મને મૂર્ખ કહેનાર કોણ? એમ નહીં લેતાં કહે છે કે...મારી મૂર્ખાઈ કેમ ટળે? તેના માટે મને લોહવાણિયાનું દષ્ટાન્ત સમજાવો. આવી સરળતા તો એક વાર લાવો.

હવે મુનિ લોહવાણિયાનું દષ્ટાંત આપે છે. હે રાજા! રસ્તામાં વણિકો ચાલ્યા જતાં હતાં. જતાં જતાં તે વણિકો જંગલમાં ગયા. અને ત્યાં રસ્તામાં લોઢાની ખાણ આવી. તે ખાણમાં લોઢું તૈયાર પડયું હતું...તે વણિકોને સારૂ લાગવાથી પોતાથી ઉપડે તેટલું લોઢું લઈ ગાંઠડીઓ બાંધી લીધી. અને ઉપાડી ચાલવા લાગ્યા...આગળ વધતાં વધતાં વળી એક ચાંદીની ખાણ આવી. તેને જોઈને વિચારે છે કે...હવે લોઢું રાખવા જેવું નથી. પણ ચાંદી રાખવા જેવી છે. એમ વિચારના અંતે બધું લોઢું ફેંકી દઈને ચાંદીની ગાંઠડીયું બાંધી લીધી. પણ એક લોહવાણિયાએ લોઢું ફેંકીને ચાંદીની ગાંઠડી ન બાંધી. ત્યારે તેને બીજા વણિકો સમજાવે છે કે ભાઈ...આ ફેંકી દે અને ચાંદીની ગાંઠડી બાંધી લે. ત્યારે તે વાણીયો કહે છે કે...અમને લોઢાની જ કિંમત લાગે છે. અમારૂં ધાર્યું ફળ...આમાંથીજ અમને મળી રહેશે. બાંધ-છોડ કરે તે મૂર્ખા. અમે તો ભાઈડા છીએ. એટલે બાંધ-છોડ ન કરીએ. વળી આગળ ચાલતાં સોનાની ખાણ આવી...અને બધાય વિચાર કરવા લાગ્યા...કે આ કોઈની માલિકીની તો ખાણ નથીને? એમ વિચાર કરતાં જણાયું કે ના...ના...કોઈની માલિકીની નથી. એમ વિચારીને ચાંદીની ગાંઠડી છોડીને...સોનાની ગાંઠડી બાંધી લીધી. અને પેલા લોહવાણિયાને સમજાવ્યું કે ભાઈ આ છોડી દે, અને આ સોનું બાંધી લે. છતાં તેણે માન્યું નહિ. અને લોઢાની ગાંઠ ન છોડી. અમે તો મજબૂત

સમજ્યા વિના પાછો ન જાય. પાત્રતા લઈને સમજવા આવ્યો, સમજવા માટે સદ્‌ગુરુનો આશ્રય કર્યો, સદ્‌ગુરુએ ભેદાનુભેદ સમજાવ્યા અને પોતે વિચારની શ્રેણી ઉપાડી પછી તેનો આશ્રય લીધો. આવો જીવ મોક્ષમાર્ગ સમજ્યા વગર પાછો ન જાય.

અનંતવાર શ્રી તીર્થંકરનો તેમના વચનોનો આશ્રય લીધો પણ પોતાના વિચારની શ્રેણીનો આશ્રય ન લીધો. તેથી જ ચોરાશીના અવતારમાં રખડયો. સાચા હિતનો કામી છે, ગુરુદેવ પાસે તત્ત્વ સમજવા આવ્યો છે, એવો જીવ તત્ત્વ સમજ્યા વિના પાછો જતો જ નથી. પોતાનો આશ્રય લેવાથી જરૂર તત્ત્વ સમજાય છે. પમાય છે.

શ્રી રાયપસેણી સૂત્રમાં પરદેશી રાજાનો અધિકાર છે. તે પરદેશી રાજાએ ભગવાન શ્રી કેશી સ્વામીનો આશ્રય લીધો છે. અને કેશી સ્વામી જેવી સ્વતત્વની પ્રરૂપણા કરતા જાય છે, તેને સાંભળવા તે (રાજા) સાચો જિજ્ઞાસુ થતો જાય છે. એટલે ખોટાની પક્કડ રાખતો નથી. પોતાને સાચું સમજાય તો ખોટું છોડી દેવા પોતે તૈયાર છે. કેશી સ્વામીના બોધને પોતાના કાળજામાં બેસાડતો જાય છે. તે બોધની ધરેડને ધારાને પોતાના હ્રદયમાં બેસાડવા તૈયાર થાય છે. અને તેને સાંભળતી વખતે વિચારની શ્રેણી અંદરમાં તેને ચાલુ છે, પોતે માન્યું છે તેમાં અને આ મુનિ કહે છે તેમાં શંકા-આશંકા કરીને રાજા મુનિને અનેક પ્રકારના પ્રશ્નો પૂછે છે. અને રાજા કહે છે કે હે મહારાજ તમે કહો છો તે વાત મને સાચી લાગે છે, પણ અંદર શ્રેણીમાં વિકલ્પ ઊઠે છે કે તમારી વાત શી રીતે છે? તે મને વિસ્તારપૂર્વક સમજાવો. મુનિવર મતિ-શ્રુત-અવધિ અને મનઃપર્યવ એમ ચાર જ્ઞાનના ધણી છે. પરદેશી રાજા આલોક, પરલોક, પુણ્ય, પાપ, આત્મા, સંવર, નિર્જરા તથા સંવર-નિર્જરાથી મોક્ષ થાય છે. તેને તે માનતો ન હતો. પણ આત્માને જાણવાને માટે ઘણાય પ્રશ્નો જિજ્ઞાસાથી પૂછયા હતા. તે જાણવા માટે....પણ મુનિને ઉતારી પાડવા માટે નહિ. કષ્ટ આપવા માટે નહિ. તમે કેવીક વૃત્તિથી પ્રશ્ન પૂછો છો? જાણવા માટે કે મુનિની પરીક્ષા લેવા માટે? ઉતારી પાડવા માટે? આ રાજા પરદેશીમાંથી સ્વદેશી થવા માટે ગુરુ સન્મુખ આવ્યો હતો. તમો અમારી સન્મુખ શા માટે આવો છો? સ્વદેશી થવા માટે કે સંસારના સુખ મેળવવા માટે?

પ્રથમથી જ કહે છે કે હે ગુરુ મહારાજ! હું ખરેખર કહું છું કે અમે અમારી ત્રણ ત્રણ (સાત) પેઢીથી માનતા આવ્યા છીએ કે આત્મા નથી, પરલોક નથી, સંવર નથી, નિર્જરા નથી, પુણ્ય નથી, પાપ નથી, કર્મ રોકાય તેવો સંવર નથી, કર્મ ખરી જાય તેવી નિર્જરા નથી. અને મોક્ષ પણ નથી. એમ અમારી માન્યતા અમને સાચી લાગે છે. તે જો ખોટી હોય તો અમને સમજાવો. પણ અમારું છે તે જ સાચું છે એમ નહીં. તમો અમારી પાસે પ્રશ્ન મૂકો અને અમે સમજાવીએ છતાં તમો એમ જ પકડી રાખો કે અમે ધાર્યું છે, વાંચ્યું છે, માન્યું છે, વિચાર્યું છે તે જ સાચું છે,

બીજું નહિ, તો તમો ખોટાનો ત્યાગ કરી સાચામાં ક્યારે આવી શકો? કોઈ દિવસ નહીં ને?

મુનિ કહે છે કે, તું લોહવાણિયા જેવો મૂર્ખ છો. સાતસો (અગર સાત હજાર) ગામનો ધણી, કર્મની સત્તા પ્રિય પ્રકૃતિમાં વીર્ય અને તેનો પાવર ફેરવવાવાળો એવા એ રાજાને પણ હજારોની પર્ષદામાં મૂર્ખ કહ્યો. પણ આ રાજા અંદરની તૈયારી લઈને ગયેલ તેથી તે કહે છે કે....હે મહારાજ! લોહવાણિયો કેવો મૂર્ખ હતો? તે મને સમજાવો. (અત્યારે તમને કોઈ મૂર્ખ કહે તો તમો શું કરો? સાધુને વગોવવા જ લાગો ને?) મને તે લોહીવાણિયાની મૂર્ખાઈ કેવી હતી તે સમજાવો. તો હું મારી મૂર્ખાઈ ઉપર વિચાર કરૂં અને મારી મૂર્ખાઈ કહે તો તે વખતે તમો તમારી મૂર્ખાઈને ટાળવાનો પ્રયત્ન કરો કે તેની પાસે તમારી મૂર્ખાઈનું પ્રદર્શન કરો.

કેશી સ્વામી વિચારે છે કે...આને મેં મૂર્ખ કહ્યો છતાં તે ગુસ્સે નહિ થતાં પોતાની મૂર્ખાઈ સમજીને મૂર્ખાઈને ટાળવાવાળો લાયક પ્રાણી છે. પણ તેને જરાય કષાય નથી થયો. પણ તે રાજામાં કેટલી સરલતા કે હું સાતસો (કે સાત હજાર) ગામનો ધણી, મને મૂર્ખ કહેનાર કોણ? એમ નહીં લેતાં કહે છે કે...મારી મૂર્ખાઈ કેમ ટળે? તેના માટે મને લોહવાણિયાનું દષ્ટાન્ત સમજાવો. આવી સરળતા તો એક વાર લાવો.

હવે મુનિ લોહવાણિયાનું દષ્ટાંત આપે છે. હે રાજા! રસ્તામાં વણિકો ચાલ્યા જતાં હતાં. જતાં જતાં તે વણિકો જંગલમાં ગયા. અને ત્યાં રસ્તામાં લોઢાની ખાણ આવી. તે ખાણમાં લોઢુ તૈયાર પડયું હતું...તે વણિકોને સારૂ લાગવાથી પોતાથી ઊપડે તેટલું લોઢું લઈ ગાંઠડીઓ બાંધી લીધી. અને ઉપાડી ચાલવા લાગ્યા...આગળ વધતાં વધતાં વળી એક ચાંદીની ખાણ આવી. તેને જોઈને વિચારે છે કે...હવે લોઢું રાખવા જેવું નથી. પણ ચાંદી રાખવા જેવી છે. એમ વિચારના અંતે બધું લોઢું ફેંકી દઈને ચાંદીની ગાંઠડીયું બાંધી લીધી. પણ એક લોહવાણિયાએ લોઢું ફેંકીને ચાંદીની ગાંઠડી ન બાંધી. ત્યારે તેને બીજા વણિકો સમજાવે છે કે ભાઈ...આ ફેંકી દે અને ચાંદીની ગાંઠડી બાંધી લે. ત્યારે તે વાણીયો કહે છે કે...અમને લોઢાની જ કિંમત લાગે છે. અમારૂં ધાર્યું ફળ...આમાંથીજ અમને મળી રહેશે. બાંધ–છોડ કરે તે મૂર્ખા. અમે તો ભાઈડા છીએ. એટલે બાંધ–છોડ ન કરીએ. વળી આગળ ચાલતાં સોનાની ખાણ આવી...અને બધાય વિચાર કરવા લાગ્યા...કે આ કોઈની માલિકીની તો ખાણ નથીને? એમ વિચાર કરતાં જણાયું કે ના...ના...કોઈની માલિકીની નથી. એમ વિચારીને ચાંદીની ગાંઠડી છોડીને...સોનાની ગાંઠડી બાંધી લીધી. અને પેલા લોહવાણિયાને સમજાવ્યું કે ભાઈ આ છોડી દે, અને આ સોનું બાંધી લે. છતાં તેણે માન્યું નહિ. અને લોઢાની ગાંઠ ન છોડી. અમે તો મજબૂત

ગાંઠ બાંધી છે. તે અમારે છોડવી નથી. હે ભવ્યો ! તમે કેવી ગાંઠ બાંધી છે ? વળી... આગળ જતાં હીરા-માણેકની ખાણુ આવી...અને ખૂબ વિચાર કરીને કોઈની માલિકીની નહીં જણાતાં એમ વિચારમાં નિર્ણય થતાં...એ વિચારના અંતે સોનાની ગાંસડી છોડીને હીરામાણેકની ગાંઠડી બાંધી લીધી. અને તે લોહવાણિયાને સમજાવે છે કે... ભાઈ...આ છોડી દે અને આ બાંધી લે. એમ સમજાવવામાં મણા ન રાખી. છતાં તે ન સમજ્યો, તે ન જ સમજ્યો. અને કહે છે કે મારે હવે છોડવી નથી. ત્યારે પેલા વાણિયાઓ કહે છે કે ભલે તું બાંધી રાખ ભાઈ...આ લોઢામાં આ હીરામાણેકમાં શું તફાવત છે તેનો વિચાર તો કર. એમ કહેવા છતાં તેણે વિચાર ન કર્યો. અને ગાંઠડી છોડી નહિ. પણ લોઢું જ રાખી મૂક્યું. તેની જ ગાંસડી બાંધી રાખી. હવે ઝવેરાતવાળા વાણિયાઓએ પોતાના દેશમાં જઈને ઝવેરાત વેચ્યું એટલે કે હીરામાણેક વેચ્યા... ત્યાં એકએકને કરોડો રૂપિયા ઉપજ્યા...અને તેમાંથી હજીરા બાંધ્યા...ઘરમાં અનેક પ્રકારનાં એશઆરામનાં સાધનો પણ વસાવ્યાં. પણ પેલા લોઢાની પકડવાળાને સાંજ સવારે પેટની ભૂખ ભાંગે તેટલું જ તે લોઢાનું મૂલ્ય મળ્યું. પછી તે લોહવાણિયો પેલાઓનું જોઈને એટલે એશઆરામનાં સાધનો–ઘર, વગેરે જોઈને ખૂબ જ પસ્તાયો. પણ હવે ગમે તેટલો પસ્તાવો કરે તો પણ શું થાય ? કાંઈ નહીંને ?

આ દેશમાંથી બીજા દેશમાં ઊપડી ગયા અને જો ઝવેરાતની ગાંઠડી બાંધશો નહિ તો શું થશે ? પછી પસ્તાવો કરશો તોય શું થશે ? કાંઈ નહિ. એટલે જેમાં નુકસાન થાય અને મોટામાં મોટો લાભ ટળી જાય..એવી ખોટી માન્યતાને નહીં છોડનાર એના જેવો હે રાજન્ ! તું થઈશ. અને આ તત્ત્વને વર્તમાન જો તું સમજીશ નહિ તો પછી લોહવાણિયાની જેમ તને પસ્તાવો થશે, ઓરતો થશે. ત્યારે રાજા બે હાથ જોડીને કહે છે કે હે મુનિવર ! હવે મારે લોહવાણિયા જેવું થવું નથી. પણ સાચું જેમ હોય તેમ જ મારે સમજવું છે. પછી રાજાએ પુણ્ય, પાપ, (સંવર, નિર્જરા,) આલોક, પરલોક વગેરે સંબંધીના તેર પ્રશ્ન પૂછ્યા, અને મુનિએ તેના યથાર્થ ઉત્તર આપ્યા. અને વિચારની શ્રેણીએ ઊપડી જતાં અથવા ચડી જતાં સમાધાન થઈ જતાં સાચી વસ્તુને સમજી ગયો, અને ખોટાને છોડી દીધું.

જે જે સમાધાન મુનિએ આપ્યાં અને તે તે સમાધાનને પામવાની રાજામાં તૈયારી અને પાત્રતા હતી. અને મુનિએ સમાધાન આપ્યા તો તેને વિચારીને સમાધાન કર્યાં. અને પોતે સાચા તત્ત્વને પામી ગયો. સમાધાન થતાં પાંચમાં ગુણસ્થાનકને પામી ગયો. સાચો સમકિતી દેશવિરતી શ્રાવક બન્યો. માટે પ્રથમ પાત્રતા અને લાયકાત તૈયાર કરો. અને તે હશે અને જ્ઞાનીઓના સમાગમમાં બેઠા હશો તો તે વિચારના આશ્રયે સમજાશે. અને દ્રવ્યના આશ્રયે સાચા તત્ત્વને પામી જશો.

વૈરાગ્ય કાંઈ જીવનની નિષ્ફળતાનું પરિણામ નથી. જગત ઇન્દ્રિયાધીન છે.

અને જ્યાં સુધી ઇન્દ્રિયાધીન હોય ત્યાં સુધી જગત પર્યાયમાં સ્વાધીન નથી. દ્રવ્ય સ્વાધીન છે. પર્યાયમાં સ્વતંત્ર નથી માટે તે ઇન્દ્રિયાધીનપણું તે સ્વતંત્ર નથી. તેના ભાવ તે અધ્રુવ અને અશાશ્વત છે. તેનું જ્ઞાન જીવને અનાદિનું વર્તે છે. એવા જ્ઞાનમાંથી ભૌતિક વસ્તુ પ્રત્યે, પરત્વે સંપૂર્ણ અનાસક્તિભાવ જન્મે છે. તે જ ખરો વૈરાગ્ય છે. એટલે કે વૈરાગ્ય કોઈ નિષેધાત્મક વસ્તુ નથી. પણ વિધેયાત્મક વસ્તુ છે. એ જીવનનો ઇન્કાર નથી કરતો બલ્કે જીવનનો એના સાચા અર્થમાં સ્વીકાર કરે છે. જરૂર સ્વીકાર કરે છે. સત્‌ના સમાગમમાં શાન્ત ભાવે સમજવું.

જગતને અનિત્ય, અસુખરૂપ એટલે દુઃખરૂપ કહ્યું છે. અધ્રુવ અને અશાશ્વત કહ્યું છે. તો પ્રશ્ન એ છે કે આવા દુઃખના ધામ જેવા જગતમાંથી છૂટવાને માટે જરાપણ આપણે કોઈપણ જાતનો પ્રયત્ન શા માટે કરતા નથી? આ પ્રશ્નનો ઉત્તર જ્ઞાનીઓએ શાસ્ત્રમાં આપ્યો છે. અને જ્ઞાનીઓએ પોતે જાતે બોધમાં સમજાવ્યો છે કે જગત વિવેકી માટે જ દુઃખમય છે. (અવિવેકીને તો જગત દુઃખમય ભાસતું જ નથી.) એટલે જેનામાં વિવેકનો ઉદય જ નથી. અથવા જેમનામાં ભિન્નભિન્ન કરવાનો, પૃથ્થકરણ કરવાનો, છણાવટ કરવાનો વિવેક કે શક્તિ નથી, તેમને તે દુઃખરૂપ જગત નથી લાગવાનું. એટલે વિવેક વગરના, ભેદજ્ઞાન વગરના, પૃથ્થકરણ કરવાના વિવેક વિનાના, છણાવટ કરવાના વિવેક વિનાના જીવોને જગત દુઃખમય જ નહીં લાગે. અને વિવેકસંપન્નને, છણાવટ કરનારને, પૃથ્થકરણ કરનારને જગત જરૂર દુઃખમય લાગશે. જગતના સુખની ઇચ્છા, જગતના અનુભવની સાથે (આમ રાજ કરીએ...તેમ રાજ કરીએ...પાંચ-દશ લાખની લોન લઈએ વગેરે ઇચ્છાઓ) ત્રણ કાળમાં શમાવાની નથી. શમાશે નહિ અને શમશે પણ નહિ. ત્યારે હવે કરવું શું? તમે કહો તેમ આપણે કરીએ....તો કહો....શું કરવું?

બલ્કે ઇચ્છાઓ અનુભવે અનુભવે તીવ્રતમ થતી જાય છે. વધતી જાય છે. જેમ કે પાંચ વરસની યોજના ખોલો...તેમાં બે કરોડની ખોટ છે. તો નાખો રૈયત ઉપર ટેક્સ. એમ ઇચ્છાઓ ઉપર ઇચ્છાઓ તીવ્રતર થતી જ જાય છે. અને જ્યાં સુધી ઇચ્છા છે ત્યાં સુધી દુઃખ જ છે. વિષયભોગના પરિણામે દુઃખ જ ઉપજે છે ને? હવે આ દુઃખમાંથી છૂટવાનો ઉપાય તમે જ કરો. ઉપાય છે? હા....છે....શું? વીતરાગતાના માર્ગનું સેવન. (આવા તમે સમજુ અને ડાહ્યા છો.) જરૂર એ દુઃખમાંથી છૂટવાનો ઉપાય છે. સમ્યક્ સંયમની સાધના...તે પહેલાં વૈરાગ્યની ઉપાસના. જોયું....હવે એથી આત્માનો સાક્ષાત્કાર થાય છે.

એટલે....સ્વરૂપની પ્રાપ્તિને માટે સત્‌શાસ્ત્રનો અભ્યાસ આવશ્યક છે, જરૂરી છે, પણ સત્‌શાસ્ત્રનું જ્ઞાન સાચા ગુરુ વિના મળી શકતું નથી. તેથી ગુરુનું માહાત્મ્ય અસાધારણ છે. ગુરુની કૃપાથી જ શાસ્ત્ર દ્વારા આત્માનો પ્રકાશ પ્રાપ્ત થાય છે. પછી તે પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે.

ગુરુ દીવો...ગુરુ દેવતા....ગુરુ વિણ ઘોર અંધાર...
જે ગુરુવાણી વેગળા....તે રડવડીયા સંસાર...

તે થયેલા પ્રકાશનું વેદન કરવાનું ઉપાદાન પોતાનું જ જોઈએ. આત્માની જ્યોતિ ઝળકે છે...ચળકે છે. ગુરુનું માહાત્મ્ય જાણીને...પછી વિચારીને.. ગુરુ ઉપર જે સ્નેહ થાય છે તેનું નામ ભક્તિ. ભક્તિ વ્યવહારે જ્ઞાનનો હેતુ છે. અને નિશ્ચયે ભકિત પુણ્યબંધનું કારણ છે. એમ સમજીને ઉપાડ તારા પુરુષાર્થને.

હવે પાત્રતાવાળા જીવને જ્ઞાની સમજાવે છે. અખંડ ચૈતન્ય સ્વભાવની શ્રદ્ધા રાખીને, વર્તમાન વર્તતા અનેક પ્રકારના પદાર્થોને, અનેક પ્રકારના વિકારીભાવો, જ્ઞાનમાં જણાતા હોય તો ભલે જણાય. પણ ત્યાં પરને જાણતાં જ્ઞાન ખંડિત થતું નથી. કેમકે તે અનેક પ્રકારનો આશ્રય જ્ઞાન કરતું નથી. એ જ્ઞાનમાં તો એક સ્વભાવનો જ આશ્રય હોવાથી (ગુરુનો, વિચારનો, ગુરુની વાણીનો, ત્રિકાળી સ્વભાવનો આશ્રય લેવાથી સાચી વસ્તુને પામી જવાય.) સ્વભાવની સાથે જ્ઞાનની એકતા વધતી જાય છે. જ્ઞાન પરના આશ્રયે જાણતું નથી. સામે જેવું જ્ઞેય હોય તેવું જ જ્ઞાન જાણે વિપરીત ન જાણે. ઉત્તરાધ્યયન સૂત્ર હોય તો તેને ઉત્તરાધ્યયન સૂત્ર તરીકે જાણે....ભગવતી સૂત્ર હોય તો તેને ભગવતી સૂત્ર તરીકે જાણે....ઠાણાંગ સૂત્રને ઠાણાં સૂત્ર તરીકે જાણે... સમવાયંગ સૂત્રને સમવાયંગ સૂત્ર તરીકે જાણે....પણ અન્યરૂપે ન જાણે. ત્યાં જ્ઞેયને આશ્રયે જ્ઞાન નથી. તથા ત્યાં જ્ઞાન સિદ્ધાંતના આશ્રયે પણ નથી. ત્યાં સિદ્ધાંત તે જ્ઞેય છે તો તે જ્ઞેયના આશ્રયે જ્ઞાન નથી. પણ જ્ઞાનની જ એવી લાયકાત છે. જ્ઞાનનો સ્વભાવ એવો જ છે...કે જ્ઞેયોને જેમ છે તેમ જાણે. જેમ હોય તેમ જાણે છતાં જ્ઞેયોને કારણે જ્ઞાન નથી. ટેબલને ખુરશીરૂપે ન જાણે અને ખુરશીને ટેબલરૂપે ન જાણે. પણ ખુરશીને ખુરશીરૂપે અને ટેબલને ટેબલરૂપે જાણે. ભાઈ...જેમ છે તેમ જ્ઞાન જાણે છે.... જાણે. મિથ્યાત્વીની વાણીને વીતરાગની વાણી તરીકે ન જાણે....વીતરાગની વાણીને મિથ્યાત્વીની વાણી તરીકે ન જાણે....પણ વીતરાગની વાણીને વીતરાગની વાણી તરીકે જ જાણે....અને મિથ્યાત્વીની વાણીને મિથ્યાત્વીની વાણી તરીકે જ જાણે...એટલે જ્ઞેયોને કારણે જ્ઞાન નથી. પણ સ્વભાવના આશ્રયે જ જ્ઞાન છે. માટે જ્ઞાન સ્વતંત્ર છે.

એ રીતે જ્ઞાનની સ્વતંત્રતા સમજતા જ્ઞેયનો, ગુરુનો, ગુરુની વાણીનો, વિચારનો આશ્રય છોડીને જીવ પોતે પોતાના જ્ઞાન સ્વભાવનો આશ્રય કરે (તે ગુરુ અને તે ગુરુની વાણી મને શું કરી દેવાની છે? એમ નહીં હો...) એટલે તેને સ્વરૂપનું ભેદજ્ઞાન થાય છે. તેને સમ્યગ્દર્શન-જ્ઞાન કહેવાય છે. ગમે તેવા જ્ઞેયોને જાણતાં દરેક વખતે સમ્યક્જ્ઞાનને તો ત્રિકાળી સ્વભાવનો જ આશ્રય છે. ભલે ગુરુનો, તેના બોધનો, વિચારનો આશ્રય કરો...તેની ના નથી. તે આવ્યા વિના જ્ઞાન આવે તેમ નથી. પણ જ્ઞાનને ખરી રીતે જોતાં આત્મસ્વભાવનો જ આશ્રય છે. એમ માનજો.

જ્ઞાનને જ્ઞેયનો આશ્રય નથી. માટે અનેક પ્રકારનાં જ્ઞેયો જાણવા છતાં જ્ઞાન તો સ્વભાવના આશ્રયે એકરૂપ જ છે. માટે જ્ઞાનને જ્ઞાનનો જ એટલે જ્ઞાનને આત્માનો જ આશ્રય છે.

**एवं से आया, एवं से नाया, एवं से विनाया.**

— શ્રી નંદીસૂત્ર.

પોતાના સ્વભાવનો આશ્રય કરતાં જ્ઞાનીને સર્વે જ્ઞેયનો આશ્રય છૂટી જાય છે. સંવર સ્વભાવી આત્માનો આશ્રય લેતાં શુભભાવનો આશ્રય છૂટી જાય છે. પણ છોડવો પડતો નથી.

દૃષ્ટાંત: પેટનો કચરો કાઢવા માટે પ્રથમ એરંડીયુ લેવું પડે છે...તે પેટમાં જઈને પ્રથમ કચરાને બહાર કાઢે છે...પછી તેને કાઢવા માટે એરંડીયું કે બીજી ચીજો લેવી પડતી નથી. પણ પોતે સ્વયં બહાર નીકળી જાય છે. તેમ શુદ્ધતાને માટે પ્રથમ પાપ પરિણતીને બહાર કાઢવા માટે પુણ્ય પારણતીરૂપ એરંડીયું લેવું પડે. તે પાપને હડસેલીને ધક્કા મારીને બહાર કાઢે...અને શુદ્ધતાની પ્રાપ્તિ થતાં તે સ્વયં પોતે બહાર નીકળી જાય.

અનેક જ્ઞેયોના લક્ષે જ્ઞેયોનો આશ્રય છોડવા માંગે તો તે છૂટી શકે નહિ... પણ સ્વભાવનો આશ્રય લેતાં બધાય જ્ઞેયોનો આશ્રય સ્વયં છૂટી જાય છે. એ રીતે જે જીવ પોતાની પાત્રતાને તૈયાર કરીને, શોધક દૃષ્ટિએ ઊપડીને ચાર બોલ તથા મધ્યસ્થતા, સરળતા, વિશાળ બુદ્ધિ, જિતેન્દ્રિયપણું, ગુરુદેવનો, ગુરુદેવની વાણીનો, ગુરુદેવના અભિપ્રાયનો, ગુરુદેવના વિચારનો આશ્રય કરીને એવી તૈયારી કરી લે...અને પછી તે જીવ સત્ સમાગમમાં આવે તો અખંડ સ્વભાવનો આશ્રય કરી કેવળજ્ઞાન પ્રગટ કરીને મોક્ષમાં ચાલ્યો જશે. (જય.)

ૐ તત્ સત્



## વ્યાખ્યાન નં. ૭૯

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧૧, મંગળવાર, તા. ૨૩-૯-૫૮.

### વાણીમાં આત્મશબ્દ આવે....તેથી આત્માનું કલ્યાણ થાય તેમ નથી. માટે...ઠરી જા....શાંત થા....અને આત્મઅનુભવોને પામ.

સંયતિ નામનો રાજા કામ્પિલ્ય નગરમાંથી શિકાર કરવા નીકળ્યો....પણ ચાર પ્રકારની હયદળ, ગજદળ, રથદળ, પાયદળરૂપ સેના સાથે લઈને નીકળ્યો અને તે સેનાના મધ્ય ભાગમાં ઘેરાયેલો તે રાજા કેશર નામના ઉદ્યાનમાં શિકાર કરવા નીકળ્યો અથવા ગયો. કેશર નામના ઉદ્યાનમાં આ રાજાના કેશરીયા થવાના છે. તે ઉદ્યાનમાં જ્ઞાની-ધ્યાની ગર્દભાળી મુનિ બિરાજે છે.

આ બીજી ગાથાને આત્મામાં ઉતારીને સમજાવે છે. આ આત્મા જ્યારે પ્રકૃતિનું ભદ્રિકપણું-વિનયપણું-દયાપણું-અનુકંપાપણું-અમત્સરભાવપણું વગેરે લાયકાતવાળા ગુણોને લઈને જ્ઞાની સંત મુનિરાજ તરફ જો પ્રયાણ કરી જ્ઞાનીની વાણી સાંભળે અને સ્વમાં પરિણમે તો કેવળજ્ઞાનના બીજને એટલે કે સમ્યગ્દર્શનને પામી જાય.

જ્ઞાની કહે છે કે...પ્રથમ પાત્રતા, યોગ્યતા, મુમુક્ષુતા તૈયાર કરો. ત્યારે જ જ્ઞાનીની વાણી ઝીલી શકાય છે. જ્યારે જીવમાં પાત્રતા, યોગ્યતા, મુમુક્ષુતા, આત્માર્થીપણું આવી જાય છે ત્યારે તે જ્ઞાનાદિક દર્શનાદિક ગુણનો એવો સ્વભાવ છે કે વગર બોલાવ્યે જાતે જ આવીને પાત્ર એટલે લાયક જીવને પોતાનું નિવાસસ્થાન બનાવી દે છે.

દૃષ્ટાંત: જેમ સમુદ્ર જળ પાસે એવી યાચના કરતો નથી....કે તું આવીને મને ભરી દે. પણ સમુદ્રની લાયકાત અને યોગ્યતા જોઈને જળ પોતે આવીને તેમાં ભરાઈ જાય છે. તેથી દરેકે દરેક જીવની ફરજ છે કે...તેણે સૌથી પહેલાં પોતાની જાતને લાયકાત, પાત્રતા, મુમુક્ષુતાવાળી બનાવવી જોઈએ. પાત્રતા, લાયકાત આવતાં ગુણરૂપ સંપત્તિ તેને પોતાનું નિવાસસ્થાન બનાવી લે છે.

સમ્યગ્દર્શન પહેલાં આત્મજ્ઞાન નથી હોતું...એટલે...સમ્યગ્દર્શન પહેલાં આત્માની અખંડ શ્રદ્ધા પહેલાં જ્ઞાન સાચું હોતું નથી તે વાત બરાબર છે. પણ આત્મજ્ઞાનના પગથિયારૂપ પ્રથમ યોગ્યતા, પાત્રતા, જિજ્ઞાસા, મુમુક્ષુતા તો જરૂર હોઈ શકે છે.

જિજ્ઞાસુના બે અંગ છે...તે કયા બે અંગ?

(૧) વિચાર (૨) વિવેક.

એ તો સમ્યગ્દર્શન પહેલાં જરૂર હોઈ શકે છે. વિચાર કે વિવેક વિના શ્રદ્ધા કે આત્મજ્ઞાન હોતું નથી...થતું નથી...તે વાત બરાબર છે. પણ ભાઈ...જિજ્ઞાસાનાં બે અંગ છે...વિચાર અને વિવેક તે તો હોઈ શકે છે. જિજ્ઞાસા તથા તેનાં બે અંગરૂપ વિચાર અને વિવેક ન હોય તો ત્રણ કાળમાં આત્માની શ્રદ્ધા સમ્યગ્દર્શન ન સંભવે... માટે પ્રથમ જિજ્ઞાસાનાં બે અંગરૂપ વિચાર અને વિવેકની ખાસ જરૂર છે.

સાચા આત્મજ્ઞાન પહેલાં સમ્યક્ ચારિત્ર કહેતાં આત્મ-રમણતા ન હોઈ શકે, તે વાત બરાબર છે. ભલે એ ન હોઈ શકે તો પણ સદાચાર તો જરૂરથી હોઈ શકે છે. સદાચાર એટલે શિષ્ટ, સંમંત આચાર, શિષ્ટ સંમંત આચાર એટલે પવિત્ર વિચાર-પૂર્વક પવિત્ર આચાર, પવિત્ર વાણી, પવિત્ર કર્તવ્ય. સદાચાર એટલે પવિત્ર વાણી, પવિત્ર કર્તવ્ય, પવિત્ર વિચાર હોઈ શકે. પછી જો આગળ વધે તો...જેમ સમુદ્ર પાણીને યાચતો નથી છતાં પણ પાણી તેને ભરી દે છે...તેમ ગુણો પ્રગટી જાય છે. ગુણો તેને પોતાનું નિવાસસ્થાન બનાવી દે છે.

સ્વચ્છંદી કહેતા મિથ્યાત્વી. છદ્મસ્થ કહેતા અધુરા જ્ઞાની સંસારી આત્મા એક સમય પણ નિષ્ક્રિય રહી શકતો નથી. જો શુભ ન હોય તો અશુભ અને જો અશુભ ન હોય તો શુભ અને એ બન્ને ન હોય તો...છદ્મસ્થ જ્ઞાનીને શુદ્ધ ત્રિકાળી દ્રવ્ય તો હોવાનું જ. તો તેની જ અભિરૂચિપૂર્વક....જે ત્રિકાળી, કાયમ હોવાનું છે, ટકવાનું છે...તે સત્‌ની અભિરૂચિપૂર્વક જે પ્રસંગે જે કર્તવ્ય, જે વિચાર આવે... ત્યારે તે તે વિચારોને નિર્મળ હૃદયનાં જળથી (સત્‌ની અભિરૂચિને ભૂલવી નહીં જોઈએ) શુદ્ધ કરીને અપનાવી લેવા તે જ રાજમાર્ગ છે. નહિ તો વાણીમાં આત્મ શબ્દ આવશે...પણ આત્માનો અનુભવ નહિ આવે.

વાણીમાં આત્મ શબ્દ આવે તેથી આત્માનું કલ્યાણ થાય તેમ નથી.. માટે ઠરી જા...શાન્ત થા...અને આત્મઅનુભવને પામ. વાણીમાં શબ્દને અનંતવાર લાવ્યો... જૈન શાળામાં બાળકો ભણતાં હોય...તેને પણ વાણીમાં આત્મશબ્દ આવે છે...જેમકે ચૈતન્ય લક્ષણ, સદા ઉપયોગી, સુખદુઃખનો જાણક, સુખદુઃખનો વેદક વગેરે વાણીમાં આત્મશબ્દ આવે તેથી કાંઈ અનુભવ આવતો નથી. વળી દ્રવ્ય આત્મા, યોગ આત્મા, જ્ઞાન આત્મા, ઉપયોગ આત્મા એમ વાણીમાં આત્મશબ્દ આવે તેથી કાંઈ આત્મ અનુભવ આવતો નથી. આત્મા અનુભવમાં નહિ આવે ત્યાં સુધી સત્યનું અવતરણ નહીં થાય. તેમજ કાયમી જ્ઞાન, શાન્તિ, સુખ, આનંદ નિવાસ નહીં કરે.

કળ અને બળ એ બન્નેની જોડી. એ બે જોડી ઉપર સર્વ કાર્યની સિદ્ધિનો આધાર છે. સંસારનો ડાહ્યો કળથી અને બળથી કામ લે છે. અને તે કામ લેતી વખતે કોઈનેય ખબર ન પડે એવી રીતે તે કામ લે છે. કળને ઠેકાણે કળ અને બળને ઠેકાણે બળનો ઉપયોગ થાય તો જ આત્મા અને શરીર એ બન્નેનું આરોગ્ય રહે. પણ તેમાં એટલું ધ્યાન રાખજે કે શરીરનું આરોગ્ય રહેવું તે તો પ્રારબ્ધને આધીન છે

પણ આત્માનું તો આરોગ્ય રહે જ. જીવ સમ્યગ્દર્શનને પામે અને પછી તે મોક્ષને ન પામે ત્યાં સુધી તેનું શરીર નિરામય રહે.

अप्पायंके महापन्ने, अभिज्जाए जसोबले ॥१२॥
—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ત્રીજું, ૧૮મી ગાથાના છેલ્લા બે પદ

તેને ડૉકટરની દવા લેવા બાટલા લઈને જવું ન પડે.

કળ એટલે આત્માના જ્ઞાનની ચાવી.

બળ એટલે મોક્ષની પ્રાપ્તિનો પુરુષાર્થ.

જ્ઞાનની ચાવી વિનાનો પુરુષાર્થ...એટલે કળ વિનાનો પુરુષાર્થ.

તમે સંસારમાં કળ વાપરીને પુરુષાર્થ કરો છો તેની તમો કોઈને ખબર પણ પડવા દેતા નથી. છતાં તે કાર્યની સિદ્ધિ થવી કે ન થવી તે તો ભાગ્યને આધીન છે. કદાચ પુણ્ય હોય તો સિદ્ધિ થાય. પણ ભાઈ...તેમાં તું અભિમાન ન કર. જ્ઞાનની ચાવી વિનાનો પુરુષાર્થ...અમૂલ્ય હિરા ખર્ચી કાણી કોડી ખરીદવા બરોબર છે. અને પુરુષાર્થ વિનાની જ્ઞાનની ચાવી એન્જીન વિનાના ડબા જેવી છે. દૃષ્ટાંત: કોઈ પણ મહેમાનને ઘેર બોલાવતાં પહેલાં...તેની સઘળી વ્યવસ્થા પ્રથમથી જ કરવામાં આવે છે. તેમ સમ્યગ્દર્શન આદિ ગુણોને બોલાવ્યાં પહેલાં તે ગુણ બેસી શકે તેવી પાત્રતા પ્રથમથી જ તૈયાર કરવી જોઈએ. મહેમાન આવ્યા પહેલાં તેના માટે મીઠાઈ, શાક, અથાણાં, ચટણી તથા સૂવા બેસવાની વ્યવસ્થા તમો તૈયાર કરી રાખો છો ને? તેમ ભગવાન આત્મામાં સમ્યક્ રત્નચારને બેસવા માટેની કાંઈ તૈયારી કરી ખરી?

જેમ માનસિક બ્રહ્મચર્ય...આત્મિક બ્રહ્મચર્ય વિના ("ब्रह्माणि चरणम् यतिती ब्रह्मचर्यः" "આત્મસ્વભાવમાં વિચરવું તેનું નામ બ્રહ્મચર્ય.") કેવળ કાયીક બ્રહ્મચર્ય અધુરૂં છે. લૂખુ છે. સત્વ વિનાનું છે. શાસ્ત્રોનાં આવાં વાક્યો સાંભળવા ઉપરથી કાયીક બ્રહ્મચર્ય પાળનાર તેને છોડી ન દે. પણ આત્માના બ્રહ્મચર્ય માટે વધુ ને વધુ સાવચેત રહેતો જાય. એ જરૂરી છે. પણ તેનાથી સંવરનિર્જરા થાય તેમ માની બેસવાની ભૂલ ન કરે.

તેમ સમ્યગ્દર્શન વિના જ્ઞાન ખરૂં નથી. શાસ્ત્રનું એ વાક્ય સાંભળીને, શાસ્ત્રનું ભણતર, પઠનપાઠનની ક્રિયા કોઈ જીવ છોડી ન દે. પણ વિદ્યાના, ભણતરના, સૂત્રના લક્ષને યથાર્થ કરે. પણ ભણતર માત્રથી જ્ઞાન થઈ જશે તેવી ખોટી માન્યતાનું ૧૮મું પાપ ન સેવે. તેને બરાબર સમજતો થકો આગળ વધે.

नादंसणिस्स नाणं,
नाणेण विना न हुन्ति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो,
नत्थि अमोक्खस्स निवाणं ॥३०॥

ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૮ મું.

એટલે કે બરાબર રીતે ભણે, વાંચે, વિચારે. ચારિત્ર સમ્યક્ (નક્કર) નથી, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ સમ્યક (નક્કર) નથી. એ વાકય સાંભળીને સમ્યક્ સંયમલક્ષી ક્રિયાઓનું આચરણ કોઈ જીવ છોડી ન દે. પણ સાચી વિદ્યાઓના લક્ષને યથાર્થ કરે. અને સાચા સંયમલક્ષી ક્રિયાઓમાં જ્ઞાનને ભેળવવાનો અંતરંગ પુરુષાર્થ ફોરવે. ભાન થયાં પહેલાં જ્ઞાનને ઉત્પન્ન કરનારી, શુભ, શ્રેષ્ઠ, પ્રશસ્ત ભલી ફરજો ખરેખર આત્માને માટે બજાવવી જોઈએ. આત્મભાન, સમ્યક્જ્ઞાન થયા પછી તે ફરજોમાંથી સૂક્ષ્મ બદલાની આશા, ઝંખના, એની મેળે પરિવર્તન પામીને નીકળી જશે. એ ફરજો આત્મરમણતાના પોષક સ્વરૂપે આપમેળે પરિવર્તન પામી જશે.

જૈન ધર્મ એ અમુક વાડાઓનો ધર્મ નથી, અમુક જાતીઓનો ધર્મ નથી. જૈન ધર્મ તો જાતી–વાડાઓમાં બંધાયેલી સંકિર્ણ માન્યતાની જંજીરથી જગતને મુક્ત કરનાર વિશ્વધર્મ છે. તેથી વર્ણ અને સમાજની વ્યવસ્થા અખંડ જળવાય છે, અને જાતિવાત કે સાંપ્રદાયિકતા જન્મતી નથી. જેમકે આ લીંબડી–નાનો સંપ્રદાય, આ લીંબડી મોટો સંપ્રદાય, ગોંડલ સંપ્રદાય, બોટાદ સંપ્રદાય, વગેરે સાંપ્રદાયિકતા જન્મતી નથી.

જૈન ધર્મનાં ઉંચા તત્ત્વો...ફિલોસોફી...એટલે જ્ઞાનનું રહસ્ય સમતા યોગની ભૂમિ પર આરૂઢ થયેલા એવા યોગી જ પામી શકે છે. વિશમ યોગવાળા પામી શકતા નથી. જેમ ત્રીજા મજલે જતાં પહેલાં પહેલો અને બીજો મજલો પસાર કરવો પડે છે. તેમ રહસ્યને પહોંચી વળવા માટે નીતિ અને જ્ઞાનની ભૂમિકા પસાર કરવી પડે છે. વળી જેમ ત્રીજો મજલો બે મજલાથી જોડાયેલો છે. પણ જો નીચેના બે મજલા તૂટી પડે તો એ ત્રીજો મજલો ટકી પણ ન શકે. તેમ જિનોપાસકની....દેવોપાસકની ભૂમિકા અને જ્ઞાન ઉપાસકની ભૂમિકા સાથે તે જોડાયેલી છે. આ સત્ય ભગવાન શ્રી મહાવીરદેવની જીવનચર્યામાં તથા જૈન સંઘના, જૈન સિદ્ધાંતના બંધારણમાં સ્પષ્ટ તરવરે છે.

દ્રષ્ટાંતઃ જ્યારે ઇન્દ્રભૂતિ એટલે ગૌતમ...ભગવાન શ્રી મહાવીરદેવના શિષ્ય બને છે...ત્યારે તેમની પહેલી કસોટી...પાત્રતા, નીતિથી થઈ. બીજી કસોટી...જ્ઞાનથી થઈ. અને જ્યારે જિનોપાસકતાની ભૂમિકામાં પહેલા નંબરે પાસ થયા...એટલે પટ્ટશિષ્ય તરીકે એમને સ્વીકાર્યા. હે ભવ્યો તમારે પાસ થવું છે કે નહીં? વળી એમના ભક્તોનાં જીવન (ભગવાન શ્રી મહાવીરદેવના એક લાખને ઓગણસાંઠ હજાર શ્રાવકો હતા.) માંથી નીતિ અને જ્ઞાનની પરિપકવતાનાં જ્વલંત ઉદાહરણો ઘણાં મળે છે.

જ્ઞાની કહે છે કે સમ્યગ્દર્શન પહેલાં સાચું જ્ઞાન હોતું નથી. તે વાત બરાબર છે. પણ તે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જિજ્ઞાસાનાં બે અંગ જોઈએ. (૧) વિચાર (૨) વિવેક. વિવેક એટલે વિચારપૂર્વક ભેદજ્ઞાન. વિચારપૂર્વકના ભેદજ્ઞાને સમ્યગ્દર્શન–જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

બે મજલામાં આવ્યા પછી વિચારપૂર્વક ભેદજ્ઞાને જ ત્રીજા મજલે એટલે ચારિત્રે પહોંચી શકાય છે. માટે વિચારપૂર્વક ભેદજ્ઞાન કરો. તેના વિના સમ્યગ્‌દર્શન-જ્ઞાન નથી. પ્રાતઃકાળમાં વહેલા ઊઠી વિચારપૂર્વક ભેદજ્ઞાનની શ્રેણી ઉપાડજો.

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂ ખરૂં?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરિહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાન્ત ભાવે જો કર્યા;
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યાં.
—શ્રીમદ્ રાજચંદ્ર

"के अहं आसी" હું પોતે કોણ છું?
—આચારાંગ સુત્ર.

તેને આ જીવ અનંતકાળથી ભૂલી ગયો છે...તેટલા માટે જ જ્ઞાની તેને ઉપદેશે છે કે...હું કોણ? એના વિચારપૂર્વક શાન્તભાવે પગથીએ આવે..તો તે આત્મજ્ઞાન પામવાનું કારણ છે. માટે જીવ! તું કોણ છે?

અને આ દેખાય છે તે શું છે?
તેનો કદીએ વિચાર કર્યો છે?
હે જીવ! તારૂં પોતાનું ખરૂં સ્વરૂપ શું છે?
અને આ જન્મમરણો શા થકી થઈ રહ્યાં છે?
તેનો કદી શાન્તભાવે વિવેકપૂર્વક વિચાર કર્યો છે?
તે બધાં જન્મમરણો શાથી ટળે?
અને હવે ફરીને જન્મમરણ ન કરવાં પડે એવું તારૂં પોતાનું કર્તવ્ય શું છે?
તેને તેં કદીયે શાન્તભાવે વિવેકપૂર્વક વિચાર્યું છે?
હવે કઈ રીતે મરીએ કે ફરી મરવું ન પડે..
એવું તારૂં સમાધિ મરણ તને સમજાયું છે?
કયું તારૂં રહેઠાણ અને કયું તારૂં કાર્ય? તેની તને ખબર છે?
આ ભ્રાન્તિ છે કે સત્ય છે? તેને તેં અનુભવ વડે જાણ્યું છે?

પ્રભુ! એ વિચાર તો ખરો..

વિવેકપૂર્વક શાન્તભાવે જરાક વિચાર તો ખરો.

કે..તું ક્યાં છે?

આ બધું શું છે?

તને કેમ સુખ-શાન્તિ-આનંદ નથી?

તું કોણ છે?

ક્યાંથી આવ્યો ?

શું સાથે લઈ જઈશ ?

આવ્યો ત્યારે શું લઈને આવ્યો ?

તું અહીં કેમ આવ્યો ?

તેનાં કારણોની હે પ્રભુ! તને ખબર છે ?

અનંતકાળ ગુમાવ્યો...

તારો સંબંધ કોનાથી છે ?

તેનો વિચાર શાંતભાવે વિવેકપૂર્વક તેં કદીએ કર્યો છે ? હે પ્રભુ ! દુઃખમાં તને કોણે દબાવ્યો ?

તારૂં કાર્ય શું ?

તેને તેં લક્ષપૂર્વક વિચાર્યું છે ?

તેને લક્ષમાં લઈને કદીએ તે વિચાર્યું છે ?

મોહના ફંદમાં તને કોણે ફસાવ્યો ?

તારા સ્વભાવને છોડીને તું વિભાવમાં દોડી રહ્યો છે...

એવો બોધ તને કોણે બતાવ્યો ? કોણે આપ્યો ?

ભવના ફેરા ફરી ફરીને...દુઃખદ કર્મો (કાર્યો) કરી કરીને ..

ભવમાં રખડી રખડીને તું શું કમાયો ?

હે ચેતન !

તારૂં સ્વરૂપ કેવું છે ? તેને તેં અંતરમાં વિચાર્યું ?

તારૂં સાચું સુખ શેમાં છે ?

બોલ, તને કોણે દબાવ્યો ?

હે જીવ ! આ વિચારવાનો અવસર લીધો ?

લીધો તો શાંતભાવે લીધો.

હે ભગવાન !

તું સિદ્ધ છે...પરિપૂર્ણ છે...સ્વભાવે નિર્મળ છે...પણ તને તારા સ્વભાવની ખબર નથી. તેથી તને વર્તમાન શાંતિ નથી. ભાઈ ! તું ઘર ભૂલ્યો છે. ચાર ગતિના જંગલમાં તું ભૂલો પડયો છું. પારકા ઘરને તારૂં રહેઠાણ...તારૂં પોતાનું ઘર માની બેઠો છે. એમ અશાંતિનો અંત નહિ આવે. બાપુ ! તું જીવ છો. શાંત છો. જ્યોતિસ્વરૂપ સુખધામ છો. તેની તને ખબર નથી...તેથી તું દુઃખી છો. ખબર હોય તો સુખ છે. પણ ભૂલ્યો છે. પારકાને પોતાનું માનીને બેઠો પણ ભાઈ! તેમ દુઃખના અંત નહીં આવે. ભાઈ...શાંતિ તારા સ્વભાવમાં છે...

બધાયના લક્ષને છોડીને...પાત્રતાની ભૂમિકામાં આવીને તારા સ્વભાવમાં જો તો ખરો....

તું પ્રભુ છે....સિદ્ધ છે....પ્રભુ....તું તારા સ્વઘરને જો. પરઘરને ન જો. પરમાં લક્ષ કરી કરીને અનાદિથી તું પરિભ્રમણ કરી રહ્યો છે. હવે તારા અંતર સ્વરૂપ તરફ નજર કર. એકવાર અંદરમાં જો. અંદરમાં અંદર...પરમ આનંદના ખજાના ભર્યા પડયા છે. તેને સંભાળ તો ખરો...એકવાર અંદર ડોકીયું તો કર...

તે કરવા માટે જિજ્ઞાસાનાં બે અંગ વિચાર.

વિચાર અને વિવેક તો લાવ.

તો તારા સ્વભાવનો કોઈ સહજ અપૂર્વ પરમ સુખનો અનુભવ થશે.

અનંતજ્ઞાનીઓ કહે છે કે...સ્વભાવે તું પ્રભુ છે. પ્રભુ...! પ્રભુ...! તારી પ્રભુતાની એકવાર હા તો પાડ. અંદરમાંથી એકવાર સત્‌નો હકાર તો લાવ. હા પાડ........ પછી સ્વલક્ષ એટલે પોતાના સ્વભાવની ઓળખાણ કરીને...પોતાના સ્વભાવની નિઃશંકતા લાવ.

આ પ્રમાણે સમ્યગ્દર્શન-જ્ઞાન પહેલાં જિજ્ઞાસાનાં બે અંગ (૧) વિચાર (૨) વિવેક...શાન્તભાવે લાવવાં પડશે.

વિવેકપૂર્વકના શાન્તભાવે વિચારપૂર્વક ભેદજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે.

આ સાંભળીને પ્રથમ પાત્રતા તૈયાર કરો.

ૐ શ્રી સત્‌



વ્યાખ્યાન નં. ૮૦

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧૧॥. બુધવાર, તા ૨૪-૯-૫૮

## જે પુરુષાર્થ કરશે...તે ભગવાન ભેગો થઈ જશે.

આ સંયતિ નામનો રાજા ગર્દભાલી મુનિની સન્મુખ થઈ રહ્યો છે. તેનું ભાવી ઘણું સારૂં છે, તેનું ભવિષ્ય ઘણું સારૂં અને ઉજ્જવળ છે. આ રાજાને મુનિના ભેટા થવાના છે. અને સાચી વસ્તુને પામી જવાનો છે.

આપણે પણ સાચી વસ્તુને પામવી હોય તો જ્યારે જીવમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-

ચારિત્ર પામવાની યોગ્યતા, લાયકાત પ્રગટી જાય તો, સમ્યગ્દર્શનાદિ ગુણોનો સ્વભાવ એવો છે કે...તે પોતે આવીને પાત્ર જીવને પોતાનું નિવાસ સ્થાન બનાવી દે છે. કાલે કહેવાઈ ગયું કે.. સમુદ્ર જળને પ્રાર્થના કરતો નથી કે જળ...તું આવીને મને ભરી દે. પણ સમુદ્રની લાયકાત જોઈને જળ પોતે આવીને તેને ભરી દે છે. તેમ...સમ્યગ્-દર્શનાદિ પામવા માટે પોતે પાત્ર બનવું જોઈએ. જો...જીવ પાત્ર બને તો સમ્યગ્-દર્શનાદિ સંપત્તિઓ પોતાનું નિવાસસ્થાન કરી દે છે. માટે જ્ઞાનીઓ કહે છે કે.... પ્રથમ પાત્રતા તૈયાર કરો.

તીવ આસક્તિ અને તીવ્ર ગૃદ્ધિપણું તે બન્ને પ્રથમ છોડવાં પડશે. જ્યાં સુધી તીવ્ર આસકિતપણું અને તીવ્ર ગૃદ્ધિપણું હોય ત્યાં સુધી આત્માને સમજવાની લાયકાત નથી. તો પછી પ્રગટાવવાની વાત તો ઘણી દૂર રહી. પાંચે ઇન્દ્રિયોની અનુકૂળતા પૂર્વ પુણ્યના યોગે પ્રાપ્ત થઈ હોય...અને તે અનુકૂળતામાં લીન થઈ જાય...અને પ્રતિકૂળતામાં આકુળ વ્યાકુળ થઈ જાય, પ્રકૃત્તિના તાબે પોતે આખો થઈ જાય...પણ પોતાને તાબે પ્રકૃત્તિઓને રાખવાની જેનામાં તાકાત નથી. જરા રોગ આવે...જરા આંગળી દબાય...જરા તાવ આવે...અગર તો વિવિધ પ્રકારના રોગો આવે.. ત્યાં તો કડાયામાં ધાણી શેકાતી હોય તેમ તરફડીયા મારે...છોકરો પૈસા ખોવે તો ધુંવાકુંવા થઈ જાય. એવા તીવ્રકષાયવાળા જીવોને આત્માને સમજવાની જે પ્રાથમિક ભૂમિકા છે તે પણ તૈયાર નથી. તે પણ તેમનામાં નથી.

તે ભૂમિકા તૈયાર કરવા માટે અધર્મ–અનીતિ-અન્યાય–કાવાદાવા–છેતરપીંડી–વેરઝેર આદિનાં આચરણો છૂટી જવાં જોઈએ. અને ન્યાય–નીતિ–પ્રમાણિકપણું–બ્રહ્મચર્ય આદિનો રંગ જોઈએ. આના વિના ભૂમિકા તૈયાર ન થાય. ભૂમિકા તૈયાર કરવા માટે બ્રહ્મચર્યનો રંગ રગે રગે પરિણમી જવો જોઈએ. કષાયો પાતળા પડવા જોઈએ, હૃદય કુણું જોઈએ.પ્રકૃત્તિનું ભદ્રિકપણું-વિનયપણું-અનુકંપાપણું-દયાભાવ-અમત્સરભાવપણું જોઈએ. ભૂમિકા તૈયાર કરવા માટે જે જીવને જે જોઈએ તે ન હોય...અને કષાયો તીવ્ર હોય... ગૃદ્ધિપણું તીવ્ર હોય...પાંચે ઇન્દ્રિયોના વિષયોની આસક્તિ તીવ્ર હોય...તો ત્યાં શું થાય ? નિમિત્તાધીન થાય. ભુંડા–અશુભ–પાપના પ્રસંગમાં તદ્દન આધીન થઈ જાય... એવી તીવ્ર આસક્તિનો ભાવ હોય...તીવ્ર ગૃદ્ધિપણાનો ભાવ હોય...તેવા આત્માને...શુભ–અશુભ ભાવ વિનાનો જે શુદ્ધ ભગવાન આત્મા...તે શી રીતે તેના કાળજે બેસશે ? જેને સંસારમાં સ્ત્રી–પુત્ર–પૈસા પ્રત્યે તીવ્ર ગૃદ્ધિપણું છે. તીવ્ર આસકિત છે...તેને દેવ-ગુરુ–શાસ્ત્ર પ્રત્યે વિનય–બહુમાન–ભકિત આવશે કયાંથી ? નહિ જ આવે. હોંશ–ઉમળકા આવશે કયાંથી ?

અપ્રશસ્ત એટલે ભૂંડા રાગમાંથી પ્રશસ્ત એટલે ભલા રાગની દિશા કેવી રીતે બદલવી તેની પણ જેને ખબર નથી....તેને તદ્દન રાગના અભાવરૂપ એવો આત્મા કેમ

સમજાશે ? સમજાયા વિના પાત્રતા કેમ પ્રગટે ? અને પાત્રતા વિના પ્રભુતા ક્યાંથી પ્રગટશે ? નહિ જ પ્રગટે. સ્ત્રી-કુટુંબ-કબીલાદિ-ઉદારિક શરીર પ્રત્યે પોતાને રાગ હોય તેના કરતાં દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેનો રાગ વધી જવો જોઈએ. એક આંખ સામે સ્ત્રી-કુટુંબ અને શરીરને રાખો અને બીજી આંખની સામે દેવ-ગુરુ-ધર્મને રાખો.... ...અને પછી વિચારો કે.. આ બેમાંથી મને કોના પ્રત્યે વધારે રાગ છે ? સ્ત્રી-કુટુંબ શરીર પ્રત્યે...કે દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે ? સ્ત્રી-કુટુંબ-શરીર આદિ પ્રત્યેના રાગ કરતાં દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેનો રાગ વધી જવો જોઈએ. અને જો તે દેવ-ગુરુ-ધર્મ પ્રત્યેનો રાગ વધી જાય તો... સ્વભાવ ધર્મ-જ્ઞાનાદિક ધર્મ પામવાની ભૂમિકા તૈયાર થઈ ગણાય. એટલું ન હોય તો...ધર્મ પામવાની સાચી ભૂમિકા પણ નથી. એમાં જો સત્પુરુષ સત્સ્વરૂપી, ભગવાન આત્મા, સત્ સમજવાની જિજ્ઞાસા તૈયાર કરે...અને સમ્યગ્દર્શનનું બીજ વાવે...તો તો વૃક્ષ ઉગ્યા વિના રહે જ નહિ.

સત્ સમજવાની જિજ્ઞાસાનાં બે અંગ છે.

(૧) વિચાર (૨) વિવેક.

તીવ્ર આસક્તિ અને ગૃદ્ધિપણું ઘટાડયા વિના સાચા-દેવ-ગુરુ-ધર્મ ઉપર પ્રેમ, સ્નેહ, ભક્તિભાવ આવશે નહિ. ક્ષેત્ર વિશુદ્ધિ વિના બીજ વવાય નહિ. (ક્ષેત્ર સાફ કર્યા પછી બીજ વાવે તો ઉગે.) પરંતુ ક્ષેત્ર સાફ કર્યા જ કરે....અરે ! આખી જિંદગી સુધી ક્ષેત્ર સાફ કર્યા જ કરે....અને જો બીજ વાવે નહીં....તો ઢોર ખાય તેવું ખડ થાય. (એટલે કે પાયાનું બંધી પુન્ય થાય) પણ માણસ ખાય તેવું અનાજ ન થાય. (એટલે કે આત્માનો ધર્મ ન થાય.) તેમ....એકલા શુભ ભાવ...ભલા ભાવ...પ્રશસ્ત ભાવ ...શુભ પરિણામ કર્યા કરે....અને તેમાં ધર્મ માનીને બેસી જાય...તેમાં જ ધર્મ માને અને મનાવે....તેને દેવલોક (ઢોર ખાય તેવું ખડ) મળે...પણ....તે શુભભાવથી, શુભ પરિણામથી...શાન્ત સ્વભાવના....સ્થિર સ્વભાવી આત્માના આનંદના....અનાજ ન થાય. એટલે મુક્તિનો આનંદ ન અનુભવાય...મોક્ષના દાણા ન પાકે. એવા મોક્ષના દાણા તો...મુક્તિનો રસ...તો જ્ઞાનાનંદ આત્માના શુદ્ધ સ્વભાવની પ્રતીતિ કરવાથી....પાકે. સમ્યક્દૃષ્ટિને જરૂરથી મોક્ષના પાક આવે છે.

એકલી ખારવાળી જમીનમાં બીજ વાવે...તો તે વાવેલાં બીજ....જમીન ખારવાળી હોવાથી બળી જાય....તેમજ એકલી ક્ષેત્ર વિશુદ્ધિ કર્યા કરે ...અને દાણા ન વાવે તો પણ દાણા ન થાય. એટલે કે ચેતનનો ધર્મ ન થાય.

જ્યાં સુધી સ્ત્રી-પુત્ર-કુટુંબ-પાંચે ઇન્દ્રિયોના વિષયોની તીવ્ર આસક્તિ છે...વળી તેમાં ગૃદ્ધિપણું હોય...અને તીવ્ર ક્રોધાદિ કષાયોમાં ટકી બીજ વાવે તો ઉગે નહિ... પણ બીજ બળી જાય...માટે બધી આસક્તિ, ગૃદ્ધિપણાને ઘટાડીને, ક્રોધાદિ કષાય મંદ કરીને, સાચા દેવ-ગુરુ તરફ પ્રેમ કરવો તે ક્ષેત્રવિશુદ્ધિ છે. પરંતુ તેમાં ને તેમાં

જો અટકી જાય....તેટલામાં જ સંતોષાઈ જાય...આમાં જ આપણું કલ્યાણ થઈ જશે... એમ જમીન સાફ કર્યા કરે...અને સત્ સમજવાની અંતરથી રૂચિ ન પ્રગટ કરે...અને સમ્યકત્વનું બીજ ન વાવે...અને વાવવાનું લક્ષ પણ ન રાખે...તો મોક્ષના દાણાનો પાક ન ઊતરે. પણ જરાતરા પુણ્ય બંધાય.

કેટલાક કહે છે કે મહારાજ...અમે તદ્દન નાલાયક છીએ...તમે કહો છો...તે... આટલું બધું અમારાથી કેમ થાય? જ્ઞાની કહે છે કે ભાઈ...તું ધીરો થા. અમે કહીએ છીએ તે સમજીને કહીએ છીએ. ભાઈ...તું પ્રભુ છો. તું આત્મ-ભગવાન છો. જે કરવા ધારે તે તું જરૂર કરી શકે (શકીશ) છે. ભગવાન શ્રી મહાવીર દેવ તેમની દિવ્યધ્વનીમાં કહે છે કે...તું પ્રભુ છો...અને હું પણ પ્રભુ છું. તારા અને મારા આત્મામાં સિદ્ધપણું સ્થાપીને હું કહું છું....કે તું પ્રભુ છો. ત્રિલોકીનાથ છો. સંગ્રહ-નયની અપેક્ષાએ સત્તાંગતે સિદ્ધત્વની શક્તિ તારામાં પડી છે. માટે તું સિદ્ધ સમાન છો. તું હીણો છું એવી વાત અમે કરતાં નથી. હંસને ખોરી જારના ખોરાક ન હોય પણ હંસને તો સાચાં મોતીના ખોરાક હોય. હંસ ચરે તો માનસરોવરનાં સાચાં મોતી જ ચરે....પણ વિષ્ટામાં ચાંચ ન નાખે. ન બોળે. મરી જાય તો બહેતર, જીવ-કાયા જુદા થાય તો ભલે...પણ વિષ્ટામાં ચાંચ ન નાખે. સાચાં મોતીનો જ હંસને ખોરાક હોય છે. એમ કહીને જ્ઞાનીઓ કહે છે કે... અમે પોતે જાતે જ વીતરાગના માર્ગે ચડીને પરમાત્મ દશા પ્રગટ કરવા તૈયાર થયા છીએ. તું પણ પ્રભુ છો એમ અમે કહીએ છીએ. અમે તને પરમાત્મ દશા પ્રગટ કરવાનું આમંત્રણ આપીએ છીએ. આ વાતની જેને અંતરથી હા આવી તો તે જીવ જરૂર પુરુષાર્થ કરીને પરમાત્મ દશા પ્રગટ કરશે. હે ભવ્યો! અમારા આમંત્રણની તમે હા તો પાડો. તમોને સંસાર-માં કોઈ જમવાનું આમંત્રણ આપે તો ત્યાં કેમ હા પાડો છો?

**દ્રષ્ટાંત:** આનંદાદિ દશ શ્રાવકોને જ્ઞાનીઓના આમંત્રણની અંતરથી હા આવી તો પુરુષાર્થ કરી....એક અવતાર કરી....પૂર્ણ પરમાત્મદશા પ્રગટ કરીને મોક્ષે જશે. જે પુરુષાર્થ કરશે તે ભગવાન ભેગો થઈ જશે. હે ભવ્ય જીવો! ભગવાન ભેગા તમારે થવું છે ને? કે મસાણ ભેગા થવું છે? અનંતવાર આ જીવ મસાણ ભેગો થયો....પણ ભગવાન ભેગો ન થયો. હવે તો ભગવાન ભેગા થવાય તેવો પુરુષાર્થ કરી લે.

આત્મભગવાનનું સમ્યક્જ્ઞાન થયા પછી એક બે ભવ કદાચ કરવા બાકી રહે.... તો તે કાળની કાંઈ ગણત્રી નથી...અને ભગવાન ભેગા થઈ જવામાં કાંઈ વાર નથી.

હું પ્રભુ છું... અનંતશક્તિનો ધણી છું...એવી અંતરમાંથી જેને હા આવી... તે જીવ પુરુષાર્થ દ્વારા જરૂર આત્મભાન પ્રગટ કરશે. અને ક્રમે ક્રમે પરમાત્મદશા પ્રગટ કરી...પૂર્ણ થઈ જશે. આનું નામ ભગવાન ભેગો થઈ ગયો કહેવાય. જ્ઞાની કહે છે કે...આત્માનું હિત...આત્માનું કલ્યાણ...જે કોઈ જીવ કરવા ધારે તે જરૂર કરી શકે

છે, સ્ત્રી-પુત્ર-કુટુંબ-ઘર-બાર-ખેત-વધુ-હિરણ્ય-સોવન-દુપદ-ચુપદ વગેરે છોડીને સાચો જ્ઞાનદર્શન પૂર્વક મુનિ થઈ જાય છે, તેની ભૂમિકા તો મુક્તિરૂપે તૈયાર છે, પણ જે જીવ હજુ સુધી સમ્યક્ બીજ વાવતો નથી. તો તેની મુક્તિ થતી નથી, મુકિત થઈ નથી, અને મુકિત થશે પણ નહિ. (એવો તે મુનિ નામ મુનિ છે પણ ભાવ મુનિ નથી.) મુકિત થતી નથી, તો તે ભગવાન ભેગો પણ થતો નથી, અને એ કેવળજ્ઞાનને પામતો નથી, પણ ઊલટો સંસારમાં જ રખડયા કરે છે.

સ્ત્રી-પુત્ર-ધન-ધાન્ય-વિગેરેનો ત્યાગી થાય તો જ ભૂમિકા થાય...અને એમ હોય તો જ આત્માનું ભાન થાય...એમ નથી...અને એમ હોય તો ગૃહસ્થાશ્રમમાં કોઈ જીવ સમ્યગ્દર્શનને પામી ન શકે, પણ આનંદાદિ દશ શ્રાવકો તથા શ્રીકૃષ્ણ, શ્રેણિક રાજા વગેરે ઘણા જીવો સમ્યગ્દર્શનને પામી ગયા છે. માટે એમ નથી. જેને સ્ત્રી-કુટુંબ-આદિ પ્રત્યે આસકિત મંદ હોય...અને કષાયોની પણ મંદતા હોય...પ્રકૃત્તિનું ભદ્રિકપણું-વિનયપણું-અનુકંપાપણું-અમત્સરભાવમાં વર્તતો હોય...બ્રહ્મચર્યનો રંગ હોય... અને સાચા દેવ-ગુરુ-ધર્મની ભકિત-વિનય-બહુમાન કરતો હોય તો તેની ક્ષેત્રવિશુદ્ધિરૂપ ભૂમિકા છે. અને તેમાં જો સત્ધર્મની એટલે આત્માના શુદ્ધ સ્વભાવ સમજવાની રૂચિ કરે તો ગૃહસ્થાશ્રમમાં પણ સમ્યગ્દર્શન-ધર્મને પામી શકે છે...

મોટા ચક્રવર્તીઓ પણ ગૃહસ્થાશ્રમમાં હતા...શ્રીકૃષ્ણ, વાસુદેવો પણ ગૃહસ્થાશ્રમમાં હતા...દસ દસ શ્રાવકો પણ ગૃહસ્થાશ્રમમાં હતા...અને સાથે સમ્યગ્દર્શન પણ હતું...પછી અનુક્રમે સ્વરૂપસ્થિરતા વધતાં વધતાં, ગૃહસ્થાશ્રમની આસકિત તદ્દન ઘટી જતાં, સાચા વીતરાગી મુનિ થાય છે.

મુનિ થયા પછી ગહસ્થાશ્રમની આસકિત એક અંશ પણ ન હોય...એટલે સાચું સમ્યક્ ચારિત્ર પ્રગટ થાય છે...અને પછી ક્રમે કરી...વીતરાગ થઈ કેવળજ્ઞાનને પામે છે. બારમા ગુણસ્થાન કે પૂર્ણ વીતરાગ થઈ તેરમા ગુણસ્થાનકમાં પ્રવેશ થતા કેવળજ્ઞાનને પામે છે.

પ્રથમ સત્સ્વરૂપની જિજ્ઞાસા અથવા તેને સમજવાની જિજ્ઞાસા જોઈએ, જિજ્ઞાસાનાં બે અંગ જોઈએ, વિચાર અને વિવેક. એમ જિજ્ઞાસાની અસ્તિ થતાં, અનિત્ય સ્વરૂપ તરફની તીવ્ર આસક્તિ, તીવ્ર ગૃદ્ધિપણું છૂટી જાય છે. અને જો એ આસક્તિ ના છૂટી હોય તો સ્વરૂપ સમજવાની જિજ્ઞાસાની અસ્તિ થઈ નથી.

કુદેવ-કુગુરુ અને કુધર્મ તરફનો વિવેક થતાં, વિચાર થતાં, તેની ઓળખ થતાં તેવાં નિમિત્તો તરફની રૂચિ, પ્રીતિ, પ્રતીતિનો છેદ થઈ જાય છે. છેદ થઈ જતાં સુદેવ-સુગુરુ-સુધર્મની ઓળખ થતાં તેવાં નિમિત્તો તરફની રૂચિ-પ્રીતિ જરૂર પ્રગટે. સાચા સ્વરૂપની ઓળખાણ થતાં પહેલાં દેશનાલબ્ધિ થાય છે. ત્યાં જ્ઞાની ન્યાય આપીને બતાવે છે.

**દૃષ્ટાંત** : જેમ મોતી થવા માટે પાણી પડયું અને છીપે ઝીલ્યું, તેમ અહીં સિદ્ધ થવા માટે જો તમો આવ્યા હો તો આ વાણીને જરૂર ઝીલી લેજો. હે ભવ્ય જીવો! નિમિત્ત તો તૈયાર છે. પણ તમો તમારા સ્વરૂપમાં વરસો તો ખરા...એટલે સત્ય વસ્તુને પામવા માટે સત્ય પુરુષાર્થ તો કરો.

તેમ ચૈતન્ય ભગવાન મુખેથી અખંડ તત્ત્વજ્ઞાનનું કોઈ એક વાકય પાત્ર જીવના હૃદયમાં જો ઊંડું ઝીલાઈ જાય....તો ત્યાં દેશનાલબ્ધિ થાય છે. એકવાર જ્ઞાની દ્વારા દેશનાલબ્ધિ થયાં પછી ગમે તે ભવમાં તે જીવ તત્ત્વ સમજી શકે છે. સમ્યકત્વને પામી શકે છે.

આ ઉંચામાં ઉચો માનવનો અવતાર, દસ દસ દૃષ્ટાન્તે પામવો દુર્લભ છે. તેમાં વીતરાગની વાણી મોતી થવા માટે વહે છે, એટલે વરસે છે....તેને જો પોતે પાત્ર થઈને ઝીલે તો સાચાં મોતી પાકે....એટલે દેશનાલબ્ધિ પ્રગટ થાય.

પ્રશ્ન પૂછો કે જીવને તત્ત્વ કેમ-કયારે સમજાય? દેશનાલબ્ધિ થાય ત્યારે.

દેશનાલબ્ધિ કયારે થાય? જ્ઞાનીનું એક જ વાકય પોતાના હૃદયના ઊંડાણના ભાગમાં ઝીલાય ત્યારે.

હૃદયના ઊંડાણના ભાગમાં જ્ઞાનીનું વાકય કયારે ઝીલાય? પાત્રતા થાય ત્યારે જ.

આવી પાત્રતા જે જીવ તૈયાર કરશે...તે જીવ જ્ઞાનીનાં વચનો હૃદયના ઊંડાણના ભાગમાં ઝીલી શકશે, અને સાચાં મોતી પાકશે, દેશનાલબ્ધિ થશે, અને તત્ત્વ સમજશે.

માટે તે પ્રગટ કરવા પ્રથમ પાત્રતા તૈયાર કરો.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૮૧

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧૩, ગુરુવાર, તા. ૨૫-૯-૫૮

## સદ્ગુરુના બોધથી પાત્ર જીવને.... તે બોધબીજ ઊગે...ઊગે....ને ઊગે જ.

આ રાજા બહારથી હયદળ વગેરે ચાર પ્રકારનું લશ્કર અને અંદરથી પ્રકૃત્તિનાં ભદ્રિકપણા-વિનયપણા-અનુકંપાપણા-અમત્સરપણાની દશાને લઈને ઊપડયો છે. અને આ રાજાને મુનિના ભેટા થવાના છે. તે મુનિના સમાગમે આ રાજા પ્રતિબોધને પામી

જવાનો છે. પ્રતિબોધ પામવા માટે આ જીવ અંદરની યોગ્યતા લઈને ઊપડે તો સત્-સમાગમે યોગ્યતાના કારણે સાચી વસ્તુને પામી જાય.

મારે મારું સત્સ્વરૂપ સમજવું છે. એવી જિજ્ઞાસા થતાં તીવ્ર આસક્તિ અને ગૃદ્ધિપણું છૂટી જાય છે, કારણ કે તે સ્વભાવમાં નથી.

કુદેવ–કુગુરુ-કુધર્મ તરફની રૂચિ કે તે તરફની પ્રીતિ તે બધુંય છૂટી જાય છે. અને સુદેવ-સુગુરુ–સુધર્મની રૂચિ અને પ્રીતિ જરૂર અંદરમાં થાય છે. તેને વ્યવહાર સમ્યગ્દર્શન કહેવાય છે. ત્યાર પછી મહાન જ્ઞાનીઓના ભેટા થાય...અને તેમના સચોટ ઉપદેશથી અને પોતાના પુરુષાર્થ વડે...પોતાના પદાર્થ-સ્વરૂપને સમજે, ત્યારે સુદેવ-સુગુરુ-સુધર્મ તરફનો જે ભલો વિકલ્પ હતો...છે...તે ભલો વિકલ્પ છૂટીને આત્માનો અનુભવ થાય છે. અનંત આનંદઘન–જ્ઞાનઘન આત્માનો અનુભવ થાય છે. તેને ચોથી ભૂમિકારૂપ નિશ્ચય સમ્યગ્દર્શન કહેવાય છે. સુદેવ-સુગુરુ-સુધર્મ તરફનો જે કાંઈ ભલો રાગ હતો, તે ભલો રાગ આત્માનું સ્વરૂપ નથી. તેથી આત્માના અનુભવ ટાણે તે રાગ છૂટી જાય છે. જો તે રાગ આત્માનું સ્વરૂપ હોય તો આત્માના અનુભવ ટાણે છૂટી ન જાય. પણ તે રાગ આત્માના વેદન ટાણે છૂટી જાય છે. અને પછી બાહ્ય લક્ષ આવે ત્યારે તેની ભૂમિકા પ્રમાણે દેવ–ગુરુ-ધર્મ આદિનો શુભ રાગ અને સ્ત્રી આદિનો અશુભ રાગ પણ હોય છે. એ બન્ને રાગ અંદરમાં હોય છે.

પરંતુ તે સમ્યગ્દષ્ટિને...જે શુભ-અશુભ પરિણામ થાય છે, તે પરિણામને પોતે જ્ઞાતા...સાક્ષી રહે છે. સમ્યગ્દષ્ટિ જીવને શુભાશુભ પરિણામથી નિરાળો...ચૈતન્યગોળાનું અખંડ ભાન છે. તેથી તેની પરિણતી શુભાશુભ પરિણામના જ્ઞાતા રૂપે રહે છે. તે પોતાના જ્ઞાયક સ્વરૂપને જાણતો...માનતો અને તેને શ્રદ્ધતો અને તેમાંજ પરિણમતો શુભાશુભ પરિણામનો જ્ઞાતા રહે છે. વળી કોઈ કોઈ વાર ભૂમિકા પ્રમાણે બાહ્યથી ઉપયોગ પાછો વાળી સ્વરૂપમાં સમાય છે, સ્વરૂપમાં જામી જાય છે. ત્યારે ચૈતન્ય ગોળાના ચિદાનંદ સ્વરૂપને તે વંદે છે. પોતે આત્માનો અનુભવ કરે છે. અંદરથી બહાર લક્ષ આવે છે ત્યારે...શુભાશુભ પરિણામ આવે છે. તેમાં સ્ત્રી પ્રત્યે જે રાગ છે તેનાં કરતાં સાચા દેવ-ગુરુ પ્રત્યેનો રાગ વધી જાય છે. પણ હજી શુભાશુભ પરિણામ આવે છે ખરાં. પણ એવો જ્ઞાની પોતાના સ્વરૂપને જાણતો શુભાશુભ પરિણામનો જ્ઞાતા રહે છે. આવી દશા ગૃહસ્થાશ્રમમાં ચોથી (ચોથા ગુણસ્થાનકે) ભૂમિકાએ હોય છે. પાંચમા ગુણસ્થાનકે પણ હોય છે.

આવી દશા માટે પ્રથમ શું કરવું જોઈએ ?

આવી દશા માટે પ્રથમ પાત્રતા-યોગ્યતા તૈયાર કરવી પડશે. ભાઈ...! હા હા કરતાં મૃત્યુ આવીને ઊભું રહેશે. માટે એ દશા પામવા પાત્રતા તૈયાર કર. આવી દશા પામવા માટે યોગ્યતા વિના જ્ઞાનીનું એક પણ વચન કાળજે નહિ બેસે. માટે પાત્રતા

તૈયાર કર. જીવોને પૈસાની, સંસારની, સ્ત્રીની, પુત્રની, કુટુંબની, ચેલા-ચેલીની, વાડાની, સંપ્રદાયની, વગેરે વાતોની રૂચિ છે. પણ આ..તત્ત્વ સમજવાની જિજ્ઞાસા રૂચિ નહિ. જિજ્ઞાસાનાં બે અંગ છે..વિવેક અને વિચાર. તે પણ નહિ. આ તત્ત્વને સમજ્યા વગર ભવના આરા અને ભવના દુઃખનો અંત આવે તેમ નથી. અનંત જીવો આ તત્ત્વને સમજીને ભવના દુઃખના અંતને પામી ગયા છે. માટે તું પણ પામી જા.

આત્મા શું ચીજ છે? આત્મા શું પદાર્થ છે? આત્મા શું વસ્તુ છે? તેમાં કેટલી શક્તિઓ રહેલી છે? તેનો શાન્ત ભાવે...વિવેકપૂર્વક કદી વિચાર કર્યો? તેની સમજણ વગર સ્વાધીન સુખ કોઈને પ્રગટ્યું નથી, પ્રગટતું નથી અને પ્રગટશે પણ નહિ. આ સ્વાધીન સુખની મોજો માણવી હોય તો આ તત્ત્વને સમજ્યા વિના છૂટકો નથી. અત્યારે, વર્તમાનમાં તું આ જે સુખની મોજો માણે છે, તે સ્વાધીન સુખ નથી. તેમાં તો આકુળતા જ રહેલી છે. પરંતુ સ્વાધીન સુખની મોજોમાં જરાય આકુળતા નથી.

આત્મા તો જાણવું-દેખવું-ઠરવું-વીર્ય-આદિ અનંત પરિપૂર્ણ સામર્થ્યવાળો છે. તેને જાણવો..તેને માનવો..અને તેમાં જ ઠરવું. આ શરીરનાં સંઘયણ..સંઠાણ..તે કાંઈ આત્માનાં નથી. તે તો માતાના ઉદરમાં થયાં છે. અને આત્મ વસ્તુનો અનાદિની છે. શરીર તો માતાના ઉદરમાં થયાં છે, અને આત્મા વસ્તુ તો અનાદિની છે. શરીર તો માતાનાં ઉદરમાં નવું થયું છે માટે તેની આદિ..અને તેથી તેનો અંત છે. જન્મ્યો ત્યારે પુદ્ગલનું બનેલું નાનું ઢીંગલું હતું. પછી શરીરમાં રોટલા-દાળ, ભાત વગેરેના રજકણો ખડકાયા. તેથી મોટું થયું. તેથી તે શરીરનો આદિ અને અંત છે.

આત્મા તો અનાદિનો છે. તે કોઈ સંયોગથી ઉત્પન્ન થયો નથી..અને તેથી નાશ થઈને કોઈમાં ભળી જાય તેવો પણ નથી. આત્મા અનાદિ..અનંત..સ્વતઃ સિદ્ધ એક વસ્તુ છે. અનાદિથી સ્વતઃપણે હૈયાતિ ધરાવતો આત્મા છે. અને અનંતકાળ સુધી સ્વતઃ હયાતિ ધરાવશે એવો આત્મા છે. તેની ઉત્પત્તિ નથી અને તેથી તેનો નાશ પણ નથી..અનાદિ અનંત સ્વતઃ સિદ્ધ વસ્તુ છે. તેના માટે કંઈ કર્યું? કે આ ઢીંગલું ઊભું થયું છે, તેના જ માટે કર્યું?

આત્મા તે જાણકાર તત્ત્વ છે..શરીર કાંઈ જાણંગ તત્ત્વ નથી. તે તો જડ તત્ત્વ છે. આત્મામાં કોઈની અપેક્ષા નથી..એવો આત્મા કોઈના આશીર્વાદથી મળી જાય તેમ નથી..કે કોઈના શ્રાપથી ટળી જાય તેમ નથી.

જાણંગ તત્ત્વને જાણવાનો સ્વતઃ પોતે જો વર્તમાનમાં પ્રયત્ન કરે તો તે જણાય તેમ છે. અને તે મળે તેમ છે. આત્મા પોતે હાજર છે. (કેટલાક જીવો માને છે કે અહીં તો સ્થાનકવાસીમાં જૂનું છે. હું તો દિગંબરોમાં, દેરાવાસીમાં કે અન્ય દર્શનોમાં નવુંનવું લેવા જાઉં છું. પણ ભાઈ..શરીર શું છે! અને આત્મા શું છે? તેનું ભાન નથી..અને હું નવું નવું લેવા જાઉં છું એમ માની..જ્ઞાનીઓની, મુનિઓની, સંતોની

શા માટે અશાતના કરે છે? તારી અશાતના તને ભરખી જશે. અનંતા જ્ઞાનીઓની એક વાત અને એક મત છે..અને એક અજ્ઞાનીના અનંતા મત અને હજારો વાતો છે.) વિનય નહિ..વિવેક નહિ..નમ્રતા નહિ..સભ્યતા નહિ..જૂનું અને નવું કોને કહેવાય તેનું ભાન નહિ..અને જ્ઞાનીઓની અશાતના કરે..એવો અશાતના કરનાર જીવ..અપાત્ર જીવ..પોતે પોતાનું જ બગાડે છે.

આત્મા પોતે હાજર છે..તે કાંઈ ચાલ્યો ગયો નથી..કે..ન મળે..પરંતુ તે ભ્રાન્તિવાળો થયો થકો પોતે પોતાને ભૂલી ગયો છે. તે ભ્રાન્તિને ટાળવા માટે પ્રથમ દરેકે દરેક જીવે પાત્રતા તૈયાર કર્યે જ છૂટકો છે. માટે ભગવાન કહે છે કે પાત્રતા તૈયાર કરો. "પાત્રે પ્રભુતા પ્રગટે" એ ન્યાયે મુમુક્ષુતા થયે થકે કષાયની મંદતા જ હોય.

જામે જીતની મતીયાં, ઉતના વો બતલાય;
વાંકો બુરો ન માનીએ, બહોત કહાંસે લાય.

કેવળજ્ઞાની જેવો બીજો કોઈપણ વક્તા હોઈ શકતો નથી.

પણ છદ્મસ્થ સમકિતમાં મુનિમાં જેટલો ક્ષયોપશમ હોય તે પ્રમાણે તે કહે.. તેને ભૂંડો ન માનવો, કારણ કે વિશેષ ક્યાંથી લાવે? પોતામાં હોય તેટલું જ બતાવે.

**सम्यग्दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्गः**
—સૂત્રપાઠ.

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ જ મોક્ષમાર્ગ છે. એવો જેને લક્ષ છે..તેને.. યથાર્થ પાત્રતાવાળા જિજ્ઞાસુને..સત્‌ની-સત્‌ગુરુની-સત્ જિજ્ઞાસા થયે થકે ગુરુનો બોધ.. લાયક જીવમાં પરિણમે..લાયક જીવને જ બેસે. મોક્ષની વાત, સાધક દશાના પુરુષાર્થના ન્યાય, સર્વજ્ઞનો ન્યાય, તથા નિગોદ અને સિદ્ધની સ્થિતિ, અને તેમાં અનંતા દુઃખ-સુખ તેવી દશા અપાત્ર જીવને હૈયે બેસે જ નહિ. એ તો એમ કહે કે શરીર વિના અનંતુ સુખ શું? અપાત્ર જીવ ધર્મને પણ લજાવે. અને શાસ્ત્રને પણ લજાવે. "वयं लज्जामो"--આચારાંગ સૂત્ર અહો! અપાત્ર જીવો..તમે લજાતા નથી..પણ અમે અનંતા જ્ઞાનીઓ લાજીએ છીએ. કારણ કે અમારા બહાના નીચે..વિષય-કષાય સેવી, ધર્મના બહાના બતાવી તમે જરાય લજાતા નથી. જરાય શરમાતા નથી. અહો! નિર્લજ્જો..અમે લાજીએ છીએ..શરમાઈએ છીએ. એટલે એવા જીવ વીરના શાસનને પણ લજવે છે. જ્ઞાની લજાતા નથી..પણ પોતે પોતાની જાતને અજ્ઞાની લજાવે છે.

સુપાત્ર જીવ યોગ્યતા પ્રાપ્ત કરે અને સામે સદ્‌ગુરુનો બોધ મળે તો તેમાં તે બોધ શોભે. જેમ શંખમાં દૂધ શોભે છે અને દૂધથી શંખ શોભે છે. તેમ સુપાત્ર જીવમાં બોધ શોભે છે, ઠરે છે. તેવો જીવ સમ્યગ્દર્શન, ધર્મને પામે. એના માટે પ્રથમ પાત્રતા જોઈશે.

સાધક સ્વભાવની શોભા વધારે છે. અહીં જિજ્ઞાસુ એટલે વિવેક-વિચારદશા લીધી છે. તમારા આંગણે અજ્ઞાનીઓ આવે તો તમો તેને..આવો, બેસો એમ આવકાર આપવાનું, આદર કરવાનું તમો ચૂકતા નથી. તો પછી અહીં લોકોત્તર વિનય-વિવેક કરતાં તમોને કેમ ન આવડે? તમો તેમાં કેમ ભૂલ કરો છો? અજ્ઞાનીના વિવેક કરતાં આવડે..પણ સંત વીતરાગી મુનિઓના વિનય, આદરસત્કાર, વંદન, બહુમાન કરતાં તમોને શરમ આવે! તેમાં તમો લજાઓ! આ તે કઈ જાતની તમારી વાત છે?

જ્ઞાની કહે છે કે ઉપલક વિચારો એક વાર નહિ પણ અનંત વાર કર્યાં છતાં આ જૂનું છે, આ નવું છે, અહીં વિશેષ મળે છે, અહીં મળતું નથી. તેવા વિચારો બીજાને જણાવ્યા વિના પોતે જંપ કરીને રહેતો જ નથી. ને માન, માન, અને માન..એનો જ લક્ષ. માન મળવું કે ન મળવું તે તો ભાગ્યને આધીન છે. અનંત વાર પોતાના અભિપ્રાયો બીજાને કહીને માન મેળવ્યું, કીર્તિ મેળવી છતાં અપૂર્વ દશા તથા અપૂર્વ ધર્મ ન થયો. પણ હવે પાત્રતાથી અને જ્ઞાનીની આજ્ઞાથી અને બોધ-સ્વરૂપની જિજ્ઞાસાથી એ વિવેકપૂર્વક શાન્તભાવે વિચારણાથી..પાત્રતાની એટલે શુદ્ધ-તાની આગાહી દેખાય..જ્યારે પ્રભાત ફાટે છે, ત્યારે સૂર્ય ઊગવાની આગાહી દેખાય છે તેમ..સમ્યગ્દર્શનનો સૂર્ય ઊગવાની આગાહી દેખાય અથવા દેખાવી જોઈએ. અપૂર્વ વીર્યઉલ્લાસ જ્ઞાનમાં દેખાય..તેમાં શંકા ન પડે.

જેમ પ્રભાતની....સંધ્યાની રતાશ દેખાય....તેમ સાધક દશાની એટલે શુદ્ધતાના ચિન્હ પ્રથમ જરૂર દેખાય...કોઈને પૂછવા જવું ન પડે. એવી પાત્ર દશામાં સદ્‌ગુરુનો બોધ શોભે. ઠરે. જિજ્ઞાસા હોય તો પાત્રતામાં સદ્‌ગુરુનો બોધ, રૂચિ અને વિવેક-વિચારરૂપ જિજ્ઞાસા પ્રગટે. ભાઈ....જરૂર પાત્રતા પ્રગટે. આત્માના આવ્યા બાદ સુખને દેનારી વિવેકપૂર્વક શાન્તભાવે વિચારણા પણ પ્રગટે. વિવેકદશા....વિચારદશા પ્રગટે. જરૂર પ્રગટે. પ્રગટ્યા વિના ન રહે. સમભાવ...સ્વરૂપની જાતનો આનંદ આવો જ હોય....એમ સદ્‌ગુરુના બોધથી પાત્ર જીવને તે બોધથીજ ઊગે...ઊગે....ને ઊગે. પછી પરિણામ પામે-યથાર્થ જિજ્ઞાસાથી સદ્‌બોધ જાણ્યો કે આમ જ છે.

પુરુષ પ્રમાણે....વચન પ્રમાણ...આ મહાન પુરુષ છે...તો તેના વચન પ્રમાણ છે. એમ નિર્ણય કરતાં વિવેકપૂર્વકની વિચારદશા વડે નિર્મળ દશા ઊઘડે. એવી જ્ઞાન દશા થાય કે....અનંત અવ્યાબાધ સ્વરૂપની સ્થિતિ પમાડે. અને તે જાતની સુખદાયી દશાનો વર્તમાન એક અંશ ઊઘડે. લાયક, પાત્ર જીવ માટે જ્ઞાની ઉપદેશે છે કે....ખારવાળી જમીનમાં બીજ બળી જાય. બીજમાં ફેર નથી...બીજ તો બીજ રૂપે છે...પણ અપાત્રતાની ભૂમિકામાં સમ્યક્‌બોધ ઊગે નહિ...જીવ જ્યારે પોતે પોતાની ભૂમિકામાં આવીને.... પોતે પોતાની અશાતના, અવગણના કરતો અટકી જશે, ત્યારે જીવ પાત્ર થઈને સતના સમાગમે સત્‌ વસ્તુને પામી જશે.

પણ જેને તીવ્ર આસક્તિ અને ગૃદ્ધિપણું હોય...ત્યાં સુધી આત્માર્થ-મોક્ષાર્થ કેમ સૂઝે? ભગવાને બાર ભાવના કહી છે. તેમાં એક દુર્લભબોધી ભાવના પણ કહી છે. તે દુર્લભબોધી ભાવનાનો અર્થ એવો છે કે અનંત કાળથી રખડતા જીવોને ચાર ગતિ-ચોવીસ દંડક-ચોરાશી લાખ જીવયોનીમાં પરિભ્રમણ કરતા જીવને આત્માનો સમ્યક્બોધ પામવો મહાન દુર્લભ છે. આમ ભગવાને મહાન દુર્લભ કહ્યો હોવા છતાં સાથે સાથે ભગવાને એમ પણ કહી દીધું છે કે...ધર્મ-બોધ અપ્રાપ્ય નથી. પણ પોતાના પુરુષાર્થની યથાર્થ વિધિ જો જાણે...તો અનંત કાળમાં નહીં પ્રગટેલું તત્ત્વ સહજ ભાવે પ્રગટી જાય. સહજ પ્રયત્નથી પ્રગટે છે. માટે અહો ભવ્ય જીવો! પાત્રતા, યોગ્યતા, જિજ્ઞાસા, એટલે વિવેકપૂર્વક શાન્ત ભાવે વિચાર કરવાની તૈયારી કરવી પડશે.

આવી તૈયારી કરે...પાત્રતા પ્રગટ કરે...તો સદ્બોધની રૂચિ જાગે..અને પ્રેમ પ્રગટે તો તે જીવ સત્ય વસ્તુને પામી જાય. મોક્ષના બીજને પામી જાય.

તેના માટે દરેકે દરેક જીવે પ્રથમ પાત્રતા તૈયાર કરવી પડશે.

ૐ શ્રી સત્સ્વરૂપાય નમઃ



## વ્યાખ્યાન નં. ૮૨

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧૪, શુક્રવાર, તા. ૨૬-૯-૫૮

**હવે પારકા દોષ નહિ જોતાં...**
**પોતાનાં અંતરંગ પરિણામોને મધ્યસ્થપણે રહી....**
**ક્ષણે ક્ષણે જોવાં જોઈએ.**

કામ્પિલ્ય દેશનો રાજા સંયતિ કામ્પિલ્ય દેશના કેસર નામના ઉદ્યાનમાં શિકાર કરવા હયદળ વગેરે ચતુરંગી સેના લઈને નીકળી ચૂકયો છે. જે ઉદ્યાનમાં આ રાજાના કેસરીયા થવાના છે. તેજ ઉદ્યાનમાં જ્ઞાની-ધ્યાની ગર્દભાલી મુનિ બિરાજે છે-

તેજ દૃષ્ટાન્તે આ રાજા સમાન આત્મા યોગ્યતા લઈને ઊપડે તો સત્‌ના સમાગમે સાચી વસ્તુને પામી જાય.

જ્ઞાની કહે છે કે જરા નજર તો કર....દૃષ્ટિ તો કર...કે પવિત્ર ધર્મવાળા જીવોની અંતરંગ દશા, પવિત્ર દશા, કેવી હશે? અને મોક્ષ પ્રાપ્ત કરી લેવાની પાત્રતા પણ કેવી હશે? તેનો વિચાર કરનાર કોઈક વિરલ પુરુષો જ હોય છે. ઘણા બધા કહેવાતા

સાધુમાં તથા સાધ્વીઓમાં તથા લોકોમાં એટલી બધી અપાત્રતા ભરી છે કે પોતાની અનંત સુપાત્રતાનો વિચાર આવતો નથી. કેવળ જ્ઞાન અનંત છે...તેને પ્રાપ્ત કરવાની સુપાત્રતા પણ અનંત છે. તેનો વિચાર પણ આવતો નથી!!

આત્મા પવિત્ર છે...તેની રૂચિ અને રૂચિપૂર્વક પ્રતીતિ થવી દુર્લભ છે...છતાં સંસારની રૂચિની ગુલાંટ મારીને પોતે પોતાની સ્વતંત્રતાની રૂચિ કરે...સત્પુરુષના સમાગમે પોતે પોતાના સ્વતત્ત્વની રૂચિ કરે...તો સમજવું સાવ સુલભ છે, કઠણ નથી. પાત્રે પ્રભુતા પ્રગટે. પ્રથમ મુમુક્ષુપણું જોઈએ. તેના બદલે સહેજ પણ પ્રતિકૂળતા દેખાય તો તેમાં ઘણી આકુળતા કરે છે...અને તેની લાળ લંબાવીને તે જ આકુળતાને વેદે છે. સગા ભાઈ તરફથી પણ પાપનો ઉદય હોય તો પ્રતિકૂળતા આવે...ત્યાં તે આકુળતાને વેદે છે. જરાક પ્રતિકૂળતા દેખાય તો તેમાં ઘણી આકુળતા કરે છે. અને તેની લાળને લંબાવ્યે જ જાય છે...અને તેને જ વેદે છે. દેહની સગવડતામાં જરાક અગવડતા આવે...ખામી આવે...ઊણપ આવે...ત્યાં થરથરે છે, ધ્રૂજે છે, આખોય મૂંઝાય જાય છે. એટલું જ નહિ પણ લમણે હાથ દઈને ખેદ કરે છે. ખેદખિન્ન થઈ જાય છે. પણ તેને ક્ષમા–સદાચાર–શાન્તિ–સમભાવ–વિવેકના વિચારો આવતા નથી. અને પારકા દોષ જોવામાં તે તલ્લીન થઈ જાય છે. હવે પારકા દોષ નહીં જોતાં પોતાનાં અંતરંગ પરિણામોને ક્ષણે ક્ષણે જોવાં જોઈએ. વિશાળ દૃષ્ટિએ, સરળતાએ ક્ષણે ક્ષણે જોવાં જોઈએ. પોતાના વિચારો અને પોતાનું વર્તન પૂર્વે કેવાં હતાં? વર્તમાન કેવાં છે? અને હવે પછી ભવિષ્યકાળમાં કેવાં રહેશે તે સમજવાની અને નિર્ણય કરવાની...અરે! જેને કાળજી અને તમન્ના, રૂચિ અને ધગશ નથી...તે સદાચાર કેમ પાળી શકશે? તે શિષ્ટ સમંત આચારોને કેમ અપનાવી શકશે? પવિત્ર વાણી, પવિત્ર મન, અને પવિત્ર કાયાને તે કેમ જાળવી શકશે? અને તે અધ્યાત્મ શાસ્ત્રનો બોધ અખંડ અભેદ ત્રિકાળી સ્વરૂપને સમજાવતી વીતરાગ દેવની "**अमयि वाणी**"–સૂત્રપાઠઃ તેને તે કેમ પચાવી શકશે? કહ્યું છે કે

પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;<br>
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન.

—શ્રીમદ્ રાજચંદ્ર

માટે પ્રથમ પાત્રતા જોઈએ...પાત્રતા પ્રગટ્યા પછી એટલે તે પાત્રતાથીજ અટકી જવાનું નથી...સંતોષાઈ જવાનું નથી. પણ એ પાત્રતારૂપ-કષાયની મંદતારૂપ-શુભ પરિણામ છે. તેમાં સંતોષાઈ ન જતાં પોતે શાન્ત ભાવે વિચાર કરે કે હું કોણ છું? અને હું શું માનું છું? અને શું માનીને શું કરી રહ્યો છું? તેના વિચાર તથા નિર્ણય કરવાની ધીરજ તો પહેલા ધડાકે હૃદયમાં હોવી જોઈએ. તે ન હોય તો વીતરાગ દેવનો બોધ પચાવી શકાય નહિ...ગરજ હોવી જોઈએ...ગરજ વિના ખરજ

નહિ...ગરજ થાય તો જ ખરજ આવે. કોઈપણ જિજ્ઞાસુ પાત્ર, રૂચિવાળો જીવ અનાદિ કાળના પૂર્વ આગ્રહને છોડી દઈને, તત્ત્વ પામવાની સાચી જિજ્ઞાસાથી જો આગળ વધે અને વિચારે કે મારે મારા જન્મ-મરણ ટાળવાં છે. તે સિવાય મારે કાંઈ જોઈતું નથી. એમ...સાચી જિજ્ઞાસાથી પાત્ર જીવ આગળ વધે.અને અંતરંગમાં પોતાના ત્રિકાળી સ્વભાવનો વિચાર કરે....અને મારામાં આ બધું શું થઈ રહ્યું છે? અને આ શું દેખાય છે? આ નિરૂપાધિક સ્વભાવમાં શુભ-અશુભ દશા તે શું છે? એવો પોતે જાતે વિચાર કરે...અંતરમાં પરિણમતો મધ્યસ્થ બુદ્ધિએ સરળપણે વિચાર કરે... "नेयाउयं मग्गं"-સૂત્રપાઠઃ ન્યાયથી વિવેક કરે...કેવી રીતે વિવેક કરે...? કે...ગયા કાળે મારી અંતરંગ ચૈતન્ય ભાવની અંતરંગ ભાવના કેવી હતી? અને વર્તમાનમાં કેમ છે? અને હવે પછી કેવી હશે? અને તેને નિરૂપાધિક માનવી કે ઉપાધીવાળી માનવી? એ સઘળોય ખૂબ ઊંડો વિચાર કરે.

તમો આ બધું રોજ કરો છો? તથા સત્સમાગમની રૂચિ કરે અને પોતે જાતે બહાર નીકળીને સત્સમાગમને મેળવે...અને સત્શાસ્ત્ર વડે અભ્યાસ કરવા મંડી જાય...તો બધુંયે સમજાય જાય. તો બધું યે સમજાય તેમ છે. પણ વર્તમાન લોકોને જગતના જીવોને સંસારના કામ કરવા માટે વખત મળે છે. રાત્રિના ત્રણ વાગ્યે ટ્રેઈન પકડવી હોય તો વહેલો ઊઠે...અને ઉજાગરો પણ કરે અને ટ્રેઈન પકડે. એમ સંસારનાં કામમાં ઘણું ડહાપણ દેખાડે. પણ સ્વરૂપની આરાધના કરવા માટે...સ્વરૂપ સમજવા માટે... વિરાધના ટાળવાનો સમય આવે ત્યારે તે કહે છે કે મહારાજ...મારી બુદ્ધિ કામ કરતી નથી....અખંડ અભેદ સ્વરૂપ સમજવાનું આવે ત્યારે બુદ્ધિ કામ કરતી નથી. તેનું કારણ પોતાને હજી સાચી રૂચિ નથી. જ્યાં મંદ કષાયનું, ચાર બોલનું જેને ભાન નથી હોતું, તેના અંતરમાં તીવ્ર કષાયનાં આચરણ, ખાવાપીવાની લોલુપતા, પહેરવા-ઓઢવાનું ગૃદ્ધિપણું, અને પોતાને વિષે મોટાઈ...અને મોટાઈને માટે દંભ-માયા-કપટ એ આદિ અનેક પ્રકારની વિચિત્રતા જોતાં, દષ્ટિએ પડતાં, દેખતાં, સાંભળતાં, વિવેકી ધર્માત્માને અનુકંપા આવે છે. દયાભાવ આવે છે. અનુકંપા આવે તેવી જ એની દશા હોય છે. સંસારમાં જરા ગન મળતું હોય...બેસવાને માટે ખુરશી મળતી હોય...સંસારમાં જરા લાભ દેખાતો હોય..તો દેવ-ગુરુ-ધર્મનો અનાદર પણ થવા દે. આ તો વીતરાગી દેવ-ગુરુ-ધર્મ છે.. પણ સંસારમાં એક રૂપિયાનો લાભ મળતો હોય અને સામો લાખ રૂપિયાના ખાડામાં ઊતરી જતો હોય તો ઉતારી દે. કોઈને ત્યાં ગયા...અને આવો આવો..એવા શબ્દોથી માન મળે અથવા કાંઈ લાભ દેખાય તો દેવ-ગુરુ-ધર્મનો અનાદર થવા દે.

જેને પરમાં સુખબુદ્ધિ છે, માન મોટાઈની ઇચ્છા છે. સંસારમાં જ સુખબુદ્ધિ.... સંસાર ઠીક રાખવાની ઇચ્છા છે અને માનાદિક કષાયોને પોષવાની કામના છે...તેને

હવે આત્માની રૂચિ હોય નહિ...આમ જ્ઞાનીઓ પોકાર કરીને કહી ગયા છે. તેને વાંચો તો ખરા...વિચારો તો ખરા...આત્મામાં અનંત સંતોષ અને શાન્તિ છે...તેનું ભાન નહિ હોવાથી કોઈ રાજાને પૂછે કે...તારી પત્નીઓ કેટલી છે? તો તે કહે કે પૂછો દીવાનને...પોતાની પત્નીનું ભાન નહિ!! તેમ આત્માની પત્નીનું આત્માને ભાન ભાન નહિ....આત્માની શુદ્ધ પરિણુતી તે આત્માની પત્ની છે. તેનું ભાન નહીં હોવાથી તે તેને ક્યારે પામશે? બતાવનાર બતાવશે પણ ગરજ વિના ક્યાંથી સમજાશે? પાત્રતા પ્રગટાવીને સમજે તો શુદ્ધ પરિણુતીરૂપ પત્નીને આત્મા પામી જાય.

ભાઈ...આત્મા નિત્ય છે. તેથી તેની ઊંધી દશામાં....સંસાર વાસનાનો અગ્નિ નિત્ય બળે છે...સંસારની તીવ્ર આસક્તિ, ગૃદ્ધિપણાની વાસનાનો અગ્નિ નિત્ય બળે છે...માટે ચૈતન્ય ભગવાન, પવિત્ર ચૈતન્ય ભગવાન કયાં બેઠો છે? ચૈતન્ય ભગવાન શું છે? સ્વભાવમાં છે કે વિભાવમાં? હું સ્વભાવમાં છું કે વિભાવમાં છું? તેને ન્યાયથી, વિવેકથી, વિનયથી, શાંતભાવે વિચારીને સમજો....તે પણ વિવેકથી, વિનયથી, બહુમાનથી, ભક્તિથી, ન્યાયથી, અંદરના ઉમળકાથી સમજો....પણ પોતાના છાંદે નહિ.. સાચું સમજવાની રૂચિ કરો. તેના માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો....કારણ...પાત્રે પ્રભુતા પ્રગટે એમ સચોટ માનો.

આનંદઘનજી મહારાજ કહે છે....

* ગગન મંડળમેં અધબીચ કૂવા...
ઉંહા હૈ અમીકા વાસા...
સુગરા હોવે સો ભર ભર પીવે....
નગુરા જાવે પ્યાસા...

* અવધુ સો જોગી ગુરુ મેરા
ઇસ પદકા કરો નિવેડા....અવધુ સો જોગી ગુરુ મેરા...

ચિદાનંદજી મહારાજ કહે છે...

* વસ્તુગતે વસ્તુ કો લક્ષણ...
ગુરુગમ બિન નહિ પાવે રે....
ગુરુગમ બિન નહિ પાવે કોઈ
ભટક ભટક કર મર જાવે રે....

શ્રીમદ્ રાજચંદ્ર કહે છે...

* સબ શાસ્ત્રન કે નય ધારી હીયે,
મત મંડન ખંડન ભેદ લીયે...,
વહ સાધન બાર અનંત કીયો,
તદપિ કછુ હાથ હજુ ન પર્યો.

* કરુના હમ પાવત હે તુમ કી,
વહ બાત રહી સુગુરુ ગમ કી,
પલમેં પ્રગટે મુખ આગલસેં,
જબ સદ્‌ગુરુચર્ન સુપ્રેમ બસે.

* બુઝી ચહત જો પ્યાસ કો, હૈ બુઝન કી રીત,
પાવે નહિ ગુરુ ગમ બિના, એહી અનાદિ સ્થિત.

આનંદઘનજી મહારાજ કહે છે કે...હે ભવ્ય જીવો...! ગગન મંડળ એટલે... ચિદાકાશ. તેની મધ્યે એક અમૃતનો કૂવો છે. એટલે અમૃતસ્વરૂપી શાંત સુધારસમય આત્માનો ત્યાં વાસ છે. હવે જેને સદ્‌ગુરુ ભેટયા છે. મળ્યા છે, પણ જેણે પોતાની પાત્રતા તૈયાર કરી લીધી છે...તે જ તે અમૃતકૂપમાંથી શાંત સુધારસ ભરી ભરીને પીએ છે. તેમ તેની તૃષા છીપે છે. એટલે ભવતૃષ્ણા શાંત થઈ જાય છે. થોડાક સારા ભવ થાય...તેની તૃષ્ણા શાંત થઈ જાય છે. અને તે અમૃતકૂપાનથી તે આત્મા અમૃતપણાને પામે છે. બાકી જેને સદ્‌ગુરુનો યોગ નથી...સદ્‌ગુરુઓ મળ્યા નથી...કદાચ પૂર્વ પુણ્યના યોગે સદ્‌ગુરુનો યોગ મળ્યો....છતાં જેણે પાત્રતા પ્રગટ કરી નથી...તે તો અમૃતપાનના લાભથી વંચિત જ રહે છે...તરસ્યા ચાલ્યા જાય છે...નદી ભરચક ભરી છે...છતાં તરસ્યા ચાલ્યા જાય છે. એટલે તેમની ભવતૃષ્ણા બુઝાતી નથી. અને તે મૃતપણાને જ પામે છે. અર્થાત્ જન્મ-મરણ પરંપરાઓ કર્યા જ કરે છે. તેનાં જન્મ-મરણનો છેડો આવતો નથી.

શું છેડો ન આવે એવો જ આત્માનો સ્વભાવ છે?

કે જન્મ-મરણનો છેડો આવે એવો આત્માનો સ્વભાવ છે?

જન્મ-મરણનો છેડો આવે એવો આત્માનો સ્વભાવ છે.

અમૃતપણાને પામ્યા વિના મૃતપણાને પામતા રહે છે.

ત્યાં સુધી ભવનો છેડો આવે તેમ નથી...પણ...

અમૃતપણાને પામી જાય તો ભવનો છેડો આવી જાય...

શાસ્ત્રમાં ભાવગુરુનું ભારે ગૌરવ ગાવામાં આવ્યું છે....કારણ કે ભાવગુરુગમ તે જ પારમાર્થિક ગુરુગમ છે. તાત્પર્ય એ છે કે...ભાવશ્રુત જેને પરિણમ્યું છે...અર્થાત્ જેને આત્મજ્ઞાન ઉપજ્યું છે....એવા ભાવશ્રુતધર સદ્‌ગુરુ દ્વારા લાયક જીવને...પાત્ર જીવને ભાવગુરુગમ પ્રાપ્ત થાય.

"પાવે નહિ ગુરુગમ બિના..."

તો જ ભાવશ્રુતજ્ઞાન એટલે આત્મજ્ઞાન ઉપજે. તે વિના આત્મજ્ઞાન ત્રણ કાળ-- ત્રણ લોકમાં ઉપજે તેમ નથી.

"ભટક ભટક કર મર જાવે."

કારણ કે જો દીવો પ્રગટયો જ ન હોય તો તેના થકી બીજો દીવો કેમ પ્રગટે? માટે દીપકની ઉપાસનાથી દીપક પ્રગટે. એટલે દીવામાંથી દીવો ચેતે...તેમ...જાગતી જ્યોત એવા ભાવશ્રુતજ્ઞાનની ઉપાસના પ્રથમ પાત્રતા પ્રગટાવીને કરવાથી ભાવશ્રુતજ્ઞાન ઉપજે. એટલે આત્મજ્ઞાન ઉપજે. જરૂર ઉપજે. ઉપજ્યા વગર રહે નહિ...અંદરથી ભાવ-દીવો પ્રગટે...આ જ ગુરુગમનું રહસ્ય છે. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો...

કોઈ પૂછે કે મહારાજ..પાત્રતા પાત્રતા શું કરો છો.. અંદરમાં ઢળી જશે તો કેવળજ્ઞાન થઈ જશે. કોઈ પૂછે કે (કેવળદાસજી પૂછે છે કે) મહારાજ પ્રથમ પાત્રતા શા માટે જોઈએ? તેને (કેશવગુરુ) મહારાજ કહે છે કે...હે ભાઈ..તારો આત્મા રાગ-દ્વેષ--મોહ--વિકાર રહિત પવિત્ર આનંદઘન છે. જ્ઞાતા--દૃષ્ટા છે. હા. હા. મહારાજ..એમ જ છે. એ વાતને તે કબૂલ કરે છે. તે વાત પ્રથમથી જ કહે છે..હવે અહીં (૧) સચોટ શ્રદ્ધા, સાચી શ્રદ્ધા, એની (૨) અનુભૂતિ તથા (૩) અંતરંગ સ્વાધીન સુખનું વેદન એ ત્રણે થવા માટે.. બોલ ભાઈ પ્રથમ પાત્રતા જોઈએ કે નહિ..? જો તને તે થઈ ગયું હોય તો મોક્ષ મેળવવા માટે પાત્રતા જોઈએ કે નહિ? જો તે પોતા માટે પ્રશ્નને જાણવા આવ્યો હોય..તો તે કબૂલ કરે..

વિષય--કષાયના ઘણા ઘટાડા વડે પાત્રતા મેળવવી જોઈએ..અને સાચી જિજ્ઞાસાથી સત્‌સમાગમે સાચા તત્ત્વનો અભ્યાસ કરવો જોઈએ.

ઘણા જીવો બાહ્ય ક્રિયારૂપ ચારિત્ર—તપ અને લૌકિક નીતિ પાળનારા હોય છે.. લૌકિક સત્યાદિમાં વર્તનારા હોય છે..શુભ પરિણામરૂપ સમભાવ રાખતા હોય છે.. તેમાં કદી અધ્યાત્મ શાસ્ત્રો વાંચવાને મળે..વ્યવહાર શાસ્ત્રો વાંચવાને મળે..તેમાં નિશ્ચયના લક્ષે નિશ્ચય લહે..અને વ્યવહારના લક્ષે વ્યવહાર લહે..એટલે બંનેને જેમ છે તેમ સમજતો જાય..એટલે બસ..

આધ્યાત્મ શાસ્ત્રો વાંચવા મળે એટલે બસ..અમને સમજણ છે..અમને જ્ઞાન છે.. એમ માનીને સ્વચ્છંદે..પોતાના છાંદે પ્રવર્તે છે..તેઓ પણ પરમાર્થ રહિત છે.

આત્મજ્ઞાન થયાં પછી (પૂર્વ આગ્રહ છોડીને સમજજો. ત્રણે કાળના કેવળીઓએ આમ જ કહેલ છે..કે આત્મજ્ઞાન થયાં પછી અને નહોતું થયું તે પહેલાં જે ગુણો સદ્‌ગુણરૂપે હતા..તે બધાય ગુણો આત્મજ્ઞાન થયાં પછી વધારે દૃઢ થવા જોઈએ કે ભાંગીને ભૂક્કો થઈ જવા જોઈએ?) વધારે દૃઢ અને નિર્મળ થવા જોઈએ. કોઈ કહે કે મેં બ્રહ્મચર્યની બાધા (નિયમ) લીધી હતી તે અજ્ઞાનદશામાં લીધી હતી..હવે મને આત્માજ્ઞાન થયું છે..તો તે બાધા-નિયમ હવે વધારે દૃઢ થવાં જોઈએ કે ભાંગી જવાં જોઈએ? કે ઘરે છોકરાં રમતાં થવા જોઈએ..? વધારે દૃઢ થવાં જોઈએ. (કદાપિ

ચતુર્થ ગુણસ્થાનક વર્તતું હોય તો વાત જુદી છે. છતાં તેને પણ ત્યાગ વૈરાગ્ય પ્રગટ કરવાની ભાવના તો રહ્યા જ કરતી હોવી જોઈએ.)

તેથી જ્ઞાની પુરુષ સ્વચ્છંદી જીવોને પડકાર કરીને કહે છે કે..તમે આત્મજ્ઞાન પામ્યા છો..તેમ માનો છો..અને અશુભ આચારને ઉદો (તુદો) એટલે ઉદય-ઉદય કરો છો. પણ તમારા ચૈતન્યમાં ક્રોધાદિ કષાય, કામાગ્નિ વગેરેનો અગ્નિ બળ્યા જ કરે છે..ત્યારે તું આત્મજ્ઞાની શાનો? પણ.. તું ત્રણ કાળના ભોગનો ઇચ્છુક છો. પાંચે ઇંદ્રિયોના વિષયોને, સુંદર રૂપવતી સ્ત્રીઓને દેખીને તારી દૃષ્ટિ મોહમાં પડી જાય છે.. પાંચ ઇંદ્રિયોના વિષયોના ભોગનાં નિમિત્તો દેખીને..રૂપાળું હાડકું દેખીને અંતરમાં ગલગલિયાં થાય છે..એટલે ભોગોની..કામોની મીઠાશ વેદાય છે..ત્યાં આત્મસ્વરૂપનું.. આત્મજ્ઞાનનું વેદન ક્યાંથી હોય? ન જ હોય.

માટે પાત્રતા, જિજ્ઞાસા, મુમુક્ષુતા..કોને કહેવાય તે સમજવું જોઈએ. અને પાત્રતા પ્રગટ કરી... સત્‌સમાગમે વસ્તુને સમજવી જોઈએ. તો વસ્તુ પમાય તેમ છે.

માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો.

ૐ શ્રી સત્‌



## વ્યાખ્યાન નં. ૮૩

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧૫, શનિવાર, તા. ૨૭-૯-૫૮

જેની વૃત્તિ બાહ્યમાં છે..તે બહિરાત્મા..
જેની વૃત્તિ અંતરમાં છે..તે અંતરાત્મા..
પર્યાયમાં પૂર્ણતા પ્રગટે..તે પરમાત્મા..

આજે ભાદરવા સુદ ૧૫, આવતી કાલે ભાદરવા વદ ૧, પૂનમ અને એકમ એમ બે દિવસ અસજ્ઝાયના છે. આ દિવસોમાં સિદ્ધાંત વંચાય નહિ.

त्वमेव माता च पिता त्वमेव.
त्वमेव बंधु च सखा त्वमेव।
त्वमेव स्वामी शरणागतनाम्,
त्वमेव संसार निवारकोसि॥

પાત્ર જીવ, જિજ્ઞાસુ, મુમુક્ષુ જીવ પોતાના હિતના લક્ષે સદ્‌ગુરુને નમ્ર ભાવે વિનંતી કરે છે કે...

હે ભગવાન! હે ગુરુદેવ! મને નવે તત્ત્વનું સ્વરૂપ સમજાવો.

ગુરુદેવ તેની નમ્ર વિનંતી અને જિજ્ઞાસા જોઈને નવે તત્ત્વનું સ્વરૂપ સમજાવે છે.

જીવ તત્ત્વ કેવું છે?

જ્યારે પૂછો ત્યારે જીવ તત્ત્વ તો જ્ઞાન-દર્શન-આનંદ-સુખ-વીર્ય-ઉપયોગ સ્વરૂપ છે.

અને મન-વાણી-કાયા-અષ્ટકર્મ-અને એ અષ્ટ કર્મની વર્ગણા તે બધાંય અજીવ તત્ત્વ છે. અને એ બધાંયથી જીવ ભિન્ન છે.

રાગ-દ્વેષ-મોહ-અજ્ઞાન દશાનાં પરિણામ...રાગ-દ્વેષ-અજ્ઞાનતાના ભાવો તે બધાય દુઃખરૂપ ભાવો છે. એટલે તે આશ્રવ તત્ત્વ અને બંધ તત્ત્વ છે. તેમાં પુણ્ય પરિણામ છે તે પુણ્ય આશ્રવ અને પાપ પરિણામ છે તે પાપ આશ્રવ.

સમ્યકશ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર રૂપ ભાવ તે જીવને સુખરૂપ છે અને તે સવર-નિર્જરા-મોક્ષનું કારણ છે.

જીવ દ્રવ્યને ચેતન કહે છે. ચેતન તે પોતે જીવ દ્રવ્ય છે.

અને બીજું...ચૈતન્ય તે ચેતન દ્રવ્યનો ગુણ છે...ચેતન તે દ્રવ્યનો ગુણ ચૈતન્ય છે.

તે ચૈતન્ય ગુણમાં...દર્શન-જ્ઞાન એ બન્ને ગુણોનો સમાવેશ થઈ જાય છે.

ચૈતન્યના ગુણના પર્યાયોને ચેતના કહેવામાં આવે છે. અને ચૈતન્ય ગુણને પણ ચેતના ગુણ કહેવામાં આવે છે. માટે એ પર્યાયને કોઈ અપેક્ષાએ ગુણ કરીને બોલાવેલ છે. પણ પર્યાય તે પર્યાય અને ગુણ તે ગુણ છે.

જેમાં પદાર્થનો પ્રતિભાસ થાય તેને ચેતના કહે છે. ચેતનાના બે પ્રકાર...દર્શન-ચેતના...અને જ્ઞાનચેતના.

દર્શનચેતના એટલે દર્શન ઉપયોગ...અને...

જ્ઞાનચેતના એટલે જ્ઞાન ઉપયોગ.

દર્શનચેતના એટલે દર્શન ઉપયોગને નિરાકાર ઉપયોગ કહેવામાં આવે છે.

જ્ઞાનચેતના એટલે જ્ઞાન ઉપયોગને સાકાર ઉપયોગ કહેવામાં આવે છે.

જ્ઞાન ગુણને અનુસરીને વર્તનારો ચૈતન્ય પરિણામ તે જ્ઞાન ઉપયોગ છે...અને ચૈતન્યનો સામાન્ય પ્રતિભાસરૂપ જે વેપાર થાય તે દર્શન ઉપયોગ છે. તેમાં એકને સાકાર ઉપયોગ અને બીજાને નિરાકાર ઉપયોગ કહેવાય છે.

જેનામાં ચેતના નથી એટલે કે જેનામાં જાણવા દેખવાની શક્તિ નથી...અથવા જાણતા દેખતા નથી તેવા પાંચ દ્રવ્યો છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અને કાળ... અજીવ તત્ત્વ છે.

તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ તે અરૂપી છે... અને પુદ્ગલ તે રૂપી દ્રવ્ય છે.

દેહ-મન-વાણી વગેરે...પુદ્ગલ દ્રવ્ય રૂપી છે.

આટલું તો શ્રાવકો જાણતા જ હોય...

હવે...વિકારી...શુભાશુભ ભાવરૂપ જે અરૂપી અવસ્થા જીવમાં થાય છે તે બધોય ભાવ આશ્રવ છે.

તેના બે ભેદ...(૧) ભાવપુણ્ય આશ્રવ (૨) ભાવપાપ આશ્રવ.

દાન-દયા-સેવા-પૂજા-ભકિત-અહિંસા-દેવ-ગુરુ-ધર્મની ભકિત-શાસ્ત્રશ્રવણ-મનન -ચિંતન-કીર્તન-પઠન-પાઠન-સ્વાધ્યાય વગેરેનાં પરિણામ એવા શુભ ભાવો...જીવની અવસ્થામાં થાય છે. તે અરૂપી ભાવપુણ્ય છે.

મિથ્યાત્વના-અવ્રત-પ્રમાદ-કષાય-અશુભયોગ-હિંસા-જૂઠ-ચોરી-મૈથુન-વ્યભિચાર -પરિગ્રહ-સંસારના તીવ્ર ભાવ, અજ્ઞાનના ભાવ-કાવા-દાવા-અનીતિ-અપ્રમાણિકતા આદિના ભાવો જીવની અવસ્થામાં થાય છે..તે અરૂપી ભાવપાપ છે.

હવે...આત્માના અજ્ઞાન-રાગ-દ્વેષ આદિ વિકારમાં ઉપયોગનું અટકી જવું તે "ભાવ બંધ" તત્ત્વ છે. રોકાઈ જવું...થંભી જવું...તે "ભાવ બંધ" તત્ત્વ છે.

ભાવઆશ્રવને આત્માના શુદ્ધભાવ દ્વારા રોકવા..થંભાવી દેવા..તે ભાવસંવર છે. અને શુદ્ધ આત્મસ્વભાવને લક્ષે..આંશિક એટલે અંશે અંશે શુદ્ધિની વૃદ્ધિ અને અશુદ્ધ અવસ્થાની અંશે અંશે હાનિ કરવી તે ભાવ નિર્જરા તત્ત્વ છે..

અને અશુદ્ધ અવસ્થાનો સર્વથા આત્યંતિક નાશ થઈ જઈને આત્માના પૂર્ણ શુદ્ધ પર્યાયનું પ્રગટ થવું તે ભાવમોક્ષ છે.

હે ભવ્ય જીવો! આમ..નવે તત્ત્વને જેમ છે તેમ સત્સમાગમે જાણીને એક જ્ઞાનાનંદ સ્વરૂપ પોતાના આત્મામાં જે આત્મબુદ્ધિ કરે છે, દેહાદિને પોતાથી બાહ્ય જાણે છે, રાગદ્વેષ-અજ્ઞાનને દુઃખરૂપ જાણી તેને છોડી દે છે..અને સમ્યક્ શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રને જેમ છે તેમ સુખરૂપ જાણીને તેનો આદરસત્કાર કરે છે, આવા જીવને અંતરાત્મા કહેવાય છે.

જેની વૃત્તિ બાહ્યમાં છે..તે બહિરાત્મા. અને..

જેની વૃત્તિ અંતરમાં છે..તે અંતરાત્મા. અને..

પર્યાયમાં પૂર્ણતા પ્રગટે..તેમ પરમાત્મા.

ધર્મી જાણે છે કે...હું મન-વચન-કાયાથી ભિન્ન છું.

શ્રીભગવતી સૂત્રમાં મન-વચન-કાયાને જડ કહેલ છે.

શરીર-મન-વચન તે મારાં નથી અને હું તેનો નથી. મારો તો એક જ્ઞાન-દર્શન-લક્ષણરૂપ શાશ્વત્ આત્મા છે. નિત્ય-ધ્રુવત્વ ધરતું દ્રવ્ય તે જ આત્મા છે. તે સિવાય સંયોગ લક્ષણવાળા જે કોઈ ભાવો છે તે બધાય મારાથી બાહ્ય છે...પર છે... ભિન્ન છે.

**एगो में सासओ अप्पा नाणदंसणसंजुओ।**
**सेसामें बाहिरे भावा, सव्वे संजोग लक्खणा॥**

— સૂત્રપાઠ.

ચૈતન્યના આશ્રયે..આત્માના આશ્રયે..પરમ શુદ્ધ પારિણામિક ભાવ..જ્ઞાનવૈરાગ્ય રૂપ ભાવ..આત્માના આશ્રયે પ્રગટે છે.

એવા ચૈતન્યના આશ્રયે જે જ્ઞાન-વૈરાગ્ય પ્રગટે છે..તે જ મને લાભકર-સુખકર અને મોક્ષદાયક-શાંતિકર છે. અને બાહ્ય પદાર્થના આશ્રયે જે રાગાદિ ભાવો થાય છે. તે મને અહિતરૂપ છે..દુઃખરૂપ છે..અકલ્યાણરૂપ છે.

આ પ્રમાણે જીવાદિ નવે તત્વની પ્રતીતિ કરીને..અંતર્મુખ થા અંતર્મુખ-

ઉપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર.
અંતર્મુખ અવલોકતા, વિલય થતાં નહિ વાર.

— શ્રીમદ્ રાજચંદ્ર

ચૈતન્ય સ્વરૂપમાં વર્તે છે. તેને શાસ્ત્રકાર અંતરાત્મા કહે છે.

બાહ્યમુખ વર્તે તે બાહ્યાત્મા.

પૂર્ણ શુદ્ધ પર્યાય પ્રગટે તે પરમાત્મા.

માટે નવે તત્વની શ્રદ્ધા કરીને, બાહ્યમુખથી ગુલાંટ મારીને, અંતર્મુખ વર્તે છે, તેને અંતર-આત્મા કહેવાય છે. તે દ્રવ્યના જોરે.. (સમ્યગ્દૃષ્ટિ તે દ્રવ્યદૃષ્ટિ-દ્રવ્યદૃષ્ટિ તે સમ્યગ્દૃષ્ટિ). રાગ-દ્વેષ-મોહનો સર્વથા ક્ષય કરીને કેવળજ્ઞાન-કેવળદર્શન-અતિન્દ્રિય સુખ--અનંત વીર્ય જેને પ્રગટી જાય તે પરમાત્મા છે. અર્હન્ત પરમાત્મા છે, સકળ પરમાત્મા છે. અને સિદ્ધ પરમાત્મા છે. તે વિકલ પરમાત્મા છે.

ચાર ઘનઘાતી કર્મોના સર્વથા ક્ષયથી, કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત સુખ, અનંત વીર્ય, એ અનંત ચતુષ્ટય..એ સ્વ અનંત--ચતુષ્ટય પ્રગટે..અનંત કેવળજ્ઞાન--અનંત કેવળદર્શન--અનંત આત્મિક અતિન્દ્રિય સુખ--અનંતવીર્ય તે સિદ્ધ ભગવંતને તેમ જ કેવળી ભગવાનને...એમ બંનેને એ સ્વચતુષ્ટય સરખા જ હોય.

જેવું સિદ્ધ ભગવંતનું કેવળજ્ઞાન-કેવળદર્શન-સુખ-વીર્ય તેવું જ તેરમા ગુણ-સ્થાનકે વિચરતા કેવળી પરમાત્માનું છે. પણ કેવળી પરમાત્માને ચાર અઘાતી કર્મો બાકી છે. તેનો ક્ષણે ક્ષણે ક્ષય થતો જાય છે. અને સિદ્ધ ભગવાનને આઠે કર્મોમાંથી

એકેય કર્મ બાકી નથી. અરિહંત પરમાત્માને બાહ્યમાં સમવસરણાદિ દિવ્ય વૈભવ હોય છે. અરિહંત પરમાત્માની બધીય ક્રિયા ક્ષાયિકી ક્રિયા છે. બાહ્ય વૈભવમાં અષ્ટ પ્રતિહાર્ય...જેમકે શ્વેત ચામર વિંઝાય..ચોસઠ ઇન્દ્રો પગમાં પડે..એવી એવી બાહ્યમાં સમવસરણાદિ દિવ્ય વૈભવ અરિહંતોને હોય છે. એવા અરિહંત પરમાત્મા પરમ હિતોપદેશક છે. હજી શરીરનો સંયોગ હોવાથી તે સકલ પરમાત્મા છે, "કલ" કહેતા શરીર અને "સ" કહેતા સહિત–એટલે શરીર સહિત હોય છે. અને સિદ્ધ પરમાત્મા અષ્ટ કર્મોથી રહિત હોવાથી લોકની ટોચે બિરાજમાન છે. એમ દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં કહેલ છે.

"तया लोगमत्थयत्थो, सिद्धो हवइ सासओ ॥"

અનંત આનંદના અનુભવમાં કૃતકૃત્યપણે સાદિ-અનંતકાળ બિરાજે છે..શરીરાદિનો સંયોગ છૂટી ગયો છે. શું સર્વથા શરીરાદિનો સંયોગ ન છૂટે? હા..છૂટે. તમે તેને છોડવાના પ્રયત્નમાં છો ને?

હવે સિદ્ધ ભગવાન જેવી તાકાતથી ભરેલો આ આત્માનો સ્વભાવ છે. એમ નક્કી કરીને..એવા સ્વભાવની જો પ્રતીતિ આવી જાય..તો હમણાં સિદ્ધ ભગવાન જેવો આત્મા થઈ જાય.

તિજોરીમાં વીસ લાખ રૂપિયા ભર્યા હોય અને કોઈ આવીને તમોને કહે કે.. તારી તિજોરીમાં એકેય રૂપિયો નથી..તો તે માણસને તમે શું કહી દો? કે..જા..જા.. એમ બને જ નહિ. મને વિશ્વાસ છે કે મારી તિજોરીમાં રૂપિયા બધાય પડયા છે. અથવા કહેનારને કહી દે છે કે..તું જે વાત કહે છે, તે તારાભાવે તારામાં રહી..પણ મને તો એવો પાકો વિશ્વાસ વર્તે છે કે..મારી તિજોરીમાં રૂપિયા છે..છે..ને છે. ભાઈઓ, તે તિજોરીનો વિશ્વાસ કોણ કરે છે? આત્મા કે બીજો કોઈ? આત્મા વિશ્વાસ કરે છે. તેમ આ આત્માની અંતર તિજોરીનો વિશ્વાસ નહિ!! જો એ વિશ્વાસ કરે.. તો એ તિજોરીમાં જે ભર્યું છે..તે દેખાય છે. પણ ભાઈ..તે શેનાથી જાણે છે? તિજોરીથી જાણે છે કે પોતાની જ્ઞાનશક્તિથી જાણે છે? પોતે પોતાની જ્ઞાનશક્તિથી જાણે છે, પણ તિજોરીથી જાણતો નથી.

માટે...મારા પરમાનંદની શક્તિ કેવળ-જ્ઞાન-કેવળ-દર્શન-અનંતસુખ-વીર્યની શક્તિ મારામાં જ ભરી પડી છે..એમ અંતર પ્રતીતિ કરીને.,ધર્માત્મા...અંતર્મુખ થઈને આત્માના અતિન્દ્રિય આનંદનો સ્વાદ લે છે. આવા અંતરાત્મા પોતાના અંતર્સ્વરૂપમાં એકાગ્ર થઈને...એક અંતર્મુહૂર્ત તેમાં લીન થઈ કેવળજ્ઞાન પ્રગટાવીને જરૂર પરમાત્મા થઈ જાય છે. માટે નવે તત્ત્વનું વર્ણન સાંભળી અંતરાત્મપણું પ્રગટ કરજો, અને પરમાત્મા બનજો.

દષ્ટાંત: ઇલાચિપુત્રને પ્રથમ બહિરાત્મપણું, બહિરાત્મભાવ હતો. પછી અંતરા-

ત્મભાવ આવ્યો....અને પછી તેને પરમાત્મભાવ પ્રગટ્યો. ઇલાચિપુત્ર નટની પુત્રી ઉપર મોહ પામ્યો...તે બહિરાત્મભાવ છે. મોહ પામી નટડીની પ્રાપ્તિ માટે માબાપને છોડીને નટકળા શીખ્યો, પછી તે રાજા આગળ નાચ કરે છે, રાજાને પણ તે નટકન્યા ઉપર મોહ જાગ્યો છે. તેને પણ બહિરાત્મપણું છે. તે મોહના યોગે રાજા ઇલાચિપુત્રનો નાશ ઇચ્છે છે. બહિરાત્મપણું શું ન કરે? બધાયનો નાશ ઇચ્છે, એવું બધુંય કરે. ઇલાચિપુત્ર વધુ ને વધુ નાચ કરે છે ..પણ રાજા ઇનામ આપતો નથી, કારણ કે રાજા તરફથી ઇનામ મળે તો નટડી મળે, અને રાજા ઇચ્છે છે કે આ નાચનારો મરે તો મને નટડી મળે. આ બધોય બહિરાત્મભાવ છે. આમ નાચ કર્યા કરે છે, છતાં રાજા ઇનામ આપતો નથી. ઇલાચિપુત્ર સમજી ગયો કે જેનો અર્થી હું છું તેનો જ અર્થી આ રાજા છે. મારૂં મોત ઇચ્છીને તે નટકન્યાને મેળવવા ઇચ્છે છે. આમ હોવા છતાં બહિરાત્માના પાવરના જોરે રાજાનું ઇનામ મેળવી નટડી મેળવવા અને પોતાની ઇચ્છા પૂર્ણ કરવા માટે વાંસ ઉપર ફરી ચડે છે...એક વખત વધારે હજી નાચ કરે છે.

સંસારમાંથી નીકળીને ક્યાં જવું? ભાઈ...વિચાર કર કે...હું બહિરાત્મામાં છું કે અંતરાત્મામાં છું? સંસારરૂપ બહિરાત્માના ભાવમાંથી નીકળી અંતરાત્મામાં જવું. બીજે ક્યાંય જવા જેવું નથી.

ત્યાં એવો બનાવ બને છે કે...પદ્મિની સ્ત્રી...સોનાના થાળમાં મોદક ભરીને એક મુનિવર સામે વહોરાવવાની નમ્ર ભાવે વિનંતી કરી રહી છે...નિર્દોષ ભાવે બહુ જ આગ્રહપૂર્વક લ્યો...લ્યો...એમ કહી રહી છે. પણ મુનિરાજ મોદક લેવાની ના પાડે છે. રમણીનું રૂપ અને મોદકની મીઠાશ એ માંહેલું કશુંય મુનિવરને લોભાવી શકતું નથી...મુનિવરની દૃષ્ટિ, અતિ...અતિ...પ્રશાંત છે. એ દૃશ્ય ઇલાચિપુત્રની આંખે ચડી ગયું. અને તેને અંતરના ઊંડાણમાંથી એવો વિચાર આવે છે કે...આ પણ માનવી છે, અને હું પણ માનવી છું. ક્યાં તે...અને ક્યાં હું? બંને માનવી છીએ છતાં ક્યાં તે અને ક્યાં હું? વળી ઉંડાણના ભાગમાંથી વિચાર ઊપડે છે કે...ક્યાં તેની અતિપ્રશાંત દૃષ્ટિ...અને ક્યાં મારી અતિ ભોગદૃષ્ટિ? ક્યાં મારી સામે નટડી અને ક્યાં તેની સામે રૂપરૂપના અંબાર સમી પદ્મિની? છતાં ક્યાં તેની અતિ અતિ પ્રશાંત દૃષ્ટિ અને ક્યાં મારી તુચ્છ ભોગ ભોગવવાની દૃષ્ટિ? વળી ક્યાં તેના સ્વરૂપની શુદ્ધિ...અને ક્યાં મારી ભોગગૃદ્ધિ? સામે પદ્મિની છતાં ક્યાં તેનો નિર્વિકારભાવ અને મારી સામે નટડી હોવા છતા ક્યાં મારો વિકારભાવ? ક્યાં તેની સ્વસ્વરૂપમાં નિઃશંક રૂચિ અને ક્યાં મારી વિષય-ભોગમાં રૂચિ? એણે શરીરને સંયમનું સાધન બનાવ્યું. મેં શરીરને ભોગનું સાધન બનાવ્યું. શરીર તો તેનેય છે અને મારેય છે. છતાં તેનું શરીર સંયમનું સાધન બન્યું અને મારૂં શરીર ભોગનું સાધન થઈ રહ્યું છે!! ક્યાં તેનો સ્વરૂપ સ્થિરતાનો લક્ષ અને ક્યાં મારો ભોગ ભોગવવાનો લક્ષ? ક્યાં તે અને ક્યાં

હું ? પદ્મિની રૂપરૂપનો અંબાર સામે હોવા છતાં મુનિની એક રૂંવાટી પણ ફરકતી નથી...!! અને મોદક લેવાનો અતિ અતિ આગ્રહ હોવા છતાં મુનિ ના પાડે છે!!

આવું આવું તો આવા મુનિઓથી જ...આત્માર્થીઓથી જ બને...ઇંદ્રિયો ઉપર કેટલો સંયમ!! ઇન્દ્રિયોનો ગુલામ તો એમ જ કહે કે...કાલે કામ આવશે, લઈ લે. કયાં તેની નિસ્પૃહતા અને કયાં મારી ભોગલાલસા? ઇલાચિપુત્ર ઊંડાણના ભાગમાંથી વિચારે છે કે મને કજાતને આ નટડી ગમી... નાટકડી ગમી...તેને મેળવવાને ખાતર મેં મારા ધર્મિષ્ટ પિતાને અને સગી જનેતાને તરછોડયાં...છોડયાં...મેં મારા કુળને લજવ્યું.. ધિક્કાર છે મારી બહિરાત્મવૃત્તિને. ધન્ય છે આ મહાત્માને.

આ વિચારમાંથી આ ઇલાચિપુત્ર ધ્યાને ચડતાં...પ્રથમ જ દર્શનશ્રેણી માંડી.. શ્રેણીના ત્રણ પ્રકાર છે. (૧) ક્ષપક શ્રેણી. (૨) ઉપશમ શ્રેણી. (૩) દર્શન શ્રેણી. પહેલી બે શ્રેણીઓ આઠમા ગુણસ્થાનકે હોય છે. અને છેલ્લી દર્શન શ્રેણી ચોથા ગુણસ્થાનકે હોય છે.

ઇલાચિકુમારે પ્રથમ દર્શન શ્રેણી માંડી...તે શ્રેણી માંડતા વૃત્તિ જે બહિર્મુખ હતી તે ટળી જતાં...અંતર્મુખ વૃત્તિ થઈને શ્રદ્ધાને પામી ગયા. અને દૃષ્ટિમાંથી આખા સંસારનો મોહ છૂટી ગયો. તે જ વખતે વાંસ ઉપરથી નીચે ઊતરી જઈને જે માર્ગે મુનિવર ચાલ્યા જાય છે...તે જ માર્ગે તે મુનિવરની પછવાડે ચાલવા માંડયું. એમને જતાં જોઈને નટડી સમજી ગઈ કે આની હાલચાલ, બોલવું વગેરે બધુંય ફરી ગયું. ત્રણ વખત વાંસથી નીચે ઊતર્યા...ત્યારે મારી સામે જોતા હતા...પણ અત્યારે મારી સામે જોયું નહિ...અને મુનિ પાછળ જાય છે. એ તો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પામી ગયા. એમ નટડી સમજી ગઈ. એમને છોડીને ચાલ્યો જાય છે. જેણે મારા માટે મા-બાપ છોડયાં, લક્ષ્મી છોડી, નટકળા શીખ્યો, રાજા પાસેથી ઇનામ મેળવીને મને મેળવવાના હતા... તે મને મૂકીને ચાલ્યા ગયા!! ધિક્કાર છે આ સંસારને...નટડી પોતાના અસારરૂપની અસારતા જાણીને નટડી પણ તે જ માર્ગે ચાલી નીકળી. ત્યાં રાજાની રાણીઓ વિચાર કરે છે કે...જેની સેવાને માટે આખી જિંદગી ઘસી નાખી, તે રાજા પોતે કજાતને ચાહે છે...તે જોઈને રાણીઓ અન્યત્વ આદિ ભાવનાએ ચડી ગઈ. તેથી તેમને પણ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય થતાં તે રાણીઓ પણ તે માર્ગે ચડી ગઈ અને જતાં જતાં ભગવાનના સમવસરણમાં ગયાં. અને તે સર્વજ્ઞ ભગવાને નવે તત્ત્વની વાત કરી.

જીવાદિ નવે તત્ત્વ સંબંધી, શંકાદિ દોષો રહિત..શ્રદ્ધા—રૂચિ તે સમ્યગ્-દર્શન છે. જીવાદિ નવે તત્ત્વનું સાચુ જાણપણું તે સમ્યક્જ્ઞાન છે. જડ તત્ત્વથી જીવને મુકત કરવા માટે 'હેય'નો ત્યાગ કરી 'ઉપાદેય'નો સ્વીકાર કરવો તે સમ્યક્ચારિત્ર છે.

જીવ તત્ત્વના વિચારમાં નવે તત્ત્વ વિચારાઈ જાય છે. અજીવના યોગથી જીવનું સર્વથા છુટાપણું તે છે મોક્ષ. તે મોક્ષ છે. જીવની સાથે વળગેલાં અજીવ પુદ્ગલો અંશે

અંશે દૂર થવા તે નિર્જરા. જીવની સાથે અજીવના પુદ્દગલો આવી મળતાં અટકે તે સંવર. જીવની સાથે અજીવનાં પુદ્દગલો આવી મળવાં તે છે આશ્રવ. અજીવ પુદ્દગલોનાં રસ મળે તે સંબંધી મેળ થવો તે બંધ તત્ત્વ છે. પુણ્ય તે શુભ અજીવનો યોગ છે. પાપ તે અશુભ અજીવનો યોગ છે.

સંવર–નિર્જરા એ બે આત્મલક્ષી છે. એ બેને પ્રાપ્ત કરવાં. તે સુભટો છે આત્માની નિર્વિકલ્પ પ્રતીતિ તે નિશ્ચય સમ્યગ્દર્શન છે. અનુભવપૂર્વક આત્માનું જ્ઞાન તે નિશ્ચય સમ્યક્જ્ઞાન છે. આત્મામાં રમણતા તે નિશ્ચય સમ્યક્ચારિત્ર્ય છે. તે ત્રણે સમ્યક્રત્નની ઐક્યતાને મોક્ષનો માર્ગ કહે છે. એમ ઉત્તરાધ્યયનમાં ભગવાને ફરમાવ્યું છે.

અર્હંત, ભગવાનની દેશના સાંભળીને તે બધાય જીવોએ ત્યાં ને ત્યાં જિને પરિણીત ભગવતી દીક્ષા લઈ લીધી. પછી વીતરાગ માર્ગે ચડીને..સમ્યગ્દર્શનાદિ રત્નચારની આરાધના કરતાં કરતાં ક્ષપક શ્રેણી માંડી દીધી...શુક્લધ્યાને ચડી જતાં ક્ષાયક કેવળજ્ઞાન કેવળ દર્શન–અતિન્દ્રિય સુખ-અને અકષાય વીર્યને પ્રગટાવી..પરમાત્મા થઈ ગયા.

પ્રથમ બહિરાત્મપણું છૂટયું...પછી અંતરાત્મપણું પ્રગટયું. પછી વીતરાગમાર્ગે ચડીને પરમાત્મપણું પ્રાપ્ત કર્યું. આમ દ્રવ્યથી અને ભાવથી નવ તત્ત્વનું તથા આત્માનાં ત્રણ સ્વરૂપને સમજીને સ્વ–સ્વરૂપ તરફ વળીને...સ્વ–સ્વરૂપને આરાધશે તે ઇલાચિપુત્રની માફક પરમાત્મા બની જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૮૪

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૧, રવિવાર, તા. ૨૮–૯–૫૮

**જ્ઞાનચક્ષુ ખોલો..**
**વસ્તુસ્વરૂપને સમજો...**
**અને....દુનિયાના નાશવંત, પરાધીન પદાર્થના યોગે**
**સુખ મળે છે...એ ભ્રમણા ટાળો.**

આજે અસજ્ઝાય છે, માટે સિધ્ધાન્તનો સ્વાધ્યાય થાય નહિ.

त्वमेव माता च पिता त्वमेव,
त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव स्वामी शरणागतानाम्,
त्वमेव संसार निवारकोसि ॥

જ્ઞાની સમજાવે છે કે અહો! ભવ્ય જીવો...આ આત્માને હવે સંસારથી મુક્ત

બનાવવા માટે, ચારે ગતિના પરિભ્રમણથી છોડાવવાને માટે, જન્મ-જરા-મરણથી મુકાવવાને માટે, આધિવ્યાધિથી છોડાવવાને માટે, એટલે આત્મા સંસાર પર્યાયવાળો મટી જઈને મોક્ષ પર્યાયવાળો બને એ માટે જીવે પ્રથમ શું કરવું જોઈએ ? અનંતકાળથી સંસારદશાવાળો આત્મા છે. તે આત્મા મોક્ષદશાને પામે તેવી લાયકાત પણ પ્રગટ કરી નથી, તે પ્રગટ કરવાને માટે પ્રથમ સત્સમાગમે એવો પાકો દૃઢ નિર્ણય તો કરી લે... આ યમ-નિયમ-તપ-જપ-દેવ-ગુરુ-ધર્મની ભક્તિ એ માટે જ કરીએ છીએ ને ? આપણે જે વર્તમાન ધર્મક્રિયાઓ કરીએ છીએ, તે ધર્મક્રિયાઓ આપણે કોની કહેલી કરીએ છીએ ? શ્રી જિનની કહેલી ને ? શ્રી જિનેશ્વર ભગવંતોએ કહેલી ક્રિયાઓ કરીએ છીએ. શ્રી જિને ધર્મક્રિયાઓ શા માટે કરવાને કહી છે ? તેનો પાકો દૃઢનિર્ણય હૃદયમાં દૃઢીભૂત થઈ જવો જોઈએ.

શ્રી જિનેશ્વર દેવોએ ધર્મક્રિયાઓ એ જ માટે કરવા કહી છે...કે આપણો આત્મા સંસાર પર્યાયવાળો મટી જઈને મોક્ષ પર્યાયવાળો બને. આવી વાત સાંભળીને દુનિયા કહે છે કે હજી તો મોહ મૂંઝવી રહ્યો છે, તેને જ્ઞાની કહે છે કે મોહ મૂંઝવી તો રહ્યો છે, પણ તે મોહની મૂંઝવણ ખરાબ છે, ભૂંડી છે, એમ તને પોતાને લાગે છે કે નહીં ? લાગતું હોય તો મોહ ઉપર ગુસ્સો આવે છે કે નહિ ?

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષીભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ...

આ મોહથી હવે હું ક્યારે મૂકાઉં ? એમ તમને અંતરના ઉંડાણના ભાગમાં થાય છે ? કે નહિ ? મોહ તમને હેરાન તો કરે છે ને ? પણ તમને એમ લાગે છે કે મોહ જ મારી હેરાનગતીનું મૂળ છે ? માટે હવે હું જિનની કહેલી સમ્યક્ ધર્મક્રિયાઓમાં એવો રક્ત બની જાવું કે મોહને હવે મારી પાસે રહેવા જ ન દઉં. એવું તમને લાગે છે ? આપણા ઉપર મોહનો અધિકાર ન હોય તોય તે કાંઈ ઓછું નથી. પણ મોહનો અધિકાર હોય તો આપણું (મતિશ્રુતજ્ઞાન તે ભાવમન છે.) મન મોહને આધીન છે કે શ્રી જિનેશ્વર દેવને આધીન છે. ? મોહ (મતિશ્રુતજ્ઞાન તે ભાવમન છે.) મનને બીજે ઘસડી જાય...સંસારના સુખ તરફ, પાંચે ઈન્દ્રિયોના વિષય-ભોગ તરફ ઘસડી જાય, તે મોહ સંસારના સુખમાં આનંદેય ઉપજાવી દે, છતાં આ બધું મારી ખરાબી કરનારૂં છે, આ હેરાનગતીમાંથી છૂટવાને માટે, મૂકાવાને માટે શ્રી જિનની સેવા કરવી એ જ સાચો ઉપાય છે, એમ તમને લાગે છે કે નહીં ? શ્રી જિનસેવા તે નિજસેવા છે. સુખ જિનની સેવામાં છે કે વિષયની સેવામાં છે ? અથવા સુખ વિષય સેવવામાં છે કે શ્રી જિન સેવવામાં છે ? સુખ જિનની સેવામાં છે, વિષયની સેવામાં નહિ. આટલું હૈયે બેઠું છે ?

મોહને યોગે વિષયાદિની સેવા બને, એના માટે બધું‌ય કરે, એમાં આનંદ આવી જાય. એમ પણ બને કે એના માટે અનેકવિધ ન કરવા યોગ્ય કરણીઓ પણ થાય, એવું પણ બને. પરંતુ એ બધું‌યે બની ગયું છે, છતાં એ વાત જો હૈયે બેસી હોય... ભાષામાં નહીં...તે કઈ વાત ? કે...આ બધું‌યે મને સંસારમાં રૂલાવનાર છે...માત્ર વચનમાં નહિ, ભાષામાં નહીં...પણ હૃદયમાં...બેસી જાય...કે આ બધું‌યે સંસારમાં ભટકાવનાર છે, ગતાનુગતિ કરાવનાર છે, મરવું-જીવવું કરાવનાર છે. અને શ્રી જિનની સેવા મને સંસારથી તારનાર છે...આવું જો હૈયે બેઠું હશે તો તમો પ્રાયઃ મોક્ષથી બહુ દૂર નથી, એમ માની શકાય. કારણ કે શ્રી જિનસેવા તે નિજસેવા છે. અને નિજ સેવા તે જિનસેવા છે. તો નિજની સેવા કરનાર મોક્ષની સન્મુખ થયેલ છે.

જ્ઞાનની સેવા, દર્શનની સેવા “वंदामि, नमंसामी, सक्कारेमिः समाणेमि, कल्लाण मंगलमं, देवयं, चेइयं, पज्जुवा स्वामी.” એટલે જિનની પર્યુપાસના, એટલે નિજ પર્યુપાસના કરનાર મોક્ષ સન્મુખ થયેલ છે. તેથી તેને મોક્ષ દૂર નથી. પણ હાથવેંતમાં સાવ નજીક છે. શ્રી જિનેશ્વર દેવની એ જ આજ્ઞા છે કે તું મોક્ષને પામ. હવે જેને મોહથી મૂકાવાનું મન થાય, મોહ જ મને સંસારસુખમાં મૂંઝવી રહ્યો છે, એમ જેને લાગે..હવે મારે આ મોહથી મૂકાવું જોઈએ...એવું જેને થાય, તેના ઉપર મોહનો અધિકાર રહે નહિ. પણ મોહ રહે. જેને મોહ હોય પણ તેના ઉપર મોહનો અધિકાર ન હોય...અંદરમાં જુઓ...આપણી કેવીક સ્થિતિ છે. એટલે કે દર્શનમોહ ટળી ગયો છે કે દર્શનમોહ-ચારિત્રમોહ એમ એ બન્ને મોહ ઊભા રહ્યા છે. આપણી કેવીક સ્થિતિ છે...તે વિચારો. હમણાં જે વાત કરીને...કે ભગવાને કહેલા... જ્ઞાનાદિકમય ધર્મને... સંસારસુખના કારણ તરીકે માને પણ મોક્ષસુખના કારણ તરીકે માને નહીં. કેમ માને નહિ ? કેમકે તેઓ મોક્ષને માનતા નથી. એ માંહેલાં અમે તમે તો નથીને ?

એવી રીતે આ ધર્મક્રિયાઓને બહુ જ કાળજીપૂર્વક સેવનારા કે જેમાં મોક્ષ સિવાય બીજો કોઈ હેતુ જ હોય નહિ. એવી કાળજીપૂર્વક સેવનારા કોણ કોણ હોય છે તેને બરોબર જાણો છોને ?

સઘળાંય અભવ્યો જ્યારે જ્યારે ભગવાન શ્રી જિનેશ્વર દેવોએ મોક્ષને માટે બતાવેલી ધર્મક્રિયાઓને સેવે ત્યારે ત્યારે તે સંસારના સુખના હેતુથી જ સેવે છે. જૈનનો સાધુ થઈ જાય, નવે નવે કોટીએ મહાવ્રતો પાળે, અને નવમી ગ્રીવેકે જાય, તેવું પુણ્ય બાંધે, એવી ક્રિયાઓ કરે. પણ તેમાં સંસારસુખનો હેતુ જ હોય.

સઘળાંય દુર્ભવ્યો પણ આ ધર્મક્રિયાઓ કરે તો તે પણ સંસારસુખના હેતુને સમજીને, સંસારસુખના હેતુથી જ કરે. અને ભારે કર્મી ભવ્યો પણ આ ધર્મક્રિયાઓને સેવે પણ તે સંસારસુખના હેતુથી જ સેવે. હવે જે અભવી છે, તે ત્રણે કાળે અભવી જ રહેવાના. અને જે દુર્ભવ્યો છે, તે પણ દુર્ભવ્યોપણે જ રહે છે અને જે ભારે કર્મી ભવી છે તે હળુકર્મી થઈ નિકટભવી થઈ. હવે આ અભવ્યો, દુર્ભવ્યો, અને ભારેકર્મી

ભવ્યો પણ ધર્મક્રિયાઓને સેવે પણ તે સંસારસુખના હેતુથી જ સેવે. શાસ્ત્રકાર કહે છે કે...તેને ખુદ શ્રી તીર્થંકર ભગવાન મળે અને કહે પણ એમને મોક્ષ રૂચે જ નહિ. એટલે કે મોક્ષના અસ્તિત્વમાં વિશ્વાસ ઉપજે નહી અને એને એમ જ થઈ જાય કે સંયોગ વગરનું સુખ હોય જ નહિ. હોઈ શકે જ નહિ. અતિન્દ્રિય સુખ માનતો નથી. તેથી તે કહે છે કે સંયોગ વગરનું સુખ હોઈ શકે જ નહિ. એવો એમનો મત છે. એ મતવાળા આપણે તો છીએ નહીં ને? આપણે તો નથી ને? ખુદ શ્રી તીર્થંકર ભગવાન ન મળ્યા હોય...અને બીજી કોઈ પણ રીતે પૂર્વ પુણ્યના યોગે આ સામગ્રીનો યોગ મળી ગયો હોય...છતાં સઘળાંય અભવ્યો, સઘળાંય દુર્ભવ્યો, અને સઘળાંય ભારેકર્મી ભવ્યો આ ધર્મક્રિયાઓને મોક્ષના હેતુથી કરનાર બને નહિ. મોક્ષમાં ગાડી-લાડી નહીં તો સુખ શું ? ભાઈ...તારી એ માન્યતા છૂટે નહિ ત્યાં સુધી સંસારમાંથી છૂટવા માટે એટલે કે મોક્ષને પામવાને માટે આ ધર્મક્રિયાઓ સેવાય નહિ. ત્યાં સુધી મોક્ષ સાધક જ્ઞાનક્રિયાઓનો યોગ થયો કહેવાય જ નહિ. કારણ કે તારો હેતુ જ જુદો છે.

પણ જે જીવને વ્યવહારે ત્રણ ગુણ ઉપજે તે જીવને જરૂર મોક્ષ સાધક જ્ઞાન-ક્રિયાનો યોગ થયો કહેવાય. હવે ત્રણ ગુણ બતાવે છે, કે જે જીવને અઢારે પાપસ્થાનકનો પાપનો રસ ઘટી જાય, તેમાંય છેલ્લા અઢારમું મિથ્યાત્વ પાપનો રસ પહેલાં ઘટાડે, ઘટી જવો જોઈએ. અને બીજો ગુણ સંસાર પ્રત્યે બહુમાન ન રહે. ત્રીજો ગુણ શ્રી જિને કહેલ ધર્મક્રિયાઓ વિધિપૂર્વક બહુમાનથી અને મોક્ષના આશયથી કરે, મોક્ષના હેતુથી કરે. અને તેમાં શ્રી જિનવાણીનો યોગ થઈ જાય... (સાચા સદ્‌ગુરુનો યોગ થઈ જાય) કારણ કે પાપનો રસ ઘટી ગયો, સંસાર પ્રત્યે બહુમાન ન રહ્યું....અને જિને કહેલ મોક્ષના હેતુવાળી ક્રિયામાં આવ્યો, અને તેમાં જિનવાણીનો યોગ થયો. તે આત્માને સમ્યગ્‌દર્શન, ધર્મ પામતાં બહુ વાર લાગે નહિ. જ્ઞાની કહે છે કે મરણપથારીએ પડયો હોય તોય આ વાતને બહુ ખૂબ જ વિચારવા જેવી છે.

**દ્રષ્ટાંત....**સિકંદર બાદશાહ માટે એમ કહેવાય છે કે....(આ દ્રષ્ટાન્ત શાસ્ત્રનું નથી...પણ શાસ્ત્રને બાધકર્તા ન નીવડે તેમ કહેવાનું છે.) સિકંદર બાદશાહે ઘોર પાપો કરીને દુનિયાની સલ્તનત મેળવી હતી. અને દુનિયાની ઉત્તમમાં ઉત્તમ ઘણી સમૃદ્ધિ અને ભોગસામગ્રી એકઠી કરી હતી. એ બધુંય ભેગું કરવાની પછવાડે ઘોર પાપનાં પરિણામો સેવ્યા હતાં, કર્યાં હતાં. તે સિકંદર બાદશાહના મરણનો સમય સાવ નજીક આવ્યો ત્યારે તેને કંઈક ખ્યાલ આવ્યો કે....આ મારો ઘમંડ સાવ ખોટો છે. ભલે દુનિયાનો બાદશાહ રહ્યો....મારી તહેનાતમાં ભલે હજારો હકીમો હાજરાહજૂર રહ્યા.... મારો પડતો બોલ ઝીલનાર આજ્ઞાંકિત સૈનિકોનું લશ્કર હાજર હોય...અને ભલે મારા ખજાનાઓ હીરા-માણેકથી ભરપૂર હોય. પણ આત્માને માટે આમાંની કોઈપણ વસ્તુ કામ લાગે તેમ નથી...અને મને મરણથી બચાવી શકવાની નથી. અગર તો આમાંની

કોઈ પણ વસ્તુ મારી સાથે આવવાની નથી. મારી સાથે તો મારી કરણી જ આવવાની છે. પુણ્ય લઈને હું આવ્યો હતો...હવે પાપ લઈને હું જાઉં છું. કેટલો પશ્ચાતાપ! મરતાં મરતાં એને આટલું ભાન થયું. એથી એણે આજ્ઞા કરી....શું આજ્ઞા કરી? કે મારી નનામી હકીમોની પાસે ઊપડાવજો. ખુલ્લા હથિયારોવાળા લશ્કરને મારી પ્રેતયાત્રામાં રાખજો, કે જેથી માણુસોને ભાન થાય, અને ખજાનાનું દ્રવ્ય થાળો ભરી ભરીને સાથે ફેરવજો. અને મારી હથેળીઓએ મેશ ચોપડીને અને તે પણ લોકો જોઈ શકે તેમ ખુલ્લી રાખજો. જેથી માણુસોને ભાન થાય કે ગમે તેટલા હોશિયાર હકીમો અને ગમે તેટલું બળવાન સૈન્ય હોવા છતાં એક બાદશાહને મરણના પંજામાંથી છોડાવી શકતું નથી. અને અખૂટ જવાહીરમાંથી એક રતીભાર વસ્તુ પણ ભેગી....સાથે આવતી નથી. એ બધું મેળવવાને માટે કરેલું ઘોર પાપ કર્યું...! તે પાપ જ સાથે આવે છે.

દુનિયાને મારો આ સંદેશો પહોંચાડજો કે જેથી કોઈ પણ મારા જેવા પાપી સિકંદર બાદશાહનો દાખલો લઈને કોઈ શહેનશાહી મેળવવા માટે કે સમૃદ્ધિ મેળવવા પાપ ન કરે.

હે ભવ્યો! જ્ઞાનચક્ષુ ખોલો....વિચારો....સિકંદર બાદશાહને માટે કહેવાતી આ વાત સાચી હોય કે ખોટી હોય....પણ એમાંની વસ્તુ તો સાચી જ છે, કે માણસ મરે છે ત્યારે દુનિયાની બીજી કોઈ પણ ચીજ કે વસ્તુ એની સાથે આવતી નથી. પણ સાથે તો પુણ્ય–પાપની કરણી જ આવે છે. પુણ્ય પાપ જ આવે છે. અને આત્મા ધર્મને પામેલો હોય તો પણ તે સામી ગતિમાં જાય ત્યારે તે આત્મા ધર્મ પુણ્ય અને પાપ સાથે લઈને જ જાય છે.

અનંત કાળથી દુનિયાના જીવો આવો અનુભવ કરતા જ આવ્યા છે. છતાં પણ અજ્ઞાનના યોગે દુનિયાના જીવોનાં જ્ઞાનચક્ષુ ઊઘડતાં નથી. ઉપકારી જ્ઞાનીઓ, સદ્‌ગુરુઓ પડકાર કરીને ફરમાવે છે કે....જ્ઞાનચક્ષુ ખોલો....વસ્તુસ્વરૂપને સમજો....અને દુનિયાના નાશવંત પરાધીન પદાર્થના યોગે સુખ મળે છે એ ભ્રમણા ટાળો. હવે તે ભ્રમણાને તજી દઈને આત્મામાં રહેલા શાશ્વત સુખને પ્રગટાવવા માટે પ્રયત્નશીલ બનો. મળેલી વસ્તુને સાર્થક કરો...નહિ તો રીબાવું પડશે, રખડવું પડશે.

* બહુ પુણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો;
તોયે અરે! ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો;
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો.

* તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું;
નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું;
રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મામાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.

—શ્રીમદ્ રાજચંદ્ર

આપણને મળેલ પૂર્વ પુણ્યના યોગે આ માનવજીવન તેને સાર્થક કરવાનો એક ઉપાય છે. આ પ્રાપ્ત થયેલ માનવનો ભવ પૂર્વેના મળેલા માનવના ભવની માફક એળે ગયો તો ફરીને આવો માનવનો ભવ કેટલા કાળે મળશે તે પૂર્ણ કેવળજ્ઞાની જાણે. પણ ધર્મ નહીં કરવાથી અર્થાત્ વ્યવાહાર શ્રદ્ધા કે નિશ્ચય શ્રદ્ધા નહિ પ્રાપ્ત કરવાથી વ્યવહારે પરમાર્થ એટલે પરમાર્થને પહોંચાડે તેવો વ્યવહાર નહીં કરવાથી અને સંસારના પાપમાં જ ભવ પૂરો કરી દેવાથી એકથી બીજા, બીજાથી ત્રીજા, એમ અનેક ભવોમાં રખડવું પડશે. એતો નિશ્ચિત જ છે ને ? અને જો વર્તમાનમાં સદ્ગુરૂના સંગે, મહાત્મા પુરુષના સંગે પોતાના માથાના મુગટ સમાન મોક્ષ માર્ગે વિચરનારા પોતાના સાચા ગુરુદેવના સમાગમે (સંપ્રદાયના કહેવાતા ગુરુ ગમે નહિ હો) એક શુદ્ધ આત્માની સાચી પ્રતીતિ કરીને સ્વસંવેદન...પ્રત્યક્ષ શ્રદ્ધાને માટે....નિર્વિકલ્પ પ્રતીતિને માટે....શું કરવું....તે વિચારો. નિર્ણય કરો...દુનિયાની ચીજમાં સુખ આપવાની તાકાત નથી...સાચું સુખ આત્મમાં છે...એમ પ્રથમ નક્કી કરવું પડશે...માટે પ્રથમ નક્કી કરવું પડશે...પછી આત્મામાં રહેલું સુખ પ્રગટે એવો પ્રયત્ન કરવો.

આત્માનું ....મૂળ નિર્મળ સ્વરૂપે પ્રગટે...તે માટે તીવ્ર પાપના રસનો ત્યાગ કરવો, અને ધર્મનો આદર કરવો. હવે પાપનો ત્યાગ કરવાને માટે અને ધર્મનો આદર કરવાને માટે પાપ અને ધર્મ એ બન્નેયનાં વાસ્તવિક સ્વરૂપને જાણવાં. અને એ જાણવા માટે સદ્ગુરુના શરણે આખોય અર્પાઈ જા. અને સદ્ગુરુની આજ્ઞા મુજબ વર્તો. અને સદ્ગુરુ કહે કે બેસો તો બેસે....અને કહે કે ઉઠ તો ઉઠે. કહે કે ઉભો રહે...તો ઉભો રહે. અને તેની આજ્ઞા પ્રમાણે વર્તવા તત્પર રહે. બનો. અને અનંતજ્ઞાની વીતરાગને દેવ તરીકે માનો. અને તેમની આજ્ઞા મુજબ વર્તતા ભાવ સંસાર ત્યાગીઓને ગુરુ તરીકે માનો. દ્રવ્ય ત્યાગીઓને નહિ. અને એ સંતે ફરમાવેલા ધર્મોને ધર્મ તરીકે સ્વીકારી એ સદ્ગુરુની સેવામાં રહીને આત્મધર્મ સાધવાને માટે પ્રયત્ન કરો. આત્મધર્મ સાધવાને માટે ઉત્તમમાં ઉત્તમ માર્ગ એજ છે.

આત્માનું મૂળ નિર્મળ સ્વરૂપ પ્રગટે એવા તત્ત્વજ્ઞાનના અભ્યાસ દ્વારા જ્ઞાનીની આજ્ઞા મુજબ . બરોબર યોજાઈ જઈને....એક પ્રત્યત્રે શ્રદ્ધા જે જીવ વર્તમાનમાં પ્રગટાવશે તે શ્રદ્ધાને આરાધીને તે જીવ અલ્પકાળમાં મોક્ષને પામશે.

ૐ શ્રી સત્સ્વરૂપાય નમઃ



## વ્યાખ્યાન નં. ૮૫

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૨, સોમવાર, તા. ૨૯–૯–૫૮

**જે જીવ આત્મસ્વભાવ સમજવાનો પ્રયત્ન કરે...**
**તેને રાગાદિ ઘટયા વગર રહે નહિ....પરંતુ...**
**રાગ ઘટયો તેની મુખ્યતા નથી....પણ આત્મજ્ઞાનની મુખ્યતા છે..**
**એ ત્રણે કાળમાં ભૂલવું ન જોઈએ.**

આ સંયતિ નામનો રાજા શિકાર કરવાને માટે પોતાની નગરીથી બહાર નીકળી ચૂકયો છે....અને જે બગિચામાં જ્ઞાની–ધ્યાની મુનિ બિરાજે છે...તે તરફ તે રાજા જઈ રહ્યો છે.

તે જ પ્રમાણે આ આત્મા પણ પાત્રતા લઈને સત્સમાગમ કરે...તો સત્ વસ્તુને પામી જશે.

જિજ્ઞાસુ જીવની પાત્રતા, રૂચિ, મુમુક્ષતા કેવા પ્રકારે પરિણમી રહેલ હોય છે.. તે સમજાવે છે. આત્મજ્ઞાન સ્વભાવથી પરિપૂર્ણ છે. આત્માને....રાગ–દ્વેષ–મોહ સંસારના આશ્રયે ત્રણ કાળ, ત્રણ લોકમાં લાભ નથી. પર વસ્તુઓ આત્માથી જુદી છે. મન–વચન–કાયા આદિ વસ્તુઓ....પર વસ્તુઓ આત્માથી જુદી છે. જડ છે. આત્મા પોતે પોતાના સ્વભાવમાં જે કરવા ધારે તે કરવા સમર્થ છે. પરમાં કાંઈ પણ કરવા આત્મા સમર્થ નથી. એમ માની, કબૂલી, સમજીને જ્ઞાની પાસેથી સત્ સમજવા માટેની જે જીવ જિજ્ઞાસા કરે છે...તે જીવને રાગાદિક કષાયોની ઘણી જ મંદતા થઈ ગયેલી હોય છે. જો તે ન થઈ હોય તો સત્ સમજવાની જિજ્ઞાસા થઈ નથી....

વારંવાર વીતરાગ સ્વભાવનું શ્રવણ....જેનું શ્રવણ તેનું જ મનન....જેનું મનન તેનું જ ચિંતવન....જેનું ચિંતવન તેનું જ નિદિધ્યાસન કરતાં કરતાં...તેની ના નથી પાડતો.. અને રૂચિપૂર્વક સ્વભાવ સમજવાને માટે કાળ કાઢે છે...તે જીવને ક્ષણે ક્ષણે મોહ મંદ થતો જાય છે, જો આ દશા વર્તતી હોય...અને મોહદશા મંદ ન થતી હોય તો.... જિજ્ઞાસા અને પાત્રતા આવી નથી. પ્રગટી નથી એમ ચોક્કસપણે માનજો.

હવે જુઓ....બીજા જીવને ત્રિકાળી સત્ "ઉત્પાદ્–વ્યય–ધ્રુવ યુકતં સત્" સ્વભાવી આત્માની વાત સાંભળવી ગમતી નથી. પણ ઊલટો અણગમો કરે છે. તેનો મોહ ક્ષણે ક્ષણે દઢ થતો જાય છે. માટે નિવૃત્ત સ્વરૂપ રાગરહિત એવો આત્મસ્વભાવ તેનો પરિચય વારંવાર કરવો....આત્મસ્વભાવનો પરિચય વારંવાર કરવો જેને ગોઠે છે

તે જીવને અંતરમાં વીતરાગતા અને નિવૃત્તિ ગોઠી છે. બોલો, આવા જીવને વીતરાગતા અને નિવૃત્તિ ગોઠી છે કે નહીં ? હા...બરાબર ગોઠી છે. અને જેટલે અંશે વીતરાગતા અને નિવૃત્તિ ગોઠી તેટલા અંશે રાગની રૂચિ અને સંસારની પ્રવૃત્તિ છૂટી ગઈ.... છૂટી જ જાય. આમાં સ્વભાવના લક્ષે તીવ્ર કષાય છૂટીને, અન્યાય–અનીતિ વગેરે છૂટીને, મંદ-કષાય થઈ ગયો. જે આ મંદ કષાય અંતરંગમાં થયો તે શુભ ક્રિયા છે. કષાય મંદ ન થાય તો તે શુભ ક્રિયા પણ નથી.

અને તે શુભ ક્રિયાથી તથા શુભથી પણ આત્મસ્વભાવ જુદો...જુદો અને જુદો જ છે. એમ બરાબર રાગરહિત સ્વભાવની ભાવના કરતાં કરતાં સ્વભાવ તરફ જ્ઞાનની એકાગ્રતા અંશે અંશે થતી જાય છે. અને જેટલે અંશે જ્ઞાનની એકાગ્રતા થઈ, તેટલી તે જ્ઞાનની ક્રિયા છે. અને જે જ્ઞાનની ક્રિયા છે તે રાગરહિત છે. અને જે રાગરહિત ક્રિયા છે તે જ ક્રિયા ધર્મનું અને મોક્ષનું કારણ છે. ક્રિયા વિના ધર્મ અને મોક્ષ નથી. માટે જીવે એ ધર્મ અને મોક્ષ મેળવવો હોય તો પ્રથમ પાત્રતા લાવીને આવી ક્રિયા કરવી જ પડશે. અને પોતાના સ્વભાવની રૂચિને ઘૂંટતા ઘૂંટતા (શું ધોળી ધૂળની રૂચિને ઘૂંટી રહ્યા છો તે રૂચિ છોડવા જેવી નથી ?) જેવો પરિપૂર્ણ ચૈતન્ય સ્વભાવ છે તેવો જ યથાર્થ સમજી જાય. અને સમ્યગ્દર્શન–જ્ઞાનને જરૂર તે આત્મા પ્રગટ કરે.

જેવો છે તેવો રૂચિમાં સમજાઈ ગયો તો હવે તેને લઈ લઉં. પ્રગટ થયો તે તો અપૂર્વ ધર્મ ક્રિયા છે. તે ક્રિયા અનંતા જન્મ-મરણનો નાશ કરનારી છે. અનંત કાળથી એવી ક્રિયા જીવે એક સેકન્ડ માત્ર પણ કરી નથી. જો એવી ક્રિયા એક સેકન્ડ માત્ર પણ આ જીવે કરી હોત તો તેનાં જન્મ-મરણનો નાશ થઈ જાત. જો એક સેકન્ડ માત્ર પણ એવી સમજણરૂપી ક્રિયા કરે...તો જીવની મુક્તિ થયા વગર રહે નહિ.

જીવ કરતાં ઘણો જ સારો છે, ઉત્તમ છે અને તેનામાં સત્ સમજવાની પાત્રતા છે. બંને જીવોને બહારમાં વેપાર આદિ હોવા છતાં એકને રાગરહિત સ્વભાવ રૂચે છે, ગોઠે છે, ગમે છે, સાંભળવાની હોંશ થાય છે. અને બીજા જીવને વેપાર આદિની અને તેના રાગની જ રૂચિ પડી છે. આમ બંનેને વેપાર આદિ હોવા છતાં અભ્યંતરની રૂચિમાં ફેર છે.

નક્કી કરી લેજો....રૂચિ જ ધર્મ-અધર્મનું કારણ છે. સંસારની રૂચિ ધર્મનું કારણ નથી. પણ સંસારની રૂચિ સંસારનું જ કારણ છે. જે જીવોને સત્ય આત્મા-સ્વભાવ સમજવાની જિજ્ઞાસા થઈ છે અને તે માટે વારંવાર સત્ સમાગમમાં રોકાય છે. સંસારનું કામ પડે અને બહાર જવું પડે છતાં એને એમ થાય કે આમાંથી હું ક્યારે છૂટું? અને સત્સમાગમમાં રોકાઉં. તેવી તેને રૂચિ રહ્યા કરે છે. એવા જીવને અપૂર્વ આત્મધર્મ કેમ પ્રગટ થાય તે વાત અહીં આચાર્ય ભગવાન શ્રી સુધર્માસ્વામી સમજાવે છે.

પરથી ભિન્ન ચૈતન્ય ભગવાનનો નિર્ણય કરતાં કરતાં (તમે સંસારમાં બધોય નિર્ણય કર્યો છે. દીકરો મોટો થયો હોય....અને તેના યોગ્ય વહુ ક્યાંથી લાવવી તેનો પણ નિર્ણય તમે કર્યો છે.) પોતામાં સ્વભાવની પૂર્ણતા મનાય. તે જ અપૂર્ણતા અને વિકારનો નાશ કરવાનો ઉપાય છે. હવે અપૂર્ણની દશા જેટલો કે વિકાર જેટલો પોતાના આત્માને નહિ માનતાં પરિપૂર્ણ સ્વરૂપે પોતાના આત્માને સ્વીકારવો. હે ભવ્ય જીવો! જરૂર સ્વીકારો. તે જ પહેલો અપૂર્વ ધર્મ છે.

જુઓ ભાઈ...સમજો ભાઈ....અંદરમાં ઊંડા ઊતરો ભાઈ...આત્માના જ્ઞાન વગર ખરેખર રાગાદિ ઘટે નહિ. ત્યારે અહીં કોઈ પ્રશ્ન કરે છે કે...જ્ઞાન વગર રાગાદિ ઘટે નહિ...તો અમારે તીવ્ર કષાય ટાળીને, મંદ કષાય કરવાની શું જરૂર છે? જ્ઞાન થશે ત્યારે કષાયો ટળી જશે. આત્માના જ્ઞાન વગર રાગાદિ ઘટે નહિ તેથી એનો અર્થ એમ થયો કે...(અજ્ઞાનીઓ અર્થ કરે છે તેમ નહિ) આત્માની સમજણનો પ્રયત્ન કરવો.

જે જીવ આત્મસ્વભાવ સમજવાનો પ્રયત્ન કરે....તેને રાગાદિ ઘટ્યા વગર રહે નહિ. પરંતુ રાગ ઘટ્યો તેની મુખ્યતા નથી. પણ આત્મજ્ઞાનની મુખ્યતા છે. એ ત્રણે કાળમાં ભૂલવું ન જોઈએ. એટલે કે મંદ રાગને ધર્મ માનવો ન જોઈએ. પણ મંદ રાગ તે શુભ ક્રિયા છે. તે પાત્રતા છે. પાત્રતા હોય ત્યાં મંદ રાગ હોય....અને તે મંદ રાગ તે શુભ ક્રિયા છે. અશુભ રાગ ઘટીને શુભ રાગ ઠેઠ તીર્થંકર ગોત્ર બંધાય તેટલો વધે છતાં તે રાગની મુખ્યતા નથી. પણ આત્મજ્ઞાનની મુખ્યતા છે. આનો અર્થ એમ નથી કે...આત્મા ન સમજાય....આત્મા ન પ્રગટે ત્યાં લગી સ્વચ્છંદમાં વર્તવું. એકાંત નિશ્ચયમાં ઘણાય જીવો પડેલા છે. અને તે એવા ને એવા તીવ્ર પાપનાં આચરણ

શાસ્ત્રની વાત કરે છે. સમ્યકત્વ પામ્યા પછી કોઈ જીવને ઉત્કૃષ્ટપણે અર્ધપુદ્‌ગલ પરાવર્તન કાળ સુધી સંસાર રહે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. હવે આ શાસ્ત્રના વાકયને પકડીને જે જીવ એમ માને કે મારે પણ સમ્યકત્વ પામ્યા પછી અર્ધપુદ્‌ગલ પરાવર્તનકાળ સુધી સંસારમાં રખડવાનું રહ્યું હશે તો? માટે થોડા મીઠા મીઠા અને સારા સારા ભવ કરીને પછી મોક્ષમાં જઈશું. તો એમ માનનાર જીવ મિથ્યાદૃષ્ટિ છે. તેને પોતાના આત્માની શ્રદ્ધા જ નથી. અર્ધપુદ્‌ગલ પરાવર્તન કાળમાં તો અનંતા ભવ થઈ જાય. હવે જે પોતાના સ્વભાવમાં ઢળ્યો હોય..સમ્યક્‌ત્વને પામ્યો હોય..સ્વસંવેદનનો રસ ચાખ્યો હોય..જ્ઞાનાનુભૂતિ કરી હોય..જ્ઞાનનો આસ્વાદ માણ્યો હોય..તેને અનંતા ભવ હોવાની શંકા ન હોય. અને શંકા ન હોય..તેને અનંતા ભવ હોય નહિ.

શાસ્ત્રમાં એમ કહ્યું છે કે..સમ્યકત્વ પામ્યા પછી કોઈ જીવ પાછો પડી જાય.. પતીત થઈ જાય..તેને અર્ધપુદ્‌ગલ–પરાવર્તન કાળથી વધારે કાળ સંસાર હોય નહિ. એમ બતાવીને જ્ઞાનીઓએ સમ્યક્‌ત્વનું માહાત્મ્ય, સમ્યકત્વનાં ગાણાં ગાયા છે, માહાત્મ્ય કર્યું છે.

ખૂબ ધ્યાન રાખજો..શાસ્ત્રોનાં શબ્દો અને વાણી તે પુદ્‌ગલ છે..અને કાળ દ્રવ્ય અરૂપી જડ છે.."वत्तणा लक्खणो कालो"–સૂત્રપાઠ. કાળ જડ છે. તારું લક્ષ જડમાં પડેલું છે. તેના લક્ષે આત્મજ્ઞાન થયું નથી–થવાનું નથી અને થશે પણ નહિ. ચૈતન્ય સ્વભાવમાં ઢળતાં..કાળ–ધર્મ–ભવિતવ્યતાનું લક્ષ છૂટી ગયું..અને સ્વભાવમાં એકતા કરતાં..સમ્યક્‌જ્ઞાનદર્શન પ્રગટી ગયું..(સંસારમાં કાંઈ નથી. બધાયને ફનાફાતીયા કરીને સમ્યક્‌ત્વપૂર્વક આ માર્ગે ઢળી જાવ.) રાગથી છૂટીને જ્ઞાન પોતાના સ્વભાવમાં લીન થયું..જે પહેલાં રાગમાં–ભોગમાં–આસક્તિમાં–ગૃદ્ધિપણામાં લીનતા કરતું હતું..તે ત્યાંથી છૂટીને હવે..સ્વભાવમાં લીન થયું. તે પ્રથમ પાત્રતામાં આવી સ્વભાવમાં લીન થતાં રાગરહિત જ્ઞાન થયું. સમ્યગ્‌દૃષ્ટિ ગૃહસ્થોને નાનામાં નાનો, પહેલામાં પહેલો, શરૂઆતનો આ અપૂર્વ ધર્મ છે. પછી ચારિત્રગુણ વધતાં અથવા ચારિત્રગુણ પ્રગટતાં વીતરાગમાર્ગે ચડી જાય..(ચારિત્રગુણ આપ્યો અપાતો નથી..પણ કષાયો ટળતાં સહેજે પ્રગટે છે.) પુરુષાર્થ વગર કાળલબ્ધિથી મુક્તિ હોય, અથવા કર્મની સ્થિતિ ઘટે ત્યારે સમ્યક્‌ત્વ થાય, મોક્ષ થાય, એમ માનવું તે યોગ્ય નથી. એતો પુરુષાર્થ હિણતાની વાત છે.

"મન મોદકથી નહીં ભૂખ બુઝાઈ." એક ઓરડામાં અનેક પ્રકારના સંસ્કારો નાખીને બનાવેલા લાડવા ભરી રાખ્યા છે, ત્યાં એક યુવાન આવી ઓરડાની બહાર બેઠો બેઠો ભાવના કરે છે કે..એક લાડવો ખાધો..હાઈ..યા..બે લાડવા ખાધા..હાઈ..યા.. એમ હે ભાઈઓ..એના મન મોદકથી એની ભૂખ ત્રણ કાળમાં ભાંગે તેમ નથી.

તમે કહો છો ને..મહારાજ..કે..દર્શનમોહની સ્થિતિ ઘણી છે. તે ઘટે ત્યારે

સમ્યકત્વ થાય. અથવા અર્ધપુદ્ગલ પરાવર્તન કાળ અમારો સંસાર રહેશે ત્યારે સમ્યકત્વ થશે. જ્ઞાની કહે છે કે...આત્માની રૂચિવાળો જીવ આમ બોલે નહિ. અને જો બોલે તો તેને આત્માની રૂચિ નથી. એમ પરાશ્રય માનવાવાળો જીવ પોતાના સ્વભાવમાં ઢળ્યો નથી. તેનું જ્ઞાન તે મિથ્યાજ્ઞાન છે. પછી ભલે તે પોતાની જાતને જ્ઞાની અને સમકિતી તરીકે મનાવતો હોય..છતાં તેનું જ્ઞાન તે મિથ્યાજ્ઞાન છે. તેનો વ્યવહાર ખરેખર નથી. સમ્યકત્વ સન્મુખ એવો સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના સ્વભાવ તરફ ઢળતાં..એમ જાણે છે કે..મારે હવે અલ્પ સંસાર છે. એક બે જીવમાં સંસાર ખલાસ થવાનો છે. અને મારી મુક્તિ થવાની છે. અને ભગવાને પણ સમ્યગ્દૃષ્ટિને વધુમાં વધુ અર્ધપુદ્ગલપરાવર્તન જેટલો જ સંસાર કહ્યો છે. આમ પોતાના આત્માના સ્વભાવ તરફ વળીને..સ્વભાવની રૂચિપૂર્વક શાસ્ત્રનાં કથનોને બરાબર સમજે છે. ભગવાને શાસ્ત્રમાં કહ્યું છે માટે મને સંસાર નથી એમ પરાશ્રય નહિ લેતાં હું સ્વભાવમાં ઢળ્યો છું. એમ સ્વ-આશ્રયે જ્ઞાનીને નિઃશંક વિશ્વાસ વર્તે છે.

જે જીવે કુદેવ-કુગુરુ-કુતીર્થની કુશાસ્ત્રની માન્યતા છોડી દીધી છે, અને જૈનના નામે પણ કલ્પિત મિથ્યા માર્ગે ચાલનારાઓની (સાધુ-સાધ્વી શ્રાવક-શ્રાવિકાઓની) પણ શ્રદ્ધા જેણે છોડી દીધી છે, સાચા-દેવ-ગુરુ-ધર્મ-શાસ્ત્રની શ્રદ્ધા અને ઓળખાણ કરીને અને તેમણે કહેલાં ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશાસ્તિકાય-કાળ-પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય...જીવ-અજીવ આદિ નવ તત્ત્વ, ચાર નિક્ષેપ, ચાર પ્રમાણ, સાત નય વગેરેના વિચારમાં જે અટકી રહ્યો છે...અને પોતાના સ્વભાવ તરફ વળતો નથી, એવા પાત્ર જીવને માટે અહીં ઉપદેશ છે...કે...હે જીવ ! પર દ્રવ્યો તરફ ઢળીને રાગ સહિત જે જ્ઞાન જાણે તે તારૂં સ્વરૂપ નથી...પણ ચૈતન્ય સ્વભાવમાં વળીને જ્ઞાનની જે અવસ્થા ચૈતન્ય સ્વભાવમાં અભેદ થઈને સ્વ અને પરને જાણે છે...તે જ તારું સ્વરૂપ છે. ચૈતન્ય સ્વભાવમાં વળીને તેમાં લીન થયેલો પર્યાય એ જ ચૈતન્યનું સર્વસ્વ છે.

## વ્યાખ્યાન નં. ૮૬

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૩, મંગળવાર, તા. ૩૦–૮–૫૮.

### આત્મસ્વભાવની રૂચિ...અને...
### નવવાડની પ્રીતિ સહિત બ્રહ્મચર્યનો રંગ...
### તે પ્રથમ પાત્રતાનું લક્ષણ છે.

આ સંયતિ નામનો રાજા હયદળ વગેરે ચાર પ્રકારનું સૈન્ય લઈને તેના મધ્યભાગમાં રહીને...કેસર નામના ઉદ્યાનમાં શિકાર કરવા ચાલી નીકળ્યો. આ રાજાને શિકાર કરવાના સ્થાન તો ઘણાં હતાં, પણ આ રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ છે. તેથી જે ઉદ્યાનમાં જ્ઞાની-ધ્યાની ગુરુ બિરાજે છે, તે ઉદ્યાન તરફ આ રાજા જઈ રહ્યો છે.

તે જ પ્રમાણે રાજા સમાન આત્મા ચાર પ્રકારનું અંદરનું સૈન્ય લઈને સત્‌પુરુષની સન્મુખ ઊપડે તો સત્‌ વસ્તુને પામી જાય. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો. જિજ્ઞાસા લાવો. મુમુક્ષુતા હૃદયમાં પ્રગટ કરો. તો સત્‌ સમાગમે વસ્તુને પામી જશો. પાત્રતા વગર અને પોતાના ચૈતન્ય સ્વભાવના મહિમા વગર હું અનંત જ્ઞાનનો દરિયો છું, મહાસાગર છું, અનંત સુખનો ભંડાર છું...એમ...એના મહિમા વગર સંસારદશા ટળતી નથી. માટે તેના મહિમાને લાવો.

જેણે સંસારમાં, રાગ-દ્વેષમાં, ગૃદ્ધિમાં, આસક્તિમાં તથા પૂર્વપુણ્યે મળેલ જડ પદાર્થમાં સુખ–શાન્તિ કલ્પી છે...તે ચિત્‌–આનંદની રમણુતાને ભૂલ્યો છે. ચિત્‌ કહેતાં જ્ઞાન અને આનંદ કહેતાં ચારિત્ર. તેને તે ભૂલ્યો છે. તે જીવ...પરમાં તીવ્ર આસક્તિવાળો જીવ...આત્મજ્ઞાન પામવાને પાત્ર નથી...પાત્રતાવાળો પણ નથી, ત્રણુ કાળમાં હોઈ શકતા નથી. જેને ચિદાનંદની રમણુતા...ચિદાનંદ સ્વરૂપી આત્માની રમણુતા...ગોઠે છે, રૂચે છે. પસંદ પડે છે...અને જડની રમણુતા રૂચતી નથી..ગોઠતી નથી...ગમતી નથી...કરોડો રૂપિયા આવે તોય શું ? અને જાય તોય શું ? એમ જડની રમણુતા રૂચતી નથી...તે જ આત્મ જ્ઞાન પામવાની પાત્રતાવાળો છે. પણ જેને સંસારની–જડની રમણુતા રૂચતી નથી..તેના જ હૃદયમાં બ્રહ્મચર્યનો સાચો રંગ હોય છે. (સંસારમાં રહેવું તે વાત પણ જુદી છે. અને સંસારની રમણુતા રૂચવી તે વાત પણ જુદી છે. તમો સંસારમાં રહો છો કે સંસારની રમણુતાની રૂચિમાં રહો છો ? )

હે જિજ્ઞાસુ પાત્ર જીવ ! પોતાના સદ્‌ગુરુદેવના સમાગમે ગુરુદેવના ઉપદેશથી... બરોબર સમજે છે...બ્રહ્મચર્યનું બરોબર પાલન કરે છે...એવો પાત્ર બ્રહ્મચારી જીવ

સદ્‌ગુરુદેવના સમાગમમાં બેઠો હોય...અને ગુરુદેવ ઉપદેશ આપતા હોય...તેને તે ખરેખર સમજે છે કે...હું બ્રહ્મચર્ય તો પાળું છું...પણ તે બ્રહ્મચર્યનો શુભ ભાવ છે...પણ તે ચૈતન્યનો વાસ્તવિક સ્વભાવ નથી. બ્રહ્મચર્ય જેવું લીધું છે તેવું જ ખરેખર પાળે ...પણ તે બ્રહ્મચર્યનો શુભ ભાવ તે આત્માનો સ્વભાવ નથી. બ્રહ્મચર્ય એટલે આત્મામાં જ વિચરવું...રમવું...સ્થિર થવું.. તે જ વાસ્તવિક ખરેખર બ્રહ્મચર્ય છે... બ્રહ્મચર્યનો સ્વભાવ અને ભોગનો અશુભભાવ, માટે...પ્રથમ તે ભોગના અશુભ ભાવોમાંથી છૂટીને...બ્રહ્મચર્યના શુભ ભાવમાં આવીને...પછી પોતાના ત્રિકાળી સ્વભાવમાં વિચરવું...રમવું...તે જ ખરેખર સાચું વાસ્તવિક બ્રહ્મચર્ય છે. શરીર શિથિલ થયે અથવા વય થયે, રોગ થયે બાધા લે તેને વાસ્તવિક સાચુ બ્રહ્મચર્ય કહેવાતું નથી એટલું જ નહિ પણ શુભ ભાવનું બ્રહ્મચર્ય ન કહેવાય.

આવું બ્રહ્મચર્ય પાળનાર જીવને પોતાના ગુરુદેવના ઉપદેશથી ખરોખર અંદરમાં લક્ષ હોય છે...એવો લક્ષપૂર્વક બ્રહ્મચર્યનો રંગ તે સમ્યક્‌જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપે પરિણમવાની પ્રથમ પાત્રતા છે.

હવે જેને પોતાનો આત્મા રાગદ્વેષના સંયોગોથી પણ જુદો....પુણ્યપાપના સંયોગોથી પણ જુદો... ....અચિંત્ય સ્વભાવી છે, કે જેને ચિંતવવો પણ મહાન દોહ્યલો છે, એવી રૂચિ જેને થઈ છે, તેને બ્રહ્મચર્યનો સાચો રંગ પ્રગટે છે. અને જેને બ્રહ્મચર્યનો રંગ પ્રગટે છે....તેનામાં પ્રથમ ધર્મી થવાની પાત્રતા પ્રગટી છે. પણ કાયાના બ્રહ્મચર્યમાં જ અટકી જાય...સંતોષ માણીને બેસી જાય...તો સમ્યક્‌જ્ઞાનરૂપે પરિણમી ન શકે. બ્રહ્મચર્ય પાળો...તેની ના નથી. પણ તેમાં સંતોષ માનીને બેસી જવાની હા નથી. જેને તત્ત્વદૃષ્ટિ વડે સ્વરૂપલીનતા વધીને.. બ્રહ્મચર્યની વિશુદ્ધતા પ્રગટી છે, તેને બ્રહ્મચર્યની રક્ષાને માટે નવ વાડનો ભલો ભાવ આવ્યા વગર રહેતો નથી. જેને બ્રહ્મચર્યની વિશુદ્ધતા પ્રગટી છે, તેને નવ વાડ હોય જ છે. એવો...અંદરના ભાવને બહારનાં નિમિત્તોને સંબંધ જ છે. જેને બ્રહ્મચર્યની રૂચિ છે તેને નવ વાડની પણ રૂચિ હોય જ.

કેટલાક એમ કહે છે કે....અમારા ભાવ દૃઢ છે...મજબૂત છે...સજ્જડ છે...પછી અમે ગમે તેવાં નિમિત્તોમાં રહીને પાંચ પાંચ શેર કેસરીયા, બદામી કઢેલાં દૂધ પીને ગમે તેવાં નિમિત્તોમાં અમે રહીએ...તો અમને શું વાંધો છે? એમ કહેનારને જ્ઞાની કહે છે, કે...જરા ધીરો થા...જરા શાંત થા...જો તારા ભાવ દૃઢ છે, મજબૂત છે, તને બ્રહ્મચર્ય પાળવાની પ્રીતિ અને પ્રેમ છે, તો તને સ્ત્રીના સંગમાં તથા પાંચ પાચ શેર કઢેલાં કેસરીયા બદામી દૂધ પીવાની રૂચિ કેમ આવે છે? જો તને તેની રૂચિ આવતી હોય...તો તું લુચ્ચો અને લબાડ છે. જેને બ્રહ્મચર્યની સાચી રૂચિ જાગે, પ્રીતિ જાગે, તેને સ્ત્રીના સંગમાં કે કઢેલાં દૂધ પીવાની રૂચિમાં કે તેમાં રહેવાની અંદરમાં રૂચિ ન આવે.

સ્ત્રીનો સંગ કુદરતી આવે...આવી પડે...તો પોતે ત્યાં દૃઢ રહે.. પણ પોતે જાતે સ્ત્રીનો સંગ લેવા ન જાય...ગૃહસ્થાશ્રમમાં ગૃહસ્થી બ્રહ્મચર્ય પાળતો હોય...તો ત્યાં તે કામ પૂરતું સ્ત્રી સાથે કામ લહે, બોલે. પણ નવરો બેઠો તેની સાથે ગપ્પાં ન મારે. હાંસી મશ્કરી કર્યા ન કરે. અરે! કરે જ નહિ. કારણ કે તેને અંતરંગમાં સ્ત્રીના સંગમાં રહેવાની રૂચિ ઊડી ગઈ છે. જેના અંતરમાં બ્રહ્મચર્યની પ્રીતિ જાગે, તેના અંતરમાં સ્ત્રીનો સંગ રૂચે નહિ. બ્રહ્મચર્યની રક્ષા માટે નવ વાડ મૂકી છે. બ્રહ્મચારીના હૃદયમાં નવ વાડની રૂચિ હોય છે. વિષયનાં નિમિત્તો બ્રહ્મચારીને રૂચતાં નથી. પણ બ્રહ્મચર્યની રક્ષાનાં નિમિત્તો રૂચે છે. નવ વાડ તે બ્રહ્મચર્યની રક્ષાનાં નિમિત્તો છે. એવું વસ્તુનું સ્વરૂપ જ છે.

આત્મસ્વભાવની રૂચિ અને નવ વાડની પ્રીતિ સહિત બ્રહ્મચર્યનો રંગ તે પ્રથમ પાત્રતાનું લક્ષણ છે. જ્યાં આવી પાત્રતા નથી ત્યાં ધર્મી થવાની વાત કરવી તે પણ... અસ્થાને છે. આત્મસ્વભાવની રૂચિ અને નવ વાડની પ્રીતિ સહિત બ્રહ્મચર્યનો રંગ, તે જ પ્રથમ પાત્રતાનું, યોગ્યતાનું લક્ષણ છે. આ લક્ષણ પ્રગટયું ન હોય તો... ધર્મી થવાની વાત કરવી તે સાવ અસ્થાને છે. માટે અખંડ–અભેદ આત્માના સ્વભાવની રૂચિને બ્રહ્મચર્યની પ્રીતિ તે...પ્રથમ પાત્રતાનું લક્ષણ છે.

**દૃષ્ટાંત :** વિજય શેઠ અને વિજ્યા શેઠાણીનુ દૃષ્ટાંત ગ્રંથનું દૃષ્ટાંત છે. વિજય શેઠ અને વિજ્યા શેઠાણીનું યુગલ કેવું? પુણ્યવંત...(પુણ્યાનુબંધી પુણ્યનો એવો ઉદય હોય તો એવો સુયોગ મળે? આવો સુયોગ ન હોય તો સંસારમાં રહીને શું કરવું છે?) વિજય શેઠને કૃષ્ણ પક્ષમાં (અંધારીયામાં) બ્રહ્મચર્ય પાળવાનો નિયમ હતો.. અને યોગાનુયોગ પત્ની પણ એવી મળી કે જેને શુકલ પક્ષમાં (અજવાળીયામાં) બ્રહ્મચર્ય પાળવાનો નિયમ હતો. એવા બન્ને જીવોનો યોગાનુયોગ સંયોગ થયો. એટલે લગ્ન થયા.

વિજ્યા શેઠાણી જ્યારે તૈયાર થઈને પતિ પાસે ગઈ ત્યારે શેઠ કહે છે કે...મારે કૃષ્ણપક્ષમાં બ્રહ્મચર્ય પાળવાનો નિયમ છે. અને તે જાવજીવનો છે. અને એ નિયમ મેં ગુરુ પાસે લક્ષપૂર્વક લીધેલો છે. અને હવે તેના ત્રણ દિવસ બાકી છે. માટે એ મારા નિયમમાં તું સહાયક થા. શેઠની આ વાત સાંભળી....શેઠાણી વિચારે છે કે... તેમને ત્રણ દિવસ બાકી છે. અને મારે પછી પંદર દિવસ બાકી છે. આમ શેઠાણી વિચારમાં પડી જાય છે...ત્યારે શેઠ તેને વિચારમાં પડવાનું કારણ પૂછે છે...કે તમો કેમ વિચારમાં પડી ગયા છો? આ સાંભળી શેઠાણી કહે છે કે હે નાથ! મેં મારા ગુરુ પાસે જાવજીવ સુધી લક્ષપૂર્વક શુકલપક્ષમાં બ્રહ્મચર્ય પાળવાનો નિયમ લીધો છે. એ વાતને સાંભળીને શેઠ ખુશ ખુશ થઈ જાય છે...બન્ને પવિત્ર આત્મા છે, બન્ને ખુશ ખુશ થઈને પોતાને ધન્ય માને છે...સોનામાં સુગંધ ભળવા જેવું થયું...ભાવતું

હતું ને વૈદ્યે બતાવ્યું. ભાવના હતી તે ફળી. આમાં હાની શું? અને નુકસાન શું? અમારે બન્નેને હવે સદા સર્વદા અને સર્વથા હે ગુરુદેવ! તમારી બ્રહ્મચર્ય હો...પણ એમ નહિ કે હવે મારે બીજી લાવવી પડશે. બન્નેના વિચારો કેવા?

વિષય ખરાબ છે, ભૂંડો છે. વિષયની તીવ્ર આસક્તિ ધર્મની પ્રાપ્તિમાં વિઘ્ન કરનાર છે, વિષયનો રંગ ખરાબ છે. બ્રહ્મચર્યનો રંગ સારો છે. આત્માનું શુદ્ધ બ્રહ્મચર્ય જુદું છે.. એમ માનતા હતા. અને શુભભાવનું કાયિક બ્રહ્મચર્ય પણ જુદું છે, એમ તે બરોબર માનતા હતા. તેથી એમ સમજીને ગુરુદેવ પાસે નિયમ લીધો હતો. હવે સુયોગ મળ્યો...અને માન્યું કે હવે આપણે તેનાથી બચ્યાં. અને કહે છે કે હે ગુરુદેવ! તમે તો પરદેશમાં ગામ નગર પુર પાટણ વિચરો છો...અમે અહીં બેઠાં છીએ..પણ હવે અમને જાવજીવ સુધી બ્રહ્મચર્ય હો. બન્ને બુદ્ધિવંત હતાં. જિજ્ઞાસુ હતા. ગુરુદેવના ઉપદેશથી બ્રહ્મચર્યનું સ્વરૂપ બરોબર સમજી ચૂકયા હતાં..તેથી જ બ્રહ્મચર્યનો નિયમ લીધો હતો. બ્રહ્મચર્ય પાળવાનો ભાવ તે ભલો ભાવ છે..પણ તે અખંડ ચૈતન્યનું સ્વરૂપ નથી. પણ આત્મામાં રમવું...ઠરવું...તે જ આત્મિક બ્રહ્મચર્ય છે; તે જ કર્મની નિર્જરાનું કારણ છે. બ્રહ્મચર્યનો ભલો ભાવ અને વિષયનો ભૂંડો ભાવ તેમાંથી છૂટીને આત્માના સ્વભાવમાં રમવું તે જ ખરૂં બ્રહ્મચર્ય છે. આવું બન્નેને લક્ષ વર્તતું હતું. આવા લક્ષપૂર્વક બન્નેમાં બ્રહ્મચર્યનો રંગ હતો. તે સમ્યક્જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપે પરિણમવાની પ્રથમ પાત્રતા હતી. તેથી નિર્ણય કરી લીધો કે.. આપણે બન્નેએ જાવજીવ સુધી બ્રહ્મચારી રહેવું અને અવસર આવ્યે વીતરાગ માર્ગે ચાલી નીકળવું.

આવું બન્નેનું લક્ષ હોવાથી સત્પુરુષના પરિચય કરવા લાગી ગયા. પાત્રતા ...ાર હતી, ત્યાં સંત્પુરુષની એક જ વાણી સાંભળીને સમ્યકજ્ઞાન-દર્શન-ચારિત્રને ...મી જઈને વીતરાગમાર્ગે ચડી જઈને, આત્મકલ્યાણ સિદ્ધ કરી લીધું. પ્રથમ પાત્રતા ...ાટે બ્રહ્મચર્યનો રંગ જોઈએ. અને બ્રહ્મચર્યનું સત્પુરુષોએ જે સ્વરૂપ સમજાવ્યું ...નું જો લક્ષ હોય તો કામ થઈ જાય.

આના ઠેકાણાં ન હોય..અને રૂપ દેખતાં એવાં તો નાચીકૂદી ઊઠતાં હોય કે ન ...છો વાત....અને અમે ધર્મી છીએ એમ કહેતા હોય...તો તે વાતને મારો મહાવીર-...વ માને તેમ નથી. તેમજ કુદેવ-કુધર્મ-કુશાસ્ત્રની શ્રદ્ધા છૂટી જવી જોઈએ. જે ...જવો શિકોતરી, અંબા, કાલિકા, ભવાનીને માને..દેવ..દેવલાઓને માને..તેને તો હજી ...ૃહીત મિથ્યાત્વ પણ છૂટયું નથી. (સાધુસાધ્વીજીઓ પણ મેલડી...અંબા...બહુચરાજી ...ાના પાળે જઈને માંગલીક કહે છે. નવદીક્ષિતોને લઈ જઈ માંગલીક કહેવરાવે છે, ...ીક્ષા લીધા પહેલાં ત્યાં દર્શન કરવા મોકલે છે. આવા જીવો ત્યાગી હોવા છતાં ગાઢ ...મિથ્યાત્વી છે.) વળી...પડવો, ભાઈબીજ, અખાત્રીજ, બહેળાચોથ, ગણેશચોથ,

નાગપંચમી, રાંધણછઠ, શીતળાસાતમ, ગોકળઅષ્ટમી, રામનવમી, વિજયાદશમી, ભીમઅગ્યારસ, ખોડાબારસ, ધનતેરસ, કાળીચૌદસ, દિવાળી, અથવા હોળી આમ..ધર્મને નામે પર્વ કરે છે, તેને પણ ગૃહીત મિથ્યાત્વ છૂટયું નથી. તે જીવો પણ મહામિથ્યાત્વી છે. તે તો ધર્મ પામવાને પણ લાયક નથી. મારી દેવીને જો તું માનીશ નહિ તો તારું નખોદ નીકળી જશે, એમ માનનાર-મનાવનાર ધર્મને પામવાને લાયક નથી. વળી કેટલાક અમારી પાસે છાનામાના આવીને કહે છે કે મહારાજ..પૈસાનું કાંઈ બતાવશો? વળી કેટલાક કહે છે કે..મહારાજ..ભેંસ દોવા દેતી નથી..તો કાંઈ દોરો, ધાગો, માદળીયું, કરી દેશો? વળી કેટલાક કહે છે કે..મહારાજ બૈરી માનતી નથી.. તો તે માને તેવો કાંઈ મંત્ર-જંત્ર કે દોરો કરી દેશો? તેને મહારાજ કહે છે કે અરે ભાઈ..તું હાટ-ઘર-ભૂલ્યો. અહીં તો પૈસા..અને પૈસાના ભાવ ઉપર ખારથી છાંટેલા કોરડાના ઘા પડે છે..ઘણુ પડે છે.

સર્વથા સંસારથી છૂટવાની અહીં વાત ચાલે છે. સંસારથી છૂટવાને માટે આ પાત્રતાની વાત સમજાવાય છે..આ તો આત્માની દુકાન છે. જેણે ધર્માત્માની પાસેથી ધર્મ માંગવાને બદલે પૈસાની-મંત્ર-જંત્રની, દોરા-ધાગાની,તેજી-મંદીની માંગણી કરી, સંસારનાં રાગની, સંસારની વસ્તુની માંગણી કરે તો તે સંસારનો તીવ્ર લોલુપી છે. એક વાત હૃદયમાં કોતરી રાખજો કે અમુક સંપ્રદાયમાં ભળી જવાથી પૈસામાં વૃદ્ધિ થતી દેખાય છે અથવા પૈસા વધી જતા દેખાય છે...તેમ માનનાર પણ સંસારનો તીવ્ર લોલુપી છે. મહામિથ્યાત્વી છે. પોતે તો સંસારનો લોલુપી છે. અને બીજાને પણ સંસારની લોલુપતામાં નાખે છે. એવા ધર્મની રૂચિ વગરના જીવો ધર્મ પામવાને લાયક નથી, તેનામાં પાત્રતા પણ નથી. સર્વજ્ઞ પરમાત્મા દેવાદિદેવ તે જ મારો દેવ છે. જેને પરિપૂર્ણ દશા પ્રગટી ગઈ છે, કેવળજ્ઞાન, કેવળદર્શન, અતિન્દ્રિય સુખ, પૂર્ણ વીર્ય પ્રગટી ગયું છે, તે અમારો દેવ છે. અને જેને છઠ્ઠું-સાતમું ગુણસ્થાનક વર્તે છે, તથા અંતરમાં ઉત્કૃષ્ટ સાધકદશા વર્તે છે, તે જ અમારા ગુરુ છે. સંપ્રદાયના મોહરાગમાં સલવાઈ ગયા હોય તે અમારા ગુરુ નહી. શું સંસાર દેખાડે તે આપણા ગુરુ હોય? કે સંસારત્યાગી, સંસારથી નિરાળા રહેનારા આપણા ગુરુ હોય? એવા નિર્ગ્રંથ, સંસારત્યાગી અમારા ગુરુ છે.

એક પણ રાગનો કણીયો..પરનો અંશ..મારામાં નથી. હું સ્વાધીન તત્ત્વ છું. અસંખ્યાત્ પ્રદેશમાં રહેલા ગુણનો હું ભોકતા છું. એમ પરાશ્રય ભાવ તૂટીને.. સ્વાધીનભાન પ્રગટે તે સ્વાધીનતા છે. દેવ-દેવલાને માને તે ગૃહીત મિથ્યાત્વ છે. બીજાના સંપ્રદાયમાં જતાં પૈસા વધ્યા તેમ માને તે પણ ગૃહિત મિથ્યાત્વ છે.

પ્રથમ બ્રહ્મચર્યનો રંગ જોઈએ..અને સુદેવ-સુગુરુ-સુધર્મનો પ્રેમ જોઈએ. તેમજ કુદેવ-કુગુરુ-કુધર્મની પ્રીતિ તૂટી જવી જોઈએ. તે જ જીવ ધર્મને પામવા લાયક છે.

તેવો જીવ સમજે છે કે..દેવ-ગુરુ-ધર્મનો પ્રશસ્ત રાગ, ભલો રાગ, જ્યાં સુધી હું વીતરાગ ન થાઉં ત્યાંસુધી તે રાગ હોય છે. પણ તે રાગ આત્માનો સ્વભાવ નથી. આત્માનો ચિદાનંદ સ્વભાવ શુભાશુભ પરિણામથી જુદો છે. એમ પ્રતીતિ કરીને આત્માનો સાક્ષાત્કાર કરે, અનુભવ કરે, સ્વસંવેદનની અનુભૂતિને અનુભવે..તો સમ્યગ્-દર્શન થાય. ચોથી (ચોથું ગુણસ્થાનક) ભૂમિકા પ્રગટ થાય. એટલે પરનો સાક્ષી થઈ જાય છે. કોઈ કોઈ વાર આત્માનો અનુભવ કરે છે. અને જ્યારે બહાર આવે છે ત્યારે પણ પોતાના જ્ઞાયક સ્વભાવમાં પરિણમતો જ્ઞાતા રહે છે.

કોઈને પૂછો કે તું સમ્યકત્વને પામ્યો છું ?

ત્યારે તે કહે કે હા.

ત્યારે તેને બીજી વાર પૂછો કે તારો ઉપયોગ સમ્યકત્વ પામતી વખતે ક્યાં પરિણમી રહ્યો હતો ?

તો તે કહે કે રાગમાં.

તો તે એમ કહેનાર જીવ સમ્યકત્વને પામ્યો જ નથી. ભલે પછી સમ્યકત્વ પામ્યાની વાતો કર્યા કરે. તે તો મિથ્યાત્વી જ છે.

ઉપયોગ બહારમાં આવે ત્યારે તે સમ્યગ્દૃષ્ટિ શું કરતો હશે ?

પોતાના જ્ઞાયક સ્વભાવમાં પરિણમતો..તે રાગનો...પરનો જ્ઞાતા રહે છે. પણ ખાઈ-પીને પેટે હાથ ફેરવીને મજા કરતો નથી, ગામગપાટા મારતો નથી, એ જ સમ્યગ્દૃષ્ટિનું માહાત્મ્ય છે. "હમ ભગવાન હૈં, હમ અલ્પકાલમેં પૂર્ણ હો જાયેંગે." અધુરાશ છે એટલે અલ્પ અસ્થિરતા થાય છે તેને તે જાણે છે. આત્માને સમજે, આત્માનો અનુભવ કરે, (સમ્યક્દર્શન થતાંની સાથે બધાય સાધુ શ્રાવક થઈ જાય તેમ નથી ) એટલે બધાય ત્યાગી થઈને વીતરાગના માર્ગે ચાલ્યા જાય, એવું નથી. પણ આત્મભાન થયા પછી અલ્પ રાગ રહે. એવા સમકીતિને આંસુ આવે ? હા... છઠ્ઠે-ગુણસ્થાનકે વિચરતા મુનિરાજના, સાધુના, ગુરુદેવ કેવળજ્ઞાન લઈ મોક્ષે જવાથી વિયોગ થાય ત્યારે તે સાધુને મુનિને એવો વૈરાગ્ય પ્રગટે કે કેવળજ્ઞાન લઈને પોતે પણ મોક્ષમાં જાય. તથા ચોથા કે પાંચમા ગુણસ્થાનકવાળાને પણ એવા સંજોગોમાં એમ થાય કે મારા સ્વભાવને સમજાવનાર ગુરુદેવ ચાલ્યા ગયા..મારા ગુરૂદેવ ચાર ચાર માસનું ચાતુર્માસ પૂર્ણ કરીને વિહાર કરી ગયા..એમ વિચાર આવતાં અશ્રુ આવે પણ ખરાં. તથા ઘરની પત્ની ગુજરી જાય ત્યારે એમ પણ વિચારે કે ચાર હાથ મેળવીને અમે ધર્મ કરતાં હતાં તેમાં તે ચાલી ગઈ..એમ વિચાર આવતાં ધર્માત્માને પણ અશ્રુ આવે પણ ખરાં.

ત્યાં અજ્ઞાનીને એમ થાય કે..અરર..પત્ની મરી ગઈ..હવે મારું શું થશે ? તે પત્નીનું શરીર સ્મશાનમાં બળતું હોય..ત્યાં જ તે કહે કે..લાવો..લાવો..નવો કોયડો

લાવો. એમ અજ્ઞાનીને હર્ષનાં અશ્રુ આવે છે. અને બીજી પત્ની મેળવવાના મનોરથોને સેવે છે.

વિજય શેઠ અને વિજયા શેઠાણી અમુક કાળ ગૃહસ્થ દશામાં રહ્યા હતાં..છતાં અંતરથી ઉદાસ હતાં. એમની અંતરદશાની શી વાત? એમના અંતરપલટા કોઈ જુદા જ હતા. ધર્મ પામવાની પાત્રતા..તૈયાર હતી. તેમાં દેવ-ગુરુ-તથા તેમની વાણીનો યોગ ભળ્યો..એવા બન્ને પાત્ર જીવો ચૈતન્ય સ્વભાવના આશ્રયે વીતરાગી અપૂર્વ ધર્મ પામી ગયા. ધર્મને આરાધી, બન્ને પવિત્ર આત્માઓ પૂર્ણ દશાને પામી ગયા..

તેમ તમે-અમે બધા પાત્રતા તૈયાર કરીએ.

જો પાત્રતાને તૈયાર કરીએ. અને સત્સમાગમને સેવીએ તો તમે-અમે પણ ધર્મને પામીએ. અને જો ધર્મને પામીએ, તો અમારું-તમારું અલ્પકાળમાં કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૮૭

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૪, બુધવાર, તા. ૧-૧૦-૫૮

**બાહ્ય બ્રહ્મચર્યમાં અને પાત્રતામાં આવી....**
**સત્સમાગમ કરે...અને સમજે...**
**તો....સ્વભાવ બ્રહ્મચર્યને પામી જાય.**

આ અધ્યયનની બીજી ગાથા પાત્રતા કેળવવાનો આદેશ કરે છે. પ્રથમ જરૂર પાત્રતા કેળવવી જોઈએ. લાયકાત તો કેળવવી જોઈએ. પાત્રતા કે લાયકાત સાચા જ્ઞાન દ્વારા આવે કે સાચા જ્ઞાનથી વિરુદ્ધ જ્ઞાન દ્વારા આવે? પાત્રતા કે લાયકાત અનેકાન્તથી આવે કે એકાન્તથી?

સાચા જ્ઞાનના વિરુદ્ધ ભાવથી લાયકાત કે પાત્રતા આવે તે વાત સાવ ખોટી છે. આત્માની લાયકાત કે આત્માની પાત્રતા કેળવવા માટે પ્રથમ સાચી સમજણ કરવી જ

પડશે. સત્ ગુરુદેવ દ્વારા, વીતરાગ વાણી દ્વારા લાયકાત કેળવવા માટે સાચી સમજણ કરવી પડશે. સત્ ગુરુદેવના આશ્રયે એક આત્માની સાચી સમજણ કરવાથી સાચી લાયકાત અને પાત્રતા જરૂર પ્રગટે...એટલે આત્મામાં લાયકાત અને પાત્રતા પ્રગટે. સત્ પુરુષ અને તેના બોધનો આશ્રય કરવાથી આત્મામાં સાચી લાયકાત અને પાત્રતા પ્રગટે. સત્ ગુરુદેવના બોધથી, શાસ્ત્રો દ્વારા, ગ્રંથો દ્વારા એવી સાચી સમજણ કરી લેવી જોઈએ કે બ્રહ્મચર્યનો ભાવ તે શુભ પરિણામ છે. સામાયિક, પ્રતિક્રમણ, યમ, નિયમ, જપ, તપ, સંબંધના ભાવો તે શુભ પરિણામો છે. શુદ્ધભાવનું પરિણમન નથી. બ્રહ્મચર્યનો ભાવ જ્યાં થાય...ત્યાં શરીરની ક્રિયા વિષય પ્રવર્તનરૂપે હોય જ નહિ. સામાયિક કરવાનો જ્યાં ભાવ થાય ત્યાં શરીરની ક્રિયા સાવદ્યરૂપે ન જ પરિણમે. પ્રતિક્રમણ કરવાનો જ્યાં ભાવ થાય ત્યાં મન-વચન-કાયાની ક્રિયા અપ્રતિક્રમણરૂપે હોય જ નહિ...એટલે સાવદ્યરૂપે હોય જ નહિ. એવો સંબંધ જ છે. એમ દરેક શુભ અનુષ્ઠાનો વિશે જાણવું.

પરંતુ તે શરીરની ક્રિયા અટકી ગઈ...તેનો પોતે સ્વામી, ધણી થાય. તેનો અહંકાર કરે, કે મારા જેવો બ્રહ્મચર્યનો પાળનાર આ ગામમાં છે જ કોણ? ત્રણ વરસથી મેં શરીરની ક્રિયાને રોકી રાખેલ છે. તેનો પોતે અહંકાર કરે તો તે મિથ્યા-દર્શનશલ્ય છે. અઢારમું મિથ્યાત્વનું પાપ છે. બ્રહ્મચર્ય પાળનારને શરીરની ક્રિયા અટકી ગઈ છે, તેનો અહંકાર તેણે ન કરવો જોઈએ. વળી બ્રહ્મચર્યનો ભલો ભાવ થાય, શુભ ભાવ થાય તેમજ સામાયિક-પ્રતિક્રમણ-યમ-નિયમ-જપ-તપ વગેરેના શુભ ભાવો થાય, ભલા ભાવો થાય...તે ભલા ભાવોનો પોતે, અહંકાર કરે, સ્વામી થાય, તો તે મિથ્યાદર્શનશલ્ય છે. મિથ્યાત્વનું પાપ છે. બ્રહ્મચર્યને પાળો...અને મોક્ષ ન થાય ત્યાં સુધી તે બ્રહ્મચર્યને પાળો. તેની ના નથી. પણ તે સંબંધીના અહંકાર કરવાની હા

હોય જ નહિ. બ્રહ્મચર્ય તો સાધારણ સજ્જનમાં પણ હોય છે. સાધારણ નીતિની વાતમાં પણ હોય છે, કે પુરુષને પરસ્ત્રીનો અને સ્ત્રીને પરપુરુષનો ત્યાગ હોય છે. હવે એવી નીતિ તો સાધારણ મનુષ્યમાં પણ જોવા મળે છે.

પાત્રતા તો પ્રથમથી જ હોવી જોઈએ. હવે જો એવી પાત્રતા ન હોય તો...તે સાચું બ્રહ્મચર્ય કે જે બ્રહ્મચારીને ભગવાન પણ ભગવાન કહે છે. એવું બ્રહ્મચર્ય પમાશે ક્યાંથી? પ્રથમ તો આવા બ્રહ્મચર્યને પ્રાપ્ત કરવાની પાત્રતા હોવી જોઈએ. તો પછી અબ્રહ્મચર્ય આદરવાની વાત જ ક્યાંથી હોય? ક્યાં રહી? આત્માનું ભાન થતાં જેને પુણ્યના પરિણામ, ભલો ભાવ, પણ આદરણીય નથી...આદરણીય માન્યા નથી... (વર્તે છે ખરા.) તો પછી તે અબ્રહ્મચર્યાદિ એવા પરિણામને આદરણીય કેમ માને? ન જ માને. જે જીવ અશુભ ભાવને આદરણીય માને છે, તે સ્વચ્છંદ સેવીને દુર્ગતિમાં ચાલ્યો જવાનો છે. એક શુભ ભાવરૂપ બ્રહ્મચર્યને સેવનારો જીવ અબ્રહ્મચર્ય ભાવને આદરણીય કેમ માને? (સામાયિક–પ્રતિક્રમણ વગેરે કરતો હોય પછી તેને પાળતો હોય અને અંદરમાં કોઈ શરતચૂક થઈ જાય...કાયાની શરતચૂક થઈ જાય. તો ગુરુદેવ પાસે આવીને "નિંદામિ, ગરિહામિ" વગેરે કરે, તેવો જીવ શું અસામાયિક–અપ્રતિક્રમણમાં વર્તે ખરો? આદરણીય માને ખરો?) ન જ માને. બે ઘડીની સામાયિક કરીને અશુભ ભાવ જ સેવ્યા કર્યા હોય...અને તેની નિંદા ગર્હા ન કરે...તો તે સ્વચ્છંદમાં વર્તે છે...અને પાપને જ બાંધે છે. એવી રીતે પ્રતિક્રમણ–પૌષધ–યમ–નિયમ–જપ–તપ–મહાવ્રત–બાર વ્રત વગેરેમાં સમજી લેવું. પાપ બંધાય છે? પુણ્ય બંધાય છે કે શુદ્ધ ધર્મ થઈને નિર્જરા થાય છે?

અહીં તો એમ કહેવું છે કે...શુભ પરિણામથી જુદો આત્મા બ્રહ્મચર્યના ભલા-ભાવથી, સામાયિક–પ્રતિક્રમણ વગેરેના ભલા ભાવથી જુદું આત્મતત્ત્વ, ભિન્ન આત્મતત્ત્વ ન માન્યું તો માત્ર શુભ રાગ પૂરતું બાહ્યકાયિક બ્રહ્મચર્ય, બાહ્યકાયિક સામાયિક, દ્રવ્યવચન પ્રતિક્રમણ વગેરે થયાં પણ સ્વભાવ બ્રહ્મચર્ય, સ્વભાવ સામાયિક, સ્વભાવ પ્રતિક્રમણ એટલે ભાવ બ્રહ્મચર્ય, ભાવસામાયિક, ભાવપ્રતિક્રમણ આદિ ન થયાં. પણ સ્વભાવ બ્રહ્મચર્ય અને સ્વભાવ સામાયિક તેમજ સ્વભાવ પ્રતિક્રમણ આદિમાં આવવા માટે બાહ્યકાયિક બ્રહ્મચર્ય અને બાહ્યકાયિક સામાયિક, બાહ્યવચન પ્રતિક્રમણ આદિ જોઈએ. અને તે હોય તો જ પાત્રતા આવે. આ તો પાત્રતા લાવવાની વાત છે હો ભાઈ!

જ્યાં સુધી જીવ...બ્રહ્મચર્યના ભલા ભાવથી આત્મતત્ત્વ જુદું છે એમ માનતો નથી અને બ્રહ્મચર્ય પાળે છે...તો તે માત્ર બાહ્યકાયિક બ્રહ્મચર્ય થયું. પણ સ્વભાવ શુદ્ધ બ્રહ્મચર્ય ન થયું. ભગવાન..બ્રહ્મચારીને પણ ભગવાન કહે...તેવું બ્રહ્મચર્ય ન થયું. સ્વભાવ બ્રહ્મચર્ય તો આત્માનો ચિદાનંદ સ્વભાવ છે...અને સ્વાભાવિક છે. તેની

ઓળખાણ કરીને...તેમાં સ્થિર થવું....સમાઈ જવું...તલ્લીનતા કરવી......તે સ્વભાવ બ્રહ્મચર્ય છે.

આવા બ્રહ્મચર્યને પાળવા માટે બાહ્ય બ્રહ્મચર્યમાં અને પાત્રતામાં આવી સત્‌-સમાગમ કરે...અને સમજે...તો સ્વભાવ બ્રહ્મચર્યને પામી જાય....સ્વભાવ બ્રહ્મચર્યને પામેલા જીવને...ભગવાન પોતે ભગવાન કહે છે.

જ્યાં સુધી પોતે પોતાના સ્વભાવભાવને પામ્યો નથી...ત્યાં સુધીના જેટલા બ્રહ્મચર્ય વગેરેના ભાવ થાય છે, તે બધાય ભલા ભાવ જ છે. શુભ ભાવ જ છે. ભલા ભાવનું બ્રહ્મચર્ય પાળતાં પાળતાં કાંઈ પણ દોષ લાગી જાય તો...ગુરુદેવ પાસે પ્રાયશ્ચિત લઈને શુદ્ધિ કરે. તે જીવ અબ્રહ્મચર્યને ઇચ્છે જ કેમ? ન જ ઇચ્છે.

બ્રહ્મસ્વરૂપ આ આત્મા છે. તેના ભલા ભાવરૂપ બ્રહ્મચર્યના પાલનમાં આવીને, ભલા ભાવથી આત્મતત્ત્વ જુદું છે...તેની સત્‌સમાગમે ઓળખાણ કરીને...બ્રહ્મસ્વરૂપી ભાવમાં વિચરવું...રમણતા કરવી...તે સ્વભાવ શુદ્ધ બ્રહ્મચર્ય છે. એવા સ્વભાવ શુદ્ધ બ્રહ્મચર્યમાં રમનાર જીવને, વિચરનાર જીવને...ભગવાન, ભગવાન કહે છે. આવા બ્રહ્મ-સ્વરૂપી, બ્રહ્મભાવમાં આવવા માટે દ્રવ્ય બ્રહ્મચર્યરૂપ પાત્રતા પ્રથમ જોઈશે.

બાહ્ય બ્રહ્મચર્યના પાલનમાં જ રહે...અને આત્માને ઓળખે નહિ...એવા જીવોને સમજાવવાને માટે આ વાત વહેતી મૂકી છે.

બાહ્ય બ્રહ્મચર્યના પાલનમાં તેને કાંઈ જોઈતું નથી? ભલા ભાવ કે શુભ ભાવ, પુણ્યભાવ તેને જોઈતા નથી?... તો હે ભાઈ...શું તેને કાંઈક જોઈએ તો છે ને? હા... તો શું જોઈએ છે? શુદ્ધ ભાવ જોઈએ છે.

જન્મ-મરણ ટાળવાની આ વાત છે, અનંતા ગર્ભમાં ગળાવાનું મટી જવાની આ વાત છે. અથવા તો ભગવાન શ્રી મહાવીરદેવ બ્રહ્મચારીને ભગવાન કહે...તેવા સ્વભાવ બ્રહ્મચર્યને પ્રગટ કરવાની આ વાત છે. માટે શરૂઆતમાં, પ્રથમ બ્રહ્મચર્યનો રંગ હોવો જોઈએ. જેને અંતરમાં સાચી તત્ત્વદષ્ટિ ઉઘડી છે, તે જીવ પર્યાયનો અને સામે નિમિત્તનો વિવેક કરશે.

કોઈ કહે કે મહારાજ...અમને બ્રહ્મચર્યનો ભાવ પ્રગટ્યો છે...પણ બહારમાં સ્ત્રી આદિ રાખી છીએ...કારણ કે અમને પૂર્વકર્મોનો તેવો ઉદય છે વર્તે છે. તો તેની તે વાત સાવ જૂઠી છે. તેને પણ ધૈર્યતાથી જ્ઞાની સમજાવે છે કે...અરે ભાઈ...જેને અંતરથી બ્રહ્મચર્ય પ્રગટ્યું...તેને બહારથી સ્ત્રીનો સંયોગ હોય જ નહિ...એવો સંબંધ જ છે. જેને બ્રહ્મચર્યનો ભાવ પ્રગટે તેને અબ્રહ્મચર્યના રાગનો ઉદય હોય જ નહિ... તેને અબ્રહ્મચર્યના રાગનો છેદ જ થઈ ગયો હોય છે. અને સ્ત્રીનો સંયોગ હોતો જ નથી. ભલે ઘરમાં સ્ત્રી હોય છતાં તેનો સંયોગ તેને હોતો નથી. આવો બ્રહ્મચર્યના ભાવને અને બહારના સંયોગોને નિ[illegible]

અમને બ્રહ્મચર્યનો ભાવ પ્રગટવા છતાં સ્ત્રીનો સંયોગ રાખીએ છીએ. એમ કહેનારા તદ્દન જૂઠા છે. તે એવી વાતો કરીને પોતાની સ્વચ્છંદી વૃત્તિને પોષનારા છે. ત્યાં તો પાત્રતાના ઠેકાણાં પણ નથી. જો પોતાનું હૃદય પાત્ર થાય તો અંદરમાં શુદ્ધ પર્યાય પ્રગટે છે. પાત્ર થવાથી જ સ્વભાવનું જ્ઞાન થાય છે. માટે પાત્ર થવા દરેકે દરેક જીવમાં બ્રહ્મચર્યનો રંગ પ્રથમથી જ હોવો જોઈએ.

સમકિત સાધુ સદાય બ્રહ્મચારી હોય છે..છઠ્ઠા-સાતમા ગુણસ્થાનકે વિચરે છે. એવા મુનિરાજ ગોચરી જતાં અજાણપણે વેશ્યાના ઘરમાં જઈ ચડયા. અને તે વેશ્યા મુનિરાજનું રૂપ જોઈને મોહ પામી. મુનિરાજ પાસે સંસારની માંગણી કરી. તેમની સન્મુખ કામચેષ્ટા કરવા લાગી. તે જોઈને મુનિરાજ તેમને સમજાવે છે કે હે બેન... તું તો મારી સગી માજણી બેન સમાન છો. માતાતુલ્ય છો. આ તારા ખરાબ ભાવને છોડી દે. તેવા ભાવમાં તો જીવને ચાર ગતિનાં દુઃખો ભોગવવાં પડે છે. માતાના પેટે અવતાર ધારણ કરવા પડે છે. માટે તેવા ભૂંડા ભાવનો તું ત્યાગ કર. છતાં તે વેશ્યા સમજે નહિ....અને મુનિ પર બળાત્કાર કરે ત્યારે તે મુનિરાજ પોતાના બ્રહ્મચર્યનું રક્ષણ કરવા માટે જીભ કરડીને મરી જાય...જીવ-કાયા જુદાં કરે. છતાં તે આરાધક છે, વિરાધક નથી. કારણ કે સ્વભાવ શુદ્ધ બ્રહ્મચર્ય ઊઘડયું છે. આત્મિક બ્રહ્મચર્ય ઊઘડયું છે.

આવા બ્રહ્મચર્યને પામવા....પાત્રતારૂપ બ્રહ્મચર્યમાં આવો. અને તેમાં જ સંતોષ પામી જાય તો મરીને દેવ થાય. પણ જો સમજીને સ્વરૂપમાં ઠરી જાય....તો એકાવતારી થઈને મોક્ષે જાય. આવો જીવ બ્રહ્મચર્ય તો પાળે છે...શાસ્ત્રો વાંચે છે....વીતરાગવાણી સાંભળે છે...તો તેને સ્વભાવ બ્રહ્મચર્ય કેમ પ્રાપ્ત થયું નહિ....એમ કોઈ કહે....આ જીવને અગ્યાર અંગનું જ્ઞાન છે...અને બ્રહ્મચર્ય પાળે છે....તો પછી સ્વભાવ બ્રહ્મચર્ય તે જીવને કેમ ઊઘડયું નહિ? એમ કહેનારને જ્ઞાની કહે છે કે ભાઈ....ભણ્યો પણ ગણ્યો નહિ....બ્રહ્મચર્ય પાળે છે...પણ સ્વભાવ શુદ્ધ બ્રહ્મચર્યને પામવાનો પુરુષાર્થ કરતો નથી....શાસ્ત્રો ભણ્યો....શાસ્ત્રો વાંચ્યાં....અનેક આધ્યાત્મિક ગ્રંથો વાંચી નાખ્યા... તેથી શું થયું? પણ શાસ્ત્રોનાં રહસ્યો તો જાણ્યાં નહિ!! બ્રહ્મચર્ય પાળ્યું....પણ ભાવ બ્રહ્મચર્યનું રહસ્ય તે જીવે જાણ્યું નહિ.. શાસ્ત્રના શબ્દો માત્ર જાણ્યા છે.

भणंता अकरेन्ता य, बन्धमोक्ख पइण्णिणो।
वाया विरियमेत्तेण, समासासेन्ति अपायं ॥९॥

— ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન છઠ્ઠું.

અને જ્યાં ત્યાં કહેતો ફરે છે કે અમુક શાસ્ત્રમાં આમ આવ્યું છે..અમુક શાસ્ત્રમાં તેમ આવ્યું છે..શું આવ્યું છે? કે.. "જ્ઞાનીકા ભોગ નિર્જરાકા હેતુ હૈ."

"जे आसवा ते परिसवाझे, परिसवा ते आसवा"

— સૂત્રપાઠ આચારાંગસૂત્ર

શાસ્ત્રનું આ વાક્ય બરાબર છે. પણ ત્યાં કોઈ સ્વચ્છંદી થઈને કહે કે...અમે ગમે તેમ વર્તીએ તો પણ અમને નિર્જરા થાય છે..કારણકે અમે આત્માને શુદ્ધ-બુદ્ધ-નિરંજન-નિરાકાર માન્યો છે. માટે અમને બંધ નથી. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે..

उड्ढं अहेयं तिरियं दिसासु, तसाय जे थावर जेय पाणा।
तम्हाति विज्जो परमंति नच्चा, समंत दंसी न करोति पापं ॥

— સૂત્રપાઠ આચારાંગસૂત્ર

અમે આત્માને શુદ્ધ-બુદ્ધ માન્યો છે. માટે અમને બંધ નથી..એમ કહેનારને જ્ઞાની કહે છે કે..તેં શાસ્ત્રને વાંચ્યાં છે? તું બ્રહ્મચર્ય પાળે છે? એમ પાત્રતામાં તું આવ્યો છે? તેને જ્ઞાની કહે છે કે..તે શાસ્ત્રમાં (समंत दंसी न करोति पाषं झे आसवा ते परिसवा) કહેલ શબ્દો શાસ્ત્રમાં રહ્યા..પણ બાપલા..ભાઈલા..તું તારા ભાવમાં તો જો..વર્તમાન વર્તતી તારી દશામાં તો જો. અંતરમાં જરા દૃષ્ટિ કર. ભાઈલા..તારા આત્મામાં તો જરા જો. આ..શાસ્ત્ર કહે છે કે તારા ભાવ કહે છે? જો તારા ભાવથી તું બંધનમાં પડચો છે..તો પછી..શાસ્ત્ર કહે છે.. "જ્ઞાનીને બંધન નથી." તે તને..તે વાત તને..ક્યાંથી લાગુ પડશે? કયા કાળજે લાગુ પડશે?

શાસ્ત્ર કહે છે કે "झे आसवा ते परिसवा..." આ સંયતિ રાજા આશ્રવના માર્ગે જાય છે, છતાં સંવરને પામી જવાનો છે. તે શાસ્ત્રકારો તો ભાઈલા, બાપલા, જ્ઞાનીને માટે કહે છે. જ્ઞાનીને સ્વચ્છંદનો અભાવ વર્તે છે. હવે તેને સ્વભાવદૃષ્ટિ પ્રગટ થઈ છે. તેમને હવે સ્વભાવમાં તો બંધનનો ભાવ નથી. અને પર વસ્તુ બંધન કરતી નથી.. કરાવતી નથી..માટે સ્વભાવ-દૃષ્ટિમાં જ્ઞાનીને અબંધ કહ્યો છે. એમ સ્વભાવદૃષ્ટિમાં જ્ઞાનીને અબંધ કહીને..શાસ્ત્ર કહે છે કે "झे आसवा ते परिसवा" તે જ્ઞાનીને પૂર્ણ વીતરાગતા પ્રગટી નથી. એટલે નબળાઈને લીધે અલ્પ રાગ થાય છે. તેનાથી તેને અલ્પ બંધન થાય છે..પરંતુ પર વસ્તુ મને બંધન કરે છે..તેવી શાસ્ત્રમાં શંકા નથી..

શાસ્ત્રો વાંચ્યાં..ગ્રંથો વાંચ્યા..શાસ્ત્રોના બોંતેર હજાર જેટલા શ્લોકો કંઠાગ્રે કર્યા.. (કરો તેની ના નથી). શબ્દોમાં આમ છે તે જાણ્યું..પણ આ શાસ્ત્રોમાં વીતરાગદેવનું રહસ્ય શું છે? પરમાર્થનો ભાવ શું છે? તેની તે અજ્ઞાનીને..અપાત્ર જીવને ખબર નથી..અને માની બેઠો છે કે "જ્ઞાનીના ભોગ નિર્જરાના હેતુ છે." માટે અમને પણ નિર્જરા થાય છે. અમે જ્ઞાની છીએ.. આત્માને શુદ્ધ-બુદ્ધ માન્યો છે. માટે અમે ગમે તેમ વર્તીએ પણ અમને નિર્જરા થાય છે. જ્ઞાનીએ પણ શાસ્ત્રો વાંચ્યાં છે.. શાસ્ત્રો ભણ્યાં છે. અને અમે પણ શાસ્ત્રો વાંચ્યાં છે.. શાસ્ત્રો ભણ્યાં છીએ...જ્ઞાનીને જેમ બંધ નથી..તેમ અમને પણ બંધ નથી..એમ કહેનારની એ વાત સાવ ખોટી છે.

ભાવ બ્રહ્મચર્ય અને શાસ્ત્રના રહસ્ય જાણ્યા વિના આમ પોતાને જ્ઞાની માનીને બેસી જાય તો તે સ્વચ્છંદી અને અપાત્ર જીવ છે. હવે જે જીવ શાસ્ત્ર વાંચતા હોય..

બ્રહ્મચર્ય પાળતા હોય..તેવા પાત્ર જીવને જ્ઞાની સમજાવે..ત્યારે..મેં વાંચ્યાં છે અને આમ સમજ્યો છું..જ્યારે..મહારાજ આ અર્થ કરે છે..તેમાં શું ફેર છે? તે મારે જાણવું છે. એમ રૂચિપૂર્વક સમજવા માંગતો હોય..અને બ્રહ્મચર્ય પાળતો હોય..તેવી પાત્રતાવાળો જીવ સત્ સમાગમ કરે તો વસ્તુને પામી જાય. માટે સત્‌ને સમજવા પ્રથમ બ્રહ્મચર્યનું પાલન હોવું જોઈએ. અને પાત્રતા જોઈએ.

અને..તે પાત્રતા..જો હોય તો..સત્ સમાગમે ભાવ બ્રહ્મચર્યને પામી જશે, ભાવ સામાયિકને, ભાવ પ્રતિક્રમણને ભાવ-યમ-નિયમ-જપ-તપને પામી જશે.

માટે હે ભવ્ય જીવો! પ્રથમ પાત્રતા લાવો..અને તેના માટે બ્રહ્મચર્ય વ્રતને પાળો.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૮૮

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૫, ગુરુવાર, તા. ૨-૧૦-૫૮

**પોતાના ઉપયોગનો દોર....અખંડ..અભેદ...**
**સળંગ આત્મસ્વભાવ તરફ લઈ જનાર....**
**તે...સમ્યક્‌સ્વભાવને....**
**સમ્યક્‌દર્શનાદિ રત્નચારને પ્રગટ કરે છે....**

આ સંયતિ નામનો રાજા કાંમ્પિલ્ય નગરની બહાર નીકળીને ચતુરંગી સેનાના મધ્ય ભાગમાં ઘેરાયેલો શિકાર કરવા ચાલ્યો જાય છે. આ રાજાને શિકાર કરવાનાં અનેક સ્થાનો છે, પણ આ રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ હોવાથી મુનિરાજ જે ઉદ્યાન-માં બિરાજે છે, તે તરફ આ રાજા ચાલ્યો જાય છે. રાજા પોતાના ઉપાદાનથી ધર્મ પામવાનો છે, તેમાં મુનિરાજ નિમિત્ત બનવાના છે.

તે જ પ્રમાણે રાજા સમાન આત્મા ચાર પ્રકારનું અંદરનું સૈન્ય લઈને ઊપડે તો...જ્ઞાનીના સમાગમે ધર્મને પામી જાય. અહીં પાત્રતા કોને કહેવાય તેની વાત ચાલે છે. પોતાના આત્મામાં સમ્યક્‌ધર્મ પામવાની જો પાત્રતા તૈયાર હોય. આત્માનો ધર્મ આત્મામાં છે તેને પમાડે તેવી પાત્રતા તૈયાર હો...અને પુરૂષાર્થ ઉપાડે...સમજીને બીજ વાવે...તો ધર્મ થાય. અને જો પાત્રતા તૈયાર હોય...પરંતુ બીજ ન વાવે તો

ધર્મ કદી ન થાય...અને મુક્તિ પણ ન થાય. બીજ વાવે તો ધર્મ થાય...અને મુક્તિ પણ થાય.

જેને વિષય-કષાયમાં આસક્તિની-ગૃદ્ધિપણાની મંદતા હોય, ખાવા-પીવાની લોલુપતાના પડખામાં મંદતા હોય...કષાય મંદ હોય અને બ્રહ્મચર્યનો રંગ હોય... તેની પાત્રતા તૈયાર થઈ...એમ કહેવાય. તૈયાર થયેલ પાત્રતામાં જો શુદ્ધ સ્વભાવ સમજવાની રૂચિ કરે...તો તે સમજવાની રૂચિની તૈયારીના યોગે...પાત્રતા હોવાથી જીવ ધર્મને પામી જાય.

આ રાજાની રૂચિ અને પાત્રતા તૈયાર છે. તેથી મુનિના સમાગમે ધર્મને પામી જશે. અને તેની મુક્તિ થશે. શાસ્ત્રમાં એમ આવે છે કે સત્‌સમાગમ વિના આત્મજ્ઞાન થાય નહીં...એ વાત સાંભળીને અજ્ઞાની ત્યાં એવા પક્ષમાં પકડાઈ જાય છે...કે મને સત્‌ગુરુદેવ મળ્યા છે, સત્‌સમાગમ મળ્યો છે, માટે તે મને કેવળજ્ઞાન આપી દેશે. સત્‌ના લક્ષપૂર્વક, સત્‌ને સમજવાની તાલાવેલીમાં સત્‌પુરુષ રૂપી નિમિત્તમાં આરોપ કરે....કે સત્‌પુરુષે મને સત્‌ સમજાવ્યું...તો તે બરાબર છે. પોતાને સત્‌ સમજવામાં જે નિમિત્ત હોય તે નિમિત્તમાં આરોપ કરે કે..હે ગુરુદેવ! હે નાથ! આપે મારા ઉપર અનંત ઉપકાર કર્યો..અને મને પામરને આપે સત્‌તત્વ સમજાવી દીધું..પણ સમજે છે પોતાથી પોતે જ. પરંતુ સાચું સમજવા ટાણે સત્‌પુરુષનાં નિમિત્તો હોય ખરાં.

ખરેખર સત્‌પુરુષ મળ્યા, તેમના ભેટા થયા, મેં સમાગમ કર્યો અને મને સત્‌ સમજાયું. આવી સ્વાવલંબી સ્વભાવદૃષ્ટિ રાખીને નિમિત્તનું બહુમાન કરે. (પ્રમાદી જીવને, નિમિત્તાધિન જીવને જ્ઞાની કહે છે કે ભાઈ..એમ જો હોય તો તારામાં, તારા પોતામાં તાકાત હતી કે નહીં? તારી તાકાત વગર તીર્થંકર દેવ પણ તને સમજાવી શકે તેમ નથી.) તો તેની વાત સાચી છે. સત્‌ સમજતાં...વચ્ચે સત્‌સમાગમ આવ્યા વગર રહે નહિ... અરે...આવે..આવે ને આવે જ. તે વાત પણ સાચી છે. હવે કોઈ વાર એમ વાત આવે કે તીર્થંકર થાય ત્યાં ગણધર દેવ અને મુનિઓ પણ થાય...આદિનાથ ભગવાનથી માંડીને મહાવીરદેવ સુધીમાં ચોવીસ તીર્થંકરો થયા અને તેમના ગણધરો, તથા મુનિઓ પણ હતા.

જગતમાં સત્‌ વસ્તુ માટે જ્યારે જીવો ઝંખે ત્યારે એવો એક મહાપુરૂષ તીર્થંકર દેવ જેવો અવતરે. એવો પુરૂષ જ્યારે અવતરે ત્યારે બીજાના ઉપાદાન તૈયાર હોય. પણ ઉપાદાન તૈયાર ન હોય એમ બને જ નહિ, પણ હોય જ. એવા પુરૂષો, તીર્થંકરો અવતરે ત્યારે ગણધરપદ અને મુનિપદ પામે તેવા જીવોના ઉપાદાન તૈયાર હોય.. ન હોય..એમ ત્રણ કાળમાં બને નહિ. ગણધર અને મુનિઓ બે હાથ જોડીને નમ્રભાવે એવી સ્તુતિ કરે છે કે..હે નાથ! આપે અમારો ઉદ્ધાર કર્યો. હે નાથ! હે દેવ! હે ત્રિલોકપતિ! આપે અનંતા જીવોને ઉગાર્યા..પરંતુ ગણધર અને મુનિઓ પોતે પોતાનું

ઉપાદાન લક્ષમાં રાખીને તીર્થંકર દેવોનાં ગુણગાન, સ્તુતિ કરે છે.. તીર્થંકર જેવા અવતરે ત્યારે બીજાના ઉપાદાન જોર કરે..તૈયાર હોય. તીર્થંકર દેવ આ પૃથ્વી ઉપર જ્યારે જન્મે ત્યારે ગણધર, મુનિઓ, શ્રાવકો અને સમ્યગ્દર્શનને પામવાની પાત્રતાવાળા જીવોના ઉપાદાન તૈયાર હોય જ. ન હોય તેમ બને નહિ. આવતી ચોવીસીમાં આ જ ભરત ક્ષેત્રે શ્રેણિક મહારાજાનો જીવ આ પૃથ્વી ઉપર પ્રથમ તીર્થંકર પદે જન્મશે ત્યારે ગણધર, મુનિઓ, શ્રાવકો પાકશે. જેવું મહાવીર દેવનું જીવન હતું..તેવું જ લગભગ તેમનું જીવન હશે. જેમકે મહાવીરદેવને ત્રીસ વર્ષ ગૃહસંસાર, એકાકિપણે દીક્ષા, સાડાબાર વર્ષ છદ્મસ્થકાળ, પછી કેવળજ્ઞાનનું થવું, તીર્થ સ્થાપવું, પ્રથમ ગણધર ગૌતમ સ્વામી, ચૌદ હજાર સાધુ, છત્રીસ હજાર સાધ્વીઓ, એક લાખ ઓગણસઠ હજાર શ્રાવકો, ત્રણ લાખ અઢાર હજાર શ્રાવિકાઓ વગેરે વગેરે પ્રભુ મહાવીરના જીવનમાં જેમ બન્યું તેમજ ઉપર કહેલ હકીકત લગભગ શ્રેણિક મહારાજા જ્યારે તીર્થંકર પદે આવશે ત્યારે તેમના જીવન સંબંધમાં બનશે. તીર્થંકરના સમાગમમાં પાત્રતા તૈયાર હોવાથી એક જ વાણી સાંભળીને ધર્મને પામી જાય અને તે ધર્મને પામેલો જીવ એ હાથ જોડીને સ્તુતિ કરે કે આપે જ અમારો ઉદ્ધાર કર્યો...

જે જીવ ઉપાદાન અને નિમિત્તનું સ્વરૂપ બરાબર સમજીને પાત્રતા તૈયાર કરશે.. આના માટે બ્રહ્મચર્યનો રંગ રગે રગે જોઈશે. તે પૂર્વક પાત્રતા તૈયાર કરીને..સત્-સમાગમ કરીને સત્ સમજશે...તે જીવ ધર્મને પામી જશે. બ્રહ્મચર્યનો આ રંગ એવો હોવો જોઈએ કે સંસારની તીવ્ર આસક્તિ, તીવ્ર ગૃદ્ધિપણું છૂટી જ જવું જોઈએ. પણ તે છૂટી જતાં, એટલા માત્રમાં સંતોષાઈ જવું નહિ...પણ તેમાં આવી...આગળ વધવા પુરુષાર્થ કરવો જોઈએ. કેટલાક કહે છે કે....બાર વ્રત પાળતાં...પાળતાં વીત-રાગી પ્રભુનાં, નિર્ગ્રંથ ગુરુદેવનાં દર્શન કરતાં કરતાં કે શાસ્ત્રનું શ્રવણ કરતાં કરતાં... અમારૂં કલ્યાણ થઈ જશે. એમ કેટલાક માને છે. અરે ભાઈ! બાર વ્રત પાળો... પંચમહાવ્રત પાળો.. પ્રભુનાં-ગુરુનાં દર્શન કરો...શાસ્ત્ર-શ્રવણ કરો...તેની ના નથી...પણ એટલા માત્રમાં સંતોષાઈ જઈને મારૂં કલ્યાણ થઈ જશે, એમ ન માનો, પણ આગળ વધો. એમાં જ સંતોષાઈને બેઠેલા જીવોને જ્ઞાની કહે છે કે ભાઈ...તું ઉપાદાનને સમજ્યો નથી. ધર્મના સ્વરૂપને સમજ્યો નથી. અને નિમિત્ત મને બધું કરી દેશે એવી તારી ઊંધી દૃષ્ટિ જ્યાં લગી ઊભી છે ત્યાં લગી તારા આત્માનું કલ્યાણ થાય તેમ નથી. એ પાત્રતાથી પુણ્ય બંધાશે, દેવગતિમાં જઈશ, પણ તારી ભવકટી થાય તેમ નથી. મિથ્યાત્વનું પાપ જાય તેમ નથી.

શાસ્ત્રમાં એમ આવે છે કે...વીતરાગી પ્રભુનાં, તથા નિર્ગ્રંથ ગુરુદેવનાં દર્શન.. પોતાનાં સમ્યગ્દર્શન..પામવામાં નિમિત્ત થાય છે. હવે તે વીતરાગી પ્રભુ કે નિર્ગ્રંથ ગુરુ નિમિત્ત થયા એમ ક્યારે કહેવાય ? કે જ્યારે પોતે પોતાથી સમજે ત્યારે..ત્યાં પ્રશ્ન થાય

કે કેવી રીતે સમજે ? અહો ! આ તો મારા ગુરુદેવ, નિર્ગ્રંથ સત્ પુરુષ, આ તો બધાયથી નિરાળી ચેતન વસ્તુ કહેવા માગે છે.. સમજાવે છે..આ જિન ભગવાન અને આ નિર્ગ્રંથ ગુરુદેવ તો એમ કહે છે કે..શુભ–અશુભ પરિણામથી તારો આત્મા જુદો છે...નિરાળો છે.. અશુભને ટાળીને તું શુભ પરિણામરૂપ પાત્રતામાં આવ્યો..પણ તે શુભ પરિણામથી પણ તારો આત્મા નિરાળો છે. અશુભભાવરૂપ અબ્રહ્મને ટાળીને..બ્રહ્મચર્યરૂપ ભલા ભાવમાં આવ્યો..તે પાત્રતા છે. પણ તે બંને શુભ–અશુભ ભાવથી તારો આત્મા નિરાળો છે. એમ ગુરુદેવ મને કહે છે. વળી કહે છે કે.. વીતરાગી છે, જ્ઞાનજ્યોતિ છે; આખો અખંડ અભેદ આત્મા અને તેની અવસ્થા એ બંનેનું જ્ઞાન હોવા છતાં..દ્રવ્ય-પર્યાયનું જ્ઞાન હોવા છતાં આખા અખંડ સ્વભાવ તરફ લક્ષ રાખવું..એટલે..પોતાના ઉપયોગનો દોર અખંડ-અભેદ-સળંગ આત્મસ્વભાવ તરફ લઈ જવો. તે સમ્યક્ સમભાવને, સમ્યગ્-દર્શનાદિ રત્નચારને પ્રગટ કરે છે..તેને પાત્રતાવાળો જીવ સાંભળે છે..વળી..તીવ્ર ઉપયોગ કરીને હોંશથી સાંભળે છે.

વળી કહે છે કે..રાગ–દ્વેષની અશુદ્ધતારૂપ પર્યાય તે ભાવબંધ છે. તેનું નિમિત્ત પામીને કર્મો બંધાય છે તે દ્રવ્યબંધ છે. સ્વભાવની શુદ્ધિને રોકનારો ભાવ તે બધોય બંધભાવ છે. અને સ્વભાવનો વિકાસ અટકી જવો..અને વિકારમાં અટકી જવું, રોકાઈ જવું, તે પણ બંધભાવ છે. ઊંધી દૃષ્ટિનો વેપાર તે પરાશ્રયભાવ છે. અને તે પરાશ્રયભાવથી કર્મબંધ થાય છે. અને સવળી દૃષ્ટિનો વેપાર તે સ્વાશ્રયભાવ છે. અને તેનાથી સંવર–નિર્જરા થઈને આત્માનો મોક્ષ થાય છે.

ઊંધી દૃષ્ટિથી બંધ..અને સવળી દૃષ્ટિથી મોક્ષ...એમ..તે સાંભળે છે..દ્રવ્ય–ગુણ–પર્યાય અને તેના કારણ..ગુણ અનંત અને તેના અનંતાનંત કારણ પર્યાયો..તે બંનેનો સમુદાય તે દ્રવ્ય તે બધાય શુદ્ધ છે. તેનો અભેદપણે આશ્રય કરતાં અનાદિનાં બધાંય બંધનો તૂટી જાય છે. પરાશ્રય ભાવમાં મોક્ષમાર્ગની કે મોક્ષ પર્યાયની ઉત્પત્તિ થઈ નથી.. થવાની નથી અને થશે નહીં..સ્વાશ્રયભાવમાં જરૂર તેની ઉત્પત્તિ થાય છે, થવાની છે. અને થશે.

ધ્રુવત્વ ધરતું દ્રવ્ય એકરૂપ પરિપૂર્ણ છે. ધ્રુવ તો એકરૂપ પરિપૂર્ણ છે. મોક્ષ-પર્યાયનો ઉત્પાદ અને સંસાર પર્યાયનો વ્યય થાય છે. વિકલ્પનો એક અંશ પણ મારો નથી..હું તો નિર્વિકલ્પ સત્ચિદાનંદ જ્ઞાનઘન છું. એવો સ્વાશ્રય ભાવ રહે તે મુક્તિનું કારણ છે. અને..પરાશ્રયભાવ મને લાભનું કારણ છે એવો ભાવ રહે..તે જ બંધનું કારણ છે. મન વચન કાયાની ક્રિયાથી મને લાભ થાય છે તેમ માનવું તે પરાશ્રયભાવ બંધનું જ કારણ છે. તેમાં મારાપણાંની બુદ્ધિ તે અનંતા ગર્ભમાં ગળાવાનું કારણ છે. એમ સુયગડાંગ સૂત્ર કહે છે.

जइ वियनगिणे किसे चरे, जइ वियभुंजिय मासमंत सो।
जे इह मायाई मिज्जई, आगंता गब्भाइडणंतसो॥ १॥

— સુયગડાંગ સૂત્ર, બીજું અધ્યયન, પ્રથમ ઉદ્દેશો.

પરાશ્રય ભાવમાં નિર્મળ પર્યાયનો વ્યય એટલે તીરોભાવ અને બંધની ઉત્પત્તિ સમય સમય થાય છે. સ્વાશ્રયભાવમાં બંધનો વ્યય એટલે આવિર્ભાવ એટલે મોક્ષની ઉત્પત્તિ થાય છે. દ્રવ્યનો આશ્રય લેવાથી જરૂર શુદ્ધ પર્યાય પ્રગટે છે. તેનો આશ્રય તમે કેમ લેતા નથી? અથવા લેવાના ભાવમાં છો? કે તેના પ્રયત્નના ભાવમાં છો? કે નથી?

જિન ભગવાન બધાંય શુભ–અશુભ પરિણામથી જેવા નિરાળા, વીતરાગ, જ્ઞાન-જ્યોતિ છે તેવો જ મારો આત્મા છે. એમ શ્રી જિનેશ્વર ભગવાન કહી ગયા છે. એમ વિચાર કરી..સાચી સમજણ કરી..સ્વ અને પરનું ભેદજ્ઞાન કરીને..જો જીવ સ્વરૂપમાં ઠરે..તો તેને સમ્યગ્દર્શન થવામાં જિન ભગવાન કે નિર્ગ્રંથ ગુરુ નિમિત્ત થાય..થાય.. ને થાય. એટલે નિમિત્ત થયા કહેવાય. પરંતુ જે પુરુષાર્થ કરતો નથી..અને શાસ્ત્રનું શ્રવણ કે ગુરુદેવ જ સમ્યગ્દર્શન પ્રગટ કરી દેશે એમ જે માને છે તેને ઉપાદાન અને નિમિત્તનું જુદું સ્વરૂપ, સાચું સ્વરૂપ સમજાયું નથી. પોતે પુરુષાર્થ કરે ત્યારે..પૂર્ણ પ્રગટ દશાને પામેલા જિન ભગવાનને અને પૂર્ણને પામવાની તૈયારીવાળા ગુરુઓને.. જ્યારે પોતે પામવાની તૈયારી કરે..ત્યારે તેને નિમિત્ત કહેવાય.

પંચમહાવ્રત, બારવ્રત પાળવાનો શુભ ભાવ, શુભ રાગ, અખંડ બ્રહ્મચર્ય પાળવાના ભલા ભાવ, શુભ ભાવ, સામાયિક, પ્રતિક્રમણ વગેરે કરવાના ભલા ભાવ તે શુભ ભાવ સાચી સમજણનું નિમિત્ત નથી. પણ તે ભલા ભાવપૂર્વક..શુભ ભાવપૂર્વક સાચી સમજણનું નિમિત્ત તો જિન ભગવાન તથા સદ્ગુરુદેવ કે તેઓશ્રીએ પ્રરૂપેલાં જિન શાસ્ત્રો નિમિત્ત છે. પાત્રતા છે અને પુરુષાર્થ કરે.. તો સાચી સમજણથી સમ્યગ્દર્શન–જ્ઞાન થાય છે. એટલે સાચી રૂચિપૂર્વક બહુમાન અને ભક્તિપૂર્વક સાચી સમજણ કરે..તો સમ્યગ્દર્શન થાય..થાય.. ને થાય..અને પછી સમ્યક્ચારિત્ર પણ થાય. (સમ્યકત્વ સહિતનાં પંચ મહાવ્રત, બાર વ્રત પાળે. તે ભલો વ્યવહાર છે. પણ સમ્યગ્દર્શન વિના પાંચ મહાવ્રત–બારવ્રત કે પચ્ચકખાણનું પાલન હોતું જ નથી.) આમ પાત્રતાપૂર્વક પુરુષાર્થ ઉપાડીને સાચી સમજણ કરવાને માટે સાચી સમજણપૂર્વક તેની સમજણ કરાવનારનું બહુમાન અને ભકિતપૂર્વક સમજણ કરે..તો સમ્યગ્દર્શન--જ્ઞાન થાય. અને પછી સમ્યક્ચારિત્ર થાય છે.

સમ્યગ્દર્શન–જ્ઞાનપૂર્વક જ્યારે સમ્યક્ચારિત્ર પ્રગટે છે ત્યારે મુનિદશા સહજ-પણે આવે છે. (તેને લાવવી પડતી નથી.) અને સ્વરૂપ રમણતા વધતી જાય છે. હવે તે મુનિદશાની ભૂમિકામાં પૂર્ણ વીતરાગતા નથી. એટલે સ્વરૂપ રમણતાની સાથે શુભ ભાવ પણ રહે છે. ભલા ભાવ રહે છે. એવા ગણધર દેવ, ચાર જ્ઞાનના ધણી,

ચૌદ પૂર્વના જાણકાર એ વખત પ્રતિક્રમણ કરે છે. વીતરાગની વાણી પણ શ્રવણ કરે છે. વિનય-વૈયાવચ્ચ પણ કરે છે. છઠ્ઠને પારણે છઠ્ઠ પણ કરે છે. તે પરિણામમાં મુનિને પંચમહાવ્રત નવે નવે કોટીએ પાળવાનાં હોય છે. તથા પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચન માતાનું પણ નવે નવે કોટિએ પાલન હોય છે. પાલન કરવાના ભાવ પણ હોય છે. હોય જ એવો નિયમ જ છે. મુનિને શુદ્ધ ચારિત્રમાં અશુભ પરિણામનો સંબંધ જ ન હોય. અને સંબંધ હોય તો શુભ પરિણામનો સંબંધ હોય...એવો નિયમ છે. પૂર્ણ વીતરાગતા ન થાય ત્યાં સુધી શુભ પરિણામનો સંબંધ મુનિને હોય. એવો નિયમ હોય જ છે. પણ તે શુભ પરિણામથી મુનિને ધર્મ થઈ જાય તેવું નથી. શુભ પરિણામ તે પુણ્ય આશ્રવ છે. બંધ છે. અને તેનાથી ધર્મ ન થાય. પણ તેનાથી તો તીર્થંકર ગોત્ર જેવાં કર્મો બંધાઈ જવાં હોય તો બંધાઈ જાય....પણ તે બંધ ભાવ છે. અને તેનાથી ધર્મ ન થાય. માટે પંચમહાવ્રતના શુભ પરિણામ તે ધર્મ નથી. પણ દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ તે જ ધર્મ છે. એમ જરૂરથી ચતુર્વિધ સંઘે સમજવું જોઈએ.

જેને સત્‌સ્વભાવની રૂચિ જાગે તેને કષાયની મંદતા હોય ખરી...શુભ પરિણામ હોય ખરા....ચોથે ગુણસ્થાનકે એવા પરિણામ હોય ખરા, કે જેથી તીર્થંકર ગોત્ર કે વૈમાનીક દેવગતિ જેવાં કર્મો બંધાઈ જાય છે. પણ તેનાથી જ્ઞાનાદિક ધર્મ થાય નહિ. તેનાથી સાચી સમજણ થાય નહિ...પણ સાચી સમજણ તો પોતે જાતે કરે તો જ થાય. વીતરાગની વાણી, ગુરુનો ઉપદેશ, શાસ્ત્રનું શ્રવણ એ સમજણ કરવામાં નિમિત્ત છે...પણ પોતે પાત્રતામાં આવીને, સત્‌ની રૂચિ કરીને, સત્‌ને જો પુરુષાર્થ કરીને સમજે...તો સમ્યગ્દર્શન-જ્ઞાન થાય. પછી સમ્યક્‌ચારિત્ર થાય. પાત્રે સાચી સમજણે પ્રભુતા પ્રગટે. સંસારમાં લોકો એવાં ડાહ્યાં હોય, એવાં ડહાપણવાળાં હોય, કે હરગોવિંદ લક્ષ્મીચંદ નામના માણસનું ખાતું લક્ષ્મીચંદ હરગોવિંદ નામના માણસના ખાતે ન ખતવે. અને લક્ષ્મીચંદ હરગોવિંદના નામે હરગોવિંદ લક્ષ્મીચંદનું ખાતું ન ખતવે.

હરગોવિંદ તે આત્મા અને લક્ષ્મીચંદ તે સંસાર. સંસારના ખાતે આત્માને ન ખતવાય. અને આત્માના ખાતે સંસારને ન ખતવાય. તેમ ડાહ્યા ધર્માત્મા પુરૂષો પોતાના આત્માનું ખાતું પરમાં ન ખતવે. અને પરનું ખાતું આત્મામાં ન ખતવે. પરંતુ આત્માનું ખાતું આત્મામાં ખતવે. અને પરનું ખાતું પરમાં ખતવે. એટલે જેમ છે તેમ ખતવે....અને....સાચી ઓળખાણ કરે...તો ભવનો અભાવ થાય. બાકી પાત્રતા-પૂર્વક સાચી સમજણ કર્યા વગર સંસાર ટળે તેમ નથી. (બ્રહ્મચર્ય પાળે-સામાયિક-પ્રતિક્રમણ વગેરે કરે...તે ભલે કરે...પણ તેનો જે નિષેધ કરે તેને તો એટલે કે નિષેધ કરનારને પરભવમાં જીભ પણ નહિ મળે. અને જો પાત્રતામાં આવીને શુભ સામાયિક

આદિમાં જ જો સંતોષાઈ જાય તો સમ્યગ્દર્શનાદિને પણ પામી નહિ શકે. માટે આગળ વધવાનું છે.) ઘણુાય તો એવી ઊંધી દઢતાવાળા હોય છે કે કોઈએ ગાળ દીધી હોય તો કહે કે....યાદ રાખજે...દીકરા...હું ભૂલીશ નહિ...ટાઈમ આવ્યે હું વેર વાળી લઈશ. ઘણાય ગીરાસીયા એવા થાય છે કે અમારા બાપના બાપને આ ગીરાસીયાઓએ માર્યા છે....તેનું વેર વાળ્યા વગર આ ગામનું પાણી પણ અમને હરામ છે. લીંબડીમાં એક દોશી કુટુંબ છે. તેને પણ લખતરનું પાણી હરામ છે!! અહો....અવળો પડયો પણ કેટલી દઢતા! સવળાઈમાં દઢતા હોય તો જ અવળાઈમાં દઢતા આવે ને? અંદરમાં ક્ષમા હોય જ નહિ તો ક્રોધ આવે જ કયાંથી? માટે અંદરમાં ક્ષમા છે તો જ ક્રોધ આવ્યો છે.

તેવી જ રીતે અંદરમાં નિરાભિમાનપણું, સરળપણું, સંતોષપણું જ ન હોય તો માન-માયા-લોભ આવે જ કયાંથી? માટે અંદરમાં નિરાભિમાનપણું-સરળપણું-સંતોષપણું છે જ તો જ માન-માયા-લોભ આવ્યાં છે. ગુલાંટ ખાય તો એક ક્ષણમાં સવળો થઈ જાય, અનંતો સવળો થઈ જાય. જે અગ્નિથી પાણી ઊનું થયું...તે જ પાણી એક ક્ષણમાં ગુલાંટ ખાય તો...અગ્નિને ગારો...ગારો...કરી નાખે. જે પાણી ઘણા કાળથી અગ્નિથી ઊનું થયું...તે જ પાણી અગ્નિને ગારો નહીં કરે? ગારો કરે તેમ નથી? જરૂર કરે તેમ છે. તેવી જ રીતે ભગવાન આત્મા શીતળ જ્ઞાન જળથી ભર્યો પડયો છે. તેમાં ક્ષણ પૂરતા વિકારના ભાવો થાય છે. પણ જો પાત્રતાપૂર્વક સત્‌ની સભામાં સમજવાનો પુરુષાર્થ ઉપાડીને સત્ સમજવાનો ભાવ કરે....તો સત્ સમજતાં અનાદિની ઉંધી માન્યતા એક ક્ષણમાં ટળીને આત્માની સવળી માન્યતા એટલે સમ્યગ્દર્શનાદિ પ્રગટ થાય.

દુનિયા માને છે કે....અબ્રહ્મની-મૈથુનની ક્રિયા થઈ તેથી મને સુખ થાય છે. અબ્રહ્મનો વિકલ્પ આવ્યો તેટલો જ હું છું એમ માનતાં અનંત બ્રહ્માનંદ સ્વભાવને ન માન્યો. પોતાના અનંતા બ્રહ્મચર્ય સ્વભાવને ન માન્યો! સ્વભાવ બ્રહ્મચર્ય ન માન્યું! તેથી અનંતગણું પાપ છે. મિથ્યાત્વનું અનંતુ પાપ છે. કેટલાંય સાધુસાધ્વીઓ મોહને વશ થઈ ૨૧ પ્રકારના સબલા દોષરૂપથી બ્રહ્મચર્ય તથા સજાતીય સાથે પણ અબ્રહ્મ સેવતાં કાને સંભળાય છે. કેવું ઘોર પાપ?

અને જેણે પોતાના અનંતા સ્વભાવ બ્રહ્મચર્ય પ્રગટાવી દેવા માટે બાહ્ય બ્રહ્મચર્યને સેવીને પાત્રતા તૈયાર કરી...એવો પાત્રતાવાળો જીવ સત્ સમાગમે પુરુષાર્થ ઉપાડી, સાચી સમજણે સ્વભાવ બ્રહ્મચર્ય પ્રગટાવે....તો તેને ઊંધી સમજણે અબ્રહ્મભાવમાં જે અનંતુ પાપ બંધાતું હતું, તે બંધાતું અટકી ગયું.

માટે પાત્રતા કેળવો. અને પુરુષાર્થ ઉપાડી સાચી સમજણપૂર્વક સત્‌સમાગમે સત્‌સ્વભાવને સમજો.

ૐ શ્રી સત્‌

## વ્યાખ્યાન નં. ૮૯

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૬, શુક્રવાર, તા. ૩-૧૦-૫૮

### પ્રથમ જ્ઞાન...પછી ક્રિયા...
### જ્ઞાનનું ફળ જેને મેળવવું હશે..
### તેને ક્રિયાશીલ બનવું જ પડશે.

આ રાજાએ પાત્રતા તૈયાર કરી હોવાથી ગર્દભાલી મુનિના સમાગમે અભેદ સ્વરૂપને પામી જશે. તેમ રાજા સમાન આત્મા...,જો પાત્રતાને પ્રાપ્ત કરી સત્‌સમાગમ કરશે તો મોક્ષના બીજને પામી જશે. એટલે કે સમ્યગ્‌દર્શનને પામી જશે.

સાચી સમજણ, સત્‌શાસ્ત્રનું શ્રવણ-મનન-ચિંતન-નિદિધ્યાસન તે પણ શુદ્ધતાના લક્ષે કરવાનાં છે. આમાં બીજું લક્ષ ન હોવું જોઈએ. તે શુદ્ધતાના લક્ષે વિષય-કષાય-વાસના-ઘટાડવાં, તે વ્યવહાર અને "હું સિદ્ધ સમાન છું" તે નિશ્ચય.

"સિદ્ધ સમાન સદા પદ મેરો" એવી સાચી શ્રદ્ધા થઈ..તે તીવ્ર કષાય ટાળીને મંદ કષાય કરવાનો પુરુષાર્થ કર્યા વિના રહે નહિ. મિથ્યાત્વ અને અવ્રતનાં બધાંય પાપ પરિણામને ટાળીને શુભપરિણામરૂપ વ્રત તેને થાય જ. સત્‌ની રૂચિ છે તે અસત્ સાધનનો આદર કેમ કરે? બ્રહ્મચર્ય ભાવની રૂચિ જેને છે તે વ્યભિચારના ભાવનો આદર કેમ કરે? ન જ કરે. સત્યનો-અચૌર્યનો-અપરિગ્રહભાવનો જેને આદર છે, રૂચિ છે, તે અસત્યનો-ચોરીનો-પરિગ્રહ વગેરેનો આદર કેમ કરે? ન જ કરે. અને જો અસત્‌નો-ચોરીનો-પરિગ્રહ વગેરેનો આદર કરે તો તેને સત્‌ની રૂચિ નથી.

દેવ-ગુરુ-ધર્મની ભક્તિ કરે...તેમનો સમાગમ કરે...સત્‌સંગ કરે..સત્‌સમાગમ કરે..અને વીતરાગ ધર્મની શોભા કેમ વધે..એવી પ્રભાવના કરે...અને અકષાય દૃષ્ટિએ કષાયને ઘટાડે. તેમજ ચોવીસે કલાક તત્ત્વના વિચાર અંદરમાં ઘોળાયા કરે..ભલે પછી તે દુકાને બેઠો હોય કે ઘેર હોય..છતાં તેવી દશા જોઈએ. વાંચના-પૃચ્છના-પરિયટણા-અનુપેહા-ધર્મકથા વગેરે બધાંય સાધનો સ્વાધ્યાયનાં નિમિત્તો છે. નિમિત્ત છે. માટે સ્વાધ્યાય કરવો. સ્વ એટલે પોતાનો આત્મા, અધિ એટલે તે તરફ વળીને, આય એટલે લાભ લેવો. પોતાના આત્મા તરફ વળી..જ્ઞાન--દર્શન--ચારિત્રાદિનો લાભ લેવો તેનું નામ તે સ્વાધ્યાય, અર્થાત્ આ નિમિત્તોની પછવાડે સ્વાધ્યનો લક્ષ હોવો જોઈએ. વાંચના-પૃચ્છના-પરિયટણા-અનુપેહા-ધર્મકથા વગેરે કરૂં છું. તે મારા પોતાના પૂર્ણ શુદ્ધ સ્વરૂપના લક્ષે કરૂં છું, શુદ્ધ સ્વભાવની પ્રાપ્તિના લક્ષે કરૂં છું. સાધન તે સાધન

અને સાધ્ય તે સાધ્ય છે..સાધ્યને સાધન ન કહેવાય અને સાધનને સાધ્ય ન કહેવાય. પણ સાધન તે સાધન જ છે. અને સાધ્ય તે સાધ્ય જ છે. આ સિવાય કોઈ જડ પદાર્થ સ્વરૂપ પ્રાપ્ત કરવામાં નિમિત્ત નથી. દુનિયાને ભાન નથી તેથી જ્યાં ત્યાં રઝળે છે, ભટકે છે. અને પ્રેમ–પ્રીતિ–સ્નેહ–રાગ વગેરે કર્યા કરે છે.

અકષાયના લક્ષે જે જે પુરુષાર્થ થાય તે નિશ્ચયપૂર્વક વ્યવહાર છે. માટે પ્રથમ, અનંત કાળમાં નહીં મળેલું...નહિ પ્રાપ્ત થયેલું એવું તત્વ શું છે? નહિ અનુભવેલું એવું તત્ત્વ શું છે?...તે સમજવા માટે અંતર વૈરાગ્યથી ઉપશમવૃત્તિ કરવી. આ નહીં કરે ત્યાં સુધી અનાદિથી નહિ મળેલું નહિ અનુભવેલું તત્ત્વ શું છે... તેનું ભાન થાય તેમ નથી. તેના માટે રાતદિવસ ઝુરણા કરવી. ખાવું–પીવું–ઓઢવું–પહેરવું પણ એ જ...અને તેની જ ઝુરણા...એટલે તેની જ ઝંખના હોવી જોઈએ. એના માટે ઝંખના કર્યા જ કરો...ઝંખના કર્યા જ કરો...એવી ઝંખના કર્યા વિના સત્‌માર્ગનું, અનંતા જ્ઞાનીઓ જે માર્ગે ગયા તે માર્ગનું, અંશે પણ ભાન થવાનું નથી. અંશ પણ ભાન થવાનું નથી. માટે સતત્ ઝંખના હોવી જોઈએ.

જેનામાં પાત્રતા થઈ તેને સત્ સાધન અને સત્ ગુરુદેવ મળ્યા વિના ન રહે. અને કદાચ કોઈ જીવને બહારથી ન મળે, પણ અંદરમાંથી સમાધાન પ્રગટે. માટે પ્રથમ પોતાની પાત્રતાની તૈયારી જોઈએ. આના વિના એક પગલું પણ આગળ જઈ શકાય તેમ નથી. અનાદિથી જીવે ધર્મના નામે માન–મોટાઈની મીઠાશ જ પોષી છે. "સજ્યનુણ સન્યદરિસણ" સૂત્રપાઠ. મારા ત્રિલોકિનાથે, સર્વજ્ઞ ભગવાને જે લોકોત્તર માર્ગ કહ્યો છે તેના માટે પુરુષાર્થ કરીને પ્રગટ કરવો છે. આવી જિજ્ઞાસા વધતાં તેને સદ્‌ગુરુ અને સાધન મળે અને કદાચ બહારથી ન મળે તો અંદરથી સમાધાન થાય...અને આત્મજ્ઞાન થાય.

કોઈ કહે કે... નવ વાડે બ્રહ્મચર્ય અનંતવાર પાળ્યું, અનંતવાર સામાયિક–પ્રતિક્રમણ–પૌષધ કર્યાં, અનંતવાર સાધુપણું પાળ્યું, છતાં કાંઈ ન વળ્યું!! કાંઈ ન થયું!! પણ અહીં તો પુરૂષાર્થ સહિત બ્રહ્મચર્યની વાત મૂકી છે અને પુરૂષાર્થ સહિત સમ્યક્‌જ્ઞાનની વાત ચાલે છે... સમ્યગ્દર્શન સહિત જ્ઞાનબળનો પુરૂષાર્થ વર્તે છે, ત્યાં બ્રહ્મચર્યનો ગુણ પ્રગટે જ છે. માટે અનંતવાર બ્રહ્મચર્ય પાળ્યું અને કાંઈ ન થયું એ માન્યતામાં મિથ્યાદર્શન શલ્ય છે. અહીંઆ તો મિથ્યાત્વ સહિતની કોઈ વાત જ નથી.

જ્ઞાની ધર્માત્મા જીવો પોતાના ઉપાદાનમાં પૂર્ણ સામર્થ્યનું બળ પોતાની શક્તિમાં જુએ છે. તેથી તેઓ મોક્ષદશાને પામી જાય છે. જીવ જો પાત્રતાની રૂચિ વધારે, અને સત્ સમાગમ શોધે, સત્‌પુરૂષનાં ચરણે,શરણે ચાલ્યો જાય, તો તેના બધા દોષો ટળવાનો અપૂર્વ પ્રસંગ આવે. સત્‌ના શરણે જાય... અને દોષ ન ટળે તેમ બને નહિ. જો દોષો ટળે નહિ, તો તે સત્‌ના શરણે ગયો જ નથી. અંતરના

ઊંડાણમાં સંસારની મીઠાશ તૃષ્ણા અને બાહ્ય પદાર્થની રૂચિ તો વર્તે જ છે. એ દોષને.. જો પોતે પાત્રતાની રૂચિ વધારે, સત્ સમાગમ શોધે, અને પછી તેના શરણે ચાલ્યો જાય, તો એ દોષને....જાણે, પછી દોષ ટાળવાનો ઉપાય એક માત્ર આત્મજ્ઞાન છે એમ સમજીને આત્મજ્ઞાનને લક્ષે અંતર ત્યાગ–વૈરાગ્ય પાત્રતાને લક્ષે પ્રથમ પ્રયોજનવાન છે, પ્રયોજનભૂત છે.

તમને કોઈ પૂછે કે પાત્રતાને માટે પ્રથમ પ્રયોજનવાન શું છે? ત્યારે તમો શું કહો? ત્યાગ વૈરાગ્ય કોના માટે? આત્મજ્ઞાન માટે ને? જ્ઞાનીઓએ પાત્રતા મેળવવાના સંબંધમાં ઘણાય પ્રકારો કહ્યા છે. આ પ્રકારે ન મેળવી શકો તો બીજા પ્રકારે મેળવો. બીજા પ્રકારે ન મેળવી શકો તો ત્રીજા પ્રકારે મેળવો. પણ આખરે તો પાત્રતાને મેળવ્યે જ છૂટકો છે. તેમાં પહેલા પ્રકારે એમ કહ્યું છે કે પરમાર્થની રૂચિપૂર્વક પ્રકૃત્તિનું ભદ્રિકપણું-વિનયપણું-લૌકિક અનુકંપા-અમત્સરભાવ એ ચાર બોલનું સેવન પરમાર્થની રૂચિપૂર્વક હોવું જોઈએ. વળી બીજા પ્રકારે કહ્યું છે કે ત્યાં પણ પરમાર્થની રૂચિપૂર્વક સંસાર પ્રત્યે ઉદાસીનતા....પૂર્વપુણ્યના લીધે કરોડો રૂપિયા આવે અને તે ઉપર મમતા આવી...તે સંસાર છે અને રૂપિયા પ્રાપ્ત થયા તે પૂર્વ પુણ્યનું ફળ છે. ત્યાં પણ પરમાર્થની રૂચિપૂર્વક વિષય–કષાય ઉપર ઉદાસીનતા હોવી જોઈએ. પરમાર્થની રૂચિપૂર્વક દેહાદિની મમતા પ્રત્યેનો ઘટાડો હોવો જોઈએ. માનાદિક તથા કીર્તિનો પણ ઘટાડો હોવો જોઈએ. પાત્રતા મેળવવાને માટે....તે પણ પરમાર્થની રૂચિપૂર્વક હોવું જોઈએ, ત્રીજા પ્રકારમાં એમ કહ્યું છે કે...પાંચ કારણો હોવાં જોઈએ ...તે પણ પરમાર્થની રૂચિપૂર્વક હોવાં જોઈએ.

પ્રથમ પાત્રતા મેળવવા માટે જે ત્રીજો પ્રકાર કહ્યો તેમાં એમ કહ્યું છે કે... પરમાર્થની રૂચિપૂર્વક ..શમ, સંવેદ, નિર્વેદ, અનુકંપા, અને પોતાના સત્‌સ્વરૂપ પ્રત્યે આસ્થા, હોવાં જોઈએ. અને ત્યાર પછી પાત્રતા મેળવવા માટેના ચોથા પ્રકારમાં એમ કહ્યું છે કે પાંચ કારણો હોવાં જોઈએ. પરમાર્થની રૂચિપૂર્વક ક્ષયોપશમ લબ્ધિ, વિશુદ્ધિ લબ્ધિ (અથવા ઉપશમલબ્ધિ), દેશના લબ્ધિ, પ્રાયોગ્ય લબ્ધિ અને કરણ લબ્ધિ. કરણલબ્ધિના ત્રણ પ્રકાર છે. યથા પ્રવૃત્તિ કરણ, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ.

આ બધું પાત્રતાને માટે જોઈશે. આ તું લાવીશ નહિ તો જઈશ કયાં? પરદેશમાં જઈને રૂપિયા લઈ આવો છો, તો આ અમારા ક્ષેત્રે આવીને કાંઈક તો લઈ જાવ. લઈ જશોને? સત્‌ને શોધશે તે જરૂર અકષાય ભાવને પામી જશે. ક્ષયોપશમ એટલે મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઊઘડેલું જ્ઞાન. અને તે જ્ઞાનનું તત્ત્વ જાણવા પ્રત્યેનું વલણ...તેનું નામ તે ક્ષયોપશમ લબ્ધિ. કષાયની મંદતા અથવા વિશુદ્ધિ તે વિશુદ્ધ લબ્ધિ...અથવા ઉપશમ લબ્ધિ. દેશના લબ્ધિ એટલે સત્ પુરુષનો ઉપદેશ તથા તત્ત્વ બોધ તથા સત્‌પદપ્રરૂપણાનો ઉપદેશ તે દેશના લબ્ધિ. પ્રાયોગ્યલબ્ધિ

એટલે મતિની નિર્મળતા, અથવા પક્ષપાત રહિત સરળ બુધ્ધિ થવાને માટે પાત્રતા વધતાં કર્મની સ્થિતિ...અને રસનું....અનુભાગનું ઘટવું તેનું નામ તે પ્રાયોગ્ય લબ્ધિ. તે લબ્ધિમાં મતિની નિર્મળતા હોય જ. કરણ લબ્ધિ એટલે... ચારિત્રગુણના પરિણામની વિશુધ્ધિ એટલે પાત્રતા (સંસાર એટલે રાગ-દ્વેષ-મોહ એ ઝેરના કણીયાં છે. તેને તમે જરૂર ઝેર માનજો.) ને પામવાને માટે યથાર્થ સત્ પુરુષનો તત્ત્વ ઉપદેશ ભાવથી શ્રવણ કરવો જોઈએ. એ વિચારીને મનન-નિદિધ્યાસન-ચિંતવન કરવું જોઈએ. એટલા ગુણો પ્રગટાવ્યા છે તેને અધિક કરીને...આગળ કરીને...ટકાવી રાખવા જોઈએ. ગેં ગેં...ફેં ફેં...થઈ જાય તો કામ આવે નહિ.

પ્રથમ બ્રહ્મચર્યનો રંગ હોવો જોઈએ. બધાય દોષ (જ્ઞાનના આઠ આચાર, સમ્યગ્ દર્શનના આઠ આચાર, ચારિત્રના આઠ આચાર, તપના બાર આચાર, વીર્યના ત્રણ આચાર) કાંઈ એકદમ ટળી જતા નથી...પણ અભિપ્રાયમાં બધાય દોષોને ટાળવાનું લક્ષ હોવું જોઈએ. મિથ્યા આગ્રહનો ત્યાગ...અનાદિથી જીવે મિથ્યા આગ્રહ, દુષ્ટપણું, મૂઢપણું, કદાગ્રહીપણું, હઠાગ્રહીપણું પકડી રાખ્યું છે. તેનો ત્યાગ જોઈએ. આ બધું જો પરમાર્થની રૂચિપૂર્વક હોય તો તે પાત્રતા પ્રગટી કહેવાય. તે પાત્રતામાં સત્પુરુષનો બોધ ઝીલી શકાય...અને તે સાચા જ્ઞાનને પામી જાય...તે જ્ઞાન ક્રિયાશીલ બને. અને જે જ્ઞાન ક્રિયાશીલ બને તે જ્ઞાન જરૂર તારે. એટલા માટે તો શાસ્ત્રમાં જ્ઞાનક્રિભ્યામ્ મોક્ષઃ" એમ કહેવાયેલું છે. પરંતુ શાસ્ત્રમાં એમ નથી કહેવાયું કે "ક્રિયાભ્યામ મોક્ષઃ" અથવા ક્રિયયા મોક્ષ" 'જ્ઞાનેન મોક્ષઃ" એમ નથી કહેવાયું. જ્ઞાનીઓ કહે છે કે શાસ્ત્રમાં તો "જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષઃ" (જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ છે.) એમ કહેલ છે.

વળી જ્ઞાનીઓ કહે છે કે તમે સુખને માટે ક્રિયા તો કરો છો...જેમકે દેવ-ગુરુ-ધર્મની ભક્તિ....સામાયિક...પ્રતિક્રમણ...દાન...દયા...સેવા..પૂજા...વગેરે કરો છો. તે સુખને માટે કરો...કે દુઃખને માટે કરો છો? સુખને માટે તે પારમાર્થિક સુખ જોઈએ કે સાંસારિક સુખ જોઈએ? પારમાર્થિક સુખ જોઈએ. પારમાર્થિકની રૂચિપૂર્વક તે ક્રિયા કરો છો કે સંસારની રૂચિપૂર્વક કરો છો? તમે ક્રિયા તો કરો છો ..પણ સમજીને કરો છો કે એમને એમ?

જ્ઞાન-ક્રિયાથી મોક્ષ છે. એ પ્રમાણે મોક્ષના ઉપાયનું નિરૂપણ કરતાં જ્ઞાનને પહેલું મૂક્યું...કારણ કે સમ્યક્જ્ઞાન પહેલાં...સમ્યક્જ્ઞાન વિના..સમ્યક્ક્રિયા આવતી નથી. અને કેવળજ્ઞાન તથા નિર્વાણ થયા વિના સર્વ સંવરની ક્રિયા પૂર્ણ થતી નથી. ચોથા ગુણસ્થાનકે સંવરની ક્રિયા અંશે અંશે શરૂ થાય છે. અને તે સંવરની ક્રિયા...તેરમાં ચૌદમાં ગુણસ્થાનકે...કેવળજ્ઞાન નિર્વાણ પ્રગટ થતાં...સર્વ સંવરની ક્રિયા પૂર્ણ થાય છે. માટે ક્રિયાને જ્ઞાનની પછીથી મૂકીને જ્ઞાનીઓએ એક મહત્વનું સૂચન કરી દીધું કે..જેને જ્ઞાન મળે તેણે ક્રિયાશીલ બનવાનું લક્ષ રાખવું. અમને જ્ઞાન છે.. ક્રિયાની કાંઈ અમારે

જરૂર નથી..એમ નહિ હો.. ભાઈ! જે જ્ઞાની ક્રિયાશીલ બનશે તે જરૂર તરશે...જ્ઞાનનું ફળ જેને મેળવવું હશે તેને ક્રિયાશીલ બનવું જ પડશે. કોઈ પણ જ્ઞાની કોઈ પણ પ્રકારની સત્‌ક્રિયા વિના કેવળજ્ઞાન કે મુકિતને પામ્યા નથી. માટે....પ્રથમ જ્ઞાન... પછી ક્રિયા મૂકીને ક્રિયાની મહત્તાને વધારી દીધી છે. કારણ કે મોક્ષરૂપ ફળ જ્ઞાનની સાથે ક્રિયા ભળવાથી મળશે. એવું એમાં એટલે ज्ञानक्रियाभ्याम् मोक्ष :" માં સૂચન રહેલું છે. જીવો વિચારતા નથી અને એકલા જ્ઞાનમાં ઊતરી પોતાની જાતને જગતમાં જ્ઞાની તરીકે જાહેર કરતો હોય.. તો તે ખોટા છે. ખોટો છે. કારણ કે ખરા જ્ઞાની તો જ્ઞાન ક્રિયાશીલ હોવાથી સંસાર તરી જાય છે. પણ શુષ્ક જ્ઞાનીઓ તરી શકતા નથી, પણ સંસારમાં જ ભટકે છે.

સંસારી જીવો તો ક્રિયાશીલ છે. પણ તેઓ પાત્રતાને લાવીને જો પોતે સમ્યક્‌-જ્ઞાનને પામી જાય.. તો તેઓ જ્ઞાનના યોગે સત્‌-ક્રિયાશીલ બની શકે છે. સત્‌ક્રિયા-શીલ એટલે માત્ર બાહ્ય મન વચન કાયાની ક્રિયાવાળો એવું સમજવું નહિ. પણ સમ્યક્‌જ્ઞાનપૂર્વક સત્‌ક્રિયાવાળો તે જ સાચી રીતિએ સત્‌-ક્રિયાશીલ છે.

"सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्षमार्ग :

—સૂત્રપાઠ

"ज्ञानक्रियाभ्याम् मोक्ष:" —સૂત્રપાઠ

આ બન્ને સૂત્રનો અર્થ એક જ છે. સમ્યગ્‌દર્શનજ્ઞાન–ચારિત્રની ઐકયતા તેનું નામ તે મોક્ષ માર્ગ છે અને સમ્યક્‌જ્ઞાનપૂર્વક ક્રિયા તે પણ મોક્ષ માર્ગ છે.

આવી અપૂર્વ મોક્ષમાર્ગની વાત..જ્યાં લગી જીવ પાત્રતાને પામે નહીં ત્યાં લગી તે મોક્ષમાર્ગની દશાને પામે નહિ. ધર્મ પામવાની..અકષાય ભાવને પામવાની લાયકાત-વાળો..પાત્રતાવાળો જીવ ન થાય... અરેરે.. પાત્રતાનું વીર્ય પણ જેનામાં નથી દેખાતું..તેને નિર્મળ આત્માની વાત, મોક્ષમાર્ગની વાત અંતરમાં પરિણામ પામે તેમ નથી. અને ત્યાં સુધી આત્મભ્રમણ ભ્રાન્તિરૂપ અંતરંગ રોગ મટે તેમ નથી. રોગ તો જ્ઞાનમાં ઊંધાઈનો છે. એટલે કર્મના નિમિત્તનો સંયોગીભાવ એટલે ભવનો ભાવ તેને મટાડવા માટે નિર્દોષપણું પ્રાપ્ત કર્યા વિના એ મટે તેમ નથી.

માટે પ્રથમ પાત્રતામાં આવી, પછી તે પાત્રતાના બધાય બોલને સેવે, તેને અધિકપણે ટકાવી રાખે અને સત્‌ની સભામાં બેસે, સત્‌શ્રવણ કરે..અને સ્વમાં પરિણમે..તો જીવ કેવળજ્ઞાનના બીજને પામી જાય. એટલેકે સમ્યક્‌ત્વને પામી જાય. માટે પ્રથમ પાત્રતાની જરૂર છે. તે તૈયાર કરો.

ॐ સત્‌



## વ્યાખ્યાન નં. ૯૦

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૭, શનીવાર, તા. ૪-૧૦-૫૮

**મોક્ષ માર્ગ પામવા માટે....**
**રૂચિપૂર્વક જેને સદ્‌ગુરુની ઝંખના છે....**
**તેને તે મળ્યા વગર રહે જ નહિ.**

કામ્પિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં, દ્રાક્ષના મંડપની શીતળ છાયામાં જ્ઞાની-ધ્યાની ગર્દભાલી મુનિ બિરાજે છે. પોતાની મસ્તીમાં તે મુનિ ઝૂલી રહ્યા છે, મસ્ત બન્યા છે. તે તરફ સંયતિ રાજા હયદળ વગેરે ચાર પ્રકારનું સૈન્ય લઈને જઈ રહ્યો છે. આ રાજાને શિકારનાં સ્થાનો તો ઘણાં હતાં...પણ આ રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ હોવાથી મુનિ બિરાજે છે તે તરફ જઈ રહ્યો છે. આ મુનિના સમાગમે આ રાજાનો દેદાર બદલાઈ જવાનો છે. હૃદયપલટો થઈ જઈને જ્ઞાનાદિકને પામી જવાનો છે. કેસરીયા થઈ જવાના છે. રાજાનું ભાવિ ઘણું ઉજ્જવળ છે. મુનિ તે જ ભવે મોક્ષે જશે...અને રાજા પણ તે જ ભવે મોક્ષે જશે.

એક...સ્થાયી...નિર્વિકાર...નિરાકાર આત્મતત્ત્વને આ રાજા પામી જવાનો છે. મહાન જ્ઞાની ગર્દભાલી મુનિના સમ્યક્ પ્રભાવશાળી બોધથી આ રાજા સમ્યક્ બોધને પામી જવાનો છે. આવા મહાન પ્રભાવશાળી મુનિરાજ હતા..શિકારના કર્તવ્યના ભાવમાં વર્તી રહેલો આ રાજા...તેને અંતરંગમાં નિર્જરા થાય તેવો ભાવ પ્રગટી જવાનો છે.

"जे आसवा ते परिसवा"
"जे परिसवा ते आसवा"

—સૂત્રપાઠ આચારાંગસૂત્ર

ગર્દભાલી મુનિના સમાગમે આ રાજાને અંતરંગ પરિવર્તન થઈ જવાની લાયકાત છે. તે લાયકાતના જોરે અને પોતાની ઉપાદાનની શકિતના જોરે પરિવર્તન થઈ જવાનું છે. ઉપાદાન પોતાનું અને નિમિત્તરૂપે મુનિરાજ છે. તેના સમાગમે આ રાજા શાશ્વત મોક્ષ માર્ગને પામી જવાનો છે.

એ ન્યાયે રાજા સમાન પોતાનો આત્મા જ્યારે પોતે પોતાના આત્મામાં પોતાની પાત્રતા તૈયાર કરીને સતુસમાગમે કે જ્યાં સતુસમાગમ થતા હોય તે તરફ સન્મુખતા કરીને સતુસ્વરૂપ સમજે અને પોતા તરફ ઢળી જઈને પોતે પોતામાં ઢળે છે...સમાય

છે...ત્યારે પોતે પોતાથી અખંડ વસ્તુને પામી જાય છે. પાત્ર જીવોને આત્મજ્ઞાન મળે છે, અને તે પાત્ર જીવને આત્મકલ્યાણ સાધવાનો રાજમાર્ગ મળે છે. પાત્ર જીવ સત્‌ગુરુ પાસેથી દિવ્ય ગુણવાળા પરમાત્માનું સ્વરૂપ, પરમાત્માનું અનંત ઐશ્વર્ય...જેમ છે તેમ સમજીને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. અને આત્મકલ્યાણ સાધવાનો જે રાજમાર્ગ મળ્યો છે તેના ઉપર ચઢીને આત્મકલ્યાણ સાધે છે.

આવા આત્મકલ્યાણ સાધવા વાળા જીવોની પાત્રતા, આત્માર્થતા, મુમુક્ષુતા, લાયકાત, પરમાર્થની રૂચિ કેવી હશે? તેનું સ્વરૂપ અહીં આબેહૂબ સમજાવે છે. તેને સમજીને જે જીવ આરાધશે તેનું અવિનાશી કલ્યાણ થઈ જશે. એમ સમજીને, માનીને એક આ આદેશ છે કે...પ્રથમ પાત્રતા તૈયાર કરો. પછી પોતે પોતાના પુરુષાર્થ દ્વારા... સત્‌ગુરુ સત્ સમજાવે છે તે સત્‌ને સમજેલો જીવ...પાત્રતા તૈયાર હોવાથી સત્ સમજણે સત્‌ને પામી જશે. આ મોંઘો માનવનો અવતાર છે માટે સત્‌સ્વરૂપને પામી જાવ. જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે કે...ભાઈ..આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. દ્રવ્ય ઇન્દ્રિયો જડ સ્વરૂપે છે. ઇન્દ્રિય જ્ઞાન પરોક્ષ છે. આત્મજ્ઞાન પ્રત્યક્ષ છે. પરોક્ષ જ્ઞાનમાં અનંતોકાળ કાઢી નાખ્યો..!! પ્રત્યક્ષ જ્ઞાનને એક સમય જીવે વેદ્યું નથી. આત્મા જ્ઞાનઘન પ્રત્યક્ષ છે.

પરોક્ષ અને પ્રત્યક્ષ જ્ઞાનનાં લક્ષણો શું? તે બંને જ્ઞાનનાં લક્ષણો જેમ છે તેમ સત્‌ગુરુના સમાગમે સુપાત્ર જીવ જરૂર સમજી શકે છે. તેથી સુપાત્ર જીવ પરોક્ષ જ્ઞાનને છોડીને સ્વ-સંવેદનની અનુભૂતિને પામી શકે છે. એટલે પ્રત્યક્ષ જ્ઞાનને પામી શકે છે. તેના માટે પ્રથમ લાયકાત આવવી જોઈએ. આવી લાયકાત આવે તેને સુપાત્ર જીવ કહેવાય. એવી અપૂર્વ મોક્ષ માર્ગની વાત જ્યાં લગી જીવ સુપાત્ર દશાને પામે નહિ ત્યાં સુધી તે વાતને જીવ પામે નહિ. અકષાયભાવને લક્ષે લાયકાત ન લાવે..અકષાયભાવને લાયક ન થાય..ત્યાં પાત્રતાનું વીર્ય દેખાતું નથી. ભોગનું-કષાયનું વીર્ય દેખાય છે. તેને નિર્મળ આત્માની..મોક્ષ માર્ગની વાત અંતરમાં પરિણામ પામે નહિ..અને જ્યાં સુધી પરિણામ પામે નહિ ત્યાં સુધી આત્મભ્રાંતિ-ભ્રમણા-રોગ મટે નહિ.

આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર-ધ્યાન.

—શ્રીમદ્ રાજચંદ્ર

રોગ તો માત્ર જ્ઞાનની ઊઘાઈનો જ છે. "आरोग्गं बोहिलाभम्" —સૂત્રપાઠ. ઊધાઈનો અર્થ એવો છે કે.. કર્મના નિમિત્તનો સંયોગીભાવ અને તેનો અર્થ એવો છે કે ભવનો ભાવ..આ ભવનો ભાવ..જે..જ્ઞાનમાં ઊભો છે..તે જ ઊધાઈ છે. હવે તેને મટાડવારૂપ નિર્દોષપણું.. પ્રાપ્ત કર્યા વિના (અમારો એક ડોઝ લઈ લો..અમે વૈદ્ય થઈને

એક ડોઝ દેવા આવ્યા છીએ તે ડોઝ લીધા વિના આ જન્મ-મરણનો રોગ મટે તેમ નથી. તે ડોઝ કેમ લેતા નથી? શું રોગને નથી મટાડવો? તે મટાડયા વિના) જ્ઞાનમાંથી ઊંધાઈ મટે તેમ નથી. જેનામાં પાત્રતા થઈ હોય..તેને પ્રભુતાનો યોગ થયા વિના ન રહે. શાસ્ત્રકાર કહે છે કે..મનુષ્યક્ષેત્ર (અઢીદ્વિપક્ષેત્ર)માં સર્વજ્ઞ વીતરાગ ભગવાનની કોઈ કાળે ગેરહાજરી હોય જ નહિ. જેનામાં મુમુક્ષુતા, પાત્રતા જ્યાં સન્મુખ થઇ..પ્રગટી..ત્યાં તેને ઉત્કૃષ્ટ નિમિત્ત મળ્યા વિના રહે નહિ. પોતાનામાં પાત્રતા આવી એટલે જગતમાં તેના માટે અનુકૂળ નિમિત્તો તૈયાર હોય જ છે.

જ્યાં સંતો-મુનિઓનાં ટોળાઓનાં ટોળાં વિચરતાં હોય..અને અમૃતવાણીના ધોધના ધોધ વહેતા હોય..એવો મહાન ઉત્કૃષ્ટ યોગ જેનામાં પાત્રતા હોય, તૈયારી હોય..તેને મળ્યા વિના રહે જ નહિ. પરમાર્થ તત્ત્વને પામવા લાયક દશા, ચૈતન્ય-જ્ઞાનઘન-ભગવાન આત્માનાં જ્ઞાન દર્શનને પામવાની દશા આવ્યા વિના..

**परमथ संथवो वा, सुदीठ परमथ सेवगा वावी वावन्न कुदंसण वज्जणा॥**

સૂત્રપાઠ. (આવશ્યક સૂત્ર).

......સદ્ગુરુનો બોધ આત્માના વિષે પરિણામ પામે નહિ...... ચૈતન્ય જ્ઞાતા-દૃષ્ટા-જ્ઞાયક છે. તેને પરનું નિમિત્તાધિનપણું અનાદિકાળથી પરિચયમાં છે. બંધ ભાવ તો સુલભ છે. બંધ ભાવ આપણને તો સાવ સુલભ થઈ પડયો છે. તેમાં રાગ-પ્રેમ-સ્નેહ અને મોહ છે. તેમાં તીવ્ર આસક્તિ અને ગૃધ્ધિપણું છે. (હાલતા હાલતા દૃષ્ટિ વિકારમાં જાય છે તો ત્યાં બંધ પડે છે.) એટલે સત્ ગુરુદેવનો પ્રેમ તેને આવ્યો નથી. અનાદિના પૂર્વાગ્રહને મૂકીને, તીવ્ર આસક્તિ-તીવ્ર કષાય-માન-પ્રશંસા-આબરૂની આસક્તિ અને ગૃધ્ધિપણું ઘટાડીને, એકવાર સવળો થઈને, અમારી સામે અંદરના ભાવથી બોલ..કે હે ગુરુદેવ! હવે મારે પરનું કાંઈ પણ કરવું નથી. અને પર મારે કાંઈ જોઈતું નથી. એમ થયા વિના, પાત્રતા થયા વિના ગુરુની અને જ્ઞાનીની શ્રધ્ધા આવતી નથી.

પાત્રતા લાવીને આ સમજો. એમ જ્ઞાનીઓ કહે છે કે.. હે ભાઈ..આ સમજ્યે જ તારો છૂટકો છે. આ તો એકડાની વાત છે...આત્માના સત્સુખ-શાશ્વત સુખનો ઉપાય સમજવાનું પ્રથમ પગથીયું છે. માટે પ્રથમ પાત્રતા લાવીને સાચું જ્ઞાન જેમ છે તેમ જાણવું તે જ જૈન દર્શનનો એકડો છે. પાત્રે પ્રભુતા પ્રગટે. સર્વજ્ઞ દેવનો બોધ, સત્પુરુષનો બોધ, નિર્ગ્રંથ ગુરુનો બોધ લાયક-પાત્ર જીવમાં શોભે છે, અને ઠરે છે. ત્યારે તે પાત્ર જીવ વિચારે ચડે અને વિચારદશા જાગે...અને ઉપયોગ સ્વ તરફ ઢળે અને બોધ પરિણામને પામે ત્યારે તે જીવ સમ્યગ્દર્શન-જ્ઞાનને પામી જાય. સર્વજ્ઞ વીતરાગ પ્રભુએ કહ્યો તે જ મોક્ષ માર્ગ. તે મોક્ષ માર્ગ પામવાની જેને રૂચિ છે, અને તે મોક્ષમાર્ગ પામવાની રૂચિપૂર્વક જેને સદ્ગુરૂની ઝંખના છે. તેને તે મોક્ષમાર્ગ મળ્યા વિના રહે જ નહિ...

અનંતકાળ ગયો છતાં તે માર્ગ ન મળ્યો...તેમાં કાંઈ પોતાની ખામી તો નથીને? અથવા તો જેને સદ્ગુરૂનો યોગ ન મળ્યો તેને અંતરથી, પૂર્વ સંસ્કારથી જાતે આત્મ-જ્ઞાન થાય..કે જેને નૈસર્ગિક સમ્યકત્વ કહેવાય **तं निसर्गा दिधि गमात्वा** "—સૂત્રપાઠ અથવા તો સદ્ગુરૂનો યોગ મળે અને અંતરમાં એ જ પૂર્ણ પરમાર્થની ખટક હોય, ધગશ હોય, તેને આવો માર્ગ મળે. તમને શેની ખટક છે? આ માર્ગ પામવાની કે સંસારમાં રખડવાની? માર્ગને પામવાની રીત જ્ઞાનીઓએ જે પ્રમાણે કહી છે, પ્રરૂપી છે, તે જ છે. બીજી કોઈ નથી. એમ અંતરમાં વિચારવું. ખાતા-પીતા-સૂતા-હાલતા-ચાલતા-કોઈ પણ કાર્ય કરતાં તે જ વિચારવું પણ ભલામણ એ છે કે માત્ર ઉપર ટપકે નહિ. અનંત કાળથી જીવોએ સિદ્ધની-પંચ પરમેષ્ટિઓની-કેવળજ્ઞાનીઓની વાતોની તથા દ્રવ્ય-ગુણ- પર્યાયની વાતોની ધારણા કરી છે, પણ તેથી મોક્ષમાર્ગ પમાય નહિ. જ્ઞાનીઓ મોંઘુ કહે છે. ત્યાં કોઈ પ્રશ્ન કરે કે...શું અમારે ધારણા ન કરવી? હા... ભાઈ...ધારણા કરવી. પણ તેમાં સંતોષાઈ જવું નહિ. જ્ઞાનીઓ મોંઘુ કહે છે કે પાત્રતા અને ધારણા કર્યા પછી પુરુષાર્થ ઉપાડવાનું કહે છે. જેના ઊંધો પુરુષાર્થ છે તેને સવળો પુરુષાર્થ કરવાનું કહે છે. જ્ઞાની પુરુષાર્થ ઉપાડવા કહે છે. જેવો ઊંધો પુરુષાર્થ તું કરી રહ્યો છે એવો જ તને સવળો પુરુષાર્થ કરવાનું કહે છે...અહીં તો આત્માનું હિત-આત્માનું કલ્યાણ કરવાનું છે. માનવનો ઉત્તમ અવતાર છે. સત્-પુરુષનો જોગ મળ્યો છે તો હવે આત્માનું કલ્યાણ કરી લેવાનું છે. તેમાં જો પરમાર્થ-ની રૂચિ ઉચ્છળે અને તેમાં પરમાર્થની ગુંચને ઉકેલે (સંસારમાં સરકારના ટેક્સની ગૂંચ આવે તો તેને તમે ઉકેલો છો ને?) તો અનંત કાળનું રખડવું અહિં જોડાં ટળી જાય.

પરમાર્થ પ્રત્યે લઈ જાય તે વીર્ય પરમાર્થની જાતનું હોય...એમ વિવેકપૂર્વક શાંત ભાવે વિચારીને...અત્યારે મારૂં વીર્ય કઈ જાતનું છે, સંસાર પ્રત્યે, ભોગ પ્રત્યે, ધોળી ધૂળ પ્રત્યે, ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે લઈ જાય તેવું છે? કે પરમાર્થ પ્રત્યે લઈ જાય તેવું છે? એવો વિચારવાન-વિવેકવાન આત્માર્થી સદ્ગુરુને શોધે છે. સદ્ગુરુ-યોગ શોધવાનો પુરુષાર્થ પોતાનો છે. ગુરુ મને તારી દેશે, કેવળજ્ઞાન આપી દેશે, મોક્ષમાં મોકલી દેશે, એમ તે નથી માનતો, પણ તે તો પોતે સત્‌નો આદર કરી રહ્યો છે. જેનામાં પાત્રતા છે, તે જીવ સમજીને સત્‌સમાગમની ભાવના કરે...સ્વપ્નમાં પણ તેની જ ભાવના કરે...તમે કોઈ દિવસ સત્‌સમાગમ કરીને સત્ સ્વરૂપની ભાવના કરો છો? જો કરી હોય તો કેવી રીતે કરી છે? તે મને કહી દેખાડો તો ખરા. તે એવી ભાવના કરે છે કે અહો! અતિ આશ્ચર્ય એવા શ્રી સદ્ગુરુનો યોગ સત્‌સમાગમ મને મળે તો બધુંય સમાધાન થઈ જાય. હું કયાં અટક્યો છું...મેં માન્યું છે શું.. તે બધુંય સમાધાન થઈ જાય.

લોકો આધિ-વ્યાધિ-ઉપાધિને અળગી કરીને સંસારની પુણ્યની (તમારી વાત તો ગામના ઝાંપેય થાય તેમ નથી) મીઠાશને છોડીને જો નિવૃત્તિ લે તો જરૂર આગળ ચાલે. (મહારાજ ચોમાસુ પધાર્યા છે...એક વખત વ્યાખ્યાનમાં જઈએ તોય બસ અથવા એકાદવાર આખા દિવસમાં દર્શન થાય તોય બસ. અથવા એકાદ સામાયિક ચોવીસ કલાકમાં થાય તોય બસ.) અને તેનાથી કાંઈ નવું આવે તો મૂંઝાય. એવો મૂંઝાય.. એવો મૂંઝાય...કે ન પૂછો વાત. કોઈ મહાત્મા પુરુષ ચોમાસું પધાર્યા હોય અને આઠથી નવનો વ્યાખ્યાનનો સમય હોય...તો કોઈ સંઘનો આગેવાન ઊભો થઈને કહે કે...એક કલાક વ્યાખ્યાનના સમયે દુકાન બંધ રાખી સર્વે વ્યાખ્યાન સાંભળવા આવવું. આ વાત સાંભળે ત્યાં તો ભાઈસાહેબ મૂંઝાય પણ જેને પાત્રતા તૈયાર હોય..તેને એવા પ્રકારની વાત સાંભળીને જરાય મૂંઝવણ ન થાય. સત્‌ગુરુ એટલે સત્‌માં મોટા. સત્ કોને કહેવાય? જે અવિકારી-અવિનાશી-શુદ્ધ આત્મા છે. તે સત્ છે. તે સત્‌ની પાત્રતાપૂર્વક રુચિવાળો, સાચા સુખનો, શાશ્વત સુખનો કામી છે. તે જિજ્ઞાસુ છે. તે તત્ત્વને જાણે છે. આવો જિજ્ઞાસુ તે તત્ત્વને જે જાણે છે....એવા પ્રત્યક્ષ સદ્દગુરુને....તે આત્માર્થી શોધે છે. તમે કોને શોધો છો? સત્‌ગુરુને કે કુકાને? કુકા તો એની મેળે પુણ્ય હશે તો ચાલ્યા આવે. માટે ભાઈ તેની શોધમાં ન નીકળે. પણ સદ્દગુરુ દેવની શોધમાં નીકળો.

બે માણુસ પરદેશ જાય છે. તેમાં એક માણુસ કમાઈને આવે છે, અને બીજો માણુસ ભિખારી થઈને આવે છે. માટે ભાઈ....તે શોધવાથી નથી આવતા. પણ પૂર્વે પુણ્યને લઈને જ આવે છે. જો એમ ન હોય તો બંને પૈસાવાળા થઈને આવવા જોઈએ. પણ એમ તો બન્યું નહિ. માટે પુણ્યથી પૈસા મળે છે. પણ વર્તમાન આ તારી પાપથી ભરેલી મહેનતથી પૈસા મળતા નથી.

સત્‌ના લક્ષને પ્રાપ્ત કરવામાં પોતાનું જ વીર્ય છે, પુરુષાર્થ છે. એક આત્માના અર્થને સાધ્ય કરવો છે. હવે સંસારની તેને વાસના નથી. સત્‌નો જિજ્ઞાસુ જીવ સત્‌સમીપે જ ઊભો છે. સત્‌ના પડખે જે ભાવથી ઊભો છે તેને સત્‌નો, આત્માનો અર્થ પ્રગટ થાય જ. ઊભા તો રહો સત્‌ના પડખે. તમે ક્યાં ઊભા છો? સતના પડખે કે અસત્‌ના પડખે? તમારે સત્ જોઈએ કે સંસાર જોઈએ? જો સત્ જોઈએ તો સત્‌ના પડખે ઊભા રહેજો. તે જ જીવ આત્માર્થી મુમુક્ષુ છે. અને તે જીવ જાણે છે કે સત્‌સમાગમમાં બીજું કાંઈ કરવાનું ન આવ્યું. સંસારનું કાંઈ પણ પ્રયોજન તેમાં ન હોય. પણ માત્ર એક આત્માર્થ એટલે સમ્યક્ પરમાર્થ પામવાની આત્માર્થીને અંતર ખોજ હોય છે. તે અંતર ખોજમાં એક આત્માનો અર્થ પામવા સિવાયની બીજી કોઈ જાતની કલ્પના હોતી નથી. (જેમકે મંત્ર-તંત્ર-જંત્ર વગેરેની) પણ જે છે તે પામું. એટલે પૂર્ણ શક્તિરૂપ શુદ્ધ અવિનાશી છું તેવો થાઉં. તેવો ન થાઉં ત્યાં

સુધી તેની જ શ્રદ્ધા, સમ્યક્ અભિપ્રાય તે જ્ઞાનની સ્થિરતા અને પૂર્ણ વીતરાગતાની જેને જિજ્ઞાસા-કામના-અભિલાષા વર્તે છે. બીજો કોઈ પણ તેને સંસારનો રાગ ન હોય, રોગ ન હોય. તે ન હોવાથી કોઈ શુભાશુભ વૃત્તિ ઊઠે તેનો પણ તેને આદર-ભાવ નથી.

હે ભવ્ય જીવો! કેટલી બાદશાહી છે...મુક્તદશામાં....!! સંસારમાં તો મરી ગયા...તેમાં કાંઈ નથી. પણ એક આત્માર્થીપણામાં એટલે એકરૂપ-વીતરાગદશામાં ક્ષોભ ન થાય. (વિકારના અનેક પ્રકાર છે. તેમાં ક્ષોભ-ખળભળાટ જ ભર્યો પડ્યો છે.) એ જ એક શુદ્ધ સ્વરૂપની સંભાળ-જાળવણી કરવાની છે.

जयं चरे जयं चिट्ठे, जयं मासे जयं सए ।
जयं भुंजन्तो भासंतो, पाव कम्मं न बंधइ ॥ ८ ॥

—દશાવૈકાલિક સૂત્ર, અધ્યયન ૪ થું.

આત્માર્થીને એ જ જોઈએ છે. આ સિવાય એને કાંઈ જોઈતું નથી. આત્મા પોતે જ્ઞાતા-દૃષ્ટા છે. જ્ઞાયક છે. પરમશુદ્ધ પારિણામિક ભાવમય છે. રાગદ્વેષથી રહિત છે. જડના પરિણામથી પણ રહિત છે. તે અવિનાશી-અબંધ-કેવળ એક જ્ઞાનમૂર્તિ છે. માટે જ્ઞાનબળ વડે જ્ઞાનમાં ટકી રહેવું. રાગ-દ્વેષ મોહ-વિકારમાં ન ટકવું. નિજ સ્વરૂપની સંભાળ રાખવી. રાગ-દ્વેષ-મોહ મરી જાય તો તેની કાણ ન માંડવી. નિજ સ્વરૂપની જ્ઞાનપણે સંભાળ રાખવી. રાગ-દ્વેષ જતા હોય તો...જવા દેવા. તે જ પરમાર્થ હેતુ વ્યવહાર છે. તે જ આત્માર્થીનું કાર્ય છે,

મુમુક્ષુને સતને પામવાની રૂચિ એટલે ધગશ હોય છે. કુદેવ-કુગુરુ-કુશાસ્ત્રને તથા સંસારના દેવ દેવલાઓને તથા સંસારનાં પાપ પરિણામમાં તે અટકે નહિ. પણ જેના વડે સાચી સમજણ થઈ...તે ઉપકારીનો ઉપકાર ઓળવે નહિ.. પણ પરમ-ઉપકાર સ્વીકારે..જે સદ્‌ગુરુએ ભવકટી કરી છે. તેની સમીપમાં રહેલ...તેના પડખામાં રહેલ પાત્ર જીવને ભવકટી હોય જ. એટલે ગુરુનો મોટો ઉપકાર માને.

ઉપકાર માનતી વખતે તેની પાત્રતામાં કેવા કેવા ઊભરા આવે છે તેના ભાવ ભેદ ઘણા છે. તે અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૯૧

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૮, રવિવાર, તા. ૫-૧૦-૫૮.

### પારમાર્થિક સુખ કેવળ આત્મધ્યાનથી જ ઉપજે. ધ્યાનમાં પરાવલંબનની અપેક્ષા નથી. તે કેવળ આત્માધીન છે.

આ સંયતિ નામનો રાજા તદ્દભવ મોક્ષગામી છે. મોક્ષ એટલે સુખ. તમામ જગતના જીવો સુખને ઇચ્છે છે. મોક્ષ એટલે તમામ સુખની પ્રાપ્તિ. તે પામવાની લાયકાત આ રાજામાં આવતી જાય છે. પૂર્વના એવા જ સંસ્કાર લઈને આવ્યો છે. તેથી ગર્દભાલી મુનિના સમાગમે, પાત્રતા લઈને આવેલ હોવાથી મોક્ષને પમાડે તેવો બોધ ઝીલતો જાય છે.

તે જ દૃષ્ટાંતે રાજા સમાન આત્મા પાત્રતા લઈને સત્સમાગમે સત્બોધને ઝીલે તો કેવળજ્ઞાનના બીજને પામી જાય, માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો. પાત્રતાવાળા જીવને ..મુમુક્ષુ જીવને સત્ પામવાની સાચી રૂચિ હોય છે. સત્ એટલે આત્મા... સુખનો દરિયો. સત્ એટલે આત્મવસ્તુ તેને પામવાની રૂચિ...રૂચિ એટલે ધગશ... પાત્રતા ન હોય તો તેને સત્ પામવાની ધગશ કે રૂચિ હોતી નથી. કુદેવ-કુગુરુ-કુશાસ્ત્રમાં પાત્ર જીવ અટકે નહિ. કુદેવ-કુગુરુના બોધમાં તથા દેવ-દેવલામાં કે તેની માન્યતામાં પાત્ર જીવ અટકે નહિ. જેના વડે સત્સમજણ થઈ...તે ઉપકારીનો ઉપકાર ઓળવે નહિ. જો ઉપકારીનો ઉપકાર ઓળવે તો તેનામાં પાત્રતા, જિજ્ઞાસા, મુમુક્ષુતા નથી. જેનામાં પાત્રતા થઈ હોય તે ઉપકારીનો ઉપકાર ત્રણ કાળમાં ઓળવે નહિ. પણ ઉપકાર સ્વીકારે.

જે સદ્દગુરુએ ભવકટી કરી છે, એક ભવમાં જ મોક્ષે જવાના છે, તેની સમીપમાં રહેનાર પાત્ર જીવને ભવકટી હોય જ. પણ પાત્રતા સહીત હોય તો જ...અને પાત્રતા ન હોય અને સદ્દગુરુના પડખે ઊભો હોય...તેને ભવકટી ન હોય. લાયક, પાત્ર જીવને ભવકટી હોય જ. ગુરુનો મોટો ઉપકાર છે. જ્ઞાનદાનનો દાતાર....મોક્ષલક્ષ્મી અર્પનાર ! ! તમે આપી આપીને શું આપશો ? બે-ચાર હજાર રૂપિયા જ ને ? તે તો એક-બે વર્ષમાં ચવાઈ જશે. પણ ગુરુ તો મોક્ષલક્ષ્મીના દાતાર છે....ભવકટી કરનાર છે. કરાવનાર છે. ગુરુનો મોટો ઉપકાર છે. અનંત સુખનો..મોક્ષસુખનો..માર્ગ જણાવ્યો. લોકોત્તર માર્ગ જણાવ્યો ..અનંત ગર્ભ ટળી જાય, તેવો માર્ગ જણાવ્યો...જો કે પોતે

પોતાની પાત્રતાથી જાણ્યો છે. અને પોતે પોતાના ઉપાદાનથી પામ્યો છે. એમ હોવા છતાં પાત્ર જીવ સદ્‌ગુરુ દેવ પ્રત્યેનો આદર ન ચૂકે. ન મૂકે "ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન." —શ્રીમદ રાજચંદ્ર

"अणंतनाणो वगओ वि सन्तो"

—દશવૈકાલિક સૂત્ર, અધ્યયન નવમું, પહેલો ઉદ્દેશો,
ગાથા ૧૧, પદ ૪ થું.

શિષ્ય કેવળજ્ઞાન પામી ગયો હોય છતાં છદ્મસ્થ ગુરુનો ઉપકાર ન ભૂલે, નગુણો ન થાય. તમે નગુણા તો નથી થયા ને? એક ઘડી પણ ઉપકાર ન ચૂકે. કારણ કે પોતે પામી ચૂકયો છે. તેથી તેણે પોતાના હૃદયમાં સદ્‌ગુરુદેવનું સ્થાન લઈ લીધું છે. સદ્‌ગુરુદેવને પોતાના હૃદયમાં પધરાવ્યા છે તેથી તે એમ કહે છે કે.. હે ગુરુદેવ! તમારાં ચરણકમળની સેવાથી, તમારાં ચરણકમળની રજ માથે ચડાવું..તો મોક્ષ થાય. અહીં કોઈ પ્રશ્ન કરે કે પગ તે તો જડ છે. અને પગની રજ પણ જડ છે. તો શું તે જડથી મોક્ષ થાય ખરો? ત્યાં પાત્ર જીવ કહે છે કે એ તો મારો પોતાનો વિનય ગુણ છે. મારો ગુરુ પ્રત્યેનો ભકિતનો ભાવ છે. ભક્તિનો વેગ છે, તે મારા પોતાના ગુણનું બહુમાન છે. આમ જેમ છે તેમ સમજીને આત્માર્થી જીવ આત્માનું કાર્ય કરે છે.

આ સંસારમાં જે જીવ આત્માનું કાર્ય કરે છે તે જ જીવ પાત્ર જીવ છે. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરીને આત્માના કામમાં લાગી જાવ. કર્યું તે કામ. રહ્યું તે વાયદા. આત્મર્થી જીવમાં, પાત્ર જીવમાં, ભાવના કેવા કેવા ઊભરા ઊભરાય છે. એ પણ જાણો. આવા ઊભરા તમારામાં ઊભરાયા હોય..તો જ જાણજો કે તમારામાં પાત્રતા, મુમુક્ષુતા, જિજ્ઞાસા, અને તેનાં બે અંગ—વિવેક અને વિચાર પ્રગટ્યા છે. નહિ તો નહિ હો...

દૃષ્ટાંતઃ—તમે કોઈ દિવસ રસ્તે ભૂલું પડેલું છોકરૂં જોયું છે? તે ભૂલુ પડેલું છોકરૂં મારી મા...ઓ મા...ઓ મા...કરતું રડતું છોકરૂં તમે નથી જોયું? જોયું છે ને? તે છોકરાને ગમે તે આપીને તમે સમજાવો, સમજાવવાની મહેનત કરો, છતાં તે છોકરૂં મા...ઓ મા કરતું અટકશે? નહીં જ અટકે. (તમારે મા જોઈએ છે? હા. તો તે સગી મા જોઈએ છે કે ઓરમાન મા જોઈએ છે? સગી મા. તેમ તમારે ગુરુ જોઈએ છે? હા, જો ગુરુ જોઈતા હોય તો સગા સમકિતી ગુરુ જોઈએ કે ઓરમાન મિથ્યાત્વી ગુરુ જોઈએ છીએ? સગા ગુરુ જોઈએ છીએ. (સગા કહેતાં સંપ્રદાયના નહિ પણ સમકિતી ગુરુ સમજવા.) તેણે તો તેની મા ખોઈ છે. તેથી તે કશાથી સંતોષ પામશે નહિ. તેને તમારા ઘેર તેડી જાવ...અને અનેક પ્રકારનાં રમકડાં બતાવો. "ખાઉ ખાઉ"

મોઢા આગળ મૂકો છતાં તે છોકરું તેની સામે જોશે પણ નહિ. પણ તેની માને જુવે તો જ તેને કળ વળે, આનંદ પામે. હવે તેને એની મા બતાવો. તેની પાસે ઉમળકાથી દોડી જવા દો. પછી તેને શું જોઈએ છે? કાંઈ નહિ. કહેવું પડે કે પછી તેને બીજું કશું જ જોઈતું નથી.

એ જ દષ્ટાંતે પાત્ર જીવને, મુમુક્ષુ જીવને પરમાર્થની રૂચિપૂર્વક પરમાત્મપદ પામવાના અંદરમાંથી ઉમળકા-ઊભરા આવે. પરમાત્મ પદની પ્રાપ્તિ વિના પાત્ર જીવને જંપ વળતો નથી. તે પરમાત્મપદનો એકાદ અંશ પ્રગટયા વિના પાત્ર જીવને જંપ વળતો નથી. મારા સિદ્ધ, મારા પરમાત્મા, તેને જણાવનાર મારા સદ્‌ગુરૂ દેવ, એવા ઊભરા તે પાત્ર જીવને અંદરમાં ઊભરાતા જ હોય છે. આવા સુપાત્ર જીવોને ભાવમાં ઊભરાતા ઊભરાના જોરે પરમાર્થની રૂચિ વર્તતી હોવાથી પરમાર્થ તત્ત્વને પામી જાય છે. એક તો પાત્રતા છે, ભવકટી કરી છે...તેના પડખે ઊભો છે, અંદરમાં ઊભરા ઊભરાય છે. તેથી તે પરમાત્મ તત્ત્વને પામી જાય છે.

જ્ઞાની કહે છે કે આટલી બધી ઉત્તમ તારક સામગ્રી તમે પામ્યા...જેમકે આર્ય દેશ, મનુષ્ય ભવ, ઉત્તમ કુળ, નિરોગી શરીર, પાંચ ઇન્દ્રિય પૂર્ણ, સમજવાની બુદ્ધિ, સામે સમજાવનાર સદ્‌ગુરુદેવ વક્તા, કેવળીએ પ્રરૂપેલો ધર્મ. આ બધું પામ્યા છતાં પણ આપણામાં ભગવાન શ્રી જિનેશ્વર દેવના શાસનને વીતરાગ શાસનને પામવાની લાયકાત જો પ્રગટી નહીં, અથવા તો લાયકાતને પામવાની વૃત્તિ પણ આવી ન હોય..તો ચેત..ચેત..જીવડા! પરિણામ શું આવશે? તમે અને અમે વર્ષોથી ધર્મક્રિયાઓ તો કરીએ જ છીએ ને? વર્ષોથી ધર્મક્રિયા કરનારા આપણે એ તો જરા તપાસીએ ને? કે.. મારી ધર્મ કરણીએ મારા રાગદ્વેષને કેટલા ઘટાડયા? (બાર માસના અંતે વેપારમાં કેટલો લાભ મળ્યો.. અને કેટલી ખોટ ગઈ..તે તો તપાસી જુઓ છો ને?) સંસારની તીવ્ર આસક્તિ અને સંસારના તીવ્ર ગૃદ્ધિપણાને કેટલાં ઘટાડયાં? મોહની ઘેલછાને કેટલી ઘટાડી? અને ત્યાગની ભાવનાને કેટલી વિકસાવી? અર્થાત્ અંદરમાંથી સમ્યક્‌ત્યાગ પ્રગટે તેવી પાત્રતા પ્રગટાવી કે ન પ્રગટાવી? (ચોપડામાં સાંજે ચાર આનાનો મેળ મેળવતા જો ન મળે તો શું કરો? ચાર આનાનું ગ્યાસતેલ બાળીને પણ મેળવો ને?) પાત્રતા વિકસી હોય...વિકસાવી હોય તો જ્ઞાન-દર્શન કેટલાં વિકસાવ્યાં?

ભૂતકાળમાં ધર્મકરણી તથા શુભ ભાવરૂપ બ્રહ્મચર્ય નહીં આવ્યાં હોય? નહિ સેવ્યાં હોય? ભૂતકાળમાં શુભ ભાવરૂપ ધર્મની ક્રિયાઓ ઘણી કરી, કે કરેલી છે. એ છતાં વર્તમાનમાં આપણી આવી દશા કેમ? આ જીવ મોક્ષ માર્ગે કેમ નહીં? ભૂતકાળમાં આપણે શુભ ભાવરૂપ ધર્મ કર્યો ન હોત તો આપણે અહીં શી રીતે આવત? શ્રી જિન શાસનની નિકટમાં આપણે આવી પહોંચ્યાં, એ પ્રતાપ પૂર્વે કરેલાં ભલા ભાવ-રૂપ ધર્મનો છે. પણ આટલી સારી સામગ્રી મળવાં છતાં જો સંસારનો રાગ ઘટે

નહિ, ભોગના વિકલ્પ છૂટે નહીં, વિષય-ભોગની તૃષ્ણા મટે નહિ. સંસારની ગૃધ્ધિ અને સંસારની આસકિત ટળે નહિ, તીવ્ર તૃષ્ણા ઘટે નહિ, તો તે પ્રતાપ કોનો ? ભૂતકાળમાં ભલા ભાવ કરેલા..ભૂતકાળમાં ધર્મ કરતાં કરેલી ભૂલોનો જ ને ? એ પ્રતાપ ! ! કઈ ભૂલ ! મિથ્યાત્વની.

જ્યારે જે ભૂલ ભૂતકાળમાં કરેલી તે જ ભૂલ જો વર્તમાન અહીં પાછી કરીએ.... તો પરિણામ શું આવે ? ધર્મ તે સંસારના રાગને પોષવા માટે નથી. પણ ધર્મ તો સંસારના રાગને કાપવા માટે છે. ટાળવા માટે છે. ધર્મ કરતાં સંસારનો રાગ પોષવો નહીં જ જોઈએ. ધર્મ ક્રિયા કરતી વખતે સંસારનો રાગ પોષવો નહીં જ જોઈએ. એક તરફ ધર્મ ક્રિયા ચાલુ હોય...અને બીજી તરફ સંસાર પોષાતો હોય ? ! તેવી આસકિત અને ગૃધ્ધિપણું પોષાતાં હોય તો પાત્રતાનાં ઠેકાણાં પણ નથી.

માટે ધર્મ કરતાં સંસારનો રાગ પોષાવો નહિ જોઈએ. પણ કપાવો જોઈએ. સંસારના રાગને વશ બનીને...સંસારની વૃધ્ધિને, આસકિતને, તૃષ્ણાને વશ બનીને ગમે તેટલી ધર્મકરણી કરવામાં આવે અને તે ગમે તેટલાં વરસો સુધી કરવામાં આવે છતાં સંસારથી તારનાર બને શી રીતિએ ! એવા જીવોને માટે તો તે જેમ જેમ ધર્મકરણી કરતો જાય તેમ તેમ સંસારનો રાગ વૃધ્ધિ પામતો જાય, ગાઢ થતો જાય, એવું જ પરિણામ આવેને ? જો કે કરણી વાંઝણી નથી, તેનું ફળ મળશે. પણ ભવકટી નહિ થાય. પરિભ્રમણ વધ છે. મલ છે.

પ્રશ્નકાર પ્રશ્ન કરે છે કે..અત્યારે તો કરણી કરીને ભલે પુણ્ય બાંધે કે જે પુણ્યના ફળમાં તેને ફરી આવો માનવદેહ મળશે ? તેને વકતા ઉત્તર આપે છે કે...પુણ્ય કરી.. મનુષ્ય દેહ મેળવીને આખરે તારે કરવું છે શું ? મોક્ષ લેવો છે. જો ભાઈ.. આખરે પણ મનુષ્ય ભવ પામીને મોક્ષ પ્રાપ્ત કરવો છે તો અત્યારે જ ધર્મ કરી લેને કે જેથી તારો મોક્ષ થઈ જાય..કોણ જાણે ભવિષ્યમાં આવાં સાધનો તથા મનુષ્યભવ મળશે કે નહીં મળે..માટે ભવિષ્યની આશા ન રાખ. પણ અત્યારે જ ધર્મ કરી લે. કે જેથી ભવિષ્યમાં પસ્તાવું ન પડે. તેમજ મોક્ષ થતાં વાર ન લાગે.

આશા....ઓરનકી કયા કીજે....

જ્ઞાન....સુધારસ પીજે....આશા...ઓરનકી.

—આનંદઘનજી મહારાજ.

શું આત્માનો સ્વભાવ સંસારના સુખનો લોભ કરવાનો છે ? વિષયોના અભિલાષ અને કષાયોના ધમધમાટ એ શું આત્માનો સ્વભાવ છે ? નહિ. તો આ બધું કોના પ્રતાપે ? અજ્ઞાનના પ્રતાપે. જેના પ્રતાપે એ છે. તેને ટાળવા છે કે પોષવા છે ?

ટાળવા છે. તો કોઈ એમ કહે કે..પૂર્વકર્મના યોગના પ્રતાપે...તો તેને કહીએ છીએ કે.. પૂર્વ કર્મના યોગના પ્રતાપે નહિ પણ પૂર્વે ભૂલ કરી છે...તેના પ્રતાપે...

ધર્મકરણીઓ તો અનંત કરી પણ તે કરણીઓમાં સંતોવાઈ ગયો. પણ પાત્રતા-પૂર્વક પરમાર્થની રૂચિ ન કરી, પ્રગટાવી નહિ. હવે યથાર્થ સમજણે પાત્રતા પ્રગટ કરી...પરમાર્થની રૂચિ પ્રગટાવીને સત્‌ગુરુદેવનો સમાગમ કરે...અને બોધનો જે ધોધમાર વરસાદ વરસે છે...તેને ઝીલી લે. તે તેમની વાણી સાંભળે. જિજ્ઞાસા પ્રગટ કરે. તેનાં બે અંગ વિવેક અને વિચાર કરીને સ્વભાવમાં ઠરે તો તેનું કલ્યાણ થાય.

પારમાર્થિક સુખ કેવળ આત્મધ્યાનથી જ ઉપજે. આત્મધ્યાનમાં પરાવલંબનની અપેક્ષા નથી. અથવા પ્રગટ શુદ્ધ આત્મસ્વરૂપ પરમાત્મા...તે પરમાત્માના અવલંબનની અપેક્ષા છે. એટલે...તે કેવળ આત્માધીન છે. અને તે...કર્મ–વિયોગ માત્રથી ઉપજે છે. એટલે તેમાં કર્મનું પરવશપણું નથી. આમ..સ્વાધીન એવા આત્મધ્યાનમાં આત્મા પોતે ધ્યાતા છે...આત્મા તે જ ધ્યેય છે...અને ધ્યાન પણ આત્માનું છે. આમ ધ્યાતા-ધ્યેય-ધ્યાનની ત્રિપુટી બને છે...એ ત્રણેની એકતા થાય છે...ધ્યાતા-ધ્યેય-ધ્યાન એક સ્વરૂપ બની જાય છે. પરમ શુદ્ધ, અદ્વૈત થાય છે. સહજ આત્મસ્વરૂપ એ જ સાધ્ય, સહજ આત્મા એ જ સાધન, અને સહજ આત્મસ્વરૂપ એ જ સિદ્ધિ. એમ અભેદ એકતા અહીં થાય છે. એટલે કોઈ પણ પ્રકારની વિકલ્પરૂપ આકુળતા થતી નથી. પરમ નિર્વિકલ્પ શાંતિ થાય છે. પરમ સ્વસ્થતા ઉપજે છે. તે જ પરમ સુખ–શાંતિ–આનંદ છે. પરમાનંદ છે. એવા પરમોત્તમ ધ્યાન–સુખની પ્રાપ્તિને માટે પ્રથમ બ્રહ્મચર્યનો રંગ રગે રગે હોવો જોઈએ. અને તે પણ બ્રહ્મચર્યના રંગપૂર્વક સત્‌ના સમાગમે પોતાના સત્‌ સુખને સમજે. અને પછી પરમાર્થની રૂચિપૂર્વક પોતાના સત્‌ સુખને અનુભવે, તો તેને ધ્યાન સુખ પ્રગટે.

આ ધ્યાન જ્યારે પરમ પરિપાકને પામે છે ત્યારે તેની પાસે ઇન્દ્રપદ તૃણ સરખું છે. પૈસાનો પરિચય મૂકી દો. તેમાં સુખ જરાય નથી. સ્વ–પર પ્રકાશમય....સુખમય...બોધ-મય...સ્થિરમય...એવું આ આત્માનું ધ્યાન ભવનો નાશ કરનારું છે.વર્તમાનમાં આપણાથી જેટલું થાય તેટલું જ કહેવાય છે. વધારે જરાય કહેવાતું નથી. સાધુ-સાધ્વીને આ ખાસ ભલામણ છે કે..આ..જ કરવું. કદાચ ગૃહસ્થ ન કરી શકે..પણ સાધુ–સાધ્વી જો કરવા ધારે તો જરૂર કરી શકે જ.

અહીં મોક્ષ સુધીનું જ કહેવાય છે? ભાઈ..જો સાત માળનું મકાન કરવું હોય.... તો તેમાં કેટલો કાળ, કેટલું લોઢું, ચૂનો, સિમેન્ટ, પથ્થર વગેરે જોઈશે તે બધાયનો પ્રથમથી જ ખ્યાલ..મકાન બનાવનારને આવી જાય છે..તેમ પાત્રતામાં પ્રથમ પૂર્ણતાનો લક્ષ આવી જાય છે.

આત્મામાં–આત્માનો–પરમાત્મા..જે ભેદ.. બુદ્ધિકૃત વિવાદ હતો..એને આ ધ્યાન-રૂપી સંધિ કરનારો..એ વિવાદને ઝટ દૂર કરીને અભેદ કરી આપે છે. જેમ સંસારમાં

બે ભાઈને કજીયા થયા હોય..તો ડાહ્યા માણસો તેની પતાવટ કરાવીને ફરી સંધિ... મેળાપ..એટલે પ્રેમ કરાવી દે છે.. અર્થાત્ આત્મા અને પરમાત્માની અભેદતા થતાં આત્માનો પરમાત્મામાં લય થઈ જાય છે.

ધ્યાન સુધારસ પાન મગનતા,
ભોજન સ્વગુણ ઉપભોગ રે.. નિજ સુખ કે સધૈયા..
રીજ એકત્વના તાનમેં..
વાજે વાજીંત્રમ્ સન્મુખ યોગ રે.. નિજ સુખ કે સધૈયા..

પરમાર્થની રૂચિપૂર્વક, બ્રહ્મચર્યના રંગપૂર્વક, સ્વભાવ બ્રહ્મચર્ય પ્રગટ થયે થકે, ધર્માત્માને સદૈવ, ધ્યાન જ હોય છે. પાત્રતાપૂર્વક પરમાર્થની રૂચિથી જેટલું આત્મજ્ઞાન થાય..તેટલી આત્મસમાધિ પ્રગટે.

આ તો જ્ઞાનીઓના અનુભવની વાત છે. જરા આગળ ચાલે તો ખબર પડે. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો. પાત્રતાપૂર્વક બ્રહ્મચર્યનો રંગ જોઈએ. સ્વભાવ બ્રહ્મચર્યની પ્રાપ્તિને માટે પરમાર્થની રૂચિપૂર્વક પાત્રતા અને બ્રહ્મચર્ય જોઈશે.

તમારા ઘરમાં જેમ રેડીયો યંત્ર છે, તે પ્રવચનના વાયુ તરંગ...આંદોલનો ઝીલવા માટે રેડીયો યંત્ર છે. તે યંત્ર અમુક ચોક્કસ કક્ષા ઉપર ( મીટર પર ) એટલે રેખાંશ પર એ યંત્ર હોવું જોઈએ. તો જ તે તરંગો ઝીલી શકાય છે. પણ રેખાંશ અને અમુક કક્ષા ઉપર તે યંત્રને ન મૂકયું હોય તો નહીં ઝીલી શકાય. તેમ અમારી સભામાં જ્ઞાનાદિપૂર્વક, જ્ઞાનાદિક પ્રવચનના સંસ્કાર તરંગ આ આંદોલન ઝીલવાને માટે હવે આત્મા પણ મોક્ષ માર્ગના પ્રવચન સંસ્કાર તરંગ આંદોલન ઝીલવાને માટે અમુક ચોક્કસ પાત્રતા રૂપ કક્ષા પર એટલે પાત્રતા રૂપ રેખાંશ, યોગ્ય રેખાંશ પર સ્થિતિ કરે....હોવો જ જોઈએ....તો જ આ અમારાં પ્રવચનો ઝીલી શકાશે. નહિ તો નહીં ઝીલાય. અથવા સાવ સાદી ભાષામાં કહીએ કે પાત્રતા વિના વસ્તુ ન રહી શકે. તથારૂપ પાત્રતા વિના આ આત્મિક વસ્તુ ન રહી શકે. "પાત્ર વિના વસ્તુ ન રહે" તેમ યોગ્યતા વિના આત્મ વસ્તુ નહીં રહી શકે. જેમ સિંહણનું દૂધ સિંહ–સુતને જ પચે. બીજાની હોજરી જ ફાટી જાય. તેમ આ પરમ રમણતા રૂપ આત્માનું ભોજન તથા રૂપ પાત્રતાવાળા જિજ્ઞાસુ આત્માને જ ઝરી શકે છે. બીજાઓને, અપાત્રને, અયોગ્ય માણસને ઝરે તેમ નથી. માટે પ્રથમ પાત્રતાવાળા બ્રહ્મચારી બનો.

સર્વે કાળને વિષે પરમાર્થની પ્રાપ્તિ સદ્‌ગુરુથી જ હોય છે. પ્રત્યક્ષ સદ્‌ગુરુનો ઉપકાર સર્વથી અધિક છે. શ્રી જિનેશ્વરનું સ્વરૂપ સદ્‌ગુરુ વિના સમજાતું નથી. પરમાત્માનું ભાન કરાવનાર સદ્‌ગુરુ જ છે. નવકાર મંત્રમાં અરિહંતનું પદ સિદ્ધપદ

કરતાં પ્રથમ મૂકયું છે. તેનું પણ એ જ રહસ્ય છે. માટે સદ્‌ગુરુને સતત્ દૃષ્ટિ સન્મુખ બરોબર રાખીને...પાત્ર જીવ, મુમુક્ષુ જીવ, પરમાર્થની રૂચિપૂર્વક, સમજણપૂર્વક, પોતાના આત્મસ્વરૂપની ધારણા કરતો જાય. આવા પાત્ર જીવને સંસારની રૂચિ ઘટી જાય. અને સુદેવ-આદિ તેમજ પરમાર્થની રૂચિ વધી જાય. એવો જીવ અલ્પકાળમાં સમ્યગ્‌દર્શનને પામી જાય.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૯૨

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૯, સોમવાર, તા. ૬-૧૦-૫૮

**આત્માનું ધ્યાન ધરવું.**
**તેનાથી સમ્યગ્‌દર્શન થાય છે.**
**ધ્યાન વિના સમ્યગ્‌દર્શન થાય તેમ નથી.**

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા...પરિપૂર્ણ જ્ઞાનમાં અખંડ-અભેદ-અબાધિત તત્ત્વનો નિર્ણય થયેલ તેનું નામ તે સિદ્ધાંત.

**हयाणीप गयाणीप, रहाणीये तहेव य ।**
**पायत्ताणीप महया, सव्वओ परिवारिप ॥२॥**
—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મું અધ્યયન.

પૂર્ણપદની પ્રાપ્તિને માટે પ્રથમ પાત્રતા તૈયાર કરવી જોઈએ. પાત્રતાની, યોગ્યતાની ભૂમિકારૂપ ક્રમેક્રમે અનેક બોલો સમજાવ્યા છે.

પ્રથમ યોગ્યતાની ભૂમિકારૂપ ચાર બોલ સમજાવ્યા. પ્રકૃતિનું ભદ્રિકપણું-વિનયપણું-લૌકિક અનુકંપા-અમત્સરભાવપણું...યોગ્યતાની ભૂમિકારૂપ એ ચાર બોલમાં પ્રથમ જીવે આવીને શું કરવું? તે અહિં સમજાવે છે.

ભાઈ...યોગ્યતારૂપ ચાર બોલની ભૂમિકામાં આવીને સત્‌પુરુષ જે સમજાવે છે તેને સમજીને પ્રથમ આત્માની શ્રદ્ધા ગ્રહણ કરવી. ધ્યાનમાં પણ આત્માને ધ્યાવવો...એટલે

ધ્યાનમાં પણ આત્માની શ્રદ્ધાને ધ્યાવવી. અનાદિના દુઃખના નાશને અર્થે એક આત્માની શ્રદ્ધાને ધ્યાવવી. એટલે કે શ્રદ્ધામાં જેવો શુદ્ધ આત્માનો અનુભવ છે, તેવા શુદ્ધ આત્માને જ ધ્યાવવો. શુદ્ધ આત્માની શ્રદ્ધા એવી દૃઢ રાખવી કે પૂર્વકૃત પાપના ઉદયે મરણાંત કષ્ટ તૂટી પડે..આવીને ઊભા રહે..તો પણ આત્માની શ્રદ્ધા જરાય ન ડગે. એવી અડગ શ્રદ્ધા કરવી. તે પણ પૂર્ણ પદને પમાડે તેવી પરમાર્થની રૂચિપૂર્વક અને અનાદિના દુઃખના (માન–મોટાઈ–કીર્તિ–પ્રશંસા–આબરૂ વગેરેને માટે નહિ.) ક્ષયને માટે, નાશને માટે, નિર્વિકારી આત્મજ્ઞાન માટે, આત્માને શ્રદ્ધામાં લઈને તેનું જ ધ્યાન કર.

ગૃહસ્થ દશામાં રહેલા શ્રાવકોને પણ આર્તધ્યાન અને રૌદ્રધ્યાન છોડીને ધર્મધ્યાન–આત્મધ્યાન ધરવાનો અનંતા જ્ઞાનીઓનો ઉપદેશ છે. ગૃહસ્થ દશામાં રહીને પણ તું આર્તધ્યાન-રૌદ્રધ્યાન ધરીશ નહિ. પણ ધર્મધ્યાન આત્મધ્યાનને ધરજે.

સમ્યગ્દર્શન–જ્ઞાનાદિના બળથી અથવા તેની ઉપાસનાના બળથી, એ બળથી કેટલો બધો લાભ છે? તે ચારેની ઉપાસનાના બળથી જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મનો ક્ષય થઈ જાય છે.

શ્રવણ કરે તે શ્રાવક...એટલે કે કેવળજ્ઞાની, કેવળદર્શની, જગત્નાથ, જગત્પ્રભુ વીરની વાણીમાં જેવો આત્માનો સ્વભાવ કહ્યો છે, તેનું શ્રવણ કરીને આત્માની શ્રદ્ધા કરે...તેનું નામ શ્રાવક. પ્રથમ ચાર બોલના સેવનમાં તું આવ્યો હો તો..તને અમે કહીએ છીએ કે જ્ઞાનાનંદ સ્વરૂપ આત્માના (સમ્યગ્દર્શને એટલે આત્માનો અનુભવ, જ્ઞાનાનુભૂતિ, સ્વસંવેદન.) ધ્યાનથી જ સમ્યગ્દર્શન થાય છે. જે શુદ્ધ આત્માના ધ્યાનથી જેને સમ્યગ્દર્શન થયું, તેના જ ધ્યાન વડે વીતરાગ ચારિત્ર પ્રગટીને કર્મનો ક્ષય થાય છે. માટે મહાવીર ભગવાને શ્રાવકોને ઉપદેશ્યા છે કે, તમારે આર્તધ્યાન અને રૌદ્રધ્યાન જરાય ધરવું નહિ.

સંસારની સગવડતા આવે ને જાય..તે સ્થાયી નથી. તેનું ધ્યાન તમારે ધરવું નહિ. પણ આત્મા ત્રિકાળી છે. તેનું ધ્યાન ધરો. તેના ધ્યાન વડે સમ્ગ્દર્શન પ્રગટી, વીતરાગ ચારિત્ર પ્રગટી કર્મનો ક્ષય થાય છે. બહિર્મુખ રૂચિ છૂટીને...તૂટીને...અંતર્મુખ સ્વભાવની રૂચિથી અનુભવપૂર્વક...જીવોની સભામાં ઊભા રહીને...પડકાર કરીને...જ્ઞાનીઓ કહે છે કે...બહિર્મુખ રૂચિ તૂટીને અંતર્મુખ રૂચિ થવાથી...જ્ઞાનીઓને સમ્યગ્દર્શન થયું છે, થાય છે અને થવાનું છે. હવે જેને સમ્યગ્દર્શન ન થયું હોય...તેણે શું કરવું? તેણે પ્રથમ યોગ્યતાની ભૂમિકારૂપ ચાર બોલમાં આવીને સમ્યગ્દર્શનનું ધ્યાન ધરવું. એટલે કે સમ્યગ્દર્શનના વિષયભૂત જે શુદ્ધ–આત્મા છે, તેનો વારંવાર મહિમા લાવીને, તેનો ઘણો જ મહિમા લાવીને તેનું ધ્યાન કરવું. સમ્યગ્દર્શનનું ધ્યાન કરવું. એવા ધ્યાનથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે.

ધ્યાન વિના સમ્યગ્દર્શન થાય તેમ નથી, આર્તધ્યાન-રૌદ્રધ્યાનથી સમ્યગ્દર્શન થાય તેમ નથી, માટે તેને છોડી દે. દેહધારી અવસ્થામાં આત્મા એક સમય પણ ધ્યાન વિનાનો નથી. કાં તો આર્તધ્યાનમાં હોય અને કાં તો રૌદ્રધ્યાનમાં હોય. અને તે ન હોય તો ધર્મધ્યાન અને પછી શુકલ ધ્યાન તો હોય જ. માટે આત્માનું ધ્યાન ધરવું.. તેનાથી સમ્યગ્દર્શન થાય છે. સમ્યગ્દર્શન એટલે ભગવાન આત્માનો સાક્ષાત્કાર..... ભગવાન આત્માનું દર્શન થાય છે. તેનાથી પાપનો નાશ થાય છે.

સમ્યગ્દર્શન થયા પછી તેના ધ્યેય રૂપ આત્માનું ધ્યાન કરવું..તે ધ્યાનના બળે કર્મનો નાશ થઈ જાય છે. સમ્યગ્દર્શન થયા પછી આત્માના પરિણામ એવાં થાય છે કે...આત્માને સમય સમય શુદ્ધતા પ્રગટતી જાય છે અને અશુદ્ધતા ટળતી જાય છે. એટલે ભાવકર્મની નિર્જરા થતી જાય છે. આવી રીતે કર્મોની નિર્જરા ઘણી થાય છે. મોક્ષનું કારણ, અનંત સુખનું કારણ અનંત ગર્ભમાં સદા સર્વદા-સર્વથા ગળવાનું મટી જવાનું કારણ જો કોઈ હોય તો સમ્યગ્દર્શન-જ્ઞાનાદિ શુદ્ધ પરિણામ જ છે. નિર્વિકલ્પ ચિદાનંદ આત્માના સ્વરૂપની જે સમ્યક્પ્રતીતિ થઈ તે જ સમ્યગ્દર્શન છે. પછી ચૈતન્યના ઉગ્ર ધ્યાન વડે અંતરમાં એકાગ્ર થતાં જ શ્રાવક દશા પ્રગટે છે. પછી તે જ ચૈતન્યના ઉગ્ર ધ્યાન વડે અંતરમાં એકાગ્રતા થતાં જ મુનિદશા પ્રગટી જાય છે.

માટે હે ભવ્ય જીવો! આર્તધ્યાન અને રૌદ્રધ્યાનને છોડી દો. અને પછી અપ્રતિહત ધ્યાનની શ્રેણી લગાવીને, (શું રાગ-દ્વેષ-ભોગને લગાવી રહ્યો છું...અનંતકાળથી રાગ-દ્વેષ-ભોગમાં-પરમાં ઉપયોગ લગાવીને તેં શું સુખ-શાન્તિ દીઠી? જોઈ છે? નથી જોઈ...તો તેને છોડી દે.). તેમાં લીન થતાં શુકલધ્યાન પ્રગટી જાય છે. અને તેના વડે ચાર ઘનઘાતી કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રગટ થાય છે. ચૈતન્યના ધ્યાનમાં એકાગ્ર થયો ત્યાં સમ્યગ્દર્શનાદિ તથા કેવળજ્ઞાન સહેજે થઈ જાય છે. એ ત્યાં માગવું પડતું નથી. આર્તધ્યાન-રૌદ્રધ્યાનમાં માગવું પડે...એટલે તેમાં ભિખારીવેડા સિવાય કાંઈ નથી. હવે તો ભિખારીવેડા છોડ. રામપાતર લઈને અનંતકાળથી રાગ-દ્વેષની ભીખ માંગે છે....હવે તો તે ભિખારીવેડાને છોડ. ઘરમાં ગળ્યા સાટા પડયા છે તેની તેને ખબર નથી. માટે તું તારા સ્વઘરમાં જો. તો તને આત્મધ્યાનની-ધર્મ-ધ્યાનની ઉત્પત્તિ થશે. અને ભિખારીવેડા છૂટી જશે. જેમ આંબાના ઝાડ પાસે કેરી માંગવી ન પડે. પણ તેમાં કેરી લટકતી અને ઝૂલતી જ હોય...તેમ ચૈતન્યસ્વભાવ અસંખ્યાત પ્રદેશના એકેએક પ્રદેશે અનંત ગુણરૂપ કેરીથી ભરેલો આત્મારૂપી આંબો છે.

તેના ધ્યાનમાં એકાગ્ર થતાં સમ્યગ્દર્શનાદિ-મોક્ષ રૂપી મીઠાં ફળ મળે. માટે કહે છે કે...સમ્યક્ત્વના ધ્યાનરૂપ પરિણમનથી કર્મનો નાશ થાય છે. માટે સમ્યક્ત્વ તે મોક્ષનું પ્રધાન કારણ છે. ધર્મધ્યાન મોક્ષનું પ્રધાન કારણ છે. મરતાં સુધી વિષય-કષાયના સૂક્ષ્મ પરિણામ છૂટે નહિ તો તે આર્તધ્યાન-રૌદ્રધ્યાનનું કારણ છે. અને તે

અને તે નરકનું જ કારણ છે. તેને નિધ્વંશ પરિણામ ઉવવાઈ સૂત્ર કહે છે. તે પરિણામમાં જીવ કાળ કરે તો નરકે જાય. ભૂતકાળ-વર્તમાનકાળ-અને ભવિષ્યકાળમાં જે સિદ્ધ થયા છે-થાય છે-અને થશે તે સમ્યકૃત્વના પ્રધાન કારણથી જ થયા છે-થાય છે–અને થશે. માટે એવો સમ્યકૃત્વનો અપાર મહિમા જાણી પછી તેની આરાધના કરો. એવો જ્ઞાનીનો ઉપદેશ છે.

આ તત્ત્વજ્ઞાનના ઉપદેશને નિશ્ચયપૂર્વક પાત્રતામાં આવીને ગ્રહણ કરો. જેટલું ગ્રહણ થાય તેટલું ગ્રહણ કરો. અમે તો કહીએ છીએ કે પીવાય એટલું પીઓ. એક ટીપું પણ નીચે પડવા દઈશ નહિ....બધું ય પીઓ. અને તેમ ન થાય તો તમારી શકિત હોય તેટલું તો જરૂર પીઓ. ગ્રહણ કરો. તેમાં પ્રમાદ ન સેવશો. તત્ત્વજ્ઞાનને મેળવવામાં પ્રથમ બીજ રૂપે વિનય જોઈએ. જે જીવ પ્રથમ પ્રકૃતિનો ભદ્રિક-વિનયવંત હોય તે જીવ સદ્‌ગુરુના સમાગમે પ્રાપ્ત થતા તત્ત્વજ્ઞાનને અંતરમાં ઉતારતો જાય. ગુરુદેવે ઉપદેશમાં કહ્યું કે આર્ત-રૌદ્રધ્યાનને છોડ. ધર્મધ્યાન–શુકલધ્યાનને ધર. આર્તધ્યાન-રૌદ્રધ્યાન સંસારનું કારણ છે, દુર્ગતિ દેનાર છે. ધર્મધ્યાન-શુકલધ્યાન મોક્ષનું કારણ છે, અનંત સુખ આપનાર છે. એમ...પાત્રતાવાળો જીવ સાંભળે છે. અને અંતરમાં ઉતારે છે. જેમ જેમ અંતરમાં ઉતારતો જાય...તેમ તેમ તીવ્ર રાગ–દ્વેષ-કષાય છૂટતા જાય, ઘટાડતા જાય. તેના માટે પ્રથમ પાત્રતામાં આવીને ઊભા રહેવાનું છે.

દૃષ્ટાન્ત:- પોતાનો એકનો એક, વ્હાલામાં વ્હાલો પુત્ર હોય, તે પુત્રને કોઈ દુશ્મને મારી નાખ્યો હોય. વળી તે પુત્ર ત્રીસ લાખની પ્રોપર્ટીવાળો હોય...તો તેને મારી નાખનાર ઉપર તેના બાપને કેટલું ઝેર અંતરથી વર્તે ? તેનું ભૂંડું કરી નાખું....કયારે ભૂંડું કરી નાખું...એમ અંતરમાં ઝેર...ઝેર...અને ઝેર વર્તે છે તેમ પોતાને અનંતકાળથી દુઃખ દેનારા કોણ છે ? મારા સુખને...મારા ગુણને હણનારા દુશ્મનો કોણ કોણ છે ? પાંચે ઇન્દ્રિયો–ચારેય કષાયો-અને એક મન એ દસેય તારા સુખને તથા જ્ઞાનાદિ ગુણોને હણનારા છે.

एगे जिए जिया पंच, पंच जिए जिया दस ।
दसहा उ जिणिताणं, सव्वसत्तू जिणामहं ॥३६॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૩ મું.

ભગવાન આત્માનું ખૂન કરનારા એ દસેય છે. તેના ઉપર અંતરથી ઝેર વર્તવું જોઈએ. તેના બદલે તમને અંતરથી કોના ઉપર ઝેર વર્તે છે ? દુશ્મનોને "આવો.. પધારો.." એમ કોઈ આવકાર આપે ખરો ? તમે કોને આવકાર આપો છો ? પણ સ્વભાવે શુરા ક્ષત્રિય (વણીક નહિ હો) બનીને દુશ્મનોને મારી હટાવવા તમારે તૈયાર થઈને રહેવું પડશે. આ ભગવાન વીરનો ઉપદેશ છે. દુશ્મનોને બરોબર લાગ આવે ત્યારે માર મારતાં જ રહેવું જોઈએ. તો જ જંપ થાય..જય થાય..

एगे जिए जिया पंच,

એક મન જીતતાં દસેય શત્રુઓ જીતાય છે. અને આત્મસુખ પ્રાપ્ત થાય છે.

મન સાધ્યું તેણે સઘળું સાધ્યું,
એહ વાત નહિ ખોટી;
એમ કહે સાધ્યું તે નવિ માનું,
એ કહી વાત છે મોટી; હો...કુંથુ જિન...

—આનંદઘનજી મહારાજ

એમ..ઉત્તરાધ્યયનના ત્રેવીસમાં અધ્યયનમાં કેશીસ્વામી અને ગૌતમસ્વામીના સંવાદમાં કેશીસ્વામીને ગૌતમસ્વામીએ કહ્યું છે. એમ કહીને કહે છે કે..ચેત..ચેત..ચેતન! ચેત..જેટલો વિભાવ ભાવ છે, તે દુશ્મન છે. તારો ત્રિકાળી સ્વભાવ તે મિત્ર છે. વિભાવ પ્રત્યે ઝેર વર્તવું જોઈએ. તેના બદલે તમને કોના પ્રત્યે ઝેર વર્તે છે? સ્વભાવ પ્રત્યે ઝેર વર્તે છે કે વિભાવ પ્રત્યે? અનાદિથી ખૂનના કરનારા, અહિતના કરનારા, તેમને તમે મિત્ર માન્યા!! આજ મોટી ભૂલ છે કે નહીં? હા. તમારા ગુરુ તમને તમારી ભૂલ બતાવે છે..છતાં તે ભૂલને ટાળવા તમે કેમ પ્રયત્ન કરતા નથી...કટીબદ્ધ થતા નથી...? આ જ ભૂલ છે ને? અંતર દુશ્મનો છે, તેના ઉપર અંતરથી ઝેર રાખો. હું કહું છું કે આના ઉપર ઝેર રાખો, છતાં તેના ઉપર ઝેર નહીં રાખતાં...તમો બીજા ઉપર જ ઝેર રાખો છો. તે તમારી મહાન ભયંકર ઊંધાઈ છે.

એટલે....દૃષ્ટિ ફેરવવા યોગ્ય છે...કાળકૂટ ઝેર છે તેને તમે અનાદિથી અમૃત માન્યું છે!! અને અમૃતને ઝેર માન્યું છે!! હવે અમૃતને અમૃતરૂપે એને ઝેરને ઝેર રૂપે મનાય તો અહીં બેઠાં કલ્યાણ થઈ જાય. દૃષ્ટિ ફેરવે તો જ કલ્યાણ થાય. ઝેરને મૂકીને અમૃત જોવાય-પીવાય...પોતે ફરે તો આશ્રવમાંથી સંવર થાય...આશ્રવ પોતે સંવર ન થાય અને સંવર પોતે આશ્રવ ન થાય. આશ્રવોના સ્થાનમાં જીવ ફરે તો જરૂરથી સંવર થાય. દુશ્મનો ભાગી જાય, બંધન થાય નહિ, દોષ માત્ર નાશ પામે. જ્ઞાની કહે છે કે...આત્મા ઉપર પ્રેમભાવ વધારી દેજો હો...બાકી કોઈ તારા દુશ્મન નથી. બધાય પુણ્ય-પાપના સંયોગે ભેગા થયા છે. ખરા દુશ્મન તારા અંતરના જ છે. બહારના દુશ્મન નથી...બહારમાં કોઈ દુશ્મન નથી...છતાં તેં તેને દુશ્મન માન્યા..અને ઝેર વર્તાવ્યાં..તે તારી ભૂલ છે. તેનું તેને દુઃખ લાગતું નથી. સમજ..એ મોટી વાત છે. સમજ્યે જ છૂટકો છે. સમજ આવે...કે આ ઝેર છે..અને આ અમૃત છે..એમ સમજી પછી અમૃતને મૂકી ઝેરને કોણ ગ્રહણ કરે?

આ જડ..અને આ ચેતન..એમ..જ્ઞાનીને ભેદ પડી ગયો છે. આત્માની રિદ્ધિ-સમૃદ્ધિ-શાન્તિ-આનંદ-સુખ તે જીભ દ્વારા કથ્યું જાય તેમ નથી.

તૃષ્ણા-વાસના-ઇચ્છા-વાંચ્છા તે બધું અજ્ઞાન છે. પરભાવના પરિણમનથી અજ્ઞાન થાય છે. મોહનીય કર્મના ઉદયથી વિકાર થાય છે..... પણ જીવ કરે તો થાય છે. સંકલ્પ-વિકલ્પ એ...પરભાવમાં પ્રીતિ કરે છે તેવા...મોહથી-અજ્ઞાનથી ઊંધા પડેલા આત્માથી થાય છે.

નિજભાવમાં જાય તે જ્ઞાન...

અને

પરભાવમાં જાય તે અજ્ઞાન....

શુદ્ધ ભાવમાં પરિણમે તે જ્ઞાન છે.....

અશુધ્ધ ભાવમાં પરિણમે તે અજ્ઞાન છે.

પરમાત્મભાવમાં પરિણમે ત્યાં બંધન ન થાય.

અને

બહિરાત્મભાવમાં પરિણમે ત્યાં બંધન થાય છે.

સ્વભાવમાં પરિણમે તે મોક્ષ.

મોક્ષ એટલે મુકાવું થાય છે.

પરમાં પ્રીતિ ધરવી નહીં, રાગભાવ ધરવો નહિ, પરભાવમાં પ્રગતિ કરવી નહિ. સ્વભાવમાં પરિણમવું, સ્વભાવમાં વળવું, તેનું ધ્યાન કરવું, તેમાં જ આત્માનું શ્રેય છે, કલ્યાણ છે, હિત છે.

સ્વના આશ્રયે મોક્ષ

પરના આશ્રયે સંસાર.

એ બન્ને પ્રત્યે સમભાવ અને નિજભાવમાં ઠરી જવું, તો સુખ.

આવી રીતે યોગ્યતામાં, પાત્રતાની ભૂમિકામાં આવીને, સત્પુરુષ કહે છે તે સાંભળી, સ્વરૂપમાં ઠરી જશે, તે અનંત કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રગટાવીને મોક્ષ પ્રાપ્ત કરશે.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૯૩

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૧૦, મંગળવાર, તા. ૭-૧૦-૫૮.

**'સ્વ' ને જાણતાં 'પર' જણાય છે.**
**અને 'સ્વ' ને જાણે તે જ જ્ઞાન સાચું છે.**
**'સ્વ' ને જાણ્યા વિના**
**'પર' ને જે જાણે છે, તે બધુંય અજ્ઞાન છે.**

આ સંયતિ નામનો રાજા તદ્‌ભવ મોક્ષગામી હોવા છતાં વર્તમાન આશ્રવના કર્તવ્યમાં જોડાઈ ગયો છે. છતાં અંદરમાં કોઈ પુણ્ય એવા પ્રકારનું પડયું છે કે તેને મહાન જ્ઞાનીના ભેટા થવાના છે. ચાર પ્રકારનું લશ્કર લઈને શિકાર કરવા જાય છે, છતાં તેનું સન્મુખપણું મુનિ તરફ થઈ રહ્યું છે.

તેજ ન્યાયે રાજા સમાન આત્મા અંદરનું ચાર પ્રકારનું સૈન્ય લઈ ને ઊપડે. પાત્રતા લાવીને સત્ સમાગમ કરે તો ધર્મને પામી જાય. પાત્રતાપૂર્વક પરમાર્થની રૂચિએ, પરમાર્થને સમજીને, પરમાર્થનો નિર્ણય કરે....તો અખંડ વસ્તુને જરૂર પામી જશે.

પાત્ર જીવ સમજે, રૂચિ કરે, નિર્ણય કરે, તે પણ પરમાર્થની રુચિપૂર્વક હોવો જોઈએ. હું નિર્ણય કરીશ તો બીજાને કહેવામાં કામ આવશે...એમ નહિ...હો. બીજાને કહેવાય પણ તેમાં માનનું લક્ષ ન હોવું જોઈએ. પાત્રતાપૂર્વક નિર્ણય કરજો. પરમાર્થની રૂચિપૂર્વક, પરમાર્થના સ્વભાવમાં સ્થિત થવાથી મોક્ષ. અને વિભાવમાં સ્થિત થવાથી બંધ. આમ સમજીને પોતે અંદરથી વિકલ્પ ઉપાડે કે બંધ-મોક્ષનું કારણ શું છે? તે બન્નેનું કારણ તારા પોતાના ચેતનના પરિણામ છે. તે સિવાય બીજું કોઈ બંધ-મોક્ષનું કારણ નથી. જ્ઞાન-દર્શન-સુખ વીર્ય એ પોતાના ચેતનનો સ્વભાવ છે. અને કામ-ક્રોધ-મદ-મોહ એ પોતાના ચેતનનો વિભાવ છે. હવે જો ચેતનના પરિણામ એ પોતાના સ્વભાવમાં રહે તો મોક્ષ. અને ચેતનના પરિણામ વિભાવમાં રહે તો બંધ. આમ...પાત્રતા લાવીને નિર્ણય કરે... એવો નિર્ણય કરે...કે ભવ પલટાતાં સ્મૃતિમાં આવી જાય.

બંધ-મોક્ષનું કારણ પોતાના ચેતનના પરિણામ છે. એવો જેને નિર્ણય હોય, તે એમ ન કહે કે આણે મારું બગાડયું, અને આણે મારું સુધાર્યું. ભાઈ...સુધારો કે બગાડો તારા પોતાના ચેતનના પરિણામ ઉપર આધાર રાખે છે. જે જીવ શુધ્ધ

આત્માના અનુભવપૂર્વક, શુધ્ધ આત્માની ઉપાસના કરે તો તે જીવ સંસારથી મુકાઈને મોક્ષને પામે. કારણ કે પાત્રતા છે, સમજણ છે, પરમાર્થની રૂચિ છે. અને સમજણ કરે છે. તે જીવ સંસારથી મુકાઈને મોક્ષને પામે છે. જ્યારે સંસારથી મુકાઈને મોક્ષને પામે-ત્યારે વચ્ચે સામાયિક-પ્રતિક્રમણ-વ્રત-ત્યાગ-તપ-જપ સહજ હોય છે. હઠથી કરવાનાં હોતાં નથી. વળી સમજીને નક્કી કરે. પાત્ર જીવ સમજીને નક્કી કરે કે....પુદ્‌ગલ જડ છે....ચેતન જ્ઞાનવાન છે. પુદ્‌ગલ દૃશ્ય છે...ચેતન અદૃશ્ય છે. ચેતન જ્ઞાનગમ્ય છે. ઇન્દ્રિયગમ્ય નથી. ચૈતન્ય પાંચે ઇન્દ્રિયોથી પકડાતો નથી. કારણ કે ઇન્દ્રિયો જડ છે. ચૈતન્ય તે ચૈતન્ય છે. તે જડથી પકડાય નહિ. પુદ્‌ગલ નવું જૂનું થયા કરે છે...વધઘટ થયા કરે છે.. તે માલૂમ પડે છે. બાળક યુવાન થાય, વળી તે બાળક વૃધ્ધ થાય, એમ વધઘટ થયા કરે છે. પણ ચૈતન્યને તે ન હોય.

પૈસા માટે કાળા પાણીને ઉલ્લંઘીને પરદેશ જાય. તેમાં વધઘટ થાય..પણ ચૈતન્યને તે ન હોય. જીવ પોતે પુદ્‌ગલના ધર્મને ચૈતન્યનો ધર્મ માને છે, વળી તેમાં સુખ માને છે!! આ બધાય જડ કોઈ દિવસ ચૈતન્ય ન થાય.. અને ચૈતન્ય કોઈ દિવસ જડ ન થાય. ચૈતન્ય તે ચૈતન્ય..અને જડ તે જડ. ચૈતન્યને જડ કહેવાય નહિ. જડને ચૈતન્ય કહેવાય નહિ. એકબીજા એકબીજાના ક્ષેત્રે જાય નહિ. જડમાં સુખની ગંધ પણ નથી..અને ચૈતન્ય તો સુખનો દરિયો છે. એ જ ન્યાયે ચૈતન્યને અને પુદ્‌ગલને જુદા દેખી, પુદ્‌ગલભાવથી દૂર થઈને, શુદ્ધ ચૈતન્યરૂપ થવા પાત્રતાપૂર્વક અંદરમાં જેણે જિજ્ઞાસા રાખીને ચાર બોલના સેવનનું આચરણ રાખ્યું છે..પ્રકૃતિનું ભદ્રિકપણું વગેરેના આચરણમાં સંતના સમાગમે સમજીને નિર્ણય કર્યો છે, તે પણ પરમાર્થની રૂચિપૂર્વક, તે જિજ્ઞાસા આવી. આમ જે દૃષ્ટા આત્માનુભવ કરી, આત્મદૃષ્ટિ અંદરમાં ધરી, રાખી, કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી વ્રત-સંયમ-આદિ ક્રિયા કરે. તે વડે પોતે પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપ સાથે એકતા કરતો જ જશે અને તીવ્ર વ્રત-જપ-તપરૂપ.. સ્વસંવેદનની ભાવના વડે..જ્ઞાન-ચારિત્રની એકાગ્રતા વડે..તેના ધ્યાન-અગ્નિ વડે..કર્મ બાળી ઝાળી કર્મની નિર્જરાને કરીને મોક્ષે ચાલ્યો જાય. એમ શ્રી મહાવીરદેવે કહ્યું છે.

આ કામ કર્યું તેનું કલ્યાણ જ છે. આ જ કામ કરવાનું છે. હું પોતે કોણ છું? તેનો અનુભવ થવો...તે એક આત્મા...નિશ્ચયથી મોક્ષનું કારણ છે. બીજું કોઈ મોક્ષનું કારણ નથી. પાત્ર જીવે આ વાતને પહેલા ધડાકે લક્ષમાં લઈ લેવી. આત્મસ્વરૂપનો અનુભવ એટલે હું કોણ છું....એ અનુભવ થાય તો મોક્ષને પામે. માટે નિશ્ચયથી મોક્ષનું કારણ એક શુદ્ધ આત્મા છે. એમ...પાત્ર જીવે જ્ઞાનીના સમાગમે સમજીને નક્કી કરવું પડશે. આટલું નક્કી તો કરો...નિશ્ચય નયથી આત્મા જ્ઞાન-દર્શન-ચારિત્રમય છે. જ્ઞાન એટલે મારામાં જાણે છે....તે જ હું. બીજો હું નહિ...તમારૂં જ્ઞાન પોતામાં

જાણે છે કે પરમાં જાણે છે? કોઈ એમ કહે કે પરને જાણવું જોઈએ ને? હા ભાઈ... સ્વને જાણતાં પર જણાઈ જાય છે. અને સ્વને જાણે તે જ જ્ઞાન સાચું છે, બાકી સ્વને જાણ્યા વિના પરને જે જાણે છે તે બધુંય અજ્ઞાન છે. દર્શન એટલે મારામાં દેખે છે તે જ હું. જે જણાય છે, દેખાય છે, તે જ હું. એમ નહિ કે આ જે કરોડો રૂપિયાના ઢગલા જણાય છે, દેખાય છે તે હું. પણ જાણનારો, દેખનારો, અલખેલો તે જ હું.

એવું સમજતો સમજતો, અથવા એવું કરતો કરતો, એ પ્રમાણે વિચારતો વિચારતો, પોતાનું નિજસ્વરૂપ અનુભવે. આ જ સમજણ કરવી. આ જ સમજણ કરવી જ પડશે. સમ્યગ્દર્શન થતી વખતે આ જ સમજણ હોય છે. તો તે પણ મોક્ષગતિનું વાસ્તવિક કારણ છે. અનુભવ કરવાની જે સમજણ છે તે વ્યવહાર છે. અને નિશ્ચયથી મોક્ષનું કારણ આખો આત્મા છે. કારણ કે નિર્મળ પર્યાય આત્માથી અભેદ છે. માટે તેને મોક્ષનું કારણ કહેવું હોય તો કહેવાય છે.

નિશ્ચય દૃષ્ટિ હૃદયે ધરી જી રે...
પાળે જે વ્યવહાર..
પુણ્યવંત તે પામશે જી રે...
ભવ સાગરનો પાર...

— શ્રી યશોવિજયજી મહારાજ

પરભાવ ત્યાગ અને નિજભાવ ગ્રહણમાં મોક્ષ છે. તેવા પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખી લો. જે તારી પાસે નજીકમાં છે તેને તું ઓળખી લે. અને પરભાવને છોડી દે. તો તમે નિશ્ચય મોક્ષપદને પામશો. એમ શ્રી વીર પ્રભુ કહે છે. પરભાવ તે વિભાવ છે, તેને છોડો તો અવશ્યે મોક્ષને પામશો.

આખી દુનિયામાં નવ તત્ત્વ છે.
જીવ-અજીવ...
પુણ્ય-પાપ....
આશ્રવ-સંવર..
નિર્જરા-બંધ...
મોક્ષ.
અને એ નવ તત્ત્વમાં એક એક તત્ત્વના અનેક ભેદો છે.
જેમકે...

| | |
|---|---|
| જીવ તત્ત્વના | ૫૬૩ ભેદો છે. |
| અજીવ તત્ત્વના | ૫૬૦ ભેદો છે. |
| પુણ્ય તત્ત્વના | ૪૨ ભેદો છે. |

પાપ તત્ત્વના ૮૨ ભેદો છે.
આશ્રવ તત્ત્વના ૪૨ ભેદો છે.
સંવર તત્ત્વના ૫૭ ભેદો છે.
નિર્જરા તત્ત્વના ૧૨ ભેદો છે.
બંધ તત્ત્વના ૪ ભેદો છે. અને...
મોક્ષ તત્ત્વના... ૪ અથવા ૧૫ અથવા ૯ ભેદો છે.

તે બધાયને યથાર્થપણે સમજીને....ભલે અનેક ભેદાનુભેદો હોય...પણ અત્યારે જે કહેવાય છે, તેને તું સમજી લે. હવે એક જીવ તત્ત્વને તું ઓળખી લે. (સામે ૫૬૩ ભેદ જીવ તત્ત્વના...તેમાં ૧૪ ભેદ નારકીના, ૪૮ ભેદ તિર્યંચના, ૩૦૩ ભેદ મનુષ્યના, ૧૯૮ ભેદ દેવતાના એમ જીવ તત્ત્વના ૫૬૩ ભેદો ચાર વિભાગમાં વહેંચાય છે.) સમજી લે...સર્વે જીવો તેવા જ છે. સંગ્રહ નયે સિદ્ધ સમ છે. દ્રવ્ય સ્વભાવે કરી સરખા છે એમ સમજ્યા પછી એક અજીવ...જડને જાણ. પછી...સર્વે અજીવ... જડ...અજીવ જેવા જ છે...સમાન જ છે. એમ તેને સમજી લે. વળી તેમજ દુઃખને જોઈને પાપ તત્ત્વને સમજ. જેટલી જેટલી અગવડતા આવે છે તે દુઃખ છે. તેને જોઈને પાપ તત્ત્વને સમજ. અને સગવડતાને જોઈને પુણ્ય તત્ત્વને સમજ. જેટલી જેટલી સગવડતા આવે છે તે પુણ્ય તત્ત્વનું ફળ છે એમ તું સમજ. હવે પુણ્ય–પાપ આવતાં જોઈને આશ્રવ તત્ત્વને સમજ. અને પુણ્ય–પાપને રોકતાં જે અંતરમાં થાય છે તે સંવર છે...એમ તું સમજ. પુણ્ય–પાપરૂપ ફળ આપનાર એ જે કર્મ ખરી જાય છે એ જે નિર્જરા તત્ત્વ છે...તેને તું સમજ. પુણ્ય–પાપ બંધાય છે તે બંધ તત્ત્વ છે એમ તું સમજ. અને પુણ્ય–પાપ સર્વ કર્મનો ક્ષય થાય છે તે મોક્ષ તત્ત્વ છે એમ તું સમજ.

એમ નવેય તત્ત્વને ટુંકામાં પણ સમજી લઈને 'સ્વ'માં દૃષ્ટિ દે...તો તારો મોક્ષ થશે. જ્યારે જ્યારે સગવડતા આવે ત્યારે ત્યારે પુણ્ય તત્ત્વ છે એમ સમજ. અને જ્યારે જ્યારે અગવડતા આવે ત્યારે ત્યારે પાપ તત્ત્વ છે એમ સમજ. તેમાં જરાય મૂંઝાઈ જવા જેવું નથી. ચેતનરૂપ એવા પોતાને હંમેશા ધ્યાવવો. એમ ધ્યાવતા જરૂર મોક્ષને પામશો. શુદ્ધ આત્માનો અનુભવ કરો તો સત્વર મોક્ષને પામો. એમ ભગવાનની આજ્ઞાનો પરમાર્થ છે.

આ સાંભળતાં પાત્ર જીવને હૃદયમાં એમ થઈ જાય છે કે....હું પરમાર્થની રૂચિપૂર્વક સાંભળું છું. અને ભગવાનની એ જ આજ્ઞા છે. એમ તે નિર્ણય કરીને સ્વમાં વળતો જાય છે. સાચા આત્માના અનુભવથી જણાયેલો, દેખાયેલો આત્મપ્રકાશ, એ પ્રકાશ મોક્ષની સ્થિતિને...મુક્ત દશાને લાવીને મૂકી દેશે...એમ પ્રભુ કહેતા આવ્યા છે.

પ્રગટ્યો વિજળીનો ચમકારો, ઝળહળ ઝગમગ અજવાળું;
કહ્યું ન કોને જાતું મુખથી, અંતર આંખોથી ભાળું...

જુઓ ભાઈ...ધર્મ તો વીતરાગી છે. વીતરાગી ધર્મના નિર્ણયમાં ઉગ્ર પુરુષાર્થ જોઈએ. (પૈસા કમાવામાં કેવો પુરુષાર્થ વાપરો છો? ઉગ્ર. દુકાને બેઠો હોય...અને મોસમનો સમય હોય...ઘરાકી ખૂબ ઊભરાણી હોય...તો ખાવા પણ જાય નહિ. અથવા તો એક જ વખત ખાય. ધોળી ધૂળ માટે ભૂખ પણ મટી જાય છે ને? હા.) અને ઉગ્ર જ્ઞાન જોઈએ. રાગથી-ઉપાધિથી પર થઈને, જ્ઞાનના અપૂર્વ અંતર ઉદ્યમ વડે આવા વીતરાગી ધર્મનો નિર્ણય થાય છે. એક ક્ષણ પણ જો વીતરાગી ધર્મને અંગિકાર કરે... તો અલ્પકાળમાં તે જરૂર મુક્તિને પામે. એવો તો વીતરાગી ધર્મનો મહિમા છે.

આ માટે ચાર બોલના આચરણમાં આવીને પરમાર્થની રૂચિપૂર્વક સત્‌ના સમાગમે સત્‌ને સમજી જાય અને અંદરથી નિર્ણય લેતો જાય. જિજ્ઞાસાપૂર્વક નિર્ણયમાં આવીને...પછી આત્માના સ્વભાવની ઝંખના, લગની લાગે, અને રૂચિની તલ્લિનતાએ એ બધું આવે. જેના અંતરમાં હજી સંસારના રાગની જ મીઠાશ પડી છે, તે જીવ વીતરાગી ધર્મનો નિર્ણય કરી શકતો નથી....કરી શકવાનો નથી...કારણ કે જિજ્ઞાસા વિના પરમાર્થની રૂચિ ન હોય. અને તેના વિના પાત્રતા પણ ન હોય. જો કે આંખમાં કદાચિત્ કણું તો સમાય...પણ વીતરાગી ધર્મમાં રાગના રંગનો એક અંશ પણ ન સમાય. માટે ધર્મમાં રાગના રંગનો અંશ ન હોય. અને રાગના રંગના અંશમાં ધર્મનો અંશ પણ ન હોય. ધર્મમાં રાગ નહિ... અને રાગમાં ધર્મ નહિ. કેવળ જ્ઞાન પામે નહિ ત્યાં સુધી ધર્મ સાથે રાગ હોય...પણ ધર્મમાં રાગ ન હોય...રાગ અને ધર્મ બન્ને ચીજ જુદી જુદી છે. ધર્મની ભૂમિકામાં સાથે રાગ હોય...પરંતુ રાગ તે પોતે ધર્મ નથી.

રાગ-દ્વેષ-મોહ રૂપ ભાવ વડે જીવના ચૈતન્ય પ્રાણોનો ઘાત થાય છે...તેથી તે રાગ-દ્વેષ-મોહરૂપ ભાવ તે જ હિંસા છે. તે નિશ્ચય હિંસા છે. અને એ રાગ-દ્વેષ-મોહરૂપ ભાવની...હિંસકભાવની ઉત્પત્તિ ન જ થવી જોઈએ....ન જ થાય....તેનું નામ જ ધર્મ છે. અને તે અહિંસા ધર્મ છે.

**धम्मो मंगलमुक्किठं, अहिंसा संयमो तवो।**
**देवा वि तं नमंसंति, जस्स धम्मे सयामणो॥**

— દશવૈકાલિક સૂત્ર, અધ્યયન ૧લું, ગાથા ૧લી.

તમારા ધર્મને તો સમજો. પાત્ર જીવ સમજશે તો તેનું કલ્યાણ થઈ જશે. આવો અહિંસક ધર્મ ક્યારે થાય? સમ્યગ્દર્શન આદિ પ્રગટતાં આવો અહિંસક ધર્મ થાય. રાગાદિની ઉત્પત્તિ થતાં આવો અહિંસક ધર્મ અટકે. પાત્ર જીવ સમજે ત્યારે જ આવો ભાવ....અહિંસક ધર્મ પ્રગટે. માટે હે ચેતન! સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપરૂપ જે વીતરાગી શુદ્ધ ભાવ છે તે જ ધર્મ છે.

સંસારમાં શું સાર છે, વિચાર કર નર મન વિષે;
નિજ નેત્ર ખોલી જો અરે, દૃષ્ટિ કરી ચારે દિશે.
ચિત્ત માંહી ચેત ચતુર ચેતન, શી ગતિ તારી થશે ?
એવું વિચારી ધર્મ કર નર, ક્ષણ ગયો નહિ આવશે.

ધર્મ તો વીતરાગ ભાવ છે. તેમાં જરાય નમતું તોળવાનું નથી. થાય તો કરજો... ન થાય તો હાથ જોડજો...પણ વાંકું ચૂકું જરાય બોલતા નહિ. નહિ તો જીભ નહિ મળે હો.

આવા વીતરાગી ભાવરૂપ ધર્મની પ્રાપ્તિને માટે...આચારપૂર્વક વિચારમાં નિર્ણય કરીને...દે દૃષ્ટિ તારામાં. સ્વભાવમાં દૃષ્ટિ જોડે તો વીતરાગી ધર્મને પામી જાય. અરે! પામી જતાં વાર ન લાગે. એવા એક નહિ પણ અનેક જીવો પામી ગયા છે.

મૃગાપુત્રના વૈરાગ્યની વાત ઉત્તરાધ્યયન સૂત્રમાં આવે છે. મૃગાપુત્રને આત્માનું ભાન થયું છે, આત્માનો ધર્મ પ્રગટ્યો છે. હજી તો મૂછનો દોરો પણ ફૂટ્યો નથી; પણ તે મૃગાપુત્ર સ્વભાવ ધર્મને પામી ગયા છે. નિર્ગ્રંથ મુનિ ઉપર દૃષ્ટિ પડતાં જાતિ સ્મરણ જ્ઞાનને પામી ગયા છે. અને આ અસાર એવા સંસાર ઉપર વૈરાગ્ય આવી જાય છે. પોતે રાજપુત્ર છે, હીરા માણેકના પલંગમાં સૂનારા, તે કુમાર આત્મસ્વરૂપની સાધના કરવાને માટે એટલે સર્વથા નિષ્પાપમય મુનિદશા અંગિકાર કરવાને માટે માતા પાસે રજા માંગે છે. એવાં માતપિતા પ્રત્યે રજા માંગતાં કહે છે કે ...હે માતા... હે જનેતા...સાંભળો મારી વાત. ત્યારે માતા કહે છે કે...બેટા...શું કહે છે? ત્યારે મૃગાપુત્ર કહે છે કે....હે માતા....આ શરીર અશુચિમાંથી ઉત્પન્ન થયું છે..અને તે પોતે (શરીર) અશુચિમય જ છે. હે જનેતા...આ શરીરમાં અને પૂર્વ પુણ્યથી મળેલા આ રાજવૈભવમાં અમારૂં સુખ–અમારી શાન્તિ અને અમારો આનંદ નથી. એમાં અમારા સુખની ગંધ પણ નથી. દોરોયે નથી અને ધાગોયે નથી. અમારૂં સુખ અમારા આત્મામાં છે. હે માતા! રજા આપો ..મારે લેવી છે દીક્ષા. માતા...દીક્ષાની ભિક્ષા દે. હવે મને રજા દે. અને હું એ વીતરાગ માર્ગે ચડીને, દીક્ષિત થઈને, અશરીરી સિદ્ધ પરમાત્મા થઈ જઈશ. હે માતા...તને કોલકરારથી વચન આપું છું કે હવે હું બીજી માતા કરવાનો નથી. તને એકને રોવડાવું છું....પણ હવે હું બીજી માતાને રોવડાવીશ નહિ. હે માતા.. કોલ આપીને કહું છું કે હવે મારે ભવ કરવાના નથી. ભવ કરવા તે મારા માટે હવે હરામ છે...હું પૂર્ણાનંદી સ્વરૂપ પ્રગટ કરીશ. હે જનેતા...વર્તમાનમાં એક તને દુઃખ થશે પણ હવે હું ફરી જન્મ ધારણ કરવાનો નથી.

હે માતા..આ જન્મ-મરણમાં ક્યાંય આત્માનું સુખ નથી. હીરા-માણેક તથા સુકોમળ શરીર તે કાંઈ મારાં નથી. મારો આત્મા તે જ મારો (શરણ) છે. આ

અશરણ સંસારમાં હવે મારે એક ક્ષણ પણ રહેવું નથી. કોઈ પણ વિભાવ ભાવમાં મારૂં શરણ નથી. હું મારા સ્વભાવ ભાવનું શરણું કરીશ. અને વિભાવ ભાવનો અંત કરીશ.

એ પ્રમાણે શ્રી મૃગાપુત્ર પોતાના સ્વરૂપના ભાનમાં પાત્રતા હતી, પરમાત્મ સ્વરૂપ આત્માની રૂચિ હતી, પૂર્વ પુણ્યના યોગે મુનિ ભેટયા. અને અંદરમાં જિજ્ઞાસા જાગી. નિઃશંક પ્રતીત થઈ તો માતા પિતાની આજ્ઞા લઈને, વીતરાગ માર્ગે ચડીને સ્વરૂપને આરાધીને તે જ ભવે મોક્ષને પામી ગયા.

માટે એ દશા પ્રાપ્ત કરવા પ્રથમ પાત્રતા જોશે...તો પાત્રતા તૈયાર કરો.

ૐ સત્





## વ્યાખ્યાન નં. ૯૪

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૧૧, બુધવાર, તા ૮-૧૦-૫૮

**જિજ્ઞાસુઓ! આત્માની ઉપાસનાથી....**
**તમારા અનાદિના ભ્રમને ધોઈ નાખો.**
**સ્વરૂપની ભ્રમણાને કાઢી નાખો.**

આ ગાથાની અંદર રાજા..હયદળ વગેરે ચાર પ્રકારની મોટી મહાન સેના લઈને શિકાર કરવા જાય છે. પણ અંદરમાં મહાન પુણ્ય પડેલું છે. તેથી મહાન મુનિના આ રાજાને ભેટા થઈ જવાના છે. હાલ આ રાજા તે તરફ જ પ્રયાણ કરી રહ્યો છે.

તે જ દૃષ્ટાંતે રાજા સમાન આત્મા ચાર બોલનું અંદરનું લશ્કર લઈને ઊપડે.. અને સત્ સમાગમ કરે તો સત્ય વસ્તુને પામી જાય.

જ્ઞાનીઓની ભલામણ છે કે.. એકાગ્ર ચિત્તે આત્માને જાણવાની ઉત્કંઠા, તમન્ના, જિજ્ઞાસા, ઝંખના રાખો. આત્માને જાણનારાઓ આત્માને પ્રાપ્ત થાય છે. આત્માને નહિ જાણનારાઓ આત્માને પ્રાપ્ત થતા નથી.

जे एगं जाणाई, से सव्वं जाणाई।
जे सव्वं जाणाई, से एगं जाणाई॥

આચારાંગ-સૂત્રપાઠ

એક આત્માને જાણનાર સર્વને જાણે છે.

જેમ સાબરનો જીવ પાણી માટે તલસે છે, તલપે છે, તેમ અમારો તમારો જીવ જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ આદિ માટે..અભેદ-અખંડ આત્માને માટે તલપે-તલસે તો સિધ્ધ દશાને પામી જાય.

જેમાંથી અમને તમને અતિન્દ્રિય આનંદ મળે, એવો જે અમારો તમારો પોતાનો શુદ્ધ આત્મા તેને ભૂલીને તેને મૂકીને, તેને ચૂકીને અમે તમે આડા-અવળા શા માટે જઈએ છીએ ? શા માટે આત્માને ભૂલીને અજ્ઞાન અંધકારમાં અથડાવું જોઈએ ? અનંત જ્ઞાન પ્રકાશને ભૂલીને શા માટે અજ્ઞાન અંધકારમાં અથડાવું જોઈએ ? આત્માનો અનંત ખજાનો ભૂલીને, ચૂકીને શા માટે દરિદ્રતામાં રહેવું જોઈએ ?

પરમ નિધાન પ્રગટ મુખ આગલે,
જગત ઓલંઘી જાય જિનેશ્વર...
જ્યોતિ વિના જુઓ જગદીશની,
અંધોઅંધ પુલાય જિનેશ્વર....ધર્મજિનેશ્વર....

—આનંદઘનજી મહારાજ

આત્માનાં અખંડ નિધાનો, ખજાનાઓ પ્રગટપણે મુખ આગળ પડયા છે. તો શા માટે દરિદ્ર રહેવું જોઈએ ? મિષ્ટાન્નનું ભોજન ભાણામાં હોવા છતાં શા માટે ભૂખ્યા રહેવું જોઈએ ? ચેત....ચેત....જ્યાં સુધી આત્મા તરફ ઉપયોગ વળીને આત્મામાં સ્થિર-સળંગ-ઉપયોગ થતો નથી...આત્મા અને ઉપયોગ મળીને એકાકાર....સ્થિર થતો નથી....ત્યાં સુધી અતિન્દ્રિય સુખની આશા પાયા વિનાની જાણવી. કોઈવાર અમને તમને ઉપયોગ અને આત્મા એ બન્નેનો મેળાપ કરવાની તૃષ્ણા લાગી છે ? આત્માનો વર્તમાન વર્તતો વિશેષ ઉપયોગ અને સામાન્ય આત્મા એ બન્નેના મેળાપની તૃષ્ણા એટલે ઝંખના લાગી છે ? આત્મમેળાપના અમે તમે હવે તરસ્યા છીએ ? તરસ્યા થાવ....થાવ....ને થાવ. અંત સમયે પણ એ તરસ મટાડી અમારા તમારા જીવને ટાઢો કરો. ટાઢા કરીએ. (રાખ તો પછવાડે ટાઢી કરનારા ટાઢી કરશે. કાં તો વરસાદ વરસીને પણ ટાઢી થશે.) એટલે સમ્યગ્દર્શન--જ્ઞાન અને તે બન્ને પૂર્વક સ્વરૂપની ટાઢક એટલે સ્થિરતાને પામી જઈએ. ટાણા અવસર આવ્યા છે. માટે જરૂર પામી જઈએ. સાચા વીતરાગ સ્વરૂપ ચારિત્રને અંશે તો પામી જઈએ. સ્વરૂપની ટાઢક કેમ પમાતી નથી ? આત્મા ટાઢો હીમ જેવો કેમ થઈ જતો નથી ? તેનું કારણ શોધો. જુઓ... કારણ બતાવું છું. જેમ દૂધમાં પાણી મેળવ્યું હોય, રૂપામાં શીશું મેળવ્યું હોય....તેમ સત્ ગુણોની સાથે કેટલાક દુર્ગુણોનો મેળાપ થયો છે. મતિ--શ્રુતજ્ઞાનનો ઉઘાડ છે તે નિર્વિઘ્ન છે. પણ સદ્‌ગુણની સાથે રાગ-દ્વેષ-દુર્ગુણોનો-મિથ્યાત્વનો મેળાપ થયો છે.

સત્ ગુણ અને દુર્ગુણનું ભેદવિજ્ઞાન કરીને.. પૃથ્થકરણ કરીને..સત્ ગુણો સબળ

રહે અને દુર્ગુણો નાશ પામે તેવો પુરુષાર્થ કરો. જો આત્માને માટે પુરુષાર્થ કરતાં (ઉપયોગને આત્માની સાથે મેળ ખવડાવવાનો છે.) પોતાની જાતને પોતાની સાથે મેળ ખવડાવી દેવાનો છે. પુરુષાર્થ કરતાં ધન–માલ-સર્વસ્વ જવાનો વખત આવે તો પણ ગભરાવું નહિ. પણ ઊલટો મોટો આનંદ લેવો. તમને ક્યાં અજાણ્યું છે કે પોતાના આત્માની ખાતર ઉપયોગ અને આત્માને સળંગ બનાવી દેવા માટે પોતાના રાજ-પાટની પણ દરકાર રાખી નથી. (કેવળી ભગવાનને ઉપયોગ મૂકવો જ પડતો નથી. કારણ કે તેમનો ઉપયોગ અને આત્મા સળંગ એકમેક એકાકાર થઈ ગયા છે.) છ ખંડના માલિક ચક્રવર્તિઓને જુઓ કે જ્યારે તેઓએ છ ખંડના રાજ્યનો ત્યાગ કર્યો ત્યારે તેઓ શું જરાય દિલગીર હતા ? નહીં..કારણ કે પોતાના આત્મામાં ટાઢક વળી ગઈ હતી. તેથી પૂર્ણ પરમાત્મપદને પામી ગયા. તેમ અમે તમે પણ સમજીને.. આત્મામાં ટાઢક તો લાવીએ. આત્માને ટાઢો તો કરીએ..કે શાશ્વત લાભનો ભંડાર સ્વરૂપની આરાધનામાં જ રહ્યો છે.

નાળિયેરની પેઠે ઉપરનું કાચલું કાઢી, નાળિયેરની અંદરનું જે ટોપરૂં છે તેને મેળવવાની જેમ જિજ્ઞાસા રાખો છો તેમ ઉદારીક શરીર-કાર્મણ શરીર--તેજસ્ શરીરને કાઢી નાખીને અંદરમાં રહેલો ટોપરા જેવો અનંત જ્ઞાનનો ધણી આત્મા મીઠો ગોળો મેળવવાની જિજ્ઞાસા રાખો.

છ ખંડના માલિક ચક્રવર્તિ ચોસઠ હજાર રાણીઓના વૃંદમાં બેસતા છતાં, બેસવા છતાં રાણીઓએ પોતાના મનમાં નક્કી કરી લીધું કે આ મહાવૈરાગ્યનું પૂતળું છે. તે કયારે આ રાજ્યને છોડીને વીતરાગને માર્ગે કયારે વહ્યો જશે? તેની આપણને ખબર પણ નહીં પડે. એમ તે રાણીઓને તેના વિષે પ્રતીતિ આવી ગઈ. તેમ તમારી શેઠાણીઓને તમારી રાણીઓને તમારા વિષે કેવીક પ્રતીતિ આવી ગઈ છે કે...આ અમને છોડીને કયારે ચાલ્યો જશે? કે એવી પ્રતીતિ આવી ગઈ છે કે આને ગમે તેટલા ધક્કા મારશું છતાંય નહિ જાય. એવી પ્રતીતિ આવી ગઈ છે? મને કહો કે તમારો આત્મા આ પ્રમાણે પરમાત્માને માટે તલપે છે? ઉપયોગ અને આત્મા એકાકાર થઈ જાય તેના માટે અમારો તમારો આત્મા તલપે છે? જો એમ હોય તો ઠીક છે પણ જો એમ ન હોય તો અમે તમે પોતે અમારા તમારા પોતાના આત્માને માટે પ્રાતઃકાળમાં વહેલા ઊઠીને કે એકાન્તમાં બેસીને ઠપકો દો. દઈએ કે અમે તમે આ ઘણું ખોટું કરી રહ્યા છીએ. સીધો માર્ગ મૂકીને અમે તમે મોટો–ખોટો ચકરાવો ફરીએ છીએ.

તમારા અંતઃકરણમાં રોજે રોજ કોતરાતાં જતાં..ભેદાતાં જતાં વીતરાગની વાણીનાં વચનોને...તે બોલોને..તમારા આત્માની પાસે ખુલ્લા કરીને. આત્માને પૂછો કે આત્મા....! જે આ...તું સાંભળી આવ્યો કે...અહો પ્રભુ! ભગવાન આત્મા! અનંત જ્ઞાનના ધણી! એવા આત્માને માટે...એવા તારા પોતાના માટે કાંઈ જોઈએ છે? તે તું જ છો...સુખ–શાન્તિ–આનંદ જે કાંઈ જોઈએ તે તું જ છો. તે બધુંય તારામાં ભર્યું છે. તું જ મોક્ષ સ્વરૂપ છો. અને પછી શું કહેવું? જે સાંસારિક વસ્તુમાં મારા બીજા ભાઈઓનાં મન મોહી પડયાં છે...તે મારે નથી જોઈતું. અને વળી કહી દેવું કે... માન મેળવવાને માટે બીજા લોકો જે કાંઇ માગે છે તે મારે નથી જોઈતું. પણ ઓ આત્મા! અરે! કેવળ જ્ઞાનના ધણી, અનંત શકિતશાળી, ઓ સનાતન આત્મા, મારે તો તારી સેવા અને પર્યુંપાસના જોઈએ છે. તારા સત્‌સંગનું અખંડ સુખ ભોગવવું, તે જોઈએ છે. માટે ઓ આત્મા! તારૂં દર્શન દે. જ્ઞાન દે. ચારિત્ર દે. તારી ટાઢપ દે. તારી સંપ્રદાન શકિત તારામાં છે. તેથી તારી ટાઢપને તું પર્યાયમાં દે. અનંત સુખનો ભોગી કર. અરે! શું કહું? તું જ મોક્ષ સ્વરૂપ છો. આત્મા તુંજ મોક્ષરૂપ છે.

સંત પુરુષો પરમાત્મપદની આરાધનામાં એવા તો એકાગ્ર હોય છે કે બીજું ગમે તેવું સુખ તેની આગળ મૂકો તો પણ તે નિષ્ફળ. જેમ સાબર તરેહ તરેહની ઇચ્છા કરે...કોઈ સાબર ખુશીથી લીલો ચારો ચરે. કોઈક વખત ઝાડની શીતળ છાયાની તળે પડયો રહે. પણ જ્યારે કૂતરા તેની પાછળ પડે..અને શ્રમિત થઈ જાય અને શ્વાસ ભરાઈ જાય...ત્યારે તે કાં તો પાણી પીને પોતાની તરસ મટાડે...કાં તો મરણ પામે. તેનો જીવ આવા કટોકટીના પ્રસંગે એક વસ્તુને જોઈ રહ્યો છે...તે કઈ વસ્તુ? એક ઠંડા પાણીનો મીઠો ઝરો ઇચ્છી રહ્યો છે. તે જ વસ્તુને ઇચ્છી રહ્યો છે..બીજું કાંઈ જ નહીં.

તેમ જ તમે તમારા આત્માને માટે તરસો. તે મળ્યું કે સઘળુંય મળી ચૂકયું.

"जे एगं जाणाइ से सव्वं जाणाइ"

—આચારાંગ સૂત્રપાઠ

એક આત્માને જાણતાં સર્વ જણાઈ જાય છે. હવે જો તારી સઘળીય શ્રીમંતાઈ જતી રહેતી હોય અને દરિદ્રતા લેવી પડતી હોય...અને જો મંદવાડે (માંદા) પડવાનો વખત આવે અથવા તમારી પ્રાણપ્રિય વસ્તુનો તમારે જો ત્યાગ કરવો પડતો હોય... એટલુંય થતાં છતાં આત્માનો જો સત્સંગ થતો હોય..આત્માનો ઉપયોગ આત્મામાં મળીને તેનો મિલાપ થતો હોય..પ્રાપ્તની પ્રાપ્તિ થતી હોય તો તો આ મેળવવામાં એક ક્ષણ પણ વિલંબ લગાડશો નહિ.

"समयं गोयम मा पमायए"

—ઉતરાધ્યયન સૂત્રપાઠ

એક સમય માત્રનો પ્રમાદ કરશો નહિ. તેમ તે વેળા તમને મોહની જાળ નાખવાને માટે ગમે તેવો નજીકનો સગો આવે તો પણ તમારે જરાય ફસાવું નહિ. પણ તે વખતે તમારો આત્મા પરમાત્માને માટે તલપવો જોઈએ. તલપતો થઈ જવો જોઈએ. પરમાત્મા વિના તમને જંપ વળવો ન જોઈએ. કારણ કે આત્મા અને ઉપયોગનો અંદરમાં મેળાપ થતાં તે પરમાત્મપદને પમાડી દેશે.

પોપટ..તનપિંજર નહિ તારૂં, શીદને કરે મારૂં મારૂં...

પોપટ...

પાંજરામાં રાખેલ પોપટને કોઈ વેળા છૂટો મૂકો અને પછી તમે તેને ગમે તેટલા દાણા નાખો, અને લલચાવો. છતાં તે આવશે નહિ. મીઠા શબ્દે બોલાવો છતાં પણ તે તમારી પાસે આવશે નહિ. પણ તેનો જીવ સ્વતંત્રપણે ગગનવિહારમાં વિચરશે. સ્વતંત્ર મોજ માણવામાં જોવામાં તેનું ચિત્ત છે.

ચાતક ચકવા ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ;<br>
ખર ઘૂવડ ને મૂરખ નર, સુખે સૂવે નિજ વાસ.

જેમ સાબરનો જીવ પાણીમાં છે તેમ તમારો જીવ પરમાત્મામાં રહો. સદાય રહો. તમને પરમાત્માની ઝંખના લગની..તેની જ તરસ લાગો. સાબર પશુ ઘણું જ નરમ અને રાંક છે. જ્યારે તે ઘણું જ તરસ્યું થાય છે ત્યારે તે ઘણાં જ કષ્ટથી કારમી ચીસ નાખે છે. કાળી ચીસ નાખે છે. તેમ ભગવાનનો..સદ્‌ગુરુદેવનો જે ભક્ત છે, જે દાસ છે, તેના મોમાંથી હૃદયને કોતરીને કેટલાક લાગણીના શબ્દો નીકળી જાય છે.

"सिद्धा सिद्धं मम दिसंतु"

—સૂત્રપાઠ.

હે સિદ્ધ ભગવાન..તું ક્યાં ઊંચે ચડીને બેઠો છે? તું નીચે ઊતરીને મને સિદ્ધપદ આપ. હું તારો ભક્ત છું. આમ..લાગણીના શબ્દો નીકળી જાય..તેમાં કાંઈ પણ ચિંતા નહિ. પણ ગમે તેમ કરીને આત્માના જ્ઞાનાદિકથી આત્માને પરમાત્મપદ મેળવવાની તૃષા લાગી છે, અને તે તૃષાને મટાડવી છે. જેનાથી તૃષા મટે એવા આત્માના જ્ઞાનાદિકની તમોને કાંઈ જરૂર છે કે નહિ? છે. તો શાન્તભાવે વિચારો. અને વિચારના અંતે તમને જણાય કે જ્ઞાનાદિકની મારે ખાસ જરૂર છે તો તમે તમારા આત્માના ઠંડા ફૂવારાનું જળ પીને..તમામ ભ્રાંતિને–ભ્રમણાઓને ધોઈ નાખો.

હે પાત્ર અને જિજ્ઞાસુ જીવો! આત્માની ઉપાસનાથી તમારો અનાદિના ભ્રમને ધોઈ નાખો. સ્વરૂપની ભ્રમણાને કાઢી નાખો. જેમ સાબર તરસથી પીડાય છે..તેને વિચારીને કહો કે તેનું કારણ શું? બપોરનો રણનો તડકો..વળી લાંબો પંથ કાપવો પડેલો તેનો થાક અને કૂતરા તેની પાછળ લાગેલા તેનો ગભરાટ (તમારી અમારી પછવાડે કોઈ કૂતરા લાગ્યા છે કે નહિ? કામ–ક્રોધ–મદ–મત્સર–મોહ–વિષયની લાગણીઓ વગેરે કૂતરાઓ છે..હો. તે અમારી તમારી પાછળ લાગ્યા છે કે નહિ? હા. લાગ્યા છે.) બસ એજ દૃષ્ટાંતે મનુષ્ય જેવો મનુષ્ય ત્રિવિધ તાપથી–ચારે બાજુથી બળી રહ્યો છે. આ બપોરી રણનો તડકો છે. માણસ ત્રિવિધ તાપથી બળુ–બળુ થઈ રહ્યો છે. આ વિકટ રસ્તો અને કામ–ક્રોધાદિ વગેરે કૂતરાઓથી ગભરાયેલો. આ બધાં કારણો ઉપરથી તને તારા આત્માના અમૃતપાનની ખાસ જરૂર છે.

એ અમૃતપાનનાં બીજાં ખાસ કારણો "पगइ भद्दियाए" વગેરે ચાર બોલ–જિજ્ઞાસા–વિચાર–વિવેક–તલશ..અને તે પણ પરમાર્થની રૂચિપૂર્વક હોવા જોઈએ. તે બીજું કારણ છે. જેમ સાબરનો જીવ પાણી માટે તલપે છે. તેમ તમારો જીવ પાત્રતામાં આવીને જ્ઞાનાદિકને માટે તલસશે..તો તેને પામી જશે. અનંતા જ્ઞાનીઓ આને પામી ગયા છે. જ્ઞાનીઓએ પોતાના સત્સ્વરૂપમાં શાન્તિ–આનંદ–સુખ ભાળ્યું. તેથી તેનું શરણુ કર્યું. ચેતી જાવ. આ શરીર તો રજકણનું બનેલું જડ છે. તેના રજકણે રજકણ છૂટા પડી જવાના છે. તેમાં આત્માનું સુખ–શાન્તિ–આનંદ છે? નથી.

આ મનુષ્યપણામાં શીઘ્ર આત્મભાન કરી લેવું. તે જ યોગ્ય અને શ્રેષ્ઠ છે. હે જીવ! સર્વજ્ઞના ધર્મ સિવાય કોઈ ત્રણ કાળમાં શરણભૂત નથી. માટે તે જ ધર્મને જાણ, શ્રદ્ધ, અને તેમાં સ્થિર થા. અને આત્મસ્વરૂપની આરાધના કર. આવો તારો પોતાનો આરાધક ભાવ તને પોતાને સારભૂત સ્થાને પહોંચાડી દેશે. જ્ઞાનીઓએ સત્-સ્વરૂપમાં મોક્ષ ભાળ્યો, અવ્યાબાધ સુખ–શાન્તિ ભાળી. જ્ઞાનીઓએ સત્સ્વરૂપમાં મોક્ષ ભાળ્યો છે. અવ્યાબાધ સુખ–શાન્તિ ભાળી છે. તો પોતાના ઉપયોગને પોતા તરફ વાળીને આત્મા અને ઉપયોગનો મેળાપ કરાવી દીધો. જય હો તેરી.

આમ તો તમે ડાહ્યા છો ને? કારણ કે રસ્તામાં કોઈ ભૂલો પડ્યો હોય.. તો તેને

તમો બીજાની સાથે મેળાપ કરાવી દો છો. તેમ તમે તમારા ઉપયોગને આત્મા સાથે મેળાપ કરાવી દો. જ્ઞાનીઓએ આત્મામાં સુખશાન્તિ ભાળી તો તેનું જ શરણ લઈને સારભૂત સ્થાને પહોંચી ગયા.

તેમ તમે સાગર જેવી તલપની પાત્રતા લાવો. તો આત્માના શરણે તેની તૃષા-તરસ છીપાવીને સારભૂત સ્થાને પહોંચી જશો. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૯૫

સં. ૨૦૦૪ના ભાદરવા વદ ૧૧॥, ગુરુવાર, તા. ૯-૧૦-૪૮.

જેને પોતાના અનંત ગુણનો મહમા આવ્યો....
તેને ભગવાનનો મહિમા આવ્યો.
એવો મહિમાવાળો જીવ....પોતાના અનંત ગુણોને આરાધે...
તો...તેનું બધુંય સફળ થઈ જાય.

-જ્ઞાન-દર્શનને પોતાના વિચારમાં ગ્રહણ કરીને...એ પરભાવને અંશે અંશે પણ મૂક. તીવ્ર ક્રોધાદિ-કષાયને મૂક. સંસારની વૃદ્ધિ-આસક્તિ-આધિ-વ્યાધિ-અને ઉપાધિને મૂક. અને તારા તરફ વર્ત. તો તને તારો પોતાનો સ્વભાવ કેવો છે? કેટલો છે? કેમ છે? ક્યારનો છે? અને ક્યાં સુધી રહેવાનો છે? તેનું જ્ઞાન...તેનું ભાન...સ્વયમેવ તને તારા પોતાથી થઈ જશે.

સ્વભાવ તરફ વલણ થયું કે ટાઢક વળી. ચોથું-પાંચમું ગુણસ્થાનક, ઉપશમ કે ક્ષાયકરૂપ શ્રેણી હાથ લાગવાની. પછી તારે શિવપુરીમાં અવશ્ય જવાનું. ( માર્ગ હાથમાં આવ્યો અને દોડવા લાગ્યો તો ગામ અવશ્ય આવવાનું જ. ) સરલ વિચાર અને પરમાર્થની રૂચિના જોરે...સહજ ગતિએ ચડવું...તેમાં તો આનંદ...આનંદ ને આનંદ જ દેખાય છે. શું કરવું ? ભાઈ...જ્યાં લગી પરભાવમાં પોતાની વૃત્તિ દોડે છે ત્યાં સુધી સુખ નથી. એમ નક્કી કરી લેવું. અનાદિકાળની વૃત્તિઓ પરભાવમાં દોડે છે. તેમાં જરાય સુખ નથી....તે નથી જ. સ્વભાવમાં ચેતનની વૃત્તિ રોકાય અને ત્યાં દોડે તો ત્યાં જ સુખ છે. વૃત્તિ એક સમય પણ દોડધામ કર્યા વગર રહેતી નથી. અને પરમાં દોડે છે ત્યાં સુધી સુખ નથી. સ્વમાં દોડે તો સુખ છે.

જ્ઞાની પુરુષ અહીં એમ કહે છે કે...રાગરહિત જે સમ્યગ્-દર્શન-જ્ઞાન અને રાગરહિત અમુક અંશે ચારિત્ર...એટલે રાગરહિત સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ પોતાનો શુધ્ધ ભાવ છે તે જ ધર્મ છે. જગતના જીવોને ધર્મની ખબર જ નથી.

ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે...
જાણે ન ધર્મનો મર્મ....જિનેશ્વર...
ધરમ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી...
કોઈ ન બાંધે હો કર્મ...જિનેશ્વર...

—આનંદઘનજી મહારાજ

રાગરહિત સમ્યગ્દર્શનાદિ છે તે જ ધર્મ છે. પણ રાગ તે ખરેખર ધર્મ નથી, પાત્રતા તે પણ ધર્મ નથી. પણ ભલો રાગ છે. એટલે કે તારા સ્વભાવની સન્મુખતાથી જે શુધ્ધ પરિણામ થયાં તે જ ધર્મ છે. એ જ ધર્મમાં તારૂં હિત-શ્રેય અને કલ્યાણ છે. પણ રાગમાં તારૂં સુખ-હિત-શ્રેય કે કલ્યાણ નથી. હજી શરૂઆતમાં રાગ સર્વથા ન ટળી જાય. ધર્મીનેય રાગ તો હોય. પણ પહેલાં આવી ઓળખાણ કરવી જોઈએ, કે જે આ રાગ છે તે પાપ છે અને તે મારા સ્વભાવથી જુદી ચીજ છે. તેમાં મારૂં હિત-શ્રેય કે કલ્યાણ નથી. પણ મારૂં હિત-શ્રેય કે કલ્યાણ તો સમ્યગ્ દર્શનાદિ શુધ્ધ ભાવમાં જ છે. આમ...બરાબર પાત્રતા લાવીને સમજે.. ( પણ પાત્રતા આવી તો...તેમાં અટવાઈને, રોકાઈને ફૂલાઈ ન જાય. )

પાત્રતા આવી...તે શું છે?

કષાયની મંદતા છે.

જો પાત્રતામાં આવીને બીજને વાવે તો કલ્યાણ થાય. પણ માત્ર પાત્રતાથી કલ્યાણ ન થાય. પણ પાત્રતાથી પુણ્ય બાંધી દેવાદિ ગતિમાં જાય. પણ ભવકટી ન થાય. સમ્યગ્દર્શન ન થાય. સંસારને ટાળવાની વાત છે તે પાત્રતામાં આવેલો જીવ સાંભળે...અને સાંભળીને નિર્ણય કરી બીજ વાવે તો સંસાર ટળી જતાં સિદ્ધ દશા પ્રાપ્ત થાય. સમજે તો રાગ ભાવને ટાળવાનો અને શુદ્ધ ભાવ પ્રગટાવવાનો તે ઉદ્યમ કરે.

પાત્રતાને હિતકારી-શ્રેયકારી-કલ્યાણકારી માની લે તથા આપણા તીવ્ર કષાયો ટળી ગયા છે, અથવા મંદ થઈ ગયા છે, એમાં જ સંતોષ માની લે તો તે રાગને ટાળવાનો પ્રયત્ન કેમ કરે ? ન જ કરે. પણ ભાઈ...તારૂં સુખ-હિત-કલ્યાણ ક્યાં છે ? તેનો.. ચાર બોલપૂર્વકના આચાર સહિત સત્‌સમાગમે નક્કી કર. પાત્રતામાં નક્કી કરવાનો અવકાશ છે. પણ અપાત્રતામાં નક્કી કરવાનો અવકાશ નથી. પાત્રતામાં આવ્યા પછી હિતનો-સુખનો-કલ્યાણનો-શ્રેયનો ઉપાય જાણ્યા વિના અનાદિથી અહિતને-અશ્રેયને-અકલ્યાણને પોતે હિત-શ્રેય-કલ્યાણ માનીને બેઠો છે. પણ હજી સુધી જરાય હિત-કલ્યાણ કે શ્રેય થયું નહિ.

જ્ઞાનીઓ હિતનો-શ્રેયનો-કલ્યાણનો ઉપાય બતાવે છે.

सोच्चा जाणाइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ।
उभयं पि जाणइ सोच्चा, जं सेयं तं समाचरे ॥ ११ ॥

—દશવૈકાલિક સૂત્ર, અધ્યયન ૪ થું.

પાત્રતામાં આવીને જે શ્રેય લાગે તેને સમાચરો. હિતનો-શ્રેયનો-કલ્યાણનો સાચો ઉપાય સમાચરો. જિન શાસ્ત્રમાં કલ્યાણનો ઉપાય છે. હિતના કારણ જે શુદ્ધ નિશ્ચય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ રત્નત્રય છે, તેનો જ યથાર્થ ઉપદેશ જૈન દર્શનમાં....જૈન શાસનમાં છે. જૈન શાસ્ત્રોમાં છે.

"सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्ष मार्ग:" તે જ મોક્ષ માર્ગનો યથાર્થ ઉપદેશ છે. તે જ જિન શાસનની શ્રેષ્ઠતા-મહત્તા-ઉત્તમતા છે. ભાઈ...આ જિન શાસન છે. લૌકિક શાસન નથી. જિન શાસનમાં..જ્ઞાન-આનંદથી ભરેલો આત્માનો સ્વભાવ બતાવીને તેની જ મહત્તા ગાઈ છે. માટે તેને સાંભળો. અને તે જ ખરો હિતનો-શ્રેયનો-કલ્યાણનો ઉપદેશ છે.

પીવાની લોલુપતા તથા હઠાગ્રહતા-કદાગ્રહતા-મતાગ્રહતા-મૂઢતા-દુષ્ટતાને ટાળ. તે બધાંયને ટાળીને પુણ્યના ભલા રાગમાં આવીને જ્ઞાની તમોને ભલામણ કરે છે કે.... "जं सेयं तं समाचरे" જે શ્રેયકારી છે, હિતકારી છે, કલ્યાણકારી છે તેને હવે તું આચરી લે.

પોતે જાતે નક્કી કરે કે આ મોહના પ્રકારથી જુદું તે જ મારૂં સ્વરૂપ છે. તેને આચરી લે. અમોએ તો એટલે કે સાચા સાધુ-સંતોએ તો મોહરહિત શુદ્ધાત્મ પરિણમનને ધર્મ કહ્યો છે. તેમાં જ હિત-શ્રેય-અને કલ્યાણનું સુખ છે. માટે (जं सेयं तं समाचरे) તેને તું ભાઈલા...બાપલા..આચરી લે. પાપને ટાળી, પાત્રતામાં આવી, શ્રેયને-હિતને -કલ્યાણને તું આચરી લે. એટલે રાગરહિત ચૈતન્ય સ્વભાવમાં (ચારિત્રમાં) રમણતા કરવાનું કહે છે. હવે વિચારો....સંસારમાર્ગથી છોડાવીને મોક્ષમાર્ગમાં લઈ જવાને માટે જ ભગવાનનો આ ઉપદેશ છે. સાચા સંતોએ જે સંસારને છોડી દીધો છે તે શું? સાચા સંતો સંસારને પકડીને તમારા ઘરમાં મૂકે? સાચા સંતોથી સંસાર તમારા ઘરમાં મૂકાય? કે તેને છોડી દેવાનો સાચા સંતોનો ઉપદેશ હોય? છોડી દેવાનો જ હોય. સંસારભાવને..સમજીને તમારાથી છોડાય તેટલો સંસારભાવને છોડો. તમને બધુંય છોડવાનું (સાચા સંતો કહે છે) કહું ત્યારે તમો માંડ માંડ અમુક છોડો તેવા છો. તમારા બધાયનાં કાળજાં કેવાં છે? ભાવો કેવા છે? તેને હું જાણું છું, ઓળખું છું. માટે જ સર્વ સંસારને છોડવાનો ઉપદેશ કરાય છે. અહિત માર્ગથી છોડાવીને..હિતમાર્ગમાં જોડાવાનો ભગવાનનો ઉપદેશ છે. (કસાઈના હાથે ચડેલી ગાયોને છોડાવીને પાંજરાપોળમાં તે ગાયોને લઈ જવી તે શ્રાવકોનો વ્યવહાર દયા ધર્મ છે.)

ભગવાનની વાણી તો જીવોનાં હિત માટે જ છે. એક માત્ર કહેવાતા જૈન વાણિયા માટે નહિ..પણ જગતના સર્વે જીવો માટે છે. અને તે ધર્મની વૃદ્ધિ માટે જ છે. હવે જીવોને સંસારથી છોડાવીને મોક્ષમાં લઈ જવા માટે, ભગવાનનો આ ઉપદેશ છે. સંસારભાવ તથા રાગ-દ્વેષ એ કસાઈખાના છે. ત્યાંથી જીવોને છોડાવીને પાત્રતારૂપ પાંજરાપોળમાં લઈ જવાના છે. ચાર બોલના આચરણવાળા અથવા તેમાં આવ્યા છે તેવા જીવો અથવા પાત્રતામાં પરમાર્થની રૂચિપૂર્વક જિજ્ઞાસુ અને આત્માર્થી એવા જીવો એમ વિચારે છે...શું વિચારે છે? કે અહો...રાગ તે ધર્મ નથી. મોહ તે ધર્મ નથી. જે ભાવે બંધ પડે તે ભાવ પણ ધર્મ નથી. એમ કહીને ભગવાન મને, તથા મારા ગુરુ મને, રાગથી-મોહથી-કે બંધભાવથી પણ પેલી પારનો મારો ચૈતન્ય સ્વભાવ છે, તે મને બતાવીને મારા ગુરુ મને તેનો અનુભવ કરાવવા માંગે છે.

આ રીતે સ્વભાવ સન્મુખ થઈને, વીતરાગી શ્રદ્ધાજ્ઞાન પ્રગટ કરીને પોતાનું હિત સાધે છે. જોયું...ચાર બોલના આચારપૂર્વકના વિચારમાં ભગવાનની વાણી અને

મારા ગુરુદેવનો ઉપદેશ...મને મારો ચૈતન્ય સ્વભાવ બતાવીને...મારા ચૈતન્ય સ્વભાવનો અનુભવ કરવાનું કહે છે. એમ નક્કી કરીને કોઈ પૂછે કે...કરોડો રૂપિયાની ભભૂતિ હોય તેનો રાગ કરવો? ત્યાં તેને તમો કહી દો કે...અમારા ગુરુએ કરોડો રૂપિયાની ભભૂતિ અમારી પાસે હોય છતાં તેના ઉપર રાગ કરવાનું જરાય અમોને કહ્યું જ નથી. પણ તું તેના ઉપર રાગ ન કર એમ કહ્યું છે. અને અમારા ગુરુએ તો અમોને આત્માનો અનુભવ કરવાનું જ કહ્યું છે. પણ અમે અમારી નબળાઈથી રાગ રાખીએ છીએ...એમ ગુરુનું માહાત્મ્ય તો લાવજો.

એમ નક્કી કરીને, સ્વભાવ સન્મુખ થઈને, વીતરાગી શ્રધ્ધા પ્રગટાવીને..પાત્ર જીવ પોતાનું હિત જરૂર સાધે. ભગવાન શ્રી મહાવીર દેવે પોતાના સ્વાશ્રય વડે કેવળ જ્ઞાન તથા સિદ્ધપદને પામ્યા. તથા પોતે પોતાના સ્વાશ્રય વડે કેવળ જ્ઞાન તથા સિધ્ધપદ પ્રાપ્તિનો ઉપદેશ આપ્યો. પાત્ર જીવ બે હાથ જોડીને કહે છે કે..હવે અમે પણ આચારપૂર્વક વિચારમાં આવીને, પરમાર્થની રૂચિ જગાડીને, અંદરમાં જિજ્ઞાસા અને પાત્રતા લાવીને, જે મોક્ષનો ઉપદેશ આપે આપ્યો છે, તે ઉપદેશને જ્ઞાનમાં ઝીલીને અને આત્મજ્ઞાનની સંપદા તરફ ઝૂકીને અમે પણ હે ભગવાન! હવે તો આપના જ પંથે ચાલ્યા આવીએ છીએ. કારણ કે આ સિવાય બીજો કોઈ કલ્યાણનો માર્ગ નથી. કાં તો લઈ જાવ.. કાં તો બતાવો..કાં તો આવો..સંસારમાં શું છે?

હે ભગવાન! તમને અનંત નમસ્કાર છે, અને તારા મહિમાને અનંત નમસ્કાર છે. તારા જેવા થવા માટે તારા મહિમાને અમે ગાયા કરીએ છીએ.

આમ.. મહિમા લાવીને ભગવાનને એક જ વાર જો નમસ્કાર કરે..તો તે ભગવાન થઈ જાય. જેને ભગવાનનો મહિમા આવ્યો...તેને પોતાના અનંત ગુણનો મહિમા આવ્યો. અને જેને પોતાના અનંત ગુણનો મહિમા આવ્યો તેને ભગવાનનો મહિમા આવ્યો. એવો મહિમાવાળો જીવ પોતાના અનંત ગુણને આરાધે, તો તેનું બધુંય સફળ થઈ જાય. આને સફળ કરવાનો તમે કેટલોક પ્રયત્ન કરો છો? તે તરફ લક્ષ આપો. સત્સ્વરૂપની સાધનાના આરાધનાના આ સમયને સમજો. તેને ઝીલવાને પ્રયત્ન કરો. તોયે ઘણોય લાભ થઈ જાય તેમ છે.

ઉદાયન રાજાએ વીતરાગી પ્રભુની એક જ વાણી સાંભળી અને પાત્રતા તૈયાર હતી. એક જ વાણી સાંભળીને નિર્ણય કરી લીધો કે..પુત્રને રાજગાદી સોંપીને હું આત્મકલ્યાણની સાધનાને માટે નીકળું. એવો નિર્ણય કરીને તેઓ વીતરાગી પ્રભુ પાસેથી નીકળી પોતાના મહેલે પાછા આવ્યા અને તેઓ પોતાના નિર્ણયનો અમલ કરવાની પેરવીમાં પડયા. તમે એક જ બોલ સાંભળીને તેનો અમલ કરવાની પેરવીમાં તો પડો. તમારા મનમાં એવુંય છે ખરૂં? કેવું? કે...ઘરમાં એકાદ સંચાલક પાકે....જન્મે..એટલે હું મોક્ષપુરુષાર્થ સાધનારો બની જાઉં. એવુંય તમારા મનમાં ખરૂંને? આ ઉદાયન

રાજાને એવો વિચાર આવ્યો..શું વિચાર આવ્યો ? કે પુત્રને રાજગાદી સોંપીને હું મોક્ષ માર્ગે ચાલી નીકળું. આ ઉદાયન રાજાને આ પ્રકારનો વિચાર આવ્યો. તેવો વિચાર તમને આવે ? તેવુંયે અંતઃકરણ તમારી પાસે છે ખરૂં ? અહીં તો હું તમોને એમ પૂછું છું કે તમે એવાય નિર્ણયવાળા ખરા કે નહિ ? કેવા નિર્ણયવાળા ? કે જીવનમાં મોક્ષપુરુષાર્થ સાધવો છે. અને અહીં જે માંડી બેઠો છું તેનો સંચાલક જો મળી જાય..અથવા પાકી જાય..એટલે તો અવશ્ય નીકળી જવું છે. એવોય નિર્ણય ખરો ?

તમારૂં કુટુંબ, તમારાં બાલબચ્ચાં, માલમિલ્કત, તમારા આશ્રિતો વગેરે રવડી, રખડી ન પડે, દુઃખમાં ન પડે, એટલા પૂરતી જ સંચાલકની તમારે જરૂર છે ? દરકાર છે ? તે જો પાકી જાય તો તમારે મૂકવું છે ખરું ? અને ઘર-પેઢી-પૈસા-ટકા આદિ ઉપર મોહ તો નથી ને ? મોહ નથી આવુંય ખરૂં ? આ જીવનમાં તમે એ જ રીતે જીવી રહ્યા છો ? તેમાં જો અનુકૂળ સંયોગ મળી જાય, એટલે જોખમદારી ઉપાડનારો જો મળી જાય તો, પૈસા–ઘર–પેઢી ઉપર તમને આટલો બધો મોહ નથી એમ હું માની લઉંને ? ( મને તો એમ લાગે છે કે તમારામાં જાણે પાત્રતાનાંય ઠેકાણાં નહિ હોય..)સંચાલક મળી ગયો હોય અને તમને કહેતો હોય કે બાપુ ! તમ તમારે સુખે સુખે ધર્મધ્યાન કરો..ધર્મ કરો..તો તમે શું કરો ? તમને પૈસા વગેરે ઉપર એટલો બધો મોહ નથી ? કે પછી સંસારમાં જ પડયા રહો. હવે જો એટલો બધો મોહ ન હોય તેણે આ વાતનો નિર્ણય કરેલો હોય. અને તેને અમલમાં મુકવાનો પ્રયત્ન કરે.

રાજા ઉદ્દાયને પોતાના સામ્રાજ્યને સાચવ્યું, સંભાળ્યું, અને ખીલવ્યું હતું. સંચાલક પાકતાં મોક્ષપુરુષાર્થ સાધવા તૈયાર બની ગયા. એને અમલમાં મુકવાની કુટુંબીઓમાં વાત કરે છે. અને સંચાલકને ગાદીએ બેસાડવાની તૈયારી કરે છે. તો મારે તમને પણ છોડવાની વાત કરવી કે ન કરવી ? કરવી. તથા સંચાલક પાકયો હોય તો મોક્ષપુરુષાર્થ કરવાની વાત કરવી કે ન કરવી ? કરવી. સંચાલક પાકયો હોય તો શું તમારે છોડવું છે ? આનો જવાબ મળશે કે નહિ ? મળશે.

આચારપૂર્વક વિચાર, પાત્રતા, ધગશ, જિજ્ઞાસા, પરમાર્થની રૂચિ છે..અને વ્યાખ્યાન સાંભળવાની તમન્ના છે. તે આવા ત્યાગના પ્રસંગો સાંભળીને....હું પણ કયારે મોક્ષપુરુષાર્થ સાધવાને માટે ઉત્સાહિત બનું ? અને ઉત્સાહિત બનીને કયારે હું સમ્યગ્દર્શની, દેશવિરતિ તથા સાચો સંસારત્યાગી બનું ? આવો વિચાર તમારા હૈયામાં સ્ફૂરે છે ને ? આ રાજા કેશીકુમારને રાજપાટ સોંપીને, વીતરાગ માર્ગે ચડીને, મોક્ષપુરુષાર્થને સાધીને, તે જ ભવે મોક્ષને પામી ગયા.

તેમ તમે પણ આચારપૂર્વક વિચારમાં આવીને, પાપને ટાળીને,પુણ્યમાં આવીને

પછી તે બન્નેને પોતાના સ્વભાવથી જુદા માનીને, પરમાર્થની રૂચિપૂર્વક પાત્રતામાં આવીને, સત્સમાગમ કરીને,ઉપદેશ સાંભળીને, નિર્ણય કરીને, સંચાલક પાકતાં તેને સર્વ સોંપીને મોક્ષપુરુષાર્થ સાધવા માટે આ માર્ગે આવો. અને તેને જો તમે સાધશો તો અલ્પકાળમાં તમારૂં અવિનાશી કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૯૬

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૧૩, શુક્રવાર, તા. ૧૦-૧૦-૫૮

## જેથી....પોતા વિષેની નિઃશંકતા....
## ભવના નાશની નિઃસંદેહતા....
## તેમજ...નિર્ભયતા પ્રગટી જાય...તે ધર્મ.

આ રાજા પૂર્વે કરણી, કમાણી કરીને આવ્યો છે. વર્તમાન ગર્દભાલી મુનિના સમાગમે સ્વરૂપને પામી જવાનો છે. અને તે પાત્રતામાં આવીને....સમજીને પામી જવાનો છે. તેમ આ જીવ પાત્રતામાં આવીને, સત્ સમાગમે સત્ને સમજે તો સત્-ધર્મને પોતાની સમજણે પામી જાય.

જેથી પોતા વિષેની નિઃશંકતા...ભવના નાશની નિઃસંદેહતા તેમજ...નિર્ભયતા પ્રગટી જાય...તે ધર્મ. ચોરાશીના ભવભ્રમણનો જેનાથી અંત આવી જાય તેને ધર્મ કહેવાય છે. જ્યાં સુધી ભવના નાશની નિઃસંદેહતા, નિઃશંકતા નથી આવી ત્યાં સુધી ધર્મ જ નથી, ધર્મ પ્રગટ્યો જ નથી. ભવના નાશની નિઃસંદેહતા કોણ આપે? કેવી રીતે પોતે પોતાને નિઃસંદેહતા આપે? નિઃશંકતા આપે? શું કરૂં તો ભવના નાશની નિઃસંદેહતા નિઃશંકતા પ્રગટે?

આ કહેવાતા પ્રથમ ચાર બોલના સેવન દ્વારા અને જ્ઞાની પુરુષોના સમાગમે મળતાં જીવાદિ નવ તત્ત્વના રહસ્યને, દ્રવ્ય-ગુણ-પર્યાયને...અનાદિ અનંત, અનાદિ સાંત, સાદિ સાંત, સાદિ અનંત, ભાવ ભંગના ભેદને તથા નૈગમાદિ નય-પ્રમાણને પોતે જાતે પાત્રતામાં આવીને, સમજીને, પોતાનો જે આત્મા છે, તે આત્માનો ભવરહિત ચૈતન્ય

સ્વભાવ તેને પણ સમજે. તો ભવના નાશની નિઃશંકતા, નિઃસંદેહતા, પોતાના આત્મામાંથી પ્રગટે. અને તેને જ અમે ધર્મ કહીએ છીએ. આ સિવાય બીજા કોઈ પરિણામમાં એવી તાકાત, એવું બળ, વીર્ય કે શક્તિ નથી. અથવા જે ભાવે બંધ થાય તે ભાવમાં એવી કોઈપણ પ્રકારની તાકાત નથી કે તે ભાવ...ભવનો નાશ કરાવે, અને નિઃશંકતા, નિઃસંદેહતા અપાવે.

જે ભાવે બંધ તે ભાવે ભવનો નાશ નહિ. અને જે ભાવે ભવનો નાશ તે ભાવે બંધ નહિ. જ્ઞાનીઓ અનુભવની મોજમાં ઝૂલીને, માણીને, સાદી ભાષામાં સમજાવે છે કે...જે જીવો આત્માને માનતા નથી, પાપનો ડર રાખતા નથી, પરલોકની શ્રદ્ધા જેને નથી, ચાર બોલનું સેવન કે તે પૂર્વકનું આચરણ જેને નથી, અને એકલા પાપમાં જ ગળા સુધી ડૂબેલા છે તે તો પાપીષ્ટ જ છે, પાપને સેવનારા, નરક નિગોદમાં જનારા, મહાન પાપીષ્ટ છે. એવા જીવોની શું વાત કરીએ? પણ જેઓ કાંઈક આસ્થાવાળા છે, આત્માને માને છે, પરલોકને માને છે, પાપથી કાંઈક ડરીને ચાર બોલમાં કે ચાર બોલના આચરણમાં આવ્યા છે, પણ એટલામાં આવીને, એમાં જ ધર્મ માનીને ત્યાં જ રોકાઈ ગયા છે, તેથી તેઓને ભલે પુણ્ય બંધ થાય, અથવા થશે. પણ જો આગળ વધીને રાગરહિત શુદ્ધ આત્માની પ્રતીતિ કરશે તો અપૂર્વ ધર્મને પામી જશે. અહિં તો ચાર બોલના આચરણમાં આવીને અપૂર્વ ધર્મને પામવાની વાત કહેવાય છે. પણ પાત્રતામાં આવીને તેમાં સંતોષાઈ જઈને અટકી જવાની વાત નથી. પણ જેનાથી અનંતા ભવ છૂટી જાય, જન્મ-મરણનાં મૂળિયાં તૂટી જાય, અને મુક્તિ થાય, તેવો પુરુષાર્થ કરવાનો છે. સ્વરૂપને પામી જવાનું છે, તેવી વાત કહેવાય છે.

જે જીવ પ્રકૃત્તિનું ક્રોધીલાપણું-તોછડાઈપણું-અવિનયપણું અથવા અભિમાનપણું-અદયાપણું-મત્સરભાવપણું વગેરેને પ્રથમ છોડીને પ્રકૃતિનું અક્રોધીલાપણું-વિનયપણું-દયાપણું-અમત્સરભાવપણામાં આવીને, પુણ્ય-પાપરહિત આત્માના સ્વભાવને સત્ સમાગમે સમજીને જે માને છે, શ્રદ્ધે છે, પ્રતીતિ કરે છે, કબૂલે છે, તે જ ધર્માત્મા છે. અને આવો ધર્માત્મા સંસારસાગરને તરીને પેલી પાર જાય છે, એટલે તે તરે છે. ચારિત્ર તે ધર્મ છે. ધર્મ તે સામ્ય છે. અને સામ્ય તે જીવના મોહ-ક્ષોભરહિત પરિણામ છે. તેવા પરિણામ તે સામ્ય છે. તે ધર્મ છે. અને તે ચારિત્ર છે. જીવના મોહ-ક્ષોભરહિત પરિણામ તે ધર્મ છે હવે આવા જીવના મોહ-ક્ષોભરહિત પરિણામને ભગવાને ધર્મ કહ્યો છે....તે જ ધર્મ છે. હવે...આ ધર્મ છે. પણ વચ્ચે રાગ હોય તે ધર્મ નથી.

હવે જે રાગને જીતે તે જિન. જીતે તે જિન.

દડી પડી મેંદાનમેં સબ ખેલનકુ જાય.
ઊંચનીચકા ભેદ નહિ. જે જિતે તે લઈ જાય.

જે જીતે તે જિન-જિન એટલે શું? જીતનારો આત્મા છે. રાગ-દ્વેષ-મોહરૂપ

અશુદ્ધ ભાવ તેને જીતવાના છે. સમ્યગ્દર્શન થયા પછી જે શુભ રાગ રહે છે તેને પણ જીતવાનો છે. તેને કઈ રીતે જીતાય ? આત્માના શુદ્ધ સ્વભાવને શ્રદ્ધા–જ્ઞાનમાં લઈને, પોતાના સ્વભાવમાં લીન થતાં..સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ શુદ્ધ ભાવ પ્રગટે છે અને અનાદિના રાગ–દ્વેષ–મોહરૂપ જેટલા અશુદ્ધ ભાવો છે તે જીતાય છે. આ રીતે મનુષ્ય-પણાને વિઘ્ન ન કરે એવા ચાર બોલના આચરણમાં પ્રથમ આવીને (આ ચારબોલનું જો આચરણ નહિ હોય તો મનુષ્ય મરીને મનુષ્ય નહિ થતાં મનુષ્ય મરીને ચોખામાં ઈયળ તરીકે ઉત્પન્ન થશે. અથવા તો પશુ–પક્ષી–ઢોર થશે.) પછી શુદ્ધ આત્માના અવલંબને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ શુદ્ધ ભાવ વડે રાગ–દ્વેષ–મોહ ભાવને જે જીતે તે જિન છે. અને એ જિનના માર્ગને અનુસરે તે જૈન છે. "आया में अ बनम्"

એક ભવ કરીએ તો ? ભાઈ....બીજો ભવ કરીને આખર તારે કરવાનું છે શું ? મોક્ષ મેળવવો છે. તો આજ ભવમાં મોક્ષ મેળવી લે. પણ મારે મનુષ્ય મરીને મનુષ્ય થવું છે. તે ભાવે તો પુણ્ય પણ નહિ બંધાય. અને મનુષ્ય પણ નહિ થવાય. મારે તો મોક્ષ જ જોઈએ છે. એ ભાવમાં....મોક્ષ નહિ થાય ત્યાં સુધી સર્વ સાધનસંપન્ન માનવનો ભવ મળશે. માટે ભાઈ....તું આ માનવના ભવમાં મોક્ષને મેળવવાનો જ પ્રયત્ન કર. આ ભવને જ મોક્ષ મેળવવામાં જ વાપરને...તેનો તેમાં જ લહાવો લેને....

એને જ જૈન શાસનમાં ધર્મ કહ્યો છે. માટે નક્કી કરી લેજો કે પ્રથમ ચાર બોલના સેવનરૂપ યોગ્યતાની ભૂમિકામાં આવીને પછી સત્સમાગમે પરથી ભિન્ન અને પોતાના જ્ઞાન–દર્શન સ્વભાવથી એકરૂપ....પરથી ભિન્નતા...સ્વથી એકતા...એવા શુદ્ધ સ્વભાવની શ્રદ્ધા કરતાં સમ્યગ્દર્શન–જ્ઞાન થઈને અનાદિના અનંતાનુબંધી ક્રોધ–માન–માયા–લોભ તથા દર્શન મોહનો નાશ થઈ જાય છે. અને ત્યારથી જ ધર્મની શરૂઆત થાય છે. આ વિના ધર્મની શરૂઆત થઈ છે એમ તું માનીશ નહિ. (સમ્યગ્દર્શન થયા પછી જ તીર્થંકરના ભવ ગણત્રીમાં ગણાયા છે. તે સિવાયના ભવોની ગણત્રી પણ થતી નથી.) ધર્મ તો મોહ–ક્ષોભરહિત એવા શુદ્ધ પરિણામ છે. આત્માના શુદ્ધ પરિણામ સિવાય... બહારમાં બીજે ક્યાંય ધર્મ નથી. અને બીજું કોઈ પણ મોક્ષનું કારણ નથી.

સર્વ સાધન સંપન્ન આવા મનુષ્ય અવતારમાં મોક્ષના અંશને પ્રગટાવ્યા વગર જંપીને બેસવાનું નથી. વાતો કરવાનો આત્માનો સ્વભાવ નથી. શું સિદ્ધ ભગવંતોને વાતો કરવાનો ભાવ આવે ખરો ? નહિ. વાતો કરવાનો કોને વિકલ્પ આવે ? કે જેને કાંઈક જાણવાનું બાકી હોય...તેને એ વિકલ્પ આવે. સર્વજ્ઞ તો એક સમયમાં સર્વને જાણે દેખે છે. માટે તેને વાતો કરવાનો વિકલ્પ ન આવે. અને બોલવું તે આત્માનો સ્વભાવ નથી. કેવળજ્ઞાનીઓ અરસપરસ એકબીજા ભેગા થાય...છતાં શું તેઓ અરસપરસ વાતો ન કરે ? ના..ભાઈ..ના..કારણ તે સર્વજ્ઞ થઈ ગયા છે. તેમને કોઈ પણ પ્રકારનો વિકલ્પ જ હોતો નથી. તો વાત ક્યાંથી કરે ? પણ છદ્મસ્થ જ્ઞાનીઓ અરસપરસ ભેગા થાય

તો...એકબીજા કરતાં વિશેષ જ્ઞાનીઓ ભેગા થાય તો એકબીજા સાથે..એટલે અલ્પજ્ઞાની વિશેષ જ્ઞાની પાસેથી વિશેષ જાણવા માટે વાતો કરે..પ્રશ્ન કરે. કેશીસ્વામી અને ગૌતમ-સ્વામીનો સંવાદ કેવો? જ્ઞાનાદિ ગુણોની વૃદ્ધિ કરનારો.

મોહ એટલે મિથ્યાત્વથી રહિત..ક્ષોભ એટલે અસ્થિરતાથી રહિત આવા જીવના પરિણામ તે ધર્મ છે. એટલે સમ્યકુરત્નત્રયરૂપ જે શુદ્ધ ભાવ છે તે જ ધર્મ છે. પાત્રતામાં આવીને, પાત્રતાવાળા જીવે સત્‌સમાગમે આજ ધર્મને પામવાનો પ્રયત્ન કરવાનો છે. ચાર બોલના સેવન દ્વારા શુદ્ધ ધર્મને પામી જવાનો પુરુષાર્થ ઉપાડે તો જીવ જરૂર ધર્મને પામી જાય. ધર્મના બહાને જીવે મીઠાશ સેવી છે. વાતો જ કરી છે. ધર્મ તો આત્માના શુદ્ધ પરિણામ વડે રાગાદિને જીતનાર છે. ધર્મ તો રાગનો નાશક છે..પણ પોષક નથી. (ધર્મ તો ન્યાલ કરી દે. એટલે એનો અર્થ એવો નથી કે ધર્મ સંસારની સાહ્યબી આપે. ના ભાઈ ના. ધર્મ તો મોક્ષ કરી દે. અને મોક્ષ ન થાય ત્યાં સુધી દશાંગી સુખને આપે.) શુદ્ધ ચૈતન્ય સ્વભાવની દૃષ્ટિ વડે શ્રદ્ધામાં રાગનો અભાવ કરે અને પછી તે શુદ્ધ ચૈતન્ય પરિણતી વડે બાકીના રહેલા રાગને જીતતો જાય તે જ ધર્મ છે.

રાગને જીતે તે ધર્મ છે.

અને જે રાગ વડે પોતે જીતાઈ જાય તે અધર્મ છે...ધર્મ નથી.

એટલે કે રાગને રાખીને જે રાગ વડે ધર્મ મનાવે તે તો ધર્મ નથી. અને મનાવનારો ધર્મી પણ નથી. તે તો રાગનો પોષક છે. મિથ્યાત્વી છે. હવે વીતરાગી સમ્યગ્દર્શનાદિ રત્નત્રય વડે રાગ–દ્વેષ–મોહને જીતીને જ્ઞાન–આનંદ સ્વરૂપમાં રહે તે ધર્મી છે. અને આવો ધર્મી સાચો ધર્મ બતાવે છે. વીતરાગનો ચતુર્વિધ સંઘ સાચો ધર્મ આરાધે છે. અને સાચા ધર્મની જ પ્રભાવના કરે છે.

ધર્મીનો...ધર્મ...ધર્મીમાં છે.

અનંત ધર્મને ધરનારો એક ધર્મી...એવા એક ધર્મીમાં અનંતા ધર્મો રહેલા છે. એટલે ધર્મોનો ધર્મ ધર્મીમાંજ રહેલો છે.

જીવ એકલો આવ્યો છે, એકલો જવાનો છે. એકલો જ પોતાના કરેલા કર્મને, કર્મના ફળને ભોગવવાનો છે. અને એકલો જ સર્વ કર્મથી મુક્ત બની મોક્ષમાં જવાનો છે. પણ જ્યાં સુધી એકલા રહેવું ગમતું નથી ત્યાં સુધી ધર્મ પણ ગમતો નથી.

ભાઈ...એકડે એક...એને તું લાખવાર બોલ...તો પણ એકડે એક જ આવશે. પણ બગડે બે...ત્યાં બેપણું થયું. એટલે બગડવા માંડયું...તગડે ત્રણ એટલે પોતાના ઘરમાંથી તગડવા માંડયું....એટલે બહાર કાઢવા માંડયું. અને ચોગડે ચાર...એટલે ચાર ગતિમાં પરિભ્રમણ કર્યા જ કરો.

ધર્મને પામવાને માટે આ ચાર બોલનું આચરણ શ્રેષ્ઠ છે. અને તે ચાર બોલનું

આચરણ ધર્મ પમાડી નહીં દે. તેમજ એ આચરણ વિના ધર્મ પામી પણ નહીં શકાય. માટે જેમ છે તેમ સત્‌સમાગમે સમજણ કરીને ચાર બોલનું સેવન કરી જે જીવ આત્મામાં દૃષ્ટિ દેશે તે જરૂર આત્માના ધર્મને પામી જશે. ધર્મ પામ્યા પહેલાં.. ધર્મ પામી જવાય એવી યોગ્યતારૂપ, ભૂમિકારૂપ આચરણ જોઈશે. આચાર-વિચાર એમ બોલાય છે પણ વિચાર-આચાર એમ બોલાતું નથી. માટે આચારપૂર્વકના સ્વના વિચારે જરૂર ધર્મ પામી શકાય છે. તેને તમે પામીને સુખી થાવ.

જુઓ ભાઈ...આ જે કહેવાયું...એવા ભાન વડે જે જીવ વર્તમાન પોતે પોતાને મોક્ષરૂપ સમજે છે તેનો જરૂર મોક્ષ થાય છે. પણ જે જીવ આવા ભાન વગર પોતે પોતાને મોક્ષ સ્વરૂપ સમજતો નથી...તેનો તો મોક્ષ થતો નથી. મોક્ષ તે તો અવસ્થા છે....પણ મોક્ષ પોતે દ્રવ્ય-ગુણ નથી.

દ્રવ્ય અખંડ છે....અને તે અખંડ દ્રવ્યની શુધ્ધ પરિપૂર્ણ અવસ્થા તે મોક્ષ છે.

સાધક અને સાધ્ય સ્વસત્તામાં સ્વાધીનપણે છે. પણ સાધક-સાધ્ય સ્વસત્તામાં પરાધીનપણે નથી. સાધક આત્મા અને સાધ્ય મોક્ષ..કારણ અને કાર્ય પોતે જ છે. મોક્ષનું કારણ આપે તો મોક્ષનું કાર્ય લહે. અને સંસારનું કારણ આપે તો સંસારનું કાર્ય લહે. જેવું કારણ આપે તેવું કાર્ય થાય. કાર્ય-કારણ સ્વસત્તામાં સ્વાધીનપણે છે.

આત્મામાં મોક્ષ અવસ્થા શકિતરૂપે અનાદિ અનંત છે.

દ્રવ્ય દૃષ્ટિએ સંસાર અવસ્થા આત્મામાં કદીયે નથી.

પણ..આ સંસાર અવસ્થા દેખાય છે..તે શું છે? તે શા માટે છે?

આત્માએ અજ્ઞાનભાવે-મોહભાવે-મૂઢભાવે કર્મના નિમિત્તવાળા ભાવની ઉપાધિ વહોરી..સ્વીકારી..તે ભૂલના કારણે જ આ સંસાર છે. (તીર્થંકર ભગવાનના પગ દાબે તો મોક્ષ થાય કે નહિ? અરે ભાઈ..તીર્થંકરના પગ તો શું? પણ એકેન્દ્રિયપણે સિદ્ધ ભગવાનના પાડોશી થઈ આવ્યો છતાં પણ મોક્ષ ન થયો.) તે પોતાનામાં જ છે વર્તમાન અશુદ્ધ અવસ્થા છે..તે ભૂલને.. વર્તમાન પાત્રતામાં આવીને..સત્‌સમાગમે સમજીને..તે ભૂલને ટાળીને શકિતરૂપે જે મોક્ષ છે તે જરૂર પ્રગટ કરી શકાય છે. તે ભૂલ..પુરુષાર્થથી ટાળીને..શકિતપણે મોક્ષસ્વભાવ છે તે જરૂર પ્રગટ કરી શકાય છે. આ રીતે પ્રાપ્તની જ પ્રાપ્તિ થાય છે. જે છે તે પ્રગટે છે. હોય નહિ તો પ્રગટે શું? "मूलो नास्ति कुतो शाखा" મૂળ જ ન હોય તો શાખા (ડાળી) પ્રગટે કયાંથી? પરમાર્થે શકિતરૂપે જે સ્વરૂપે હતો તે જ સ્વરૂપે પ્રગટ થાય છે. એટલે કે તારા જ સ્વભાવથી મોક્ષ છે. અને એ જ ધર્મ છે. તે જ પૂર્ણ એક સ્વાધીન તત્ત્વનો સ્વીકાર છે.

એક..એક..ત્યાં એક..નહીં ત્યાં જુદો ભાવ. જે ન હોય તે નવું ન થાય. જો આત્માનો મોક્ષ સ્વભાવ કોઈ પણ ક્ષણે હયાત ન હોય તો તે કોઈ કાળે પ્રગટ ન થાય. માટે મોક્ષ સ્વભાવ દ્રવ્યદૃષ્ટિએ ત્રિકાળ છે. અને પર્યાય દૃષ્ટિએ એટલે ઉપચારરૂપ ભેદ-

દૃષ્ટિથી લઈએ તો સંસાર અવસ્થા અનાદિ-સાંત છે..અને મોક્ષ પર્યાય નવો છે. અને પર્યાય દૃષ્ટિએ મોક્ષ અનાદિ સાંત છે. દ્રવ્યદૃષ્ટિએ મોક્ષ અનાદિ-અનંત છે. પર્યાયદૃષ્ટિએ સંસાર અનાદિ-સાંત છે અને મોક્ષ સાદિ-અનંત છે.

આત્મા મોક્ષ સ્વરૂપ છે એવી શ્રદ્ધાને જ્ઞાનના અભ્યાસથી ધારણ કર. ભાઈ રે.. પ્રાપ્તનીજ પ્રાપ્તિ થાય છે. સત્ એટલે આત્માનું મૂળ સ્વરૂપ. તે આત્માનું મૂળ સ્વરૂપ તમે લ્યો. તો તે આત્માનું મૂળ સ્વરૂપ સદાય મોક્ષ સ્વભાવ છે., મોક્ષસ્વરૂપ છે. અને વર્તમાન વર્તતી અવસ્થામાં બંધ રૂપ માન્યતાની યોગ્યતા છે. નિશ્ચય નય અને વ્યવહાર નય એમ બન્નેને પકડો.

આત્મા સત્ છે.

સત્ એવો આત્મા સ્વાધીન છે.

સત્-સ્વાધીન એવો આત્મા પરમાર્થે અસંગ છે.

જે સત્ છે તે સ્વયં સિદ્ધ છે.

વસ્તુ છે તે કોઈના આધારે નથી...વસ્તુ ત્રિકાળ સત્ છે.

અને છે તે પૂર્ણ છે.

વસ્તુ સ્વભાવ કદી પણ પોતાથી હીણો-ઉણો કે ઉપાધિરૂપ હોય જ નહિ.

તેથી ચૈતન્ય સ્વભાવી આત્મા શકિતસ્વભાવે પૂર્ણ-અસંગ-અબંધ છે.

તે છે તે પોતાથી છે કે પરથી છે? પોતાથી છે. પોતાથી છે ત્યાં પરપણે નથી. ઉપાધિ સ્વભાવે આત્મા નથી ને? નથી. માટે તું તો છો. માટે તારો સ્વભાવ જ મોક્ષ છે. હવે પેલી ભૂલ કરવાની યોગ્યતા છે તેને મૂકી દે...ગૌણતામાં...અને જે તારો સ્વભાવ દ્રવ્ય દૃષ્ટિએ બતાવ્યો તેને મૂકી દે...મુખ્યતામાં...પછી ઉપાડ તારા પુરુષાર્થને. અને જેને તેં મુખ્યતામાં મૂકયો છે તે વિધિનો સ્પર્શ થતાં...ટચ થતાં...અનંત સુખ-સ્વરૂપ...એવી સ્વાધીન શકિતનો અપૂર્વ હકાર આવશે.

પાણી સ્વભાવે શીતળ છે અને વર્તમાન અગ્નિના નિમિત્તે અવસ્થામાં ઉષ્ણ છે. પછી તે ઉષ્ણ પાણીને ઠંડુ કરવાનો જે ઉપાય છે તે ઉપાયને જાણીને, પછી ઉપાય કરીને, જો પાણીને ઠંડુ કરે અને પછી પીએ...તો તરસ છીપે. તેમ જ્ઞાનીઓએ સંસારી આત્માઓને કર્મના નિમિત્તે ઉપાધિવાળા-વિકારી-ક્રોધાદિ કષાયવાળા કહ્યા છે. અને તે વિભાવ ભાવોને...કષાયોને ટાળવાનો ઉપાય પણ બતાવ્યો છે. તે ઉપાયને જો સમજી..વિધિપૂર્વક સંસારી આત્માઓ અમલમાં મૂકે તો પર્યાયમાંથી ક્રોધાદિ વિભાવભાવો ટળી જતાં મૂળ સ્વરૂપને પામી જાય. માટે જ્ઞાનીઓએ મૂળ સ્વરૂપને પામવાની જે વિધિ બતાવી છે તેને અમલમાં મૂકો.

દૃષ્ટા શકિતનો દૃષ્ટા..જ્ઞાયક શકિતનો જ્ઞાતા...જો કોઈ હોય તો તે પોતે જ છે.

સામાન્ય દૃષ્ટિએ આત્મા નિત્ય-આનંદ-જ્ઞાનદર્શન-સહજ સ્વભાવના સામર્થ્યપણે છે. બેહદ છે. બાપલા...ભાઈલા તારો ત્રિકાળી સ્વભાવ બેહદ છે. સમ્યગ્દર્શન-જ્ઞાન ચારિત્રમય સ્વભાવ અને મોક્ષ તે સાધ્ય. જેમ છે તેમ પોતાની સુપાત્રદશામાં આવીને, સત્‌ના સમાગમે સમજીને, સાચી સમજણનો સ્વીકાર કર્યે છતે, અનંત આનંદને પ્રગટ કરવાનું બળ સાથે જ આવે છે.

દ્રવ્ય માત્ર ગુણ-પર્યાયાત્મક છે.

પર્યાયની અપેક્ષાએ ઉત્પત્તિ અને વિનાશ અને દ્રવ્યની અપેક્ષાએ ધ્રુવ અંશ છે. કોઈ પણ દ્રવ્ય પર્યાય વિનાનું નથી અને કોઈ પણ પર્યાય દ્રવ્ય વિનાનો નથી. પર્યાયનો આધાર દ્રવ્ય છે, અને દ્રવ્યને આશ્રિત પર્યાયો છે. આ રીતે દ્રવ્ય-પર્યાયનો તાદાત્મ્ય ભાવ છે દ્રવ્યનો સહચારી ગુણ છે. અને સમભાવી પર્યાય છે. હવે ગુણ સ્થિર અંશ છે. એટલે ધ્રુવરૂપ છે. અને પર્યાય ઉત્પત્તિ-વિનાશશાળી છે.

"उत्पाद् व्यय-ध्रुव-युक्तं-सत्"

તે દ્રવ્ય ઉત્પત્તિ-વિનાશ-સ્થિરતાયુક્ત જે સત્ છે...તે સત્‌ભુત વસ્તુને દ્રવ્ય કહેવાય છે.

દ્રવ્યમાં નવા પર્યાયનો ઉત્પાદ અને નવીનતાનો ઉત્પાદ, પુરાણતાનો નાશ, એટલે જૂના પર્યાયનો નાશ તે વ્યય અને અંશની સ્થિરતા તે ધ્રુવ. પર્યાયની અપેક્ષાએ ઉત્પત્તિ અને વિનાશ, અને દ્રવ્યની અપેક્ષાએ ધ્રુવ અંશ છે.

આમ પાત્રતામાં આવીને સત્‌ના સમાગમે સમજીને ઉત્પાદ-વ્યય-ધ્રુવનો સ્વીકાર કરે તો અનંત આનંદ પ્રગટ કરવાનું બળ આવે. આવી રીતે જે જીવ સત્‌સમાગમે પાત્રતાપૂર્વક ઉત્પાદ-વ્યય-ધ્રુવને સમજીને પોતામાં ઠરશે તો તે જીવ આત્માની સમાધિને પામી જશે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૯૭

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૧૪, શનિવાર, તા. ૧૧-૧૦-૫૮

**આત્મા...દશ્યનો દૃષ્ટા...**
**અને જ્ઞેયોનો...જ્ઞાતા છે....**
**એ જ જ્ઞાનની અંદરથી દૃઢતા કરો.**

આ સંયતિ રાજા ચતુરંગી સેના લઈને ગર્દભાલી મુનિ તરફ જઈ રહ્યો ન હોય..!! જાણે સેના લઈને મોક્ષ તરફ જઈ ન રહ્યો હોય!! ત્યાં ગયા પછી પાછો વળવાનો નથી. "मुंडे भवित्ताणं पवइए अणगारियं" (દશવૈકાલિક સૂત્ર) થઈ જવાનો છે.

તેવી જ રીતે રાજા સમાન આ આત્મા જો પાત્રતાનું સૈન્ય લઈને સત્પુરુષની સન્મુખ થાય તો...તેમનો સદ્બોધ ઝીલે...તો રાજા જેમ વસ્તુને પામ્યો તેમ આ આત્મા પણ વસ્તુને પામી જાય. તેની રીત અહીં સમજાવાય છે.

મોક્ષે લઈ જાય તે માર્ગ.

મોક્ષનો માર્ગ એક જ છે...બે ચાર નથી.

તેને સમજવાને માટે મનની (મતિશ્રુતજ્ઞાન ઉપયોગની) વૃત્તિને એકાગ્ર કરી... મનની અહીં-તહીં ભટકતી, દોડયા કરતી વૃત્તિઓને પાછી વાળો. ત્યાંથી પાછી વાળીને મનની વૃત્તિને એકાગ્ર કરો. જ્ઞાનીઓ સમ્યક્ત્વનો બોધ કરે છે. અવ્યાબાધ સુખની પ્રાપ્તિનો બોધ કરે છે. તેની સન્મુખ જીવ થાય...તો બોધ ગ્રહણ થાય. સત્પુરુષ પ્રત્યે સન્મુખતા આવશે તો જ સત્ પુરુષના બોધનો આશય સમજાશે. પણ જ્યાં સુધી સત્ પુરુષની સન્મુખતા ન આવે ત્યાં સુધી તેમના બોધનો આશય ન સમજાય. અનંતવાર સત્પુરુષ મળ્યા...અરે! સર્વજ્ઞ ભગવાનો પણ મળ્યા...છતાં તેમના તરફની સન્મુખતા ન આવી. તેથી તેમના બોધનો આશય ન સમજાયો.

તે સન્મુખતા અખંડ એકધારી હોવી જોઈએ. આત્માની, મોક્ષની, સ્વરૂપની વાત જાણવા માટે પોતે એકાગ્ર થાય અને સ્થિર ચિત્તે, એક જ ધ્યાને વિચારે, તો જરૂર પરિણમે તેવું છે. (કેમ પરિણમતું નથી?) ભાઈ...સ્થિર ચિત્તે, એકાગ્રપણે, પોતે વિચારતો નથી તેથી જ પરિણમતું નથી. તમે જ્ઞાનીના બોધને ન્યાયના કાંટે તોળી જોજો. દર વર્ષે ચોમાસા થાય છે, અને બોધ મળે છે. પણ તમે તેને ન્યાયના કાંટે તોળ્યો? ન તોળ્યો હોય તો હવેથી જરૂર તોળી જોજો. જૈન સિદ્ધાંતોની સાથે સરખાવી જોજો. તો તે કેવળ સત્ય જ જણાશે. ખાલી ચાતુર્માસ કરાવવાથી કાંઈ જ લાભ નથી. સમજ્યા ને!

આત્મા મુકત શી રીતે થાય ? તેની સમજણ કરો.

"कषायमुक्ति-किलमुक्तिरेव" (પ્રજ્ઞા પ્રકાશકાવ્ય) જ્ઞાનીઓએ તેની સમજણ આપેલ હોવાથી...તે જ્ઞાનીઓની સમજણ...પોતાના સ્વરૂપની શ્રદ્ધા...તે સ્વરૂપ શ્રદ્ધાની દૃઢતા થવાને માટે...જે સમજણ આપી છે, તે અમારા માટે પરમ હિતકારી છે. તેમ તમે માનજો. જે જીવ મુક્ત થવાનો કામી હશે, સંસાર પરિભ્રમણમાંથી છૂટવાનો કામી હશે, સંસાર દુઃખથી નીકળી જવાનો કામી હશે તેને તે જરૂર મહત્વ લાગશે. તમે સંસાર દુઃખમાંથી છૂટવાના કામી છોને ?

આત્માના ગુણ...જ્ઞાન-દર્શન-ચારિત્ર છે....તે વર્તમાન વિપરીતપણે પ્રવર્તે છે. જ્ઞાનગુણ અજ્ઞાનરૂપે પ્રવર્તે છે. શ્રદ્ધાગુણ અથવા દર્શનગુણ અશ્રદ્ધારૂપે અથવા મિથ્યાત્વરૂપે પ્રવર્તે છે અને ચારિત્રગુણ રાગ-દ્વેષરૂપે પ્રવર્તે છે.

હવે તેને એકતાપૂર્વક....આત્મામાં...આત્માના હિતપણે પ્રવર્તાવવા...આત્મા દ્વારા આત્મસ્વરૂપનું જ્ઞાન...અને આત્મા દ્વારા આત્માની શ્રદ્ધા અને આત્મા દ્વારા આત્મામાં સ્થિતિ....જોયું ! એ રૂપ સમ્યક્ભાન અર્થાત્ એ રૂપ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર થયા પછી તેમાં પ્રતિદિન ઉજ્જવળતા થતી જાય. (થયું હોય તેને ખબર પડે...બાકી વાતો કરનારા કરોડો છે. કે અમને સમ્યક્ભાન થયું છે...તેથી શું ? ઘણાં વેશધારી જનમન રંજન કરનારાં સાધુ સાધ્વીઓ ડંફાસ મારે છે કે અમને સમ્યક્દર્શન થયું છે અમો છઠ્ઠા સાતમા ગુણ સ્થાનવાળાં છીએ. જોયું ? તેઓની મૂર્ખાઈનું પ્રદર્શન.) જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ પોતાનો આત્મા છે.

"एवं से आया, एवं से नाया, एवं से विनाया." નંદીસૂત્ર.

કર્મને દૂર કરી શુદ્ધતા પામતો જાય એવો ભગવાને કહેલો મોક્ષમાર્ગ આત્મામાં જ રહેલો છે. આત્માના જ્ઞાન-દર્શનાદિ ગુણોની નિર્મળતા થવાથી મોક્ષ થાય છે. એ વિના મોક્ષ થતો નથી.

હવે જે મોક્ષે ગયા છે...તે સર્વે મોહનીય કર્મનો ક્ષય કરીને, કેવળજ્ઞાન-કેવળદર્શન પામીને જ ગયા છે, પણ મોહનીય કર્મનો ક્ષય કર્યા વિના અને કેવળજ્ઞાન-કેવળદર્શન પામ્યા વિના મોક્ષે ગયા નથી.

"सुद्धेणं उवेइ मोक्खं" આચારાંગ સૂત્ર.

"छदो निरोहीणउवेइ मोक्खं"—ઉત્તરાધ્યયનસૂત્ર. ચોથું અધ્યયન.

જ્ઞાન-દર્શન-ચારિત્રની શુદ્ધતા એ જ મોક્ષમાર્ગ છે. આવા મોક્ષમાર્ગની પ્રાપ્તિને માટે જ્ઞાનીઓની સન્મુખ થઈને, પાત્રતામાં આવીને, પોતે એકાગ્ર ચિત્તે વિચારે..(સમકિતી શ્રાવકો અને સાધુઓનો ધ્યેય એક મોક્ષ પ્રાપ્ત કરવાનો જ હોય છે, પણ તેઓની બાહ્ય ક્રિયાઓમાં ફેરફાર હોય છે. જેમકે સાધુઓ પંચમહાવ્રત પાળવારૂપ ક્રિયાઓ

કરે છે. અને શ્રાવકો બાર વ્રત પાળવારૂપ ક્રિયાઓ કરે છે...છતાં બન્નેનો ધ્યેય એક મોક્ષ લેવાનો જ હોય છે.) શું વિચારે....? હું દેહાદિથી ન્યારો અરૂપી જ્ઞાનસ્વરૂપ આત્મા છું. હવે તેને ઓળખવાનું લક્ષણ શું છે? "ઉપયોગ".

"जीवो उवयोग लक्खणं" ઉત્તરાધ્યયનસૂત્ર.

"ઉપયોગ" આત્મા સિવાય બીજા કોઈ દ્રવ્યમાં નથી...માટે તે અસાધારણ લક્ષણ છે. તે ચેતન સ્વરૂપ હોઈ જાણવાના કાર્યમાં નિરંતર પ્રવર્તી રહેલો છે. (મહારાજ શું કહે છે તે જાણવામાં તમારો ઉપયોગ જ પ્રવર્તે છે ને?) નિરંતર પ્રવર્તી રહેલો તે જ અનુભવમાં આવે છે. વળી તે સદા સર્વદા વિદ્યમાન રહે છે. સદા, સ-ઉપયોગી, સુખદુઃખનો જાણુંગ અને વેદક એમ જે આત્માનું લક્ષણ છે અને તે આત્મા પણ ત્રિકાળ નિત્ય છે. એમ જે આત્માનું લક્ષણ નિત્યતા સહિત અસ્તિત્વ જણાયું તે પોતાની મેળે, પોતાના છાંડે, સ્વચ્છંદે સમજાતું નથી...

"छंदो निरोहीणउवेइ मोक्खं"

પણ...સદ્‌ગુરુ કે જેમણે તેનો યથાર્થ અનુભવ કર્યો છે, તેઓ સાચું કથે છે, સત્ય કથે છે, સત્ય જ સ્થાપે છે. ઉત્‌સૂત્ર કથવાનો વિકલ્પ આવે તો જીભ કરડીને મરી જાય...પણ ઉત્સૂત્ર ન કથે, ન સ્થાપે. એવાપુરુષની પ્રતીતિપૂર્વક ઓળખાણ કરે. (આવા પુરુષની પ્રતીતિ તે વ્યવહાર સમ્યગ્‌દર્શનમાં આવ્યો કહેવાય.) તો જ તે જ્ઞાન, મોક્ષમાર્ગમાં ઉપયોગી થઈ જાય તેવું યથાર્થ જ્ઞાન છે. પરંતુ જ્ઞાનીની સાક્ષીએ, જ્ઞાનીની શ્રદ્ધાએ માન્યતા થવી જોઈએ. તો તે તેજાબરૂપ બને. એટલે તે વ્યવહાર સમ્યક્‌જ્ઞાન થાય. હવે સમ્યક્ત્વ સહિત જ્ઞાન થયું એટલે સાચી શ્રદ્ધા જરૂર પ્રગટે. સાચા પુરુષની શ્રદ્ધા સહિત યથાર્થ જ્ઞાન. સત્પુરુષે આત્માનું સાચું સ્વરૂપ જોયું છે. જાણ્યું છે, અને માણ્યું છે. જોયા પછી તેઓએ કહેલું છે. ભલા....શું કહેલું છે? તેઓ કહે છે કે આત્મા શરીર-મન-વાણી વગેરે બાહ્ય પદાર્થોથી તથા ધર્માસ્તિકાય વગેરેથી ભિન્ન છે, જુદો છે.

તે જ પ્રમાણે આત્માનું જ્ઞાન થાય તે જ સાચું જ્ઞાન છે. ખાસ જ્ઞાન છે. અન્ય પુદ્‌ગલ છે. તે પોતાનું સ્વરૂપ નથી. હવે જ્ઞાની દ્રવ્ય દૃષ્ટિનો લક્ષ કરાવે છે. (એવા જ્ઞાની કાં તો પોતાના સ્વરૂપની ધૂનમાં પડયા હોય....કાં તો કોઈ જિજ્ઞાસુ જીવ આવે તો તે જિજ્ઞાસુ જીવને દ્રવ્ય દૃષ્ટિનો લક્ષ કરાવે.) અને તેનો લક્ષ કરવો તે પાત્ર જીવનું કર્તવ્ય છે? કે અપાત્ર જીવનું કર્તવ્ય છે?ઉ. પાત્ર જીવનું કર્તવ્ય છે. પાત્ર જીવ તે વાતની જરૂર હા પાડીને દ્રવ્ય દૃષ્ટિનું લક્ષ કરશે.

દ્રવ્ય દષ્ટિનું લક્ષ કરાવે છે અને આ તમારા સંસારની પર્યાય દૃષ્ટિનું લક્ષ છોડાવે છે. જ્યારે જ્ઞાનીના કહેવા ઉપર ખરો વિશ્વાસ આવે અને કહે કે તમોએ જાણ્યું તે સર્વ સત્ય છે અને મારું જાણેલું સર્વ અજ્ઞાનરૂપ છે. જ્ઞાનીઓએ પર્યાય

દૃષ્ટિ છોડીને દ્રવ્ય દૃષ્ટિ જોવાનું અને રાગ-દ્વેષ ન કરવાનું મને કહ્યું છે. તે જ હું માનું. (અનંતા જ્ઞાનીઓએ તથા ૩૨ સિદ્ધાંતની એક એક ગાથામાં દ્રવ્ય દૃષ્ટિનો જ લક્ષ કરાવ્યો છે. વેશધારીઓ તેમાં ઊંડા ઊતરીને જોતા નથી.) જ્ઞાનીની દૃષ્ટિએ દેહથી ભિન્ન આત્માને જાણે, જ્ઞાનીની માન્યતાએ માન્યતા કરે. આ પાત્રતામાં આવી જ્ઞાનીની દૃષ્ટિએ દેહથી ભિન્ન આત્માને જાણે તો રાગ-દ્વેષ, તીવ્ર આસક્તિ, ગૃદ્ધિપણું જાય. તે જ ખરૂં જ્ઞાન છે. રાગ-દ્વેષપૂર્વક ગમે તે અને ગમે તેટલું જાણે પરંતુ તે અજ્ઞાન છે.

જે જ્ઞાનથી જાણ્યું તે જ જ્ઞાનની પોતે અંદરથી દઢતા કરતો જાય. દેહાદિ જડ કહ્યાં..તેને જડ માનવાં. (જ્ઞાનીએ દેહાદિને જડ કહ્યાં...પણ તેને તમે કેવા માનો છો ? જડ કે ચેતન...ભાઈઓ...જડ માનજો હો..ચેતન નહિ...) દેહ છે તે સંયોગી-રૂપી-દશ્ય છે. તેથી ભિન્ન આત્મા અરૂપી, ચેતન સ્વરૂપ, સ્વભાવી, દ્દષ્ટા દ્રવ્ય છે. બાહ્ય પદાર્થો દશ્ય અને જ્ઞેય છે. આત્મા દશ્યનો દ્દષ્ટા અને જ્ઞેયોનો જ્ઞાતા છે. હવે દેહ સંયોગી હોવાથી વિનાશી છે. આત્મા અસંયોગી હોવાથી અવિનાશી છે. આવી શુદ્ધ પ્રતીતિ એટલે શ્રદ્ધા વર્તે તેને ભગવાને સમ્યગ્દર્શન કહ્યું છે. આ વાત સુપાત્ર જીવે વખતો વખત યાદ રાખીને વિચારવી. વિચારવું....કે હું નાશવંતની કાળજી રાખું છું કે નિત્ય એવા આત્માની કાળજી રાખું છું ? હવે ખૂબ વિચારો..(લક્ષણે શરીર જડ જ છે. અને લક્ષણે જીવ ચેતન જ છે.) સમકિતથી એટલે શ્રદ્ધાથી પડવાના નિમિત્ત હોય છતાં કોઈ પણ કાળે તે શ્રદ્ધાથી ચળે પળે નહિં. રોમરોમ એ જ વાત પ્રસરી જાય.

"अत्थिमिजां प्रेमाणु रागस्ता" ઉપાસંકદશાં સૂત્રપાઠ.

અને....મરણ વખતે પણ પોતાને દેહથી ભિન્ન અજરઅમર અવિનાશી આત્મા માને. તેથી તે ભાવ પરભવમાં જરૂર સાથે જાય. એ રીતે જ્ઞાનીના વચન ઉપર દઢ શ્રદ્ધા તે જ સમકિત..અથવા સમ્યગ્દર્શન કહ્યું છે. આત્મા જ્ઞાન સ્વરૂપ ચેતન છે. સર્વથી ભિન્ન અસંગ છે. તેમ દઢ શ્રદ્ધા પ્રતીતિપૂર્વક પોતાના આત્મામાં સ્થિર થવું. આત્માનું સ્વરૂપ જેવું છે, તેવું ઓળખવું. સર્વથી ભિન્ન જાણો. તે જ એક સુખદાયક છે, ચિદાનંદ છે, અનંત સુખનો ધણી છે, સુખદાયક છે. આવી શ્રદ્ધા થયા પછી તે ધ્યેયે પરિણમવામાં વીર્ય સ્ફુરે છે. એ રીતે આત્મામાં સ્થિર થવું. અને આત્મારૂપે થઈને વર્તવું. પણ રાગ-દ્વેષ-મોહરૂપે થઈને ન વર્તવું. આત્મારૂપે થઈને વર્તે તેને વીતરાગ દેવ ચારિત્ર કહે છે. આત્માનો પોતાનો સ્થિરગુણ તે ચારિત્ર છે. સમકિત થતાં અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ તથા દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ... સમકિત મોહનીય- મિશ્ર મોહનીય-અને મિથ્યાત્વ મોહનીય....એ સાતેય પ્રકૃતિઓ ટળી જાય. અને સમ્યગ્દર્શનપૂર્વક સ્વરૂપાચરણ ચારિત્ર પ્રગટે. ત્યાં અવિરતિનો ઉદય

છે, છતાં સ્વરૂપાચરણ ચારિત્ર છે. અને પછી આત્માની વિશેષ સ્થિરતા થવી તે આત્માનું ચારિત્ર..અને સ્વરૂપાચરણ ચારિત્ર તે શ્રદ્ધાનું ચારિત્ર છે.

આવો સમ્યગ્દૃષ્ટિ આત્મા....આત્મા સિવાય પોતાનું બીજું કાંઈ ગણે નહિ.... (ભલે તમારા ઘરમાં કરોડો રૂપિયાની ભભૂતિ હોય...તેની અમોને જરાય ઈર્ષા નથી. પણ તે ભભૂતિને તમો તમારી ગણતા નહિ...માનતા નહિ...અમોને તો એ જ ભાવના છે કે તમો તેના ઉપરથી ક્યારે મારાપણાના ભાવને ઉઠાવીને સ્વમાં આવી જાવ.... અને તેની મોજું માણતા બનો....) માને નહિ...ગજસુકુમારે શું કર્યું ? ધીરજ ગાંઠે બાંધી લો. સમતા-ક્ષમા એ બધું ગાંઠે જરૂર બાંધી લો. (પૈસા-ધન વગેરેને મારાં ગણે...માને....છતાં તે મારાં ગણ્યે રહેતાં નથી. અને મારાં ન ગણ્યે છતે તે જતાં પણ નથી. પણ તે તો પુણ્ય-પાપને જ આધીન છે. પુણ્ય હોય તો રહે...અને પાપનો ઉદય થાય તો જતા રહે...માટે તેની ચિંતા નહિ કરતાં તેનો ત્યાગ કરી આ વીતરાગના માર્ગે આવી જાવ...આવો.) વૈરાગ્યની વાત કરતાં જ્ઞાની કહે છે કે...વેદતી વખતે વિચારવું કે..મારું છે તે જવાનું નથી..અને જે જાય છે તે તડકા છાયા જેવું છે. હવે જે તડકા છાયા જેવું છે તેને મારું માનવું તે મારે હવે હરામ છે. મારું માનવું નહિ.

ગજસુકુમારને જ્ઞાની નેમનાથ ભગવાન મળ્યા હતા. તેમને ભગવાને જે માન્ય કરાવ્યું હતું તે જ તેણે માન્યું...તમને ગુરુ મળ્યા છે...તે તમને માન્ય કરાવે તેને તમો માનો ખરા ? બાકી બધું પર જાણ્યું ચેતો...ચેતો...બધાંય જવાના છે. એકેય અહીં સાબૂત રહેવાના નથી. પર્યાય દૃષ્ટિએ કેમ મારા માનું ? પર્યાય દૃષ્ટિમાં સંસાર છે તે એક પછી એક જવાના છે. તેને કેમ મારા માનું ? જ્ઞાનીએ શું કર્યું છે ? રાગ-દ્વેષને કાઢ્યા છે. આ જીવનું ભૂંડુ કોણ કરે છે ? અજ્ઞાનપૂર્વકના રાગ-દ્વેષ, પૂજાવા-મનાવાની ઇચ્છા. તે શા માટે રાખવી ? હવે શા માટે મોહ રાખવો ? મોહ, કર્મો કે કષાયો નારકીના દુઃખ ભોગવતી વખતે કોણ બચાવવા આવે છે ? કોઈ નહિ.. નક્કી કરી લો કે કોઈ કોઈનું નથી. એ બધાયની કાળજી કરી છે, સંભાળ રાખી છે, બધાયની ચિંતા પણ કરી છે, પણ એક આત્માની કાળજી નથી કરી...ચિંતવન નથી કર્યું..સંભાળ નથી કરી..દરકાર નથી કરી..

નરક, તિર્યંચ, દેવ, મનુષ્ય, એમ ચારેય ગતિમાં બધેય દુઃખ, દુઃખને દુઃખજ છે. દેવગતિ વગેરેમાં પણ મરવું તો પડે જ છે. ઋષભદેવ ભગવાન પાસે અઠ્ઠાણુ પુત્રો ગયા હતા..અને જઈને કહ્યું કે..હે દાદા..ભરત મોટો થઈને બેઠો છે. અમારા રાજ પડાવીને તેનો માલિક થઈને બેઠો છે. માટે તેની પાસેથી આપ અમારા રાજ અમને પાછા અપાવો. તેના ઉત્તરમાં ઋષભદેવ ભગવાને શું કહ્યું..તેની તમને ખબર છે ?

संबुज्झह जंतवो ! माणुसत्तं, दट्ठुं भयं बालिसेणं अलंभो ।
एगंत दुक्खे जरिए व लोए, सकम्मुणा विप्परियासुवेइ ॥

— સૂયગડાંગ સૂત્ર, સાતમું અધ્યયન.

અહો ભવ્ય જીવો ! કરવાનું એક જ છે. તમે જેની માંગણી કરો છો. તેને મેં મોઢાના બળખાની જેમ ત્યાગી દીધા છે. કરવાનું એક જ છે....અને તે..સમકિત–શ્રધ્ધા... એ એક થઈ જાય તો બેડો પાર...થઈ જાય. મારી પાસે રૂપિયા હોય તો દેખાય....પણ આ તો દેખાડાય તેવું નથી. અહીં તો ધર્મ...આત્મા તે જ છે. તે સિવાય બીજો ધર્મ નથી. ધર્મના નામે ભલે ગંગા નહાવા જાય...કાશીએ કરવત મૂકાવવા જાય..કથા વાંચવા બેસી જાય. જૈન લીંગ ધારણ કરી લે. પણ ધર્મ તો આત્મા જ છે. અમે કહીએ છીએ તેની હા...હા...તો તમો કહ્યા કરો છો. પણ તે ગળે ઊતરે છે ? જો ન ઊતરતું હોય તો....સાંભળ્યા ન સાંભળ્યા જેવું છે. એટલે તૂંબડીમાં કાંકરા. ખુલ્લું કહેવાતું નથી...ક્લ્લિી એટલે ચાવી...ગુરૂના હાથ. મુમુક્ષુ કહે છે કે...તમે માનવાનું કહો છો... તો અમે બધાય મહાવીરને માનીએ જ છીએને ? બીજાને માનતા નથી. જ્ઞાની કહે છે કે.. કયાં મહાવીરને માન્યા છે. ? (જો કે મેલડી અંબા, કુળદેવી આદિ પંદરસો લફરાં ભેગાં રાખ્યાં છે..જો એક આત્માને. મહાવીરને માને તો કામ થઈ જાય..) પણ આ તો બીજું જ માન્યું છે..તેથી જ તકરાર, વાંધા, ગચ્છ, સંપ્રદાયો, વાડાઓ ઉભાં થાય છે. અમે (સાધુ સાધ્વીઓએ) માન–મોટાઈ તથા સંઘાડાનાં લફરાં ભેગાં રાખ્યાં..તમે બીજાં લફરાં રાખ્યાં..જો આત્મારૂપે જગતને જોવામાં આવે..“ आत्मवत् सर्व भूतेषु ” તો બધાંયને નમસ્કાર થાય કે નહીં ? હા...થાય.

સર્વ જીવ છે સિધ્ધ સમ, જે સમજે તે થાય.

— શ્રીમદ્ રાજચંદ્ર

આ તો જાણે નમસ્કાર કરતાં ભડકી જાય..ધ્રૂજી ઊઠે...કંપારી આવી જાય. કયાં એકને માન્યો છે ? એકને માન્યો હોય તો ભડકવાનું ન રહે. જુઓ, આ થઈ રહેલા નવા વાડાના આગેવાનનો તથા તેઓના ભકતોનો ઘેલો વ્યવહાર.

એક માણુસ સ્ત્રીને હાડમાંસથી જુવે છે..અને બીજો એક માણુસ સ્ત્રીને રૂપાળી ચામડીથી જુવે છે. બન્ને જુવે છે..છતાં બન્નેની દૃષ્ટિમાં ફરક છે. જોવા જોવામાં ફેર છે. એક નરકમાં જાય તેવો બેઠો બેઠો વિચાર કરે છે..ત્યારે બીજો પુણ્ય ઉપાર્જન કરે..તેવો બેઠો બેઠો વિચાર કરે છે. તેમ...સમ્યગ્દૃષ્ટિથી એક મહાવીરને માને તો કામ થઈ જાય. દષ્ટિ ફેર છે. આ જીવ માયાના સ્વરૂપમાં કેવી રીતે ફસાઈ જાય છે. માયાના સ્વરૂપમાંથી પાછો વળ. બધાયનો વિચાર કર્યો...પણ મરણ કયારે આવશે તેનો વિચાર કર્યો ? જ્ઞાનીઓના જ્ઞાનમાં એક એવી શ્રેણી ઊગે છે કે...તેમાં ઉપયોગને જ્ઞાની જોડે છે. ત્યાં જણાઈ જાય છે કે મારૂં મરણ આ જ વખતે આવશે..તમોને જ્ઞાનમાં કોઈ શ્રેણી ઊગી ? તમારા મરણુની તમને કાંઈ ખબર પડી ? આવો યોગ મેં મણીલાલજી મહારાજ સાહેબમાં જોયો હતો.

આ જીવ ઘડી નવરો પડતો નથી. સંકલ્પ–વિકલ્પમાંથી નવરો થતો નથી. અને

આત્માને સાંભળતો જ નથી. બધેય આત્મા છે. પણ એને આત્મા દેખાતો નથી. પણ જ્ઞાની કહે છે કે તેને દેખવાનો ભાવ તો કર. અમને સ્પષ્ટ દેખાય છે. તે જ્ઞાનગમ્ય છે. મન તથા ઇન્દ્રિયગમ્ય નથી. તેને દેખવાનો તું ભાવ કર. ભાવ કર..તેમાં કાંઈ મહેનત નથી. તે જોવા માંડ. ન દેખાય તો હું આત્મા આપીશ પણ તું મહેનત તો કર. કોઈને કોઈ આત્મા આપી શકતો નથી. તે જોવા માંડ...તેની શ્રધ્ધા કરવાની છે. સત્ અને શીલ..સત્ અને આત્મા..અને શીલ તે ત્યાગ..બ્રહ્મચર્યનું પાલન..તે મૈથુનનો ત્યાગ..બધું મૂકીને સત્‌શીલમાં આવી જા. શીલ એટલે બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. સત્ એટલે આત્મા..માટે સ્વભાવ બ્રહ્મચર્યમાં આવવાની ખાસ જરૂર છે. માટે ભાઈ..પાત્રતારૂપ બ્રહ્મચર્યની ખાસ જરૂર છે. તેમાં તું આવીને સત્‌સમાગમ કરીને સ્વભાવ બ્રહ્મચર્યને પ્રગટ કર. જો તે તું પ્રગટ કરીશ તો તારૂં કલ્યાણ થઈ જશે.

ૐ



## વ્યાખ્યાન નં. ૯૮

સં. ૨૦૧૪ના ભાદરવા વદ ૦)), રવિવાર, તા. ૧૨–૧૦–૫૮.

**સ્વચ્છંદ એટલે દર્શનમોહ...**
**પ્રતિબંધ એટલે ચારિત્રમોહ....**
**સ્વચ્છંદ છે...તો...પ્રતિબંધ થાય છે.**
**જેનો સ્વચ્છંદ ટળી ગયો..તેનો પ્રતિબંધ ટળી જાય છે.**

આ સંયતિ રાજા બહારથી ચાર પ્રકારનું લશ્કર લઈને અને અંદરમાંથી વસ્તુને પામી જવાય તેવા ભાવને લઈને ઊપડ્યો છે. બહારથી જોતાં શિકાર કરવા જાય છે. અને અંદરથી જોતાં, જે ઉદ્યાનમાં મુનિરાજ બિરાજે છે તે તરફ જઈ રહ્યો છે. અને વસ્તુને પામી જવાનો છે.

તે જ રીતે આત્મા પાત્રતા લઈને સત્‌સમાગમે સત્‌બોધને ઝીલીને અંદરમાં ઉતારે તો સમ્યગ્‌દર્શનને પામી જાય. માટે પ્રથમ પાત્રતાની જરૂર છે.

સમ્યક્જ્ઞાન-દર્શન-અને ચારિત્રધર્મ આ ત્રણે આત્માથી ભિન્ન નથી..જ્ઞાન આત્મા છે, દર્શન આત્મા છે, ચારિત્ર આત્મા છે. એ ત્રણે કોણ છે? આત્મા છે. વ્યવહાર નયથી જાણનાર, વ્યવહાર નયથી શ્રધ્ધનાર, વ્યવહાર નયથી વર્તનાર એમ ત્રણ ભેદ પડે છે. પણ નિશ્ચય નયથી ત્રણે એક આત્મા જ છે. એમ ત્રણે ગુણ અભેદ રૂપ વર્તે ત્યારે તે ત્રણે ગુણ આત્મારૂપ છે.

આવો જિનનો મોક્ષમાર્ગ પામવા, આત્મહિતનો માર્ગ પામવા, અવિનાશી કલ્યાણ થાય એવો જિનનો માર્ગ પામવા માટે પ્રથમ પાત્રતાની જરૂર છે. પ્રથમ સ્વચ્છંદ અને પ્રતિબંધ એ બન્નેને મૂકીને સદ્‌ગુરુનો ઉપદેશ ધારણ કરવો જોઈએ. કેવી રીતે ગુરુનો ઉપદેશ ધારણ કરવો જોઈએ? પાત્રતામાં આવીને..સ્વચ્છંદ અને પ્રતિબંધને મૂકીને..યોગ્યતા હોય, અને પાત્રતા તૈયાર હોય, પરમાર્થની રૂચિ પ્રબળ વર્તતી હોય, તો જરૂર અનંતા જ્ઞાનીઓનો ઉપદેશ પરિણમે. સ્વચ્છંદ ટાળી અપ્રતિબધ્ધ થા. આ થયે જ છૂટકો છે હો..અનંત જીવો સ્વચ્છંદ ટાળી અપ્રતિબધ્ધ વિહારી થઈ કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા છે.

સ્વચ્છંદ એટલે દર્શનમોહ, પ્રતિબંધ એટલે ચારિત્રમોહ. સ્વચ્છંદ છે તો પ્રતિબંધ થાય છે. જેનો સ્વચ્છંદ ટળી ગયો, તેનો પ્રતિબંધ ટળી જાય છે. સ્વચ્છંદ મૂકે અને ગુરુદેવની આજ્ઞાએ વર્તે તો પ્રતિબંધથી મૂકાઈ જાય.

શ્રેણિક રાજાએ સ્વચ્છંદ મૂક્યો અને વીરની આજ્ઞાએ વર્ત્યા તો એક અવતાર કરીને પ્રતિબંધથી મૂકાઈને મોક્ષે જશે. સંસારમાં જ્યાં જ્યાં પ્રેમ વેરી નાખ્યો છે.. ત્યાં ત્યાં પ્રતિબંધ છે. કલ્યાણનાં, મોક્ષનાં, જ્ઞાનાદિકનાં કારણોની આરાધનામાં વિઘ્ન કરે તે સ્વચ્છંદ અને પ્રતિબંધ છે.

પ્રતિબંધના ચાર ભેદ છે. દ્રવ્યપ્રતિબંધ, ક્ષેત્રપ્રતિબંધ, કાળપ્રતિબંધ અને ભાવપ્રતિબંધ.

દ્રવ્યપ્રતિબંધ એટલે દ્રવ્યપણે જીવને પ્રતિબંધ છે તે દ્રવ્યપ્રતિબંધ.

ક્ષેત્રપ્રતિબંધ એટલે ક્ષેત્રપણે જીવને પ્રતિબંધ છે તે ક્ષેત્રપ્રતિબંધ.

કાળપ્રતિબંધ એટલે કાળપણે જીવને પ્રતિબંધ છે તે કાળપ્રતિબંધ.

ભાવપ્રતિબંધ એટલે ભાવપણે જીવને પ્રતિબંધ છે તે ભાવપ્રતિબંધ.

આ ચારેય જીવને પ્રતિબંધરૂપ છે. જેમકે કોઈ ચીજ ઉપર તીવ્ર પ્રેમ હોય, મોહ હોય, રાગ હોય, આસક્તિ હોય, તો તે ઘડી ઘડીમાં યાદ આવે છે, સ્મૃતિમાં આવે છે. અને પોતે માને કે...આ ચીજ વિના મને નહિ ચાલે. તે દ્રવ્યપ્રતિબંધ છે.

વળી કોઈ ક્ષેત્ર ઉપર રાગ થાય...જેમકે મારૂં ઘર....મને મારા ઘરે જ ઊંઘ આવે..

તે સિવાય બીજે ક્યાંય મને ઊંઘ આવે જ નહીં ને....એવો જે અંદરમાં મોહભાવ-રાગભાવ તે આ જીવને ક્ષેત્રપ્રતિબંધ રૂપે છે. અથવા દેવગતિ વિષે કાંઈ સાંભળ્યું હોય...અથવા દેવગતિ વિષે પોતે કાંઈ વાંચ્યું હોય...અમુક અમુક દેવને....અમુક અમુક અગ્ર મહર્ષિઓ છે...એટલે દેવીઓ છે...અમુક અમુક પલ્યોપમના આયુષ્યવાળી તે દેવીઓ છે. જેમકે ધૂતિ-કૃતિ હ્રીં શ્રીં વગેરે...તે વાત ધર્મ કરતી વખતે યાદ આવે કે હું ધર્મ કરીશ તો એવી દેવીઓનો ધણી થઈશ. તે જીવને ક્ષેત્રપ્રતિબંધ છે. છઠ્ઠા સાતમા ગુણસ્થાનકના ધણી સાધુના વિહાર અપ્રતિબદ્ધ હોય, તથા શ્રાવક તથા સમ્યગ્દૃષ્ટિ આત્માને આવા પ્રતિબંધ ન જ હોય.

કાળપ્રતિબંધ એટલે શું? કાળપ્રતિબંધ એટલે ચોમાસુ-શિયાળો-યુવાની મને ગમે....શિયાળો તને કાં ગમે? તે ઋતુમાં સાલમપાક ખાવાને મળે, યુવાની તને કાં ગમે? તેમાં સ્વતંત્રપણે મોજમજા માણી શકાય. છૂટથી હરીફરી શકાય. તેથી યુવાની મને સદાય ગમે. સામાયિક કરવી ગમે, પણ તે શિયાળામાં કરવી ન ગમે. પણ ઉનાળામાં સામાયિક કરવી ગમે. કારણ તે વખતે ટાઢ ન વાય. તેમજ કપડાં ઉતારવાથી પરસેવો ન વળે. ચોમાસું મને બહુ ગમે કારણ...તે વખતે તાપ તેમજ ટાઢ ન હોય, આમ જીવને કાળપ્રતિબંધ છે.

ભાવપ્રતિબંધ એટલે આ ક્ષેત્રમાં અમુક અમુક મારા શ્રાવકો છે, અને તે મને માનનારા છે. માટે અહીંથી જરાય આઘુંપાછું ખસવું નહિ. તે ભાવપ્રતિબંધ.. જે જે ભાવો વારંવાર કર્યા હોય..તે પછી તેનો સ્વભાવ બની જાય તે જીવને ભાવ-પ્રતિબંધ છે.

આ પ્રતિબંધ સ્વચ્છંદ છે...એટલે દર્શનમોહ છે. તેથી જ થાય છે. જો જીવ વર્તમાનમાં પાત્રતામાં આવીને સ્વચ્છંદને મૂકે પછી ગુરુઆજ્ઞાએ વર્તે "आणाए धम्मो, आणाए तवो" — સૂત્રપાઠ, તો જીવ પ્રતિબંધથી મૂકાય.

શરીરના કારણે સામાયિક વગેરે કદાચ શિયાળામાં ન થાય તે વાત જુદી...પણ શિયાળામાં મારાથી સામાયિક વગેરે થાય જ નહિ...આમ માને તો કાળપ્રતિબંધ છે.

અનંતા જીવો આ પ્રતિબંધથી મૂકાઈને મોક્ષે ગયા છે. જિનેશ્વર દેવોએ મોક્ષ-માર્ગ વર્ણવ્યો છે. તેને જીવ પાત્રતામાં આવી સ્વચ્છંદ અને પ્રતિબંધને મૂકી, ગુરુનો ઉપદેશ ધારણ કરે તો અનાદિકાળનાં બંધન તૂટે. અને આત્મા મુક્ત થાય. અથવા મોક્ષનું કારણ જે સમકિત (સમકિતી શ્રાવકને કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ ન હોય.) છે, તે આત્મદર્શન છે, તેને તે પ્રાપ્ત કરે. મોક્ષમાર્ગ પામવા માટે જરૂરી મનુષ્યભવ, સદ્‌ગુરુનો યોગ, બોધની પ્રાપ્તિ એ ત્રણેની પ્રાપ્તિ વર્તમાન શું તમોને નથી થઈ? થઈ છે. કર્મની સ્થિતિનું ઘટવું, પુણ્યનો ઉદય, વીતરાગ શાસનનો ભેટો, સ્વતંત્રપણે સત્ વસ્તુ સમજાવનાર સદ્‌ગુરુ વક્તાનો યોગ, આમ પરંપરાનાં કારણો ઘણાય છે.

પરંતુ મોક્ષમાર્ગનું શુદ્ધ સ્વરૂપ જે સમ્યક્રત્નત્રયરૂપ જિનેશ્વર ભગવાને પ્રરૂપેલ છે, તેને જ અહીં કથાય છે. કહેવાય છે. તે દ્વારા ભવ્ય જીવો, ભવ્ય એટલે નિકટ મોક્ષગામી જીવો સમકિત પામીને અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ જરૂર કરી શકે છે.

ભવ્ય જીવોનું કલ્યાણ થાય, એવા મોક્ષમાર્ગ રૂપી આત્માની વાત તેને જે જીવ સુપાત્ર થઈને ઝીલશે, રૂચાવશે, તેનું અવિનાશી કલ્યાણ થઈ જશે. દર્શનમોહ એટલે સ્વચ્છંદ, ચારિત્રમોહ એટલે પ્રતિબંધ. તેને તું ધીરો થઈને વિચાર કે એ શું છે?..એ છે શું ? સુપાત્ર જીવ ધીરો થઈને વિચારે છે કે..એ બધોય ઔપાધિક ઉદયિક કર્મભાવ મારા જ્ઞાયક સ્વભાવમાં નથી. હું બધાંય પરદ્રવ્યો એટલે દેહાદિથી, મનાદિથી, કષાયોથી જુદો છું, પવિત્ર છું. અનંત ઐશ્વર્ય-સામર્થ્યથી પરિપૂર્ણ છું. એમ અભ્યાસ દ્વારા અંતર વિચાર અને મનન વડે અધિકપણે અભિપ્રાયમાં જેને દઢ થયું અને સાથે સાથે એમાં એમ પણ આવ્યું..શું આવ્યું ? કે આ પુદ્દગલ, કર્મ-નિમિત્તના દોષ, મળ, મારા નથી એટલે એ મારા સ્વભાવમાં નથી. તે વર્તમાન અશુધ્ધ અવસ્થામાં દેખાય છે. હવે તેને એટલે વર્તમાન અશુધ્ધ અવસ્થામાં જે દેખાય છે તે બધાય દોષોને ટાળવાનો પ્રયત્ન કર્યા વિના સુપાત્ર જીવ રહેતો જ નથી. (બાકી પોતાને મનાવે કે હું પાત્ર છું, મેં જાણ્યું છે, મેં વાંચ્યું છે, મેં માન્યું છે, મેં ઘણું સાંભળ્યું છે. પણ જો સુપાત્રતા ન હોય તો તારૂં બધુંય જાણ્યું ને સાંભળ્યું કેવું છે તે સમજ્યામાં છે. તું ઘમંડી હોય તેમ લાગે છે!')

જ્ઞાની કહે છે કે જો તેં તારા જીવનમાં યમ-નિયમ-જપ-તપ-માસખમણતપ-ઉપદેશ-વ્યાખ્યાન-દાન-દયા-શીલ વગેરે કર્યાં હોય, મન-વચન-કાયાથી ધર્મક્રિયાઓ કરી હોય તો તે ભલે કરી, પણ જ્ઞાની કહે છે કે તે યોગની ક્રિયાનું અભિમાન કરવું તો તે અભિમાનથી મંદ કષાય પણ નથી. એટલે પુણ્ય પરિણામ પણ નથી. પુણ્યનો બંધ પણ નથી. અભિમાન કોના માટે? અભિમાન કોના માટે ? દાનની કરણી કરી....તેમાં અભિમાન આવ્યું....એટલે તે દાનની કરણીને બીજાની પાસે કહે છે. એટલે બકે છે...અને બીજો માણસ ભાઈસાહેબને માનપત્ર ન આપે તો તેની આ ફરી પણ નીચે ન બેસે અને અભિમાન થાય, અભિમાન કર્યા કરે તો....ત્યાં મંદ કષાય પણ નથી. અને પુણ્ય પરિણામ પણ નથી. કેવળ પાપ જ છે. પાપ જ બંધાય છે. પાપ જ બાંધે છે.

ક્રોધ-માન-માયા-લોભાદિ કષાય તથા દેહાદિની મમતા ઘટાડયા વિના ત્યાં મંદ કષાય અને પાત્રતા પણ નથી. પણ પરમાર્થના લક્ષ સહિત પાત્રતા એટલે મંદ કષાય હોય તો તેને નિમિત્તરૂપે સાધન કહ્યાં છે. પણ મનના શુભ વિકલ્પથી એટલે પુણ્ય પરિણામથી ધર્મ નથી. પણ પુણ્ય પરિણામમાં આવીને પાપ પરિણામ ટાળવાની ના નથી. પુણ્ય પરિણામ એટલે મન સંબંધીનો ભલો વિકલ્પ. (પાપને ટાળવા માટે પુણ્ય પરિણામનું અવલંબન લો..જેટલાં પાપ પરિણામ ટળ્યાં.. તેટલો ભલો લાભ.) પણ પુણ્ય પરિણામ તે

ધર્મ નથી. પણ તેમાં આવીને અકષાયના લક્ષે...મંદ કષાયનું વલણ કરો. એટલે મંદ કષાયનો પુરુષાર્થ કરો. એટલે મનનો શુભ વિકલ્પ અને કષાયની મંદતા કરો...અને સર્વજ્ઞ વીતરાગ ભગવાનના અનેકાન્ત સ્વરૂપના ન્યાયની વિધિ..તેને તમો સમજો. (મહારાજ સાહેબ આમ કહે છે-તેમ કહે છે એ લક્ષને-વિકલ્પને છોડી દે. અને સમજ ભાઈ... જે કહેવાય છે તે સત્ય જ કહેવાય છે. તેને તું શાંત ચિત્ત સમજણ કરીને સમજ. પણ મહારાજની તથા જ્ઞાનીની અસાતના કરીને પાપનો બંધ ન કર.)

આત્મા જ્ઞાન માત્ર અવિનાશી પવિત્ર છે. આત્મા પોતે પોતાના સ્વભાવે અબંધ છે. અક્રિયાશીલ છે. શુભાશુભ વિકલ્પથી રહિત-અવિકારી છે. સર્વજ્ઞ ભગવાને જેવો આત્મા કહ્યો છે તેવો જ અહીં તહત્ પ્રમાણ કરીને તે પણ પૂર્વાપર વિરોધ રહિત પોતાનું યથાર્થપણું માને તે જીવને સત્સમાગમે આત્મતત્ત્વની પ્રાપ્તિ સાવ સુલભ છે. તેના માટે પાત્રતા તૈયાર કરો. (સ્વચ્છંદે કે પ્રતિબંધ વડે, કાં તો અજ્ઞાન વડે.... "छंदो निरोहेण उवइ मोक्खं" અપાત્રતા વડે કહે કે અમે જાણીએ છીએ, ઉત્તર આપી શકીએ છીએ.એમ....એટલામાં સંતોષાઈ જાય ...તેના માટે આત્મપ્રાપ્તિ પ્રાપ્ત થવી મહાન દુર્લભ છે.) ભાવ બ્રહ્મચર્યને માટે બ્રહ્મચર્યનો રંગ રગે રગે જોઈશે.

હવે જેને મોક્ષની અભિલાષા છે તે મુમુક્ષુ આત્મા સદાય જાગૃતિમાં હોય છે.

"सुता अमुणिणो सया सुता मुणिणो जागरंति"

—આચારાંગસૂત્ર

આત્મભાન થયે સદાય જ્ઞાતા દૃષ્ટામાં રહીને જાગ્રત પુરુષાર્થ કરે છે. અને ભાન ન થયું હોય તો....મુમુક્ષુ જીવ સદાય જાગૃતપણું પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરે છે. સત્‌ની પ્રાપ્તિ માટે, પરમ તત્ત્વની પ્રાપ્તિ માટે, સત્સમાગમ-મનન-ચિંતવન-કરવામાં સદાય જાગ્રત રહે. શાસ્ત્ર કહે છે કે...જ્ઞાની ધર્માત્મા કે મુમુક્ષુ ગમે તે હોય છતાં તે બધાયને મુમુક્ષુ કહી શકાય છે. તે બધાયમાં અહીં કહેલા બધાય ગુણો હોવા જોઈએ, જેનામાં અહીં કહેવાતા ગુણોનાં ઠેકાણાં નથી, તેનામાં મુમુક્ષુતા પણ નથી. પરમાર્થની રૂચિપૂર્વક મુમુક્ષુતામાં દયા-અંદરની શાન્તિ-સમતા-અકષાય-ક્ષમા-ત્યાગ-વૈરાગ્ય આદિ બધાય ગુણો હોવા જોઈએ.

જુઓ ભાઈ....સમજો ભાઈ...હવે બાહ્યથી સાધુનો વેશ-ત્યાગ-વૈરાગ્ય-દેખાય એ તો અઘાતિ કર્મની પ્રકૃતિનો ઉદય છે. સાતા અસાતા વગેરેનો ઉદય વર્તે છે. તેથી તેમ બને છે. આ વાત ન બેસતી હોય તો શાસ્ત્ર સાથે સરખાવી જોજો. અભવીનો જીવ, જૈનનો સાધુ થઈ જાય....અને નવે નવે કોટીએ પંચમહાવ્રતનું પાલન કરે...અને જે નવમી ગ્રીવેકે જાય....તેવું પુણ્ય પણ બાંધે છે. તે અઘાતિ કર્મના બંધના કારણે.... નવમી ગ્રીવેકે પણ જાય છે....એટલે પુણ્યના જોરે ત્યાં જાય છે પણ જે ત્યાગ-વૈરાગ્ય બાહ્યનો થયો તે અઘાતિ કર્મના ઉદયના કારણે થયો ગણાય છે. તેમ સૂયગડાંગ તથા ઉત્તરાધ્યયન, ભગવતી સૂત્ર, દશ વૈકાલિક સૂત્ર કહે છે.

અંદરના પુરુષાર્થ સહિત સમ્યકત્વપૂર્વકના ત્યાગ વૈરાગ્ય હોય તો તે ખરા અને સાચા ત્યાગ-વૈરાગ્ય છે. મુમુક્ષુ આત્માને પાપી પ્રત્યે પણ દયા વર્તે છે. કારણ કે તે જીવો ભાવિમાં..દુર્ગતિમાં એટલે કે..નરક-નિગોદમાં જશે. તેથી તેનો વચલો કાળ કાઢી નાંખો તો વર્તમાનમાં જ તેને ભયંકર નારકીના દુઃખ ભોગવતા જોઈને મુમુક્ષુને તેની અનુકંપા આવે છે. જ્ઞાનીઓને તેની અનુકંપા આવે છે. અરે! આ આત્માનું શું થશે? તું જેને દુઃખ આપે છે તેને તારી દયા આવે છે....પણ તને તારી દયા કેમ નથી આવતી? મુમુક્ષુને અંતરમાં દયા હોય...પાપી દેખાતો હોય તો પણ મુમુક્ષુને તેના ઉપર દ્વેષ ન હોય. અનુકંપાનું લક્ષણ એવું છે કે કોઈ મહાપાપી હોય...અથવા કોઈ ગમે તેવો મૂર્ખ હોય...છતાં મુમુક્ષુએ તે પ્રત્યે નિર્વૈર બુદ્ધિ રાખવી જ જોઈએ. પોતે વિચારે છે કે...હું પણ પૂર્વે તીવ્ર મોહદશામાં હતો...ત્યારે મોટો અપરાધી અને મૂર્ખ હતો. એમ વિચારીને બધાંય પ્રાણી પ્રત્યે નિર્વૈર બુદ્ધિ અને સમભાવ રાખે. આવું લક્ષણ પાત્રતામાં હોવું જોઈએ. કારણ કે પાત્રે પ્રભુતા પ્રગટે.

રાગ-દ્વેષ ન કરે. હું જ્ઞાન છું. હું દર્શન છું. એમ માન્યું...ત્યાં જ્ઞાનની ધીરજ ટકવાનું બળ સાથે જ હોવું જોઈએ. સમતા એટલે અંદરમાં ક્ષોભ ન થવો જોઈએ. અનુકૂળતાનો રાગ અને પ્રતિકૂળતાનો દ્વેષ જ્ઞાનીને અંદરમાં નથી. લક્ષ-શાંતિસ્વભાવનું છે. અને તેની સંભાળ રાખે છે. કોઈ અગવડતા દેવા આવે અને પોતે સાવ નિર્દોષ હોય છતાં કોઈ અપયશ આદિ નામકર્મના ઉદયથી આ દેહનું કોઈ અપમાન કરે...જોયો...જોયો . તું કેવો છું તે....તેને પાત્ર જીવ જરાય દુઃખ ન જાણે. તે સર્વ પ્રત્યે ક્ષમા છે. ક્રોધ પણ મારા જ્ઞાનનું જ્ઞેય છે. તેના પ્રત્યે પણ ક્ષમા છે. જ્ઞાનીને દોષ દૃષ્ટિ જ નથી. સ્વચ્છંદ ટળી ગયો છે. પ્રતિબંધ ટળવા લાગ્યો છે. પોતાના દોષ ટાળવા નહિ અને બીજાના દોષ જોવા...તે કાંઈ સામાન્ય દોષ નથી. પણ મહાન દોષ છે. કાજળની કોટડીમાં રહેવું અને ડાઘ ન લાગવા દેવા તે મહાન દુર્લભ વાત છે, દુર્લભ કાર્ય છે, અશક્ય છે.

સત્ય એટલે આત્મા. તેને પામવાને માટે જેનો વ્યવહાર પણ સત્ય ન હોય... તથા સત્‌નું વલણ પણ ન હોય...એવો જીવ...તદ્દન નિર્દોષ, અક્રિય એવા આત્મતત્ત્વને ક્યાંથી સમજશે? ધર્મના નામે એક જુઠાણું નભાવવા માટે લાખ જુઠાણાં અથવા ઘણાંય જુઠાણાં જીવો ઊભા કરે છે. અને એ રીતે અનંત અધર્મની પરંપરા વધારે છે. પણ જેને અંદરમાં સત્‌નો આદર છે, તેને વ્યવહાર સત્ય, ન્યાય, અને પ્રમાણિક-પણાનો આદર હોય જ.

ત્યાગ એટલે આસક્તિની ઓછાશ. રાગ-દ્વેષ અને કુસંગનો ત્યાગ થતાં પુરુષાર્થ સહિત વૈરાગ્યદશા એટલે સંસારથી ઉદાસીનતા હોય જ. આ બધાં લક્ષણો કારણ છે.. અને સમ્યગ્દર્શન કાર્ય છે. અહીં કોઈ એમ કહે કે મહારાજ..અમે ઘણું કર્યું..

ધર્મ નથી. પણ તેમાં આવીને અકષાયના લક્ષે...મંદ કષાયનું વલણ કરો. એટલે મંદ કષાયનો પુરુષાર્થ કરો. એટલે મનનો શુભ વિકલ્પ અને કષાયની મંદતા કરો...અને સર્વજ્ઞ વીતરાગ ભગવાનના અનેકાન્ત સ્વરૂપના ન્યાયની વિધિ..તેને તમો સમજો. (મહારાજ સાહેબ આમ કહે છે-તેમ કહે છે એ લક્ષને-વિકલ્પને છોડી દે. અને સમજ ભાઈ... જે કહેવાય છે તે સત્ય જ કહેવાય છે. તેને તું શાંત ચિત્ત સમજણ કરીને સમજ. પણ મહારાજની તથા જ્ઞાનીની અસાતના કરીને પાપનો બંધ ન કર.)

આત્મા જ્ઞાન માત્ર અવિનાશી પવિત્ર છે. આત્મા પોતે પોતાના સ્વભાવે અબંધ છે. અક્રિયાશીલ છે. શુભાશુભ વિકલ્પથી રહિત-અવિકારી છે. સર્વજ્ઞ ભગવાને જેવો આત્મા કહ્યો છે તેવો જ અહીં તહત્ પ્રમાણ કરીને તે પણ પૂર્વાપર વિરોધ રહિત પોતાનું યથાર્થપણું માને તે જીવને સત્સમાગમે આત્મતત્ત્વની પ્રાપ્તિ સાવ સુલભ છે. તેના માટે પાત્રતા તૈયાર કરો. (સ્વચ્છંદે કે પ્રતિબંધ વડે, કાં તો અજ્ઞાન વડે.... "छंदो निरोहीण उवइ मोक्खं" અપાત્રતા વડે કહે કે અમે જાણીએ છીએ, ઉત્તર આપી શકીએ છીએ.એમ....એટલામાં સંતોષાઈ જાય ...તેના માટે આત્મપ્રાપ્તિ પ્રાપ્ત થવી મહાન દુર્લભ છે.) ભાવ બ્રહ્મચર્યને માટે બ્રહ્મચર્યનો રંગ રગે રગે જોઈશે.

હવે જેને મોક્ષની અભિલાષા છે તે મુમુક્ષુ આત્મા સદાય જાગૃતિમાં હોય છે.

"सुता अमुणिणो सया सुता मुणिणो जागरंति"

—આચારાંગસૂત્ર

આત્મભાન થયે સદાય જ્ઞાતા દ્રષ્ટામાં રહીને જાગૃત પુરુષાર્થ કરે છે. અને ભાન ન થયું હોય તો....મુમુક્ષુ જીવ સદાય જાગૃતપણું પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કરે છે. સત્ની પ્રાપ્તિ માટે, પરમ તત્ત્વની પ્રાપ્તિ માટે, સત્સમાગમ-મનન-ચિંતવન-કરવામાં સદાય જાગ્રત રહે. શાસ્ત્ર કહે છે કે...જ્ઞાની ધર્માત્મા કે મુમુક્ષુ ગમે તે હોય છતાં તે બધાયને મુમુક્ષુ કહી શકાય છે. તે બધાયમાં અહીં કહેલા બધાય ગુણો હોવા જોઈએ, જેનામાં અહીં કહેવાતા ગુણોનાં ઠેકાણાં નથી, તેનામાં મુમુક્ષુતા પણ નથી. પરમાર્થની રૂચિપૂર્વક મુમુક્ષુતામાં દયા-અંદરની શાન્તિ-સમતા-અકષાય-ક્ષમા-ત્યાગ-વૈરાગ્ય આદિ બધાય ગુણો હોવા જોઈએ.

જુઓ ભાઈ....સમજો ભાઈ...હવે બાહ્યથી સાધુનો વેશ-ત્યાગ-વૈરાગ્ય-દેખાય એ તો અઘાતિ કર્મની પ્રકૃતિનો ઉદય છે. સાતા અસાતા વગેરેનો ઉદય વર્તે છે. તેથી તેમ બને છે. આ વાત ન બેસતી હોય તો શાસ્ત્ર સાથે સરખાવી જોજો. અભવીનો જીવ, જૈનનો સાધુ થઈ જાય....અને નવે નવે કોટીએ પંચમહાવ્રતનું પાલન કરે...અને જે નવમી ગ્રીવેકે જાય....તેવું પુણ્ય પણ બાંધે છે. તે અઘાતિ કર્મના બંધના કારણે.... નવમી ગ્રીવેકે પણ જાય છે....એટલે પુણ્યના જોરે ત્યાં જાય છે પણ જે ત્યાગ-વૈરાગ્ય બાહ્યનો થયો તે અઘાતિ કર્મના ઉદયના કારણે થયો ગણાય છે. તેમ સૂયગડાંગ તથા ઉત્તરાધ્યયન, ભગવતી સૂત્ર, દશ વૈકાલિક સૂત્ર કહે છે.

## વ્યાખ્યાન નં. ૯૯

સં. ૨૦૧૪ના આસો સુદ ૧, સોમવાર, તા. ૧૩-૧૦-૫૮.

**આત્માનું હિત કરવું હોય તો....**
**મારો સ્વભાવ....બેહદ સમતા-જ્ઞાન-ક્ષમા-શાંતિસ્વરૂપ છે...**
**એવો...અભ્યાસ કરીને નિર્ણય કરવો.**

આ સંયતિ રાજા તદ્ભવ મોક્ષગામી છે. પૂર્વે આરાધનામાં કાંઈ વિરાધના થઈ ગઈ હોવાથી શિકારના કર્તવ્યમાં જોડાયો છે. પણ તેની સન્મુખતા તો મુનિ તરફ થઈ રહી છે. તેમ આ આત્માએ પૂર્વે ભલે આરાધના કરતાં કરતાં વિરાધના કરી હોય છતાં વર્તમાન પાત્રતા લઈને ઊપડે તો સત્‌સમાગમે વસ્તુને પામી જાય. માટે પાત્રતા તૈયાર કરો.

જિજ્ઞાસામાં અમુક અમુક લક્ષણો હોવાં જોઈએ. કારણ કે લક્ષણ તે કારણ છે. સમ્યગ્‌દર્શન કાર્ય છે. માટે અમુક લક્ષણો હોવાં જોઈએ. પ્રમાણજ્ઞાન તે સાચું જ્ઞાન છે. તે પ્રમાણજ્ઞાન અંતરથી સમાધાન કરે છે. મોહભાવ, અજ્ઞાનભાવ, પરમાં ઇષ્ટ-અનિષ્ટ કલ્પના કરી કરીને સંયોગની ઉપાધિને પામે છે. જે જીવ મુમુક્ષુ થયો તેનામાં કેવાં કેવાં લક્ષણો હોવાં જોઈએ? મારા તરફથી કોઈને દુઃખ ન થાય એવી સમજણમાં સર્વ સમાધાન છે. એવો અભિપ્રાય જો હોય જો હોય તો નીતિ-ન્યાયનું વર્તન થયા વિના રહે નહિ. અનીતિનાં આચરણો છૂટી ગયા વિના ન રહે. અરે! અનીતિ કરીશ તો મારા તરફથી જીવોને દુઃખ થશે, માટે તેવાં આચરણો મારાથી ન થાય. મારામાં તેવાં આચરણો ન હોય, તેમાં સર્વ સમાધાન વર્તે છે. કુટુંબમાં કોઈની ભૂલ થઈ જાય તો જ્ઞાનમાં એટલે સમજણમાં સમાધાન કરી લેવું જોઈએ. જેમ પતિમાં ભૂલ હોય તો ઘરની પત્ની જતું કરે છે. જતું કરીને સહન કરે છે. તેમ..કદી ઘરની પત્ની ભૂલ કરે અને તેને જતું કરીને તેનો પતિ જરા પણ સહન ન કરે તો તે ન્યાય નથી.

લૌકિક નીતિ એટલે વહેવારમાં સજ્જનતાનો દાવો કરનારા..પોતાના માનેલા સિદ્ધાન્ત ખાતર બધુંય જતું કરે છે..સર્વ જાય તો ભલે જાય, પણ મારી નીતિ-ન્યાય-પ્રમાણિક-પણું-લૌકિક સત્ય ન જાય. તો હે ભવ્ય જીવો! લોકોત્તર આત્મધર્મમાં તો તમારી લૌકિક વ્યવહારૂ સજ્જનતા તો હોય જ. (હરિશ્ચંદ્ર રાજાએ લૌકિક સત્યની ખાતર પોતાની તારામતી નામની પત્ની, રોહિત નામનો પુત્ર તથા રાજ્યવૈભવ વગેરે સર્વ જતું કર્યું હતું) સજ્જનતા તે કારણ છે..અને સમ્યગ્‌દર્શન તે કાર્ય છે.

આખો દિવસ અમારે શું કરવું ? એમ કોઈ કહે તો તે જરાય સત્ય નથી..મુમુક્ષુના હૃદયમાં પરમાર્થની રૂચિપૂર્વક આવા ગુણો સદાય જાગૃત હોય..કારણ હું અશરીરી જ્ઞાન માત્ર છું. તેની સંભાળનો પુરુષાર્થ સદાય કર્યા જ કરે. વળી ઘણા લોકો દિનરાત અસત્ સમાગમનો સંગ..રાગ..દુકાન બંધ હોય તો ચાર-પાંચ ગોઠીયા ભેગા મળે અને ગંજીપત્તો ટીપે. અને તેના નિમિત્તે વેપાર-ધંધા આદિમાં રૂચિ રહ્યા કરે.. અને એકાદ કલાક નિવૃત્તિ લઈ શાસ્ત્ર વાંચે..સાંભળે પણ એથી શું ? આત્મધર્મની રૂચિવાળાને સળંગ જ્ઞાન અને પોતાની સંભાળ સતત્ રહેવી જોઈએ. પછી તે તીવ્ર આસક્તિ વગેરેમાં જાય જ નહીં. ઘર-ધંધાના અસત્ રાગની દિશા બદલીને સત્-સમાગમનું ખાસ વલણ અને તેમાં સતત્ ઉત્સાહ રહેવો જોઈએ. બસ..એ જ પાત્રતાનાં, મુમુક્ષુતાનાં, જિજ્ઞાસુનાં લક્ષણો છે. હવે મુમુક્ષુને મોક્ષની અભિલાષા હોય છે. મોક્ષની અભિલાષાવાળો મુમુક્ષુ આત્મા જે હોય...તેનામાં જે આ કહ્યાં તે બધાંય લક્ષણો હોય છે.

આવા પ્રકારનાં લક્ષણો સહિતનો આત્મા સમ્યગ્દર્શન પામી જવા માટે જરાય વાર લગાડે નહિ..કારણ કે આ બધાંય લક્ષણો કારણ છે અને સમ્યગ્દર્શન તે કાર્ય છે.

માટે તમે આવાં લક્ષણોમાં આવીને (આ ત્રિકાળ સત્ય વાત છે. તેમાં તમે આવો એવી જ્ઞાનીઓની ભલામણ છે.) પછી તમારા પોતાના ત્રિકાળી દ્રવ્યમાં દો દૃષ્ટિ. પછી નજરમાં નજર કરો. આત્મા અને ઉપયોગ સળંગ કરો. તમારા આત્મામાં ઉપયોગને વાળો.

દ્રવ્યમાં દૃષ્ટિ દેતાં સમ્યગ્દર્શન-જ્ઞાન તથા સ્વરૂપાચરણ ચારિત્રની પ્રાપ્તિ થશે. અને તેની ઉત્કૃષ્ટ આરાધનાથી અવિનાશી આત્માનું કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૯૯

સં. ૨૦૧૪ના આસો સુદ ૧, સોમવાર, તા. ૧૩-૧૦-૫૮.

**આત્માનું હિત કરવું હોય તો....**
**મારો સ્વભાવ....બેહદ સમતા-જ્ઞાન-ક્ષમા-શાંતિસ્વરૂપ છે...**
**એવો...અભ્યાસ કરીને નિર્ણય કરવો.**

આ સંયતિ રાજા તદ્દભવ મોક્ષગામી છે. પૂર્વે આરાધનામાં કાંઈ વિરાધના થઈ ગઈ હોવાથી શિકારના કર્તવ્યમાં જોડાયો છે. પણ તેની સન્મુખતા તો મુનિ તરફ થઈ રહી છે. તેમ આ આત્માએ પૂર્વે ભલે આરાધના કરતાં કરતાં વિરાધના કરી હોય છતાં વર્તમાન પાત્રતા લઈને ઊપડે તો સત્ સમાગમે વસ્તુને પામી જાય. માટે પાત્રતા તૈયાર કરો.

જિજ્ઞાસામાં અમુક અમુક લક્ષણો હોવાં જોઈએ. કારણ કે લક્ષણ તે કારણ છે. સમ્યગ્દર્શન કાર્ય છે. માટે અમુક લક્ષણો હોવાં જોઈએ. પ્રમાણજ્ઞાન તે સાચું જ્ઞાન છે. તે પ્રમાણજ્ઞાન અંતરથી સમાધાન કરે છે. મોહભાવ, અજ્ઞાનભાવ, પરમાં ઇષ્ટ-અનિષ્ટ કલ્પના કરી કરીને સંયોગની ઉપાધિને પામે છે. જે જીવ મુમુક્ષુ થયો તેનામાં કેવાં કેવાં લક્ષણો હોવાં જોઈએ? મારા તરફથી કોઈને દુઃખ ન થાય એવી સમજણમાં સર્વ સમાધાન છે. એવો અભિપ્રાય જો હોય જો હોય તો નીતિ-ન્યાયનું વર્તન થયા વિના રહે નહિ. અનીતિનાં આચરણો છૂટી ગયા વિના ન રહે. અરે! અનીતિ કરીશ તો મારા તરફથી જીવોને દુઃખ થશે, માટે તેવાં આચરણો મારાથી ન થાય. મારામાં તેવાં આચરણો ન હોય, તેમાં સર્વ સમાધાન વર્તે છે. કુટુંબમાં કોઈની ભૂલ થઈ જાય તો જ્ઞાનમાં એટલે સમજણમાં સમાધાન કરી લેવું જોઈએ. જેમ પતિમાં ભૂલ હોય તો ઘરની પત્ની જતું કરે છે. જતું કરીને સહન કરે છે. તેમ..કદી ઘરની પત્ની ભૂલ કરે અને તેને જતું કરીને તેનો પતિ જરા પણ સહન ન કરે તો તે ન્યાય નથી.

લૌકિક નીતિ એટલે વહેવારમાં સજ્જનતાનો દાવો કરનારા..પોતાના માનેલા સિદ્ધાન્ત ખાતર બધુંય જતું કરે છે..સર્વ જાય તો ભલે જાય, પણ મારી નીતિ-ન્યાય-પ્રમાણિક-પણું-લૌકિક સત્ય ન જાય. તો હે ભવ્ય જીવો! લોકોત્તર આત્મધર્મમાં તો તમારી લૌકિક વ્યવહારૂ સજ્જનતા તો હોય જ. (હરિશ્ચંદ્ર રાજાએ લૌકિક સત્યની ખાતર પોતાની તારામતી નામની પત્ની, રોહિત નામનો પુત્ર તથા રાજ્યવૈભવ વગેરે સર્વ જતું કર્યું હતું) સજ્જનતા તે કારણ છે..અને સમ્યગ્દર્શન તે કાર્ય છે.

આખો સંસાર કઇ સ્થિતિએ છે તે વિવેકથી અને સમજણથી અથવા વિવેક અને સમજણની ધીરજથી જેને જાણતાં આવડે..( આખા સંસારની સ્થિતિ કેવી છે તેને તમોને વિવેકની સમજણની ધીરજથી જાણતાં આવડે છે ? ) તે બીજાને દોષ-દુઃખ આપવાના ભાવ કરે જ નહિ. ભાવ રાખે જ નહિ. મુમુક્ષુતાનું આ લક્ષણ હોવું જ જોઈએ. કદાચિત્ નબળાઈના કારણે ભાવ થાય તો વિચારે કે..ધિક્કાર છે.. આવા તુચ્છ ભાવને..તે દુઃખી થશે તેના પાપના કારણે..તારો દુઃખી કર્યો તે દુઃખી નહીં થાય. માટે દુઃખી કરવાના ભાવને તું કાઢી નાખ. બહુ ઊંડાણમાં ઊતરતાં એમ જ જણાય છે કે..મહારાજ આપની વાત તો સાવ સાચી છે..પણ મહારાજ..ઘર સંસારમાં રહીને એમ થવું અસંભવ છે. તેને જ્ઞાની ધીરજથી ઉત્તર આપે છે કે હે ભાઈ..પર સંયોગ કોઈને લાભ કે કોઈને નુકસાન કરી શકતા નથી. જો સંયોગ લાભ કરે તો ચક્રવર્તીને ઘણા જ સંયોગો છે તો લાભ ઉઠાવીને તે મોક્ષે ચાલ્યાજ જાય ને ? તેને આ માર્ગે આવવાની જરૂર પડે જ નહીં. પણ એમ નથી. અજ્ઞાન વડે માનો ભલે.

જેને એવું અભિમાન છે કે..અમે ક્રોધાદિ કષાય ન કરીએ તો અમારૂં કામ ન ચાલે.. કારણ કે અમે ઘરમાં. વેપારમાં, ધંધામાં, કુટુંબીઓમાં, રહ્યા છીએ. મહારાજ.. માન, આબરૂ, સગવડતા, ક્રોધાદિ કષાય કરીએ નહીં તો જળવાઈએ નહિ. તમે તો ત્યાગી થઈને બેઠા છો. અમે ત્યાગી નથી, લોકોમાં નમાલા કહેવાશું..એમ ઘણાય જીવો કહે છે, અને માને છે. તો તેઓની તે માન્યતા સાવ ખોટી છે. આવી માન્યતા-વાળા જે જીવે તીવ્ર ક્રોધ-માન-માયા-લોભમાં..ચૈતન્ય વીર્યને ખૂબ જોડયું છે..અને પરને દબાણ કરી છે..અનીતિ-અન્યાય-ભૂંડા પરિણામ-અપ્રમાણિકતાનાં આચરણો સેવ્યાં છે.. સેવરાવ્યાં છે..સેવાનારને ખૂબ જ અનુમોદ્યા છે..તે ભયંકર નરકગતિમાં નપુંસક થયા છે. નપુંસક વેદવાળા જીવને સ્ત્રી-પુરુષ એમ બંને વેદ સંબંધીના કામ-ભોગની અનંતી અનંતી કડક અને તીવ્ર આકુળતા હોય છે.

હવે જે જીવો ક્રોધ-માન-માયા-લોભમાં થોડા જોડાયા..કેમ..મહારાજ કહે છે તે વાત સાચી છે? વળી અમારે ક્રોધાદિ કષાય કર્યા વિના પણ ચાલે છે..એમ માનીને તીવ્ર ક્રોધાદિ કષાય ન કર્યા..અને અલ્પ ક્રોધાદિ કષાયમાં જોડાયા..પણ તેમાં કપટ-માયા-વધારે કર્યું..તે તિર્યંચ પશુ થયા. અને..મહારાજ કહે છે તે વાત સાચી છે.. એમ વિચારી જે જીવો મંદ કષાયમાં મધ્યસ્થપણે રહ્યા તે જીવો મરીને મનુષ્ય થયા, અથવા મનુષ્ય મટીને મનુષ્ય થયા....અને...જે જીવો પાત્રતાને પ્રગટ કરી...પરમાર્થની રૂચિપૂર્વક....સમ્યગ્દર્શન લઈ લેવું છે...એવી જિજ્ઞાસાપૂર્વક....જે જીવો શુભ ભાવમાં આગળ વધ્યા તે વૈમાનીક દેવ થયા....અને જે જીવો મુમુક્ષુતામાં, પાત્રતામાં, આવીને... સ્વરૂપ-સ્થિરતામાં રહીને, કષાયમાં તદ્દન વીર્ય ન જોડયું...તે એક અવતાર કરીને

સિદ્ધ પરમાત્મા સમાન પૂર્ણ પવિત્ર શક્તિ દરેકમાં સત્તાએ ભરી પડી છે. પરંતુ... બેહદ જ્ઞાન–સમતા સ્વરૂપની પવિત્ર શાંતિને ભૂલીને ક્રોધ–માન–માયા–લોભરૂપ વિષય–વાસનામાં જોડાવું, અને તેમાં જ સુખબુદ્ધિ કરવી...તે મહાન પાપ છે....ચેત...ચેત..તે સ્વાધીન સ્વભાવની અનંતી હિંસા છે. બાપલા..એ હિંસાથી તારા આત્માને બચાવ. તથા મુમુક્ષુપણામાં આવીને, તારા આત્માની જે અનંતી હિંસા થાય છે તેનાથી તું તારા આત્માને બચાવ. ક્રોધાદિ ભાવો તુચ્છ છે. (ક્રોધાદિ કષાયો નરકનું ભેટણું છે..) તેને ધારણ કરવામાં પોતાની હિણપ છે, નપુંસકપણું છે. સંત મળ્યા છે, તેના ભેટા થયા છે, માટે પ્રથમ જ આત્માને યથાર્થ સ્વરૂપે જાણીને..પરને ઠીક–અઠીક માનીને પરના કર્તા–ભોક્તાપણાના જે અભિપ્રાયમાં રમી રહ્યો છે..તે અભિપ્રાયને ફેરવી નાખ.. એ ફેરવીને એવો નિર્ણય કર કે મારા પોતાના ત્રિકાળી જ્ઞાન સ્વભાવમાં અલ્પ પણ ક્રોધ–માન–માયા–લોભ નથી. માટે તે જરાય કરવા જેવાં નથી. હિત–અહિતરૂપ પોતાના જ ભાવ હોવાથી પોતે પોતાના ભાવને જરૂર વશ રાખી શકે. ક્રોધ–માન–માયા–લોભને વશ રાખવા ધારે તો જરૂર વશ રાખી શકે છે.

ઠાણાંગ સૂત્રમાં કહ્યું છે કે ક્રોધ પરિશિલનતા–માન પરિશિલનતા–માયા પરિશિલનતા-લોભ પરિશિલનતા..માટે તેને જરૂર પોતે પોતાને વશ રાખી શકે છે. એવો સમજણરૂપ સ્વભાવ નક્કી થવાથી..એ નક્કી થયું..શું નક્કી થયું..? કે..ક્રોધાદિ કષાય વડે સ્ત્રી–પુત્ર વગેરે સરખાં રહે, દબાઈ જાય, એમ માનવું તે ખોટું છે. તે પણ નક્કી થઈ ગયું..વળી ઠાણાંગ સૂત્રમાં કહ્યું છે કે..મન–વચન–કાયા પરિશિલનતા તથા ઇન્દ્રિય પરિશિલનતા..એમ નક્કી થઈ ગયું માટે તે ત્રિકાળી ગુણદૃષ્ટિ રાખીને..અવગુણ કે દોષ કરવાનું લક્ષ સ્વપ્નમાં પણ ન રાખો. (તમને ગુણદૃષ્ટિ રાખતાં આવડે છે કે નહિ? કેવળી ભગવાન તો સર્વથા ગુણી હોય..પણ સમકિતી છદ્મસ્થમાં તથા મિથ્યાત્વી અજ્ઞાની જીવોમાં કાંઈ ને કાંઈ ગુણ તો હોય જ માટે ગુણદૃષ્ટિ રાખો..ગુણ લેતાં શીખો.)

અલ્પ પણ ક્રોધાદિ કષાય મારા સ્વભાવમાં નથી. મારામાં નથી. માટે તેને ન થવા દો. હે ક્રોધ–માન–માયા–લોભ..તને ન થવા દઉં. હે ક્ષમાદિ ગુણો..તમે હાલ્યા આવો. આનું નામ ક્રોધાદિ કષાય પરિશિલનતા છે. એવો અભિપ્રાય ચોક્કસ ટકાવી રાખજો. આત્મા સદાય જ્ઞાન–આનંદ સ્વરૂપ નિર્દોષ સાક્ષી છે. હું જ્ઞાતા છું..દૃષ્ટા છું..પૂર્ણ શુદ્ધ છું.. તેની પ્રતીતિ અને સ્વાધીન પૂર્ણ સ્વરૂપનું જ્ઞાન અને તેનું જ રમણ જો રહે.. (ત્યાં અલ્પ પણ ક્રોધાદિ કષાય આદરણીય ન હોય. મહારાજ..ઘર-સંસાર ચલાવવો છે..માટે અલ્પ કષાય પણ ન જોઈએ.) તો પાત્રતાના યોગે સ્વ-સ્વરૂપને પામી જાય.

મિથ્યાત્વનો ભયંકર રોગ તથા કષાયો ટળી ગયા પછી વર્તમાન પુરુષાર્થનો નબળાઈથી કષાયની અસ્થિરતા થઈ જાય તે જુદી વાત છે. પણ મહારાજ! અમે

ગૃહસ્થી છીએ. અલ્પ કષાય કરીએ તો જ ઘર–સંસાર–સ્ત્રી–પુત્રો સરખાં રહે... મહારાજ...તમને ઘરસંસારની શું ખબર પડે ? તમે બાલબ્રહ્મચારી રહીને નાનપણમાં સંસારને ત્યાગીને ચાલી નીકળ્યા...પણ સંસાર કેવો છે તેની તમને શું ખબર છે ? મહારાજ...ઘરમાં રહીને થોડા ઘણા કષાયો તો કરવા પડે ને ?....તો કહે છે કે...તે ઘરસંસાર અને કુટુંબીઓ સરખાં રહે....એવી માન્યતાવાળાઓને જ્ઞાની કહે છે કે... એ તારો અભિપ્રાય...મિથ્યા છે, ખોટો છે. કારણ કે પૂર્વના પુણ્ય વિના બહારની સગવડતા મળતી નથી. ખરેખર તો બહારની સગવડતા છે...એમ કહેવું તે તો માત્ર કલ્પના છે...છતાં છે. એમ લોકવ્યવહારથી માની લ્યો.

આજનો શેઠીઓ, કાલનો વેઠીઓ.
વેઠીઓ ફીર શેઠીઓ...થાય છે.
ઓ માનવી...જીવનના રંગો પલટાય છે.

હું ઘર–સંસાર–પુત્ર–દેહાદિને આમ જ રાખી શકું...બધાંયને હું જ દાબમાં રાખી શકું...મારો પાડોશી કોઈને દાબમાં રાખી શકતો નથી...પરને હું જ મદદ કરી શકું...પર મને મદદ આપી શકે..એ માન્યતા ખોટી છે. એ મિથ્યાદર્શન શલ્ય છે.. અઢારમું પાપસ્થાનક છે. દેહાદિ તથા પરદ્રવ્યમાં કોઈનું ધાર્યું થતું જ નથી. આ નજીકમાં રહેલા દેહમાં પણ તારૂં ધાર્યું થતું હોય તો....તું તેને યુવાનીમાંથી ઘરડું થવા ન દે, દાંત પડવા ન દે, શરીરમાં કરચલી પડવા ન દે, આંખનું તેજ ઘટી જવા ન દે. પણ ભાઈ...કોઈનું ધાર્યું પર દ્રવ્યમાં થતું નથી. સંસાર–પર દ્રવ્યની વ્યવસ્થામાં કોઈનું ધાર્યું થયું નથી, થવાનું નથી...તેમજ થતું નથી. દરેકે દરેક વસ્તુનું કાર્ય સ્વતંત્ર છે. દેહનું કાર્ય સ્વતંત્ર છે. તે સમય સમય કર્યા જ કરે છે. કોઈ ચીજ પરને આધીન નથી. વળી કોઈ ચીજ રાગદ્વેષ વડે તે તે...તેને તેને આધીન થતી નથી. વીસ વર્ષની યુવાનીમાં ઘરની સ્ત્રી માંદી પડી હોય. અને પતિ તેના ઉપર રાગ કરે કે આ હવે જલ્દી સાજી થઈ જાય... છતાં તે તેના રાગના કારણે સાજી થતી નથી. અરે ! કદાચ સાંજે મરી પણ જાય. માટે કોઈ ચીજ પોતાના રાગને આધીન નથી. પણ પૂર્વના પુણ્યનો ઉદય હોય તો તેના કારણે અનુકૂળ દેખાય છે. પણ રાગ–દ્વેષના કારણે અનુકૂળ કે પ્રતિકૂળ દેખાતા નથી.

કોઈ ચીજ કે કોઈ આત્મા એવા અન્ય કોઈને વશ નથી. કપટભાવ–માયાભાવ મોહભાવ–ક્રોધભાવ–આને આમ કહીને દબાવી દઉં એવા દબાવવાના તુચ્છ ભાવ–કપટ આદિના ભાવ–તુચ્છ વૃત્તિઓની સામે અખંડ ભાવની સાક્ષીના લક્ષે હવે તો મુમુક્ષુતા કેળવું...તો ગુણ વડે દોષ ટળે અને ગુણ પ્રગટે એવો ગુણજ્ઞ..એવો મુમુક્ષુ જીવ જરૂર આત્માનું હિત સાધે, અને કલ્યાણ કરે.

મુમુક્ષુતાનાં લક્ષણો કહેવાય છે, તેને ગ્રહણ કરજો. મુમુક્ષુતા તે કારણ છે...સમ્યગ્‌-દર્શન તે કાર્ય છે.

વળી કોઈ કહે કે મહારાજ.. "शठं प्रति शाठ्यं कुर्यात्" શઠ પ્રત્યે શઠતા કરવી જોઈએ. અને તેમ ન કરીએ..તો મહારાજ..સંસાર વ્યવહાર ચાલે નહિ. મહારાજ..કેટલા વર્ષે દીક્ષા લઈ લીધી છે? સર્પ ફૂંફાડો તો રાખવો જોઈએ. વળી અમારે ઘરવ્યવહાર ચલાવવાને માટે થોડાં ઘણાં કપટ-કષાય કરવાં પણ પડે. આવા જીવને જ્ઞાની કહે છે કે..ધીરો થા..આ તારી માન્યતા ઊંધી છે. ઊંધી માન્યતામાં ભ્રમણા ઊભી છે. એવી ભ્રમણાવાળો અપાત્ર જીવ ક્રોધ-કપટ વગેરે છોડી શકે નહિ. માટે શઠ પ્રત્યે શઠતા કરવી તે સ્વયં અપરાધ છે. અને પ્રથમ શઠતા કરનારને પાપ બંધાણું તેના ઉદયમાં તેના પ્રત્યે પણ પરમ સરળતા, સજ્જનતા હોવી જોઈએ. પ્રયોજન વશ કોઈ સૂચના આપવી પડે...પ્રયોજન વશ કોઈને સૂચના આપવા સંબંધી વિકલ્પ આવી જાય....તે જુદી વાત છે. પણ કપટ-ક્રોધ-શઠ પ્રત્યે શઠતા કરવા જેવી છે....એવી માન્યતા એ તો મિથ્યાદર્શન શલ્ય છે.

આ તો સમ્યગ્દર્શનને પામી જવાય તેવી ભૂમિકાની વાત કહેવાય છે. આના વિના સમ્યગ્દર્શન થાય તેમ નથી. માટે પ્રથમ ભૂમિકા તૈયાર કરો.

થોડો ઘણો ક્રોધ-માન-માયા-લોભ કરે તો જ ઘરવ્યવહારમાં બધું ઠીક બની રહે એવું જેણે માન્યું....તેમાં શું આવ્યું? એ માન્યતામાં એમ જ આવ્યું કે ક્રોધ-દંભ-માયા-કપટ-છેતરપિંડીના પરિણામ કરૂં તો જ વ્યવસ્થા જળવાઈ રહે. દોષ કરૂં તો તે ઠીક રહે. તે ઊંધી માન્યતા છે. દોષ કરવા જેવો માન્યો...ત્યાં દોષ રાખવાની બુદ્ધિ થઈ ગઈ...ત્યાં લૌકિક ન્યાય-નીતિ-સજ્જનતા કેમ પ્રગટે? તેના ગુણ કેમ પ્રગટે? માટે આત્માનું હિત કરવું હોય તો...મારો સ્વભાવ બેહદ સમતા-જ્ઞાન-ક્ષમા-શાંતિ-સ્વરૂપ છે એવો અમારી નિશાળમાં અભ્યાસ કરીને નિર્ણય કરવો.

વળી...કોઈ એમ કહે છે કે...વ્યાપક પ્રેમ વડે જગત વશ થાય છે. માટે વિશ્વ ઉપર પ્રેમ કેળવવો તો જોઈએને? તો એમાં કયો સિદ્ધાંત આવ્યો? તો એમાં એ સિદ્ધાંત આવ્યો કે ઘણો રાગ કરૂં તો બધાય મને અનુકૂળ થાય અને મને શાન્તિ થાય. (જ્ઞાની કહે છે કે અનુકૂળ થાય કે ન થાય તે તારા પુણ્યને લીધે છે. પુણ્ય હશે તો અનુકૂળ થશે, અને પાપ હશે તો કોઈ સામું પણ નહીં જુવે.) પણ ભાઈ... એમ બન્યું નથી...બનવાનું નથી...અને બનશે પણ નહીં...કારણ કે બધાંય સ્વતંત્ર છે... બધુંય સ્વતંત્ર છે.

પર દ્રવ્યથી શાન્તિ અને ધર્મ માનનારા.. પરને આધીન થઈને સમાધાન કરવા માંગે છે તો તેના બધાય સિદ્ધાંત જૂઠા છે. નિર્દોષ મોક્ષમાર્ગમાં તો પરસંયોગની અપેક્ષારહિત..રાગ-દ્વેષ-વિષય-કષાય રહિત..ત્રિકાળી જ્ઞાન સ્વભાવવાળો હું છું. પરથી ભિન્ન, પૂર્ણ, પવિત્ર, જ્ઞાનપણે, જ્ઞાનધન છું. રાગસહિત ક્રોધાદિપણે હું નથી. શરીર જડ છે..તેના પણે હું નથી. પુણ્યાદિ પરની મદદવાળો કે ઓશીયાળો હું નથી..

ગૃહસ્થી છીએ. અલ્પ કષાય કરીએ તો જ ઘર-સંસાર-સ્ત્રી-પુત્રો સરખાં રહે... મહારાજ...તમને ઘરસંસારની શું ખબર પડે? તમે બાલબ્રહ્મચારી રહીને નાનપણમાં સંસારને ત્યાગીને ચાલી નીકળ્યા...પણ સંસાર કેવો છે તેની તમને શું ખબર છે? મહારાજ...ઘરમાં રહીને થોડા ઘણા કષાયો તો કરવા પડે ને?....તો કહે છે કે...તે ઘરસંસાર અને કુટુંબીઓ સરખાં રહે ...એવી માન્યતાવાળાઓને જ્ઞાની કહે છે કે... એ તારો અભિપ્રાય...મિથ્યા છે, ખોટો છે. કારણ કે પૂર્વના પુણ્ય વિના બહારની સગવડતા મળતી નથી. ખરેખર તો બહારની સગવડતા છે...એમ કહેવું તે તો માત્ર કલ્પના છે...છતાં છે. એમ લોકવ્યવહારથી માની લ્યો.

આજનો શેઠીઓ, કાલનો વેઠીઓ.
વેઠીઓ ફીર શેઠીઓ...થાય છે.
ઓ માનવી...જીવનના રંગો પલટાય છે.

પારકી સ્ત્રીનું સેવન ન કરવું..આખો લોક સ્ત્રીમાં બંધાણો છે. તેથી જન્મ-મરણ થશે..માટે તે મૂક. મૂકયા વિના છૂટકો નથી હો...મૂકી દેવાની વાતને સ્વીકાર્યા વિના છૂટકો નથી...સ્વીકારીને અમલમાં મૂકયા વિના છૂટકો નથી હો..તે ચમત્કારીક વાત છે.

આવી ચમત્કારીક વાત જેઓ લેશે તેનું કામ થઈ જશે. વીતરાગ માર્ગ અપૂર્વ છે. તેમાં જેટલું કરે તેટલું ઓછું છે. માટે પાત્ર થવા માટે બુદ્ધિવંતો બ્રહ્મચર્યને નિરંતર સેવે છે. આ ઉત્તમ-સમ્યક્ શીલવ્રત-સ્વભાવ બ્રહ્મચર્ય-સુરતરુ એટલે કલ્પવૃક્ષની જેમ ફળ આપે તેવું છે. મન-વચન કાયાથી સમ્યક્ બ્રહ્મચર્યરૂપી કલ્પવૃક્ષને જે સેવે છે તેનો સંસાર શીઘ્ર નાશ પામે છે.

જે નરનારી પોતાના ત્રિકાળી સ્વભાવ બ્રહ્મચર્યની પ્રાપ્તિને માટે બ્રહ્મચર્ય વ્રતની ભાવના કરશે...તે ભાવ બ્રહ્મચર્યથી અનુપમ ફળ એવા મોક્ષને પ્રાપ્ત થશે. માટે પાત્ર થવા નવ વાડ સહિત બ્રહ્મચર્યને નિરંતર સેવ. ખેતરમાં વાડ કરવાથી ઢોર, જાનવર, માણસથી ખેતર સચવાય છે. તેમ આ વ્રત સાચવવા નવ વાડ ભગવાને કહી છે.એક વાડથી ખેતરનું રક્ષણ થાય છે....તેમ બ્રહ્મચર્યરૂપી કલ્પવૃક્ષનું નવ વાડથી રક્ષણ થાય છે. બધી વાડ સાચવવી...જબરૂ કામ છે. આ સંસારની માયા છે..તે તું નહીં..નહીં...ને નહીં જ. તું તો આત્મા છે....બાપ..તું તો આત્મા છે...તારો આત્મા છે..આ બધું મૂક. લક્ષ જે છે તે છે. અને તે લક્ષ લેવા જેવું છે. ખરેખર તે લક્ષ લેવા જેવું છે. અને તે મોટામાં મોટું વ્રત છે. માટે પાત્ર થવા પ્રથમ મૈથુનનો ત્યાગ કરવો. ચોથું વ્રત મોટામાં મોટું વ્રત છે.

જ્ઞાન એ આત્મા છે. અને ધ્યાન પણ આત્મા છે. વિષયથી જ્ઞાન અને ધ્યાનનો નાશ થાય છે.

જ્ઞાનીઓ કહે છે કે..અહો ! જગતના જીવો ! વિષયમાં શાના મંડયા રહ્યા છો ? જ્ઞાન અને ધ્યાન કોઈ ભેદી ગુરુથી સમજી લો. ચેતો..ચેતો..સત્ અને શીલ મુખ્ય છે.. સત્ એટલે આત્મા..આત્માની વાત..આત્માનું ચિંતવન..આત્માની ભાવના..શીલ એટલે બ્રહ્મચર્ય. એક વિષયને જીતતાં બધોય સંસાર જીત્યો. શું કહીએ ? મરણીયા થઈ જવાનું છે.. એક મરણીયો સોને ભારે..એક વિષયને જ જીતવો..બીજું કામ નથી.. વિષયનો ત્યાગ કરવો.

વીતરાગે, કેવળજ્ઞાનીએ, કેવળદર્શીએ, અનંત કરુણાથી પરમકૃપાળુ શ્રી ગુરુદેવે, નિઃસ્પૃહતાથી, દયા લાવીને એમ જ બતાવ્યું છે કે..આટલું તો જરૂર સમજજો..કે આત્મા પરથી જુદો છે. આ જીવ કાંઇ..કાંઇ સમજી બેઠો છે..તેમ નહીં કરતાં બરાબર વિચારવું કે. આ દેહમાં પરૂ-પાચ -લોહી-હાડકાં-વિષ્ટા વગેરે છે. તેમાં આત્મા માની લીધો !! હવે એ જ અજ્ઞાન..એ જ મિથ્યાદર્શનશલ્ય..એ બધુંય જરૂર મૂકવાનું છે. માત્ર ત્યાગ..ત્યાગ..ને ત્યાગ જ દેહ પડે તો ભલે પડે. પણ વિષય મૂકવાથી અજર-અમર

**एगो मे सासओ अप्पा, नाण दंसण संजुओ ।**
**सेसा मे बाहिरा भावा, सव्वे संजोग लक्खणा ॥**
—સૂત્રપાઠ

પરથી ભિન્ન એવો સ્વલક્ષણવાળો પુરુષાર્થ પોતાથીજ થાય છે.. તેમાં પર મને મદદગાર થાય અગર ન થાય..તો તેના ઉપર રાગ કરીને..તે મને અનુકૂળ થાય તેમ કરૂં..એવી પરાધીનતા મુમુક્ષતામાં હોય નહીં.

આવા ત્રિકાળી સ્વભાવની વાત સાંભળી, મુમુક્ષુતાની વાત સાંભળી, મુમુક્ષુતા પ્રાપ્ત કરો. મુમુક્ષુતા કારણ છે..અને સમ્યગ્દર્શન કાર્ય છે..એને પ્રાપ્ત કરવા માટે મુમુક્ષતામાં આવો..પાત્રતા તૈયાર કરો.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૧૦૦

સં. ૨૦૧૪ના આસો સુદ ૨, મંગળવાર, તા. ૧૪-૧૦-૫૮

**જ્ઞાન એ આત્મા છે....ધ્યાન પણ આત્મા છે....**
**વિષયથી જ્ઞાન અને ધ્યાનનો નાશ થાય છે.**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મા અધ્યયનની બીજી ગાથા ચાલે છે.. આ રાજા કેવળજ્ઞાન-કેવળદર્શન પામી જવાનો છે. વર્તમાન આશ્રવ જેવા કર્તવ્યમાં જોડાયો છે. પણ તેને સત્તામાં એવું પુણ્ય પડેલું છે કે..તેને મુનિના ભેટા થઈ જવાના છે. આશ્રવના સ્થાનમાં તેને સંવર થવાનો છે. માટે પ્રથમ પાત્રતાની જરૂર છે. તેમ રાજા સમાન આત્મા જો પાત્રતા લાવીને સત્સમાગમ કરે..તો વસ્તુને પામી જાય.

પાત્રે પ્રભુતા પ્રગટે. પાત્ર વિના વસ્તુ ન રહે..વસ્તુ માટે ભાજન જોઈએ. પાણી-ઘી-તેલ આદિ માટે ભાજન જોઈએ. તેમ પાત્રતા માટે પ્રથમ બ્રહ્મચર્યનો રંગ જોઈએ. પાત્રતા માટે બ્રહ્મચર્ય છે તે મોટો સ્થંભ છે. મહાવીરે મુનિઓને ભલામણ કરી છે કે જો મન વિષય-કષાયમાં જાય તો કટારી ખાઈને મરી જજે..ઝેર ખાજે.. પણ ભાવ બ્રહ્મચર્યનો ભંગ કરીશ નહિ..છેવટે સંથારો કરજે..જીવને પોતાનું ભાન નથી..બ્રહ્મચર્યનું ભાન નથી...જીવને સારરૂપ એક ભાવ બ્રહ્મચર્ય છે. પોતાની કે

થશો..થશો...ને થશો જ. બે ત્રણ દિવસ રોટલા ખાવા ન મળે... પણ આખી જિંદગી બ્રહ્મચર્ય પાળે..તેને લથડીયા આવે..એવું કયાંય દેખ્યું છે? નહીં-પણ ઊલટી શક્તિ આવે..માટે પ્રથમ પાત્ર થવા માટે બુદ્ધિમાનો બ્રહ્મચર્યને નિરંતર સેવે છે. તેમ તમે પણ બુદ્ધિમાન થઈને બ્રહ્મચર્યને સેવો. તો તમારૂં અવિનાશી કલ્યાણ થઈ જશે.

દ્દષ્ટાન્ત...ધ્રુવજી બાળક હતા.. તેમને ચળાવવા અપ્સરા આવી..અને પછી પોતાનાં એક પછી એક સુંદર અંગ-ઉપાંગ દેખાડવા લાગી ..કે જો..મારૂં અંગ, આ મારી આંખ, આ મારૂં શરીર, કેવું સુંદર છે!! તેને તું દેખ..ત્યારે ધ્રુવજી કહે છે કે.. જો અમારે હજી બીજો ભવ કરવાનો હોય..તો તારા જેવી જનેતાના ઉદરમાં અવતાર ધારણ કરીને તારા સ્તનનું પયપાન કરીએ, પણ હે માતા! હવે અમને બીજો ભવ ધારણ કરવાનો વિકલ્પ પણ નથી. એમ..સદ્‌ગુણી સંસ્કારો ઘણાયમાં જોવામાં આવે છે. એકવીસ વર્ષે ઘણાંય સજોડે બ્રહ્મચર્ય વ્રત લેનારાં હોય છે. અને ઘણાંય પાંસઠ વર્ષે પણ વિષય-કામની-ભોગની ઇચ્છાવાળાં હોય છે.

ઠાણાંગ સૂત્રની ચૌભંગી અહીં કહે છેઃ

(૧) માતાપિતા ખાનદાન ઉત્તમ કુળનાં અને સારાં હોય અને તેના પુત્રો પણ સારા હોય.

(૨) માતપિતા ખાનદાન ઉત્તમ કુળનાં હોય અને તેનાં પુત્રપુત્રીઓ વિષય-કષાય અને નીચ કાર્યમાં વર્તનારાં જણાય.

(૩) માતાપિતા દુષ્ટ હોય, ખરાબ હોય અને તેના પુત્રો સારા હોય.

(૪) માતપિતા દુષ્ટ હોય, ખરાબ હોય અને તેના પુત્રો પણ દુષ્ટ પાકે, ખરાબ પાકે.

અહિં તો સારાં માતપિતા અને સારા પુત્રોની વાત કરવાની છે. એવંતાકુમાર નવ વર્ષની ઉંમરે લઘુવયમાં સ્વભાવ બ્રહ્મચર્ય પ્રગટ કરી, વીતરાગ માર્ગે ચડી સમ્યક્ જ્ઞાનાદિ રત્નચારની આરાધના કરીને મોક્ષે ચાલ્યા ગયા. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો.

ખાનદાન અને સજજન વ્યક્તિ તે કુળને લજજા ઉપજે એવું ખોટું કામ ન કરે. એમ જ્ઞાનીઓ કહે છે. અને એમ પણ કહે છે કે....મારા શુદ્ધ પવિત્ર ધર્મમાં હવે પ્રકૃતિઓનું મિશ્રપણું ન હોય. પાંચ ભાવ સમિતિ અને ત્રણ ભાવ ગુપ્તિ અને ભાવ બ્રહ્મચર્યનું રંગીલાપણું અને ભાગવતી જૈન દીક્ષા તે તો અમારી સગી માતા છે. અને પૂર્ણ વીતરાગ સિદ્ધ ભગવાનરૂપ શુદ્ધ પદ તે તો અમારો પિતા છે. એમ અમારા લોકોત્તર ખાનદાન કુળની વટ એટલે રીત છે. પતિવ્રતા સ્ત્રીમાં કે પતિવ્રતા સ્ત્રીના હૃદયમાં બે ધણી ન હોય. તેમ મારો પતિ પૂર્ણ શુદ્ધ વીતરાગતા તે નિયમમાં બીજો એટલે વ્યભિચારનો ભાવ વિકારના ભાવનો અંશે પણ આદર ન હોય.

જેમ મહાસતી રાજુલા અસ્થિર થતાં રહનેમીને તથા રૂપનો કોથળો જોઈને ગુલાંટ ખાઈ ગયેલ. રહનેમીને મહાસતી રાજુલા કહે છે કે..હે રહનેમી! સજાત મટીને તું કજાત કલંકવાળો કેમ થાય છે?

धिरत्थु तेऽजसोकामी, जो तं जीवियकारणा।
वं तं इच्छसि आवेउं, सेयं ते मरणं भवे ॥ ७ ॥

—દશવૈકાલિક સૂત્ર, બીજું અધ્યયન.

તું આવા વિષયભોગની પામરતા કરવા કરતાં ઝેર ખાઈને આવા ભાવ બ્રહ્મચર્યના પાલનને માટે મૃત્યુ પામ્યો હોત તો હું તારા બ્રહ્મચર્યની પ્રશંસા કરત. તું આવા બ્રહ્મચર્યના પાલનની ખાતર કટાર ખાઈને મૃત્યુ પામ્યો હોત તો હું તારા બ્રહ્મચર્યની પ્રશંસા કરત. એમ પોતાના શુદ્ધ નિર્દોષ ધર્મની કુળવટ રાખી તો રાજુલાના નિમિત્તે રહનેમી પાછો શુદ્ધ બ્રહ્મચર્યમાં ટકીને રાજુલાનો ઉપકાર માનીને વીતરાગ માર્ગે સ્થિર થઈ ગયા. એ જ લોકોત્તર સિદ્ધ સુજાતની કુળવટ છે. માટે સ્વભાવ બ્રહ્મચર્યની પ્રાપ્તિની પાત્રતા માટે પ્રથમ બ્રહ્મચર્યનો રંગ જોઈએ.

આત્માર્થી તો નિર્દોષ જ્ઞાનબળ વડે રાગને ટાળીને, માયાને ટાળીને, અંશે અંશે વિકારને ટાળીને પુરુષાર્થ સહિત કહે છે કે...દ્રવ્યે હું ત્રિકાળ શુદ્ધ જ છું. (બોલકો થઈને બોલી જાય તેની કાંઈ કિંમત નથી.) પોતાની શુદ્ધ પર્યાય ઉઘાડવા માટે તો કેટલોય બળવાન પુરુષાર્થ જોઈએ. અને તે જ્ઞાનનો પ્રયત્ન ટકાવી રાખવા કેટલો પુરુષાર્થ એટલે કેટલું વીર્યબળ જોઈએ!! તેનું ભાન સ્વચ્છંદી અને અપાત્ર જીવોને હોતું જ નથી. અને મોઢેથી બોલ્યા કરે કે....હું શુદ્ધ-બુદ્ધ-નિરંજન-નિરાકાર છું. સ્વચ્છંદ ટાળવાનો ઉપાય સદ્ગુરુના આશ્રયે હોય છે. એટલે પોતાની પાત્રતાથી ઉપાદાન તૈયાર કરીને સત્ગુરુનો સમાગમ કરે..તો અનાદિનો સ્વચ્છંદ અને મિથ્યાભાવ જરૂર રોકાય છે. અને પરિણામે આત્મજ્ઞાનદશાને આવો આત્માર્થી જિજ્ઞાસુ જીવ પામે છે. માટે પ્રથમ પાત્રતાથી ઉપાદાન તૈયાર કરો. ઉપાદાનની જાગૃતિ કરો. આ બધું ઘરે લઈ જવાનું છે...લઈ જશોને? કે એવાને એવા રહેશો? જરાક પૂંછડી દબાય ત્યારે ખબર પડે કે કેટલું લીધું છે....કેટલું હૃદયમાં ઊતર્યું છે....

સમ્યગ્દર્શન થયું તેમાં ઉપાદાન અને નિમિત્ત એવાં તેનાં બે કારણો છે. એક કાર્ય થવામાં બે કારણ હોય. ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ. ઉપાદાન કારણ એટલે શું? અને નિમિત્ત કારણ શું છે? વ્યવહાર સમ્યગ્દર્શન થવામાં અને નિશ્ચય સમ્યગ્દર્શન થવામાં બે કારણ હોય છે. ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ.

ઉપાદાન કારણ એટલે આત્માની સહજ શક્તિનું પરિણમન.

નિમિત્ત કારણ એટલે સંયોગરૂપ શક્તિ...જે ઉપાદાન પરિણમતું હોય ત્યારે સાથ-રૂપ કહેવાય.... (ગુરુની તથા શાસ્ત્ર વગેરેની શક્તિ.) ઉપાદાન પરિણમતું હોય ત્યારે

થશો..થશો...ને થશો જ. એ ત્રણ દિવસ રોટલા ખાવા ન મળે... પણ આખી જિંદગી બ્રહ્મચર્ય પાળે..તેને લથડીયા આવે..એવું કયાંય દેખ્યું છે? નહીં-પણ ઊલટી શક્તિ આવે..માટે પ્રથમ પાત્ર થવા માટે બુદ્ધિમાનો બ્રહ્મચર્યને નિરંતર સેવે છે. તેમ તમે પણ બુદ્ધિમાન થઈને બ્રહ્મચર્યને સેવો. તો તમારૂં અવિનાશી કલ્યાણ થઈ જશે.

દૃષ્ટાન્ત...ધ્રુવજી બાળક હતા.. તેમને ચળાવવા અપ્સરા આવી..અને પછી પોતાનાં એક પછી એક સુંદર અંગ-ઉપાંગ દેખાડવા લાગી ..કે જો..મારૂં અંગ, આ મારી આંખ, આ મારૂં શરીર, કેવું સુંદર છે!! તેને તું દેખ..ત્યારે ધ્રુવજી કહે છે કે.. જો અમારે હજી બીજો ભવ કરવાનો હોય..તો તારા જેવી જનેતાના ઉદરમાં અવતાર ધારણ કરીને તારા સ્તનનું પયપાન કરીએ, પણ હે માતા! હવે અમને બીજો ભવ ધારણ કરવાનો વિકલ્પ પણ નથી. એમ..સદ્‌ગુણી સંસ્કારો ઘણાયમાં જોવામાં આવે છે. એકવીસ વર્ષે ઘણુંય સજોડે બ્રહ્મચર્ય વ્રત લેનારાં હોય છે. અને ઘણુંય પાંસઠ વર્ષે પણ વિષય-કામની-ભોગની ઇચ્છાવાળાં હોય છે.

ઠાણુંગ સૂત્રની ચૌભંગી અહીં કહે છે:

(૧) માતાપિતા ખાનદાન ઉત્તમ કુળનાં અને સારાં હોય અને તેના પુત્રો પણ સારા હોય.

(૨) માતપિતા ખાનદાન ઉત્તમ કુળનાં હોય અને તેનાં પુત્રપુત્રીઓ વિષય-કષાય અને નીચ કાર્યમાં વર્તનારાં જણાય.

(૩) માતાપિતા દુષ્ટ હોય, ખરાબ હોય અને તેના પુત્રો સારા હોય.

(૪) માતપિતા દુષ્ટ હોય, ખરાબ હોય અને તેના પુત્રો પણ દુષ્ટ પાકે, ખરાબ પાકે.

અહિં તો સારાં માતપિતા અને સારા પુત્રોની વાત કરવાની છે. એવંતાકુમાર નવ વર્ષની ઉંમરે લઘુવયમાં સ્વભાવ બ્રહ્મચર્ય પ્રગટ કરી, વીતરાગ માર્ગે ચડી સમ્યક્ જ્ઞાનાદિ રત્નચારની આરાધના કરીને મોક્ષે ચાલ્યા ગયા. માટે પ્રથમ પાત્રતા તૈયાર કરો.

ખાનદાન અને સજ્જન વ્યક્તિ તે કુળને લજ્જા ઉપજે એવું ખોટું કામ ન કરે. એમ જ્ઞાનીઓ કહે છે. અને એમ પણ કહે છે કે....મારા શુદ્ધ પવિત્ર ધર્મમાં હવે પ્રકૃતિઓનું મિશ્રપણું ન હોય. પાંચ ભાવ સમિતિ અને ત્રણ ભાવ ગુપ્તિ અને ભાવ બ્રહ્મચર્યનું રંગીલાપણું અને ભાગવતી જૈન દીક્ષા તે તો અમારી સગી માતા છે. અને પૂર્ણ વીતરાગ સિદ્ધ ભગવાનરૂપ શુદ્ધ પદ તે તો અમારો પિતા છે. એમ અમારા લોકોત્તર ખાનદાન કુળની વટ એટલે રીત છે. પતિવ્રતા સ્ત્રીમાં કે પતિવ્રતા સ્ત્રીના હૃદયમાં બે ધણી ન હોય. તેમ મારો પતિ પૂર્ણ શુદ્ધ વીતરાગતા તે નિયમમાં બીજો એટલે વ્યભિચારનો ભાવ વિકારના ભાવનો અંશે પણ આદર ન હોય.

જેમ મહાસતી રાજુલા અસ્થિર થતાં રહનેમીને તથા રૂપનો કોથળો જોઈને ગુલાંટ ખાઈ ગયેલ. રહનેમીને મહાસતી રાજુલા કહે છે કે..હે રહનેમી! સજાત મટીને તું કજાત કલંકવાળો કેમ થાય છે?

> धिरत्थु तेऽजसोकामी, जो तं जीवियकारणा ।
> वं तं इच्छसि आवेउं, सेयं ते मरणं भवे ॥ ७ ॥

—દશવૈકાલિક સૂત્ર, બીજું અધ્યયન.

તું આવા વિષયભોગની પામરતા કરવા કરતાં ઝેર ખાઈને આવા ભાવ બ્રહ્મચર્યના પાલનને માટે મૃત્યુ પામ્યો હોત તો હું તારા બ્રહ્મચર્યની પ્રશંસા કરત. તું આવા બ્રહ્મચર્યના પાલનની ખાતર કટાર ખાઈને મૃત્યુ પામ્યો હોત તો હું તારા બ્રહ્મચર્યની પ્રશંસા કરત. એમ પોતાના શુદ્ધ નિર્દોષ ધર્મની કુળવટ રાખી તો રાજુલાના નિમિત્તે રહનેમી પાછો શુદ્ધ બ્રહ્મચર્યમાં ટકીને રાજુલાનો ઉપકાર માનીને વીતરાગ માર્ગે સ્થિર થઈ ગયા. એ જ લોકોત્તર સિદ્ધ સુજાતની કુળવટ છે. માટે સ્વભાવ બ્રહ્મચર્યની પ્રાપ્તિની પાત્રતા માટે પ્રથમ બ્રહ્મચર્યનો રંગ જોઈએ.

આત્માર્થી તો નિર્દોષ જ્ઞાનબળ વડે રાગને ટાળીને, માયાને ટાળીને, અંશે અંશે વિકારને ટાળીને પુરુષાર્થ સહિત કહે છે કે...દ્રવ્યે હું ત્રિકાળ શુદ્ધ જ છું. (બોલકો થઈને બોલી જાય તેની કાંઈ કિંમત નથી.) પોતાની શુદ્ધ પર્યાય ઉઘાડવા માટે તો કેટલોય બળવાન પુરુષાર્થ જોઈએ. અને તે જ્ઞાનનો પ્રયત્ન ટકાવી રાખવા કેટલો પુરુષાર્થ એટલે કેટલું વીર્યબળ જોઈએ!! તેનું ભાન સ્વચ્છંદી અને અપાત્ર જીવોને હોતું જ નથી. અને મોઢેથી બોલ્યા કરે કે....હું શુદ્ધ–બુદ્ધ–નિરંજન–નિરાકાર છું. સ્વચ્છંદ ટાળવાનો ઉપાય સદ્‌ગુરુના આશ્રયે હોય છે. એટલે પોતાની પાત્રતાથી ઉપાદાન તૈયાર કરીને સત્‌ગુરુનો સમાગમ કરે..તો અનાદિનો સ્વચ્છંદ અને મિથ્યાભાવ જરૂર રોકાય છે. અને પરિણામે આત્મજ્ઞાનદશાને આવો આત્માર્થી જિજ્ઞાસુ જીવ પામે છે. માટે પ્રથમ પાત્રતાથી ઉપાદાન તૈયાર કરો. ઉપાદાનની જાગૃતિ કરો. આ બધું ઘરે લઈ જવાનું છે...લઈ જશોને? કે એવાને એવા રહેશો? જરાક પૂંછડી દબાય ત્યારે ખબર પડે કે કેટલું લીધું છે....કેટલું હૃદયમાં ઊતર્યું છે....

સમ્યગ્‌દર્શન થયું તેમાં ઉપાદાન અને નિમિત્ત એવાં તેનાં બે કારણો છે. એક કાર્ય થવામાં બે કારણ હોય. ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ. ઉપાદાન કારણ એટલે શું? અને નિમિત્ત કારણ શું છે? વ્યવહાર સમ્યગ્‌દર્શન થવામાં અને નિશ્ચય સમ્યગ્‌-દર્શન થવામાં બે કારણ હોય છે. ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ.

ઉપાદાન કારણ એટલે આત્માની સહજ શક્તિનું પરિણમન.

નિમિત્ત કારણ એટલે સંયોગરૂપ શક્તિ...જે ઉપાદાન પરિણમતું હોય ત્યારે સાથ–રૂપ કહેવાય.... (ગુરુની તથા શાસ્ત્ર વગેરેની શક્તિ.) ઉપાદાન પરિણમતું હોય ત્યારે

સાથરૂપ કહેવાય તે નિમિત્ત કારણ. (ઉપદેશ સાંભળતા તમારૂં ઉપાદાન સમ્યક્રૂપે પરિણમે ત્યારે ઉપદેશને સાથરૂપ નિમિત્ત કારણ કહેવાય.)

જે જીવ સંસારની તીવ્ર આસક્તિ અને કામભોગનું ગૃદ્ધિપણું ઘટાડીને....સ્વચ્છંદને ઘટાડીને...બધા મિથ્યાત્વ પક્ષને પકડયા છે તેને ઘટાડીને... (ગરબા માતાના..." તેલ દે... ધૂપ દે...ખાવાને બદામ દે...તેરા બચ્ચા જીવતા રે..." વગેરેનો પક્ષ પકડતા આવડે પણ સિદ્ધનો, સદ્‌ગુરુદેવનો, કેવળજ્ઞાનીનો પક્ષ પકડતાં નથી આવડતો, આ તો કેટલું મોટું અંધેર કહેવાય?) તું તારા સ્વભાવનો પક્ષ કરી લે. કદાગ્રહનો પક્ષ પકડ્યો છે... તેનો ત્યાગ કરીને જ્ઞાની સદ્‌ગુરુદેવના લક્ષે જો જીવ વર્તે.. સદ્‌ગુરુનો પક્ષ કરીને સત્‌ના લક્ષપૂર્વક ગુરુદેવના લક્ષે વર્તે....તો વસ્તુને પામી જાય. વર્તમાન પુરુષાર્થવાળા સદ્‌ગુરુ શું કહે છે....તેનો બરાબર આશ્રય, ભાઈલા, બાપલા, બરાબર આશ્રય કરી લે. તેના કહેવાનો આશય બરાબર સમજીને ગ્રહણ કરી લે. (જો પોતે એ જ યથાર્થ અર્થનું ગ્રહણ કરે તો તેને પ્રત્યક્ષ કારણરૂપ સમકિત કહ્યું છે.) કારણ કે તેઓ (સત્‌ગુરુ) વર્તમાન, પ્રત્યક્ષ જ્ઞાનાદિક ગુણોમાં તથા વર્તમાન તેના જ પુરુષાર્થમાં વર્તી રહ્યા છે. તેનો લક્ષ અને તેનો પક્ષ કર્યો તેનો બેડો પાર...માટે લક્ષ કરનારને પ્રત્યક્ષ કારણરૂપ સમકિત કહ્યું છે.

અખંડ જ્ઞાયક સદ્‌ગુરુદેવ...અખંડ સ્વરૂપને સાધનારા એવા સત્‌ગુરુ પ્રત્યક્ષ કારણરૂપે છે. તેમની યથાર્થ પ્રતીતિ થતાં લાયક-પાત્ર-જિજ્ઞાસુ-સુપાત્ર જીવને પરમાર્થે સ્વતત્ત્વનું લક્ષ થાય છે...અને આત્મા આનંદમય-સહજ સુખસ્વરૂપી છે...એવું ભાન થોડા વખતમાં પ્રગટ થાય છે. એવી લાયકાતવાળાને અહીં સમકિત કહ્યું છે...(તમો મિથ્યાત્વને...સ્વચ્છંદના પક્ષને કાઢીને અમારી સમીપે આવો છો કે એને એમને એમ રાખીને આવો છો?) પણ તે વ્યવહારરૂપ સમકિત છે, એટલે બોધબીજની અપૂર્વ રૂચિરૂપ સમકિત છે. કારણ તેના ગુરુદેવ બોધબીજનો ઉપદેશ આપે છે.... અને તેને તે પકડતો જાય છે. હવે સદ્‌ગુરુના લક્ષે અને પક્ષે ગુરુ આજ્ઞાએ વર્તનાર જીવ ભાવી નિર્વાણનું ભાજન છે. નૈગમનયના અંશે એવા જીવને કારણ સમકિત કહ્યું છે. એવો કારણ સમકિતવાળો જીવ એટલે વ્યવહાર સમકિતવાળો જીવ ઉપાદાનનું વીર્ય ઉચ્છાળીને જે અભ્યંતર સહજ હા આવી છે...શું હા આવી છે? કે આ આમ જ છે. પૂર્ણ-નિર્મળ-અખંડ-જ્ઞાયક સ્વરૂપ નિર્મળ તત્ત્વ હું છું એવો આત્માનો ભાવ અભ્યંતરમાં સહજ સ્વભાવે ઊછળ્યો તે નિશ્ચય સમકિતનું કારણ છે.

આત્માના પુરુષાર્થનું-વીર્યનું-બળવીર્યનું-જ્ઞાનબળનું-જ્ઞાનવીર્યબળનું સહેજે સ્વરૂપ સન્મુખ થવું તેને વ્યવહાર સમકિત કહ્યું છે. કોઈ એમ પૂછે કે સહેજે સ્વરૂપની સન્મુખ થવું તેને વ્યવહાર સમકિત કહો છો...અને એને નિશ્ચય સમકિત શા માટે કહેતા નથી? તેને વ્યવહાર ન કહેતાં નિશ્ચય કહો...ભાઈ....તેને વ્યવહાર કહેવાનું

કારણ એ છે કે...શુદ્ધ સ્વભાવનો અંશે ઉઘાડ થઈને સાધકભાવ વર્તમાન વર્તતો નથી. પણ આત્માની યોગ્યતાવાળો, સદ્‌ગુરુના સમાગમે જે લાયક જીવે ભાવાર્થના લક્ષે અને તે પણ ખૂબ પ્રસન્ન ચિત્તે, ગુરુઓનો જે બોધ સાંભળ્યો છે, શ્રદ્ધયો છે, માન્યો છે, તે જીવને ભાવી નિર્વાણનું ભાજન કહ્યું છે. હવે એવા લાયક જીવનાં શુદ્ધતાનો ઉઘાડ થઈને સાધક સ્વભાવ વર્તમાનમાં જો વર્તે તો તે જીવ નિશ્ચય સમ્યગ્દર્શનને પામી જાય. માટે પ્રથમ નિશ્ચય સમ્યગ્દર્શનને પામી જવા માટે વ્યવહાર સમ્યગ્દર્શનમાં આવો. અને તેમાં આવવા માટે સ્વચ્છંદ--મિથ્યાત્વને છોડી દો. તે છોડવા માટે પાત્રતામાં આવો. અને તે પ્રાપ્ત કરવા માટે બ્રહ્મચર્યમાં આવો. અનુકંપા વગેરેમાં આવો.

## વ્યાખ્યાન નં. ૧૦૧

સં. ૨૦૧૪ના આસો સુદ ૩, બુધવાર, તા. ૧૫-૧૦-૫૮

### સદ્‌ગુરુનો બોધ ટકી રહે....
### એવા યોગ્ય પાત્રવાળાઓને....
### આત્મિક જ્ઞાનધારા અંદરમાંથી પ્રગટ થાય છે.

આ રાજા ચતુરંગી સેના લઈને, જો કે શિકાર કરવા નીકળેલો છે. પણ જાણે અંદરમાંથી કર્મનો શિકાર કરવા નીકળ્યો ન હોય!! કારણ તે રાજા મુનિ તરફ જઈ રહ્યો છે. તે જ પ્રમાણે રાજા સમાન આત્મા તમામ કર્મોને ટાળવા પાત્રતા લઈને સત્ સમાગમ તરફ જાય અને સમાગમ કરે..તો સત્ વસ્તુને પામતાં કર્મ ટળી જાય.

યોગ્યતા, પાત્રતા, ન હોય ત્યાં સુધી વસ્તુ ન ટકે.. આત્મિક બોધ ન ટકે.. અને જ્યાં સુધી વસ્તુ કે આત્મિક બોધ ન ટકે ત્યાં સુધી તેને ધર્મ ન થાય. જેઓ યોગ્ય પાત્ર થાય છે તેઓને આત્મિક જ્ઞાનધારા અંદરમાંથી પ્રગટ થાય છે. માટે પાત્ર થવા, આત્મિક જ્ઞાન મેળવવા માટે, ભાવ બ્રહ્મચર્ય પામવા માટે આત્માનું અવિનાશી સુખ મેળવવા સારૂ નવ કોટીએ બ્રહ્મચર્ય પાળવું જોઈએ..પાળવું પડશે. જેણે નવ વાડે અને નવ કોટીએ બ્રહ્મચર્ય પાળ્યું છે. તેમને બ્રહ્મચર્યના પાલનના પ્રતાપે અનેક લબ્ધિઓ અને અનેક શક્તિઓ પ્રગટ થાય છે. હવે એવી અનેક લબ્ધિઓ અને અનેક શકિતઓ જેને પ્રગટ થઈ છે એવો, લબ્ધિઓ અને શક્તિઓવાળો પુરુષ વીરના માર્ગથી વિરુધ્ધ ચાલી, એક જ વાર અબ્રહ્મચર્યને સેવે તો તેની બધીય લબ્ધિઓ અને શક્તિઓ નાશ પામે છે. માટે જેને બ્રહ્મચર્ય વ્રત છે, તેણે નવ વાડે અને નવ કોટીએ બરોબર બ્રહ્મચર્ય પાળવું જોઈએ. જે પાળે તેને અનેક લબ્ધિઓ અને અનેક શક્તિઓ ઉત્પન્ન થાય છે. પણ સાથે ભગવાને એમ કહ્યું છે કે..મારા માર્ગથી વિરુદ્ધ ચાલીને એક જ વાર મૈથુન સેવે તેની બધીયે લબ્ધિઓ અને શકિતઓનો નાશ થાય છે. તેણે નવ વાડે અને નવ કોટીએ બ્રહ્મચર્ય પાળવું જોઈએ.

હે જીવ! પાત્ર થવા માટે બ્રહ્મચર્ય પાળવું જોઈએ...તેનું કાંઈ પણ ખંડન ન થવું જોઈએ. અને તેથી આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે..સુગતિ થાય છે...અને સ્વભાવ બ્રહ્મચર્ય પ્રગટ થતાં...તેને આરાધીને જીવ મોક્ષ ગતિને પામી જાય છે.

કોઈ એક પુરુષ મહાન સ્વરૂપવાન સ્ત્રી ઉપર ઘણો જ આસકત થયો..તેના રૂપમાં..

યૌવનમાં ઘણો જ મુગ્ધ થયો..અને તેના ઉપર ઘણો જ પ્રેમ રાખતો બન્યો. અને મોહાંધ બનેલો તે પુરુષ ભાન ભૂલી ગયો. તે પુરુષની દૃષ્ટિમાં તે વિકારમય સ્ત્રી કનકની પૂતળી તુલ્ય મનાય છે. હવે જેના ઉપર મોહાંધ દૃષ્ટિ હોય છે..અર્થાત્ જેને જે વસ્તુ ઉપર રાગ અથવા જેને જે વસ્તુ ઉપર પ્રેમ હોય..તેમાં એટલે તે વસ્તુમાં પોતાની દૃષ્ટિથી તે વસ્તુમાંથી ગમે તેવો ન્યાય કાઢી તે વસ્તુ ઉપર ઉતારશે. કે..આતો સોનાની મૂર્તિ છે..પોતાની દૃષ્ટિ હશે તેવી..અર્થાત્ પોતાની દૃષ્ટિને અનુકૂળ સામેની ચીજ હશે તેવી જ છાપ પડશે. એટલે અજ્ઞાનીઓ દુનિયાની દૃષ્ટિએ ઘણી જગ્યાએ ન્યાય આપે છે. દુન્યવી જીવો પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે અનુમાન બાંધી લે છે. "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ."

પેલી સ્વરૂપવાન સ્ત્રી સમક્ષ કોઈ એક મહાન સમર્થ ત્યાગી આવીને ઊભો રહે તો તે ત્યાગી સાધુ પોતાની દૃષ્ટિથી જુદું સ્વરૂપ દેખશે. નિર્દોષ–નિર્વિકારી દૃષ્ટિથી દેખશે. કારણ કે જેણે કામ-ભોગ–મોજ-મજાહનો તથા વિષયભોગનો ત્યાગ કર્યો છે, પાંચે ઇન્દ્રિયોના વિષયો છોડી દીધા છે, તેવા પુરુષની દૃષ્ટિએ તો તે સ્ત્રી જુદા જ પ્રકારની લાગે છે. જુઓ! પહેલો ભોગી છે...બીજો યોગી છે. એક વિકારી...બીજો નિર્વિકારી. પહેલો અજ્ઞાની... બીજો જ્ઞાની. પહેલો મોહાંધ...બીજો નિર્મોહી. પહેલો મિથ્યાદૃષ્ટિ..બીજો સમ્યગ્‌દૃષ્ટિ. એ બન્નેની દૃષ્ટિમાં ફેર છે. જેણે વિષયભોગને ઝેર માનીને છોડયા છે...તેનું સ્વરૂપ કેવું..અને જેઓ કામભોગમાં રતિ કરીને..કામભોગના ખાડામાં ખદબદ્યા કરે છે તેનું સ્વરૂપ જુઓ..દુનિયાની દૃષ્ટિ ઉપર જ્ઞાનીઓએ ન્યાય કર્યો છે..અને સમજાવ્યું છે..

એક જ વાર વિષયભોગ લેવામાં જીવ ત્રણ પ્રકારે કર્મ બાંધે છે. સંસારની ચાર ગતિ છે. નરકગતિ તે સંસાર, દેવગતિ તે સંસાર, મનુષ્યગતિ તે સંસાર, અને તિર્યંચગતિ તે સંસાર.

દેવગતિમાં રહેલા દેવતાઓ મોહને લઈને જ કામભોગ કરે છે તેથી તેને એક જ પ્રકારનું કર્મ બંધાય છે.

—તિર્યંચોને એક વાર કામભોગના સેવનથી બે પ્રકારે કર્મ બંધાય છે. એક તો ગર્ભજ (સંમૂર્છિમ) જીવ ઉપજે છે અને તેનો સર્વથા નાશ થવાથી કર્મ બંધાય છે. અને બીજું મમતા અને મોહને લઈને કર્મબંધ થાય છે. એમ બે પ્રકારના કર્મો તિર્યંચોને કામ-ભોગ સેવવાથી લાગે છે.

નારકીમાં કામ-ભોગ, ખાવુંપીવું (અપઈઠાણા નરકાવાસા એટલે કે જ્યાં અન્નપાણી નથી ત્યાં વાસ તે નરકાવાસ) તે કાંઈ નથી. તે જીવો કુંભીમાં ઉપજે છે. નરકમાં જનારા જીવો નપુંસક થાય છે..એટલે કે નહીં પુરુષમાં કે નહીં કે નહીં

સ્ત્રીમાં...તેને ત્યાં કામભોગ નહીં, નરકમાં કામભોગ નથી. પણ કામભોગની લાલસા છે..તેથી તેને લાલસાથી એક પ્રકારે કર્મ બંધાય છે.

મનુષ્યો ત્રણ પ્રકારે કર્મ બાંધે છે. એક વાર કામભોગ સેવવાથી, મૈથુન સેવવાથી સમૂચ્છિંમ જીવો અસંખ્યાતા હણાય છે તે જીવો અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડા સૂક્ષ્મ કાયાવાળા અસંખ્યાતા ઉપજીને મરી જાય છે, અને બીજું ગર્ભજ મનુષ્ય પંચેન્દ્રિય જીવો નવ લાખ ઉપજી જાય છે અને તેમાંથી કેટલાય મરી પણ જાય છે. (એક, બે, ચાર, પાંચ જ જીવી શકવા સંભવ છે.) અને ત્રીજું કામભોગની મમતાને લીધે કર્મ બંધાય છે. એમ ત્રણ પ્રકારે મનુષ્યોને કર્મો બંધાય છે.

દેવને મોહ મમત્વથી કર્મ બંધાય છે..તિર્યંચને ગર્ભજ (સમૂચ્છિંમ) અને મોહ-મમત્વથી એમ બે પ્રકારે કર્મ બંધાય છે. નારકીને લાલસાને લઈને જ કર્મ બંધાય છે. અને મનુષ્યને....સમૂચ્છિંમ જીવો હણાવાથી, ગર્ભજ પંચેન્દ્રિય જીવો મરવાથી તથા મોહમમતાથી એમ ત્રણ પ્રકારે એક જ વાર મૈથુન સેવવાથી કર્મો બંધાય છે. માટે હે જીવ! વિષય વિષ તુલ માન..હે જીવ ! વિષ તુલ્ય કામભોગ ઉપર અરૂચિ લાવીને તેને છોડ. સંયમી બનવા પ્રયાસ કર.

सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा ।
कामे पत्थेमाणा, अकामा जन्ति दोग्गइं ॥ ५३॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૯ મું અધ્યયન.

હે જીવ ! વિષ તુલ્ય કામ ઉપર અરૂચિ લાવીને..તેનો બનતા પ્રયત્ને ત્યાગ કરો. કામભોગ નીચ ગતિમાં રખડાવનારા છે. ચોરાસી લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કરાવનારા છે. અને કામભોગ વિષની વેલડી છે. તેમાંથી મોટા કષાયો ઉત્પન્ન થાય છે. અને ક્રોધની ઉત્પત્તિનું સ્થાન વિષય જ છે. કામભોગ છે. માટે હવે તેનો તું ત્યાગ કરજે. કોઈક કહે છે કે મહારાજ....! ત્યાગ કરવાનું શા માટે કહો છો? અમને તેમાં આનંદ આવે છે. ભાઈ...જરા ધીરો થા. ત્યાગ કરવાનું તને અમે એ માટે જ કહીએ છીએ કે પરમાર્થની રૂચિપૂર્વક બ્રહ્મચર્યનું સેવન આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટેનું તે પ્રથમ પાત્ર છે. યોગ્ય પાત્ર હોય તો તેમાં સદ્ગુરુનો બોધ ટકી રહે. અને આત્મિક જ્ઞાન થાય. કારણ કે યોગ્ય પાત્રવાળાઓને આત્મિક જ્ઞાનધારા અંદરમાંથી પ્રગટ થાય છે. માટે પાત્ર થઈને આત્મિકજ્ઞાન મેળવવા પ્રથમ બ્રહ્મચર્યનું પાલન કરવું. તેને તમે માનો. પાપક્રિયા ચાલી આવે છે તે કોનાથી ચાલી આવે છે? એક જ વાર મૈથુન સેવવાથી ત્રણ પ્રકારનાં કર્મો બંધાય છે. તેમાં મોહ અને મમતા છે. આ ક્રિયા જે ચાલી આવે છે તે મોહમમતાથી ચાલી આવે છે.

તો હવે તે મોહ કેમ જાય?

સમ્યક્જ્ઞાનથી તે મોહ જાય.

સમ્યક્જ્ઞાન કેમ થાય ?

પાત્રતામાં આવવાથી.

પાત્રતામાં આવીને શું કરવું ?

ચાર બોલના સેવનપૂર્વક પાત્રતામાં ટકી સદ્ગુરુના સમાગમથી તથા પોતાના ઉપાદાનથી સમ્યક્જ્ઞાન પ્રાપ્ત કરવું.

કોઈ પૂછે છે કે કેવળી પાસે કોરો કેમ રહી ગયો ?

અવળી આરસી ( દર્પણ ) રાખી તેથી. એટલે સન્મુખ દૃષ્ટિ ન થઈ તેથી. દૃષ્ટિ ફરી નહીં તો કેવળી પાસે રહી ગયો કોરો. દૃષ્ટિ ફરી હોત તો આ ભવાયાના વેષને સમજત. અને તજત.

મૈથુન સેવવા તે ભવાયાનો વેષ છે. દૃષ્ટિ ફરી ગઈ હોત તો ભવાયાની રમત રમવામાં...રમતી વખતે ભેગો ભળી ન જાત. અમે તમે ભવાયની રમતમાં ભેગા ભળી તો નથી ગયાને ? ખેલમાં રમવા ભળી ન જાય.

આત્મા દેખાય તો મોહ રહે નહિ.

બોધ સાંભળીને ભાવના કરે તો આત્મા દેખાય.

બોધ સાંભળીને ભાવ કરે ત્યારે પરિણમન જુદું થાય. આત્મા ભલે તને વર્તમાન ન દેખાય પણ તું માન કે અનંતા જ્ઞાનીઓએ આત્મા જેવો જોયો છે, જાણ્યો છે, તેવો જ આત્મા છે. તેમ માન. ગુરુની પ્રતીતિએ પ્રતીતિ કર. જ્ઞાનીએ આત્મા જેવો જોયો છે, તેવો જ આત્મા છે. એમ શ્રદ્ધા રાખો. વેષ ઉતારી નાખવો સહેલો છે. આપણા બાપ, તેના પણ બાપ હતા કે નહિ ? હતા. છતાં અત્યારે શું મનાયું છે ? જે દેખાયું છે તે જ મનાયું છે ?

સ્ત્રીમાં...તેને ત્યાં કામભોગ નહીં, નરકમાં કામભોગ નથી. પણ કામભોગની લાલસા છે..તેથી તેને લાલસાથી એક પ્રકારે કર્મ બંધાય છે.

મનુષ્યો ત્રણ પ્રકારે કર્મ બાંધે છે. એક વાર કામભોગ સેવવાથી, મૈથુન સેવવાથી સમૂચ્છિંમ જીવો અસંખ્યાતા હણાય છે તે જીવો અંગૂલના અસંખ્યાતમા ભાગ જેવડા સૂક્ષ્મ કાયાવાળા અસંખ્યાતા ઉપજીને મરી જાય છે, અને બીજુ ગર્ભજ મનુષ્ય પંચેન્દ્રિય જીવો નવ લાખ ઉપજી જાય છે અને તેમાંથી કેટલાય મરી પણ જાય છે. (એક, બે, ચાર, પાંચ જ જીવી શકવા સંભવ છે.) અને ત્રીજું કામભોગની મમતાને લીધે કર્મ બંધાય છે. એમ ત્રણ પ્રકારે મનુષ્યોને કર્મો બંધાય છે.

દેવને મોહ મમત્વથી કર્મ બંધાય છે..તિર્યંચને ગર્ભજ (સમૂચ્છિંમ) અને મોહ-મમત્વથી એમ બે પ્રકારે કર્મ બંધાય છે. નારકીને લાલસાને લઈને જ કર્મ બંધાય છે. અને મનુષ્યને....સમૂચ્છિંમ જીવો હણાવાથી, ગર્ભજ પંચેન્દ્રિય જીવો મરવાથી તથા મોહમમતાથી એમ ત્રણ પ્રકારે એક જ વાર મૈથુન સેવવાથી કર્મો બંધાય છે. માટે હે જીવ! વિષય વિષ તુલ માન..હે જીવ! વિષ તુલ્ય કામભોગ ઉપર અરૂચિ લાવીને તેને છોડ. સંયમી બનવા પ્રયાસ કર.

सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा ।
कामे पत्थेमाणा, अकामा जन्ति दोग्गइं ॥ ५३ ॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૯ મું અધ્યયન.

હે જીવ! વિષ તુલ્ય કામ ઉપર અરૂચિ લાવીને..તેનો બનતા પ્રયત્ને ત્યાગ કરો. કામભોગ નીચ ગતિમાં રખડાવનારા છે. ચોરાસી લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કરાવનારા છે. અને કામભોગ વિષની વેલડી છે. તેમાંથી મોટા કષાયો ઉત્પન્ન થાય છે. અને ક્રોધની ઉત્પત્તિનું સ્થાન વિષય જ છે. કામભોગ છે. માટે હવે તેનો તું ત્યાગ કરજે. કોઈક કહે છે કે મહારાજ....! ત્યાગ કરવાનું શા માટે કહો છો? અમને તેમાં આનંદ આવે છે. ભાઈ...જરા ધીરો થા. ત્યાગ કરવાનું તને અમે એ માટે જ કહીએ

સમ્યક્‌જ્ઞાન કેમ થાય?

પાત્રતામાં આવવાથી.

પાત્રતામાં આવીને શું કરવું?

ચાર બોલના સેવનપૂર્વક પાત્રતામાં ટકી સદ્‌ગુરુના સમાગમથી તથા પોતાના ઉપાદાનથી સમ્યક્‌જ્ઞાન પ્રાપ્ત કરવું.

કોઈ પૂછે છે કે કેવળી પાસે કોરો કેમ રહી ગયો?

અવળી આરસી (દર્પણ) રાખી તેથી. એટલે સન્મુખ દૃષ્ટિ ન થઈ તેથી. દૃષ્ટિ ફરી નહીં તો કેવળી પાસે રહી ગયો કોરો. દૃષ્ટિ ફરી હોત તો આ ભવાયાના વેષને સમજત. અને તજત.

મૈથુન સેવવા તે ભવાયાનો વેષ છે. દૃષ્ટિ ફરી ગઈ હોત તો ભવાયાની રમત રમવામાં...રમતી વખતે ભેગો ભળી ન જાત. અમે તમે ભવાયની રમતમાં ભેગા ભળી તો નથી ગયાને? ખેલમાં રમવા ભળી ન જાય.

આત્મા દેખાય તો મોહ રહે નહિ.

બોધ સાંભળીને ભાવના કરે તો આત્મા દેખાય.

બોધ સાંભળીને ભાવ કરે ત્યારે પરિણમન જુદું થાય. આત્મા ભલે તને વર્તમાન ન દેખાય પણ તું માન કે અનંતા જ્ઞાનીઓએ આત્મા જેવો જોયો છે, જાણ્યો છે, તેવો જ આત્મા છે. તેમ માન. ગુરુની પ્રતીતિએ પ્રતીતિ કર. જ્ઞાનીએ આત્મા જેવો જોયો છે, તેવો જ આત્મા છે. એમ શ્રદ્ધા રાખો. વેષ ઉતારી નાખવો સહેલો છે. આપણા બાપ, તેના પણ બાપ હતા કે નહિ? હતા. છતાં અત્યારે શું મનાયું છે? જે દેખાયું છે તે જ મનાયું છે?

સ્રીમાં...તેને ત્યાં કામભોગ નહીં, નરકમાં કામભોગ નથી. પણ કામભોગની લાલસા છે..તેથી તેને લાલસાથી એક પ્રકારે કર્મ બંધાય છે.

મનુષ્યો ત્રણ પ્રકારે કર્મ બાંધે છે. એક વાર કામભોગ સેવવાથી, મૈથુન સેવવાથી સમૂર્ચ્છિમ જીવો અસંખ્યાતા હણાય છે તે જીવો અંગૂલના અસંખ્યાતમા ભાગ જેવડા સૂક્ષ્મ કાયાવાળા અસંખ્યાતા ઉપજીને મરી જાય છે, અને બીજું ગર્ભજ મનુષ્ય પંચેન્દ્રિય જીવો નવ લાખ ઉપજી જાય છે અને તેમાંથી કેટલાય મરી પણ જાય છે. (એક, બે, ચાર, પાંચ જ જીવી શકવા સંભવ છે.) અને ત્રીજું કામભોગની મમતાને લીધે કર્મ બંધાય છે. એમ ત્રણ પ્રકારે મનુષ્યોને કર્મો બંધાય છે.

દેવને મોહ મમત્વથી કર્મ બંધાય છે..તિર્યંચને ગર્ભજ (સમૂર્ચ્છિમ) અને મોહ-મમત્વથી એમ બે પ્રકારે કર્મ બંધાય છે. નારકીને લાલસાને લઈને જ કર્મ બંધાય છે. અને મનુષ્યને....સમૂર્ચ્છિમ જીવો હણાવાથી, ગર્ભજ પંચેન્દ્રિય જીવો મરવાથી તથા મોહમમતાથી એમ ત્રણ પ્રકારે એક જ વાર મૈથુન સેવવાથી કર્મો બંધાય છે. માટે હે જીવ! વિષય વિષ તુલ માન..હે જીવ ! વિષ તુલ્ય કામભોગ ઉપર અરૂચિ લાવીને તેને છોડ. સંયમી બનવા પ્રયાસ કર.

सल्लं कामा विसं कामा, कामा आसी विसोवमा ।
कामे पत्थेमाणा, अकामा जन्ति दोग्गइं ॥ ५३ ॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૯ મું અધ્યયન.

હે જીવ ! વિષ તુલ્ય કામ ઉપર અરૂચિ લાવીને..તેનો બનતા પ્રયત્ને ત્યાગ કરો. કામભોગ નીચ ગતિમાં રખડાવનારા છે. ચોરાસી લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કરાવનારા છે. અને કામભોગ વિષની વેલડી છે. તેમાંથી મોટા કષાયો ઉત્પન્ન થાય છે. અને ક્રોધની ઉત્પત્તિનું સ્થાન વિષય જ છે. કામભોગ છે. માટે હવે તેનો તું ત્યાગ કરજે. કોઈક કહે છે કે મહારાજ....! ત્યાગ કરવાનું શા માટે કહો છો ? અમને તેમાં આનંદ આવે છે. ભાઈ...જરા ધીરો થા. ત્યાગ કરવાનું તને અમે એ માટે જ કહીએ છીએ કે પરમાર્થની રૂચિપૂર્વક બ્રહ્મચર્યનું સેવન આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટેનું તે પ્રથમ પાત્ર છે. યોગ્ય પાત્ર હોય તો તેમાં સદ્‌ગુરુનો બોધ ટકી રહે. અને આત્મિક જ્ઞાન થાય. કારણ કે યોગ્ય પાત્રવાળાઓને આત્મિક જ્ઞાનધારા અંદરમાંથી પ્રગટ થાય છે. માટે પાત્ર થઈને આત્મિકજ્ઞાન મેળવવા પ્રથમ બ્રહ્મચર્યનું પાલન કરવું. તેને તમે માનો. પાપક્રિયા ચાલી આવે છે તે કોનાથી ચાલી આવે છે ? એક જ વાર મૈથુન સેવવાથી ત્રણ પ્રકારનાં કર્મો બંધાય છે. તેમાં મોહ અને મમતા છે. આ ક્રિયા જે ચાલી આવે છે તે મોહમમતાથી ચાલી આવે છે.

તો હવે તે મોહ કેમ જાય ?

સમ્યક્‌જ્ઞાનથી તે મોહ જાય.

સમ્યક્‌જ્ઞાન કેમ થાય ?

પાત્રતામાં આવવાથી.

પાત્રતામાં આવીને શું કરવું ?

ચાર બોલના સેવનપૂર્વક પાત્રતામાં ટકી સદ્‌ગુરુના સમાગમથી તથા પોતાના ઉપાદાનથી સમ્યક્‌જ્ઞાન પ્રાપ્ત કરવું.

કોઈ પૂછે છે કે કેવળી પાસે કોરો કેમ રહી ગયો ?

અવળી આરસી (દર્પણ) રાખી તેથી. એટલે સન્મુખ દૃષ્ટિ ન થઈ તેથી. દૃષ્ટિ ફરી નહીં તો કેવળી પાસે રહી ગયો કોરો. દૃષ્ટિ ફરી હોત તો આ ભવાયાના વેષને સમજત. અને તજત.

મૈથુન સેવવા તે ભવાયાનો વેષ છે. દૃષ્ટિ ફરી ગઈ હોત તો ભવાયાની રમત રમવામાં...રમતી વખતે ભેગો ભળી ન જાત. અમે તમે ભવાયની રમતમાં ભેગા ભળી તો નથી ગયાને ? ખેલમાં રમવા ભળી ન જાય.

આત્મા દેખાય તો મોહ રહે નહિ.

બોધ સાંભળીને ભાવના કરે તો આત્મા દેખાય.

બોધ સાંભળીને ભાવ કરે ત્યારે પરિણમન જુદું થાય. આત્મા ભલે તને વર્તમાન ન દેખાય પણ તું માન કે અનંતા જ્ઞાનીઓએ આત્મા જેવો જોયો છે, જાણ્યો છે, તેવો જ આત્મા છે. તેમ માન. ગુરુની પ્રતીતિએ પ્રતીતિ કર. જ્ઞાનીએ આત્મા જેવો જોયો છે, તેવો જ આત્મા છે. એમ શ્રદ્ધા રાખો. વેષ ઉતારી નાખવો સહેલો છે. આપણા બાપ, તેના પણ બાપ હતા કે નહિ ? હતા. છતાં અત્યારે શું મનાયું છે ? જે દેખાયું છે તે જ મનાયું છે ?

એક માણસ ઝાડ તળે વિસામો ખાવા બેઠો. ત્યાં ઝાડને પોતાનું માની બેઠો. ચાલતા ચાલતા એક ધર્મશાળા આવી, અને તેમાં વિસામો ખાવા બેઠો. ત્યાં ધર્મશાળાને પોતાની માની બેઠો. બોલો....મિથ્યાત્વ એટલે શું ? જડ અને ચેતન બન્ને જુદાં છે. અને પોતપોતાના સ્વરૂપે સત્‌ છે. ચેતન ચેતન રૂપે સત્‌ છે અને જડ જડ રૂપે સત્‌ છે. બન્ને પોતપોતાના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવે સત્‌ છે. પછી મિથ્યાત્વ કેમ રહે ? જ્ઞાનીઓએ કહ્યું છે તેમ સમજવું જોઈએ. ઊંધુ માન્યું ત્યાં મિથ્યાત્વ છે. ધર્મશાળા કોના બાપની ? બીજાના બાપની ધર્મશાળા છે ને ? તેમાં પોતે વિસામો ખાવા બેસીને પોતાની માની !! વળી તેને પોતે વેચવા નીકળ્યો !! ત્યાં રાજાના સૈનિકોએ તેને પકડી લીધો, અને જેલમાં નાખ્યો. તેમ શરીર તે ધર્મશાળા સમાન છે, તેને પોતાનું માની ચાલ્યો..ચાર ગતિમાં વેચવા. તો કર્મરાજાએ તેને પકડી ચોરાશીની જેલમાં પૂરી દીધો.

સુપ્રતીતિએ બરાબર સમજવું જોઈએ.

સુપ્રતીતિ આવ્યે સમજણ થાય. સમ્યક્‌જ્ઞાન-દર્શનનાં સાક્ષાત્ દર્શન કરી લેવાનાં છે. આત્મા દેખાતો ન હોય, પણ શ્રદ્ધાએ સમકિત કહ્યું છે. આત્માની શ્રદ્ધા થયા પછી, આત્મા જરૂર દેખાશે. પરોક્ષનું પ્રત્યક્ષ થાય છે. વ્યવહારમાંથી નિશ્ચય સમ્યગ્‌દર્શન એટલે પ્રત્યક્ષ સમ્યગ્‌દર્શનમાં આવી શકાય છે. પણ પરોક્ષ સમ્યગ્‌દર્શન..પ્રત્યક્ષ સમ્યગ્‌દર્શનમાં લઈ જશે નહિ. પણ પોતે પોતાના ઉપાદાનથી પ્રત્યક્ષ સમ્યગ્‌દર્શનમાં જશે..ત્યારે પરોક્ષ સમ્યગ્‌દર્શને નિમિત્ત કહેવાશે.

માટે પ્રથમ પરોક્ષમાં આવો. આના માટે બ્રહ્મચર્યવ્રતમાં આવો. હું એકલો છું, એકલો આવ્યો છું, એકલો જવાનો છું, અને મોક્ષ પણ એકલો પ્રાપ્ત કરવાનો છું. ભૂતકાળમાં મિથ્યાત્વના અનંતા દુઃખ મેં એકલાએ ભોગવ્યા છે. હું આત્મા એકલો પૂર્ણજ્ઞાન સ્વભાવ-આનંદસ્વરૂપ...એવી પવિત્ર દશા પ્રગટ કરવાનો જે સ્વલક્ષની સ્થિરતા-રૂપ પુરુષાર્થ....તે જરૂર પોતાથી થાય છે. ભાઈ...તારાથી જે થાય છે તે જ તને કરવાનું કહેવાય છે. તેમાં પરચીજ મને મદદ કરે..પરવસ્તુ મને મદદ કરે... અનુકૂળ થાય..એવી પરાધીનતા તારામાં નથી. કારણ કે દરેક આત્માનો જ્ઞાન સ્વભાવ સદાય સ્વતંત્ર છે. (દરેક દ્રવ્ય-દરેક ગુણ અને દરેક ગુણની દરેકે દરેક પર્યાય એમ ત્રણે સ્વતંત્ર છે.) શુદ્ધ સ્વભાવની દૃષ્ટિમાં અંશ માત્ર રાગ નથી. પર અવલંબન નથી. છતાં સ્વભાવની પૂર્ણ સ્થિરતા ન કરી શકે ત્યાં નિર્દોષ દેવ-ગુરૂ-શાસ્ત્ર-યમ-નિયમ-જપ-તપ-બ્રહ્મચર્ય તથા વીતરાગી ધર્મ પ્રત્યે વિનય-ભક્તિ રૂપે વલણ રહે. હવે તે ગુણની રૂચિનું વલણ છે. તેમાં અલ્પ પણ રાગ આદરણીય નથી. તો પછી પરનું કરવું કે પરનું ન કરવું..તેની વાત કયાંથી હોય? કારણ કે કોઈ આત્મા પરનું કાંઈ કરી શકતો નથી (તમારામાં કેવળજ્ઞાન-કેવળદર્શન હું કરી દઉં? નહિ...પણ તે કેમ પ્રગટ થાય તેનો માર્ગ હું બતાવી દઉં. પ્રગટ કરવું તે તમારૂં કામ છે. તમારૂં કામ કરવાની તમને આવડત નહિ?! તે કામ કેમ કરાય તે બતાવનાર મળ્યા, અને તેનો રસ્તો બતાવવા લાગ્યા છતાં તમો કેમ કામે લાગતા નથી. શું તમારે તમારૂં કામ નથી કરવું?)

માટે હવે જેને ઠીક કરવું છે. સ્વાધીનપણે ટકી રહે એવું સાચું હિત, શ્રેય, કલ્યાણ, સુખ કરવું છે. તેને પોતે નિર્દોષ જ્ઞાન સ્વભાવ વડે સમજવું જોઈશે. શું સમજવું જોઈશે? સમજવું જોઈશે કે દોષથી ગુણ પ્રગટ ન થાય. માટે વસ્તુ સ્વરૂપને તમારા ગુરુ ત્રિકાળી અબાધિત ન્યાય વડે કહે છે, તેને તમે સમજો. પવિત્ર નિર્માન દશા લાવો. તે દશા અપૂર્વ છે. પ્રકૃતિનું ભદ્રિકપણું-મત્સરભાવ રહિતપણું વગેરે-લૌકિક નીતિ--ન્યાય--પ્રમાણિકપણાને લાવીને, લૌકિક નીતિ--સરળતા વગેરે શુભ રાગપણે રહી..પછી સચ્ચી સત્‌પુરુષના સમાગમે આચારપૂર્વના વિચારમાં આત્માનું સ્વરૂપ નક્કી

કરતો જા. આત્માનું સ્વરૂપ નક્કી કરીને આત્માના યથાર્થ જ્ઞાનસહિત-અકષાયના લક્ષે-કષાયાદિ રહિત-રાગાદિની અસ્થિરતાનો સર્વથા ક્ષય કરો. નષ્ટ કરો. તેજ અપૂર્વ આત્મહિતનું કારણ છે. કોઈ પણ આત્માં પૂર્ણ શુદ્ધ દશાને પામી જાય છતાં તેની અસલી મર્યાદા ફીટીને વધી ન જાય. એવો જ સહજ સ્વભાવ હોવાથી જીવને સિદ્ધ પરમાત્મ દશા પૂર્ણપણે નિર્મળ થયા પછી આગળ કોઈ મર્યાદા ઓળંગવાપણું રહેતું નથી. સ્વભાવ જ પોતા વડે પૂર્ણ છે. પણ સાધક દશામાં હજી તેના અનંતમાં ભાગે પણ ગુણની શુદ્ધતા ઊઘડતી નથી....તો તેમાં કેમ અભિમાન કરૂં ?

આમાંય અભિમાન કરવાનું ન આવ્યું....તો પછી સંસારના વ્યવહારમાં અભિમાન કરવાનું હોય જ ક્યાંથી ? જરાય અભિમાન કરવા જેવું નથી. તો પછી સંસારનાં ધનાદિકમાં અભિમાન કેમ કરાય ? મુમુક્ષુ સાધક આત્મા અતિશય સરળ.. હિત-અહિત ભાવને સમજવામાં વિચિક્ષણ.. અને વિનયવંત હોય છે. અને તેમાં જ પાત્રતા અને લોકોત્તર વિનયપણાની મહત્તા છે. પ્રભુનો ભકત પ્રભુ જેવો જ હોય. હું પરમાત્માનો દાસાનુદાસ છું..ચરણરજ છું..એવી નિર્માનતા મુમુક્ષુમાં હોય છે. પોતાના ગુણ ઉપર લક્ષ કરીને સ્વભાવની શુદ્ધતા વધારનાર હોવાથી પુણ્યાદિ દેહ વગેરેની મોટાઈને સ્વીકારતો નથી. વિનયની મોટાઈને સ્વીકારે છે. સદ્દગુરુ દેવ અને શાસ્ત્રનો વિનય સ્વીકારે છે. અને તે પોતા માટે સ્વીકારે છે. (તમે કોની મોટાઈ સ્વીકારો છો ? કરોડો અબજો રૂપિયા પડયા હોય તે મોટા નથી. પણ મોટાઈ તો આત્માની છે. તમે આત્માની મોટાઈ સ્વીકારી છે ? કે ધન-દુકાની ? તમે હોઈને પૈસા...કે પૈસા હોઈને તમે ? તમે હોઈને પૈસા...હો..તમે હોઈને એટલે માથું હોઈને પાઘડી . કે પાઘડી હોઈને માથું ? ભાઈ..માથું હોઈને પાઘડી...તમે હોઈને દુકાન.. કે દુકાન હોઈને તમે ? ભાઈ..તમે હોઈને દુકાન..પણ દુકાન હોઈને તમે નહિ...)

આવા પ્રકારના લોકોત્તર વિનયને પામી જવા માટે ચાર બોલના આચરણપૂર્વકના વિચારમાં આવીને ઊભા રહેલા જીવને લોકોત્તર વિનય પામવાનો અવકાશ છે. લૌકિક વિનય-અનુકંપામાંથી લોકોત્તર વિનય અને અનુકંપા એટલે ભગવાન આત્માનો વિનય અને ભગવાન આત્માની અનુકંપા..એટલે ભાવવિનય અને ભાવ અનુકંપા..એટલે ભાવદયા..એટલે આત્માના સ્વભાવનો વિનય..અને દયા. એમ..જરૂર આચારપૂર્વકના વિચારમાં આવીને પાત્રતામાં...મુમુક્ષુતામાં...આત્માર્થતામાં આવીને...સત્‌ના સમાગમે જો જીવ આગળ વધી જાય તો...જરૂર લોકોત્તર વિનય-અનુકંપાને પામી જાય. તેનામાં જ

## વ્યાખ્યાન નં. ૧૦૨

સં. ૨૦૧૪ના આસો સુદ ૪, ગુરુવાર, તા. ૧૬-૧૦-૫૮.

### જેણે જ્ઞાની સત્‌પુરુષને ઓળખ્યા...અને આત્મા શુદ્ધ છે....તે વાત અંતઃકરણથી માની... તેને...હવે ભવ થશે તે ભાવ હોય જ નહિ

આ રાજાની પાત્રતા તૈયાર થતી જાય છે...સંત-મહાત્મા વીતરાગી મુનિ તરફ કુદરતી રીતે સન્મુખતા થઈ છે. તેવી રીતે આત્મા પાત્રતા પ્રગટાવી સંતમહાત્માની સન્મુખ થાય તો જન્મમરણ ટળી જાય.

જો કોઈ મુમુક્ષુ સાચી સમજણના લક્ષે ન્યાય અને વિધિ સહિત શાસ્ત્રનો વિનય કરે અને વિવેકથી-ન્યાયથી, ગુરુ આજ્ઞા સન્મુખ રાખે, એ રીતે તત્ત્વનો જિજ્ઞાસુ બનીને શાસ્ત્ર અભ્યાસ કરે તો સત્‌ને પામે. શાસ્ત્રો અનેક પ્રકારનાં છે. તથા વર્તમાનમાં આચારાંગ આદિ બત્રીસ શાસ્ત્રો છે. તેના બોંતેર હજાર શ્લોકો છે. તેનો અભ્યાસ કરે તેને તો પ્રથમથી જ લાભ દેખાય છે...કારણ કે તે પોતે મુમુક્ષુતાનાં લક્ષણોમાં આવીને કે મુમુક્ષુતાનાં લક્ષણો જાણીને સાચી સમજણનો પુરુષાર્થ કેમ કરવો તેની વિધિ સમજવાનો જે સાચો પ્રયત્ન છે, તે પોતે કરે પણ છે.

જેવી રીતે દીવો કરવો હોય ત્યારે કઠણ કોડીયામાં તેલ ભરીને ઝટ સળગે તેવી (વાટ) રૂની દીવેટ યથાયોગ્ય રીતે મૂકીને જ્યાં પ્રગટ દીવો સળગતો હોય, બળતો હોય, ત્યાં દિવેટને દીવો પ્રગટતા સુધી ધરી રાખવામાં આવે તો જ દીવે દીવો પ્રગટ થાય છે. આ વિધિમાં જો કાંઈ ફેરફાર થાય તો દીવો પ્રગટતો નથી. તેમ જે મુમુક્ષુએ કોઈ મહાન વીતરાગી સત્‌પુરુષ અને તે સત્‌પુરુષનાં ચરણકમળની ઉપાસના તે કેવી રીતે કરી તેમના પ્રત્યે અચળ પ્રેમ-ભક્તિ તેમની પ્રતીતિ હૃદયમાં બરોબર રાખી તેમની ઉપાસના જો અતિ નમ્રભાવે કરવામાં આવે તથા યોગ્યતા સંપૂર્ણ પ્રગટ થાય...પછી ધીરજ રાખી વિનય-ભક્તિ કર્યા જ કરે તો જે મહાત્મા પુરુષના ચરણારવિંદને સેવ્યા છે...તો તે સેવનારને મહાત્મા જેવો સમ્યગ્‌દર્શનનો દીવો પ્રગટે, ઉપાસનાને પામે, પછી પરમાત્મપદને પામે. જ્ઞાની-મહાત્માપુરુષોની પ્રશસ્ત ભક્તિ...સેવા...જીવ કરે...જ્ઞાનીની આજ્ઞા જીવ આરાધે....તો તેને સંસાર પ્રત્યેની...પરની આસક્તિ ઘટવા માંડે જ...અનુભવપૂર્વક કહીએ છીએ કે તેને સંસારની આસક્તિ ઘટવા માંડે જ...અને આત્મદશાની એટલે જ્ઞાનીની...ઓળખાણ થતાં તેમાં રૂચિ જરૂર પ્રગટે. રૂચિ પ્રગટે ત્યારે જ આત્માનો ઉપયોગ જે બહાર છે તે ત્યાંથી ફરીને પોતામાં સ્થિર

થવાનો પુરુષાર્થ આવે...જાગે. અર્થાત્ સ્થિર થવાનો પુરુષાર્થ જાગે. અને એ રીતે પૂર્વના કર્મની સ્થિતિ ઘટવા લાગે. કર્મની સ્થિતિ ઘટતાં અને પરિણામોની વિશુદ્ધિ થતાં કોઈ એવો અપૂર્વ અવસર આવીને ઊભો રહે કે કોઈ અપૂર્વ વખતે આત્મ-સ્વરૂપનું દર્શન જીવને થઈ જાય છે. આત્મદર્શન સમકિત અથવા સમ્યગ્‌દર્શન જો એક વાર થયું તો પછી જેમ બીજમાંથી વૃક્ષ થાય છે, તેમ તે વધતાં વધતાં તે જ ભવે કે ભવાંતરમાં પુરુષાર્થ કરી ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનને જીવ પ્રગટાવશે. અને જન્મમરણનો ક્ષય કરી સિદ્ધપદને જીવ પામશે.

મુમુક્ષુ કોને કહીએ ? મોક્ષની અભિલાષાવાળાને મુમુક્ષુ કહીએ. જેને માત્ર મોક્ષની અભિલાષા થઈ છે તે મુમુક્ષુ છે. મુમુક્ષુ કોને કહીએ કે જેને સંસારથી, અજ્ઞાનથી છૂટવાનો અંદરમાંથી ભણકાર આવ્યો છે...કે હવે મારે ભવભ્રમણ કરવું નથી. તેને મુમુક્ષુ કહીએ. જેણે જ્ઞાની સત્‌પુરુષને ઓળખ્યા...અને . આત્મા શુદ્ધ છે તે વાત અંતઃકરણથી માની (ઉપલકથી કે માત્ર બોલવા રૂપ નહીં) તેને હવે ભવ થશે તેવો ભાવ હોયજ નહિ. જેને તત્ત્વની સાચી જિજ્ઞાસા છે એને સંસારનો આદર નથી. કદાચિત્ સંસારના કામમાં જોડાવું પડે. તો તે ઝટ પતાવી પાછો પોતના સ્વરૂપની રૂચિમાં ઢળી જાય. એવા મુમુક્ષુ આત્માએ...આત્મા મોક્ષસ્વરૂપ શુદ્ધ જ છે. આવી પ્રતીતિ પ્રથમ કરવી જોઈએ. આ જાતના ધર્મથી મોક્ષ છે. આત્માની જાતના ધર્મથી મોક્ષ છે. પણ આત્માની જાતના વિરુદ્ધ ધર્મથી મોક્ષ નથી. એવા એક જ ન્યાયની (નેયા ઉયંમગં) અંતરમાંથી હા આવી..જ્ઞાની પુરુષની સન્મુખ થઈને જો હા આવી... ત્યારે તે મોક્ષને પાત્ર થાય છે.

તેને અંતરમાંથી મોક્ષસ્વભાવની એવી હા આવે છે કે હું એક શુદ્ધ, ત્રિકાળ, બેહદ અખંડ શાન્તિનો જ્ઞાનપિંડ છું...જ્ઞાયક છું. જે મારા માથાના મુગટ સમાન એવા જ્ઞાની ગુરૂદેવ કહે છે તે એમ જ છે..અન્યથા નથી. આ જાતના ન્યાયથી જે જીવને આત્મામાંથી સહજ હા આવી, મનની ધારણા વિના આત્મામાંથી સત્‌નો હકાર આવ્યો, તે સુપાત્ર જીવ ભલે ભગવતી જેવાં સૂત્રો તથા બીજાં ઘણાં શાસ્ત્રો ન જાણતો હોય, અલ્પ બુદ્ધિવાળો હોય પણ અંતરમાં અકષાય ભાવનાના લક્ષે..આત્મા ત્રિકાળ શુદ્ધ છે, એ પૂર્ણ સ્વભાવના લક્ષે..રાગનો ભાગ ટાળતાં ટાળતાં નિર્મળ થઈને પૂર્ણ શુદ્ધ થઈ જાય છે.

મુમુક્ષુ આજ્ઞા આરાધે ત્યારે જ્ઞાનીની કૃપા થઈ કહેવાય. કૃપા પમાય. (જ્ઞાનીની મારા ઉપર કૃપા છે પણ તે ક્યારે ? પોતે તેમની આજ્ઞા આરાધે ત્યારે.) અને ત્યારે જ એમ કહેવાય કે જ્ઞાનીની મારા ઉપર કૃપાદૃષ્ટિ થઈ છે. નહિ તો નહિ..તે જ સત્ય સુખ કે જેનો અંત નથી. શુદ્ધામૃત છે. તેને તે કૃપાદૃષ્ટિ ઓળખાવે છે.

"ચતુરાંગુલ હૈ દગસેં મિલ હે" તેમાંથી એક રીતે એક એવો અર્થ નીકળે છે કે ચતુર પુરુષને, પાત્ર પુરુષને અંદરમાંથી આત્માનો હકાર આવ્યો છે. તેને ભવનો

ભય રહ્યો નથી. એવા ચતુર પુરુષને આંગળી વડે કરીને દિશા બતાવે છે..નિર્દેશ કરે છે..ત્યારે દગસેં મિલ હૈ એટલે.. જ્ઞાનીના સંકેતને અનુસરતા સમ્યગ્દર્શનને મેળવે છે, પ્રાપ્ત કરે છે. આ તો અનુભવની વાત છે.

આત્મા કેવો છે ? " રસ દેવ નિરંજન કો પિવહી " આત્મા રસસ્વરૂપ છે.. એટલે આત્માનો રસ અનુભવનારા આત્મઅનુભવ કરનારા કોઈ વિરલા છે. નિરંજન દેવ એટલે શુદ્ધ સ્વરૂપ આત્મા છે તેનો જોગ ગ્રહીને એટલે તેનો જોગ પામીને " ગહિ જોગ જુગો જુગ સો જિવહી " અજર-અમર થાય છે. તે અજર-અમર પદમાં અનંતકાળ સ્થિતિ કરીને રહે છે. માટે સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની અને જ્ઞાનીને આશ્રિત મોક્ષમાર્ગ પ્રગટ કરે. કોઈ પણ તથારૂપ જોગ પામીને એક ક્ષણ પણ અંતર્ભેદ.. જાગૃતિ થાય તો તેવા મુમુક્ષુ જીવો ને મોક્ષમાર્ગ જરાય દૂર નથી. કાંઈ દૂર નથી. એ પ્રમાણે સમજીને આગળ વધવું જોઈએ. સત્પુરુષ સાચા મળે અને બોધ આપે પછી તે જીવ બોધ અને તેમની આજ્ઞા પ્રત્યે અપૂર્વ પ્રેમ આણીને જો બળીયો થઈને આરાધે તો પાત્ર થાય, થાય ને થાય. અને આગળ દશા પ્રગટ કરતાં સમકિત પામે.

હવે જેને સમ્યગ્દર્શન થાય છે, તે ભાગ્યશાળી જીવ પરમાત્મરૂપ નિરંજન દેવનો રસ....રસ એટલે આત્માનો રસ.. આનંદ તેને અનુભવે. એવા યોગને પામી ચૂકેલો યોગી યુગોયુગ જીવે છે. " અબ હમ અમર ભયે....ન મરેંગે " કારણ કે જ્ઞાનીને ઓળખ્યા...આત્મા શુદ્ધ છે...એમ માન્યું...હવે ભવનો ભય અંદરમાંથી ટળી ગયો. તેથી અમે અમર થયા. હવે અમારે જન્મવું કે મરવું નથી. એવો અંતરમાંથી હકાર આવ્યો...અવાજ આવ્યો..જીવ મુમુક્ષુ થયો. એવો મુમુક્ષુ જીવ સમકિતને પામી જાય. " ગહિ જોગ જુગોજુગ સો જિવહી. "

" ચતુરાંગુલ હૈ દગસેં મિલ હૈ " આમાં ચતુરાંગુલ ઉપર બહુ આધાર છે. બે અક્ષરમાં માર્ગ કહ્યો છે. તે શું હશે ? વિચાર કરીને બધાય કહેજો..." સત્ " માં માર્ગ રહ્યો છે. " ઉત્પાદ્-વ્યય-ધ્રુવ યુક્તં સત્ " એ સત્માં માર્ગ રહ્યો છે. મારાપણું મૂકે તો માર્ગ મળે. આત્મામાં આત્માનો માર્ગ રહ્યો છે. આત્મા અને સત્ એમાં અઢી તથા બે અક્ષર છે..તેમાં માર્ગ રહ્યો છે. બોધ અને શ્રદ્ધા એમાં બે અક્ષર છે. બોધ અને શ્રદ્ધામાં માર્ગ રહ્યો છે. સત્પુરુષની આજ્ઞા એ બે અક્ષર છે. આજ્ઞામાં માર્ગ રહ્યો છે. આમાંથી તમને જે અનુકૂળ પડે તે લઈ જજો. સમ તે બે અક્ષર છે. સમમાં માર્ગ રહ્યો છે.

અનંતા કાળચક્રથી આ જીવડો પરિભ્રમણ કરી રહ્યો છે.. બેઠાબેઠા ખવડાવ.. ખવડાવ.. ( ચેવડો-પેંડા-ઘારી-બરફી-સાટા-જલેબી-જાંબૂ-મેસુબ ) કર્યું છે. ખવડાવ્યું છે અને પરિભ્રમણ કર્યું છે. પણ કલ્યાણ થયું નથી. બેઠાબેઠા ખાધા જ કર્યું છે. અને પોષપોષ કર્યું છે. કહીએ તો ખરા કે તે શું છે ? શરીરને પોષ્યું છે તેની પછવાડે અજ્ઞાનને પોષ્યું છે..મનને પોષ્યું છે..બધું પરિભ્રમણ વિભાવથી થયું છે. આ જીવે અનંત કાળચક્રથી વિચાર કર્યો નથી. આત્માનું કાર્ય નથી થયું...

આત્મવિચાર કરવો...સત્માં, બોધમાં, આજ્ઞામાં, શ્રદ્ધામાં, સમમાં માર્ગ રહ્યો છે.

દ્રવ્ય-ગુણ-પર્યાય દરેકના બે ભેદ છે. વિભાવપર્યાય અને સ્વભાવપર્યાય. વસ્તુની એક સમયની અવસ્થા તે પર્યાય. પર્યાય તે દ્રવ્યથી જુદી નથી. વસ્તુ તે જ રૂપે છે. વસ્તુ પર્યાયરૂપે જ છે. સ્વભાવપર્યાયમાં સ્વભાવઆત્મા..વિભાવપર્યાયમાં વિભાવઆત્મા.. એમ પરિણમે. એટલે પર્યાય સમય સમય પલટાય છે. દ્રવ્ય પરિણામ પર્યાય વગર ન હોય. તેમજ એક દ્રવ્યને બે પરિણામો ન હોય. વાત તો ઊંચામાં ઊંચી..સમજવા જેવી છે. પરિણામ પણ ફરે છે..પર્યાય પણ ફરે છે. પર્યાય પણ પલટાય છે. બધુંય છે..તો..આત્મા પણ છે.

હવે પોતાના આત્માનું કાંઈક સાધન કરી લેવું..પર્યાય પલટાય છે તો મોક્ષ છે.. આત્મા કૂટસ્થ નિત્ય નથી. પણ પરિણામી નિત્ય છે. એ જ ભલામણ..જ્યાં બેઠો ત્યાં આત્મા..ખાવાને-પીવાને-દુકાને-ઉપાશ્રયે જ્યાં બેઠો ત્યાં આત્મા..આત્મા....ને આત્મા જ. એક આત્મા જ છે. એક આત્મા છે જ. એક આત્માની જ વાત છે. ખૂદ એક આત્માને સમજવાની જ વાત છે.

"સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો"

"આજનો લહાવો લીજીયે રે..કાલ કોણે દીઠી છે?" એમ બહેનો ગાય છે ને? એનો અર્થ શું? ચિંતામણી છે હો..એ બીજી બધી માયા છે. એ લપીયા! હવે લપ મૂક. ધીંગો ધણી માથે કર્યો? ધણી કરો..ધણી ધારો..એક ધણી કરો..બીજું કાંઈ નથી. માયા-કાયા-સંબંધ-પૈસા-ટકા વગેરે બધુંય મળવું તે કર્મને આધીન વસ્તુ છે. જીવ-વસ્તુ આત્મા છે. તેનો નાશ નથી હો..માથે ધણી કર્યો એટલે થઈ રહ્યું...

મૂળ વસ્તુ તો જ્ઞાન-દર્શન-ચારિત્ર તે આત્મા છે. એ જ છે. એ જ ધણી છે.. તેને માની લો. અનંત ગુણનો ધણી આત્મા છે. તેને માની લો. તેને તમે શું નહીં માનો? શરીર તો નોકર છે. તે મારો ધણી થઈને બેઠું છે. એમ જાણ્યું કોણે? આત્માએ. તો શરીરરૂપ નોકરને દઈ દે રજા..એને માની લેવો..અને એ મળી જાય.. અને તેનો વિશ્વાસ અને પ્રતીતિ આવી..તો માનજે કે મને સર્વસ્વ મળી ગયું. મને બધુંય મળી ગયું..હવે આટલો જ મનુષ્યનો ભવ છે. તે પણ ચિંતામણી છે. ખરો લહાવો ધર્મનો લેવાનો છે. બીજું કાંઈ નહિ...એક આત્માની જ ઓળખાણ. ભાઈલા.. બાપલા..બીજું કાંઈ નહિ હો... એક આત્માની ઓળખાણ થઈ ગઈ તો બસ..આંધળો અને અજાણ્યો એ બન્ને બરાબર છે. ભેદી ગુરુ ખાસ બતાવે છે કે.."ચતુરાંગુલ હૈ દગસે મિલહૈ" એટલે..ઊગમણે જજે.. જમણા હાથે જજે..એમ સૂચવે છે..ભેદી પુરુષનો હાથ મળ્યો અને તે પુરુષના સંકેત પ્રમાણે પુરુષાર્થ કર્યો તો બસ..કામ થઈ જાય..

આજનો અવસર કોટી કર્મ ખપાવે છે. જે જે વાત કરી તે તે વાતને સમજીને તે પ્રમાણે જો તું વર્તીશ તો તારૂં કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્

આ સંયતિ રાજા આ જ ભવમાં કેવળજ્ઞાન-કેવળદર્શનને પામીને મોક્ષે જવાનો છે. વર્તમાન શિકારના કર્તવ્યમાં જોડાયો છે....પણ સન્મુખતા મુનિ તરફની. છે. મુનિના ભેટા થતાં પોતાના ઉપાદાનથી આત્મધર્મને પામી જવાનો છે. તેમ....આત્મા પાત્રતા લઈને મુનિના ભેટા કરે....તો ધર્મને પામી જાય.

તેમ દરેક જીવે મુમુક્ષુતામાં આવી સત્‌પુરુષના બોધને સાંભળવો, સત્‌પુરુષ કહે છે કે...આત્મા છે...તેની પક્કડ કરીને તેની પ્રતીતિ-વિશ્વાસ કરવો. તે સિવાય ખાવું પીવું...બધા સંબંધ તે કાંઈ નહિ...મારો આત્મા મારામાં સ્વ છે, બીજું કાંઈ નહિ.. ભાઈ...તે જ જાણવાની--સમજવાની જરૂર છે. એટલું જ કર્તવ્ય છે. પણ ભાઈ... ઓળખાણ, પ્રતીતિ, સમજણ ક્યાં? અનાદિકાળની ભૂલવણી. અમે તો એક માનવા યોગ્યને જ માન્યો છે. આત્મા જ જાણવા-માનવા યોગ્ય છે. પકડવા યોગ્ય, ઠરવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય છે. એમ માનવા યોગ્યને જ માન્યો છે. અમે જડને ઇષ્ટ માન્યા નથી. સતિ બહેનો જેમ ધણીને સંભાળ સંભાળ કર્યા કરે છે, તેમ અમોને આત્મા સાંભળ-સાંભળ થાય છે....સાંભળ્યા કરે છે. તેને તું ભૂલી ગયો છે. તેને લઈને આ બધું છે. તે ન હોય તો કાંઈ જ નથી.

જેને લઈને આ બધુંય છે તેને તું સંભાળતો નથી.. જેને તું સંભાળે છે તે બધાય જવાના છે, મહેમાન છે, પરોણા છે..હો..આ બધા બોલાવે છે તે શાને લીધે? માંહે બેઠેલાને લીધેને? ઉદય છે.. બધાને ઉદય છે..કેવળી ભગવાનને પણ ચાર અઘાતી કર્મનો ઉદય છે. પણ ઉદય સામે ન જુઓ. પણ આત્મા સામે જુઓને. મનુષ્ય ભવ દુર્લભ છે. સંસાર તે તો સંયોગી સંબંધ છે. આત્મા છે તેની જ માન્યતા કરી લેવાની છે. એક શ્રદ્ધાનું કામ છે. આત્મા ક્યાં રહેતો હશે? જુઓ..કોઈએ ગાળ દીધી..ત્યાં કોઈ એક કહે છે કે..મને ગાળ દીધી..ત્યાં બીજો કહે છે કે મને ગાળ લાગતી નથી. ત્યાં ત્રીજો કહે છે કે મને ગાળ બરાબર લાગી..તેનો ઘા રૂઝાતો નથી.

એમ માનીને મારામારી કરી. ભાઈ..ગાળ ક્યાં લાગવાની હતી? એકે અજ્ઞાન ભાવ કર્યો તેથી તે અજ્ઞાની કહેવાયો. બીજાએ જ્ઞાનભાવ કર્યો તેથી તે જ્ઞાની કહેવાયો. હવે ફેરવવાનું શું છે? સમજણ..માન્યતા..ફેરવવાની છે. એકે દેહને પોતાનો માન્યો, ઘર-કુટુંબ પોતાનું માન્યું..એ માન્યું..અને મારૂં કહેવા છતાં તેનું થતું નથી. અને થશે પણ નહિ..માત્ર મારૂં માન્યું છે..એ માન્યતાને ફેરવવાની છે.

મારૂં માન્યું તેથી અજ્ઞાની કહેવાયો એ માન્યતા જેણે ફેરવી નાખી.. અથવા ન હોય તો તે જ્ઞાની કહેવાયો. બેય આત્મા છતાં..એકને જ્ઞાની કહ્યો..અને બીજાને અજ્ઞાની કહ્યો. તમે વિચારી જુઓ કે આત્મા ક્યાં રહ્યો છે? અનાદિથી અવળી માન્યતામાં આ આત્મા રહ્યો છે. માટે ભાઈ..એક માન્યતા જ ફેરવવાની છે. એટલે એક આત્માની શ્રદ્ધા કરવાની છે. કરોડો રૂપિયા મળે તેના કરતાં સાચી સમજણ મળે તે વધારે કિંમતી છે.

પોતાના ઉપાદાનની તૈયારીથી મુમુક્ષુતાના ગુણમાં આવી, સત્સંગ-સાચી સમજણ કરે..તો બેડો પાર છે. અનાદિના પાપી પરદેશી રાજાએ સાચી સમજણ કરી તો તે કામ કાઢી ગયો. તૈયારી કરીને સાચી સમજણ કરે તો તેની જ હિંમત કહેવાય. રૂપિયા અને સાતમાળના હજીરા તથા ચેલા--ચેલી--મળ્યાં, તે સાથે આવવાનાં નથી. સાચી સમજણ જ સાથે આવવાની છે. તેની કિંમત અપાર છે..તેની કિંમત આંકી લેવાની છે.. માટે સમજો. કેવું ચેતી જવા જેવું છે!!

જ્ઞાની કહે છે કે હવે થોભ...અને વિચાર...કે અનાદિકાળનાં અનંતા સાધનો કર્યાં..વર્તમાનમાં પણ કરતો આવ્યો છે...છતાં તે સાધનો કેમ સફળ ન થયાં? શું બાકી રહી ગયું? તો..કે.. ગુરુ વિના જ્ઞાન નથી. મર્મ તો સદ્ગુરુના અંતરમાં રહેલો છે. તે બતાવે...સમજાવે...ત્યારે જ સમજાય તેમ છે. સદ્ગુરુની સહાય વિના પોતાની મેળે સ્વચ્છંદે કોઈને ધર્મનું રહસ્ય પ્રાપ્ત થતું નથી, થયું નથી અને થશે પણ નહિ. કારણ કે તે આત્માને મૂકીને ધર્મને પરમાં શોધે છે. બાહ્ય આરાધના અને બાહ્ય સાધનોને ધર્મ માને છે. જ્યારે સદ્ગુરુ મળે તો કહે કે ધર્મ એ તો તારૂં પોતાનું મૂળ સ્વરૂપ છે. સત્ તે તો પાસે જ છે, દૂર નથી. તેની સમજણ સાચા સદ્ગુરુ એટલે કે જેમણે પોતે સત્ પ્રાપ્ત કર્યું છે એવા સદ્ગુરુ... તેમના બોધે સાચી સમજણ આવે છે...સમજાય છે.

પાત્રતા અને સત્બોધ એ બે મળે ત્યારે જરૂર સમજાય. મુમુક્ષુતાના ગુણોમાં આવે અને સત્ગુરુદેવના સત્બોધના ફૂવારા છૂટે....ત્યારે સમજાય. જ્ઞાનીઓ કહે છે કે અહો...જગતના જીવો..અમને તમારા ઉપર પરમ દયા આવે છે. તેથી જ અમે કહીએ છીએ કે સત્ની પ્રાપ્તિ તો સુગુરુગમ એટલે સત્ગુરુગમ એટલે આત્મારૂપ ગુરુ જ્યારે યથાર્થ બોધે ..અને તેને પાત્રતામાં આવી યથાર્થ વિચારે.. યથાર્થ વિચારીને બરાબર સમજે...ત્યારે જ સાચી સમજણ થાય છે.

નિશ્ચય નયથી આત્મા જ પોતાનો ગુરુ છે..અને જ્યારે પોતાની દાઝ આવશે ત્યારે સદ્‌ગુરુનો બોધ ગ્રહણ કરી...તેની આજ્ઞાને આરાધશે..અને પોતાને જાણવાનો પુરુષાર્થ કરશે..સમજશે...ત્યારે તેનું કામ થઈ જશે. બોધ મળ્યો તે જરૂર સમજવો જોઈએ. આશય સમજીને આરાધવો જોઈએ..આચરવો જોઈએ. એ રીતે ખરેખરો ખપી બનીને જે સદ્‌ગુરુની આજ્ઞાને આરાધે..તે સહજમાં આત્મજ્ઞાનને પામશે, એટલે સમકિતને પામશે.

પરંતુ તે ક્યારે બને ? અનન્ય પ્રેમ આવે ત્યારે બને. સર્વને બાળીને ભસ્મ કરે..એવો પ્રેમરૂપી અગ્નિ..તેમાં જો પોતે ઝંપલાવે ત્યારે બને. બીજી કાંઈ પણ અપેક્ષા નહિ રાખતાં સઘળેથી પ્રીતિ સંકેલીને એકમાં જ તન્મય બને...તે જ્ઞાનમૂર્તિ આત્માનો એક સમયનો વિરહ પણ મરણ તુલ્ય લાગે. તે કોઈ બીજી પ્રકારની પ્રીતિ નહીં...પણ સુપ્રેમ...સત્ પ્રેમ..એટલે આત્માનું શુદ્ધ પરમાત્મ સ્વરૂપ તે પ્રત્યે એકતાર ભકિત જાગે...ત્યારે આત્માનું દર્શન થાય. વળી તેવી અનન્ય પ્રીતિ સદ્‌ગુરુનાં ચરણમાં સ્થિરપણે ટકવી જોઇએ. ઘડીમાં અહીં અને ઘડીમાં તહીં (એવી રઘવાઈ પ્રીતિ નહીં જોઈ એ હો.) એમ નહિ. વૃત્તિ ક્ષણ પણ બીજે નહિ જતાં..વૃત્તિ ત્યાં જ..વસે. આત્માથી વિશેષ પ્રીતિનું સ્થાન બીજું ન હોય. બીજા સર્વે પ્રત્યે સ્વાભાવિકપણે વૈરાગ્ય આવે. પ્રેમ..પ્રીતિ..અને માત્ર મોક્ષની અભિલાષ..તે સ્વરૂપમાં સ્થિત રહે. વૃત્તિ ત્યાં જ લાગી રહે..ત્યારે આત્મા પ્રગટ જણાય.

રાત્રે અમે બે-ચાર કલાક જ્ઞાન--ધ્યાનમાં હોઈએ ત્યારે આત્મા જરૂર પ્રગટ જણાય. વૃત્તિને ત્યાંને ત્યાં જ રોકી રાખવી: ઠીક કહ્યું છે હો...વૃત્તિને બહાર જતી રોકવી. રોકીને આત્મામાં જોડવી. તે જ પુરુષાર્થ છે. તે તો પોતે વિચારે અને કરે તો થાય.. કે એમને એમ થાય ? જ્ઞાની પુરુષનું શરણું હશે..તો જ તે બની શકશે. ભકિત-પ્રેમ સદ્‌ગુરુની આત્મસ્થિરતા...એ બધું..શુદ્ધ સ્વરૂપમાં શુદ્ધપણે વસે..શુદ્ધપણે જોડાય તો તરત જ આત્માનો અનુભવ પ્રગટે.

ભગવાનનાં વચન સાંભળે..વિચારે..પછી તેને આચરવાના ભાવ થાય. ભગવાને જે ઉત્તમ ચારિત્ર અથવા સ્વભાવ બ્રહ્મચર્ય ઉપદેશ્યું છે...કે આત્મસ્વરૂપમાં રહેવું.. તે સ્વભાવ બ્રહ્મચર્ય છે. સ્વભાવ બ્રહ્મચર્યમાં આત્માના બધા ગુણો આવે છે. જેવા કે...દયા-શાન્તિ-ક્ષમા-પવિત્રતા વગેરે બધાય ગુણો આત્માના સ્વભાવ બ્રહ્મચર્યમાં સમાય છે.

દયાના ઘણા ભેદ છે. તેમાં સ્વદયા...સ્વદયા એટલે પોતે પોતાના આત્માને અનાદિકાળથી મિથ્યાત્વ--અજ્ઞાનમાં રહીને, કર્મબંધન કરીને દુઃખી કર્યો છે..તે બંધનથી મિથ્યાત્વથી અજ્ઞાનથી મુક્ત કેમ થાય તે વિચારી આત્માના ધર્મમાં પ્રવેશ કરી જવો તે સ્વદયા છે. સ્વદયા તે આત્મના ધર્મનું મૂળ છે. તે સમકિત છે. ભગવાને પ્રથમ સ્વદયા કરવાનું કહેલ છે. પ્રથમ પોતાના આત્માને ઓળખે..અને તેમાં રહેવું તે સમકિત છે.

સમકિત ન થયું હોય ત્યાં સુધી દયા-દાન કરે તો પુણ્ય બંધાય..પણ કર્મથી ન છૂટે..મુમુક્ષુપણામાં આવેલો જીવ ક્રોધ-માન-માયા વગેરેને રોકે. તે બધુંય જે થાય છે તે આત્મામાં રહેવા માટે જ થાય છે. ધર્મક્રિયા કરવી તે આત્મા અર્થે કરવી. જે કાંઈ ધર્મક્રિયા થાય છે તે આત્માને કર્મબંધનથી મુક્ત કરવા અર્થે જ કરવી. મુમુક્ષુને આ અર્થે જ થાય છે. અજ્ઞાનીને, મોહમૂઢને, માનાર્થીને, ધર્મ ક્રિયાઓ ભવ હેતુએ જ થતી હોય છે. થાય છે.

શાન્તિ એટલે બધાય વિભાવ પરિણામથી થાકવું....એટલે નિવૃત્ત થવું..નિવર્તવું. સ્વભાવ પરિણામ ઓળખે પછી વિભાવ પરિણામ ગમે નહિ. તેથી તે નિવૃત્ત થાય. વિભાવથી હટીને સ્વભાવમાં આવે તો કલ્યાણ છે. અને કલ્યાણ તે જ શાન્તિ છે. આત્માની ઓળખાણ હોય તો તેનું માહાત્મ્ય લાગે એટલે જે કરે તે બધું આત્મા અર્થે જ કરે છે..થાય છે..

ક્ષમા એટલે..બહારનાં અનેક પ્રકારનાં નિમિત્ત હોય...ઉદય વર્તતા હોય..છતાં ક્રોધાદિ કષાય ન કરે. ક્ષમા એટલે બળપૂર્વક પોતાના સ્વભાવમાં રહી જવું....તે ક્ષમા છે. ત્રિકાળી સ્વભાવમાં રહેવું તે ક્ષમા છે. ક્ષમા આત્માનો ગુણ છે. ક્રોધાદિ કષાય વિભાવ છે.

પવિત્રતા એટલે આત્માની શુદ્ધતા....સર્વથી પવિત્રમાં પવિત્ર વસ્તુ જો કોઈ હોય તો તે આત્મા જ છે. હવે તે કર્મમાં જોડાવાથી અશુદ્ધ થઈ રહ્યો છે. "મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા" જેટલી કર્મની નિર્જરા થાય તેટલી શુદ્ધતા. શુદ્ધતા એટલે પવિત્રતા થઈ કહેવાય. સમકિત થાય ત્યારથી જ નિર્જરા થવા માંડે જ છે. ત્યારથી જીવમાં સમ્યગ્દર્શન પ્રગટયું ત્યારથી જીવમાં કર્મની નિર્જરા અસંખ્યાત ગુણી થયા કરે છે. આત્માનું કર્મમળથી રહિત થવુ તે મોક્ષ છે. સમકિત વિના સકામ નિર્જરા હોતી જ નથી.

દયા-શાંતિ-શીલતા-ત્યાગ-પવિત્રતા વગેરે સેવીને, કરીને, આચરીને, તે બધાયની પછવાડે અનંત આનંદઘન આત્માની ઓળખાણ કરવાની છે. સમકિત ગુણ આવે એટલે આત્માના બધાય ગુણો ઓળખાય. "સર્વ ગુણાંશ સમ્યગ્દર્શન" તે સમકિત. સમકિત થતાં આત્મા વિભાવમાંથી છૂટીને...ફરીને.. સ્વભાવમાં ઠરે છે, પરિણમે છે. શુદ્ધાત્મામાં પરિણમવું તે જ પવિત્રતા છે. પરમાર્થની રુચિપૂર્વક દયા-શાંતિ-ક્ષમા-ત્યાગ-વૈરાગ્ય-બ્રહ્મચર્ય ઇત્યાદિનું સેવન પૂર્ણ શુદ્ધતાના લક્ષે કરવું. તે ભલો પુન્યબંધ હેતુરૂપ વ્યવહાર છે.

આત્માના ગુણો ઓળખ્યા નહિ ત્યાં સુધી તું મૂંઝ્યો. મૂંઝ્યો તેથી તું સંસારમાં અથડાયો. અજ્ઞાનને લીધે જન્મ-મરણ કર્યાં. તૃષ્ણાથી દુઃખી થયો. રઝળ્યો. અને તેથી અનંત અનંત સંસારની વિટંબણામાં પડયો. સંસાર અત્યંત [illegible]

તો જ ત્યાંથી પ્રીતિ ખસે તેમ છે. સંસારની પ્રીતિ ઊઠે ત્યારે જ પરમાર્થમાં જોડાય. અનંતકાળનો આ સંસાર છે. સર્વજ્ઞ મહાવીર ભગવાને જમાલીને કહ્યું હતું કે હે જમાલી! આ સંસાર શાશ્વત છે. અને અશાશ્વત પણ છે. સંસાર આવોને આવો રહેવાનો છે માટે તે શાશ્વત છે...અને અમુક જીવોની અપેક્ષાએ તે અશાશ્વત પણ છે. જીવ જાગે અને પુરુષાર્થ કરે તો તે સંસારમાંથી છૂટી શકે છે. માટે સંસાર અશાશ્વત પણ છે. તેથી ..અનંતકાળનો સંસાર હોવા છતાં બધાય જીવો તેમાં અનંત કાળ સુધી રહે એવું નથી. પણ અનાદિ–સાંત સંસાર છે.

સમકિત નથી થયું ત્યાં સુધી અનંત સંસારની ઉત્પત્તિ કરી રહ્યો છે. મિથ્યાત્વ છે ત્યાં સુધી પાપ છે, બધાંય પાપનું મૂળ મિથ્યાદર્શન શલ્ય છે. જેણે છૂટવું છે તેણે પ્રથમ મિથ્યાત્વ ટાળવાનો લક્ષ રાખવાનો છે.

આઠ પ્રકારના મદ...જાતિમદ--કુળમદ--બળમદ--વગેરે અને અનેક પ્રકારના અહંકાર તથા અનંતાનુબંધી ક્રોધ--માન--માયા--લોભરૂપ કષાય મિથ્યાત્વની સાથે રહે છે. તેને પહેલા ધડાકે જ કાપવાના છે ..ટાળવાના છે...સમકિત થાય....મિથ્યાત્વ જાય. ત્યાંથી જ મોક્ષની શરૂઆત થાય છે. સર્વ ધર્મનું મૂળ સમ્યગ્દર્શન છે. બાર વ્રત પંચમહાવ્રત આદીનું મૂળ સમ્યક્દર્શન છે.

અખંડ–અભેદ ચૈતન્યનો આશ્રય કરવો તે નિશ્ચય છે. તે જ ઉપાદેય રૂપ છે. હું આત્મા,પરિપૂર્ણ..સંપૂર્ણ,ચૈતન્યરૂપ..નિરાવલંબી છું એમ શ્રદ્ધા કરીને તેનો આશ્રય કરે ત્યારે નિશ્ચય સમ્યગ્દર્શન–જ્ઞાન પ્રગટે છે. હવે પોતાના સ્વભાવને જાણીને તેમાં ઠરવું તે પરમાર્થ છે. દરેક આત્માનું પોતાનું સ્વરૂપ આવું જ છે. હવે જે જીવ પોતાના આવા સ્વરૂપને સમજે તેને જ કલ્યાણ પ્રગટે છે. અને જેને પોતાના આત્માના હિતની સાચી દરકાર છે..ખપ છે..અને ભવભ્રમણનો ભય છે એવા આત્માર્થી સુપાત્ર મુમુક્ષુ જીવને સત્સમાગમે આત્મસ્વભાવ સમજાય તેમ છે. હવે પોતાની પોતાના આત્માની સાચી ધગશ વગર અને સત્સમાગમ વગર આત્મસ્વભાવ સમજાય તેમ નથી.

હજી પાત્રતાનાં ઠેકાણાં ન હોય..ત્યાં સુધી શું સમજાય? માટે પાત્રતામાં આવીને, સત્સમાગમે સમજ્યા વગર જન્મ–મરણ ટળે તેમ નથી. માટે સાચા દેવ–ગુરુ–શાસ્ત્રની શ્રદ્ધા કરવાથી ગ્રહીત મિથ્યાત્વ ટળે છે. પરમાર્થે આત્મતત્ત્વની શ્રદ્ધા કરવાથી અનાદિનું અગ્રહિત મિથ્યાત્વ ટળે છે..અને સમકિત પ્રગટે છે. પરમાર્થ તત્ત્વ ગ્રહીને દેવ–ગુરુ–શાસ્ત્રનો વ્યવહાર કરે તો તે સાચો વ્યવહાર છે. બાકીનો જૂઠો વ્યવહાર છે. માટે પરમાર્થના લક્ષે વ્યવહારમાં આવીને, બ્રહ્મચર્ય દયામાં આવીને, પરમાર્થ તત્ત્વની શ્રદ્ધા કરશે તે જીવનું કલ્યાણ થશે.

આ રાજા પરમાર્થની શ્રદ્ધા કરશે અને વસ્તુને પામી જશે. આ બીજી ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવી.

હવે આ રાજા...હયદળ વગેરે ચાર પ્રકારનું સૈન્ય લઈને કયાં જાય છે તે ત્રીજી ગાથામાં સમજાવાશે. અને ત્યાં જઈને શું કરશે તે પણ સમજાવીને..આત્મા ઉપર ઉતારીને પણ સમજાવાશે.

જે જીવ સમજશે...ઠરશે....તે જીવનું અવિનાશી કલ્યાણ થઈ જશે.

અહિંયા બીજી ગાથા પૂર્ણ થાય છે.

આ ગાથા ઉપરનાં કુલ ૩૩ પ્રવચનો છે.

ૐ શ્રી સત્ સ્વરૂપાય નમઃ



વ્યાખ્યાન નં. ૧૦૪

સં. ૨૦૧૪ના આસો સુદ ૬+૭, શનિવાર, તા. ૧૮-૧૦-૫૮

## રાગ-દ્વેષની અશુદ્ધતારૂપ પર્યાય....તે ભાવબંધ છે.... અને ભાવબંધનું નિમિત્ત પામીને દ્રવ્યબંધ થાય છે.

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા....ઉત્તરાધ્યયન સૂત્ર, અઢારમું અધ્યયન, ગાથા ત્રીજી, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

मिए छुहित्ता हयगओ, कम्पिल्लुज्जाण केसरे।
૪ ૫ ૨ ૩
भीए सन्ते मिए तत्थ, वहेइ रसमुच्छिए ॥ ३ ॥
૭ ૮ ૯ ૬ ૧૦ ૧

— ઉત્તરાધ્યયન સૂત્ર, અઢારમું અધ્યયન.

(૧) रसमुच्छिए....એટલે રસમાં આસક્ત થઈને, મુર્છાઈ જઈને, ઘેલછા લાવીને....
(૨) हयगओ... એટલે...અશ્વ ઉપર ચડેલો તે રાજા....
(૩) कम्पिल्लुज्जाण केसरे ....એટલે કામ્પિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં...
(૪) मिए...એટલે..મૃગલાઓને..
(૫) छुहित्ता..એટલે..પોતાના બળવીર્ય વડે પ્રેરાયેલા
(૬) तत्थ...એટલે..ત્યાં..
(૭) भीए...એટલે..ભય..પામ્યા..

(૮) સન્તે......એટલે..ભયભીત થયેલાં...

(૯) મિય...એટલે..મૃગલાઓને..

(૧૦) વહેઇ...એટલે વીંધી નાખતો હતો.

રસમાં આસક્ત થઈને અશ્વ ઉપર ચડેલો તે સંયતિ નામનો રાજા કેસર નામના ઉદ્યાનમાં મૃગલાઓને ભગાડીને, બીવડાવેલાં...આડીં-તડીં ભાગી ગયેલાં..મહાન ત્રાસને પામેલાં એવાં મૃગલાઓને પોતાનાં બળ-વીર્ય વડે વીંધી નાખતો હતો.

આ રાજાનું બળ-વીર્ય વર્તમાન મૃગલાઓને વીંધી નાખવા તરફ વળેલું છે. આ સંયતિ રાજાની ચૈતન્ય પરિણતીના વીર્યનો વેગ...તે વેગ.. વર્તમાન મૃગલાઓને મારવા તરફ ઢળે છે. તે બધોય હિંસક ભાવ છે. આવા હિંસક ભાવમાં મૃગલાઓ નિમિત્ત છે. અને જેટલો હિંસક ભાવ છે તે બધોય બંધનભાવ છે. આ રાજાની વર્તમાન ઊંધી દૃષ્ટિ છે. ઊંધી દૃષ્ટિનો વિષય પરાશ્રય છે. ઊંધી દૃષ્ટિનો વિષય પરાશ્રય હોવાથી તેનાથી જ બંધ થાય છે...આ રાજાએ પરનો આશ્રય કર્યો છે. જ્યાં પરનો આશ્રય કર્યો ત્યાં રાગ-દ્વેષ એવાં બે પડખાં પડયાં...

રાગ-દ્વેષની અશુદ્ધતારૂપ પર્યાય તે ભાવબંધ છે અને ભાવબંધનું નિમિત્ત પામીને દ્રવ્યબંધ થાય છે.

ઊંધી પ્રતીતિ તે રાગ-દ્વેષ અને મલિનતાનું કારણ છે. ઊંધી પ્રતીતિ પોતે જ મલિનરૂપ છે. એક સમય પૂરતી મલિનતા નિમિત્તના આશ્રયે થાય છે. એક સમય પૂરતી જ મલિનતા છે...ભાઈ...હવે પૂર્વે મલિનતા ખૂબ સેવાણી તેથી વર્તમાનમાં મલિનતા થાય છે..એમ નથી. મને સાંઠ વર્ષ થયાં...જન્મથી જ મેં મલિનતા સેવી છે....તેથી જ મને મલિનતા થાય છે....એમ નથી. પણ વર્તમાનમાં ઊંધી પ્રતીતિ છે-ઊંધી શ્રદ્ધા છે-મિથ્યાત્વ ઊભું છે-અગ્રહીત મિથ્યાત્વ અનાદિકાળનું ઊભું છે તેથી મલિનતા થાય છે...

અગ્રહિત મિથ્યાત્વને પોષણ આપે એવા મિથ્યાત્વના સેંકડો ભેદો છે. ઊંધી પ્રતીતિ જ મલિનતાનું કારણ છે. કર્મ વડે બંધ થાય છે એમ કોઈ શાસ્ત્રમાં કહ્યું નથી. અષ્ટકર્મનો ઉદય છે માટે તેના વડે બંધ થાય છે એમ કોઈ પણ શાસ્ત્રમાં કહ્યું નથી. કર્મ તો જડ છે પુદ્‌ગલાસ્તિકાય છે, પણ આ રાજા વર્તમાન રાગના ઉદયરૂપ મહારસથી હિંસાના પરિણામમાં જોડાઈને નાચી-કૂદી રહ્યો છે..“રસમૂચ્છિએ” એટલે રાગના ઉદયરૂપી મહારસમાં પોતે જ મુર્છાઈ જઈને “વહેઈ” એટલે મૃગલાઓને વીંધી નાખે છે. નિમિત્ત તરફની રૂચિ તે જ રાગના રસનું કારણ છે. શિકાર કરવાની રૂચિ કોની છે? પોતાની છે...શું તે કર્મે કરાવી? ઉ૦ ના...પોતે જ કરી છે. રાજાને શિકાર કરવાની રૂચિ છે. કર્મનો વિપાક રાગ કરાવતો નથી...અને કેસર નામના ઉદ્યાનમાં રહેલાં મૃગલાઓ કે નિમિત્ત રાગ કરાવતું નથી.

આ રાજા મલિનતારૂપ ભાવકર્મ–ભાવ અધ્યવસાય–હિંસાના પરિણામ....નિમિત્તના આશ્રયે...મૃગલાઓના આશ્રયે પોતે જ પ્રગટ કરે છે. "વહેઈ" "રસમુચ્છિએ" તેમાં રાગનો મહારસ લીધો છે. હિંસા કરવાનો મહારસ લીધો છે. રાગનો મહારસ લેવાનું કારણ એ છે કે..સામે આત્મામાં આનંદનો પણ મહારસ ભર્યો પડયો છે. તેથી રાગનો મહારસ લીધો છે. આ સંયતિ રાજાને વર્તમાન અજ્ઞાનને લઈને મોહરૂપી દારૂનું ઘેન ચડી ગયું છે. તેથી "રસમુચ્છિએ" એટલે રાગરૂપી રસની ઘેલછાથી મુર્છાઈ જવાથી "વહેઈ" મૃગવધ જેવાં કાર્યોમાં નાચી રહ્યો છે. કૂદી રહ્યો છે. આ રાજા વર્તમાન અજ્ઞાનથી મોહરૂપ દારૂ પીને ગાંડો થયો છે. એક સમયની મલિન અવસ્થાની પ્રતીતિએ ગાંડો બન્યો છે. શિકાર તરફની રૂચિથી રાગમાં જોડાયો....એ જ રાગનો "મુચ્છિએ" એટલે મહારસ છે. રાગનો રસ કાંઈ ઓછો નથી. શિકારની રૂચિ તે બંધની રુચિ... બંધની રૂચિના ભાવે...અને સ્વભાવની રૂચિના અભાવે...એટલે સ્વભાવની અરૂચિના ભાવે...અને બંધની રૂચિના ભાવે...એ રાજાને બેખબરો બનાવી દીધો છે.

છતાં એવા પ્રકારનું પુણ્ય સત્તામાં પડયું છે કે...તે ઉદયમાં આવતાં....મુનિના ભેટા થતાં....આ રાજાને સ્વલક્ષે અખંડ ભાન પ્રગટી જવાનું છે. વર્તમાન આ રાજા રાગના રસની મહાઘેલછાથી સ્વઘરની કાયમી રિદ્ધિ–સમૃદ્ધિ....તેને મૂકીને એક સમયની મલિન અવસ્થામાં જોડાઈને...શિકાર જેવાં કાર્યોમાં ઘેલો બનીને નાચી–કૂદી રહ્યો છે. હિંસક ભાવમાં કૂદી રહ્યો છે. ભગવાને કહ્યું છે કે...તે ભાવમાં નાચવા–કૂદવા જેવું નથી. કારણ કે તે બધાંય ભાવમરણો છે.

"ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો રાચી રહો."

વર્તમાન આ રાજા ભાવમરણમાં મરી રહ્યો છે...અને રાગના રસમાં નાચી રહ્યો છે. ઊંધી પ્રતીતિ, ઊંધુ જ્ઞાન તે જ સંસાર છે...તે બંધનભાવ છે. આ રાજા વર્તમાન બંધનભાવમાં પડયો છે. પણ સત્તામાં પુણ્યનો બંધ એવો પડેલો છે કે...તે ઉદયમાં આવતાં મહાન જ્ઞાની–ધ્યાની ગર્દભાલી મુનિના ભેટા થતાં સ્વલક્ષે વસ્તુને પામી જવાનો છે. પુણ્યનો ઉદય અને મુનિના ભેટા થવા ...તે નિમિત્ત છે....પણ આ રાજા હિંસાના રસને છોડીને આત્માના આનંદમાં આવી જવાનો છે. આ રાજા વર્તમાન બંધનભાવમાં પડેલો છે. બંધનભાવ એટલે જે સ્વભાવે આત્મા છે...તે સ્વભાવના અભાનભાવે..પરનો પક્કડ ભાવ તે બંધનભાવ છે.

પુણ્ય સંસારમાં રખડાવતું નથી. ભટકાવતું નથી..પણ તારો અનાદિનો ઊંધો ભાવ જ તને સંસારમાં રખડાવે છે. આત્મા અખંડ જ્ઞાનપિંડ છે..તે જ્ઞાનનું જ્ઞાન..જ્ઞાનની પ્રતીતિ..જ્ઞાનની સ્થિરતા..એ ન રહેતાં વર્તમાન ક્ષણિક પર્યાયની પક્કડમાં રોકાયો, રોકાણો..અને ઉપરથી શું માન્યું ? કે આ વિકારો મારા છે. આ રાગ રસ મારો છે. તેમાં મને આનંદ આવે છે. તેવો પક્કડભાવ તે જ બંધન છે. તે

તમે છોડી દ્યો..દ્રવ્યકર્મનો બંધ થાય, ગમે તેવા પુણ્યનો બંધ પડે, ગમે તેવાં કર્મોનો બંધ થાય. તે તો ઉપચારથી બંધ કહેવાય છે. જેમ લોટો પીત્તળનો છે..છતાં પાણીના સંયોગ-સંબંધથી લોટાને..પાણીનો લોટો કહેવાય છે. જેમ ઘીનો ઘડો..પણ ઘડો..તો માટીનો છે. પણ તેને ઘીના સંયોગ-સંબંધે ઘીનો ઘડો કહેવાય છે. પાટુડી લાવ..તે પાટુડી તો પીત્તળની છે..છતાં તેને ઘીનો સંયોગ થવાથી ઘીની પાટુડી કહેવાય છે. અને તેથી એમ બોલાય છે કે ઘીની પાટુડી લાવ..ઉપચાર કરીને આ પાણીનો લોટો છે એમ કહેવાય છે. એમ કર્મના સંયોગ-સંબંધે ઉપચારથી આત્માને કર્મ બંધાયાં માટે આત્મા કર્મોવાળો છે. જેમ લોટો પાણીવાળો છે અને તે ઉપચારથી કહેવાય છે તેમ આત્મા અષ્ટ કર્મવાળો છે એમ ઉપચારથી કહેવાય છે. પણ પરમાર્થે દ્રવ્યકર્મનું બંધન આત્માને નથી. છે જ નહિ. દ્રવ્યકર્મો તે પુદ્‌ગલ દ્રવ્ય છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યો સાથે બંધાય જ નહિ. માટે આત્માને દ્રવ્યકર્મોનું બંધન છે જ નહિ.

પરમાર્થે જો દ્રવ્યકર્મનું બંધન આત્માને હોય તો ત્રણ કાળમાં તેનાથી આત્મા છૂટી શકે નહિ. માટે આત્મા તો ત્રિકાળ શુદ્ધ વસ્તુ છે. મિથ્યાત્વભાવ છે. તે ક્ષણિક ભાવ છે. ક્ષણિક ભાવ છે તે પણ પર્યાય છે. મિથ્યાત્વ-અવ્રત--પ્રમાદ-મલિનભાવ-કષાય તે બધીય પર્યાય છે. રાગ-દ્વેષ-મિથ્યાત્વ તે વિકારી ભાવ છે. અને તે ભાવબંધ છે. જેટલો વિકારીભાવ છે તે બધોય બંધભાવ છે. અને તે બધોય ક્ષણિક છે. હવે ભાવબંધ પરમાર્થે સ્વભાવમાં જો એકમેક થઈ ગયો હોય તો ભાવબંધ પણ કદી છૂટી શકે નહિ. માટે ધારી લેજો કે ભાવબંધ ક્ષણિક છે. અને તેના નિમિત્તને પામીને જે કર્મબંધ થાય છે તે દ્રવ્યબંધ ઉપચારથી છે. (તમે કયા બંધમાં પડેલા છો? જોડાયેલા છો?) રાગ-દ્વેષ-મોહરૂપ ભાવબંધ તે પરમાર્થે આત્માનો સ્વભાવ નથી. સમજ્યાને?

આ રાજા ભાવબંધમાં જોડાઈને "રસમૂચ્છિએ" મહારાગના રસથી.. મૂર્છાથી શિકાર જેવાં કાર્યોમાં ખેલી રહ્યો છે..આ રાજાના વીર્યનું વલણ હિંસકભાવમાં પરિણમી રહ્યું છે. જે જીવ ઊંધો પડયો..તે ઉંધાઈમાં પણ જોર એવું આવે છે કે.. ન પૂછો વાત. બીજી વાર એવું જોર આવે છે કે ન પૂછો વાત. કે તે પણ તેની ઉંધાઈને છોડતો નથી. જેમ મંકોડે બટકું ભર્યું હોય..પછી મંકોડાનું ઢીંઢું તૂટી પડે તો પણ તેની પક્કડ તે ન મૂકે. (તમને મંકોડા તો ન કહેવાય. પણ હે ભાઈઓ! તમે તમારી જે પક્કડ પકડી છે તેને હવે મૂકો.) તેમ અજ્ઞાનીએ પર વસ્તુમાં એવી પક્કડ કરી છે કે.. ચાર ગતિમાં ચોરાશીના અવતારમાં રખડી રખડીને મરી જાય.. ઢીંઢું તૂટી જાય તો પણ પોતાની પક્કડ હજીયે છોડતો નથી.

આ રાજા તો પક્કડને ફટ દઈને છોડી દેશે. તો તમે કારતક સુદ ૧૫ સુધીમાં તો પક્કડ જરૂર છોડી દેશોને? છોડી દેજો હો. બૈરામાં-છોકરામાં-કુટુંબકબિલામાં-એ બધાંયને પોતાનાં કહેવામાં-એટલે પોતાની કલ્પનામાં...તું વિચાર તો ખરો કે

એમાં સુખ ક્યાં છે? (સુખ કયા ઠેકાણે છે તે મને દેખાડે તો ખરો. શું ખૈરામાં સુખ છે? શું કુટુંબમાં સુખ છે? પુત્રમાં-હાટહવેલીમાં-સુખ છે? તારી કલ્પનામાં શું સુખ છે? ના....ના....સુખ નથી. તો તેમાં શા માટે વળગી રહ્યો છું?) તે જોયા વિના....જાણ્યા વિના...વિચાર્યા વિના ઊંધી પક્કડમાં એવું જોર આવ્યું છે કે...ન પૂછો વાત...તેં કલ્પના કરી કે ખૈરામાં-ખાવાપીવામાં-હરવાફરવામાં-પુત્રપુત્રીમાં-ઘર-પૈસામાં-ચેલાચેલીમાં-શ્રાવકોમાં-વાડામાં સુખ છે....તો તું જોતો ખરો કે તેમાં કયા ઠેકાણે સુખ છે? પણ જાણ્યા વિના, જોયા વિના, ઊંધી પક્કડમાં એવું જોર આવ્યું .. કે...પોતે પોતાની ઊંધી પક્કડ મૂકે નહિ.

વર્તમાન ઉંધાઈએ ચડેલો આ રાજા હિંસામાં પોતાનાં બળ-વીર્યની પ્રેરણા કરી રહ્યો છે. હિંસામાં વીર્યને ફેરવે છે. સમજાય તો બેડો પાર થઈ જાય. હિંસામાં વીર્યને ફેરવે છે એટલે વીર્ય હિંસક પરિણામી થઈ રહ્યું છે. તેમાં મૃગલાઓ નિમિત્ત છે. હિંસામાં વીર્ય ફેરવે ત્યાં જ્ઞાની કહે છે કે..ભાઈ..સવળામાં બેહદ વીર્ય છે. તે બેહદ વીર્ય ઊંધું પડતાં તો તે ઉંધાઈમાં પણ બેહદ વીર્ય આવ્યું..એક જમણી બાજુમાં અનંતુ વીર્ય છે..અને તે ડાબી બાજુમાં ઊંધુ પડયું..તો તે ઊંધામાં પણ અનંતુ વીર્ય થયું..જો કે ઊંધુ વીર્ય થતાં..સ્વભાવ કરતાં..વિકારમાં અનંતુ વીર્ય ઓછું થઈ જાય છે. (અનંતનો ભાંગો અનંત જ હોય..પણ જે સ્વભાવમાં વીર્ય અનંતપણે પરિણમતું હતું. તે જ વીર્ય અનંતપણે વિભાવમાં પરિણમે છે. છતાં વીર્ય તો બન્નેમાં અનંત જ છે.) હિણુ થતું જાય છે. પણ ઊંધામાં એટલે ઓછામાં એ ઓછામાં પણ એટલી તાકાત છે કે..ઊંધું માન્યા પછી..તેની દૃઢ પક્કડ કર્યા પછી મંકોડો મરી જાય ..છતાં પક્કડ ન છોડે..તેમ અજ્ઞાની પક્કડને મૂકે નહિ. એવી અનંત તાકાત ઉંધાઈમાં રહી છે.

આ રાજાનું વીર્ય વર્તમાન ઊંધું પડયું છે..ઊંધા વીર્યમાં અનંતી તાકાત રહેલી છે. તેનો ઉપયોગ વર્તમાન આ રાજા હિંસામાં કામ કરે છે..કોઈ તેનો ઉપયોગ સંસારમાં કરે..(તમને કોઈ પૂછે કે તમે તમારા વીર્યનો ઉપયોગ ક્યાં કરો છો? દાનમાં-શીયલ-તપમાં કરો છો? કે પછી કામભોગમાં-મારાતારામાં-માનમોટાઈમાં -રૂપાળાં હાડકાંમાં-બોલો ક્યાં કરો છો? હે ભવ્યો! દાન-શીયલ-તપમાં કરજો.) ઊઘડેલું વીર્ય પરમાં કામ કરે તો સકષાય વીર્ય છે. અને ઊઘડેલું વીર્ય સ્વભાવમાં કામ કરે તો અકષાય વીર્ય છે. સકષાય વીર્ય બંધનું કારણ છે..અને અકષાય વીર્ય મોક્ષનું કારણ છે. સવળા વીર્યથી મોક્ષ અને અવળા વીર્યથી નિગોદ. વીર્યના બે પ્રકાર છે. જડ વીર્ય તે પુદ્‌ગલાસ્તિકાયનો પ્રકાર છે અને બીજુ ચેતન વીર્ય તે જીવાસ્તિકાયનું લક્ષણ છે તેની વાત કરાય છે. પણ અહિંયા જડ વીર્યની વાત નથી થતી હો.

સ્વાભાવિક વીર્ય એવું છે કે..જેમાં ઊણપ નહિ...ઓછપ નહિ. પરને આધીન

નહિ. એવા સ્વભાવનું ભાન થતાં સ્વાભાવિક વીર્ય પ્રગટે. એવા સ્વભાવનું ભાન થતાં..કે અહો! વસ્તુસ્વભાવ આવો છે!! વસ્તુસ્વભાવ નિર્વિકારી છે!! પરથી જુદી ચીજ છે!! એ ભાન થતાં..તેમાં સ્થિર થતાં..કષાયનો નાશ થઈ જાય છે..અજ્ઞાન-મિથ્યાત્વ-પ્રમાદ-કષાયનો નાશ કરવો પડતો નથી..પણ સ્વરૂપમાં સ્થિર થતાં મિથ્યાત્વાદિનો સ્વયં નાશ થઈ જાય છે..પણ વ્યવહારે કહેવાય કે..આણે કર્મનો નાશ કર્યો છે. તે વ્યવહાર છે.

આ રાજા વર્તમાન હિંસામાં બળ-વીર્યને ફોરવી રહ્યો છે..તેને વર્તમાનમાં સ્વરૂપનું ભાન નથી.

"કમ્મે શૂરા..ધમ્મે શૂરા" તેના ભાવભેદ ઘણા છે..તે અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્

***

## વ્યાખ્યાન નં. ૧૦૫

સં. ૨૦૧૪ના આસો સુદ ૮, રવિવાર, તા. ૧૯-૧૦-૫૮.

**વિકારને ટાળવા માટે..આત્માનું અવલંબન લે.**
**તો..વિકાર ટળે.**
**પણ..વિકારનું જ અવલંબન લે.**
**તો..વિકાર ત્રણ કાળમાં ટળે નહીં.**

આ ત્રીજી ગાથાની અંદર "રસમૂચ્છિએ" એના ઉપર વજન છે.."રસમૂચ્છિએ" એટલે આ રાજાને વર્તમાન રાગના રસનો ભરોસો થઈ ગયો છે. તે એટલો બધો થઈ ગયો છે કે..તે રાગના રસના ભરોસે આ રાજાને ઘેલછા થઈ ગઈ છે. અનુકળતાના લક્ષે અંતરંગ પરિણતીમાં રાગરૂપે આકુળતા અને અતિકૂળતાના લક્ષે (આ સામેનો માણસ છે, તે બીજાની સાથે વાત કરે છે, તે મને પ્રતિકૂળ વર્તશે..તો..એમ પ્રતિકૂળતાનો દ્વેષ) અંતરંગ પરિણતીમાં ત્રાસરૂપે આકુળતા થઈ જાય છે.

એ રીતે અનુકૂળતામાં મીઠાશ અને પ્રતિકૂળતામાં ત્રાસ એવા ભાવમાં આ

રાજા ખેલી રહ્યો છે. રાજા તો ખેલી રહ્યો છે. પરંતુ અજ્ઞાનીઓ પણ એવા ભાવમાં ખેલી રહ્યા છે. જગત એવા ભાવમાં ખેલી રહ્યું છે. રાજાને આકુળતા આવે છે. અને મૃગલાઓને ત્રાસ થાય છે. એવા ભાવમાં જગત ખેલી રહ્યું છે. તો તેવા ભાવને છોડી દેવા.

હાસ્ય અને શોક, રતિ અને અરતિ, એમ રાગ-દ્વેષરૂપ આકુળતાના સ્વાદથી જગત નાચી રહ્યું છે. આ રાજા વર્તમાન આકુળતાના સ્વાદથી નાચી રહ્યો છે. આ બધીય ભ્રાન્તિ સહિતનો રાગદ્વેષ...અને આકુળતારૂપ ભાવ છે.

જ્ઞાનીને રાગ હોય...પણ ભ્રાન્તિ ન હોય.

રાગદ્વેષનું વેદન તે બધીય આકુળતા છે. આકુળતારૂપ બધોય બંધભાવ છે. આ રાજા વર્તમાન બંધભાવમાં મુંઝાઈ રહ્યો છે. આનું નામ "રસમુચ્છિએ" ખોટા ભાવમાં ક્ષણે અને પળે ખેદ થયા જ કરે છે. બેઠો બેઠો વિચાર્યા કરે કે...આનું આમ ...અને આનું તેમ ..એમ ખોટા વિચારમાં ક્ષણે અને પળે ખેદ થયા જ કરે છે. અનુકૂળતામાં રાગ અને પ્રતિકૂળતામાં દ્વેષ થયા જ કરે છે. આ બેઉ દુઃખનાં લક્ષણ છે. અનુકૂળ સંજોગો મળ્યાં તો સુખ..અને પ્રતિકૂળ સંજોગો મળ્યા તો દુઃખ..અને વળી અનુકુળ સંયોગ મળ્યા...તે ટકે તો ઠીક..રહે તો સુખ..અને પ્રતિકુળ સંયોગ રહે..ટકે..તો દુઃખ એમ અજ્ઞાનીને ક્ષણે અને પળે થયા જ કરે છે. આ બધું આકુળતાનું દુઃખ જ છે.

આવા ખોટા જ્ઞાનવાળાને દુઃખ થાય છે. કારણ કે જ્યાં જ્ઞાન ખોટું હોય..ત્યાં શ્રદ્ધા ખોટી હોય..અને ત્યાં ચારિત્ર પણ ખોટું જ હોયને ?! તેને દુઃખ જ છે. ખોટા જ્ઞાનવાળો પરમાં સુખ છે એમ માનતો..વલખાં નાખતો..ઝાંવાં મારતો..સ્વભાવની શાન્તિ અને સુખને ભૂલી જાય છે..ચૂકી જાય છે..અને આકુળતાને ક્ષણે અને પળે વેદી રહ્યો છે. આ રાજા ક્ષણે અને પળે આકુળતાને વેદે છે. અનુકૂળતા કે પ્રતિકૂળતામાં સુખ-દુઃખ નથી..ચાહે પ્રતિકૂળતા હોય..કે ચાહે અનુકૂળતા હોય..છતાં તેનું જીવને સુખેય નથી..અને દુઃખેય નથી..જીવ માને છે કે..હું આને આમ રાખું તો સુખ થાય..અને એને તેમ રાખું..તો દુઃખ થાય..તેમ તે માની રહ્યો છે..પણ અનુકૂળતા-પ્રતિકૂળતાનું સુખદુઃખ નથી..પણ પોતાના સ્વભાવમાં એકાગ્ર થઈ પોતાના સ્વભાવને વેદે તો તેને અનુકૂળતા-પ્રતિકૂળતાજ જરાયે દુઃખ નથી. પોતાના સ્વભાવમાં એકાગ્ર થઈને પોતાના સ્વરૂપની શાન્તિને વેદે તો અનુકૂળતા કે પ્રતિકૂળતા છે જ નહિ.. એવું ભાન કરતો નથી..સમજણ કરતો નથી..લક્ષ કરતો નથી તેથી અનુકૂળતા–પ્રતિકૂળતામાં ક્ષણે અને પળે આકુળતાને વેદે છે. દુઃખનું લક્ષણ તે આકુળતા..સુખનું લક્ષણ તે અનાકુળતા.

જેને સ્વાભાવિક શાન્તિનો ભરોસો નથી તેને પ્રતિકૂળ સંયોગો દેખીને ખેદ થાય છે. અને અનુકૂળતામાં રાગને વેદે છે. પ્રતિકૂળતામાં દ્વેષને વેદે છે. પણ તે બન્ને આકુળતા જ

છે. આ રાજા વર્તમાન "રસમૂર્ચ્છિઓ" મહારાગના રસમાં મૂઢ બનીને આકુળતાને જ વેદે છે. અજ્ઞાન ભાવમાં ધારા-પ્રવાહી દુ:ખરૂપ એકલો આકુળતાનો જ ભાવ છે. ગમે તેવા પૂર્વપુણ્યના કારણે અનુકૂળતા કે પૂર્વપાપના કારણે પ્રતિકૂળતાના ગંજના ગંજ ખડકાય..પણ તેમાં અજ્ઞાનીને કયાંય પણ શાન્તિ વળતી નથી..ખોટી કલ્પનાથી શાન્તિ માનીને બેઠો છે..તેમાં શું માનીને બેઠો છે? પણ ખરી રીતે જુઓ તો તેને શાન્તિ કે સુખ નથી.

આ રાજા વર્તમાન "રસમૂર્ચ્છિઓ" મહારાગના રસમાં મુંઝાઈ રહ્યો છે..અને અંધભાવમાં જ નાચીને ખેલી રહ્યો છે. અંધભાવ તે સહજ નથી. પણ અંધભાવ તે કૃત્રિમ છે, સહજ ભાવ નથી..પણ કૃત્રિમ ભાવ છે. જે કૃત્રિમ ભાવ હોય છે તે બધાય ક્ષણિકભાવ છે, અનિત્ય ભાવ છે, ઉપાધિરૂપ ભાવ છે. હિંસાના પરિણામ તે કૃત્રિમ ભાવ છે, આત્માનો સહજ સ્વભાવ ભાવ નથી. અને જે કૃત્રિમ ભાવો છે તેમાં હવે મારે જરાય રહેવું નથી..તમે કૃત્રિમ ભાવોમાંથી હવે સાવ છૂટી જાવ.

જૂઠના પરિણામ..હિંસા-ચોરી-વ્યભિચાર-પરિગ્રહના પરિણામ..વગેરે કૃત્રિમ ભાવ છે. તેમાં જે સુખબુદ્ધિ છે..તે આત્માનો સ્વભાવભાવ નથી. અજ્ઞાનીને બહારમાં કાર્યો કરવાની આકુળતા દેખાય છે, તેથી અજ્ઞાનીનું વીર્ય બહારમાં ઢળે છે..કારણ કે તે પોતાના નજીકના સગાંને ઉડાવી દેવો હોય તો ઉડાવી પણ દે. આ રાજાનું વીર્ય મૃગલાઓને ઉડાવી દેવામાં દેખાય છે..તે જ ઉદ્યાનમાં બેઠેલા મુનિરાજનું વીર્ય સ્વભાવમાં વળીને ઠરી ગયું દેખાય છે. તમે તમારા ચોપડા કાઢીને જોજો કે તમારૂં વીર્ય કયાં વળેલ છે? સ્વભાવમાં કે વિષયાદિના ભાવમાં?

રાજાની વર્તમાન બાહ્ય દૃષ્ટિ છે તેથી બાહ્યમાં દેખે છે. અને હિંસામાં જોડાયો છે. જે સમયે રાજા મૃગલાઓને મારવાની પ્રવૃત્તિમાં જોડાયો છે. તેથી મૃગલાઓને દેખે છે. અને એ એમ ગયા તો એ તરફ અશ્વ દોડાવે...પણ ચૈતન્યમાં હિંસાના પરિણામ થઈ રહ્યા છે..તેને તે રાજા દેખતો નથી..માયા-કપટ કરીને બે-પાંચ રૂપિયા ઘરાક પાસેથી લઈ લેવા, તે રૂપિયા તે વેપારીને દેખાય છે..પણ માયા-કપટનાં પરિણામ તેને દેખાતાં નથી. સ્ત્રીનું રૂપાળું ચામડું દેખીને તેની સાથે વિષય સેવવાના ભાવ થયા તેને તે દેખતો નથી..પણ સ્ત્રીનાં રૂપાળાં ચામડાંને જ તે દેખે છે. બહારમાં પુણ્યના કારણે જે સગવડતાના ઢગલા થયા તેને તે રાજા દેખે છે. પણ હિંસાદિનાં પરિણામોને તે દેખતો નથી. તે ઢગલા કયા કારણે મળ્યા છે..તેની તેને ખબર નથી. છેતરપીંડી કરીને, કાવાદાવા કરીને, અન્યાય-અનીતિ કરીને પૈસા કમાવી લેવાનાં પરિણામો થાય છે તેને તે દેખતો નથી...પણ પૈસાને જ દેખે છે. પણ તેને ભોગવવાની આકુળતા તથા તેને ભોગવવાનાં પરિણામ થાય છે, તેને તે દેખતો નથી. આ રાજા બહારમાં જ ધમાધમ કરે છે. અજ્ઞાની બહારમાં જ ધમાધમ કરે છે. પણ તે બધું મહારાગના

રસવાળું હોઈને કર્મબંધનના કારણરૂપ થાય છે..પણ તેને તે દેખતો નથી. તે પ્રાપ્ત થવું કે ન થવું ભાગ્યાધિન છે.

કષાય પરિણામી વીર્ય તે બંધનું કારણ છે. બંધન એટલે બંધાવું. બેપણું હોય તો જ બંધાય. થાંભલો બાંધ્યો તેમાં બંધન અને થાંભલો એમ બેપણું થયું....શું એકલો બંધાય ? ન બંધાય. સિદ્ધ ભગવાન એકલા થયા તો બંધાતા નથી. શું તમારે અમારે એકલાપણું નથી જોઈતું ? માટે...આત્માને બંધનમાં નિમિત્ત પુદ્ગલ કર્મ છે એમ ખરેખર સિદ્ધ થાય છે. એકલો હોય તો બંધાય જ નહિ...માટે હે ભવ્ય જીવો ? જરૂર પુદ્ગલ કર્મ બંધાવામાં નિમિત્ત છે...એમ સિદ્ધ થાય છે.

આત્માની અવસ્થામાં મિથ્યાત્વ–અવ્રત–પ્રમાદ–કષાયાદિ વિકાર છે તે બધા સમય સમયના પરલક્ષે વિકાર થાય છે. તે બંધન છે. અને તે ભાવબંધન છે, કર્મ બંધાય છે તે દ્રવ્યબંધન છે. "एगे आया"–ઠાણાંગ સૂત્ર...આત્મા એકલો છે. એકલો અને કાયમી ધ્રુવત્વ ધરતું તત્ત્વ...અને બીજું વર્તમાન વર્તતી અવસ્થામાં વિકાર....તે બન્ને ભેગાં થઈને બંધન થાય છે. એ બન્ને ભેગા મળીને બંધન થાય છે....એકલો આત્મા હોય તો પણ બંધન થાય નહિ...અને એકલો વિકાર હોય તો પણ બંધન થાય નહીં. વિકાર થાય છે...તે ભાવબંધન છે...સમજો....સમજો...સમજાવનાર મળ્યા...માટે જરૂર સમજો..અને તેના નિમિત્તે પુદ્ગલ કર્મ બંધાય છે...તે દ્રવ્ય બંધ છે. આત્માના વિશાળ સ્વભાવને ચૂકીને...વર્તમાન વિકારી પર્યાય જેટલો જ હું છું...એમ માનીને... તેમાં જ રોકાવું...તેનું નામજ બંધન છે.

મહારાગના રસમાં સ્વરૂપને ચૂકીને...રોકાઈ જવું....તેનું નામ જ બંધ છે. વાસ્તવિક રીતે આત્મા જો વિકારમાં એકાકાર થઈ ગયો હોય...તો કોઈ દિવસ વિકાર ટળે નહિ ...માટે વસ્તુમાં વિકાર નથી...પણ પર્યાયમાં વિકાર છે...વર્તમાન વર્તતી દશામાં –અવસ્થામાં વિકાર છે. તે વિકારને ટાળવા માટે આત્માનું અવલંબન લે...તો વિકાર ટળે...પણ વિકારનું જ અવલંબન લે....તો વિકાર ત્રણ કાળમાં ટળે નહિ...પણ ઊલટો વધે. જેમ કોઈ માણસ અગ્નિમાં ઘી હોમી અને કહે કે હું અગ્નિને હોલવું છું... તો તે હોલવાય ખરી ? નહીં જ...તેમ વિકારના લક્ષે વિકારને ટાળવા જાય...તો વિકાર ટળે નહિ...પણ બમણો વધે.

પર્યાયમાત્રમાં અટકવું તેનું નામ બંધ છે.

સ્વભાવની શુદ્ધિને ભૂલી જવી અને પર્યાયમાં અટકવું...તેનું નામ બંધ છે.

ઊંધી દૃષ્ટિથી બંધ છે.

આ રાજા "રસમૂર્ચ્છિએ" વર્તમાન ઊંધી દૃષ્ટિથી રાગના ઉદયરૂપી મહારસમાં જોડાઈને શિકાર જેવાં કાર્યોની અંદર તે પણ હિંસક ભાવે પરિણમી રહ્યો છે. શિકાર કરવાની વિકારની રૂચિથી રાગમાં જોડાયો...એ જ રાગનો મહારસ છે. તેમાં આ રાજા

"મૂચ્છિઓ" એટલે ઘેલછાવાળો થઈ ગયો છે...મૂઢ થઈ ગયો છે. ગાંડો બની ગયો છે. "કમ્મેશૂરા" આ રાજા વર્તમાન અવળા વીર્યમાં શૂરપણું દેખાડે છે...પણ "ધમ્મેશૂરા" એટલે તે રાજા ગર્દભાળી મુનિના સમાગમે ધર્મમાં શૂરો થવાનો છે. જે "કમ્મેશૂરા" હોય તે જ "ધમ્મેશૂરા" બની શકે..તેવું નથી..પણ "કમ્મેશૂરા" ન હોવા છતાં "ધમ્મેશૂરા" બનવા ધારે તો બની શકે..માટે "ધમ્મેશૂરા" બનવાને માટે "કમ્મેશૂરા" બનવું જ જોઈએ એમ નથી.

હિંસાના અધ્યવસાયવાળો જીવ પોતાને હિંસક માને છે. નરકના અધ્યવસાયથી જીવ પોતે પોતાને નારકી માને છે. તેમ તિર્યંચના અધ્યવસાયથી જીવ પોતે પોતાને તિર્યંચ માને છે. તેમ દેવના અધ્યવસાયથી જીવ પોતે પોતાને દેવ માને છે. તેમ મનુષ્યના અધ્યવસાયથી જીવ પોતે પોતાને મનુષ્ય માને છે. જેવા ભાવ કરે તેવો ભવ થાય. દેવનો ભાવ કરે તો દેવનો ભવ થાય..તેવી જ રીતે નરકનો, તિર્યંચનો, અને મનુષ્યનો ભાવ કરે, તો નરક, તિર્યંચ, અને મનુષ્યનો ભવ થાય. અને મોક્ષના ભાવ કરે તો મોક્ષ થાય. અનાદિથી જીવ નરક, તિર્યંચ, દેવ અને મનુષ્યગતિના ભાવ કરે છે. તેથી નરકાદિના ભવ થાય છે. કોઈને કષ્ટ દેવાના ભાવ કરે છે, કોઈને ઉતારી પાડવાના ભાવ કરે છે....કોઈને ચર્ચામાં હરાવવાના ભાવ કરે છે....કોઈની નિંદા કરવાના ભાવ કરે છે. તેથી તેના ભાવ પ્રમાણે તેને ચતુર્ગતિમાં પરિભ્રમણ કરવારૂપ ભવ થાય છે. હિંસાના અધ્યવસાયથી જેમ પોતાને હિંસક માને છે તેમ નરકના ભાવ કરે તો પોતાને નારકી માને છે. નરકનો દેહ મળ્યો...ત્યાં નરકના દેહ ઉપર દૃષ્ટિ કરીને એમ માની લીધું કે...હું નારક છું તેવી જ રીતે દેવનો દેહ, મનુષ્યનો દેહ, તિર્યંચનો દેહ મળ્યો તો તેના ઉપર દૃષ્ટિ કરીને પોતાને દેવ-મનુષ્ય-અને તિર્યંચરૂપે માની લીધો!!

પણ ભાઈ..દેહ તે દેવ છે...કે માંહી બેઠેલો આત્મા તે દેવ છે? ભાઈ..દેહ તે દેવ નથી..પણ દેહની અંદર બેઠેલો આત્મા તે દેવ છે. નરકનો દેહ મળ્યો એમ જાણ્યું..અને નારકપણું સ્વીકાર્યું...એવી જ રીતે દેવનો દેહ....મનુષ્યનો દેહ...તિર્યંચનો દેહ મળ્યો એમ જાણ્યું...અને દેવ-મનુષ્ય-તિર્યંચપણું સ્વીકાર્યું..એમ ચારે ગતિના દેહ મળ્યા અને એમ જાણ્યું કે ચારે ગતિના દેહના દેહરૂપ હું થઈ ગયો...એમ પોતાના વિકલ્પથી ચારે ગતિરૂપ પોતાને સ્વીકારી લીધો. નારકના પાટડે ઉપજ્યો ત્યાં અજ્ઞાની જીવ માને છે કે હું નરકે ઉપજ્યો. પણ ભાઈ નરકમાં....નરકના પાટડે તો દેહ ઉપજ્યો છે. પણ આત્મા તો અવિનાશી છે. ઉપજે-વિણસે તે તો શરીર....આત્મા ઉપજે નહિ અને વિણસે પણ નહિ. આત્મા તો અનાદિનો છે અને અનંત કાળ રહેશે, તેનો નાશ કરનાર કોઈ નથી.

શ્રેણિક રાજા નરકમાં છે..છતાં હું નારકી થઈ ગયો એમ તે માનતા નથી. કેમ તે માનતા નથી? સમકિતી છે માટે. ભગવાન કહે છે કે પહેલાં સમકિતની જરૂર છે.

તમને સંસારમાં કોઈ વસ્તુની કિંમત જણાય તો તે ચીજને તમે ખરીદો છો ને? તેમ સમકિતની અમને તમને કિંમત નથી જણાતી? જો જણાતી હોય તો તેની કિંમત ભરીને તેને ખરીદીએ. એટલે સત્પુરુષના સમાગમે સમજો. અને સત્ પુરુષાર્થ કરો. હું તો ચેતન સ્વરૂપી છું. એમ ત્યાં પણ માને છે..આવી દઢ પ્રતીતિ નિરંતર રહે છે. નરકના દેહમાં રહ્યા છતાં આત્માનો અનુભવ કોઈ કોઈવાર કરે છે..માટે સાબિત થાય છે કે..આત્મા નારકી નથી. પણ શરીર નારકનું મળ્યું છે. તેવી રીતે આત્મા મનુષ્ય-દેવ-કે તિર્યંચ નથી પણ શરીર દેવ-મનુષ્ય અને તિર્યંચના મળ્યા છે.. પણ જેને નરક વગેરેના દેહ મળતાં હું નારક વગેરે થઈ ગયો..એમ માનનાર અજ્ઞાની અને મિથ્યાત્વી છે. અજ્ઞાની માત્ર શરીરને ભાળે છે..પણ ચૈતન્યને ભાળતો નથી.

ઊંધી માન્યતા અનંતા જન્મ-મરણનું કારણ છે. અનુકૂળ સાધનો મોટર, રેડિયો, ખુરશી, ટેબલ, સૂવા માટે પલંગ તથા સ્ત્રી, પુત્ર, કુટુંબ, ખાવાપીવાનાં સાધનો અનુકૂળ મળ્યાં...તે મળતાં જ ઊંધી દૃષ્ટિવાળો એમ માને છે કે....આ બધું મને અનુકૂળ પડશે.. પણ કાલ સવારે દીકરો બાવડું પકડીને ઘરની બહાર ફેંકી દેશે..તેની શી ખબર? જેમ સૂરીકંતા રાણીએ પરદેશી રાજાના હાલ કર્યા તેમ..આનાથી મને સુખ થશે.. આવી પરમાં-પરથી....સુખી થવાનો ભાવ, ઠીકપણાનો ભાવ, તે પરમાં એકત્ત્વબુદ્ધિ થયા વિના બને નહિ.

પરમાં એકત્વબુદ્ધિ તે જ ભ્રાન્તિ છે. ભ્રાંતિ સહિતના રાગદ્વેષ મહાબંધ -મહાકર્મબંધનાં કારણો છે. તેમાં રાજા ગાંડો બન્યો છે. રાજાએ હિંસામાં જોડાઈને માન્યું કે મને આમાં સુખ છે..પરમાં સુખ માન્યું તે જ ઊંધા અભિપ્રાયની ક્રિયા થઈ. આવી ઊંધી માન્યતારૂપ ક્રિયા અનંત સંસાર જન્મમરણનો ગર્ભ છે. અજ્ઞાની જીવ ઉદયમાં આવતાં..પાપના અધ્યવસાયથી પોતાને પાપરૂપ કરે છે. માનના-માયાના-લોભના અધ્યવસાયથી પોતાને મન-માયા-લોભરૂપ કરે છે. પણ તે વિકારી ભાવ છે, તે આત્માનો સ્વભાવ નથી.

વિકારી ભાવ તે કૃત્રિમભાવ છે, ક્ષણિક છે, ઉપાધિરૂપ છે, તે આત્માનો ભાવ નથી. આત્મા તો નિર્વિકારી છે..માટે વિકારીભાવને પોતાનો માનવો તે મિથ્યાદર્શન શલ્ય છે. આ રાજાનું વીર્ય વર્તમાન ભ્રાન્તિમાં, મિથ્યાત્વમાં જોડાયું છે. મહારાગના રસમાં ગૃદ્ધિ થઈને મૃગલાઓનો શિકાર કરવા જાય છે. મૃગલાઓને વીંધી નાખે છે. એથી આ રાજાનું વીર્ય વર્તમાન હિંસામાં વળેલું છે..ઊઘડેલું વીર્ય હિંસામાં જોડાઈને કામ કરે તો તે બાલવીર્ય છે. પણ ઊઘડેલું વીર્ય સ્વમાં કામ કરે તો અબાલવીર્ય છે. ઉઘડેલું વીર્ય એક સમય પણ કામ કર્યા વિના રહેતું નથી. ઊઘડેલું વીર્ય સ્વમાં કામ કરે તો અબાલવીર્ય છે. જ્ઞાનવીર્ય છે.

આ રાજાનું વીર્ય વર્તમાન હિંસામાં કામ કરી રહ્યું છે. પણ મુનિના ભેટા થતાં વીર્ય સ્વમાં વળતાં....મોક્ષનું કાર્ય કરીને મોક્ષમાં ચાલ્યો જવાનો છે.

## વ્યાખ્યાન નં. ૧૦૬

સં. ૨૦૧૪ના આસો સુદ ૯, સોમવાર, તા. ૨૦-૧૦-૫૮

**જે રાગનો કર્તા થાય છે...તે બધીય ક્રિયાનો કર્તા થાય છે.**
**જ્ઞાતા રહેશે તો બંધ નહીં થાય...અને..**
**કર્તા થશે તો અવશ્ય બંધ થશે.**

આ ગાથાની અંદર નિમિત્ત-નૈમિત્તિક સંબંધ કેવો વર્તે છે...તે સમજાવેલ છે. કેવી રીતે છે..તે બતાવે છે.

" हयगओ " આ રાજા પોતાના અશ્વ ઉપર ચડીને...." कम्पिल्लु जाणकेसरे " એટલે કેસર નામના ઉદ્યાનમાં ગયો. " मिए छुहित्ता " એટલે ત્યાં જઈને મૃગલાઓને ઉશ્કેર્યાં. તે બધી બાહ્ય મન-વચન-કાયાની પ્રવૃત્તિ છે. અને " રસમૂચ્છિઓ " એટલે રાગના રસમાં મૂર્છાએલો, ગાંડો થયેલો, ઘેલો બનેલો. તે આત્માનું પરિણમન છે. અહીં મૃગલાઓ નિમિત્ત છે.. ઉશ્કેર્યાં તે મન-વચન-કાયાની પ્રવૃત્તિ છે. અને રાગના -ઘેલછાના પરિણામ. તે પરિણામ અને બાહ્ય પ્રવૃત્તિ એ બન્નેને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. મૃગલાઓની નાસભાગની પ્રવૃત્તિ તથા તેના ભયના પરિણામ....તેને નિમિત્ત -નૈમિત્તિક સંબંધ છે. તેમાં રાજા નિમિત્ત છે. બાહ્ય મન-વચન-કાયાની પ્રવૃત્તિ અને અંદરના રાગના રસના પરિણામ..મૂછિંત ભાવ..અને મૃગલાઓને ઉશ્કેરી નાખવાની બાહ્ય પ્રવૃત્તિને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. તેમાં મૃગલાઓ અને ઉદ્યાન નિમિત્ત છે.

જ્ઞાની કહે છે કે..સ્વચ્છંદે વર્તવાની પ્રવૃત્તિ ન કરવી. કોઈ એમ માને કે..બીજાને ગમે તેમ મારવાનાં, દુઃખ દેવાનાં, હેલના કરવાનાં કાર્યો કરવાની પ્રવૃત્તિ કરીએ તો પણ અમને બંધન થતું નથી. તો તેની વાત તદ્દન ખોટી છે. કારણ કે અંદરમાં મારવાના, હેરાન કરવાના, દુઃખ દેવાના, હેઠે પાડી નાખવાના ભાવ ઊભા છે. હવે તે ભાવને અને તે ક્રિયાને નિમિત્ત--નૈમિત્તિક સંબંધ છે. સંબંધ છે માટે બંધન થયા વગર રહે જ નહીં. અજ્ઞાનતાથી કોઈ એમ માને કે આપણે ગમે તેમ વર્તીએ તથા બાહ્યની ગમે તેવી પ્રવૃત્તિ કરીએ..તો તે બાહ્યની પ્રવૃત્તિથી બંધ નથી. માટે આપણને જરાય વાંધો નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે..મન--વચન-કાયાની ક્રિયા એ બંધનું કારણ નથી....પણ રાગ-દ્વેષ જ બંધનું કારણ છે. માટે મન--વચન--કાયાની ગમે તેવી બાહ્યની પ્રવૃત્તિ કરીએ છતાં આપણને બંધ નથી. માટે આપણને વાંધો નથી. (તો તે સ્વચ્છંદ છે..અજ્ઞાનતા છે.) આમ માનીને..કોઈ માણસને છાનુંમાનું ઝેર આપીને અથવા ઝેર આપવાની બાહ્યની પ્રવૃત્તિ કરીને તે માણસને મારી નાખ્યો. આવા

અંદરમાંથી હિંસાના ભાવ કર્યા તેથી બાહ્યની ક્રિયા..હિંસાના ભાવને નિમિત્તરૂપ થઈ... મારવાનો, હેરાન કરવાનો, દુઃખ દેવાનો, ઉતારી પાડવાનો ભાવ કરે તો તે બાહ્યની ક્રિયા..તે ભાવને નિમિત્ત થઈ કહેવાય. જુઓ, થોભો..ભાવ..દુઃખ દેવાનો ભાવ ન હોય તો, ઉતારી પાડવાનો ભાવ ન હોય તો..ક્રિયા નિમિત્તરૂપ પણ નથી. જે ભાવે ક્રિયાનું અવલંબન લીધું તે ક્રિયા તેને નિમિત્તરૂપ કહેવાણી. મૃગલાઓને મારવામાં જે ભાવે ક્રિયાનું નિમિત્ત લીધું તે તમામ ક્રિયાને ભાવનું નિમિત્ત કહેવાણું. જો દુઃખ દેવાનો ભાવ જ નથી...તો તે ક્રિયાને કોનું નિમિત્ત કહેવું !

ભગવતીજી તથા ઉતરાધ્યયનજી સૂત્રમાં સમિતિની વાત આવે છે. ઇરિયા સમિતિ ભાષા સમિતિ, એષણા સમિતિ, આયાણુભંડ મત્ત નિખેવણા સમિતિ, ઉચ્ચાર પાસવણ ખેલ સંઘાયણ સમિતિ...એ પાંચ પ્રકારની સમિતિપૂર્વક મુનિરાજ ચાલ્યા જતા હોય અને તેના પગ નીચે કોઈ જીવ આવી જાય, અને મરી જાય, તો તે ક્રિયા મુનિને મારવાના ભાવમાં નિમિત્તરૂપે નથી. કારણકે મુનિને હિંસાના ભાવ જ નહોતા. તો પછી નિમિત્ત કોનું કહેવું ?

બાહ્ય ક્રિયાથી બંધ નથી..મન-વચન-કાયાથી બંધ નથી..એમ શાસ્ત્ર કહે છે.. તે સાંભળીને સ્વચ્છંદે વર્તવું..પ્રવર્તવું..જરાય યોગ્ય નથી. મુનિ જેવો તું થઈ ગયો હોય તો વાત જુદી છે. કારણ કે ક્રિયાને અને ભાવને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે.

આ રાજાને અંદરમાં હિંસાનાં પરિણામ થતાં, મૃગલાઓને ઉશ્કેરવાના ભાવ થયા..તે નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. મૈથુનના, પરિગ્રહના, ચોરીના, જૂઠના, હિંસાના, દુઃખ દેવાના ભાવ કરે અને તે સંબંધમાં જે જે ક્રિયા થાય તે તે ક્રિયા તારા ભાવને નિમિત્તરૂપ બને છે. અને ઉપચારથી તેને બંધનું નિમિત્ત પણ કહેવાય છે. પરિણામથી બંધ છે એમ માનીને સ્વચ્છંદે વર્તવાનું નથી..એમ ન માને. અને અમારા ભાવ નથી એમ માને અને ક્રિયા હિંસાદિની જ કર્યા કરે..તો તે મિથ્યાજ્ઞાન છે..

"पडिक्कमामि तिहिं दंडेहिं, मणदंडेणं, वयदंडेणं, कायदंडेणं"—આવશ્યક સૂત્ર.

તે મન-વચન-કાયારૂપ દંડ છે..તે દંડ બંધનું કારણ નથી. સૂત્રમાં मनबंधेणं, वयबंधेणं, कायबंधेणं એમ નથી કહ્યું..પરંતુ સૂત્રમાં તો "पडिक्कमामि दोहिं बंधणेहिं, रागबंधणेणं दोस बंधणेणं"રાગદ્વેષ જ બંધનું કારણ છે. એમ શાસ્ત્રમાં કહ્યું છે. તો પણ ધર્મીએ મર્યાદારહિત, સ્વચ્છંદે, પ્રવર્તવું જરાય યોગ્ય નથી. ખરી રીતે જ્ઞાની હોય, શ્રમણોપાસક હોય, તે મર્યાદારહિત પ્રવર્તે જ નહિ. પણ જેણે ખોટું જ્ઞાનીપણું માની લીધું હોય તે મર્યાદારહિત પવર્તે.

હવે જે રાગને અને સ્વભાવને જુદા જાણતો ન હોય, તેને બંધ થયા વગર રહે જ નહિ. સ્વભાવ અને રાગની એકતા અંદરમાં કરતો હોય અને માને કે અમને બંધ થતો જ નથી..બાહ્યની ગમે તેટલી ક્રિયા થતી હોય છતાં અમને બંધ થતો

નથી..તો તેમ માનવાથી તે કાંઈ છૂટી જતો નથી. જે રાગનો કર્તા થાય છે તે બધીય ક્રિયાનો કર્તા થાય છે. હવે ભવ્ય જીવો! રાગના કર્તા થવાની જરૂર નથી. જે જ્ઞાયક સ્વભાવને જાણતો નથી, તે જ્ઞાયકપણે રહી શકતો નથી..અને કર્તાપણું છોડીને જ્ઞાયક સ્વરૂપની મર્યાદામાં રહી શકતો ન હોવાથી પરને મારવાની, દુઃખ દેવાની વગેરે તમામ ક્રિયાઓનો પોતે જ કર્તા થાય છે. પરને મારવાનો, દુઃખ દેવાનો, ઉતારી પાડવાનો, ઝેર દઈને મારી નાખવાનો..એવો તેનો અભિપ્રાય ઊભો છે. વિકારી પરિણામોનો કર્તા થાય છે, અને મર્યાદારહિત, સ્વચ્છંદપણે, અંકુશરહિત પ્રવર્તવું..તે તો બંધનું જ ઠેકાણું છે.

જ્ઞાતા રહેશે તો બંધ નહિ થાય..અને કર્તા થશે તો અવશ્ય બંધ થશે.

જ્ઞાનીઓને અબુદ્ધિપૂર્વક, અકર્તાભાવપૂર્વક પ્રવૃત્તિ થાય છે. એટલે કે વાંછા વિના પ્રવૃત્તિ થાય છે. હું આને મારી નાખું..એમ નહિ...તેથી બંધ કહ્યો નથી... પણ જે જીવ મર્યાદારહિત સ્વચ્છંદપણે પ્રવર્તે છે..અને માને છે કે..અમને બંધ નથી. કારણ જ્ઞાનીઓની પ્રવૃત્તિ થાય છે..માટે તેને બંધ નથી..તેમ અમને પ્રવૃત્તિ થાય છે..માટે અમને પણ બંધ નથી. મુનિઓ સમિતિપૂર્વક ચાલ્યા જાય છે..અને તેના પગ તળે..જીવ મરી જાય છતાં તેને બંધ નથી..તેનું કારણ એ છે કે..તેમને વાંછા નથી. આ તો મર્યાદારહિત સ્વચ્છંદપણે વર્તે અને માને કે અમને બંધ નથી.!! તો તે ખોટો છે.

પાંચેય ઇન્દ્રિયોના વિષયોને સેવે, પરને મારવાના ભાવ કરે..અને માને કે અમને બંધન નથી! પણ ભાઈ..ભગવાન આત્માને ભૂલીને, શાન્તિના ભંડારને ભૂલીને, પાંચ ઇન્દ્રિયોના વિષયોને સેવવાની બુદ્ધિ કરે..તેમાં લીનતા કરે..વળી પરને..મારીને..હું આને આમ કરી શકું..અને હું તેમને તેમ કરી શકું..તે ભાવ તારામાં ઊભાં છે.. અને માનવું છે કે અમને બંધન નથી. તો તે તારી વાત ખોટી છે. શરીર-મન-વાણી-ને પોતાપણે માને છે, એકપણે માને છે, તે જ બંધનું કારણ છે. અંદરમાં રાગ અને જ્ઞાનને એકતાપણે માની રહ્યો છું..તે જ બંધનું કારણ છે. માટે જ્ઞાનીની ભલામણ છે કે...મન-વચન-કાયાની ક્રિયા બંધનું કારણ નથી..એમ માનીને એકાંતે સ્વચ્છંદે પ્રવર્તવું જરાય યોગ્ય નથી. કારણ કે મન-વચન-કાયાની ક્રિયા ભાવના નિમિત્તે થાય છે. તેથી ઉપચારથી તેને બંધનું નિમિત્ત કહેલ છે. માટે સ્વચ્છંદે જરાય વર્તવા યોગ્ય નથી.

જેમ સંસાર અસાર છે, શરીર અપવિત્ર છે, તેમ ઇન્દ્રિયોના ભોગ અતૃપ્તકારી, અસ્થિર અને તૃષ્ણાને વધારનારા છે. હવે તેને ભોગવવાથી કોઈને પણ તૃપ્તિ થઈ શકતી નથી. જેમ જળરહિત વનમાં મૃગ તરસ્યું થાય છે..હવે ત્યાં પાણી તો નથી.. પણ દૂરથી ચળકતાં ઘાસ કે રેતીમાં તે મૃગને પાણીનો ભ્રમ થઇ જાય છે. તે પાણી સમજીને ત્યાં દોડયું દોડયું ચાલ્યું જાય છે, પરંતુ ત્યાં પાણી નહીં મળતાં વધારે તરસાતુર

થાય છે. એ પ્રમાણે ઘણાં વખત સુધી ભ્રમણામાં ભટકતા ભટકતા તેને પાણી મળતું નથી..તેથી અંતે તરસની વેદનાથી તરફડી તરફડીને પ્રાણ છોડે છે. આવી દશા સર્વ સંસારી અજ્ઞાની પ્રાણીઓની થઈ રહી છે. આપણે સર્વે સુખ ઇચ્છીએ છીએ. નિરાકુળતા ઇચ્છીએ છીએ..પણ એવો ભ્રમ થઈ રહ્યો છે કે..ઇન્દ્રિયોના ભોગો ભોગવવાથી સુખ મળી જશે. તૃપ્તિ થઈ જશે. તેથી આ પ્રાણી કોઈ વખત સ્પર્શ–ઇન્દ્રિયના ભોગને માટે કોમળમાં કોમળ પદાર્થનો સ્પર્શ કરે છે. કોઈક વખત રસના ઇન્દ્રિયના ભોગને માટે વાંછિત પદાર્થને આરોગે છે. કોઈક વખત ઘ્રાણ ઇન્દ્રિયના ભોગને માટે અત્તર, લવંડર, સેન્ટ વગેરે તથા ચટીયા-પટીયારૂપ ટાપટીપ કરે તથા પુષ્પાદિને સૂંઘે છે. કોઈક વખત ચક્ષુઇન્દ્રિયના વિષયને માટે રમણીય દેહધારી ચેતન તથા અચેતન પદાર્થને નિહાળે છે..જુવે છે..કોઈ વખત કર્ણેન્દ્રિયના ભોગને માટે સંગીત-ગીત-આદિ શ્રવણ કરે છે..આ રીતે પાંચે ઇન્દ્રિયના ભોગ વારંવાર ભોગવાય છે. છતાં તૃપ્તિને પામતો નથી. જેમ ખુજલીને ખજવાળવાથી ઊલટું તેનું દુઃખ વધે છે..તેમ જેટલા ઇન્દ્રિયોના ભોગ પ્રાણી ભોગવે છે તેટલી તૃષ્ણા ઊલટી વધતી જાય છે.

તૃષ્ણા એ જ દુઃખ છે, ચિંતાનું કારણ છે, બંધનું કારણ છે, બંધ છે. આવી તૃષ્ણા અંદરમાં ભરી હોય અને બાહ્યની પ્રવૃત્તિ આદરે છતાં કહે છે કે અમને બંધ નથી. પણ ભાઈ...આવી તૃષ્ણા એ જ બાહ્યની ક્રિયાને બંધનું નિમિત્ત ઉપચારથી કહેવાય છે. આનંદકારી સુંવાળા કોમળ પદાર્થોને સ્પર્શશે તો વારંવાર તેવા પદાર્થનો સ્પર્શ ઇચ્છશે. અને જો એવા પદાર્થની પ્રાપ્તિ થતી નથી તો અંદરમાં કલેશને પામે છે. દુઃખને પામે છે. જો કાંઈ મીઠાઈ ખાધી હોય તો તેનાથી વધારે ઉત્તમ સ્વાદિષ્ટ કેસર–બદામ–જાયફળ–એલચી વગેરે નાખેલા એવા ઉત્તમ મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા થાય છે અને ન મળે તો અંદરમાં મોટું દુઃખ માને છે. અને જો મળી જાય તો વધારે ખાવાની ઇચ્છા થાય છે. કોઈક સુગંધી પદાર્થ સૂંઘ્યો હોય..તો તેનાથી વધારે સુગંધવાળા પદાર્થને સૂંઘવાની ઇચ્છા થાય છે. અને સુગંધી પદાર્થ ન મળે તો દુઃખ થાય છે. અને મળે તો વધારે ઇચ્છા વધી જાય છે. વળી કોઈએ નાટક જોયું.. (વડીલોના વાંકે વગેરે) તો તેનાથી ઉત્તમ નાટક જોવાની ઇચ્છા થાય છે. અને જોવા ન મળે તો દુઃખ થાય છે. અને મળી જાય તો તૃષ્ણા વિશેષ વધી જાય છે. જો કોઈએ કોઈ મનોહર ગાયન શ્રવણ કર્યું હોય..તો તેનાથી વધારે ઉત્તમ ગાયન શ્રવણ કરવા ચાહે છે. (હવે ક્યાંથી મંડળી તેડાવશો..અમુક અમુક ગામની મંડળીઓ તો આવી ગઈ છે..માટે હવે બ્યાવરથી મોટી મંડળીને તેડાવો.) અને જો નથી મળતું તો દુઃખ માને છે. અને જો મળે તો ઇચ્છા વધારી દે છે.

ઘણાં પ્રાણીઓને ઇચ્છા અનુસાર ભોગો પણ મળતા નથી. ઇચ્છે છે કાંઈ અને મળે છે કાંઈ..ત્યારે તે બહુ દુઃખી થાય છે. કોઈને ત્યાંથી જમવાનું આમંત્રણ આવ્યું હતું..પણ ત્યાં જમવાવાળાઓની ઇચ્છા એવી હતી કે..ઉત્તમ મિષ્ટાન્ન મળશે. પણ ત્યાં

તો રોજ ખાતો હતો..તેનાથી પણ ઊતરતું ભોજન હતું અને ઇચ્છા અનુસાર નહીં મળવાથી તે બહુ દુઃખ માને છે. અને જેને ઇચ્છા અનુસાર મળે છે તેની ઇચ્છા બહુ જ વધી જાય છે. મનુષ્યનું શરીર જીર્ણ થતું રહે છે, ઇન્દ્રિયોની શકિત ઘટતી જતી દેખાય છે. પણ ભોગોની ઇચ્છા દિવસે બેગુણી હોય તો તેના કરતાં રાત્રે ચારગુણી વધી જાય છે. ઇચ્છા–તૃષ્ણા હોવા છતાં પ્રાણી અસમર્થતાના કારણે ભોગોને ભોગવી શકતો નથી. તો તેને મહાદુઃખ થાય છે. વૃદ્ધોને એમ પૂછીએ કે તમોએ આખી જિંદગી સુધી પાંચે ઇન્દ્રિયોના ભોગો ભોગવ્યા છે..તો તમોને તૃપ્તિ થઈ ગઈ હશેને? તે જો સમકિતી નહીં હોય..અને મિથ્યાદૃષ્ટિ હશે છતાં તે સરળ હશે તો તે એમ જ કહેશે કે કાને સંભળાતું નથી, દાંત પડી ગયા છે, હાથ-પગની બહુ વાર ઊભા રહેવાની શકિત નથી. છતાં ભોગોની તૃષ્ણા પહેલાં કરતાં વધી ગઈ છે.

વસ્તુતાએ ભોગોની તૃષ્ણા વધતી જાય છે. પણ આ જીવ અવિનાશી છે. અજ્ઞાની માને છે કે ક્રિયા તે કર્મ..પરિણામે બંધ થાય છે. માટે ક્રિયા કરવાથી બંધ નથી.. પણ ભાઈ..તું તારા ભાવપરિણામને કેમ સુધારતો નથી. જો પરિણામને સુધારે નહીં તો તે તારી માન્યતા ખોટી છે. આ જીવ અજર-અમર–અવિનાશી છે. અનાદિ અનંત છે ચારે ગતિમાં અનંતા જન્મ-મરણ કર્યા..તેમાં કોઈ વખતે એકેન્દ્રિયના બેઈન્દ્રિયના તે ઇન્દ્રિયના–ચૌઈન્દ્રિયના–અસંજ્ઞીપંચેન્દ્રિયના-સંજ્ઞીપંચેન્દ્રિયના– તિર્યંચના– મનુષ્યના દેવના-નારકના ભવ કર્યા....નરક સિવાયની ત્રણ ગતિમાં એટલે મનુષ્ય-દેવ-તિર્યંચના ભવમાં યથાસંભવ પાંચે ઇન્દ્રિયોના ભોગો ભોગવ્યા છે. છતાં આ જીવની એક પણ તૃષ્ણા શાંત થઈ નથી. પણ પાંચે ઇન્દ્રિયોના ભોગો ભોગવવા માટે પોતાનું બળ-વીર્ય પરમાં ફેરવીને કર્મનો રસ વધાર્યો જ છે. વધાર્યે જ જાય છે..પણ જો જીવ કર્મને ટાળવામાં પોતાનું બળ-વીર્ય ફેરવે તો કર્મનો રસ ઘટી જાય.

વર્તમાન આ રાજા પાંચે ઇન્દ્રિયના વિષયના રાગના રસમાં મહાગૃદ્ધ બન્યો છે. અને મૃગલાઓને વીંધી નાખવામાં પોતાનું બળ-વીર્ય ફેરવે છે. રાજાનું ભાવી ઉજ્જવળ છે. તેથી આ રાજા મુનિના સમાગમને પામી જવાનો છે. જેમ પહેલી ગાથા અને બીજી ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવી છે, તેમ આ ત્રીજી ગાથા પણ રાજા સમાન આત્મા ઉપર ઉતારીને સમજાવાશે. તેને સાંભળીને જે જીવ પોતામાં ઢળી જશે તે જીવનું અવિનાશી કલ્યાણ થઈ જશે.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૧૦૭

સં. ૨૦૧૪ના આસો સુદ ૧૦, મંગળવાર, તા. ૨૧–૧૦–૫૮.

**પોતાનું અસલી સ્વરૂપ સમજ્યા પહેલાં..**
**પર..એવાં કર્મોને ટાળવાનો પ્રયાસ હોય છે.**
**અને..જ્યારે..પોતાનું પ્રભુત્વ..પોતાને સમજાઈ ગયા પછી..**
**પોતાના જ્ઞાનસ્વભાવમાં સ્થિર થવાનો પ્રયાસ હોય છે.**

આ સંયતિ નામનો રાજા...વર્તમાન તેને આત્માનું ભાન નથી. એટલે રાગના મહારસમાં જોડાઈને શિકાર જેવા કાર્યમાં વીર્યને ફોરવે છે, અને કર્મબંધન કરે છે.

કર્મબંધ ભાવથી જ છે...પણ ક્રિયાથી નથી.

હવે જે ભાવે..જે ક્રિયાનું અવલંબન કર્યું તે ક્રિયાને તે ભાવનું નિમિત્ત કહેવાય છે. પણ બંધ તો ભાવથીજ છે..ક્રિયાથી નથી. મન-વચન-કાયાની ક્રિયા, એ ત્રણેની ક્રિયાને યોગની ક્રિયા કહેવાય છે. યોગની ક્રિયાથી બંધ નથી, પણ ભાવે બંધ છે. તેરમા ગુણસ્થાનકે વિચરતા કેવળીને યોગની ક્રિયા હોય છે. દિગંબરની માન્યતાએ સવાર બપોર–સાંજ અને રાત્રિએ એમ ચાર વખત ચાર પહોર વાણી છૂટે છે, તથા સવારે એક જ પહોર વાણી છૂટે છે. શ્વેતાંબરની માન્યતા છે. વિહાર પણ કરે છે. એમ એમને યોગની ક્રિયા હોય છે, પણ રાગ નથી. વીતરાગ છે, તેથી બંધ નથી. જેમ ભગવાનને યોગની ક્રિયા બંધનું કારણ નથી...તેમ બધાય જીવોને યોગની ક્રિયાથી બંધન નથી..સિદ્ધાંત એક જ હોય.

બધાય જીવોને યોગથી બંધન ન હોય...પણ ભાવથી બંધ હોય છે. સિદ્ધાંત એક હોય કે બે હોય? એક જ હોય... જે નિર્વિવાદ હેતુથી સિદ્ધ થાય છે..તેનેસિદ્ધાંત કહેવાય...સમકિતીને ગૃહસ્થાશ્રમમાં ઘણીયે ક્રિયા હોય છે, પણ ક્રિયાથી બંધ નથી. બંધ તો ભાવથી છે. સમકિતીને ગૃહસ્થાશ્રમનો અલ્પ રાગ રહ્યો છે, તે રાગ જ બંધનું કારણ છે. "पडिक्कमामि दोहिं बंधणेहिं, रागबंधणेणं, द्वेष बंधणेणं." રાગ–દ્વેષ એ બંધનું કારણ છે..પણ ક્રિયા બંધનું કારણ નથી. ક્રિયાથી બંધ નથી, પણ ભાવથી બંધ છે. એમ સાંભળી, વાંચીને મર્યાદારહિત સ્વચ્છંદે વર્તવું જરાય યોગ્ય નથી. બાહ્ય ક્રિયાથી બંધ નથી એમ સાંભળી મર્યાદા રહિત સ્વચ્છંદે વર્તવું જરાય યોગ્ય નથી હો....કારણ કે ક્રિયાને અને ભાવને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. કષ્ટ દેવાના, મારવાના ભાવ કરે તો..ક્રિયા ભાવને નિમિત્તરૂપ કહેવાય છે. ઉપચારથી બંધનું નિમિત્ત

કહેવાય છે. એનો સળંગ અર્થ એનો થાય છે કે..જે ક્રિયા તારા ભાવને નિમિત્ત થાય તે ક્રિયાને બંધનું નિમિત્ત ઉપચારથી કહેવાય છે.

જ્યાં સુધી ઊંધી માન્યતા ઊભી છે, ત્યાં સુધી બંધ ઊભો જ છે. ભગવાન કહે છે કે..જો સમ્યક્‌જ્ઞાન થાય તો બંધ ટળી જાય. આત્માની વર્તમાન વર્તતી અવસ્થામાં ભૂલ છે. તેથી બંધન થાય છે, મિથ્યા અભિપ્રાયથી બંધન થાય છે. જુઓ ભાઈ..આ રાજાએ "वद्देइ" મૃગલાઓને મારવાનો ભાવ કર્યો છે. તે મારવાના ભાવ વખતે "मिए लुद्धिता" મારવાની ક્રિયા થઈ રહી છે, તેથી આ રાજાએ મૃગલાઓને માર્યા કહેવાય.

બીજી તરફથી કોઈને કોઈ મારી શકતું નથી, તે વાત પણ સાચી છે. આ રાજાએ મૃગલાઓને માર્યાં એ વાત પણ સાચી છે..અને તે વ્યવહારનું કથન છે. વાસ્તવિક રીતે જોઈએ તો, નિશ્ચયથી જોઈએ તો..પરને કોઈ મારી શકતું નથી. પણ મારવાનો વિકારી ભાવ કર્યો છે, દુઃખ દેવાનો, કષ્ટ કરવાનો વિકારી ભાવ કર્યો છે, (વ્યવહારથી તેણે જ માર્યાં છે, દુઃખી કર્યાં છે, કષ્ટ આપ્યાં છે.) તેથી પોતાના આત્માનું શુદ્ધ નિર્વિકારી જીવનનું મરણ પોતે જ કરી રહ્યા છે. આચારંગ સૂત્ર કહે છે કે..જેને તું મારવા જાશ ત્યાં તું માન કે હું જ મરી રહ્યો છું. જેને તું કષ્ટ દેવા જાશ ત્યાં તું માન કે હું જ કષ્ટમાં પડી રહ્યો છું. જેને તું દબાવવા જાશ, હેરાન કરવા જાશ, ઉતારી પાડવા જાશ, ત્યાં તું માન કે હું જ હેરાન થઈ રહ્યો છું, દબાઈ રહ્યો છું, ઊતરી રહ્યો છું.

ત્યાં વ્યવહારથી કહેવાય કે આ રાજાએ જ મૃગલાઓને માર્યાં છે, એમ વ્યવહારે કહેવાય છે કે આ માણસે જ આને દુઃખી કર્યો, હેરાન કર્યો, ઉતારી પાડ્યો. આણે આનું ખૂન કર્યું..અને નિશ્ચયથી એમ કહેવાય કે પોતે જ પોતાનું ખૂન કર્યું, પોતે જ પોતાથી દુઃખી થયો. આ રાજાએ મૃગલાઓને હેરાન કર્યાં, દુઃખી કર્યાં, વીંધી નાખ્યાં, ત્યાં વ્યવહારે શું સમજવું? અને નિશ્ચયે શું સમજવું? તેનો વિવેક હોવો જોઈએ. નિશ્ચયથી કોઈને કોઈ મારી શકતું નથી, અને જીવાડી પણ શકતું નથી. પણ ભાઈ...કોઈને દુઃખ દેવાના, હેરાન કરવાના ભાવ હવે તારે ન કરવા. જીવે તે પોતાના આયુષ્યના બળથી..અને મરે તે પોતાના આયુષ્યની પૂર્ણતાએ. નિશ્ચયથી કોઈ કોઈને મારી શકતું નથી..પણ મારવાનો ભાવ કર્યો તે ભાવથી પોતે જ પોતાના શુદ્ધ જીવનનું ખૂન કર્યું છે. જ્ઞાનાદિકની હિંસા કરી છે. ત્યાં વ્યવહારથી એમ કહેવાય કે રાજાએ જ મૃગલાંઓને ત્રાસ આપીને મારી નાખ્યાં છે, વીંધી નાખ્યા છે.

નિશ્ચય–વ્યવહારની અપેક્ષા સમજવાથી જ્ઞાન બરાબર થાય છે. અને વ્યવહાર-નિશ્ચયની અપેક્ષા સમજ્યા વિનાનું જ્ઞાન તે બધુંય જ્ઞાન...મિથ્યાજ્ઞાન છે. મૃગલાઓનું મરણ થાય છે ત્યારે તેમાં આ રાજાએ મારવાના ભાવ કર્યા છે..અને તે ભાવ પ્રમાણે તે રાજાની ક્રિયા મારવાની થઈ રહી છે. તેથી તે રાજાએ મૃગલાઓને માર્યાં છે. તેથી

તેને મારવાનું નિમિત્ત કહેવાય છે. પણ જો મારવાના ભાવ ન હોય..અને પગ નીચે કોઈ જીવ આવીને મરી જાય તો તેણે તે જીવને માર્યો ન કહેવાય. પરંતુ મારવાના, દુઃખ દેવાના ભાવ હોય..લાગ જોઈને બેઠો હોય, આવે તો મારી નાખું..અને તે ભાવને અનુપમ એટલે તે ભાવને અનુસરીને ક્રિયા થતી હોય તો તે જીવને મારવાનું નિમિત્ત કહેવાય છે. આવો નિમિત્ત–નૈમિત્તિક સંબંધ છે.

**દૃષ્ટાંત :** બે સગા ભાઈ હતા..એક જ માતાના ઉદરથી જન્મેલા હતા, તેમાંથી નાનો ભાઈ માંદો પડ્યો, અને તેની માંદગી સાત વર્ષ સુધી લાંબી ચાલી. તેથી મોટો ભાઈ કંટાળી ગયો. અને તેથી તે મોટાભાઈએ બે રૂપિયાનું ઝેર લાવીને નાના ભાઈને પાઈ દીધું. છતાં તે નાનો ભાઈ મર્યો નહિ. કારણ કે તેનું આયુષ્ય હતું તેથી તે મર્યો નહિ. તેથી બીજી વાર પાંચ રૂપિયાનું ઝેર લાવીને નાના ભાઈને પાઈ દીધું અને તે નાનો ભાઈ મરી ગયો. કેટલી દુષ્ટતા! એક જ માતાના બે પુત્રો હોવા છતાં આવા કાળા કેર કરવાના ભાવ થયા! કેવી ગજબની વાત! સામાની આયુષ્યસ્થિતિ પુરી થઈ ગઈ હોય તેથી આવાં નિમિત્તો બને. પરંતુ આવા તીવ્ર..મારી નાખવાના..કષ્ટ દેવાના ભૂંડા ભાવ કરનાર..તો મરીને નરકે જ ચાલ્યો જવાનો. સામાની આયુષ્યસ્થિતિ પુરી થવાની હતી..તે વખતે શુભાશુભ કે શુદ્ધ ભાવ કરવો તે પોતાના હાથની વાત છે. કેટલાક અત્યારે માને છે કે તે મરવાના હતા તે મરી ગયા..એમાં આપણે શું કરીએ? પણ જ્ઞાની કહે છે કે ભાઈ..જરા ધીરો થા..ધીરો થા...તારા ભાવ તે વખતે કેવા વર્તતા હતા? શુભ...અશુભ..કે શુદ્ધ વર્તતા હતા?

મૃગલાઓ મરી ગયાં..તે મરવાનાં હતાં ને મરી ગયાં..પણ તે વખતે રાજાના ભાવ હિંસા કરવાના હતા ને? એક માણસને બીજો માણસ હેરાન કરે છે..અને ત્યાં માને કે હેરાન થવાનો હતો..અને થયો..ત્યાં જ્ઞાની કહે છે કે ભાઈ..જરા ધીરો થા. તે વખતે તેં તારા ભાવ કેવા કર્યા હતા? તે વખતે જો તેં અશુભ ભાવ કર્યા હોય..તો જ તેં હેરાન કર્યા છે. નહિ તો નહિ. શુભ ભાવ, અશુભ ભાવ, કરવા..કે તે બન્નેને છોડીને શુદ્ધ ભાવમાં સ્થિર થવું, તે તારા પોતાના હાથની વાત છે. કોઈ પ્રકારના ભાવ કરવા તે પોતાના હાથની વાત છે, પણ પરદ્રવ્યના હાથની વાત નથી. પણ તે કઈ જાતના ભાવ કરવા, હેરાન કરવાના, દુઃખ દેવાના, માન–મોટાઈ મેળવવાના, વગેરે ભાવ કરવા કે તે બધાય ભાવને છોડીને પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ જવાના ભાવ કરવા.. કેવા ભાવ કરવા તેમાં પોતે સ્વતંત્ર છે.

આ રાજા વર્તમાન ઊંધો પડીને પોતાનાં બળવીર્યને હિંસાના કાર્યમાં ફોરવે જાય છે. તે બધોય બંધભાવ છે. હવે આ ત્રીજી ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવે છે.

રાજા સમાન પોતાનો આત્મા..એ આત્મા જ્યારે “રસમૂચ્છિએ”...રસમ્ ઉચ્છિતમ્.

રસને ટાળવાને માટે.."મિઓ ક્ષુહિતા".. કર્મના રસનો ઉચ્છેદ કરવા માટે..ટાળવા માટે.. "હય ગયો"..દૃઢ સંકલ્પરૂપી અશ્વે ચડેલો..આત્મા "કમ્પિલ" એટલે પોતાના અસંખ્યાત પ્રદેશરૂપી ઉદ્યાનમાં "મિઓ" એટલે એક ક્ષેત્ર અવગાહીને રહેલાં કર્મોને..એટલે કર્મરૂપી મૃગલાઓને "ક્ષુહિતા" એટલે પોતાનાં બળવીર્યથી કર્મરૂપી મૃગલાઓને "તત્થ" એટલે તે વખતે.."ભીએ સંતે" એટલે ભયભીત બનેલા એવા કર્મરૂપી તે મૃગલાઓને "વહેઈ" એટલે વીંધી નાખતો હતો.

રાજા સમાન આત્મા જ્યારે કર્મના રસને ટાળવાને માટે દૃઢ સંકલ્પરૂપી અશ્વે ચડે..ત્યારે આત્માના અસંખ્યાત પ્રદેશની સાથે એક ક્ષેત્ર અવગાહીને રહેલાં કર્મોને આત્માએ પોતાનાં બળવીર્ય વડે..ભયભીત થયેલાં..ઢીલાં પડેલાં કર્મોને તે જ વખતે આત્મા વીંધી નાખે છે. એટલે કર્મની પ્રકૃતિમાંથી અનુભાગ-રસ ઘટતા જાય છે. સૂકાતા જાય છે.. કર્મને બાંધવામાં તેં પ્રેરણા કરી..હવે કર્મને તોડવામાં પ્રેરણા કેમ કરતો નથી...?

ભાવ કર્મ નિજ કલ્પના, માટે ચેતનરૂપ;
જીવ વીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડ ધૂપ.
—શ્રીમદ્ રાજચંદ્ર (આત્મસિદ્ધિ શાસ્ત્ર.)

બળવીર્યની પ્રેરણા જો કર્મને તોડવા ઉપર પાડે તો...પડે તો...કર્મ...કર્મના રસો ઢીલા પડી જાય. એટલે કર્મોમાંથી રસ ઘટતો જાય છે. અનંત વીર્યવાન આત્માના અનંતબળના સતત્ આશ્રયથી કર્મનો રસ જરૂર ઘટાડી શકાય છે. વીર્યબળની પ્રેરણા કર્મને તોડવા ઉપર પડે..(અનંત કાળથી જીવ કર્મોને બાંધતો આવ્યો છે પણ કર્મને તોડવાના એકડાને શીખ્યો નથી.) તો...કર્મબળના વિકારો જીતી શકાય છે. જ્યાં સુધી વીર્ય અને બળ કર્મને તોડવા ઉપર ઊછળે નહિ..ત્યાં સુધી કર્મ ઘટે નહિ. પણ જ્યારે વીર્ય જાગૃત થઈને કર્મને તોડવા ઉપર ઊછળે...વીર્યબળ કર્મને તોડવા સન્મુખ થાય...તો તે જ સમયે કર્મ ઢીલાં થાય અને તૂટે.

બંધાયેલાને છોડાવવા માટે...કર્મનાં બંધનો ઢીલાં કરવાના છે. તો તે કર્મનાં બંધનો ઢીલાં કરવા માટે...વીર્યનું બળ..જાગૃત કરવા માટે રચ્યાપચ્યા રહેવું પડશે.. જોઈએ. અનેક ભવનાં બંધનો આ એક જ ભવમાં કાઢી નાખવાને માટે કેટલું બધું બળ-વીર્ય પ્રગટાવવું જોઈએ!!? (માન-મોટાઈ-આબરૂ-કીર્તિ અને સારા કહેવડાવવા માટે બળ-વીર્યને પ્રગટાવે છે, તેમાં કેટલો અધર્મ અને અન્યાય થાય છે, તે જોતો નથી. આમ પરના લક્ષે વીર્યને જીવ પ્રગટાવે છે, પણ સ્વસ્વરૂપની પ્રાપ્તિને માટે વીર્યને પ્રગટાવતો જ નથી. કેટલી બધી જીવોની ઊંઘાઈ છે?) ઊંડાણના ભાગમાં રહેલ કર્મપ્રકૃતિના કડવા ઝેર જેવા રસ..તેને ઘટાડ્યા વિના નિરાંતે જંપીને બેસવાનું નથી. જરાય બેસી રહેવાનું નથી. પણ વીર્યના બળની પ્રેરણા કર્મ તોડવા સન્મુખ કરવાની છે.

જો જીવ સમજીને તેમ કરે તો કર્મનો રસ ઘટતો જાય...કમ્પિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં રાજાના કેસરિયા થઈ જવાના છે. હૃદયપલટો થઈ જવાનો છે.... કર્મના રસ ઘટી જવાના છે. જ્ઞાની કહે છે કે પોતાનાં બળવીર્યની પ્રેરણા કર્મને તોડવા ઉપર પડે તો જ હૃદયપલટો થાય છે. નિબિડ રાગ--દ્વેષની પરિણતીને ગ્રંથી કહેવાય છે. તે બરોળની ગાંઠ સમાન છે. તેને કાપ્યા વિના, છેદ્યા વિના જીવો કદાપિ સમકિતને પામી શકતા નથી. જે અભવ્ય જીવો છે તે ગ્રંથીપ્રદેશ સુધી અનંતીવાર આવ્યા છતાં તે ગ્રંથીને છેદી શકવાના નથી...તેથી તે પુનઃ કર્મની વૃદ્ધિ કરે છે. જે ભવ્ય જીવોની વીર્ય--શક્તિ જે અત્યંત ઉલ્લસીત થઈ છે, અને ટુંકા ગાળામાં સિદ્ધ-પદને પામવાના છે, એવા કોઈ વિરલ હળુકર્મી જીવ, એવા ભવ્ય આત્માઓ, નિબિડ રાગ–દ્વેષની ગ્રંથીને..મોટી બરોળ જેવી ગાંઠને..ભેદી નાંખે છે. અનાદિની ગાંઠને ભેદ-વાના લક્ષે પોતાનું બળ--વીર્ય તે ગાંઠ ઉપર પાડે..તો ગાંઠ ભેદાઈ જાય. એટલે આત્માનાં બળ--વીર્યની પ્રેરણાથી "મિએ છુહિતા" એટલે કર્મોને ઉશ્કેરીને...( તને બીજાને ઉશ્કેરતા આવડે..હેરાન કરતા આવડે..પણ તારા કર્મને ઉશ્કેરીને નષ્ટ કરતાં ન આવડે..? કેટલાંય સાધુ–સાધ્વીઓ શ્રાવક–શ્રાવિકાને ઉશ્કેરીને અસમાધિના ગંજને ઊભા કરે છે. ભાઈ..બીજાને ઉશ્કેરી હેરાન કરવામાં, તે હેરાન કરવાના ભાવમાં તું મહાન દુઃખને નોતરી રહ્યો છું..માટે હવે તો તેને નોતરવાનું બંધ કર. ) હું કર્મની ગાંઠને ટાળું છું..હું રાગ–દ્વેષની નિબિડ ગાંઠનો નાશ કરું છું..એવો ત્યાં કર્મોને ટાળવાનો ભાવ હોય છે. એવો ભાવ તે ભલો ભાવ છે, પ્રશસ્ત ભાવ છે..પણ આત્માનો સ્વભાવ ભાવ નથી. કારણ કે આત્મા પોતાના અસલી સ્વરૂપને પામ્યો નથી. પણ કર્મને ટાળવાના ભાવમાં ઊભો છે.

હું કર્મને ટાળું છું..કર્મના રસને ઘટાડું છું..એવી દૃષ્ટિ છે..તેને વીતરાગદેવ શોધકદૃષ્ટિ કહે છે. મારે કર્મનેં ટાળવાં છે..કર્મના રસને ટાળવા છે..કર્મની નિબિડ ગાંઠને કાપવી છે..અને તેના માટે મારા ગુરુએ કહ્યું છે..તેમ હું વર્તું છું....આવા પ્રકારના ભાવમાં કર્મને ટાળવાની શોધકદૃષ્ટિ છે. તેમાં "હું" કર્મને ટાળું છું....એવો અહંભાવ છે..કર્તા ભાવ છે...સત્પુરુષના સમાગમે પોતાનું અસલી સ્વરૂપ સમજ્યા પછી એવું અહંપણુ રહેતું નથી. પરંતુ પોતાનું અસલી સ્વરૂપ સમજ્યા પહેલાં 'પર' એવાં કર્મોને ટાળવાનો પ્રયાસ હોય છે. અને જ્યારે પોતાનું પ્રભુત્વ પોતાને, સત્સમાગમે સમજાઈ ગયા પછી, પોતાના જ્ઞાનભાવમાં સ્થિર થવાનો પ્રયાસ હોય છે. પછી તે પર ઉપર લેતો નથી. સ્વભાવમાં ઠરી જાવું...તો કર્મ ટળી જાય...એમ લહે છે. પણ પરને આમ કરૂં...અને પરને તેમ કરૂં...તેમ ન લહે.

પ્રથમ શોધકદૃષ્ટિમાં કર્મને ટાળવાનો લક્ષ હોય છે, તેમાં હુંપણાનો ભાવ રહે છે...પણ તે પ્રશસ્ત ભાવ છે. અને પોતાના અસલી સ્વરૂપ સમજ્યા પછી હું કર્મને

ટાળું છું, એવું હું પણ રહેતું નથી. પણ શોધકદૃષ્ટિમાં તે કર્મને હું ટાળું છું... એવો ભાવ રહે છે.

તેના ઉપર ગૌતમસ્વામી અને ભગવાન મહાવીરનું સિદ્ધાંતનું દૃષ્ટાન્ત કહેવાશે. તેના ભાવ ભેદ ઘણા છે, તે અવસરે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૧૦૮

સં. ૨૦૧૪ના આસો સુદ ૧૧, બુધવાર, તા. ૨૨-૧૦-૫૮

**ધર્મ સમ્યક્ ત્યાગપ્રધાન છે....**
**સમ્યક્ સંયમી પુરુષને જ મહાન-મોટો માનવો....**

આ ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવે છે. અસંખ્યાત પ્રદેશી આત્માં અને તે એક એક ક્ષેત્રે...એક એક પ્રદેશે....એક ક્ષેત્ર અવગાહીને રહેલાં મૃગલાં સમાં કર્મો, તે કર્મોને ટાળવા તથા જે મહારાગના રસથી કર્મો બંધાય છે... તે મહારાગના રસના ભાવને...તથા જે ભાવે કર્મો બંધાય છે, તે ભાવને...મારે ટાળવા છે.... એમ દૃઢ સંકલ્પરૂપી અશ્વે ચડે તથા પોતાનાં બળ-વીર્યને તે કર્મ સન્મુખ કરે....ત્યારે તે કર્મો "ભીએ સંતે" ભયભીત થયા થકા, તે કર્મો ઢીલાં પડે છે. અને આત્મા ચારિત્રમાં સ્થિર થતાં સર્વ કર્મ નાશ થઈ જાય છે ...અને આત્મા પૂર્ણ નિર્મળ થઈ જાય છે.

માટે હે ચેતન! આમ તારૂં વીર્ય પ્રથમ શોધકદૃષ્ટિમાં કર્મને ટાળવા પ્રત્યે હોય છે, અને સાધકદૃષ્ટિમાં સ્વરૂપમાં ઠરવામાં જ હોય છે. માટે જેમ છે તેમ સમજીને સ્વરૂપમાં ઠરવાનો પ્રયત્ન કર. ચેતન! નક્કી કરી લે કે આ મનુષ્યજીવનની કિંમત પાપના ત્યાગને આભારી છે. કર્મને ટાળવાને આભારી છે. એટલુંય સમજાઈ જાય તો... આ જન્મનો ઉપયોગ કરીને જન્મ ન થાય...એવી ક્રિયા કરવા માટે જ છે. બળવીર્ય સર્વ કર્મને ટાળવા માટે જ છે...અને એ માટે જ જ્ઞાનીઓએ આ જન્મને મહાકિંમતી કહ્યો છે. અનંતા જ્ઞાનીઓએ કોઈ પણ જન્મને કિંમતી નહિ કહેતાં આ માનવજન્મને

કિંમતી કહ્યો છે. એ વાત જો ખ્યાલમાં હોય તો પાપ કરતાં હૈયું કંપ્યા વિના રહે નહિ. અને પૂર્વે બંધાયેલા પાપ કર્મને ટાળવા માટે બળવીર્યની પ્રેરણા તે તરફ થયા વગર રહે નહિ. એને એમ થાય કે...વેપાર કરવા...પેઢી ચલાવવા...ભોગ ભોગવવા વગેરેને માટે આ માનવજન્મ નથી.

આપણે જે કાંઈ સંસારનાં કાર્યો કરીએ છીએ, તે કાર્યો કરવાને માટે જ્ઞાનીઓએ આ જન્મની મહત્તા ગાઈ નથી. હવે જેનામાં આ સમજ આવે તે ઘર—સંસારનાં કામો ન જ કરે, એમ નહિ. પણ આ સમજ હોય તો....જૈનના ઘરમાં એ બધાંને...ઘરનાં કામો કરતાં એમ થાય...શું થાય? એમ થાય કે શું કરૂં...સંસારને તજવાની શક્તિ નથી. માટે સંસારમાં રહેવું પડે છે....મારે આ પાપ કરવાં પડે છે..દુનિયા એમ કહે છે કે મહારાજ..આ તમારી વાત સમજાય છે..પણ આપ કહો છો તેવું થતું નથી. જ્ઞાની કહે છે કે..હૈયાની સમજ વગરની સમજની કશીએ કિંમત નથી. અણસમજુ સમજે..અને એને અસર થાય, પણ જેની સમજ સાથે હૈયાને મેળ નથી, તેને કશીએ અસર થાય નહિ. એને જે વાત કહીએ..તેમાં એ કહે છે કે..હું જાણું છું, હું સમજું છું..પણ એ વાત એના હૈયાને અડે નહિ. અને એથી એને અસર થાય જ નહિ. અને કેટલાક જાણકારો એવા પણ છે કે..વાતવાતમાં કહે છે કે..એ મારી જાણમાં છે, સમજણમાં છે, લક્ષમાં છે, ખ્યાલમાં છે..અને તમે કહેતાં હો તો, કહો તો, તેને આ વાત હું બરોબર સમજાવી દઉં. આનું જેવું વિવેચન કરવું હોય તેવું વિવેચન હું કરી શકું તેમ છું. પણ તેઓને એની કશી અસર નહિ..ખબર નહિ. શાસ્ત્ર આમ કહે છે..જ્ઞાની એમ કહે છે.. એમ એ કહે પણ એ શાસ્ત્રની કે એ જ્ઞાનીની વાતે તારા હૈયાને શી અસર કરી? એમ પૂછીએ તો પોલ નીકળે..આવી સમજ લાભ ન કરે, પણ કદાચ નુકસાન પણ કરે. અરે! ભારે નુકસાન પણ કરે.

અનંતા જ્ઞાનીઓએ આ મનુષ્યજન્મની આટલી મોટી કિંમત કયા હેતુથી આંકી છે..એ વાત જો બરાબર સમજાઈ જાય તો..ઘરનાં કામો કરતાં કરતાં કર્મો ખપાવી શકે. બાઈઓ રસોઈ કરતાં કરતાં, અને તમો ધંધો કરતાં કરતાં પણ..કર્મો ખપાવી શકો.. શકીએ..એ પણ અશકય નથી. આ બધાય પાપોથી છૂટીએ..કયારે? અને પાપરહિત અવસ્થાને પામીને આ જીવનને કયારે સફળ કરીએ? એમ તમોને ધંધાધાપા કરતાં કરતાં અને બાઈઓને રસોઈ આદિ કરતાં કરતાં થાય છે?

બળવીર્યની પ્રેરણાથી કર્મના રસને ટાળીને કર્મના બંધ જે ભાવે પડે છે તે ભાવને ટાળીને આ જીવનને કયારે સફળ કરીએ? એવી ભાવનામાં જો તમે રાચતાં હો.. તો..કેટલો બધો અલ્પ કર્મનો બંધ થાય? અને કેટલી બધી નિર્જરા થાય? અને એ ભાવનાના પ્રતાપે વીતરાગ માર્ગ ઝટ મળે. એ ભાવનામાં રમતાં ચારિત્રમોહનીય કર્મનો ક્ષયોપશમ થાય..અને વિરતિનાં પરિણામો આવે..અને ભવાન્તરમાં વીતરાગ માર્ગ સાંપડે..મળે એ શકય છે.

આ બધોય એક સમ્યગ્દર્શનની પ્રાપ્તિનો પ્રતાપ છે. માત્ર મનને એવું કેળવવું જોઈએ કે..મારે પાપથી સર્વથા વિરામ પામવું છે..મારે તો સર્વથા નિષ્પાપમય જીવન જીવવું છે. સંસારમાં બાઈઓ અને ભાઈઓને મોટે ભાગે તો આરંભ–સમારંભાદિનાં કાર્યો કરવાં પડે ને? હા..પરંતુ એના માટે જ આ જન્મ નહિ ને? નહિ..શ્રાવક–શ્રાવિકાઓ તો આ વાતને સમજે જ ને? હા..આવી સમજણને પામેલી બાઈઓ જીવવિચાર, અજીવવિચાર, નવતત્ત્વાદિનો વિચાર, દશવૈકાલિકસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, આદિને ભણ્યા વિના રહે ખરી? નહિ જ. ભણે જ. અને ભણેલી સમજુ બાઈઓ રસોડામાં પણ બાળકોને જીવવિચાર આદિ શીખવી શકે ને? હા..જરૂર શીખવી શકે. અને પેઢી ઉપર બેઠેલા તમે છોકરાઓને ત્યાગજીવનની પ્રેરણા આપી શકો ને? હા.

જો એટલું જ હૈયે જચી જાય કે..આ મનુષ્યજન્મ પાપનો સર્વથા ત્યાગ કરવા માટે જ છે..આ મનુષ્ય જન્મની કિંમત પાપના ત્યાગને જ આભારી છે. એમ જો હૈયામાં લાગી જાય..તો બહુ ઓછી મહેનતે ઘણું કામ થઈ જાય. એ વાત સાવ સાચેસાચી છે. પછી તે જીવ પોતાનાં બળવીર્યની પ્રેરણાથી પૂર્વે જે રસથી બાંધેલ કર્મો..તે કર્મોને અને તે રસને ટાળવામાં જ પોતાનું બળ–વીર્ય ફોરવે. જ્ઞાનીઓ કહે છે કે..આવા ઉત્તમ માનવભવમાં આવીને..ધર્મના નામે અધર્મનાં આચરણોનો પ્રચાર ન થાય. અને અધર્મનાં આચરણોને રોકવા સાથે ધાર્મિક સત્વોને–તત્વોને જરાય નુકસાન ન પહોંચે.. એવો પ્રયત્ન વર્તમાન આ માનવભવમાં થવો જ જોઈએ. વર્ણ–જાતિ–સ્પૃશ્ય–અસ્પૃશ્ય વગેરે ભાવોથી કોઈનો તિરસ્કાર ન થવો જોઈએ, ન કરવો જોઈએ. સાચાને સાચું કહેવું અને ખોટાને ખોટું કહેવું. અને આદર એક સાચાનો..પણ ઘૃણા ન થવી જોઈએ. સુરાજ્ય વગર સ્વરાજ્યની કાંઈ કિંમત નથી. એ વાસ્તવિકતાને હરવખત ધ્યાનમાં રાખવી જોઈએ. તેમ સમ્યગ્દર્શન વિના પોતાના આત્માની કાંઈ કિંમત નથી. પરસ્પર વિચારોની વિષમતા હોવા છતાં પણ ઘૃણા ફેલાવનાર નીતિ સ્વીકારવી ન જોઈએ. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ આત્મવિકાસ જ જોઈએ. તેમાં પણ શ્રદ્ધાપૂર્વક આત્મસંયમની મુખ્યતા હોવી જોઈએ. અધ્યાત્મવાદના પ્રાણભૂત ધર્મની નિરંતર ઉપાસના કરવી જોઈએ. અહિંસા–સત્ય અચૌર્ય–વ્યભિચારનો ત્યાગ–અપરિગ્રહ–આત્મસંયમ વગેરે ધાર્મિક નિયમો તરફ ઉદાસીન ન જ રહેવું જોઈએ. પણ તેઓને હરવખતે યાદ રાખવા જરૂરી છે. જીવનના પૂર્વાર્ધમાં જ ધર્માચરણ શરૂ કરી દેવું જોઈએ. ધર્મ જીવનની ઉન્નતિમાં જરાય હરકત નાખનાર નથી. સત્ય ધર્મના પ્રચારને માટેના નિર્વદ્ય પ્રયત્નો સર્વદા પ્રશંસાપાત્ર છે.

ધર્મના મૂળ સ્વરૂપમાં ક્યારેય પણ અનેકતા નથી હોઈ શકતી. સમ્યક્ એકાન્તમાં પણ અનેકાન્ત સમાઈ જાય છે. ધર્મના નામે ક્યાંય પણ સંઘર્ષ ન થવો જોઈએ. ધર્મ એ ઉપદેશગ્રાહ્ય છે..તે કાંઈ બળપૂર્વક નથી કરાવી શકાતો. અને જે બળપૂર્વક કરવા જાય છે, તે મહાન ખત્તા ખાય છે. સમર્થ કર્તવ્ય એ જ ધર્મ...એમ નથી...પણ

ધર્મ એ જ કર્તવ્ય છે. શાન્તિનાં બધાં જ સાધનો ધર્મ નથી..પરંતુ આત્મશાન્તિનાં સાધનો જ ધર્મ છે. ધર્મનાં લક્ષણો પરમાર્થ; અહિંસા, સંયમ અને તપ છે. અનિવાર્ય હિંસા પણ હિંસા જ છે. સંકલ્પ અને હિંસા અશાન્તિનું મુખ્ય કારણ છે. અને વ્યવહાર અહિંસા, સંયમ અને તપ એ આત્માનું ખરૂં સ્વરૂપ મેળવવા માટે જ છે..પરમાર્થ-અહિંસા-સંયમ-તપ મેળવવા માટે જ વ્યવહાર અહિંસા-સંયમ-તપ છે. માટે અનિવાર્ય હિંસામાં પણ અનુરક્ત ન જ થવું જોઈએ.

ધર્મ સમ્યક્ ત્યાગપ્રધાન છે. સમ્યક્ સંયમી પુરુષને જ મહાન-મોટો માનવો જોઈએ. મિથ્યાત્વી અસંયમીને નહિ. જરૂરિયાતો ઓછી કરવી જોઈએ. કારણ કે ધર્મ નિઃસ્પૃહી બનીને અથવા નિઃસ્પૃહ ભાવનાથી કરવો જોઈએ. એ બદલો મેળવવાની -ઐહિક ફળ મેળવવાની-માનપત્ર મેળવવાની ભાવનાથી કરવાનો નથી-.ઉપદેશકોએ પહેલાં પોતાના આત્માની શુદ્ધિ કરી લેવી જોઈએ. જ્ઞાનીઓની એ મંગલકામના છે.. કે બધાય લોકો ધર્મની વાસ્તવિકતાને ઓળખે. અને ઓળખીને તેનું જ પાલન કરે, અમલમાં મૂકે, અને અમલમાં મૂકીને સુખી બને. આ જ જ્ઞાનીઓની મંગલકામના છે.

એટલે કે..નિશ્ચય ધર્મ-વ્યવહાર ધર્મને સમજે. અને કર્મને ટાળવામાં બળ-વીર્યને ફોરવે. અને પાલન કરીને અમલમાં મૂકીને સુખી થાય. આત્મા પોતે જ પોતાનાં સુખ-દુઃખનો નાશ કરનાર છે. સત્ય કાર્યો કરનાર આત્મા..પોતે જ પોતાનો મિત્ર છે.. અને ભૂંડાં-બૂરાં કાર્યો કરનાર આત્મા..પોતે જ પોતાનો દુશ્મન છે. પ્રાણીમાત્રની હિંસા ન થવી જોઈએ.

सव्वे जीवा वि इच्छंति, जीविउं न मरिज्जिउं
तम्हा पाणिवहं घोरं, निग्गंथा वज्जयंति णं ॥ ११ ॥

દશવૈકાલિક સૂત્ર, છઠ્ઠું અધ્યયન.

બધાય જીવો જીવવા ચાહે છે, મરવા નહિ. બધાં ય પ્રાણીઓ સાથે મારે મૈત્રી છે. કોઈની સાથે મારે વેર-વિરોધ નથી. બધાય જીવો ધર્મને ઓળખે, પામે, વર્તનમાં મૂકે, આરાધે અને સુખી થાય.

न सा जोणी न सा जाइ, न तं ठाणं न तं कुलं ।
न जाया न मुवा जत्थ, सव्वे जीवावी अणंतसो ॥

—ભગવતી સૂત્ર.

સમગ્ર સંસાર મારૂં કુટુંબ છે, આ જે તારી મા છે..તે પૂર્વભવમાં તારો પિતા હતો, અથવા પત્ની હતી, ભાઈ હતો..બધાંય પ્રાણીઓ સાથે પોતાના જેવો વ્યવહાર કરવો જોઈએ. આત્મદમન કરનાર સુખી થાય છે. સર્વને માટે એ ઉચિત છે કે સમ્યક્ સંયમ-ત્યાગ વડે આત્મદમન કરે.

આ બધોય એક સમ્યગ્દર્શનની પ્રાપ્તિનો પ્રતાપ છે. માત્ર મનને એવું કેળવવું જોઈએ કે..મારે પાપથી સર્વથા વિરામ પામવું છે..મારે તો સર્વથા નિષ્પાપમય જીવન જીવવું છે. સંસારમાં બાઈઓ અને ભાઈઓને મોટે ભાગે તો આરંભ–સમારંભાદિનાં કાર્યો કરવાં પડે ને? હા..પરંતુ એના માટે જ આ જન્મ નહિ ને? નહિ..શ્રાવક–શ્રાવિકાઓ તો આ વાતને સમજે જ ને? હા..આવી સમજણને પામેલી બાઈઓ જીવવિચાર, અજીવવિચાર, નવતત્ત્વાદિનો વિચાર, દશવૈકાલિકસૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, આદિને ભણ્યા વિના રહે ખરી? નહિ જ. ભણે જ. અને ભણેલી સમજુ બાઈઓ રસોડામાં પણ બાળકોને જીવવિચાર આદિ શીખવી શકે ને? હા..જરૂર શીખવી શકે. અને પેઢી ઉપર બેઠેલા તમે છોકરાઓને ત્યાગજીવનની પ્રેરણા આપી શકો ને? હા.

જો એટલું જ હૈયે જચી જાય કે..આ મનુષ્યજન્મ પાપનો સર્વથા ત્યાગ કરવા માટે જ છે..આ મનુષ્ય જન્મની કિંમત પાપના ત્યાગને જ આભારી છે. એમ જો હૈયામાં લાગી જાય..તો બહુ ઓછી મહેનતે ઘણું કામ થઈ જાય. એ વાત સાવ સાચેસાચી છે. પછી તે જીવ પોતાનાં બળવીર્યની પ્રેરણાથી પૂર્વે જે રસથી બાંધેલ કર્મો..તે કર્મોને અને તે રસને ટાળવામાં જ પોતાનું બળ–વીર્ય ફોરવે. જ્ઞાનીઓ કહે છે કે..આવા ઉત્તમ માનવભવમાં આવીને..ધર્મના નામે અધર્મનાં આચરણોનો પ્રચાર ન થાય. અને અધર્મનાં આચરણોને રોકવા સાથે ધાર્મિક સત્વોને–તત્વોને જરાય નુકસાન ન પહોંચે.. એવો પ્રયત્ન વર્તમાન આ માનવભવમાં થવો જ જોઈએ. વર્ણ–જાતિ–સ્પૃશ્ય–અસ્પૃશ્ય વગેરે ભાવોથી કોઈનો તિરસ્કાર ન થવો જોઈએ, ન કરવો જોઈએ. સાચાને સાચું કહેવું અને ખોટાને ખોટું કહેવું. અને આદર એક સાચાનો..પણ ઘૃણા ન થવી જોઈએ. સુરાજ્ય વગર સ્વરાજ્યની કાંઈ કિંમત નથી. એ વાસ્તવિકતાને હરવખત ધ્યાનમાં રાખવી જોઈએ. તેમ સમ્યગ્દર્શન વિના પોતાના આત્માની કાંઈ કિંમત નથી. પરસ્પર વિચારોની વિષમતા હોવા છતાં પણ ઘૃણા ફેલાવનાર નીતિ સ્વીકારવી ન જોઈએ. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ આત્મવિકાસ જ જોઈએ. તેમાં પણ શ્રદ્ધાપૂર્વક આત્મસંયમની મુખ્યતા હોવી જોઈએ. અધ્યાત્મવાદના પ્રાણભૂત ધર્મની નિરંતર ઉપાસના કરવી જોઈએ. અહિંસા–સત્ય અચૌર્ય–વ્યભિચારનો ત્યાગ–અપરિગ્રહ–આત્મસંયમ વગેરે ધાર્મિક નિયમો તરફ ઉદાસીન ન જ રહેવું જોઈએ. પણ તેઓને હરવખતે યાદ રાખવા જરૂરી છે. જીવનના પૂર્વાર્ધમાં જ ધર્માચરણ શરૂ કરી દેવું જોઈએ. ધર્મ જીવનની ઉન્નતિમાં જરાય હરકત નાખનાર નથી. સત્ય ધર્મના પ્રચારને માટેના નિર્વદ્ય પ્રયત્નો સર્વદા પ્રશંસાપાત્ર છે.

ધર્મના મૂળ સ્વરૂપમાં ક્યારેય પણ અનેકતા નથી હોઈ શકતી. સમ્યક્ એકાન્તમાં પણ અનેકાન્ત સમાઈ જાય છે. ધર્મના નામે ક્યાંય પણ સંઘર્ષ ન થવો જોઈએ. ધર્મ એ ઉપદેશગ્રાહ્ય છે..તે કાંઈ બળપૂર્વક નથી કરાવી શકાતો. અને જે બળપૂર્વક કરવા જાય છે, તે મહાન ખત્તા ખાય છે. સમર્થ કર્તવ્ય એ જ ધર્મ...એમ નથી...પણ

ધર્મ એ જ કર્તવ્ય છે. શાન્તિનાં બધાં જ સાધનો ધર્મ નથી..પરંતુ આત્મશાન્તિનાં સાધનો જ ધર્મ છે. ધર્મનાં લક્ષણો પરમાર્થ; અહિંસા, સંયમ અને તપ છે. અનિવાર્ય હિંસા પણ હિંસા જ છે. સંકલ્પ અને હિંસા અશાન્તિનું મુખ્ય કારણ છે. અને વ્યવહાર અહિંસા, સંયમ અને તપ એ આત્માનું ખરૂં સ્વરૂપ મેળવવા માટે જ છે..પરમાર્થ-અહિંસા-સંયમ-તપ મેળવવા માટે જ વ્યવહાર અહિંસા-સંયમ-તપ છે. માટે અનિવાર્ય હિંસામાં પણ અનુરક્ત ન જ થવું જોઈએ.

ધર્મ સમ્યક્ ત્યાગપ્રધાન છે. સમ્યક્ સંયમી પુરુષને જ મહાન-મોટો માનવો જોઈએ. મિથ્યાત્વી અસંયમીને નહિ. જરૂરિયાતો ઓછી કરવી જોઈએ. કારણ કે ધર્મ નિઃસ્પૃહી બનીને અથવા નિઃસ્પૃહ ભાવનાથી કરવો જોઈએ. એ બદલો મેળવવાની -ઐહિક ફળ મેળવવાની-માનપત્ર મેળવવાની ભાવનાથી કરવાનો નથી-.ઉપદેશકોએ પહેલાં પોતાના આત્માની શુદ્ધિ કરી લેવી જોઈએ. જ્ઞાનીઓની એ મંગલકામના છે.. કે બધાય લોકો ધર્મની વાસ્તવિકતાને ઓળખે. અને ઓળખીને તેનું જ પાલન કરે, અમલમાં મૂકે, અને અમલમાં મૂકીને સુખી બને. આ જ જ્ઞાનીઓની મંગલકામના છે.

એટલે કે..નિશ્ચય ધર્મ-વ્યવહાર ધર્મને સમજે. અને કર્મને ટાળવામાં બળ-વીર્યને ફોરવે. અને પાલન કરીને અમલમાં મૂકીને સુખી થાય. આત્મા પોતે જ પોતાનાં સુખ-દુઃખનો નાશ કરનાર છે. સત્ય કાર્યો કરનાર આત્મા..પોતે જ પોતાનો મિત્ર છે.. અને ભૂંડાં-બૂરાં કાર્યો કરનાર આત્મા..પોતે જ પોતાનો દુશ્મન છે. પ્રાણીમાત્રની હિંસા ન થવી જોઈએ.

**सव्वे जीवा वि इच्छंति, जीविउं न मरिज्जिउं**
**तम्हा पाणिवहं घोरं, निग्गंथा वज्जयंति णं ॥११॥**

દશવૈકાલિક સૂત્ર, છઠ્ઠું અધ્યયન.

બધાય જીવો જીવવા ચાહે છે, મરવા નહિ. બધાં ય પ્રાણીઓ સાથે મારે મૈત્રી છે. કોઈની સાથે મારે વેર-વિરોધ નથી. બધાય જીવો ધર્મને ઓળખે, પામે, વર્તનમાં મૂકે, આરાધે અને સુખી થાય.

**न सा जोणी न सा जाइ, न तं ठाणं न तं कुलं ।**
**न जाया न मुवा जत्थ, सव्वे जीवावी अणंतस्सो ॥**

—ભગવતી સૂત્ર.

સમગ્ર સંસાર મારૂં કુટુંબ છે, આ જે તારી મા છે..તે પૂર્વભવમાં તારો પિતા હતો, અથવા પત્ની હતી, ભાઈ હતો..બધાંય પ્રાણીઓ સાથે પોતાના જેવો વ્યવહાર કરવો જોઈએ. આત્મદમન કરનાર સુખી થાય છે. સર્વને માટે એ ઉચિત છે કે સમ્યક્ સંયમ-ત્યાગ વડે આત્મદમન કરે.

* अप्पा चेव दमेयव्वो अप्पा हु खलु दुद्दमो ।
अप्पा दन्तो सुही होइ, अस्सिं लोए परत्थ य ॥१५॥
* वरं मे अप्पा दन्तो, संजमेण तवेण य ।
माहं परेहि दम्मंतो, बंधणेहि वहेहि य ॥१६॥

જે બંધનવધ વડે આત્મા દબાય છે, તથા જે ભાવ વડે આત્મા દબાય છે, દમાય છે. તે ભાવ સર્વને માટે અનુચિત છે. અને જે ભાવ વડે રાગ-દ્વેષ દમાય તે સર્વને માટે ઉચિત છે. આ ઉપદેશ વાણીને ફૂલોની માળા માફક શિર ઉપર ધારણ કરીને મનુષ્યે પોતાનું જીવન ઉન્નત બનાવવું જોઈએ.

આ મનુષ્યજીવનની કિંમત મિથ્યાત્વપાપના ત્યાગને આભારી છે. એટલું જો સમજાઈ જાય તો પૂર્વે જે કર્મના રસ સત્તામાં બાંધેલા પડ્યા છે, તેના ઉપર પોતાનું બળ-વીર્ય પાડે તો કર્મના રસ ઘટી જાય. તે દૃષ્ટિ શોધકદૃષ્ટિ છે. તેમાં આવેલો જીવ સત્સમાગમ કરે, સમજે, સ્વમાં ઠરે, તો..સાધકદૃષ્ટિને પામી જાય..અને તેનું કલ્યાણ થઈ જાય.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૦૯

સં. ૨૦૧૪ના આસો સુદ ૧૨, ગુરુવાર, તા. ૨૩-૧૦-૫૮.

**મૂર્ચ્છારૂપ પરિગ્રહ...તેના જેવું બીજું કોઈ બંધન નથી.**
**આત્મા છે...તેનું સ્વરૂપ પૂર્ણ સમતા છે...**
**તે જ ધર્મ છે.**

આ ત્રીજી ગાથા આત્મા ઉપર ઉતારીને વિવેચન કરી સમજાવે છે.

ધર્મ ઉત્કૃષ્ટ મંગલ છે. તેના જેવું બીજું કોઈ માંગલિક નથી. તે ઉત્કૃષ્ટ માંગલિક તેનું સ્વરૂપ એ છે કે..શું સ્વરૂપ છે? પરમાર્થ અહિંસા-સંયમ-તપ તે તેનું સ્વરૂપ છે. પરમાર્થ અહિંસા-સંયમ-તપ તે ક્યાં રહે છે? આત્મામાં રહે છે. કેવા આત્મામાં રહે છે? સરળ આત્મામાં રહે છે...ઋજુ આત્મામાં રહે છે.

सोही उज्जुयभूयस्स, धम्मो सुद्धस्स चिट्ठई।
निव्वाणं परमं जाइ, घयसित्तिव्व पावए ॥१२॥
— ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૩ જું.

"કપટરહિત થઈ આતમ અરપણા" કપટરહિત આત્મામાં તે રહે છે. આત્મહિતને માટે જ ધર્મનો સ્વીકાર કરવો જોઈએ. આત્મહિતમાં બધાયનું હિત છે. જ્યાં પરમાર્થ અહિંસા–સંયમ–તપ હોય...તે પરમાર્થ અહિંસા–સંયમ–તપ જ બધાય જીવોનું કલ્યાણ કરનાર છે. પરમાર્થ અહિંસાના પાપમાં ધર્મની એકતા છે. બીજા કોઈ પણ પાયામાં ધર્મની એકતા હોઈ શકે નહિ...માટે નક્કી કરી લો કે.. પરમાર્થ અહિંસા–સયંમ-તપ જે મૂળ પાયો છે..તેમાં ધર્મ છે.

હિંસાની સ્થિતિમાં જુદી જુદી દિશાઓ છે. નરક–દેવ–તિર્યંચ–મનુષ્ય વગેરે હિંસા દુઃખદાયક છે. પરમાર્થ અહિંસા મહાસુખદાયક છે. પ્રેયસ્‌ની કામના કરનાર બંધાય છે, અને શ્રેયસ્‌ની સાધના કરનાર મુક્ત થાય છે. જગતના જીવોને પ્રેયસ્ તે બંધન છે..અને શ્રેયસ્ તે સુખ છે. જીવોને પ્રેયસ્‌ની કામના કરતાં આવડે છે પણ શ્રેયસ્‌ની કામના કરતાં આવડતી નથી. બંધન દુઃખ છે, મુક્તિ સુખ છે. સ્વવશતા તે સુખ છે. પરવશતા તે દુઃખ છે. "સર્વં પરવશં દુઃખં, સર્વં આત્મવશં સુખં" તેમાં પરનો અર્થ ફક્ત બીજી વ્યક્તિઓ જ નહિ...પરંતુ આત્મા સિવાયના બીજા બધાય પદાર્થોને પરમાં જ નાખ્યા છે.

આ ઉપરથી સમજી શકાય છે કે પ્રેયસ્‌જ પર છે અને શ્રેયસ્ તે સ્વ છે.. હવે ધર્મનો માર્ગ એક પ્રેયસથી અહીં જ પૃથક્..જુદો બની જાય છે..અને તે ભૌતિકતાની પરિધિથી દૂર હઠીને આધ્યાત્મિક બની જાય છે. ધર્મ સાર્વભૌમ હોવા છતાં પણ તે ધર્મ કોઈને હરકત કરતો નથી. વિવશ નથી કરતો..ફક્ત સત્તા..સત્–અસ્તિવાદી માટે જ છે. ધર્મ કહે છે કે.. સંયમથી જીવો..જીવનને સંયમી બનાવો. એ જ સુખનું બીજ છે. ભગવાન શ્રી મહાવીરદેવે કહ્યું છે કે..ઐહિક કે પરલૌકિક પુદ્‌ગલના સુખ માટે ધર્મ ન કરો.

चउव्विहा खलु तवसमाही भवइ ।
तं जहा–नोइह लोगट्ठयाए तवमहिट्ठिज्जा,
नोपरलोगट्ठआए तवमहिट्ठिज्जा,
नो कित्तिवन्नसद्दसिलोगट्ठआए तवमहिट्ठिज्जा,
नन्नत्थ निज्जरट्ठयाए तवमहिट्ठिज्जा ।

ધર્મ આત્મશુદ્ધિને માટે કરો. કર્મની નિર્જરાને માટે ધર્મ કરો..કર્મરૂપી મળનાં આવરણોને દૂર કરવા માટે ધર્મ કરો..રાગ-દ્વેષ–વિષયવાસનાને દૂર કરવાને માટે ધર્મ કરો. અવળા વીર્યથી બંધાયેલા કર્મ સવળા વીર્યથી દૂર થઈ

જાય છે. ધર્મનું સાધ્ય..આત્મમુક્તિ..નિરાવરણ અવસ્થા છે. આત્મા અનંત જ્ઞાનમય અરૂપી સત્તા છે..સત્ છે..અસ્તિત્વ ધરનારો છે. આત્મા એ ત્રણેથી અલગ નથી..અને ન જ્ઞાનથી અલગ આત્મા છે.. જે પૂર્વાપરભૂત એટલે..આગળ-પાછળનું જ્ઞાન છે..તે જ આત્મા છે. તેનું સ્વરૂપ પૂર્ણ સમતા છે. નિશ્ચય દૃષ્ટિએ તે જ ધર્મ છે. અહિંસા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય વગેરે વગેરે તેનાં વ્યવહાર સાધનો છે. ભૌતિક સુખ આત્માનો સ્વભાવ નથી. તેથી તે ન તો ધર્મ છે...કે ન તો ધર્મનું સાધ્ય છે...ધર્મ સમભાવમાં છે. સમ્યક્ત્વપૂર્વકના સમભાવમાં ધર્મ છે. સાચો સમભાવ હોય તો...વસ્તુમાત્રની સમાલોચના એ ધર્મનું આરાધન છે.

જેવી રીતે આત્મચિંત્વના તે ધર્મધ્યાન છે....તેવી રીતે એક પરમાણુનું ચિંત્વન તે ધર્મ-ધ્યાન છે..પરમાણુ એટલે પરમઅણુ..એક પરમાણુ શુદ્ધ છે તેમ આત્મા શુદ્ધ છે..તેનું ચિંત્વન તે ધર્મધ્યાન છે. ધ્યાન તે ધર્મનું મુખ્ય અંગ છે. જો સમતાના તત્ત્વને આગળ લાવે તો ધર્મ તે મોક્ષ માટે બની શકે છે. પરમાર્થ અહિંસા-સંયમ-તપથી સર્વકર્મ રસ ટળીને આત્માનો મોક્ષ થાય છે..થઈ શકે છે.

આચારાંગ સૂત્રમાં ભગવાન શ્રી મહાવીરદેવ પડકાર કરીને કહે છે કે..હે પુરુષ! તું પોતાની સાથે જ યુદ્ધ કર. બીજાઓની સાથે યુદ્ધ કરવાથી શું ? હે પુરુષ! તું જ તારો મિત્ર છે. બહાર શા માટે મિત્ર શોધે છે? જેને તું મારવા માંગે છે...તે જ તું જ છે..જેને તું દબાવવા માંગે છે. તે જ તું જ છે. ધર્મને જ્ઞાની પુરુષો પાસેથી સમજીને ધર્મીના ધર્મને જ્ઞાની પુરુષો પાસેથી સમજીને. સ્વીકારીને હવે પરિગ્રહનો સંગ્રહ ન કર. હોય..તે જેને જોઈતું હોય તેને આપી દે. તેના અર્થી ઘણાય છે... કારણ કે સંસારમાં પરિગ્રહ જેવું બીજું કોઈ બંધન નથી.

ભગવાન કહે છે કે.."**मूच्छा परिगहो वुत्तो**" મૂર્છા તે પરિગ્રહ છે....મૂર્છારૂપ પરિગ્રહ જેવું બીજું કોઈ બંધન નથી. "રસમૂચ્છિએ" મૂર્છારૂપ રાગના મહારસને ટાળવાને માટે બળ-વીર્યને તેના ઉપર ફોરવવું જોઈએ. દુઃખનું કારણ..ભોગ-લાલસા છે. ભૌતિક સુખ-સગવડો પ્રત્યે થતી આસક્તિ..ભોગોની લાલસા મૂર્છાનાં પરિણામ તે જ મહાન દુઃખોનું કારણ છે..તેનો સર્વથા અંત લાવવાને માટે..આસક્તિ-ભોગ-લાલસા-ઘેલછા-મોહનો સર્વથા અંત લાવવાને માટે બળ-વીર્યની પ્રેરણા એને..તથા કર્મને તોડવામાં પડે..તો..મોહ-લાલસા-ઘેલછા-આસક્તિ ઘટી જાય..અને કર્મનો રસ શોષાઈ જાય.

જો સુખી થવું હોય..તો માણસે સાદું જીવન ગુજારવું પડશે..વિતાવવું પડશે. સમ્યક્સંયમ અપનાવવો પડશે. અંદરના ત્યાગ વૈરાગ્ય અપનાવવા-પડશે, વીતરાગવાણી અપનાવવી પડશે, સમ્યગ્દર્શન સહિત સ્વરૂપમાં જામી જવાનો પુરુષાર્થ કરવો પડશે. તે સિવાય તમે જે સુખને ઇચ્છો છો,તે મળી શકે તેમ નથી.

ભગવાને કહ્યું કે..ક્રિયા તે કર્મ, પરિણામે બંધ, અને ઉપયોગ તે ધર્મ છે. આત્મા ઉપયોગમય છે. સ્વ અને પરને જાણવાનો આત્માના જ્ઞાનભાવને ઉપયોગ કહેવાય છે.

*"आया उवउगे, उवउगे आया"*

ચૈતન્યની અવસ્થારૂપ ભાવ તે ઉપયોગ છે. જાણવાનો ઉપયોગ, તે જ્ઞાન ઉપયોગ છે, દેખવાનો ઉપયોગ તે દર્શન ઉપયોગ છે. આત્માના ચૈતન્ય ગુણ સાથે વર્તવાવાળા પરિણામને ઉપયોગ કહેવાય છે. આત્મા ચૈતન્ય છે, તેના ગુણોની સાથે ક્ષણે ક્ષણે વર્તવાવાળો પરિણામ તેને ઉપયોગ કહે છે. આત્માનો ચૈતન્ય ગુણ જાણવા-દેખવા સહિત છે. આ ઉપાશ્રય છે, મંદિર છે, બગીચો છે, આના ઉપર રાગ છે, આના ઉપર દ્વેષ છે, એવા જાણવાના-જોવાના આત્માની સાથે પરિણામ વર્તે છે..તે ઉપયોગ છે. અથવા આ પાટ છે, આ ટેબલ છે, આ ખુરશી છે, આ શ્રાવક છે, આ શ્રાવિકા છે, આ બધાંય બેઠાં છે, આ ઘડિયાળ છે, એમ આત્માના ચૈતન્યના પરિણામમાં જાણવાના ભાવ થયા તે ઉપયોગ છે. અર્થાત્ આ વિષયમાં મહારાજશ્રીનો શું અભિપ્રાય છે....એમ જાણવાના ભાવ ઊપડયા છે..તે ઉપયોગ છે.

પોતે આધ્યાત્મિક ગ્રંથ વાંચતો હોય..અને તે વાંચતાં વાંચતાં પોતે તેમાં કેટલાક ભાગનો નિવેડો ન લાવી શકતો હોય અને અમુક બાબતમાં નિવેડો ન લઈ શકયો હોય તો તેનો નિવેડો મહારાજશ્રી પાસેથી લેવાનો છે..એમ જાણવાના જે ભાવ થયા તે આત્માનો ઉપયોગ છે. જાણવું—દેખવું તે આત્માનો ધર્મ છે. જાણવા—દેખવારૂપ વેપાર તે આત્માનો ઉપયોગ ધર્મ છે, અને આત્મા તેનો ધર્મી છે. આત્માનો જાણવા-દેખવારૂપ વેપાર તે ઉપયોગ છે. હવે તે જાણવા—દેખવારૂપ આત્માના વેપાર ઉપયોગમાં રાગ—દ્વેષ કરે તો તે વિકારી ઉપયોગ છે, પણ હું તો જાણું, દેખું એવો આત્માનો સ્વભાવભાવ તે આત્માનો ઉપયોગ છે. આત્માના પરિણામ આત્મા સાથે હોય તે ઉપયોગ છે, તેમાં પોતે રાગ-દ્વેષ-મોહ કરે તો તે વિકારી ઉપયોગ છે, તેમાં પોતે રાગ-દ્વેષ—મોહ ન કરે..અને માત્ર જાણે...તે ધર્મ છે. માટે જ ભગવાને કહ્યું છે કે ઉપયોગ એ ધર્મ છે.

વર્તમાન યોગ ગુણની મલિનતા નીચે રહ્યો થકો ઉપયોગ કંપે છે. તે કંપનથી પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ આવે છે..તે ક્રિયા..એ કર્મ છે. અને જે ઉપયોગ રાગ—દ્વેષ તરફ ઢળે છે..તે રાગ—દ્વેષના પરિણામ એ બંધ..અને જેટલા ટકા કંપન અને રાગાદિથી ઉપયોગ છૂટીને નિર્મળ થયો તેટલા ટકા શુદ્ધ ઉપયોગ એ ધર્મ છે. એનો અર્થ ક્રિયા એ કર્મ..પરિણામ એ બંધ..અને ઉપયોગ એ ધર્મ છે. એમ.. તમે તમારા આત્મા માટે સમજી લો.

હે ધીર ! તું તૃષ્ણાને, સ્વચ્છંદતાને છોડી દે. આ બન્ને કાંટાઓને લીધે જ :

ભટકયા કરે છે જેને તું સુખનું સાધન સમજે છે, તે દુઃખનું કારણ છે. બાહ્ય પદાર્થોમાં ઉપયોગને બાંધી લઈને અર્થાત્ ઉપયોગ બંધાઈ જઈને ઉપયોગ સુખ નથી પામી શકતો..કારણ કે વિકારી ઉપયોગે સુખ મળી શકે તેમ નથી. પાંજરૂ ચાહે હીરામાણેકથી મઢેલું હોય..અથવા પાંજરૂં ચાહે સોનાનું હોય..પણ છેવટે તે બંધન જ છે.

नाहं पक्खिणि पंजरेवा,
संताणछिन्ना चरिस्सामि मोण ।
अकिंचणा उज्जुकडा निरामिसा,
परिग्गहारंभ नियत दोसा ॥ ४१ ॥
ઉત્તરાધ્યયન સૂત્ર,

કમળાવંતી રાણી ઈષુકાર રાજાને કહે છે કે..હે રાજન ! આ તારૂં સોનાનું પાંજરૂં છે, તેમાં મારે હવે રમવું નથી. આત્મા સિવાયના બીજા પદાર્થોમાં ઉપયોગને જોડીને સુખી થવાની ભાવના સેવવી તે મિથ્યા છે..સુખની લાલસા તે સુખ નથી..બલ્કે અધિક દુઃખનું કારણ બને છે. ભૌતિક મોહ એક પ્રકારની તંદ્રા છે. માણસ જેવો માણસ જેટલો તેની અંદર વધારે ડૂબતો જાય છે..તેટલું વધારે ભાન ભૂલતો જાય છે. સારાસારનો વિવેક ગુમાવી દે છે. હિત-અહિત-હેય-ઉપાદેય, વગેરે શું તેનો વિવેક ગુમાવી દે છે. ભૌતિક સાધનોનો..ખ્યાલમાં પણ ન હોય એટલો વિસ્તાર થવાં છતાં પણ સુખ શાંતિની માંગણી વધતી જાય છે. આથી આપણે શું એમ નથી જાણી શકતા કે ભૌતિક પદાર્થો ખરેખર સુખશાંતિનાં સાધનો નથી? દીવા જેવું જાણી શકાય છે. એ બધાં જો સુખનાં સાધનો હોત..તો આજનું વિશ્વ અશાંત શા માટે કહેવાત ?

અમેરિકામાં ભૌતિક સાધનો અઢળક છે..છતાં તેઓને કયાંય સુખશાંતિ વળતી નથી. મળતી નથી, માટે સુખશાંતિના વાસ્તવિક સ્વરૂપને ઓળખવું પડશે.. આત્મામાં જાણવું-દેખવું-ઠરવું તે જ સુખશાંતિ અને ધર્મ છે. ઉપયોગ એ ધર્મ. ધર્મ તો વિશાળ હૃદયવાળો છે. પ્રાણીમાત્રને આત્મવત્ પોતાના જેવા સમજો. હિંસા તે મોહ છે.. મોહ બંધન છે..અને વેર-ઝેરનું કારણ છે. જે બીજાની હિંસા કરવાનો ભાવ કરે છે.. તે પોતાનું વેર વધારે છે.

જીવ જો ધ્યાન આપે, વિચાર કરે, અને સમજે તો જરૂર કલ્યાણ થાય. સંતોષ ધર્મનું જીવન છે.

संतोषतोहि प्रबलंच सौख्यं,
सौख्येन कृत्वा भवतीति धर्मम् ।
धर्मेन कृत्वा भवतीति मोक्षं,
मोक्षेन कृत्वा अनंत सौख्यम् ॥

"इच्छा हु आगाससमा अणन्तिया" ઉત્તરાધ્યયન સૂત્ર.

તેને મર્યાદિત કરો..જુઓ..સંગ્રહભાવના ન રાખો. વધારે સંગ્રહની ભાવનાથી જીવન વધારે દુઃખી બને છે. દુઃખી થાય છે..મૂર્છારૂપ પરિગ્રહની સાથે સાથે માયા-કપટ-અભિમાન-ઢોંગાઈ-લુચ્ચાઈ અને દુર્ભાવનાઓ વધે છે. એને લઈને જ આ યુદ્ધોની તૈયારી થવા માંડી છે. સારાય સંસારમાં મૂર્છારૂપ પરિગ્રહ સમાન બીજી કોઈ બેડી નથી.

જુઓ.. સામગ્રી ઓછી છે, ભોગવનારા વધારે છે..અને સંગ્રહની ભાવનાવાળા એથી પણ વધારે છે. અરે! આશ્ચર્ય છે કે દુનિયા એ તરફ ધ્યાન નથી આપતી!! કે ધન ફક્ત જીવનનિર્વાહનું સાધન છે, પણ સાધ્ય નથી, સાધ્ય તો મારો મોક્ષ છે. બધાય જીવો સુખ ઇચ્છે છે. તે તેમનું સાધ્ય છે..સુખ મોક્ષ સિવાય બીજે ક્યાંય નથી. માટે મોક્ષ સાધ્ય છે..સુખ આત્માનો ધર્મ છે.

તો આત્માના ધર્મને પેદા કરવાને માટે પોતાનાં બળવીર્ય અનાદિના બંધાયેલ, સત્તામાં પડેલા, કર્મના કડવા રસોને તોડવામાં વાપરે..તો કર્મના રસ અંદરમાંથી ઘટી જાય..અને પોતે સત્‌ના સમાગમમાં ઊંડો રહે તો પોતે સત્‌ને પામી જાય.

ॐ શ્રી સત્‌



## વ્યાખ્યાન નં. ૧૧૦

સં. ૨૦૧૪ના આસો સુદ ૧૩, શુક્રવાર, તા. ૨૪-૧૦-૫૮

**સમકિતીને કોણ શીખવે શ્રેણીગતની રીત....**
**અપૂર્વ ધારા ઉલસી....સિદ્ધ શું બાંધી પ્રીત....**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮મું અધ્યયન, ત્રીજી ગાથા, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. આ ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવે છે.

અસંખ્યાત પ્રદેશી આત્માના ઉદ્યાનની અંદર એક ક્ષેત્ર અવગાહીને રહેલાં કર્મો, તે કર્મોમાં અનેક પ્રકારના રહેલા રસો, તે રસોને ટાળવાને માટે અને કર્મરૂપી મૃગલા-

ઓને હણવા માટે, આત્મા પોતાનું બળ-વીર્ય ફોરવે તો કર્મ, અને તેમાં રહેલા રસો શોષાઈ જાય છે. અને આત્મા પોતાના પુરુષાર્થથી સાચી દશાને પામે છે.

સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પહેલાં શોધકદષ્ટિમાં..કર્મને, કર્મના રસોને ટાળવાનો પ્રયત્ન હોય છે, તે પ્રયત્નમાં શું હોય? તેમાં કર્મને, કર્મના રસોને ટાળવાનો વિકલ્પ હોય છે..ભાવ હોય છે. આત્માની પ્રતીતિ, આત્માનો વિશ્વાસ પ્રાપ્ત થયા પહેલાં પાંચ લબ્ધિ હોય છે..શોધકદષ્ટિમાં જે લબ્ધિ હોય છે તેના પાંચ પ્રકાર છે.

(૧) ક્ષયોપશમ લબ્ધિ..

(૨) વિશુદ્ધિ લબ્ધિ..

(૩) દેશનાલબ્ધિ..

(૪) પ્રાયોગ્ય લબ્ધિ..

(૫) કરણ લબ્ધિ..

પ્રથમ ક્ષયોપશમ લબ્ધિ થાય છે..જેના હોવાથી જીવાદિ નવે તત્ત્વનો વિચાર થઈ શકે..એવાં જ્ઞાનાવરણીયાદિ કર્મનો ક્ષયોપશમ થાય..એટલે તેની પ્રાપ્તિને ક્ષયોપશમલબ્ધિ કહેવાય છે કે જે લબ્ધિ વડે જીવાદિ નવે તત્ત્વનો વિચાર થઈ શકે છે.

બીજી વિશુદ્ધિ લબ્ધિ એટલે મોહનો મંદ ઉદય આવવાથી (મોહનીય કર્મ સત્તામાં પડેલું છે.) મંદ કષાયરૂપ ભાવ થાય છે..કે જેથી તત્ત્વવિચાર થઈ શકે છે. તેને વિશુદ્ધિ લબ્ધિ કહેવાય છે.

ત્રીજી દેશના લબ્ધિ એટલે શ્રી જિનેશ્વર ભગવંતો દ્વારા..કેવળજ્ઞાની–કેવળદર્શનીઓ દ્વારા ઉપદેશેલા તત્ત્વોનું ધારણ કરવું..જે જે તત્ત્વ મળે, તેને પોતાની મતિમાં ધારણ કરવું..અથવા ધારણ થવું..ધારણ કર્યા પછી તેનો વિચાર કરવો તે દેશનાં લબ્ધિ છે.

ચોથી પ્રાયોગ્ય લબ્ધિ એટલે આયુષ્ય કર્મ વર્જીને (કર્મો આઠ છે-૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ મોહનીય, ૪ અંતરાય, ૧ વેદનીય, ૨ આયુષ્ય, ૩ નામ, ૪ ગોત્ર) બાકીનાં કર્મોની પૂર્વસત્તા ઘટીને, અંતો કોડા કોડી સાગરોપમ પ્રમાણના સંખ્યાતમાં ભાગમાં થાય...અને સંખ્યાતમાં ભાગમાં થાય..એટલે...આ લબ્ધિકાળથી માંડીને ક્રમશઃ કર્મનો રસ (કર્મની સ્થિતિ) ઘટતો જાય અને કેટલીક પાપપ્રકૃતિઓનો બંધ ક્રમશઃ ઘટતો જાય..ઇત્યાદિ પ્રાયોગ્ય થાય તેને પ્રયોગ્ય લબ્ધિ કહેવાય છે.

પાંચમી કરણલબ્ધિ એટલે જેમાં સમ્યગ્દર્શન પ્રગટે છે.

ક્ષયોપશમ લબ્ધિ-વિશુદ્ધિ લબ્ધિ–દેશનાલબ્ધિ તેમાં પ્રથમની બે લબ્ધિને ગૌણતામાં મૂકી દીધી અને દેશનાલબ્ધિને મુખ્ય કરી..તે દેશનાલબ્ધિના પ્રતાપે આ ભવ્ય જીવે શ્રી સદ્‌ગુરુના મુખથી શ્રવણ કરેલા તત્વજ્ઞાનના ઉપદેશનો વારંવાર અભ્યાસ

કરીને પછી મનન કરી એવી શકિત પ્રાપ્ત કરી લીધી છે, કે હવે એક આયુષ્ય કર્મ વર્જીને સાત કર્મોની સ્થિતિ એક અંતો ક્રોડાક્રોડી સાગરોપમથી કાંઈક ન્યૂન બની ગઈ છે. પ્રથમ સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ હતી..તે ઘટીને ઉપર કહી તેમ શેષ રહી ગઈ છે, એટલે એક અંતો ક્રોડા ક્રોડી સાગરોપમથી કાંઈક ન્યૂન થઈ ગઈ છે. એટલી જ બાકી રહી ગઈ છે.

આ જીવને પ્રાયોગ્ય લબ્ધિમાં પોતાની ઉન્નતિ કરવાની ભાવના હોય છે. આ લબ્ધિના કાળ દરમ્યાન પરિણામોની એવી તો ઉજ્જવળતા હોય છે કે..ઘાતિ કર્મનો અનુભાગ...અનુભાગ એટલે ફળદાન શક્તિ..જે પ્રથમ પાષાણ સમ હતી, પર્વતની ફાટ સમાન હતી, તે પલટાઈને કાષ્ટરૂપ થઈ જાય છે. અને અઘાતિ કર્મોની પાપ પ્રકૃતિઓમાં જે હળાહળ વિષ સમાન શકિતઓ વિદ્યમાન હતી..તે દૂર થઈ (સાબુ-ચોખાની કાંજીરૂપ થાય છે. અઘાતિ કર્મના બે ભેદ છે, શુભ અઘાતિ-અશુભ અઘાતિ, શાતા વેદનીય-અશાતાવેદનીય, દેવાદિ શુભ આયુષ્ય-નરકાદિ અશુભ આયુષ્ય, શુભનામ-અશુભનામ, શુભગોત્ર-અશુભગોત્ર).

આ પ્રાયોગ્ય લબ્ધિવાળા જીવ (પહેલી ત્રણ લબ્ધિ ભેગી લેવી..તેમાંય દેશનાલબ્ધિ તો મુખ્યપણે લેવી.) આયુષ્ય કર્મ વર્જી સાત કર્મની સ્થિતિ અંતો ક્રોડાક્રોડી સાગરોપમથી અધિક બાંધતા નથી. પ્રાયોગ્ય લબ્ધિના સમયમા જીવની પ્રવૃત્તિ પોતાના કલ્યાણ તરફ અતિ ઉત્કૃષ્ટ ભાવે થતી હોય છે. કોઈ પણ પ્રકારે સત્પુરુષાર્થ કરી હું સમ્યગ્દર્શનને પાત્ર બનું..એવી ભાવના જાગૃત રહે છે. આ લબ્ધિ ભવ્ય જીવો તથા અભવ્ય જીવો એમ બન્ને પ્રકારના જીવોને હોય છે. એમાં ભવ્ય જીવ ઉપર ચડવામાં આવરણરૂપ કર્મનાં પડળોને દૂર કરે છે, પણ અભવી જીવ દૂર કરી શકતો નથી. ગ્રંથીપ્રદેશ સુધી પહોંચી શકે છે પણ કરણલબ્ધિમાં જઈ શકતો નથી. ઉપર ચઢવામાં આવરણરૂપ કર્મોને તે અભવી જીવ દૂર કરી શકતો નથી.

શ્રી સદ્‌ગુરુએ તત્ત્વ ઉપદેશ આપ્યો, તેને વિચારે..મનન કરે.. ખૂબ વિચારે.. મનન કરે..અને પછી વિચાર કરતાં..આમ જ છે..એવી તેને પ્રતીતિ થઈ જાય.. અને જો અન્યથા વિચાર કરે..ઉપદેશનો નિર્ધાર ન કરે..તો પ્રતીતિ ન પણ થાય. (દુનિયા કહે છે કે..આટલું આટલું વાંચીએ છીએ, છતાં પ્રતીતિ કેમ થતી નથી? જ્ઞાની કહે છે કે ભાઈ..તારૂં મન બહારમાં જ ભટકે છે.. તેથી જ પ્રતીતિ થતી નથી.) તેનું મૂળ કારણ મિથ્યાત્વ કર્મ છે. તેનો ઉદય જેને મટે..તેને પ્રતીતિ થાય..થાય અને થાય..અને ન મટે તો પ્રતીતિ ન પણ થાય..એવો નિયમ છે.

આવો નિયમ હોવા છતાં પ્રાયોગ્ય લબ્ધિમાં આવેલા જીવોનો સતત્ ઉદ્યમ હોય.. અને તે ઉદ્યમ શું છે? તે ઉદ્યમ માત્ર તત્ત્વનો વિચાર કરવાનો છે. મન ચોંટતુ નથી માટે ચોપડીઓને એક કોર મૂકી દો એમ નહિ. ભવ્યજીવ વારંવાર શ્રી સદ્‌ગુરુના

ઉપદેશનો વિચાર કરે છે. હું કોઈ પણ પ્રકારે શુદ્ધ નિશ્ચય નયના વિષયભૂત એવા મારા શુદ્ધાત્માનું દર્શન પ્રાપ્ત કરૂં..આવી અભિરૂચિ દ્વારા પણ તે સાચાં સુખશાન્તિનો કિંચિત્ લાભ મેળવે છે.

વાસ્તવમાં જ્યાં આત્મવિચાર છે..ત્યાં સુખ અને શાન્તિ છે.

એક આત્મશોધક વીર પુરુષ પ્રાયોગ્ય લબ્ધિમાં રહીને ( પહેલી ત્રણ લબ્ધિઓ ભેગી લેવી..તેમાંય દેશનાલબ્ધિ તો મુખ્યપણે લેવી. ) પરિણામોને ઊંચાં લાવવા ઉદ્યમ કરી જ રહ્યો છે. તો આ લબ્ધિના પ્રતાપથી બંધ યોગ્ય કેટલીયે પ્રકૃતિનો નાશ થાય છે. બંધાવા યોગ્ય અમુક અમુક પ્રકૃતિઓનો નાશ થાય છે. તેમાં દેવ-નારક-તિર્યંચ-મનુષ્યગતિ એ ચાર આયુષ્ય કર્મનો સમાવેશ થાય છે. એથી એ વાત સિદ્ધ થાય છે કે..પ્રાયોગ્ય લબ્ધિના પ્રારંભથી જ્યાં સુધી ઉપશમ સમ્યક્ત્વ ઉત્પન્ન થઈને અંતર્મુહૂર્ત શુદ્ધિ રહે છે, તે દરમ્યાન આયુષ્યનો બંધ પડતો નથી. વાસ્તવમાં અહિંયાથી શરૂ કરીને આ જીવના ભાવ ઉત્તરોત્તર ચઢીયાતા બનતા રહે છે.

જે જીવને સમ્યગ્દર્શન પ્રાપ્ત થવાનું છે, તેના ભાવોની ઉજ્જવળતા બરાબર વૃદ્ધિ પામતી રહે છે. ( પરંતુ જેને સમ્યક્ત્વની પ્રાપ્તિને માટે વિલંબ છે..અથવા જે અભવી છે..તે પ્રાયોગ્ય લબ્ધિના કાળ પછી અવશ્ય પડે છે. ) શ્રી સદ્ગુરુએ ભેદવિજ્ઞાનનો જે ઉપદેશ આપેલો હતો..અથવા દીધેલો હતો..તેનું તે બરાબર સ્મરણ કરે છે, ચિંતવન કરે છે. અને પોતાના આત્મસ્વરૂપને અનાત્મભાવથી ભિન્ન વિચારે છે. તેની નજર સમક્ષ શુદ્ધ નિશ્ચયનયના ભાવો પુનઃપુનઃ દશ્યમાન થઈને નૃત્ય કરી રહે છે.. નૃત્ય કરી રહેલા હોય છે. જો કે તેને હજી સ્વાનુભવ થયો નથી..સ્વસંવેદન..આત્માની પ્રતીતિનો સ્વાદ આવ્યો નથી..આત્માના અનંત ગુણોનો વિશ્વાસ આવ્યો નથી... તથાપિ તેના ભાવોમાં હું જ્ઞાતા-દ્રષ્ટા છું..સિદ્ધ સમાન શુદ્ધ છું..એ ઝળકે છે.. એનું જ મનન ચિંતવન એ ભાવોને ઊંચા લાવવા માટેની નિસરણી છે, અથવા સીડી છે. તે નિસરણી ઉપર ચડીને જેઓ આગળ વધે છે.. ( ભલે ચડે અને પડે.. ) અને જેણે એક સમ્યક્ત્વ ભાવને જાગૃત કરી..સર્વ પરભાવોથી રહિત પોતાના શુદ્ધ આત્માનો અનુભવ મેળવી લે છે..તેને ધન્ય છે. એક સમયના સમ્યક્ત્વને પામેલા જીવને કોટી સહ ધન્યવાદ છે.

કરણલબ્ધિમાં સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. એવો જ નિજાનંદરૂપ અમૃતનો સ્વાદ લઈને પરમ તૃપ્તિ મેળવવામાં પોતાના ઉદ્યમને સફળ બનાવી દે છે. પ્રાયોગ્ય લબ્ધિમાં રહેલો આત્મા સર્વ વિભાવભાવોથી રહિત થવાને માટે અને શુદ્ધ આત્માના ગુણના ચિંતવન માટે અતિ અતિ ઉત્સાહિત દેખાય છે. તેના મનમાં ઉલ્લસિત ઉમંગ છે. જરૂર હોય જ...કે જે જન્મમરણાદિ દુઃખયુક્ત...દુઃખસહિત એવા આ સંસારથી કેવી રીતે છૂટું ? અને નિર્વાણના પરમ આનંદમય અવિનાશી સુખનો ભોક્તા ક્યારે

થાઉં ?! શરીરરૂપી પિંજરમાં કેદ થયેલો એવો હું કેવી રીતે મુક્ત થાઉં ? (શરીરરૂપી પિંજર "इट्ठे कंते पिये मणुन्ने" ઇષ્ટકારી હોય, કંતકારી હોય, મનને ગમે તેવું હોય છતાં તે પિંજર એક દિવસ પડી જવાનું છે.)...તો...શુદ્ધ આત્માના જ્ઞાનમાં કે શુદ્ધ આત્માના શુદ્ધ જ્ઞાનના અભ્યાસમાં હવે તો રક્ત બની જાઉં....શ્રી સદ્‌ગુરુનો પરમ કલ્યાણકારી ઉપદેશ તેના અંતરંગમાં અપૂર્વ પ્રભાવ વિકસાવી રહ્યો છે. (જે જીવો ગુરુને ભૂલ્યા, તેના ઉપકારને ભૂલ્યા, તે જીવો બધુંયે ભૂલ્યા છે, અને સંસારમાં ડૂબ્યા છે. તમે એવા તો નથી ને ?) ગુરુએ તને ઉપદેશ આપ્યો તેથી તારામાં દેશના-લબ્ધિ બંધાણી. તમે ચોમાસાના ચોમાસા સુધી ઉપદેશ સાંભળ્યો છતાં પણ તમારા હૃદયમાં તે ઉપદેશ અપૂર્વ પ્રભાવ વિકસાવી રહ્યો છે ને ? કે નથી વિકસાવી રહ્યો ? ઝટ ઉત્તર આપો. કોઈ બોલતું નથી.

શ્રી જિનેશ્વર પ્રભુએ બોધેલું તત્ત્વજ્ઞાન તેના અંતરને સુવાસિત કરી રહ્યું છે. ચાર ગતિના દુઃખના સ્વરૂપ પ્રત્યે આત્મામાં નિર્વેદભાવ, બોધ ઉત્પન્ન કરે છે. (જ્યાં વધારે દુઃખ હોય તેની અપેક્ષાએ સુખ. જેમકે નરકગતિમાં અનંત દુઃખ છે, તેની અપેક્ષાએ તિર્યંચગતિમાં સુખ....અને તિર્યંચગતિમાં નરી પરવશતા છે તે દુઃખ છે તેની અપેક્ષાએ મનુષ્યમાં સુખ. અને મનુષ્યના શરીરાદિમાં રોગાદિના અનેક ઉપસર્ગો ઉપદ્રવો ભજે છે...રોગો પીડે છે...તથા બીજા ઘણાય પ્રકારનાં માનસિક દુઃખો રહ્યાં છે. તે દુઃખોની અપેક્ષાએ દેવગતિમાં સુખ. પણ વાસ્તવિકતાએ જોતાં ચારે ગતિમાં જન્મ-મરણ કરવાં પડે છે. માટે ચારેય ગતિમાં દુઃખ છે. સુખ તો એક સિદ્ધગતિ સિવાય ક્યાંય નથી.) પ્રાયોગ્ય લબ્ધિમાં રમતા....જીવની બુદ્ધિ . ઉપાદેય એવા એક આત્મતત્ત્વ ઉપર ચોંટી છે. નવ તત્ત્વમાં એક આત્મતત્ત્વ જ તેને પ્રિય છે, ઉપાદેય છે. અને તે જ તેને બહુ પ્રિય છે. ખૂબ સમજો. આત્માના સામાન્ય અને વિશેષ ગુણો પ્રત્યે તેની સ્મૃતિ ઝળકે છે.

હું દર્શન–જ્ઞાન–વીર્ય–સુખમય છું. રાગાદિ ભાવોથી પર છું. જેટલા જેટલા વિભાવભાવ થાય છે, તે બધા મોહકર્મના ઉદયથી ઉત્પન્ન છે. અને મોહકર્મ સ્વયં પોતે, જાતે પુદ્‌ગલ હોવાથી આત્માથી સર્વથા ભિન્ન દ્રવ્ય છે. આવું નિર્મળ જ્ઞાન તેના ભાવને ઉજ્જવળ બનાવે છે. "દેખ લો....દેશનાલબ્ધિકા પ્રતાપ" હવે તેના ભાવોમાં ઉપશમની શાન્ત છાયા પ્રસરતી હોય છે. અને તીવ્ર કષાય ભાવોનો પશ્ચાત્તાપ થતો હોય છે, તાપ થતો હોય છે, હૃદયમાં દયાની લાગણીઓ વેગવંતી બને છે. કોઈ પણ પ્રાણીને દુઃખી જોઈ તેના અંતરમાં કરુણાભાવ સહજ પ્રગટે છે. કારણ કે તેના જ્ઞાનમાં જીવમાત્ર એક જ સ્વરૂપ છે, એમ જણાય છે. હવે સમભાવધારી મહાત્માઓ તરફ તેને પરમ વાત્સલ્ય ભાવ હોય છે. તાત્પર્ય એ છે કે આ લબ્ધિમાં એવા ભાવોની ભૂમિકા અંદરમાં કોઈ એવી રચાઈ ગઈ છે કે..જેના પ્રભાવ વડે આ ભવ્ય જીવ

કરણલબ્ધિ દ્વારા પ્રાપ્ત થતા એવા સમ્યક્ત્વ રત્નરૂપી મહેલમાં શીઘ્ર-શીઘ્રમેવ પહોંચી જશે.

એના આત્માના પ્રદેશોમાં અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભરૂપી કષાયો અતિ મંદભાવને પ્રાપ્ત થયા છે. અને તેમજ મિથ્યાત્વરૂપી રસ પણ અલ્પ રહ્યો છે. અને અશુભ ભાવોના સ્થાન શુભ ભાવો રોકી રહ્યા છે. આથી આ જીવ પાપ પ્રકૃતિઓનો બંધ નહિ બાંધતાં પુણ્ય પ્રકૃતિઓનો બંધ કરે છે.

આ જીવની દશા કેવા પુરુષની દશા સાથે સરખાવી શકાય કે જેનો સંબંધ કોઈ ઇષ્ટ કન્યાની સાથે નક્કી કર્યો હોય. એનો અર્થ એવો છે કે..આ ભવ્ય જીવ જ્યારે નિશ્ચય સમ્યગ્દર્શનને પામે છે ત્યારે મુક્તિરૂપી કન્યા સાથેનું સગપણ તેનું દૃઢ થઈ જશે.

સમકિતીને કોણ શીખવે, શ્રેણીગતની રીત,
અપૂર્વધારા ઉલ્લસી, સિદ્ધ શું બાંધી પ્રીત.

આ કન્યા સાથે તમારે સગપણ નથી કરવું ? લોકોની કન્યા સાથે અનંતીવાર સગપણ કર્યાં પણ આ સિદ્ધ કન્યાની સાથેનું સગપણ સાદી અનંત ભાગે રહે તેવું સાચું છે. માટે આ ભવમાં એની સાથે સગપણ કરી લો.

ધન્ય છે એ જ્ઞાની જીવને કે જેણે પરમાર્થ માર્ગ જાણી લીધો છે. એટલે જેના જ્ઞાન વગર અનંતકાળથી રખડતો હતો, રાગ-દ્વેષના તરંગમાં આકુળ-વ્યાકુળ બન્યો હતો. હવે તે પોતાની દૃષ્ટિ પોતાના શુદ્ધાત્માની પ્રાપ્તિ પર ઠેરવે છે. અને આત્મ-પ્રભુની ઝલક હાંસલ કરવા, પ્રાપ્ત કરવા ભાવના ભાવે છે. જ્ઞાની ભવ્યજીવ શોધક-દૃષ્ટિ દ્વારા કર્મો અને કર્મોના રસોને તોડવા માટે બળ-વીર્યની પ્રેરણા તેના ઉપર કરે છે.

દેશના લબ્ધિ દ્વારા એટલે મળેલા ઉપદેશ દ્વારા નક્કી કરીને પ્રાયોગ્ય લબ્ધિમાં વિશ્રામ કરીને પોતાની સમયે સમયે ઉન્નતિ કરી રહ્યો છે. તે હવે કરણલબ્ધિમાં જવા તૈયારીમાં વર્તતો હોય ત્યારે તેમાં શું વર્તતું હોય ? એટલે કેવા ભાવો વર્તતા હોય તે હવે પછી કહેવામાં આવશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૧૧

સં. ૨૦૧૪ના આસો સુદ ૧૪, શનિવાર, તા. ૨૫–૧૦–૫૮

**જીવ....પોતે પોતાના આત્માના ધ્યાનમાં તલ્લીન થઈને....**
**બુદ્ધિપૂર્વકના વિકલ્પથી...છેવટ અભેદના વિકલ્પથી દૂર થઈ જાય છે...**
**ત્યારે જે નિર્વિકલ્પ અવસ્થા થાય છે...**
**તેને સ્વાનુભૂતિ કહેવાય છે.**

રાજા સમાન આત્મા જ્યારે "હયગઓ" એટલે કર્મને ટાળવા માટે દઢ સંકલ્પ-રૂપી અશ્વ ઉપર ચડેલો અને પોતાનું બળ-વીર્ય કર્મને ટાળવા ઉપર છોડી દીધું, એટલે કર્મરૂપી મૃગલાઓ ઢીલાં થઈને ભાગવા લાગ્યાં. રસ ઢીલો પડવા લાગ્યો.

આત્મા પોતાની નિર્વિકલ્પ અનુભૂતિમાં ઠરે.. ત્યારે કર્મ નાશ પામે છે. આ યોગ્યતામાં જીવ આવે ત્યારે પાંચ લબ્ધિઓ હોય છે...ક્ષયોપશમ લબ્ધિ, વિશુદ્ધિ લબ્ધિ, દેશનાલબ્ધિ, પ્રાયોગ્ય લબ્ધિ, અને કરણ લબ્ધિ.

પ્રાયોગ્ય લબ્ધિમાં જીવ વિશ્રામ કરીને, ભવ્ય જીવ સમયે સમયે પોતાની ઉન્નતિ કરી રહ્યો છે. તે હવે કરણલબ્ધિમાં જવાની તૈયારીમાં છે. તેના ભાવોમાં શુદ્ધ-સ્વચ્છ ભાવનાઓ કિલ્લોલ કરે છે. એ અત્યારે ધર્મનું મહત્ત્વ વિચારી રહ્યો છે.

"**दश विहे समण धम्मे**" આવશ્યકસૂત્ર

દશ લક્ષણે ધર્મનું લક્ષણ વિચારી રહ્યો છે. ઉત્તમ ક્ષમા, ઉત્તમ માર્દવ, ઉત્તમ આર્જવ, ઉત્તમ સત્ય, ઉત્તમ શૌચ, ઉત્તમ સંયમ, ઉત્તમ તપ, ઉત્તમ ત્યાગ, ઉત્તમ અકિંચન અને ઉત્તમ બ્રહ્મચર્ય. આ દશે પ્રકારના યતિધર્મનું મહત્ત્વ, શ્રમણધર્મનું મહત્ત્વ, કેવી રીતે વિચારી રહ્યો છે? અને કેવી રીતે નિર્વિકલ્પ અનુભવને વેદે છે, અને તે નિર્વિકલ્પ દશા પામતી વખતે છેલ્લો વિકલ્પ કયો હતો? અને તે પામવાની તૈયારી વખતે કેવી દશા હોય? તે કહે છે.

પ્રાયોગ્ય લબ્ધિમાં આવીને કરણલબ્ધિમાં જવાની તૈયારીવાળો એમ વિચારે છે કે....ઉત્તમ ક્ષમા એ જ આત્મભૂમિને શાન્ત રાખે છે. ક્રોધ આત્માના સ્વભાવથી ભિન્ન છે. માન આત્માના સ્વભાવથી ભિન્ન છે. તેમજ માયા અને લોભ પણ આત્માના સ્વભાવથી ભિન્ન છે. તે ચારે કષાય છે, અને કષાયરૂપ મેલ છે. એમ ઉત્તમ ક્ષમા જ આત્મભૂમિને નિર્મળ રાખે છે.

ઉત્તમ માર્દવ એ પોતાનો સ્વભાવ છે. માર્દવ એ માનભાવથી વિપરીત છે.

અભિમાનભાવથી વિપરીત છે. માર્દવપણું એટલે વિનય અને કોમળતા. એ માર્દવ આત્માને સદ્ગુણોના નિવાસ અર્થે પાત્ર બનાવે છે.

ઉત્તમ આર્જવથી આત્માના પરિણામ સરળ થાય છે...એને જોઈને દુષ્ટ માયા તુરત જ દૂર ભાગી જાય છે. ઋજુતા એ સર્વ દોષને હટાવનાર છે.

ઉત્તમ સત્ય એ તો આત્મપદાર્થનો સ્વભાવ છે. ઉત્પાદ્–વ્યય–ધ્રુવયુક્તં સત્ પદાર્થ અનેક ધર્મમય છે. એવું જ્ઞાન આપનાર ઉત્તમ સત્ય છે. જ્યાં કપટજાળ નથી ત્યાં સત્યનું સામ્રાજ્ય છે. સત્ય જ સર્વ ગુણોને દીપાવે છે.

ઉત્તમ શૌચ આત્માને પવિત્ર રાખવામાં નિર્મળ પવનની માફક કામ કરે છે. લોભ તેની સામે બીલકુલ ટકી શકતો નથી.

ઉત્તમ સંયમ આત્મભૂમિમાં ઉચ્છૃંખલતાના અને અદયાના ભાવને ટકવા દેતો નથી. અદયાને રહેવા દેતો નથી. તેના પ્રતાપથી આત્મા જ્ઞાનાદિક અનંત ગુણોનો ભોગ સ્વતંત્રપણે કરી શકે છે.

ઉત્તમ તપ આત્માના ગુણોના વિકાસ કાર્યમાં બાધા કરનાર સર્વ કર્મોને ધ્યાન-રૂપી અગ્નિમાં (બાર પ્રકારનાં તપમાં ધ્યાન નામનો એક તપ છે.) બાળી નાખે છે. તપના પ્રકારથી આત્મા શુદ્ધ સુવર્ણની જેમ ચળકે છે.

ઉત્તમ ત્યાગ આત્માને સર્વ પ્રકારના અનાત્મભાવોથી દૂર ખેંચી લે છે. તથા પોતામાં વિકસેલા ગુણોથી પરનો ઉપકાર કરવામાં યોજે પણ છે.

ઉત્તમ અકિંચન આત્માને આત્મતત્ત્વમાંજ રહેવાની પ્રેરણા આપી પરપદાર્થના આક્રમણથી બચાવે છે.

ઉત્તમ બ્રહ્મચર્ય આત્માને બ્રહ્મભાવમાં સ્થાપીને હવે તેને પરમ આનંદનો આસ્વાદ કરાવે છે. અને અબ્રહ્મની કાલિમાના ડાઘોથી બચાવે છે.

આ પ્રમાણે દશ લક્ષણી ધર્મના માહાત્મ્યને વિચારતો વિચારતો પ્રાયોગ્ય લબ્ધિમાં વિશ્રામ લેતો જીવ પોતાની શુદ્ધ પરિણતીને જ પોતાનું પરિણમન માને છે. સર્વ પ્રકારની અશુદ્ધ પરિણતીથી બચવાની ભાવના રાખે છે. આ પ્રાયોગ્ય લબ્ધિવાળા જીવે દેશના-લબ્ધિમાં સત્‌ના સમાગમે જે જે ઉપદેશ સાંભળ્યો છે, અને ક્ષયોપશમ લબ્ધિ અને વિશુદ્ધિ લબ્ધિથી વિચાર કરીને દેશના લબ્ધિની રચના કરી નાખી છે. દેશના લબ્ધિમાં જે જે ઉપદેશ મળ્યો છે....જેમકે સમ્યક્ત્વ એટલે યથાવસ્થિત તત્ત્વ....શ્રદ્ધાન. સંસારમાં એક ચૈતન્ય નામની વસ્તુ છે જેને જીવ કહેવાય છે. તેનું લક્ષણ, તેનું સ્વરૂપ તેના ભેદોનું ચિંતન કરીને ઠરવું તે જ સમ્યક્ત્વનો વિષય અભેદ આત્મા તે જીવ પદાર્થ છે.

ચૈતન્યનો વિરુદ્ધ પક્ષ એટલે....ચેતનનો વિરુદ્ધ પક્ષ તે અચેતન....તે અજીવ પદાર્થ છે....હવે પુદ્ગલનાં સુખદુઃખનું કારણ પુણ્ય–પાપ–તે પુણ્ય–પાપ પદાર્થ છે.

ચેતનની વિજાતીય વસ્તુ તે પુદ્ગલરૂપ કર્મોનો સંયોગોનો હેતુ તે આશ્રવ. તે સંયોગોની રૂકાવટ કરે તે સંવર છે. ચેતનસંયુક્ત વિજાતીય દ્રવ્યની પૃથક્તાને નિર્જરા કહે છે. હવે ચેતન અચેતન એમ બન્નેનાં અન્યોન્ય અશ્લેષરૂપ તે બંધ તત્ત્વ છે. રૂપી. વિજાતીય વસ્તુથી આત્માની આત્યંતિક પૃથક્તા થવાથી ચૈતન્યનું એટલે આત્માનું મૂળ સ્વરૂપમાં અવસ્થાન એટલે સંપૂર્ણ સ્થિરતા તે મોક્ષ છે.

આમ નવે તત્ત્વોને તથા દશ પ્રકારના યતિધર્મને હૃદયમાં ઉતારીને તેની વાસ્તવિકતા પર દૃઢ વિશ્વાસ કરતો જાય છે. તત્ત્વજ્ઞાન પરિપક્વ કરતો જાય છે. હજી શુભમિશ્રિત છે....ત્યાં રાગ છે, તેને ધર્મ માનતો નથી. આપ્રમાણે પ્રાયોગ્ય લબ્ધિવાળા જીવને જે જે ઉપદેશ મળ્યો છે, તેની ઉપર વારંવાર ચિંતવન કરી.....પરમ સંતોષ અનુભવે છે.

આ નિશ્ચયનયાવલંબી દશા છે.

સત્-સત્તા-અસ્તિત્વ એ ત્રણેય શબ્દો દ્રવ્યની એક શક્તિવિશેષના વાચક છે. ગુણ-ગુણીની ભેદ વિવક્ષાથી દ્રવ્યનું લક્ષણ સત્ છે, ગુણ-ગુણીની ભેદવિવક્ષાથી દ્રવ્યનું લક્ષણ સત્તા છે, અસ્તિત્વ છે. જ્યાં સુધી ગુણ-ગુણીના ભેદરૂપ વિકલ્પો ઊઠે છે. ત્યાં સુધી તે વ્યવહારનયાવલંબી છે. અને ત્યાં તેને ભેદ-વિકલ્પો ઊઠે છે. અને જ્યારે તે ગુણ-ગુણીની અભેદ વિવક્ષાથી દ્રવ્ય સત્ માત્ર છે. દ્રવ્ય ચિન્હ માત્ર છે, સ્વતઃ સિદ્ધ છે, અનાદિ નિધન છે, સ્વસહાય છે, નિર્વિકલ્પ છે, સહજ છે ત્યાં નિશ્ચય-નયાવલંબી દશા છે. અને ત્યાં તેને અભેદ વિકલ્પ ઊઠે છે. (કેટલાય જીવો આને માનતા નથી કે નિશ્ચયનું અવલંબન લેતાં વિકલ્પ ઊઠતો નથી. તે વાત ખોટી છે.) પણ જ્યારે તે સ્વ-આત્મધ્યાનમાં લીન થઈ અંદરમાં તન્મય થઈ જાય છે, અને બુદ્ધિપૂર્વકના વિકલ્પથી પર થાય છે. ત્યારે જે નિર્વિકલ્પ અવસ્થા પામે છે. તેને સ્વાનુભૂતિ કહેવાય છે.. વ્યવહાર નયનો વિષય અનેક કલ્પનાવાળો હોય છે તેથી તેના આશ્રયે સ્વાનુભૂતિ થતી નથી. પરંતુ નિશ્ચયનય પણ વિકલ્પાત્મક હોવાથી તથા નિશ્ચય નયથી પણ આગળ સ્વાનુભૂતિ હોવાથી એ નિશ્ચય નય પણ વાસ્તવિક નિર્વિકલ્પ સ્વાનુભૂતિનું સાક્ષાત્ કારણ નથી. કારણ કે નિશ્ચય નયમાં પણ હું આત્મા છું એવો વિકલ્પ છે, અખંડ છું, અભેદ છું, અનાદિ નિધન છું. સહજ છું, એવો વિકલ્પ છે. ત્યાં અભેદ વિકલ્પ હોય છે. વિકલ્પ એટલે રાગ હોય છે.

જ્યાં સુધી જીવ પોતાના સ્વરૂપ સંબંધી કલ્પનાઓ કર્યા કરે છે, ત્યાં સુધી જીવને વ્યવહારનયાવલંબી દશા હોય છે. અને જ્યારે જીવ પોતાના સ્વરૂપ સંબંધીની અભેદ કલ્પના કરે છે, એટલે અભેદ વિકલ્પ કરે છે ત્યારે તે જીવની નિશ્ચયનયાવલંબી દશા હોય છે. બન્ને દશામાં સ્વરૂપ સંબંધીનો વિકલ્પ હોય છે. એટલે રાગ હોય છે. પણ જ્યારે તે જીવ પોતે પોતાના આત્માના ધ્યાનમાં તલ્લીન થઈને, તન્મય થઈ જાય છે...અને બુદ્ધિપૂર્વકના વિકલ્પથી અને છેવટ અભેદ વિકલ્પથી દૂર થઈ જાય છે, ત્યારે જે નિર્વિકલ્પ અવસ્થા થાય છે, તેને સ્વાનુભૂતિ કહેવાય છે. નિર્વિકલ્પ સમ્યગ્-દર્શન કહેવાય છે.

જીવ જ્યારે નિર્વિકલ્પ સ્વાનુભૂતિને પામ્યો ત્યારે છેવટમાં છેવટ અભેદ વિકલ્પ છૂટી ગયો. સહજમાત્ર, સત્માત્ર, ચિન્હમાત્ર, અનાદિ નિધન તેનો પણ વિકલ્પ છૂટી ગયો.

હવે સરલ ભાષામાં સમજાવે છે. મતિજ્ઞાન અને શ્રુત જ્ઞાનમાં પણ એટલી બધી વિશેષતા છે કે જે સમયે એ બંને જ્ઞાનમાંથી કોઈ એક જ્ઞાન દ્વારા સ્વાત્મભૂતિ થાય છે. તે સમયે તે બંને જ્ઞાન પણ અતિન્દ્રિય આત્માને પ્રત્યક્ષ કરે છે. તેથી પણ તે બંને જ્ઞાન સ્વાત્માનુભૂતિમાં પ્રત્યક્ષ છે પણ પરોક્ષ નથી. પણ જે સમયે તે બંને જ્ઞાન, વર્ણ-ગંધ-રસ-સ્પર્શ તથા પાંચે ઇન્દ્રિયોને તથા આકાશાદિ અમૂર્ત પદાર્થને જાણે છે

થવાથી તે બંને જ્ઞાન પ્રત્યક્ષ હોવાથી કોઈ વિસંવાદ રહેતો જ નથી. તેથી તેને પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. અરે! પ્રત્યક્ષ કહેવા યોગ્ય છે. પરંતુ નંદીસૂત્રમાં સૂત્રકારે તે બંને જ્ઞાનને પરોક્ષ કહ્યાં છે. તેમાં અપેક્ષા આટલી જ સમજવી કે સ-આવરણ રૂપથી તે બંને જ્ઞાનને પરોક્ષ કહ્યાં છે. પણ કોઈ ભવ્ય જીવ જ્યારે ચાર લબ્ધિથી આગળ વધીને કરણલબ્ધિમાં પ્રવેશ કરતાં સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે કોઈ અનિર્વચનીયનો પ્રાદુર્ભાવ થાય છે. કે જે શક્તિના બળ વડે આત્મા પ્રત્યક્ષપણે આસ્વાદાય છે...તે વખતે તે બંને જ્ઞાનને પ્રત્યક્ષ કહ્યાં છે. સાવ સાચી વાત છે. અનુભવની વાત છે.

આમ અભેદભાવમાં જવાની તૈયારીવાળાને પ્રથમ ગુણ-ગુણીના ભેદના વિકલ્પો છૂટી ગયા. વ્યવહારનયાવલંબીપણું છૂટી ગયું. પછી નિશ્ચયનયાવલંબીપણું થતાં, પછી કરણલબ્ધિમાં આવીને, અભેદને આસ્વાદતાં, નિશ્ચયનયનો વિકલ્પ છૂટી જાય છે.

આ પ્રમાણે જીવ સમજીને આગળ વધે તો સમ્યગ્દર્શન થયા પહેલાં પાંચ લબ્ધિ આવે અને છેલ્લી કરણલબ્ધિમાં સમ્યક્ત્વને પામી જાય.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૧૨

સં. ૨૦૧૪ના આસો સુદ ૧૫, રવિવાર, તા ૨૬-૧૦-૫૮

**હું સંકલ્પ-વિકલ્પમય મનના પરિણામનો વિષય નથી.**
**વચન-શબ્દનો પણ વિષય નથી...તેમજ...**
**દેહનાં હલન-ચલન કે સ્થિરતાનો પણ વિષય નથી.**
**હું તો...પોતે જ...પોતાનો જ વિષય છું. માત્ર સ્વાનુભવગમ્ય છું.**

કર્મના રસોને ઘટાડવા માટે આત્મા પોતે પોતાનાં બળ-વીર્યને કર્મને તોડવામાં પ્રેરે તો કર્મના રસો ઘટી જાય છે. આ પ્રમાણે જીવ પ્રયત્ન કરે તો કર્મના રસો ઘટી જતાં વાર ન લાગે. ત્યાં તેને પાંચ પ્રકારની લબ્ધિ પ્રગટ થાય છે.

ક્ષયોપશમલબ્ધિ, વિશુદ્ધિલબ્ધિ, દેશનાલબ્ધિ, પ્રાયોગ્યલબ્ધિ, અને કરણલબ્ધિ.

કરણલબ્ધિના ત્રણ પ્રકાર છે. યથાપ્રવૃત્તિકરણલબ્ધિ, અપૂર્વકરણલબ્ધિ, અનિવૃત્તિકરણલબ્ધિ. એ ત્રણેનું વર્ણન આ પ્રમાણે છે.

એક ભવ્ય જીવ સંસાર સંબંધીના સંકલ્પ–વિકલ્પથી રહિત થઈને આત્મઉન્નતિના માર્ગમાં ક્રમશઃ આગળ વધી રહ્યો છે. પ્રાયોગ્યલબ્ધિ દ્વારા ભાવોની ઉન્નત શ્રેણી પર ચડી હવે તે આત્મા કરણલબ્ધિમાં પ્રવેશ કરે છે. અને ત્યારબાદ અંતર્મુહૂર્તમાં (કાચી બે ઘડીમાં) તે જીવ સમ્યક્દર્શનરૂપી રત્નનો સ્વામી બનશે. અનંતાનુબંધી ક્રોધ–માન–માયા–લોભ તથા મિથ્યાદર્શનના ઉદયને હઠાવી પોતાની આત્મવિભૂતિનું નિશ્ચયાત્મક સમ્યગ્દર્શન કરશે. જેમાં સમયે સમયે પરિણામોની ઉજ્જવળતા અનંતગુણી વધતી જાય છે, તેને કરણલબ્ધિ કહેવાય છે. સમ્યગ્દર્શન થવામાં અવશ્યમેવ કરણરૂપ જે પરિણામ તેને કરણ...અને કરણનો અર્થ પ્રયાસ થાય છે...માટે કરણને પ્રયાસ કહે છે.

હવે નિશ્ચયનયના આશ્રયથી એવું જ્ઞાન અને શ્રદ્ધાન્ થાય છે...કે કેવું જ્ઞાન અને કેવું શ્રદ્ધાન્ થાય છે? કે...હું પૂર્ણ જ્ઞાનનો ધણી, વીતરાગી, પરમઆનંદમય, અપૂર્વિક આત્મા છું. પૂર્વાનુપૂર્વી નથી. અનાદિનો છું. રાગ–દ્વેષાદિ ભાવ તે મારા સ્વાભાવિક ભાવો નથી. આઠ કર્મોનું બંધન આત્માની સ્વતંત્રતામાં બાધકરૂપ છે. આત્મસ્વભાવમાં સ્થિરતા તે સુખ–શાંતિપ્રદ છે. આ ભાવો આ ભવ્ય આત્માની ઉન્નતિમાં સાધક થાય છે.

હવે અહીં તે આત્મવિકાસના ઉદ્યોગમાં પ્રયત્નશીલ થાય છે. તેનાં પરિણામોની ધારા સમ્યક્ત્વને બાધકરૂપ એવા કર્મની સેનાને ભગાડી રહી છે. એ પોતપોતાના આત્માને સન્મુખ કરી નિજ આત્મદ્રવ્યને લક્ષ બનાવે છે.

લોકમાં ધર્માસ્તિકાય–અધર્માસ્તિકાય–આકાશાસ્તિકાય–કાળ-પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય એ છ દ્રવ્યો છે. તેને તે જીવ બરોબર જાણે છે. પરંતુ અત્યારે આ જ્ઞાની તે છયે દ્રવ્યથી ઉદાસીન થઈને માત્ર પોતાના આત્મસન્મુખ થઈ રહ્યો છે. વાસ્તવમાં મુક્તિની સ્વાધીનતા તેની સામે જ છે. તમારી આંખની સામે શું છે? મુક્તિની સ્વાધીનતા? કે સંસાર રમણિઓની પરાધીનતા?

હવે કરણલબ્ધિને પ્રાપ્ત મહાત્મા અને એ લબ્ધિને પામી ચૂકેલાં મહાત્માઓનો મહિમા અગોચર છે. મિથ્યાત્વ શત્રુ અનાદિકાળથી અજ્ઞાનમાં ખેંચી રહ્યો હતો, તે હવે આ પુરુષાર્થી આત્માના બળ આગળ લજ્જિત થઈ રહ્યો છે. અનંતાનુબંધી કષાય તેનાં પરિણામોનાં બાણથી વીંધાઈ "त्रहेइ रसमूच्छिप?" રાજાના બાણથી મૃગલાઓ વીંધાયાં તેમ રાજા સમાન આત્માના ઉજ્જવળભાવના બાણ વડે વીંધાઈને જાઉં...જાઉં...થઈ રહ્યા છે. સિંહ સમાન આ આત્માર્થી સમકિત પ્રતિ લઈ જતી શ્રેણી ઉપર ચઢીને આગળ વધી રહ્યો છે. એ કેવો આનંદનો વિષય છે! એ કેવો આનંદનો

સમય છે! ચિરકાળથી દરિદ્રી આજે થોડી જ વારમાં અમૂલ્ય સમ્યગ્દર્શનરૂપી રત્નનો માલિક થશે.

એ અંતર્મુહૂર્ત સ્થિતિવાળી યથાપ્રવૃત્તિકરણ લબ્ધિમાં રહીને સમયે સમયે પરિણામોની વિશુદ્ધતા વધારી રહ્યો છે. આ લબ્ધિમાં એ જાતની વિશુદ્ધતા વધે છે કે ...જો કોઈ બીજા જીવ થોડી વાર પછી આ યથાપ્રવૃત્તિકરણમાં પ્રવેશ કરે તો તે તેનાથી પહેલાં આ કરણમાં આવેલા જીવની સમાન જ ભાવોની વિશુદ્ધતા કરી શકે છે. આ સમયે ઉત્સાહી જીવનું લક્ષ્યબિંદુ એક પોતાના આત્માના વિકાસ પર કેન્દ્રિત થયું હોય છે. અત્યાર સુધી તેણે આત્માના સ્વાધીન ગુણોનું જે વર્ણન સાંભળ્યું હતું...સિદ્ધોના અપૂર્વ સુખની કથા, સ્વરૂપની સ્થિરતાના આનંદની કથા જે ગુરુદેવ દ્વારા શ્રવણ કરી હતી, તથા આત્મિક આનંદની બાહ્ય શોભા તેણે જાણી હતી, તે સ્વાધીનતા અને સાચો આનંદ મને કેવી રીતે પ્રાપ્ત થાય ...એ ભાવના અંતરમાં રાખીને ભેદવિજ્ઞાન દ્વારા આત્મા-અનાત્માનાં પૃથક્ પૃથક્ લક્ષણો બરાબર ધ્યાનમાં લે છે. સંસારનો રસ ઘટતો જઈને આત્મિક આનંદની સ્વચ્છતા પ્રતિ દિલનું આકર્ષણ વધતું જાય છે. તમારા દિલના આકર્ષણ ક્યાં વધે છે? સ્વરૂપમાં કે ભોગમાં?

આ દશામાં અજ્ઞાની જીવને ચાર આવશ્યક હોય છે. એટલે યથાપ્રવૃત્તિકરણમાં ચડી ગયેલા જીવને ચાર આવશ્યક હોય છે. એક તો એ કે એક સમયે તેના ભાવો અનંતગુણ વિશુદ્ધ થતા જાય છે..બીજો એ કે કર્મની સ્થિતિ સમયે સમયે ઘટતી જાય છે. (અંતો ક્રોડાક્રોડી સાગરોપમની જે સ્થિતિ રહી છે. તેમાંથી પણ ઘટતી જાય છે.) ત્રીજો આવશ્યક એ કે શાતા-વેદનીયાદિ પુણ્ય પ્રકૃતિ, ગોળ-ખાંડ-સાકર આદિ તથા અમૃતરસ સમાન, સમયે સમયે બાંધે છે. ચોથો આવશ્યક એ કે....અશાતાવેદનીય પાપ પ્રકૃતિનો રસ હળાહળ ઝેર સમાન હતો તે કાંજીરૂપ બની જાય છે. વાસ્તવમાં શુભ ભાવોનો આટલો મોટો પ્રભાવ હોય છે....પ્રભાવ છે. આ જીવ પુણ્યનો ખજાનો એકઠો કરે છે, અને પાપપ્રકૃતિઓને દબાવે છે. પાપનો રસ દબાવે છે.

આ વીર...એકચિત્ત થઈને મિથ્યાત્વ તથા અનંતાનુબંધી કષાયોને વશ કરવામાં તલ્લીન છે. શાસ્ત્ર કહે છે કે....ધન્ય આ વીરને! જે પોતે પરમ પુરુષાર્થ કરી પોતે પોતાની આત્મઉન્નતિ વૃદ્ધિગત કરતો....સંતોષ મેળવતો જાય છે, સંતોષ મેળવે છે. અને નિજાનંદ નગરની ભૂમિકા ઉપર પહોંચવા કરેડીયા ભૂસ કરીને...સાહસ કરે છે. પૂર્ણ સાહસ કરે છે. આ વીર આત્મા પરિણામોની વિશેષ ઉન્નતિ કરી રહ્યો છે...કે જેના નિમિત્તથી સમ્યગ્દર્શનને બાધક એવા મિથ્યાત્વશત્રુઓની જડ ઢીલી પડી છે....

યથાપ્રવૃતિકરણમાં એટલે એ લબ્ધિમાં સંભવિત વિશુદ્ધિ કરી હવે તે અપૂર્વકરણમાં પ્રવેશ કરે છે. આ પરિણામોને કરણ એટલા માટે કહે છે કે...નિયમથી તેના દ્વારા મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ અને સમ્યગ્દર્શનરૂપી સૂર્યના પ્રકાશનો ઉદય

થાય છે. અંતર્મુહૂર્ત સ્થિતિવાળા યથાપ્રવૃત્તિકરણને પૂર્ણ કરીને અપૂર્વકરણનાં પરિણામોમાં પણ અંતર્મુહૂર્ત સુધી રહે છે. હવે આ કાળમાં આ સાહસિક આત્માના વિશુદ્ધ ભાવની બરોબર કોઈ અન્ય જીવ જેણે તેના પછી અપૂર્વકરણ સંબંધી પરિણામોની વિશુદ્ધિનો લાભ લેવાનો પ્રારંભ કર્યો હોય તે કદાપિ કરી શકતો નથી. પરંતુ શાસ્ત્રકાર કહે છે કે....જો કોઈ જીવો આ પ્રકારની વિશુદ્ધતા કરવાનું કામ એક સાથે કરે તો તેમની ઉન્નતિ બરોબર સમાન પણ હોય, અને અસમાન પણ હોય. અર્થાત્ એક સાથે અપૂર્વકરણના ભાવોની પ્રાપ્તિને માટે પ્રયત્નશીલ જીવો સમયે સમયે અનંતગુણી ઉજ્જવળતા કરે છે. અને એમાં તો કોઈ કોઈ સમાન ઉન્નતિ કરતા હોય છે. અને કોઈ કોઈ આગળ–પાછળ થાય છે. તો પણ વિશુદ્ધતાનું અંતર એટલું છે કે... પાછળથી પ્રારંભ કરનાર જીવ પેલાઓની સમાન ન થઈ જાય....

હવે અપૂર્વકરણના ભાવોમાં વર્તતા આત્માને પણ ચાર આવશ્યક હોય છે. ૧. ગુણશ્રેણી નિર્જરા, ૨. ગુણ સંક્રમણ, ૩. સ્થિતિખંડન, ૪. અનુભાગખંડન...એટલે સ્થિતિઘાત અને રસઘાત. અર્થાત્ સમય સમય અસંખ્યાત્ ગુણી કર્મવર્ગણાઓ ખરી પડે છે. તે ગુણશ્રેણી નિર્જરા...તે અકામ નિર્જરા છે..પણ સકામ નિર્જરા નથી. વળી ઘણાં કર્મોની પ્રકૃતિ પોતાની સમાન જાતિમાં પલટાય છે. જેમકે અશાતા વેદનીયનું પલટવું તે ગુણસંક્રમણ....અશુભનું પલટવું તેનું નામ ગુણસંક્રમણ...અને કર્મોની સ્થિતિ ઘટી જવી તે સ્થિતિખંડન....અને અશાતાવેદનીય આદિ પાપ પ્રકૃતિઓમાં રસ હલકો થઈ જવો અથવા સૂકાઈ જવો....તે અનુભાગ ખંડન...એટલે રસઘાત.....

હવે વાસ્તવમાં જીવનાં પરિણામોની ગતિ વિચિત્ર છે. પરિણામોથી જ બંધ તૂટે છે (ક્રિયાઓથી નહિ) આ સમયે આ વીર આત્માના પરિણામ આત્મતત્ત્વના રસમાં તરબોળ છે. તેવા ભાવોમાં આત્માની સુંદરતા પ્રત્યે આસકતબુદ્ધિ છે. આત્માનો શુદ્ધ સ્વભાવ વીતરાગ પરમાત્મા સમાન પૂર્ણ જ્ઞાનઘન છે..આનંદમય છે. એ જ ઉપાય છે.

એવા ભાવ શ્રી સદ્‌ગુરુની દેશનાના પ્રતાપથી તેની અંદર જાગ્રત રહે છે. એ જ દેશનાના ગ્રહણથી અને તેના પ્રભાવે અંતરની પ્રેરણાથી તેની શ્રદ્ધા સંસારથી હઠી જઈને મુકિત..સ્વાધીનતા પ્રાપ્ત કરવામાં તેની શ્રદ્ધા લાગી ગઈ છે. આથી આ જીવ આદર યોગ્ય છે. કારણ કે સમ્યગ્‌દર્શનના પ્રકાશને અવશ્ય પ્રાપ્ત કરી..એક દિવસ પરમ પવિત્ર પરમાત્મા થઈ જશે. વાસ્તવમાં આત્માના શુદ્ધ સ્વભાવની કથા જો ચિત્તને આટલી આહ્‌લાદિત કરે છે તો પછી આ લબ્ધિમાં શુદ્ધ આત્માનું લક્ષ અને પ્રબળ રૂચિનો સંભવ હોય છે. તે કેટલો આનંદ આપે તે વાત અનુભવગોચર જ છે. ધન્ય હો ! એ વીર આત્માને..એક જ્ઞાન રસનો પિપાસુ એવો આત્મા સર્વ ચિંતાઓને છોડીને આત્મિક પુરુષાર્થના સાધનમાં તલ્લીન થઈ રહ્યો છે! તેનું લક્ષ માત્ર શુદ્ધ સ્વભાવની રૂચિ પર કેન્દ્રિત થયું છે.

અપૂર્વકરણ સંબંધી પરિણામોના પ્રતાપે તેનામાં વિશુદ્ધતાની માત્રા અધિક અધિક વધતી રહે છે. હવે તે એકદમ અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. એટલે અનિવૃત્તિકરણના પરિણામમાં પ્રવેશ કરે છે. હવે તે કારણથી તેના ભાવોની શકિત તલવારની ધાર સમાન તીક્ષ્ણ થઈ ગઈ છે. હવે તેના પ્રભાવથી મિથ્યાત્વ અને અનંતાનુબંધી કર્મની વર્ગણાઓનો ઉદય તેને હોતો નથી. અથવા ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત માટે તો તે વર્ગણાઓનો ઉદય હોતો નથી. આ કારણથી આ જાતિના એટલે આ કારણોના ભાવો એટલે આ પ્રયાસના ભાવો એવા હોય છે કે...જેટલા જીવો એક સમયમાં આ પ્રયાસનો આ કરણોમાં પ્રયાસ કરે તે સર્વેનાં પરિણામો એક સરખાં હોય છે. પરિણામોની વિશુદ્ધિ એક સરખી હોય છે. એ પરિણામમાં એક જાતિનો પ્રકાર હોય છે એટલે... કે...અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ એ ચાર તથા મિથ્યાત્વમોહનીય એ પાંચે પ્રકૃતિઓના ઉપશમ અર્થે પરિણામોની જેટલી ઉજ્જવળતા હોવી આવશ્યક છે..તેટલી પ્રત્યેક જીવને પ્રાપ્ત કરવી જ પડે છે. એટલે કે બલિષ્ટ શકિત વિના એ અનાદિ શત્રુ જીતી શકાતો નથી.

હવે અપૂર્વકરણ લબ્ધિ સમાન આ લબ્ધિમાં પણ ચાર આવશ્યક હોય છે. ગુણ--શ્રેણી-નિર્જરા-સંક્રમણ-સ્થિતિઘાત-રસઘાત અને જાતિનાં પરિણામોમાં પરિણમતો આત્મા સર્વ પુદ્ગલકૃત પર્યાયોથી પોતાનું ધ્યાન હટાવીને..માત્ર આત્માના ગુણો ઉપર ધ્યાનને કેન્દ્રિત કરે છે. આ ગુણોનું સ્વરૂપ તેણે પહેલી દેશનાલબ્ધિમાં શાસ્ત્ર તથા ગુરુ દ્વારા જાણ્યું હતું. પછી પોતાના યુકિતબળથી તેના ઉપર ગહન વિચાર કર્યો હતો. તેની દૃષ્ટિ સામે શુદ્ધ નિશ્ચય નયનું લક્ષ્યબિંદુ કિલ્લોલ કરી રહ્યું હતું, કરી રહ્યું છે.

હું એક શુદ્ધ જ્ઞાતા-દૃષ્ટા છું. અવિનાશી-વીતરાગી છું. આનંદમય શુદ્ધ દ્રવ્ય છું. હું સંકલ્પ-વિકલ્પમય મનના પરિણામનો વિષય નથી. વચન-શબ્દનો પણ વિષય નથી. તેમજ દેહનાં હલન-ચલન-કે સ્થિરતાનો પણ વિષય નથી. હું તો પોતે પોતાનોજ વિષય છું માત્ર સ્વાનુભવગમ્ય છું.

જ્યાં નિશ્ચય નય અને વ્યવહાર નયના ભેદ-અભેદ માંહેલો કોઈ પણ વિકલ્પ હોતો નથી, ત્યાં નામ-સ્થાપના-દ્રવ્ય અને ભાવ નિક્ષેપની કલ્પના ઊઠતી નથી. જ્યાં પરોક્ષ અગર પ્રત્યક્ષ પ્રમાણના તરંગો ઊઠતા નથી..જ્યાં મન-વચન-કાયાની ભિન્નતા થાય છે. ત્યાં આત્માનું દર્શન થાય છે. આત્માનાં દર્શનમાં સમ્યક્રત્નત્રય દૃશ્ય બને છે. આ પ્રમાણે જ્ઞાન અને શ્રદ્ધાનમાં તલ્લીન એવો વીર આત્મા સમયે સમયે પરિણામોની અનંતગુણી વિશુદ્ધતાની શ્રેણી ઉપર ચડતો હોય છે. અને પોતાના શુદ્ધ ભાવોના પ્રતાપથી સમ્યગ્દર્શન વિરોધી કર્મોને પોતાના સામેથી દૂર કરતો હોય છે. આમ આ વીર આત્મા ઉન્નતિના માર્ગ ઉપર આરૂઢ થઈ..દુઃખ એટલે શ્રમથી રહિત આહ્લાદરૂપ ભાવમાં જાગ્રત રહે છે. જે સમયે આત્માનો અનુભવ થયો ત્યાં હું માત્ર સ્વાનુભવગમ્ય છું. એ વિકલ્પ તૂટીને આત્માનું દર્શન થયું છે.

આત્માનાં દર્શનમાં સમ્યક્રત્નત્રયમય આત્મા દશ્ય બન્યો છે.

આવા જ્ઞાનીઓના અનુભવને સાંભળીને, જાણીને, સમજીને, જે જીવ પોતાની મતિમાં ધારણ કરીને સાચો પુરુષાર્થ કરશે, તે પોતાનાં સમ્યગ્દર્શનને પામી જશે. એટલે સ્વાનુભવને પામી જશે.

ૐ શ્રી સદ્ગુરૂદેવાયનમઃ –મુ. કેવળ.



## વ્યાખ્યાન નં. ૧૧૩

સં. ૨૦૧૪ના આસો વદ ૧, સોમવાર, તા. ૨૭–૧૦–૫૮

**જ્યાં સુધી..પોતે પોતાનું સ્વરૂપ સમજીને પોતે પોતામાં ઠરે નહિ..**
**ત્યાં સુધી...મિથ્યાત્વરૂપી શલ્ય ટળે નહિ...**
**માટે...વસ્તુસ્વરૂપ સમજ્યે જ છૂટકો છે.**

'રસમૂચ્છિએ'...કર્મના અનુભાગ રસને અને કર્મની સ્થિતિને ખંડન કરવાને માટે ગુણસંક્રમણ...ગુણશ્રેણી...નિર્જરા...રસઘાત અને સ્થિતિઘાત કરવા માટે રાજા સમાન આત્મા પોતે "**હયગઓ**" પોતાના દઢ સંકલ્પરૂપી અશ્વે ચડેલો...દેશનાલબ્ધિરૂપી અશ્વે ચડેલો...પોતાના અસંખ્યાત પ્રદેશરૂપી નગરીમાં આવીને એક ક્ષેત્ર અવગાહીને રહેલાં કર્મોને પોતાનાં બળવીર્યથી પ્રેર્યા થકા..."ભિયે સંતે" એટલે એક ક્ષેત્ર અવગાહીને રહેલાં કર્મરૂપી મૃગલાઓના રસ ઢીલા પડી ગયા, એટલે ભાગુ ભાગુ થઈ ગયા.

એવા કર્મરૂપી મૃગલાઓને આત્મા પોતાનાં બળ-વીર્ય વડે વીંધી નાખે તો એક સમય એવો આવીને ઊભો રહે કે જીવ પોતે પોતાના અસલી સ્વરૂપને પામી જાય. માટે હે ચેતન! સાચી સમજણ કર. દેશનાલબ્ધિ ગ્રહણ કરે તો ભવના ભાવનો અભાવ થશે. ઊંધી સમજણ રાખીને....અનાદિની ઊંધી સમજણનો છેદ નહિ કરે તો...અનંતા ભવ તારા માથે પડ્યા જ છે. એમ તું સમજી લેજે.

પુણ્ય, પાપ અને ધર્મભાવ એ ત્રણે પ્રકારના ભાવ તારા પોતાના આત્માના પુરુષાર્થથી થાય છે. પણ...બીજા મને પુણ્ય–પાપ–અને ધર્મના ભાવ કરાવી દે છે એવો પરાશ્રય ભાવ છોડ, ગયા અનંતકાળની સ્થિતિ તો જો...કે તેં ત્યાં શું કર્યું છે?

ઊંધો અભિપ્રાય છોડયો નહિ...મિથ્યાત્વનું અનંતગણું પાપ છે....હો! આ વાત ત્રિકાળ સત્ય છે હો! જ્યાં સુધી પોતે પોતાનું સ્વરૂપ સમજીને પોતે પોતામાં ઠરે નહિ ત્યાં સુધી મિથ્યાત્વરૂપી શલ્ય ટળે નહિ. માટે વસ્તુસ્વરૂપ સમજાયે જ છૂટકો છે. અનાદિની ખોટી માન્યતારૂપ અઢારમું પાપ મિથ્યાદર્શનશલ્ય....મિથ્યાભાવ....તેને તું છોડી દે.

સૌનાં પુણ્ય-પાપ પ્રમાણે થાય છે. એમ સમજીને તું એવો ભાવ તો કર...કે હે ગુરુદેવ! હે જિનેશ્વર ભગવંત! હે અનંતજ્ઞાની! હે અનંતા પ્રભુ! તારા ગુણોનું મને બહુમાન છે. તમારા ગુણો મને રગે રગે અને પ્રદેશે પ્રદેશે ગોઠે છે. તમારા ગુણોની રૂચિ મને પરિણમી રહી છે. એટલે કે આત્માના ગુણો મને ગોઠે છે. તેથી હે ગુરુદેવ! હે પ્રભુ! તમારી તન-મન-વચનથી પર્યુપાસના કરૂં છું, ગુણગ્રામ-ભક્તિ-સ્તુતિ કરૂં છું.

કેટલાક એમ કહે છે કે હે મહારાજ! કાંઈક મંત્ર-યંત્ર-તંત્ર આપો....તો પૈસા ભેગા થઈ જઈએ. અરે ભાઈ! પૈસા તારા પોતાના પુણ્ય વિના કયાંય મળતા હશે ખરા? ત્રણ કાળ, ત્રણ લોકમાં પૈસા પુણ્ય વિના મળતા નથી. કેવળજ્ઞાની શ્રી મહાવીર-દેવ પૈસા આપવા સમર્થ નથી. કોઈને કોઈ પણ પૈસા આપી શકતું નથી. મહારાજ, ....જો પુણ્ય પ્રમાણે પૈસા મળે છે તો રળવા-કમાવા માટે શું કામ જવું? તેમાં ઉપયોગને શા માટે લંબાવવો? પરોવવો? અરે ભાઈ, મોહ છે માટે જ પૈસા કમાવવા જાય છે, પણ જે પૈસા મળે છે તે પુણ્ય પ્રમાણે મળે છે. પણ મોહ છે તેથી હજી એ નિરાંતે બેસી શકતો નથી. રળવાનો-કમાવાનો રાગ છે તેથી રળવા ગયા વગર રહી શકતો નથી. પૈસા રળવા માટેનો ભાવ મોહને લઈને થાય છે અને પૈસા પુણ્યના ઉદય પ્રમાણે મળે છે. માટે હે ભાઈ.."છોડું છું".."ટાળું છું" એ મિથ્યા અભિપ્રાય છોડ. અને યથાર્થ શ્રદ્ધા કર. રળવાનો ભાવ છે તે તો પાપભાવ છે. પૈસો મળવો તે તો પુણ્યનો ઉદય છે. (આમ જો સવળો થઈ જાય તો મિથ્યાત્વ જાવું...જાવું... થઈ રહે.)

શું પાપથી પુણ્ય ફળતા હશે? એમ બને નહિ. માટે સાબિત થાય છે કે પૈસા રળવાના ભાવથી પૈસા મળતા નથી. પણ પુણ્યથી મળે છે. (દેશનાલબ્ધિ અંદરમાં ઉતારી દેજો..તો મરતી વખતે તેનો પ્રભાવ પડતાં જીવ સમ્યગ્દર્શનને પામી જાય.) હવે જ્યાં સુધી ચારિત્રની સ્થિરતા ન થાય ત્યાં સુધી રાગ હોય છે તેથી રળવા વગેરેનો ભાવ તો થાય પણ અભિપ્રાય ફેરવી નાખે તો આત્માની સાચી સમજણ થઈ જાય. અને પછી ક્રમેક્રમે ચારિત્ર પણ પુરૂં થઈ જશે.

ગૃહસ્થાશ્રમમાં આનંદાદિ દશ શ્રાવકો તથા શ્રેણિક રાજા, શ્રીકૃષ્ણ, શ્રીરામચંદ્ર

તથા પાંચ પાંડવો અને તીર્થંકરો શું ન હતા? ગૃહસ્થાશ્રમમાં હતા. તે તીર્થંકરો વગેરે ગૃહસ્થાશ્રમમાં રાજપાટ કરતા હતા. અસ્થિરતાના અલ્પરાગને કારણે રાજપાટમાં ઊભા હતા. પરંતુ તેઓ બરાબર સમજતા હતા કે અમારા પુરુષાર્થની નબળાઈથી રાગ થાય છે. પણ અમે પરનું કાંઈ કરી શકતા નથી.

જેને આવું આત્મજ્ઞાન નિર્મળપણે વર્તે છે. તે જીવ ક્રમેક્રમે સ્થિર થતો થકો પૂર્વ વીતરાગ સ્વરૂપ થાય છે.

આત્મા જ્ઞાન છે..તે જ્ઞાન કોઈનું કાંઈ કરે નહિ. તેનું કામ તો જાણવું.. જાણવું..ને જાણવું. જેવા ભાવ પોતે કરે તેવું તેનું ફળ થાય. આત્માની ઓળખાણ કરે તો શુદ્ધ પર્યાય પ્રગટે. અજ્ઞાન અવસ્થાએ પુણ્ય-પાપના, રાગ-દ્વેષ-મોહના ભાવ કરે, બાકી તો પરનું પોતે કાંઈ કરી શકે તેમ નથી.

અહીં કોઈ એમ કહે કે બીજો જીવ મરવાનો હતો માટે મને તેને મારવાનો ભાવ આવ્યો. બીજો જીવ નિર્ધન થવાનો હતો માટે મને તેને સટ્ટો કરાવવાનો ભાવ આવ્યો. અરે ભાઈ...આવું ઊંધું ક્યાં માર્યું? તેં ઊંધો ભાવ કર્યો માટે તારે તો દુર્ગતિમાં જવું જ પડશે. પર જીવને કારણે મને અશુભ ભાવ નથી આવ્યો....પણ મારા દોષના કારણે મને અશુભ ભાવ આવ્યો છે. મને ગાળ દે તેના કારણે મને અશુભ ભાવ નથી આવ્યો. પણ મને મારા પોતાના જ દોષના કારણે અશુભ ભાવ થઈ ગયો છે. મને કોઈ ઉતારી પાડે છે માટે મને અશુભ ભાવ આવ્યો એમ નહિ. પણ ભાઈ...મારા પોતાના જ દોષના કારણે મને અશુભ ભાવ થઈ ગયો છે. તમે આમ માનો છોને? કે વિપરીત રીતે માનો છો? આમ લેજો હો..દેશનાલબ્ધિના સંસ્કારને બાંધતા જજો હો..મારા પોતાના જ દોષના કારણે મને તેવો ભાવ થયો છે..એમ સવળું સમજને...અનાદિની ઊંધાઈ ટાળીને એમ સવળું સમજ.

વળી કોઈ એમ કહે કે...પરનું કાંઈ કરી શકાતું નથી માટે અશુભ ભાવમાંથી આપણે શુભ ભાવ ન કરવા...અરે ભાઈ...એ વાત જ ક્યાં છે? બીજાને સુખી કરવા વગેરેના શુભ ભાવ આવે અને તે ભાવ પ્રમાણે શરીરની ક્રિયાને અનુકૂળ ઉદય હોય તો તે પ્રમાણે શરીરની ક્રિયા થઈ પણ જાય. પોતે વીસ હાથ દૂર ઊભો છે..અને ત્યાં બીજાને કોઈ મારે છે...તે માર ખાનાર જીવ ચીસ પાડે છે. તે સાંભળતાં જ પોતે દોટ પણ મૂકે છે....તેમાં શરીરને ઉદયરૂપ અનુકૂળ ક્રિયા હોય....અને બીજાને સુખી કરવાની ક્રિયા થઈ પણ જાય..પરંતુ બીજાને સુખી-દુઃખી કરવાની ક્રિયા તું પોતે કરી શકતો નથી....તેવી તું યથાર્થ શ્રદ્ધા કર.

અહીં તો એમ કહેવું છે કે...તું તારા ભાવ કરી શકે છે...કારણ કે તું પોતે તેમાં સ્વાધીન છે. પુણ્ય-પાપ અને ધર્મના ભાવ તારા આત્માના પુરુષાર્થથી થાય છે. પાપ ભાવને ટાળી ધર્મના લક્ષે પુણ્યભાવમાં આવવું તે તારા આત્માના પુરુષાર્થથી

થાય છે. અને પુણ્ય-પાપ એ બન્ને ભાવને ટાળીને ધર્મ ભાવમાં ટકી જવું તે પણ તારા આત્માના પુરુષાર્થથી થાય છે. માટે કોઈની મુકિત કોઈ કરી શકતા નથી. જો કોઈ બીજાની મુકિત કરી શકતા હોય તો ભૂતકાળમાં અનંતા તીર્થંકરો મુકિતમાં ગયા તો બધાય જીવોને મુકિતમાં લઈ જવા જોઈએ ને? પણ ભાઈ...લઈ તો ન ગયા. મારા મહાવીર મને મુકિતમાં ન લઈ ગયા...કેટલી મહાવીરની નિર્દયતા! એમ ભકિતના ભાવે ભકતોથી શબ્દો છૂટી જાય...પણ ભકત સમજે છે કે મારી મુકિત હું કરું તો ભગવાનને નિમિત્ત કહેવાય.

જગત તો એમને એમ પડયું છે..માટે જ્ઞાનીઓ દાંડી પીટીને જાહેર કરે છે કે ભાઈ....અનાદિના ખોટા અભિપ્રાયનો સાચા અભિપ્રાય વડે ભેદ કરીને પછી જો છેદ નહીં કરે તો અનંતા ભવ મસ્તક ઉપર ઊભા છે. અનાદિનો ખોટો અભિપ્રાય (સ્વરૂપનું ભાન નહિ હોવાથી એટલે વિપરીત હોવાથી) બંધનું કારણ હોવાથી અને તેમાં રહેલાં કર્મનો રસ કર્મના બંધોને ટાળવામાં વર્તમાન જો પોતાનાં બળ-વીર્ય ફોરવે તો..ખોટો અભિપ્રાય મોળો પડી જાય. કર્મના રસ ઢીલા થઈ જાય તો જીવ પોતે પોતાના અસલી સ્વરૂપને પામી જાય.

**દૃષ્ટાંત :** જ્યારે ભગવાન મહાવીરદેવની સાથે ગૌતમસ્વામી જ્ઞાનચર્ચા કરવા ઊપડે છે..ત્યારે ગૌતમને એવો અભિમાનનો ભાવ ઊપડયો છે...તેમાં તે બોલે છે કે હમણાં તે વીરને હરાવીને આવું છું. હું સર્વ શાસ્ત્રનો પારંગામી છું. એવી માન્યતાથી ભરેલો જગતને....પોતાના પિંડને (પૈંડને) જ્ઞાની તરીકે જણાવતો એવો ઇન્દ્રભૂતિ પ્રભુ વીરને હરાવવા, જગતમાં હું જ્ઞાની છું એવું જગતને દેખાડવા પ્રભુ સમીપે ગૌતમ ચાલ્યા જાય છે. પણ પ્રભુની સમીપે આવતાં, પ્રભુના દેદાર પર દૃષ્ટિ પડતાં, પ્રભુને જોતાં જ, એટલે ઝળકતી સૂર્યની કાન્તિને જોતાં જ..સૂર્યની કાન્તિ કરતાં પણ અનંતગુણી કાન્તિ જેના શરીરમાં ઝળહળી રહી છે..એવા પ્રભુને જોતાં ગૌતમની આંખ અંજાઈ જાય છે. મહાન પ્રભાવિક કેવળજ્ઞાની; કેવળદર્શની પ્રભુ મહાવીરનો દેદાર દેખીને ગૌતમ આશ્ચર્યને પામે છે. પ્રભુ દિગંબર અવસ્થામાં બિરાજે છે, છતાં પણ જાણે કે વિભૂષિત થઈને બેઠા ન હોય! જાણે કે અલંકાર સજીને બેઠા ન હોય! એમ જોનારને લાગે. પ્રભુ વીરના શરીરમાંથી ઓજસ્ નીતરી રહ્યું છે. ગૌતમે પ્રભુનું શરીર જ્યારે જોયું ત્યારે શરીરની એવી કાન્તિ, દિવ્યતા નીતરતી હતી કે ગૌતમ જેવા થંભી ગયા. ઓજસ્ એટલે નિર્વિકારી દેહ અને અંતરાત્મામાં નિર્વિકારીપણું. એવું તેજ, ઓજસ્ નીતરતું હતું. આખા શરીરમાં જાણે શણગાર ધારણ કરાયેલ ન હોય! મતલબ કે પ્રભુનું શરીર સુશોભિત હતું. જે પરિણામની ધારાએ દેહ બંધાયેલો હતો તેનું પરિણામ દેહમાં દ્રવ્યરૂપે જણાતું હતું. નિર્વિકારી દેહ કોણ પામે? પૂર્ણ આત્મજ્ઞાની. અને આત્મજ્ઞાન સમ્યગ્દર્શન વિના પમાય જ નહિ. સમ્યગ્દર્શની જ આત્માના

સ્વભાવની ઉત્કૃષ્ટ સિદ્ધિ પામી શકે છે. તેમજ સમ્યગ્દર્શનના સદ્દભાવમાં પુણ્યનો બંધ બંધાતી વખતે બહારમાં પુદ્દગલની પણ ઉત્કૃષ્ટ રિદ્ધિનો સહજ બંધ પડે છે. ચક્રવર્તીપદ, તીર્થંકર પદ, વાસુદેવ પદ, સર્વાર્થસિદ્ધ વિમાનના પદ, આ બધાયનો સમ્યગ્દર્શનના સ્થાન સિવાય બંધ પડતો નથી. જોકે તે ત્રણે ઉપશમાદિ સમ્યગ્દર્શનની સ્થિતિ જુદી જુદી હોય છે. પણ સમ્યક્ત્વના સદ્દભાવે ઉત્કૃષ્ટ પુણ્ય બંધાય છે. પુણ્યના વૈભવના વખાણ તે પાપના વખાણ છે.

તીર્થંકર પોતે કહે છે કે પુણ્યના–વૈભવના વખાણ તે પાપના વખાણ છે. કારણ કે તે બંધના વખાણ છે. પુણ્ય તે બંધ છે. પણ અબંધ નથી. માટે તું અબંધના વખાણ કર. પણ બંધના વખાણ ન કર. પુણ્યનું વર્ણન કરવું તે વસ્તુ જુદી જ છે. અને વખાણ કરવા તે વસ્તુ પણ જુદી છે. પ્રભુ કહે છે કે પુણ્યના, વૈભવના વખાણ તે કામભોગના વખાણ છે. અને કામભોગના વખાણ કરે તેનાથી તો પાપ બંધાય છે. (અનાથી મુનિએ શ્રેણિક રાજાના વખાણ ન કર્યા). પુણ્યના ફળની ઇચ્છા એટલે એવી સામગ્રી મેળવવાની ઇચ્છા, તે ઇચ્છાથી બંધ થશે કે અબંધભાવ ઉપડશે? બંધ થશે. અનંતાનુબંધીનો લોભ જેને ટળી ગયો તેને અંતરની ઇચ્છા દેવભવની કે રિધ્ધિની ઇચ્છા કે ભાવ ન હોય. અને જો તેવી ઇચ્છા અને ભાવ હોય તો તેને મિથ્યાદર્શનશલ્ય હોય છે.

આનંદઘનજી મહારાજ કહે છે કે...."જબ અંતરમદ બહાર–કહાવે તબ ત્રિભુવનપદ નાથ કહાવે" જે માનને મારીને નિર્માની થઈ જાય તે ત્રિભુવન નાથ કહેવાય છે. "જે નમ્યા તે જગતને ગમ્યા, પ્રભુને ગમ્યા." "પ્રભુને ગમ્યા તે જગતને ગમ્યા." પ્રભુનો દેહ કલ્યાણકારી નહિ...દેહને જોતાં જગતના જીવોને દેહ જાણે કલ્યાણકારી ન હોય! એમ જગતને દેખાય. પણ દેહ તો જડ છે, જડની સ્થિતિ આવી હતી પણ તે દેહમાં કલ્યાણકારી તો અનંત જ્ઞાનનો ધણી આત્મા છે. આવો દેહ જ્યાં હોય ત્યાં બીજાને ઉપદ્રવ ન હોય. તે દેહને જોતાં બીજાને એમ થાય કે પ્રભુ જાણે સિદ્ધ સ્થાનમાં બિરાજતા ન હોય!

પ્રભુશ્રીના દેહ ઉપર ધનના ઢગલા દેખાતા હતા...તેમના દેહ ઉપરથી પ્રકાશનાં કિરણો નીકળતાં હતાં, ઓજસ્ નીતરતાં હતાં. માથા ઉપર જાણે મુગટ ન હોય! તેમ દેખાતું હતું. પ્રભુ વિભૂષા કરીને બેઠા ન હોય! જાણે હમણાં જ સ્નાન કરીને બેઠા ન હોય! એક હજારને આઠ લક્ષણો જેમકે શંખ, ચક્ર, આદિ લક્ષણો તે શરીરની શોભારૂપ, તે શરીરની ઊભરાઈ જતી લબ્ધિ હતી.

તે પ્રભુના દેહને જોઈને તે ગૌતમ આશ્ચર્યને પામે છે. પ્રભુના દેહના દેદારે આટલી દિવ્યતા! તો અંદર આત્મામાં કેટલી પ્રભુતા! કેટલી દિવ્યતા હશે?! એ વિચારે ગૌતમનું અભિમાન ગળતું જાય છે.

ૐ શ્રી સત્

## વ્યાખ્યાન નં. ૧૧૪

સં. ૨૦૧૪ના આસો વદ ૨, મંગળવાર, તા. ૨૮-૧૦-૫૮.

**કોઈ કોઈના પરિણામથી....કોઈ કોઈને બંધાવી કે મુકાવી શકતો નથી.**
**માટે....હું જ મારા પરિણામથી બંધાયો છું....**
**અને....હું જ મારા પરિણામથી મુકાવું છું....**

આ ગાથા આત્મા ઉપર ઉતારીને સમજાવાય છે. રાજા સમાન આત્મા પોતે પોતાના અસંખ્યાત્ પ્રદેશો સાથે જ રહેલો છે. એમાં જ રહેલો છે. તેની સાથે એક ક્ષેત્ર અવગાહીને કર્મો રહેલાં છે. તે કર્મોને આત્માએ પોતે પોતાના ઊંધા વીર્યથી બાંધેલાં છે. તે બાંધેલાં કર્મોને ટાળવાં છે..એવા દૃઢ સંકલ્પરૂપી અશ્વે પોતે ચડે તો કર્મો "ભિચે સંતે" થયા થકા કર્મના રસ ઢીલા થઈ જાય. અને આત્મા પોતાનું સ્વરૂપ સમજતાં અસલી સ્વરૂપને પામી જાય.

જીવ અનાદિથી અહંભાવમાં પડ્યો છે. તે અહંભાવને સમજીને તે અહંભાવનો છેદ કરે તો અનાદિનાં જન્મ-મરણ ટળી જાય. અને જો છેદ ન કરે તો અનંતા જન્મ-મરણ માથે ઊભાં છે. તે સંબંધમાં ગૌતમસ્વામી અને ભગવાન મહાવીર સ્વામીનું દૃષ્ટાંત અપાય છે.

ભગવાન મહાવીરદેવનું શરીર જોઈને ગૌતમ આશ્ચર્ય પામે છે. આ તે બ્રહ્મા છે કે વિષ્ણુ ? કે મહેશ ? પ્રભુશ્રીના દેહમાં આટલી દિવ્યતા ! તો તેના આત્મામાં અને આત્માના ગુણોમાં કેટલી દિવ્યતા હશે ? !

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ. માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેષ, અભ્યાખ્યાન, પૈશુન્ય, પરપરિવાદ, માયામોસો અને મિથ્યાદર્શનશલ્ય એમ અઢારે પાપસ્થાનક તથા આણપુન્ને, પાપપુન્ને, સયણપુન્ને, લયણપુન્ને, વથપુન્ને મનપુન્ને, વચનપુન્ને, કાયપુન્ને અને નમસ્કારપુન્ને એમ નવ પ્રકારનાં પુણ્ય. એવી રીતે અઢાર અને નવ એમ કુલે સતાવીશ સ્થાનમાંથી અધ્યવસાય બદલાવીને ક્ષયોપશમ-ક્ષાયક તથા ઉપશમાદિક સમ્યગ્દર્શનભાવમાં અને ક્ષમા રસમાં જીવ જ્યારે વહેતો થાય....એવો વહેતો થતો થકો....એવા વહેતા થકા જીવને તે વખતે તીર્થંકર ગોત્ર પણ બંધાય. ચોથા ગુણસ્થાનકે, પાંચમા ગુણસ્થાનકે, છઠ્ઠા ગુણસ્થાનકે અને સાતમા ગુણસ્થાનકે એમ એ ચાર ગુણસ્થાનક સુધીમાં તીર્થંકર નામ-કર્મ ઉપાર્જન થાય છે. ત્યારબાદ બીજા

કર્મોને ખપાવતો ખપાવતો તીર્થંકર ગોત્ર કર્મ નિકાચીત કરે છે. તે એવી રીતે કે પૂર્વના ક્રોધાદિ કષાયો બંધાયા હતા તે ઉદયમાં આવ્યા...પણ આ જીવ ક્ષમા રસમાં, શાંત રસમાં રહેતો હોવાથી..સમ્યગ્દર્શનમાં રહેતો હોવાથી..તે તમામ પુદ્ગલો ઉદય આવીને ખરી જતાં હતાં. અને કેટલાંક અશુભરૂપે હતાં તે ફરી જઈને શુભરૂપે થાય છે, ત્યારે તીર્થંકર ગોત્ર નિકાચીત થાય છે. એવો છતો ભાવ પ્રગટ થાય છે.

અને તે વખતે ભગવાનના દેહ ઉપર જાણે ધનના ઢગલા દેખાય છે. તીર્થંકર ભગવાન જે રસ્તે ચાલે ત્યાં ખાડાટેકરા ન હોય, કાંટા ન હોય. અને કદાચિત્ હોય તો મોઢું ફેરવી નાખે. ઉપદ્રવ મોટાભાગે ન હોય. કોઈને નિકાચીત કર્મ હોય તો થાય. (મહાવીરદેવવત) પાણીના કુવારાની બાજુમાં બેસનારને જ તે પાણીનો કુવારો ઠંડક આપે..તેમ નહિ. પણ તેની આજુબાજુમાં ચાલ્યા જતા માણસને પણ પાણીનો કુવારો ઠંડક આપે. તેમ ક્ષમા રસના, શાંત રસના કુવારા સમાન તીર્થંકર દેવ જ્યાં બિરાજતા હોય ત્યાં તેમની આજુબાજુના અમુક અમુક (સો સો) ગાઉ સુધી ઉપદ્રવ મટી જાય અને શાન્તિ વર્તે.

પ્રભુ વીરની આવી મહાન તેજસ્વી પ્રતિભા નિરખતા ગૌતમના હૃદયમાં સત્ય વસ્તુનું પ્રતિબિંબ પડે છે. સ્કંધક સંન્યાસી પણ પ્રભુશ્રી મહાવીરદેવનું શરીર જોઈને પ્રથમ આશ્ચર્ય પામ્યા હતા. અનાથિમુનિનું શરીર જોઈને રાજા શ્રેણિક પ્રથમ આશ્ચર્ય પામ્યા હતા. મહાન પાપી એવા પરદેશી રાજા કેશી સ્વામીના શરીરના દેદારને જોઈને આશ્ચર્ય પામ્યા હતા. અને વિચારવા લાગ્યા કે આ શું ખાતા હશે? શું પીતા હશે? કે જેથી આવું શરીર રહે છે. અને હું તો રોજ ને રોજ નહાઉ-ધોઉં છતાં એમના જેવું મારું શરીર નહિ....એમ રાજા પરદેશી પ્રથમ કેશી સ્વામીના દ્રવ્યદેહને દેખી, દેહના તેજને દેખીને આશ્ચર્ય પામ્યા, અને નમ્યા, પછી અંતરની સ્થિતિને સમજ્યા, અને પછી બૂઝયા.

તેજોમય ઝળકાટમાં ગૌતમનું અંદરનું અભિમાન ગળી જાય છે....અને ગૌતમ નમ્યા, પછી સમજ્યા, અને પછી બૂઝયા. એ નમ્યા કહેવાય. પછી ગૌતમસ્વામી અંદરનું સ્વરૂપ સમજ્યા; પ્રભુ વીરની એક જ વાણી સાંભળતાં અંદરનું સ્વરૂપ સમજી ગયા. મનમાં રહેલી તમામ શંકાઓનું સમાધાન થતાં તે ત્યાં ને ત્યાં જ બૂઝયા. ઉપયોગ અંદરમાં વળી ગયો. સ્વસ્વરૂપમાં સમાઈ ગયા. અને સામાન્ય-વિશેષને સમજી ગયા. અને જેટલો જ્ઞાનનો ઉઘાડ વર્તતો હતો અથવા તો હતો...તે વર્તમાન પુરુષાર્થથી સમ્યક્‌જ્ઞાનરૂપે થઈને આવી ઊભો રહ્યો. પહેલાં તે ગૌતમ સામવેદ, ઋગ્વેદ આદિ ચાર વેદને જાણતા હતા. જગતમાં ભગવાન તરીકે પૂજાતા હતા છતાં તે તેમનું જ્ઞાન તે અજ્ઞાનરૂપે હતું. અને તે જ્ઞાનનો ઉઘાડ પૂર્વપુણ્યના ફળરૂપે હતો: એ અજ્ઞાનતા ટળી જતાં ગૌતમને સત્ય-અસત્યના ભેદ નજરે પડે છે.

હવે ત્યાંથી પાછા જવા માટે ગૌતમનો પગ ઊપડતો નથી. દેશે ઉણા નવ પૂર્વના જ્ઞાનનો ઉઘાડ તથા ૧૧ અંગના જ્ઞાનનો ઉઘાડ જાતિસ્મરણજ્ઞાન પણ થઈ જાય છતાં પણ તે મિથ્યાજ્ઞાન હોય પણ ખરું...અને તે જીવને સંસારમાં રખડાવે છે. પણ સમ્યગ્દર્શન પૂર્વકનું જ્ઞાન ફક્ત અષ્ટપ્રવચન માતા જેટલું જ હોય....અરે! એ જ્ઞાનનો ઉઘાડ ફક્ત અષ્ટપ્રવચન માતા જેટલો જ હોય તો પણ તે જ્ઞાન જીવને મોક્ષ અપાવે છે. હવે તે જ ક્ષણે...એ જ પળે...ગૌતમને પોતાની વિદ્વત્તા...સર્વજ્ઞની પાસે તુચ્છ દેખાય છે, તુચ્છ જણાય છે.

તે જ ક્ષણે બે હાથ જોડીને પ્રભુ વીરને કહે છે કે....હે નાથ! મેં આપને ઓળખ્યા....ઓળખ્યા...ભગવાન! આપનું સ્વરૂપ મેં ઓળખ્યું. ભગવાન! આવ્યો હતો તો વાદવિવાદમાં હંફાવીને જીતી જવાની આશા લઈને...પણ હવે તો વધારે આશા થઈ છે આપની પાસેથી વધારે મેળવવાની. પછી તે ગૌતમ સમ્યકદર્શનપૂર્વક સાતમા ગુણસ્થાનકને સ્પર્શીને છઠ્ઠા ગુણસ્થાનકે આવે છે. ત્યાં તે ચૌદ પૂર્વ અને ચાર જ્ઞાનને પામી જાય છે. "ઉત્પાદ–વ્યય-ધ્રુવરૂપ ત્રિપદીના જાણપણાથી તે ગૌતમ કાચી બે ઘડીમાં ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના જ્ઞાનને પામી જાય છે.

પર્યાયાર્થિકનયથી ઉત્પાદ-વ્યય-ધ્રુવ છે. દ્રવ્યાર્થિક નયથી ઉત્પાદ-વ્યય–ધ્રુવ નથી. ઉત્પાદ-વ્યય અનિત્યતાનું કારણ છે. ધ્રુવ નિત્યતાનું કારણ છે. બે ઘડીની અંદર બાર અંગ અથવા અગિયાર અંગની રચના કરનારા ગણધર દેવો હોય છે. કહેવાનો આશય એ છે કે જ્ઞાન-ચર્ચાનો વેગ સારો....પણ હું પ્રભુને હરાવીને....જ્ઞાન ચર્ચાના વાદવિવાદમાં હંફાવીને જીતી જાવું એવું અભિમાન અને એવા અભિમાનનો વેગ ખોટો. શોધકદૃષ્ટિ હતી, તે દૃષ્ટિના પ્રયાસમાં હું પ્રભુને જીતી લઈશ અને જ્ઞાનચર્ચાથી જીતી લઈશ એવો ભલો ભાવ પણ હતો. પણ પ્રભુના તેજ જોઈને ગૌતમ નમ્યા. અને અભિમાન ગળી ગયું. ચર્ચા કરવાનો ભાવ રહી ગયો. તેમાં પ્રભુની વાણી છૂટી અને ભલો ભાવ વધી ગયો. ભલો ભાવ વધતાં વધતાં છેવટે તેમાંથી મુક્ત થઈ ત્રિકાળી શુદ્ધને અવલંબતા અંદરના શુદ્ધ ભાવને પામી ગયા. અંદરની સ્થિતિને સમજીને બૂઝયા. પોતાના અસલી સ્વરૂપનું ભાન થતાં અભિમાન વગેરે છૂટી ગયું.

તેમ જે જીવ કર્મને જીતવા માટે પોતાનાં બળ-વીર્યની પ્રેરણા કર્મને તોડવા પર કરે તો કર્મના રસ શોષાતા જાય...અશુભ કર્મના રસ શોષાતા જાય....પછી સત્-પુરુષને દેખીને નમે. અહંકાર મોળો પડે....અંદરની સ્થિતિ સમજે..તો પોતે પોતાની અસલી સ્થિતિને પામી જાય. ગૌતમ સ્વામી, પરદેશી રાજા, શ્રેણિક રાજા વગેરે એ રીતે પોતાના સ્વરૂપને પામી ગયા. જ્ઞાની કહે છે કે...આત્મા પોતે પોતાથી બંધાય છે.. અને આત્મા પોતે પોતાથી મુકાય છે. જ્ઞાનીઓ એમ જ કહી ગયા છે. એ જ અહીં કહેવાય છે..બીજું કાંઈ કહેવાતું નથી. પણ પોતે સમજે તો સમજાય. આત્માનું

બંધાવું, અને આત્માનું મુકાવું તે પોતાના કારણે છે. આત્મભગવાન તે પરથી જુદું તત્ત્વ છે, એટલું તો શું..પણ આત્મભગવાન દેહથી જુદું તત્ત્વ છે. આત્મા પોતે સ્વતંત્ર તત્ત્વ છે, સ્વાધીન તત્ત્વ છે. તેને બંધાવું કે મૂકાવું તે પોતાના હાથમાં છે. પોતાના પુરુષાર્થ વડે પોતાની મુક્તિ થાય ત્યારે ભગવાનને કે સત્‌ગુરુદેવને નિમિત્ત કહેવાય.

ભગવાનનાં સમવસરણમાં ઇંદ્રો પણ આવે. સુયગડાંગ સૂત્રના બારમા અધ્યયનમાં જણાવાયું છે કે ભગવાનના સમવસરણમાં બાર પ્રકારની પર્ષદા હોય છે. તેમાં ઇન્દ્રો આવે છે અને તે ઇન્દ્રો સમવસરણની રચના કરે છે. ભગવાનની સભામાં ભગવાનની દિવ્ય વાણી છૂટે છે. ભગવાનની વાણી સાંભળવામાં કોઈક એવો જીવ બેઠો હોય કે.. તે ભગવાનની વાણી સાંભળીને બહાર જઈને ઊંધો પણ પડે. એવો જીવ પણ હોય.

ભગવાનની સભામાં ઇન્દ્રો અને ચક્રવર્તીઓ પણ હોય છે. ભગવાનને ઇન્દ્ર-જાળીઓ કહેનારા પણ હોય છે. હવે ત્યાંથી ભગવાનની દિવ્ય ધ્વનિ-વાણી સાંભળીને બહાર જઈને ઊંધા પડે છે. ભગવાન જો તારી દેતા હોય તો બધાંય સમજી જવાં જોઈએ. પણ બધાંય કાંઈ સમજી જતાં નથી. પણ જેની લાયકાત હોય તે સમજે છે. પરંતુ જ્યારે સમજે ત્યારે તેને વિનય આવ્યા વગર રહેતો નથી. વિનયથી, નિમિત્તથી, પર ઉપર આરોપ કરીને કહે છે કે "અહો જિનેશ્વર દેવ! આપે મને તાર્યો. હે નાથ! તરણતારણ આપ જ છો. હે ગુરુદેવ! આપ જ મારા તરણતારણ છો. આપે જ મને ઉગાર્યો..તાર્યો..હું તો જડ જેવો હતો..આપે મને તાર્યો.." પણ અહીં તો છ-છ માસ સાંભળે છતાં દરૂર જેવો ઊભો ન રહે..પણ આપે જ મને સંસાર-સાગરથી તાર્યો..એમ પોતે પોતાના પુરુષાર્થથી સમજે...ત્યારે સાચા નિમિત્ત ઉપર ભક્તિભાવ, વિનયભાવ આવ્યા વગર રહેતો નથી, આવે જ, દુનિયા માને કે ન માને, રોટલાનું બટકું વહોરાવે કે ન વહોરાવે..પણ સાધકનું આવું જ સ્વરૂપ છે. સાધકને દુનિયાની પડી નથી: બટકું રોટલાની ચિંતા નથી.

સુધર્મા સ્વામી કહે છે કે..." ભગવાન કોઈને તારી દેતા નથી." પોતાના પુરુષાર્થ વગર ત્રણ કાળ-ત્રણ લોકમાં પોતાનો મોક્ષ નથી. ભગવાન બીજાને તારી શકતા નથી. ભગવાન વીતરાગ છે..વીતરાગને ઇચ્છા હોતી નથી. તે તો ચૈતન્ય પરમ બ્રહ્મ થઈ ગયા છે. પૂર્ણાનંદ પૂર્ણસ્વરૂપ થઈ ગયા છે. ભગવાનને રાગનો એક પણ વિકલ્પ નથી. છતાં તેની સભામાં ઢોર, મનુષ્ય અને વિદ્યાધરો પણ ધર્મને પામી જાય છે. એથી સિદ્ધ થાય છે કે..કોઈને કોઈ મુક્ત કરી શકતું નથી. ભગવાનની સભામાં ઢોર જેવા પ્રાણી સમ્યગ્‌દર્શનને પામી જાય અને અહીં કેટલાક મનુષ્ય જેવા મનુષ્ય થઈને સાધુસાધ્વી નામ ધરાવીને ધર્મનો અનાદર કરે છે. બહાર જઈને એવી વાત કરે કે.. આવી તો વાત હતી હશે? જાણે કે પોતે બધાય સિદ્ધાંતનો જાણપણાવાળો થઈ ગયો ન હોય? જ્ઞાની કહે છે કે સાચી વાત સાંભળીને અસાતના કરવારૂપ વાત કરે તો તે

પોતે જ વિરાધક થાય છે. તે પોતાના જ કારણે વિરાધક થાય છે..પણ બીજાના કારણથી નહિ...ભગવાન બીજા કોઈનું કાંઈ કરી શકતા નથી.

બધા જીવ અને જડ પરમાં કાંઈ પણ કરવાને "અકિંચિત્કર" છે, એટલે કોઈ-કોઈનું કાંઈ પણ કરી શકતા નથી. છતાં વ્યવહારથી કહેવાય છે કે..આણે મારૂં ભલું કર્યું. ગુરુએ મારો મોક્ષ કર્યો.,એમ કહેવાય..પણ પરમાર્થથી કોઈ કોઈનું કાંઈ પણ કરી શકતા નથી. એટલે બંધાય પણ પોતે પોતાથી અને મુકાય પણ પોતે પોતાથી.

કોઈ મહાન જ્ઞાની-ધ્યાની મુનિ પોતાના સ્વરૂપમાં બેઠા હોય..ત્યાં તેમની આજુ-બાજુમાં શું થાય છે તેની પણ તેમને ખબર નથી..અરે! કેસરી સિંહ આવે..સામે ઊભો રહે છતાં પણ જ્ઞાન-ધ્યાનની મસ્તીમાં બેઠેલા મુનિરાજને તેની ખબર નથી. એવામાં કોઈ દેવ આવીને મુનિના શરીરને ઉપાડી લવણસમુદ્રમાં ફેંકી દે..બોળી દે.. છતાં મુનિ તો પોતાનાં જ્ઞાનધ્યાનમાં એવા તો લીન થઈ ગયા કે તુરત જ ત્યાં કેવળ-જ્ઞાન થઈ ગયું. અને તુરત જ મોક્ષે ગયા. ત્યાં તે પેલા વેરી દેવને વિચાર આવે કે ..આને નરકમાં લઈ જાઉં..આને આવાં ખારાં પાણીમાં બોળીને ગુંગળાવી નાખું.. અને તે ત્યાં મુંઝાઈને મરી જાય તો મરીને તે નરકે જાય..તેને હું નરકે લઈ જાઉં..એમ દેવે વિચાર કર્યો..પણ મુનિ તો ચિદાનંદ જ્ઞાનનું ચોસલું જુદું પાડીને.. રાગના અંશને તોડીને..કેવળજ્ઞાન લઈને..મુક્તિને પામ્યા.

એટલે કોઈ કોઈનું બૂરૂં કરી શકતા નથી..પણ ઉપસર્ગ કરનાર દેવે રૌદ્ર ધ્યાનમાં મુનિને મારી નાખવાના ભૂંડા પરિણામ કર્યાં તેથી તે અશુભ કર્મને બાંધીને દુર્ગતિમાં જાય. પૃથ્વી-પાણી-વનસ્પતિમાં પણ ચાલ્યો જાય. કોઈને એમ થાય કે દેવગતિમાં બહુ સુખ હશે. પરંતુ દેવગતિમાં પણ રાગ-દ્વેષ-ઈર્ષાના, અજ્ઞાનના મોહ -પ્રપંચજાળના બધાય ભાવો પડયા છે. સુખ તો એક તારા ત્રિકાળી સ્વભાવમાં છે. દેવભવમાં સુખ છે નહીં. દેવના પરિણામ તો મુનિને કર્મથી બંધાવવાના હતા..કે મુનિને ઉપસર્ગ આપું કે જેથી મુનિ રાગ-દ્વેષના પરિણામ કરીને કર્મથી બંધાય. અને મરીને નરકમાં જાય. પરંતુ મુનિએ તો પોતાનાં સ્વસ્વભાવની સમતા રાખી અને પુરુષાર્થ કરીને કેવળજ્ઞાનને પ્રગટાવીને મોક્ષે ગયા.

માટે એ સિદ્ધાંત થયો કે..કોઈ કોઈના પરિણામથી કોઈ કોઈને બંધાવી કે મુકાવી શકતો નથી. માટે હું જ મારા પરિણામથી બંધાયો છું..અને હું જ મારા પરિણામથી મુકાવું છું. આ સિદ્ધાંત નક્કી થઈ ગયો. માટે બંધાયેલાને મુકાવવા માટે પ્રથમ શોધકદષ્ટિમાં આવીને પોતાના બળવીર્યની પ્રેરણા કર્મને તોડવા ઉપર પાડે તો કર્મના રસ શોષાઈ જાય..અને દેશનાલબ્ધિથી સ્વ તરફ ઉપયોગ વર્તી જાય તો તે જીવ પોતાના અસલી સ્વરૂપને પામી જાય.

ॐ સત્

વ્યાખ્યાન નં. ૧૧૫

સં. ૨૦૧૪ના આસો વદ ૩, બુધવાર, તા. ૨૯-૧૦-૫૮

**જ્યાં....અત્યંત ધર્માનુરાગ**
**અને આત્મહિત તરફ સન્મુખતા હોય છે....**
**ત્યાં...સમ્યગ્દર્શનની પ્રાપ્તિ છે.**

રાજા સમાન આત્મા પોતે પોતાના જ હિતના લક્ષે પોતાનું બળ-વીર્ય જ્યારે કર્મને ટાળવા ઉપર પાડે છે..ત્યારે અંદરમાં એવા ભાવ ઊપડે છે કે...ક્ષયોપશમ વિશુદ્ધિ અને દેશનાલબ્ધિ પ્રગટ થાય છે. અને દેશનાલબ્ધિની અંદરમાં એવી રચના થતી જાય છે કે, તેના યોગે પ્રાયોગ્યલબ્ધિ પ્રગટ થાય છે. અને તેના યોગે કરણલબ્ધિ પ્રગટ થાય છે.

તે કરણલબ્ધિના ત્રણ ભેદ છે.

(૧) યથાપ્રવૃત્તિકરણ લબ્ધિ (૨) અપૂર્વકરણ લબ્ધિ (૩) અનિવૃત્તિકરણ લબ્ધિ

અનિવૃત્તિકરણના અંત સમયે દર્શનમોહ અને અનંતાનુબંધી કષાયને અંતર્મુહૂર્ત માટે અયોગ્ય કરી અનાદિનો મિથ્યાદૃષ્ટિ જીવ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. જ્યારે અનાદિનો મિથ્યાદૃષ્ટિ જીવ ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે ત્યારે દર્શનમોહ અને અનંતાનુબંધી કષાયો અંતર્મુહૂર્ત માટે અયોગ્ય થાય છે.

ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં છેલ્લો વિકલ્પ તૂટીને..“હું માત્ર સ્વાનુભવગમ્ય છું” એ વિકલ્પ પણ તૂટીને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. વાસ્તવમાં જ્યાં અત્યંત ધર્માનુરાગ અને આત્મહિત તરફ સન્મુખતા હોય છે ત્યાં સમ્યગ્દર્શનની પ્રાપ્તિ છે. અનાદિકાળથી શક્તિરૂપે ઢંકાયેલા સમ્યક્રત્નને આ જીવ મેળવે છે. જ્યારે શક્તિરૂપે રહેલા સમ્યક્રત્નને વ્યક્ત કરે છે અથવા પ્રાપ્ત કરે છે ત્યારે તેની પરમાત્મપદની આશા અવશ્ય તૃપ્ત થાય છે. એમ કહે..કે એની દર્શનની હુંડી લખાઈ ગઈ છે.

આ સમ્યગ્દર્શન પોતાના અનુપમ પ્રભાવથી વસ્તુના સ્વરૂપને યથાર્થપણે પ્રકાશિત કરે છે. આત્મા અને અનાત્માનું યથાર્થપણે જ્ઞાન થાય છે. અને પૂર્વે શ્રદ્ધાનમાં જે ભ્રમ હતો..વસ્તુસ્વરૂપની જે ભ્રાન્તિ હતી..તે સમકિતના પ્રભાવથી દૂર થઈ જાય છે. પછી તેની બુદ્ધિમાં સદાકાળ રહેવા યોગ્ય ત્રિકાળ સત્પદાર્થના સમુદાયરૂપ આ જગત ઝળકે છે. હવે તેમાં તેની પલટવારૂપ અવસ્થાઓ બની રહેતી હોય કે નષ્ટ પામતી હોય તો તે ભલે તેમ હો તથાપિ જેમાં પર્યાય થાય છે તે મૂળ દ્રવ્ય ત્રણે કાળે

અવિનાશી જ છે. તેનો કદી જન્મ થતો જ નથી, તેમ નાશ પણ નથી. જીવ તથા અજીવ દ્રવ્યમાં એક એવા પ્રકારનો અગુરુ-લઘુત્વ ગુણ રહ્યો છે કે જેનાં કારણથી પ્રત્યેકે પ્રત્યેક દ્રવ્ય પોતે જેટલા ગુણનો અખંડ સમુદાય છે તેનો તે ત્યાગ કરતો જ નથી. કોઈપણ દ્રવ્ય તેનો ત્યાગ કરતું નથી. તથા કોઈ અન્ય દ્રવ્યના નવા ગુણને કોઈ પણ દ્રવ્ય અપનાવતું પણ નથી, ગ્રહતું પણ નથી. સર્વ દ્રવ્ય પોતાના સામર્થ્ય ગુણોને પોતાનામાં રાખીને રહે છે. તે વસ્તુત્વ ગુણને લીધે છે. એટલે વસ્તુત્વ ગુણને લઈને દરેક વસ્તુ પોતાના અનંત ગુણોમાં વસી રહી છે. વ્યવહારદષ્ટિથી જોતાં પદાર્થ કાંઈ ને કાંઈ દેખાય છે..પણ જ્યારે શુદ્ધ દ્રવ્યાર્થિક નિશ્ચયદષ્ટિથી જોતાં સર્વ દ્રવ્ય પોતાના જ ગુણોમાં જ મસ્ત છે. એમ ભિન્ન ભિન્ન જણાય છે..જાણે કે કોઈને કોઈ સાથે સંબંધ જ નથી.

દૃષ્ટાન્તઃ— જેમ કોઈ એક રકાબીમાં હીરા મૂકયા હોય..અને પ્રત્યેક જુદા જુદા ભાસે..તેમ સમ્યગ્દષ્ટિ જીવને જગતનાં અનંત પ્રાણીઓના આત્માઓ અનાત્માથી ભિન્ન ભિન્ન જણાય છે. તથા સર્વ સમાન ગુણોના ધારક છે. બસ એમ જ ભાસે છે. સર્વ આત્માઓમાં પૂર્ણ ચારિત્ર સુખ વીર્ય ઇત્યાદિ ગુણ પરિપૂર્ણ પ્રગટ દેખાય છે. આત્મા તો પ્રત્યક્ષ જ છે. આ દ્રષ્ટિથી જોતાં સમ્યગ્દર્શી વ્યવહારની પ્રપંચજાળને ઓળંગી જાય છે. પિતા-પુત્ર-ભાર્યા-સ્વામી-સેવક એ આદિ કલ્પના પાર કરી જાય છે. અનંતાનુબંધી કષાય અને મિથ્યાદર્શનના પીંજરમાંથી છૂટી જઈને એક માત્ર પરમ સામ્યભાવમાં વિશ્રામ કરે છે. પછી ભલે તે પોતાને જુએ કે સૌને જુએ પણ શુદ્ધ દ્રવ્યના અનુભવને મેળવી લે છે. અને તે સમયે તેને અપૂર્વ આનંદનો ભોગવટો હોય છે. એ જે અપૂર્વ આનંદને ભોગવે છે તેનું કથન શબ્દો કહી શકતા નથી.

ધન્ય છે તે સમ્યગ્દષ્ટિ જીવને જે સમ્યક્જ્ઞાન અને સ્વરૂપાચરણ ચારિત્રના તરંગોમાં મસ્ત બની જીવનમુકત જેવો થઈ રહ્યો છે. હવે જીવનમુકત થવામાં ઝાઝી વાર નથી. ઉપશમ સમ્યક્દર્શનના મનોહર રંગમાં મસ્ત એકવાર આત્મા પરમ આનંદનો અનુભવ કરી રહ્યો છે. પહેલાં તેની દષ્ટિ કોઈ એક વિષયના સુખ તરફ હતી. હવે તેની દષ્ટિ કોઈ બીજા જ સ્વાદમાં પ્રવૃત્ત થઈ છે. જ્યાં પહેલાં ઇન્દ્રિય વિષય વિકાર હતો ત્યાં હવે શાન્ત રસના પાનનો અનુભવ છે. પ્રથમ તેનો સર્વ પુરુષાર્થ પુદ્ગલની સેવા અર્થે હતો હવે તે પુરુષાર્થ આત્માર્થે સમર્પિત છે. પહેલાં સંકલ્પ-વિકલ્પરૂપી બાગ સુંદર લાગતો હતો..હવે આત્માનું મનોહર ઉપવન તેનું ક્રિયાગૃહ બન્યું છે. પહેલાં કષાયમળ મટાડવા માટે ઉપેક્ષા હતી, હવે વીતરાગતા જ ઇષ્ટ લાગે છે. (મહારાજ તો કહે કષાય ઘટાડો..તે સાંભળી તે કહે છે કે તે કષાયને ઘટાડવાથી સંસાર ચાલે નહિ એમ કહીને કષાયને રાખવા માંગતો હતો.) પહેલાં ક્ષણિક ખંડખંડ જ્ઞાન તરફ લક્ષ હતું..હવે અખંડ એકાકાર જ્ઞાનગુણની જ રુચિ છે. સમ્યગ્દર્શન પ્રગટે ત્યારે આ દશા આવે. દુનિયા લઈ હાલી છે કે સમ્યગ્દર્શન,

..સમ્યગદર્શન પણ તેને સમ્યગદર્શનનું જ ભાન નથી. આજ તો સૌ કોઈને વાડાનું અને સંપ્રદાયોના આગ્રહનું સમ્યક્દર્શન થઈ ગયું હોય તે ભુલાઈ રહ્યું છે.

સમ્યગ્દર્શન થતાં હવે તેને શાની રૂચિ છે? તો કહે કે કેવળજ્ઞાનની..એ વાત સાચી નથી.. સમ્યગ્દર્શનનો વિષય આખો આત્મા છે. જે જ્ઞાનમાં ભેદ નથી..ખંડ નથી. જે જ્ઞાનમાં ક્રમવર્તીપણું નથી તે જ્ઞાનની રૂચિ છે. પહેલાં એકાન્તનયની હઠ ચિત્તને-જ્ઞાનને હઠધર્મી બનાવતી હતી. એવો હઠધર્મી..કે..સાક્ષાત્ કેવળજ્ઞાની ભગવાન આવીને કહે છતાં માને નહિ...હવે અનેકાન્તદૃષ્ટિથી તેનું ચિત્ત-જ્ઞાન મધ્યસ્થભાવમાં આરૂઢ થયું છે. પહેલાં સ્રી-પુત્ર-કુટુંબાદિ પોતાનાં લાગતાં હતાં..હવે તે શરીરનાં સાથીદાર લાગે છે. સમ્યગ્દર્શન થતાં તેને સ્રીપુત્રાદિ કેવાં લાગે છે? તો કહે છે કે ઠીકઠીક. એમ કહેનારને સત્ય વસ્તુનું ભાન જ નથી. પહેલાં તે મનોહર સુંવાળી શૈયા-કોમળ વસ્ત્રોથી અલંકૃત શૈયામાં પડી આરામ કરવામાં સુખ માનતો હતો. (ઠાણુંગ સૂત્રના ચોથા ઠાણે ચાર પ્રકારની સુખશૈયા અને ચાર પ્રકારની દુઃખશૈયા કહી છે.) હવે તે પોતાની શુદ્ધ પરિણુતિરૂપ સુખશૈયામાં આનંદ માને છે. પહેલાં સુવાસિત સુગંધને માટે આદર હતો. હવે આત્મવનના ગુણપુષ્પોના મનનથી મહેંકી ઊઠતી વસ્તુ-સ્વરૂપની સૌરભમાં આસકત થયો છે. આ બીજી સુખશૈયા છે. પહેલાં ધનાદિની વૃદ્ધિથી પોતાની વૃદ્ધિ સમજતો હતો..ધન વધે તો હું વધ્યો અને ધન ઘટે તો હું ઘટચો એમ એ માનતો હતો..હવે વૈરાગ્ય-ત્યાગ-આત્મિક જ્ઞાન અને આનંદની વૃદ્ધિને પોતાનું ધન સમજે છે. પહેલાં અનેક નગરીઓની શોભા જોવામાં પોતાના જન્મનું સફળપણું માનતો હતો..હવે આ લોકમાં રહેલાં ધર્માસ્તિકાય-આદિ છએ દ્રવ્યના દશ્યની અને તેના સ્વરૂપની શોભા નિહાળતો નિહાળતો તૃપ્તિ માને છે. પહેલાં તે નાના પ્રકારના એટલે અનેક પ્રકારના પાંચે ઈન્દ્રિયોના વિષયોને પુષ્ટ કરવાવાળા વાર્તાલાપ-ગાન-તાન સાંભળવામાં મશગુલ હતો...હવે તેને આત્મગુણોનું કિર્તન કરનાર ભજનોનો મનોહર ધ્વનિ એજ ઇષ્ટ લાગે છે. આ સુખશૈયા છે.

હવે વાસ્તવમાં ઉપશમ સમ્યકૃત્વજ્ઞાન જીવની પરિણુતિ જ બદલાઈ ગઈ છે. સંસાર કિચડથી નીકળી ધર્મનૌકામાં આરૂઢ થઈ ગઈ છે. એ દશાનો અનુભવ એક એ જ્ઞાની જીવ જાણે છે. તથા બીજા કેવળજ્ઞાની પ્રભુ જાણે છે. બીજા કોઈ શું જાણે? અને શું માણે? આપણે એ સુખી જીવની અનુમોદના કરી સમકિતરત્નના પ્રકાશને માટે ઉમંગ રાખીએ તથા એવી ભાવના ભાવીએ છીએ કે આપણે પણ આકુળતાની ઝંઝટમાંથી નીકળી પરમાનંદમય પરમ મહેલમાં....અરે! ક્યારે વિશ્રામ કરશું?

જ્ઞાતા-દૃષ્ટા-અવિનાશી આત્માને ઓળખનાર એક ધર્માત્મા જીવ કરણલબ્ધિના પ્રતાપથી ચતુર્થ ગુણસ્થાનક અર્થાત્ અવિરતિ સમ્યગ્દર્શનની ભૂમિકામાં બિરાજમાન થઈને ઉપશમ સમ્યક્ત્વનો સ્વાદ લઈ રહ્યો છે. આ અવસ્થામાં અંતર્મુહૂર્તથી અધિક

સ્થિતિ હોતી નથી. પોતાના આત્મબળથી તેણે તેટલા સમય માટે સમકિત ગુણને વિપરિત કરનાર કર્મોને તેટલા સમય સુધી દબાવી રાખ્યાં છે. જોકે સમ્યક્ત્વના શત્રુ સત્તામાં જીવતા ને જાગતા રહેલા છે અથવા પડયા છે પણ તેના ભાવોના પ્રતાપથી મિથ્યાત્વ કર્મની વર્ગણાઓના ખંડ થઈ જાય છે. જેમાં મિથ્યાત્વની શકિત અતિશય એટલે ઘણી જ અલ્પ થઈ જાય છે. એવા કર્મસમૂહને સમ્યક્ પ્રકૃતિ એટલે સમ્યક્ત્વ મોહનીય કહેવાય છે. આ એક ખંડ તથા એક બીજો ખંડ મિશ્ર પ્રકૃતિનો બને છે. તે મિશ્ર મોહનીય કહેવાય છે. અને ત્રીજો મિથ્યાત્વરૂપે રહી જાય છે કે જેને મિથ્યાત્વ મોહનીય કહેવાય છે.

હવે સત્તામાં સમ્યક્ત્વને ઘાતક સાત પ્રકૃતિઓ પડી છે. તેમાં ચાર અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ એ ચાર કષાય છે અને ત્રણ દર્શનમોહના ભેદ છે. તે સમક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વમોહનીય. આ કાર્ય આ ભવ્ય જીવની બુદ્ધિપૂર્વક થઈ જતું નથી. પણ સ્વયંમેવ થઈ જાય છે. જેમ....ભોજનમાં લીધેલો આહાર તે સ્વયં રૂધિર–રસ–હાડ–માંસ–વીર્ય આદિ રૂપે પરિણમન કરે છે તેમ. આ ભવ્ય જીવ તો આત્માનાં દર્શન, પ્રભુનાં દર્શન, અનંત જ્ઞાનનાં દર્શન, આત્મરસના વેદનમાં એટલો મગ્ન છે કે, અન્ય કોઈ વાતમાં તેનું લક્ષ હોતું નથી. વાસ્તવમાં એ સ્વાનુભવગમ્ય દશા છે. ત્યાં તેના ચિત્તમાં હું કોણ છું ? મારો સ્વભાવ કેવો છે ? પુદ્ગલ ભિન્ન છે કે હું ભિન્ન છું ? એ આદિ જેટલા વિકલ્પો છે તે બધાય ગુમ થઈ જાય છે. હું સ્વાનુભવગમ્ય છું તે વિકલ્પ પણ ગુમ થઈ જાય છે. જેમ ભ્રમર કમળની સુગંધમાં એવો મસ્ત થઈ જાય છે કે સૂર્ય અસ્ત થતાં પણ તેમાંથી બહાર નીકળતો નથી. એવો તેમાં તે મસ્ત બની જાય છે. હરણ સંગીત સાંભળવામાં, પતંગ દીપકના પ્રકાશમાં, માછલી જીભથી સ્વાદ લેવામાં, હાથી હાથણીના સ્પર્શમાં વીર યોદ્ધો સામે ગોઠવાયેલા શત્રુઓનો વિધ્વંશ એટલે નાશ કરવામાં, સ્ત્રી દર્પણમાં પોતાના શણગાર જોવામાં, ગવૈયો માનવી પોતાના ગાયનની મસ્તીમાં મસ્ત થઈ જાય છે....મસ્ત એવા કે બેખબર બની જાય છે અને આગળપાછળની ખબર પણ ન હોય, ન રહે, તેમ આ આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિ જીવ નિજાનંદના રસમાં તરબોળ રહે છે.

આ સમ્યક્ત્વના ત્રણ પ્રકાર છે. (૧) ઉપશમ સમ્યક્ત્વ (૨) ક્ષયોપશમ સમ્યક્ત્વ (૩) ક્ષાયક સમ્યકત્વ. તેમાં ઉપશમ સમ્યકત્વનો કાળ પુરો થતાં ક્ષયોપશમ સમ્યકત્વમાં જીવ કેવી રીતે પ્રવેશ કરે છે અને ત્યાં શું થાય છે તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૧૧૬

સં. ૨૦૧૪ના આસો વદ ૪, ગુરુવાર, તા. ૩૦–૧૦–૫૮.

**એ ધીર...વીર...જ્ઞાની....**
**પોતાની આત્મપરિણતિને....પોતામાં જાગૃત કરી**
**અટલ વૈરાગ્યભાવમાં...પોતાના આત્મામાં રહેલાં**
**સ્વ–આત્મ–અનુભવરૂપી અમૃતનું પાન કર્યા કરે છે.**

રાજા સમાન આત્મા પોતે જ્યારે કર્મના રસને ટાળવા ઊપડે છે ત્યારે તે એવા દૃઢ સંકલ્પરૂપી અશ્વે ચડેલો હોય છે કે મારે કર્મના રસને ટાળવા છે. દૃઢ સંકલ્પરૂપી અશ્વે ચડેલો જીવ કર્મના રસને ટાળવા વીર્યને પ્રેરે તો કર્મનો રસ ઘટી જતાં જીવ અસલી સ્વરૂપને પણ સ્વ તરફ વળતાં પામી જાય.

ત્રણે સમ્યક્દર્શનનું ઉત્તરોત્તર વર્ણન કરીને સમજાવવામાં આવે છે.

એક જ્ઞાની ભવ્ય આત્મા અનિવૃત્તિકરણનાં અંત સમય ઉપશમ સમ્યક્દર્શનને પ્રાપ્ત કરે છે. અનાદિના મિથ્યાત્વી જીવને પ્રથમ ઉપશમ સમ્યક્દર્શન પ્રાપ્ત થાય છે. આ ઉપશમ સમ્યગ્દર્શન ખરેખર તો પોતાનાં ઉપાદાનથી જ થાય છે. સમ્યગ્દર્શનનો વિષય અખંડ અભેદ આત્મા છે. જીવને જ્યારે અખંડ અભેદ સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે, ત્યારે શુભલેશ્યા હોય છે. માટે શુભ લેશ્યામાં સમ્યગ્દર્શન થાય છે એમ ઉપચારથી કહેવાય છે. દેવોને પણ પર્યાપ્ત અવસ્થામાં શુભ લેશ્યા હોય છે. મનુષ્ય અને તિર્યંચને જઘન્ય તેજોલેશ્યામાં અને નારકોને શુભ લેશ્યા ન હોવા છતાં અતિમંદ અશુભ લેશ્યામાં નારકીના જીવોને સમ્યગ્દર્શનની ઉત્પત્તિ હોય છે. (નારકીઓને પ્રથમની ત્રણ અશુભ લેશ્યા હોય છે.) વાસ્તવમાં જ્યાં અત્યંત ધર્માનુરાગ અને આત્મહિત તરફ સન્મુખતા હોય છે ત્યાં સમ્યગ્દર્શનની પ્રાપ્તિ હોય છે.

અહીં ઉપશમ સમ્યગ્દર્શનની પ્રાપ્તિની વાત કાલે કરી. અને હવે આજે ક્ષયોપશમિક સમ્યક્ત્વની વાત કહેવાય છે. ઉપશમ સમ્યક્ત્વને પામેલો એક જ્ઞાની આત્મા.. ઉપશમ સમ્યક્ત્વનો કાળ સમાપ્ત કરીને...એકાએક સમ્યક્ત્વમોહનીય કર્મની પ્રકૃતિના ઉદયથી ક્ષયોપશમ સમ્યક્ત્વમાં બદલાઈ જાય છે. (ઉપશમ સમ્યક્ત્વ પામતાં દર્શન મોહનીયનાં ત્રણ ખંડ થઈ જાય છે....સમકિત મોહનીય-મિશ્ર મોહનીય–મિથ્યાત્વ મોહનીય.) કોઈ કહે કે એમ કેમ થાય છે? શાસ્ત્રકાર કહે છે કે....પરિણામની વિચિત્રતા છે.

ક્ષયોપશમ સમ્યક્ત્વમાં આત્માનંદનાં નિર્મળ સ્વાદથી ચલિત થઈ જવાય છે. એટલે આ સમ્યક્ત્વમાં જેટલી ઉપશમ સમ્યક્ત્વમાં....નિર્મળતા–દૃઢતા–એકાગ્રતા હતી... તેટલી આ ક્ષયોપશમ સમ્યક્ત્વમાં નિર્મળતા–દૃઢતા–એકાગ્રતા નથી. તેનું કારણ એ છે કે....દર્શનમોહનીયની દેશઘાતી પ્રકૃતિથી ચળ–મળ–અને અગાઢ એવા ત્રણ દોષો હોય છે.

હવે ચળ–મળ–અને અગાઢ દોષો કોને કહેવાય તે ત્રણેય દોષોનું સ્વરૂપ સમજાવે છે.. સર્વે અર્હંત..સર્વે સિદ્ધ..સર્વે આચાર્ય..સર્વે ઉપાધ્યાય..અને સર્વે સાધુ..એટલે એ સર્વે સમાન વિનય યોગ્ય હોવા છતાં કોઈને અધિક અને કોઈને ન્યૂન આદર આપે છે. પોતાના શ્રદ્ધાન્‌માં કોઈથી અધિક લાભ થવાનો છે એમ સમજવું....અને નિશ્ચય તપથી સર્વ આત્માનો સ્વભાવ સમાન હોવા છતાં ઓછું–અધિક શ્રદ્ધાન્ કરવું.. તે 'ચળ' નામનો દોષ છે. તે વસ્તુના સ્વરૂપમાં ચંચળતા લાવનાર છે.

હવે બીજો "મળ" નામનો દોષ...ક્ષયોપશમ સમ્યક્ત્વના ભાવમાં પાંચ પ્રકારે અતિચાર લાવે છે. કોઈ વખત જિનપરિણુત તત્ત્વમાં શંકા ઊઠાવીને તાબડતોબ શમી જવી. હવે કવચિત્ બાહ્ય પદાર્થના ભોગમાં શ્રદ્ધા થવી અને તાબડતોબ મટી જવી. કદાચિત્ ક્ષણિક જુગુપ્સા ભાવ ઉત્પન્ન થવો. એ આદિ પાંચ અતિચાર છે. અને એને લઈને ક્ષયોપશમ સમ્યક્ત્વમાં "મળ" નામનો દોષ લાગે છે.

"અગાઢ" એટલે શ્રદ્ધાન્‌માં કાંઈક ઢીલાપણું હોય, તેને અગાઢ દોષ કહે છે. જેમ વૃદ્ધના હાથમાં લાકડી...ચંચળપણાને પામે છે તેમ આ અગાઢ દોષથી સમ્યક્ત્વમાં ચળપણું થાય છે. ક્ષયોપશમ સમ્યક્ત્વીની એવી શુદ્ધ પરિણતિ હોય છે કે... પોતાના ધનથી બંધાયેલાં ધર્માલયો અથવા પોતાના ધનથી પ્રાપ્ત થયેલાં શાસ્ત્રોમાં એ આદિમાં પોતાપણાની બુદ્ધિ રાખતાં નથી. પરંતુ આ ક્ષયોપશમ સમકિતી જીવમાં વિશેષ મમત્વભાવ બની જાય. તે વિશેષ મમત્વભાવોના પરિણામે તેને અન્ય ધર્માયાતન તરફ એટલો આદરભાવ હોતો નથી. કે જેટલો પોતા દ્વારા બનાવેલાં આયતનોમાં હોય છે. સમક્તિ મોહનીય પ્રકૃતિનું આ કાર્ય છે. જ્યાં સુધી તેનો ઉદય રહે છે ત્યાં સુધી સમ્યક્ત્વભાવની નિર્મળતા રહેતી નથી. અથવા હોતી નથી. જો કે ક્ષયોપશમ સમ્યક્ત્વી જીવ અશુચિની છાયામાં હોય છે તો પણ તેનો સમ્યક્ત્વભાવ તેની પાસે જ બનતો હોય છે. એ કારણથી તેનાં ક્ષયોપશમ સમ્યક્ત્વભાવમાં શમ–સંવેગ–નિર્વેદ–આસ્તિક્યભાવ પોતાની સુંદરતા બતાવતા હોય છે. આ ક્ષયોપશમ સમ્યક્ત્વી જ્ઞાની જીવ એકાએક ક્રોધ કરતો નથી. કોઈ કરેલા અપરાધને તેનું કારણ શોધી પોતાના જ્ઞાનમાં વિચારી સમભાવના, ક્ષમાભાવના વિચારથી ક્રોધને દૂર કરે છે. શાંતભાવ-ક્ષમાભાવમાં દૃઢ થતો જાય છે. સંસારજન્ય દુઃખથી આ આત્મા ક્લેષિત થતો નથી. પરંતુ ઉદાસીનભાવ રાખે છે. જગતના કોઈ પ્રાણીને ક્લેષિત દુઃખી જોઈ તેનું દુઃખ

પોતાનું દુઃખ માની દયાથી પ્રેરાઈ યથાશક્તિ દુઃખ દૂર કરવાની પ્રવૃત્તિ કરે છે. હવે આત્મા અને કર્મ સિદ્ધાંત આદિના અસ્તિત્વમાં અશ્રદ્ધાભાવ ઉત્પન્ન થતો નથી. પૂરો આસ્તિકભાવ હોય છે. જો કે હજી તે ગૃહસ્થી છે. ધર્મ-અર્થ-કામ એ ત્રણેય પુરુષાર્થ કરે છે. તો પણ સમય સાચવીને ભાવ નિક્ષેપરૂપ સમ્યકત્વને જાગૃત કરીને એ આત્માનું મનન, ચિંત્વન, નિદિધ્યાસન કરે છે, અને આત્માનુભવમાં સારભૂત રસનું પયપાન કરે છે. એ ધીર, વીર, જ્ઞાની પોતાની આત્મપરિણતિને પોતામાં જાગ્રત કરી અટલ વૈરાગ્યભાવમાં પોતાના આત્મામાં રહેલા સ્વ-આત્મ-અનુભવરૂપી અમૃતનું પાન કર્યા કરે છે.

ઉપશમિક અને ક્ષાયક સમ્યકત્વ એ બંને સદાય નિર્મળ છે. તેમાં અતિચાર દોષો હોતા નથી. ચળ-મળ-અગાઢ દોષો હોતા નથી. પણ ક્ષયોપશમિક સમ્યકત્વમાં ચળ-મળ--અગાઢરૂપ દોષ હોય છે. અથવા એ ત્રણેય દોષસહિત એ સમ્યકત્વ હોય છે. એટલે તેમાં અતિચાર દોષ લાગે છે. સમ્યગ્દર્શની જીવને આઠ આચાર હોય છે.

निस्संकिय--निक्कंखिय--निव्वितिगिच्छा अमूढदिट्ठीय।
उववूह थिरीकरणे, वच्छल्ल पभावणे अट्ठ ॥३१॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૮મું.

સમ્યગ્દર્શનના જે પાંચ અતિચાર ક્ષયોપશમ સમ્યકત્વમાં લાગે છે તે શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાસંડ, પરસંસા, પરપાંસંડસંપવો એટલે અન્ય દષ્ટિનો પરિચય આ પાંચ અતિચાર લાગે છે.

પ્રથમનાં निस्संकिय, निक्कखिय, निव्वित्तिगिच्छा

એટલે શંકા, કંખા, વિતિગિચ્છા એ ત્રણ આચારમાં આવતા પ્રથમના દોષ છે.

પરપાસંડ પરસંસા, પરપાસંડસંથવો એ બે અતિચાર દોષ છેલ્લા પાંચ અમૂઢદિટ્ઠીય આદિ આચારમાં આવતા દોષો છે. આ અતિચારો છે પણ અનાચારો નથી. આ અતિચારો ચોથા ગુણસ્થાનકથી માંડીને પાંચમાં, છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનક સુધીવાળાને લાગે છે. એટલે કે ક્ષયોપશમ સમ્યકત્વી મુનિને, શ્રાવકને અને સમ્યકદષ્ટિ જીવોને આ અતિચાર હોઈ શકે છે. આ અતિચારમાં સમ્યકત્વ મોહનીયનો ઉદય નિમિત્ત છે. અંશે ભંગ થાય એટલે અંશે દોષ લાગે. તેને અતિચાર કહેવાય છે. તેના પરિણામે સમ્યક્દર્શન સર્વથા નિર્મૂળ થઈ જતું નથી. નષ્ટ થઈ જતું નથી. ત્યારે શું થાય છે? માત્ર મલિન થાય છે.

હવે આવા ક્ષયોપશમ સમ્યકત્વી જીવોને જ્ઞાનીઓની ભલામણ છે કે અતિચાર આવવા ન દેવો....એવું લક્ષ સતત્ રાખવું જોઈએ. હવે ક્ષયોપશમ સમ્યકત્વમાંથી જીવ ક્ષાયક સમ્યકત્વમાં પ્રવેશ કરે છે. ક્ષયોપશમ સમ્યકત્વમાંથી ક્ષાયક સમ્યકત્વમાં પ્રવેશ કરતાં અંદરમાં શું થાય છે તે સમજાવે છે.

એ જ્ઞાની વીર આત્મા ચોથા ગુણસ્થાનકમાં રહીને સમ્યક્દર્શન ગુણને ઘાતક ચાર અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભરૂપ કષાય અને દર્શનમોહનીયની ત્રણ સમકિત મોહનીય-મિશ્રમોહનીય-મિથ્યાત્વમોહનીયરૂપ પ્રકૃતિઓ તેનો ક્ષય કરવા ઉદ્યમી થયો છે. ઉદ્યમી થયેલો એવો તે ક્ષયોપશમ સમ્યક્ત્વી જીવને એના પુણ્યના ઉદયથી તેને શ્રી વર્ધમાન પ્રભુ જેવા તીર્થંકર પ્રભુના સમવસરણનો યોગ પ્રાપ્ત થયો છે.

શ્રેણિક રાજાએ અનાથી મુનિના સમાગમે ક્ષયોપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યું. અને ભગવાન મહાવીર દેવના સમવસરણનો યોગ પ્રાપ્ત થતાં ક્ષાયક સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યું. એમ કોઈ એક અપેક્ષાએ ઘટાવી શકાય. તે શ્રેણિક રાજા અતિ આનંદની ઊર્મિથી પ્રભુનાં દર્શન કરવા જાય છે. ભગવાનને નમસ્કાર કરીને મનુષ્યની સભામાં બેસે છે. થોડીવાર પછી શ્રી મહાવીર ભગવાનની દિવ્યવાણીનો ઉદય થાય છે. પ્રભુને જોઈને ક્ષયોપશમ સમ્યક્ત્વી જીવના હૃદયમાં અપૂર્વ પ્રભાવની કોઈ ઊંડી રેખા પડે છે. પ્રભુનો દિવ્ય ધ્વનિ છૂટે છે. અને વાણીમાં મોક્ષની સુંદરતા અને સંસારની અસુંદરતા સાંભળીને ચકિત્ થાય છે. સંસાર દાવાનળ સમાન છે. તેમાં ડૂબેલા જીવો નિરંતર કષ્ટ પામે છે આત્માની નિજ સંપત્તિ અને આત્માની નિજ સુખ-શાન્તિને આ સંસાર બાળીને ભસ્મ કરી નાખે છે. ધિક્કાર છે આ સંસારને. સુખને માટે આત્માને ભ્રમણા કરાવીને પણ આત્માને સુખથી વંચિત રાખે છે!!

* સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી રહો.
* પશ્ચાત્ દુઃખ તે સુખ નહિ,

મોક્ષ આત્માનો નિજ ભાવ છે. ત્યાં આકુળતાનો અભાવ છે. ત્યાં નિરંતર જ્ઞાન-દર્શન-સુખ-વીર્ય-સમ્યક્ત્વ-ચારિત્ર-આદિ ગુણોની સત્તા રહેલી છે. ત્યાં રાગ-દ્વેષ-મોહરૂપી વ્યાઘ્ર પ્રવેશ કરી શકતો નથી. ઈર્ષા અને કપટરૂપી ભયાનક સર્પ ત્યાં આવી શકતો નથી. ત્યાં એક આત્મા એકલો પોતાના શુદ્ધ સ્વરૂપમાં કિલ્લોલ કર્યા જ કરે છે. અને સ્વાનુભવનો પ્રવાહ સદાય વહે છે. અતિન્દ્રિય આનંદપ્રવાહ સદાય ચાલુ છે. આ અવસ્થાનું કોઈ દિવસ પલટવું થતું નથી. કારણ કે ત્યાં વિરોધી કર્મની સત્તા નથી. માત્ર સ્વાધીનતાનું સ્વતંત્ર સામ્રાજ્ય વર્તે છે. આવી દિવ્યવાણી સાંભળી આ ભવ્ય જીવ, ક્ષયોપશમ સમ્યક્ત્વી જીવ અત્યંત પ્રસન્ન થાય છે. અને ઊભો થઈ ભગવાનનાં ચરણમાં નમસ્કાર કરે છે...ત્યાં અહો! ઇતિ આશ્ચર્ય! એકાએક ભામંડળમાં શું દેખાય છે? ત્યાં વર્તમાન ભવનું પણ ચારિત્ર (જીવન) સર્વ પ્રત્યક્ષ દેખાય છે. આ મહાવીર દેવના પ્રતાપે શ્રદ્ધાન અતિશય નિર્મળ થાય છે.

પછી તે સમવસરણમાંથી બહાર આવીને એક ચૈત્યવૃક્ષની નીચે પ્રભુને નમસ્કાર કરીને બેસે છે. પછી પોતાના આત્માના સ્વરૂપના ચિંતવનમાં મગ્ન થાય છે. ત્યાં

એવો ગાઢ નિશ્ચય વર્તી છે કે તેને...કોઈ પણ...ઇન્દ્ર કે દેવ કોટી પ્રયત્ન કરવા છતાં તેને તત્વ સંબંધીથી ચળાવી કે ડગાવી શકતા નથી. તેમણે નિર્મળ આત્માનો અનુભવ કર્યો છે. શિવસુંદરીના પરિચયમાં રાત દિવસ ઉન્મત્ત રહે છે. જગતના પદાર્થથી મોહને હટાવતો હટાવતો...હરાવતો હરાવતો....જે સ્થિતિમાં તે વિચરે છે...તે સ્થિતિનું દિગ્દર્શન વચનથી થઈ શકતું નથી. તેનો મહિમા અપાર છે. આ પરમાત્મપદના વેદનથી પરમ સંતોષી બની ચોથી શ્રેણી....એટલે ચોથા ગુણસ્થાનકમાં વિકારના રાગ વેદતા નથી. અરે ! ધર્મના નામે વિકારને વેદતો નથી. અત્યંત સુખી અને તત્ત્વજ્ઞાની થયો છે. શ્રેણિક રાજાની જેમ શ્રી મહાવીર તીર્થંકર દેવના મહાન પ્રભાવથી પ્રભાવિત થઇ એ જ્ઞાની ગૃહસ્થે ભાવોની શુદ્ધતા દ્વારા ક્ષાયક સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી લીધું છે. તે હવે પરમ દૃઢ શ્રદ્ધાવાન બન્યો છે. તેના ભાવોમાં મિથ્યાત્વની અંશમાત્ર પણ મેલાશ રહી નથી. એ વીર આત્મરસનો પ્રેમી થયો છે. અને હવે તેને જગતના સર્વ અન્ય રસો સાવ ફીક્કા ફૂશ લાગે છે.

તે હજી ચોથી શ્રેણિમાં છે...અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય હજુ ઉપશમ નહીં થયો હોવાથી તે શ્રાવકનાં વ્રતો પાળી શકતો નથી. તે ગૃહસ્થીના કારભારમાં કે રાજ્ય હોય તો રાજ્યવ્યવહારમાં તે ફસાયો હોય છે. એક ક્ષત્રિયવૃત્તિ–એક શુદ્ર-વૃત્તિ–ક્ષત્રિયવૃત્તિમાં ..અનેક દેશ સેવામાં અને પ્રજાની સંભાળ રાખવામાં દત્તચિત્ત છે. વૈશ્યની વૃત્તિમાં કૃષિ–મશિ–અને વાણિજ્યના કાર્યમાં પણ પ્રવર્તે છે. શુદ્રની વૃત્તિમાં મકાન આદિ બનાવવામાં કે તેવા કાર્યમાં વ્યવસ્થિત છે. તે ધન કમાય છે પણ નીતિનું જરાય ઉલંઘન કરતા નથી. ધન કમાઈને તે સદા નીતિ અને સદાચારથી સાદુ જીવન ગાળે છે. પૈસાનો વ્યર્થ વ્યય કરતાં નથી. આવશ્યક ખર્ચ બાદ વધેલી રકમ પરોપકાર, દાન અને જ્ઞાન પ્રચારમાં વાપરે. સ્ત્રી–પુત્ર–કુટુંબ સાથે પ્રેમાળુ વર્તન છે. પરંતુ તેમના આત્મા સાથે તેમને જેટલો પ્રેમ છે, તેટલો શરીર પ્રત્યે પ્રેમ નથી. કુટુંબીઓના આત્મા સાથે જેટલો પ્રેમ છે તેટલો તેને તેમના શરીર પ્રત્યે પ્રેમ નથી. જે જે આત્માઓ તેને આધીન છે તે સર્વને સુખ–શાન્તિનો ઉપાય પ્રાપ્ત થાવ...એવી ભાવના ભાવતા હોય છે...તેઓ બધા મારી માફક સમ્યક્ત્વ તથા સંતોષ–સુખ–આનંદના ભોકતા બનો....એવા નિર્દોષ ભાવની ભાવના રાખે છે. કોઈ પણ વીતરાગ માર્ગે જાય, આત્મકલ્યાણ કરવાની તૈયારી કરે, તો કરવા દે.

આ ક્ષાયિક સમ્યક્ત્વની વાત છે, તેમાં કોઈ પણ જાતના અતિચાર લાગતા નથી. તમે તમારા આત્માને પૂછો કે ક્ષાયક સમ્યક્ત્વ કોને પ્રગટ થાય ? અને તે પુરુષ કેવા હોય ? અને મોક્ષમાર્ગમાં તે પુરુષોની સાધક દશા કેવી વર્તતી હોય ? તેનો નિર્ણય તારા હિતને માટે એકાન્તમાં બેસીને શાન્ત ચિત્તે વિચાર કરીને નિર્ણય કરી લે. શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ એ એકલો પોતે ચિદાનંદમય આત્મા પોતાના ગુણ–

પર્યાયોને ગ્રહણ કરે છે. એવો પરિપૂર્ણ ચિદાનંદઘન આત્મા અથવા એવો પરિપૂર્ણ વિજ્ઞાનઘન આત્મા !! આ આત્મા વ્યવહારથી નવ તત્ત્વમાં અને ધર્માસ્તિકાય આદિ પાંચ દ્રવ્યોમાં રહેલો ભાસે છે. પણ એ પાંચ દ્રવ્ય અને નવ તત્ત્વ તે જુદા છે. અને એ બધાંયથી મારો ભગવાન આત્મા જુદો છે. એવી જેને અખંડ અભેદ શ્રદ્ધા થઈ છે....તેને ક્ષાયક સમ્યક્દર્શન પ્રગટ થાય છે. કે જેમાં કોઇ પણ જાતના અતિચાર દોષ લાગતા નથી. બીજો કોઈ ઉપાય ક્ષાયક સમ્યક્દર્શનને ગ્રહણ કરવાનો છે જ નહિ.

જે ક્ષાયક સમ્યગ્દર્શન છે તે આત્મસ્વરૂપ છે. અંતરઆત્માની લક્ષ્મી સહિત પ્રગટ દેખાય એવો યાચનારહિત લક્ષપતિ છે. ભગવાન વીતરાગના જે દાસ છે. સમસ્ત પર પદાર્થમાં રાગ-દ્વેષ રહિત હોવાથી જગતમાં બેઠા હોવા છતાં જગતથી ઉદાસીન છે. અને આત્મ સુખે કરી યુક્ત છે. તે મહાસુખી છે. એવા ગુણના સાચા ધારક એ જ ક્ષાયક સમ્યગ્દૃષ્ટિ આત્મા છે. વળી જેના હૃદયમાં ગણધર જેવો વિવેક પ્રગટ થયો છે. અને અંતરમાં ઉત્પન્ન થયેલા આત્માના અનુભવરૂપ આનંદથી જેને મહામોહને હણ્યો છે. તે સત્યાર્થ-સ્વાધીન-આત્મીક સુખને જ સુખ માને છે. અને બીજું એમ પણ માને છે કે પૂર્વ પુણ્યને લીધે મળેલા સુખ તે સ્વાધીન સત્ સુખ નથી. પોતાના જ્ઞાનાદિ ગુણોના મહિમાને અડોલ, અચલ માને છે. પોતાનો સ્વભાવ જે સમ્યક્જ્ઞાન-દર્શન-ચારિત્રને પ્રાપ્ત કરી તેને પોતાનામાં જ ધારણ કરે છે. કાદવવાળા પાણીમાં જેમ ફટકડી નાખો તો તે ફટકડી પાણીને-કાદવને અને કચરાને ભિન્ન કરે છે તેમ જીવ અને અજીવ દ્રવ્ય અનાદિથી ભેગા મળેલા છે...તેને તે આત્મશક્તિની વૃદ્ધિ થાય તેવી આરાધના વડે ભિન્ન ભિન્ન કરે છે. એવો ક્ષાયક સમ્યક્દૃષ્ટિ જીવ તે જ ભવે કે ત્રીજા ભવે મોક્ષે જાય છે. અને તે સંસાર સાગરને તરી જાય છે.

दंसणविसोहीए य णं विसुद्धाए अत्थेगइए तेणेव भवग्गहणेणं सिज्झई ।
विसोहीए यणं विसुद्धाए तच्चं पुणो भवग्गहणं नाइक्कमइ ॥ (१)

બોલ ૧ લો,

—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૯ મું.

શ્રી સદ્‌ગુરુ ભગવાન તે ભવ્ય જીવને કહે છે કે....તું મોહના બંધનને શીઘ્રમેવ તોડી નાખ. અને ક્ષાયક સમ્યક્ત્વરૂપ તારો સ્વભાવ છે તેને તું ગ્રહણ કર. અને શુદ્ધ આત્માના અનુભવમાં રમણતા કર.

જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ, શરીરાદિ નોકર્મ, અને રાગ-દ્વેષ તે ભાવકર્મ તે પુદ્‌ગલનો સમૂહ છે. તેની સાથે તારો મેળ શી રીતે ખાય ? તારો અને એનો સંબંધ નથી. એ તો જડ છે. અને પ્રગટ એટલે રૂપી છે. તું તો ચેતનઘન છો...અને ગુપ્ત એટલે અરૂપી છો. જેમ પાણી અને તેલ એ બન્ને ભિન્ન છે....તેમ આત્મા અને જડ એ બન્ને ભિન્ન છે. એમ જાણ.

જ્યાં સંયોગ છે ત્યાં વિયોગ છે.

જ્ઞાન અને આત્માનો તાદાત્મ્ય સંબંધ છે.

ક્ષાયક સમ્યક્ત્વ આવેલું જતું નથી.

કોણ ક્ષાયક સમકિતિ છે? ધર્માત્મા....

શંકા ન કરવી તે નિઃશક્તિ અંગ. શુભ ક્રિયા કરી તેના ફળની યત્‌કિંચિત્‌માત્ર પણ ઇચ્છા ન કરવી તે નિઃકાંક્ષીત અંગ. અશુભ વસ્તુ દેખી ચિત્તમાં ગ્લાની ન કરવી તે નિવિતિગિચ્છા અંગ. મૂઢપણું ત્યાગીને સત્વ વસ્તુમાં પ્રીતિ રાખવી તે અમૂઢદષ્ટિ અંગ પછી સાધર્મીઓના દોષ યત્‌કિંચિત્‌ માત્ર પ્રસિદ્ધ ન કરવા તે ઉપગુહન અંગ... અથવા ઉપબૃહન અંગ. પોતાની જ્ઞાનની શકિતને વધારી દેવી તે ઉપબૃહન અંગ. પછી ચંચળતાને ત્યાગીને જ્ઞાનમાં સ્થિરતા રાખવી તે સ્થિરીકરણ અંગ સાધર્મી ઉપર તથા આત્મસ્વરૂપમાં પ્રેમ રાખવો તે વાત્સલ્ય અંગ. અને જ્ઞાનની પ્રસિદ્ધિમાં અને આત્મસ્વરૂપના સાધનમાં ઉત્સાહના તરંગો ઉઠે તે પ્રભાવના અંગ.

એ આઠ અંગ જ્યારે ક્ષાયક સમ્યગ્‌દર્શનમાં જાગૃત હોય અને એવા ક્ષાયક સમ્યગ્‌દર્શનને જે જીવ ધારણ કરે. તેને ભગવાન ક્ષાયક સમ્યગ્‌દર્શની કહે છે. તેવો જીવ તે જ ભવે કે ત્રીજા ભવે મોક્ષને પામે છે. તે જીવ સંસારમાં ફરી આવતો નથી. જ્યાં સુધી જીવ શુદ્ધ વસ્તુના વિચાર ધ્યાનમાં પ્રવર્તે છે ત્યાં સુધી સર્વથા ભોગમાં ઉદાસીન રહે છે. પણ જ્યારે ભોગમાં મગ્ન હોય છે ત્યારે જ્ઞાનની દશા જાગૃત હોતી નથી. ભોગની અભિલાષારૂપ દશા તે મિથ્યાત્વનું અંગ છે. અને જેઓ વિષયભોગમાં આસકત છે તે બધાય મિથ્યાદષ્ટિ છે. અને જેઓ ભોગથી ઉદાસીન છે તે અભંગ સમ્યક્‌દષ્ટિ છે..એમ જાણીને હે ભાઈ! યથાશકિત ભોગોથી ઉદાસીન થઈને મુકિતનું સાધન કરો.

જેનું મન શુદ્ધ છે...તેને કથરોટમાં ગંગા છે. જેને સુમતિ ઉત્પન્ન થઈ છે અને જે ભોગથી વિરાગી થયા છે..દેહાદિ પરનો રાગ-દેહાદિની ચેષ્ટાઓ-વિષય ભોગના ચાળાઓને ત્યાગીને પુરુષ શુર-વીર,-ધીર થયાં છે....જેની રહેણી રાગ-દ્વેષથી રહિત થઈ છે. તે કદી ઘરમાં હોય કે વનમાં હોય..કે ધનમાં હોય...છતાં તે તેમાં કદી મગ્ન બની આસકત થતા નથી.

જે પોતાના આત્માને સર્વથા શુદ્ધ માને છે...તેથી...તે ક્ષાયક સમ્યક્‌દષ્ટિને પોતાના સ્વભાવમાં વિકળતા એટલે ભ્રમ વ્યાપતો નથી. એવો ક્ષાયકદષ્ટિ જીવ...તે જ સાચો મોક્ષમાર્ગી છે....અને મોક્ષને સાધે છે.

એવા જીવો સત્‌ના સમાગમે કર્મના રસને ટાળવામાં પોતાનું બળ-વીર્ય પ્રેરે તો કર્મના રસ શોષાઈ જાય. અને જીવ પોતાના અસલી સ્વરૂપને પામી જાય.

ૐ શ્રી સત્‌

## વ્યાખ્યાન નં. ૧૧૮

સં. ૨૦૧૪ના આસો વદ ૬, શનીવાર, તા. ૧-૧૧-૫૮

## જ્યાં સુધી....નિજસ્વભાવને પ્રાપ્ત ન કરૂં...
## ત્યાં સુધી...હું પોતાને અતિનિંદનીય માનું છું.

અનાદિ કાળના પોતાના જ અવળા વીયના કારણે એક ક્ષેત્ર અવગાહીને બંધાઈ ગયેલા મહાન ભૂંડા કર્મોના રસો....તે રસોને ટાળવા....પોતાનું બળ-વીર્ય પ્રેરે તો કર્મના રસો સુકાઇ જાય છે. અને આત્મા પોતાની અસલી દશા... ૐકાર દશાને પામી જાય છે....એટલે સમ્યક્રત્નત્રયને પામી જાય છે.

સમ્યગ્દર્શનને પામેલો તે જીવ ગૃહસ્થાશ્રમમાં હોય....તો તે ગૃહસ્થ ગૃહસ્થાશ્રમમાં એક ચંદ્રમાની માફક પ્રકાશતો હોય છે....તેથી ઘરના સર્વ સભ્યોને સુખ ઉપજે છે. તે જ્ઞાની ધર્માત્મા સમ્યગ્દૃષ્ટિ જીવ પ્રતિદિન સમય કાઢીને એકાન્તમાં બેસે છે...અને થોડીવાર પોતાના આત્માની અનુભૂતિનો સંગ કરીને આત્મરસના વેદનમાં મગ્ન થઈ જાય છે...જેનું કથન શબ્દ દ્વારા કરવું અશક્ય છે.

તે જ્ઞાની ગૃહસ્થે મહાવીર ભગવાનના સંગથી ક્ષાયક સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું છે. આ જીવ ભગવાનના સમવસરણમાં શું નહીં ગયો હોય ? ગયો હશે. છતાં પણ સમ્યક્ત્વને કેમ પામ્યો નહિ ? તેનો લક્ષ બીજે હતો તેથી. હવે તે જ્ઞાની અવિરતિ સમ્યક્દૃષ્ટિ નામના ચોથા ગુણસ્થાનક પર સ્થિત છે. અને તેઓ આઠ આઠ મહાન ગુણોથી વિભૂષિત છે. આ જ્ઞાની ગૃહસ્થના ભાવમાં એ ધર્માનુરાગ ખૂબ ખૂબ ભરપૂર છે. પરમ સંવેગભાવ દ્વારા એ તેમનો આત્મા ધર્મ-રસમાં તરબોળ છે. સમ્યગ્દૃષ્ટિ જીવો આવા હોય.

વીતરાગ જ્ઞાનનો પ્રેમી આત્મા વીતરાગભાવને જ ઉપાદેય જાણે છે. સંસાર અસારરૂપ....ચાર જ્ઞાન તે અધૂરાં જ્ઞાન છે..તેથી તેને પરમાર્થદૃષ્ટિએ ઉપાદેય જાણતા નથી. સંસાર ભ્રમ છે..સંસાર ચિંતાથી ભરપૂર છે..ઈષ્ટ વિયોગ્ય અને અનિષ્ટ સંયોગ-રૂપ છે. ઇર્ષાનો ચોતરો છે..જરાય ખમી ખવાય નહીં. શરીર અપવિત છે. બાહ્ય દ્રવ્ય દ્વારા થતા પોષણ તથા જીવન વેદનીય આયુકર્મને આધીન છે. અને એક દિન અકસ્માત્ નષ્ટ થવા યોગ્ય છે. ઇન્દ્રિયોના ભોગો અતૃપ્તકારી છે. એ આદિ નિર્વેદ ગુણોના ભાવો સમ્યગ્દૃષ્ટિ જીવમાં સદાય જાગ્રત રહે છે.

હું ત્રણ લોકનો ધણી અનંત જ્ઞાનવાન-અનંત દર્શનવાન-અનંત વીર્યવાન અને અનંત સુખવાન હોવા છતાં...કર્મ બંધનના પ્રયોગથી મારી શક્તિ હીણ બની રહી

છે. અથવા કર્મબંધનના પ્રયોગથી હું શકિતહિન બની રહ્યો છું. હું મહાદિન-કાયર અને અપુરુષાર્થી છું. જ્યાં સુધી નિજ સ્વભાવને પ્રાપ્ત ન કરું ત્યાં સુધી હું પોતાને અતિનિંદનીય માનું છું.

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય.

આમ કહેવાનો આશય એ છે કે...સમ્યગ્દૃષ્ટિ આત્મા એ પર્યાય દૃષ્ટિએ પોતે પોતાને નિંદનીય માને છે...વખોડે છે...અવખોડે છે. અને દ્રવ્ય દૃષ્ટિએ...સિદ્ધ સમાન છું..એમ માને છે. ધન્ય છે એ સાધુને..જેઓ અંતરંગ કષાય ઉપર વિજય મેળવી..બહારથી પરિગ્રહનો મોહ છોડી..ત્યાગ કરી..પરમ વૈરાગ્યભાવને ભજે છે. તેને ધન્ય છે. એમ...પર્યાયની અપેક્ષાએ પોતે પોતાને નિંદનીય માને છે..અને દ્રવ્ય દૃષ્ટિએ પૂર્ણ માને છે.

* "पुढविसमे मुणी हविज्जा."

— દશવૈકાલિક સૂત્ર, ૧૦મું અધ્યયન, ગાથા ૧૩મીનું ત્રીજું પદ.

પૃથ્વીને કોઈ હણે છતાં તે હણનાર ઉપર તે પૃથ્વી ક્રોધ નહીં કરતાં સહન કરે છે..તેમ મુનિરાજ ઉપસર્ગો-પરિસહોને સમભાવે સહન કરે છે. ધન્ય છે તે મુનિવરોને!! એ મુનિવરો અનેક પ્રકારના ઉપસર્ગો--પરિષહોને સહન કરતાં છતાં સદાય પોતાના આત્મ--ધ્યાનમાં લીન રહે છે.

આ પ્રમાણે સમકિતી જીવમાં પોતાની નિંદા અને ગર્હાનો ગુણ રહે છે. સામાયિકમાં પણ તમે બોલો છોને..."નિંદામિ ગર્હામિ" સમ્યગ્દૃષ્ટિના મનમાં ક્ષમાભાવ નિરંતર હોય છે. મુખ ઉપર શાન્તિ અને શરીરમાં શાંતતા રહે છે. કોઈક વખત જરાક ક્રોધ આવી જાય છે તો તે માત્ર બહારનો હોય છે. ઉપરછલ્લો હોય છે. (હોય અંદરનો અને માને ઉપરછલ્લો તો તે ખોટું છે.) ઉપરછલ્લો એટલે પોતાના કોઈ સગાં-વહાલાંને કે કોઈ જીવને સવળે માર્ગે ચડાવવા માટે નિમિત્ત થઈ જાય.. તેવો હોય છે. તેનું નામ ઉપરછલ્લો કહેવાય. એટલે કોઈ જીવને સુમાર્ગે લાવવા નિમિત્તમાત્ર હોય છે. આ ઉપશમ ગુણના અસ્તિત્વથી આ જ્ઞાની ધર્માત્મા બહુ અલ્પ સ્થિતિવાળા કર્મનો બંધ કરે છે. દેવ-ગુરુ-ધર્મની ભક્તિ હોય છે. અને તે સાચી ભક્તિ હોય છે. ભક્તિ આંધળી ન હોય. પણ દેખતી ભકિત હોય છે. તત્ત્વને જાણતાં હોવાથી ગુણવાનોનો અતિ આદર કરે છે. કોઈ સમ્યક્ત્વવિહિન જીવ ભગવાનની ભકિતનો પાઠ જોરશોરથી બોલતો હોય..તોપણ તેની ભકિત કરતાં પણ આ જ્ઞાનીની શાંત સ્તુતિ અને નમન અનંતગુણી ચઢી જાય છે. ભકિતગુણનો અહીં આવો અપૂર્વ મહિમા છે.

વળી વાત્સલ્યગુણના કારણથી આ ધર્મી-જ્ઞાની-સમ્યગ્દૃષ્ટિ જીવ સાધર્મી ભાઈ

અને બહેનોને અતિપ્રેમથી ચાહે છે. તેના દુઃખનિવારણમાં યથાશક્તિ ઉદ્યમી રહે છે. બીજાના હિતને માટે પોતાની હાનીને પણ સહન કરી લે છે..સહી લે છે. તેમનામાં ધાર્મિક ભાવ ઉત્પન્ન થાય..દાન-જપ-તપમાં ઉન્નતિ કરે એવી એ ભાવના રાખે છે. તેની અનુકંપા પણ અપૂર્વ હોય છે. પ્રાણી માત્ર પર દયાભાવ..સર્વજીવ સુખી રહો.. એવો દયાભાવ તેના અંતરમાં વ્યાપ્ત હોય છે. એવા એ જ્ઞાની ધર્માત્મા નીચેના આઠ ગુણોથી વિભૂષિત હોય છે.

| | |
|---|---|
| (૧) પરમ સંવેગ | (૫) પરમ ઉપશમ |
| (૨) પરમ નિર્વેદ | (૬) પરમ ભક્તિ |
| (૩) પરમ નિંદા | (૭) પરમ વાત્સલ્ય |
| (૪) પરમ ગર્હા | (૮) પરમ અનુકંપા |

એવા આઠ અપૂર્વગુણોથી સુશોભિત બની આત્માનંદનો અપૂર્વ સ્વાદ આ જ્ઞાની ધર્માત્મા લે છે. આવો આત્મા તેજ ભવે કે ત્રીજા ભવે અવશ્ય મોક્ષ લે છે. આવી અપૂર્વ મોક્ષગામી દશા પ્રાપ્ત કરો.

એ દશા પ્રાપ્ત થયા પહેલાં..સંસાર સમુદ્રનો કિનારો નિકટ આવ્યે..જીવ હળુ-કર્મી થયે. તે હળુકર્મી જીવાત્માને ૧૧ (અગ્યાર) બોલ પ્રાપ્ત થાય છે.

(૧) ઈન્દ્રિયોના વિષયોમાં વિરક્ત હોય.

(૨) પરિગ્રહનો ત્યાગ હોય..અનીતિ-અન્યાયથી પરિગ્રહ મળતો હોય તો તેનો ત્યાગ કરે..અથવા તેનો ત્યાગ હોય.

(૩) કષાયનો નિગ્રહ હોય.

(૪) શાંત ભાવ હોય.

(૫) જન્મપર્યંત અહિંસાદિ વ્રતનું પાલન હોય.

(૬) ઈન્દ્રિયોનો અમુક અંશે નિગ્રહ હોય.

(૭) તત્ત્વનો અભ્યાસ હોય.

(૮) તત્ત્વનો ઉદ્યમ હોય.

(૯) મનની વૃત્તિઓનો નિરોધ હોય.

(૧૦) જિનેન્દ્ર દેવની ભક્તિ હોય.

(૧૧) જીવો પર દયા હોય.

સંસાર સમુદ્રનો કાંઠો જેને નિકટ આવ્યો છે તેને સમ્યગ્દર્શન પામ્યા પહેલાં આ અગ્યાર બોલની પ્રાપ્તિ હોય. આવો જીવ સત્સમાગમે આગળ વધે..અને ઉપયોગને સ્વમાં વાળી દે..તો..ઉપશમ-ક્ષયોપશમ-કે ક્ષાયક સમ્યક્ત્વને પામે. રાજા શ્રેણિક પહેલાં ક્ષયોપશમ સમ્યક્ત્વને પામ્યા..અને પછી વીરપ્રભુના સમવ[illegible]માં ક્ષાયક સમ્યક્ત્વને પામ્યા.

એક ક્ષાયક સમ્યકત્વધારી..ચોથા ગુણસ્થાનકવર્તી..એવો જીવ જ્યારે ગૃહપ્રપંચો પરથી ઉપયોગને હઠાવી લઈ..પોતાના રસમાં ઉપયુક્ત બની..જ્ઞાનાદિકની..આત્માની સાચી પ્રભાવના કરે છે..ત્યારે સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર..એ ત્રણ રત્નનો પ્રકાશ પ્રાપ્ત કરે છે. ત્યાં આત્મપ્રભાવના છે. હવે તેને પૂર્ણ શ્રદ્ધા છે..કે..સ્વાધીનતા સારરૂપ છે. પરાધીનતા અસારરૂપ છે. આત્મસુખ ઉપાદેય છે..વિષયસુખ હેય છે..છાંડવા યોગ્ય છે. આત્મા સ્વભાવથી શુદ્ધ કરે છે. પુદ્‌ગલના નિમિત્તથી ઉત્પન્ન થયેલાં રાગ-ક્રોધાદિ વિકારોથી ભિન્ન છે..અમૂર્તિક છે..પૂર્ણજ્ઞાન-દર્શન-સુખ-વીર્યમય છે. અને અસંખ્યાત્ પ્રદેશી હોવા છતાં દેહમંદીરમાં-દેહપ્રમાણ આકાર ધારીને રહેલો છે..વ્યાપ્ત છે. વાસ્તવમાં..એજ અરિહંત છે; એજ સિદ્ધ છે, એજ આચાર્ય છે, એજ ઉપાધ્યાય છે, એજ સાધુ છે..અરિહંતાદિ પાંચે પદે આત્મા જ છે. એજ પોતે સ્વયં ક્ષમારૂપ છે. આવો આત્મા! તેને તેં કચરામાં રખડતો મુક્યો? હવે માનવભવને પામીને તો રખડતો ન મુકો. તેજ પોતે સ્વયં માર્દવ સ્વરૂપ છે. તેજ પોતે સ્વયં આર્જવ ગુણનિધિ છે..તેજ પોતે સ્વયં શૌચનિધિમાં ભુપ છે..સત્યધર્મ સ્તુપ છે..એટલે થાંભલો છે. સંયમનો સ્વામી છે..તપસ્વી છે..નિષ્કામી છે..ત્યાગધર્મ જગનામી છે..અકિંચન્ ધર્મલલામી એટલે સુંદર છે..તથા બ્રહ્મચર્યમય શિવધામી છે..આ આત્મા અનંત ગુણનો ભંડાર છે..અનાદિ અનંત સત્તાનો ધર્તા છે..અનંતા પર પદાર્થોની વચ્ચે રહેવા છતાં નિજસંપત્તિનો પરિપૂર્ણ રક્ષણકર્તા છે..એ ઇન્દ્રિયોનો વિષય નથી. મનના અનંતા સંકલ્પોને પણ તે આધીન નથી. એ તો માત્ર સ્વાનુભવગોચર જ છે. એવું એનું દૃઢ શ્રદ્ધાન્ છે. અને એવી જ દૃઢ ભાવના એકાકારરૂપ ભાવમાં લયલીન છે. માટે તે સમ્યક્ચારિત્રવાન પણ છે. આ પ્રમાણે આ જ્ઞાની ક્ષાયક સમ્યક્ત્વને પામેલો જીવ એકાન્તમાં બેસીને પોતાની વસ્તુને ફરી ફરીને જોઈ...દેખી હર્ષાયમાન થાય છે. અને આનંદને ભોગવે છે.

એનું વર્ણન કરવું તે અશક્ય છે...કારણ કે તે વચનાતિત છે. જો કે તે અવિરતિ છે. તોપણ આ સમયે તે વ્રતિજ છે...આ સમયે વ્રતિ છે. એટલે જ્યાં આત્માની આત્મામાં લીનતા હોય...ત્યાં કઈ વાતનો એને અભાવ કહેવો કેમ ઘટે? એમ જ કહેવું પડે કે ત્યાં પાંચ વ્રત વિદ્યમાન છે.

નિજ આત્માના મનોહર ઉદ્યાનમાં કિલ્લોલ કરતાં કરતાં જ્યારે તેનો ઉપયોગ સ્થિરતાથી ચલિત થઈ બહાર આવે છે, ત્યારે આત્મસોગના આંદોલનનું ફરી ફરી સ્મરણ કરે છે. અને પોતાના મનમાં એવો કરુણાભાવ ઉદ્‌ભવે છે કે...હું અપૂર્વ આનંદને...આત્માના સ્વાદને એવા કોઈ અન્ય જીવોને ચેખાડવાનો પ્રયત્ન કરૂં - ઉદ્યમ કરૂં. આ પ્રભાવના છે. અહીં તેનો પરમ પવિત્ર જૈન ધર્મની પ્રભાવના કરવાનો ઉત્સાહ અતિ વેગવંત બને છે, હવે તે કેટલાક જૈન તથા અજૈન ધર્મના પ્રેમી મિત્રોને

જૈન ધર્મ અનુકૂળ આત્માના આનંદના લાભની વિધિ બતાવે છે. તે સાંભળીને જૈન તથા અજૈન મિત્રો આત્માનો આનંદ પ્રાપ્ત કરવાના અભ્યાસમાં લાગી જાય છે. તેઓ આ ધર્માત્માજીવના જ્ઞાનવચનો સાંભળીને જૈન ધર્મ ધારણ કરે છે. જીવાદિ નવે તત્ત્વને સમજી પણ લે છે.

આવી રીતે આ જૈન-અજૈન કે જેઓ જૈન ધર્મના સાચા સ્વરૂપને પામ્યા નથી તેવા જીવોને અબોધ માર્ગમાંથી સુબોધ માર્ગમાં લાવવા માટે આ સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની પરમ ઉપકારનું નિમિત્ત થાય છે. પોતાનામાં સમજાવવાની તાકાત કે શક્તિ જો ન હોય તો તેવા સમ્યગ્દૃષ્ટિ જીવ સમજેલા સત્ ગુરુ પાસે લઈ જાય. તેવું ઉપકારનું નિમિત્ત થાય

ક્ષાયક સમ્યગ્દૃષ્ટિ જીવ રસ્તામાં ચાલ્યો જતો હોય અને રસ્તામાં ગંભીર વૃક્ષ જોઈને કર્મ સિદ્ધાંતની ચર્ચા કરે અને તેના નીચે બેસીને અસંખ્યાત જીવો ક્યારે મોક્ષને પામે...એવી ભાવના ભાવે અને પોતે વૃક્ષ નીચે બેસી જાય છે. અને સર્વ ભાવોથી ભિન્ન આત્માની પરમ શુદ્ધ-શાંત ગુફામાં વિશ્રાંતિ કરે છે. અને ભેદવિજ્ઞાનની સ્વાનુભૂતિમાં પરમ એકાગ્ર બની જાય છે. તે વખતે બીજી કોઈ વસ્તુનો લક્ષ થતો નથી. એમ માનવું યોગ્ય છે કે તેઓ સુખ સમુદ્રમાં ડુબી જાય છે. અને સમ્યક્ત્વના ફળનો આસ્વાદ લે છે. આત્માનુભૂતિના સરોવરમાં રહેલાં અમૃત રસનું પયપાન કરીને આનંદનો અનુભવ કરે છે. તેનું વર્ણન અકથ્ય છે, વળી ક્ષાયક સમ્યગ્દૃષ્ટિ જીવ કેટલાક ધર્મપ્રેમી મિત્રોને સાથે લઈને શાસ્ત્ર સભામાં જઈને ત્યાં તત્ત્વચર્ચા કરી રહ્યા છે. તે પણ આધ્યાત્મિક ગ્રંથના આધારે. ભગવાનની વાણીના આધારે ધર્મપ્રેમી મિત્રો સાથે જ્ઞાનચર્ચા થાય છે. કરે છે, તે જ્ઞાનચર્ચા એવી હોય છે કે...અત્યંત મનોરંજક હોય છે. આત્માની સ્વતંત્રાનો વિચાર ચાલે છે. સ્વતંત્ર સત્તાનો વિચાર ચાલે છે. અને ધર્મપ્રેમી મિત્રો સાંભળે છે.

આત્માની વાત સમ્યગ્દૃષ્ટિ જીવ કેવી રીતે મૂકે છે...અને તેને તે મિત્રો કેવી રીતે શ્રવણ કરે છે...તેના ભાવ ભેદ ઘણાં છે. તે હવે પછી અવસરે કહેવાશે.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૧૧૯

સં. ૨૦૧૪ના આસો વદ ૭, રવિવાર, તા. ૨-૧૧-૫૮

**જીવે પરવશપણામાં...અનંતવાર નરકમાં અનંતા દુઃખો...**
**સહન કર્યા...પણ**
**સ્વસ્વરૂપના લક્ષે...સ્વવશપણે...એક જ વાર સહન કરે...તો...**
**તે જીવ સમ્યગ્દર્શનને પામી જાય.**

અનંત જ્ઞાનનો ધણી આત્મા અસંખ્યાત્ પ્રદેશની સાથે એક ક્ષેત્ર અવગાહીને રહેલાં એવા જે કર્મો અને તે સ્થિતિ તથા રસથી બંધાયેલા ચાર ગતિમાં પરિભ્રમણ કરાવનારા કર્મો ઉપર બળ-વીર્યની પ્રેરણા પાડે તો ઉજ્જવળતા વધતાં પોતે પોતાના અસલી સ્વરૂપને પામી જાય. ઉપશમ સમ્યક્ત્વ..ક્ષયોપશમ સમ્યક્ત્વને પામી જાય.

ક્ષાયક સમ્યક્ત્વને પામેલો જીવ પોતાના ધર્મપ્રેમી મિત્રોને શાસ્ત્ર સભામાં લઈ જઈને ધર્મચર્ચા કરે છે. અને મિત્રો સાંભળે છે. ક્ષાયક સમ્યક્ત્વી શું કહે છે તેને સમજો. અણસમજણમાં અનંતકાળ ગયો..સંસારની સમજણે ઉદ્ધાર નથી. આત્માની સમજણે જ ઉદ્ધાર છે. ક્ષાયક સમ્યક્ત્વી ચર્ચા કરતાં કહે છે કે હે મિત્રો! હે ભાઈઓ! આત્માના ત્રિકાળી સ્વભાવ સ્વરૂપમાં અનાત્માનો જરા પણ સંબંધ નથી. વળી અનાત્માના ત્રિકાળી સ્વભાવમાં કોઇ કર્મજનીત રાગદ્વેષાદિ વિકારી ભાવો નથી. મતિ-શ્રુતાદિ જ્ઞાનનાં ભેદ નથી. આત્મા અભેદ છે. જ્ઞાનના ભેદ તો વર્તમાન વર્તતી દશામાં છે.. મતિ-શ્રુતજ્ઞાનાદિકના ભેદો આત્માના ત્રિકાળી સ્વભાવમાં નથી. ઉપશમ-ક્ષયોપશમ -ક્ષાયક આદિ સમ્યક્ત્વનો ત્રિકાળી સ્વરૂપમાં વિકલ્પ નથી. સામાયિક-છેદોપસ્થાપનીય આદિ ચારિત્રના પ્રકારો ત્રિકાળી સ્વભાવમાં ભિન્ન ભિન્નપણે નથી. પણ તે પાંચે પર્યાયો અવસ્થામાં પડે છે. મિથ્યાત્વ ગુણસ્થાનકોથી (પ્રમાદ) પ્રમત્ત ગુણસ્થાનક અને ત્યાંથી અયોગી કેવળી ગુણસ્થાનકોની શ્રેણી આત્માના ત્રિકાળી સ્વભાવમાં નથી. ચાર ગતિનો વિકાર ત્રિકાળી અવિકારી આત્માના સ્વભાવમાં નથી. મનુષ્યાદિ ગતિનો ભેદ આત્માના સ્વભાવમાં નથી. આત્માના સ્વભાવમાં એકેન્દ્રિય-બેઇન્દ્રિયાદિનો ભેદ નથી. મન-વચન -કાયાનો વિવાદ આત્માના ત્રિકાળી સ્વભાવમાં નથી. ત્રિકાળી સ્વભાવમાં સ્ત્રી-પુરુષ-નપુંશકાદિ ત્રણ વેદ નથી. કૃષ્ણ-નીલ-કપોત-તે જો આદિ છ લેશ્યાનો ત્રિકાળી સ્વભાવમાં અંશ નથી. તે પર્યાયમાં છે. ભવ્યતા અને અભવ્યતા ત્રિકાળી સ્વભાવમાં નથી. ભવ્યતા અને અભવ્યતા પર્યાય છે. મન હોય તે સંજ્ઞીપણું અને મન ન હોય તે અસંજ્ઞીપણું એ સંજ્ઞીપણું અને અસંજ્ઞીપણું તે ત્રિકાળી સ્વભાવમાં નથી..પર્યાયમાં છે..અને તે અપેક્ષિતકૃત

ભેદો છે. આહારકપણું અને અણહારકપણું ત્રિકાળી સ્વભાવમાં નથી પણ પર્યાયમાં છે. શ્રાવકપણું કે મુનિપણું ત્રિકાળી સ્વભાવમાં નથી પણ તે પર્યાયમાં છે.

આત્મા સર્વ પ્રપંચજાળથી શૂન્ય છે (એક છે અને અનેક છે.) એક છે અને અનેક છે. નિત્ય છે અને અનિત્ય છે, તે બધાય અપેક્ષાકૃત વિકલ્પો છે. આ આત્મા શું છે? અને શું નથી? તે વચનથી કહી શકાય તેમ નથી. માત્ર સ્વાનુભવગોચર છે..સ્વાનુભવગમ્ય છે. આત્મા એક અમૂર્તિક જ્ઞાન-દર્શન-વીર્ય-સુખ આદિ શુદ્ધ ગુણોના સમુદાયરૂપ એક અખંડ પીંડમય ચેતન દ્રવ્ય છે. એની સ્વરૂપ સત્તામાં એવી શક્તિ છે કે વર્તમાન લોકની સમાન જો અનંત લોક હોય તોપણ તેની એટલે આત્માની જ્ઞાન ભૂમિકા લોકના સર્વ વિચિત્ર દશ્યો એક સમયમાં દેખી શકાય છે. અને તેને એવું અપૂર્વ બળ છે કે અનેક વજ્રમય કઠોર પદાર્થ એના ઉપર તૂટી પડે તો પણ તેનું ખંડન થઈ શકતું નથી. તેનું એવું અનુપમ તેજ છે કે અનેક તેજસ્વી પદાર્થો હોય તોપણ આની સામે ઝાંખા જણાતા લજ્જિત થઈ જાય છે. અનંતા સૂર્યો હોવા છતાં તેના તેજ પાસે ઝાંખા લાગે છે.

એજ પરમ પ્રભુ છે, એજ પરમાત્મા છે, એજ ઈશ્વર છે. એજ મંગલમય છે, એજ પૂજ્ય છે અને એજ અવિનાશી છે. જે કોઈ...સર્વ આત્માઓથી ઉપયોગ હઠાવી લઈને પોતાના આત્મસન્મુખ થાય છે..તે એક કષાયના આતાપરહિત, વિષયોની આકુળતાવાળી ઇચ્છા રહિત, એવા શાન્ત...અરે પરમ શાન્ત....પ્રદેશમાં પહોંચી જાય છે. જ્યાં માત્ર આનંદ...આનંદ...અને આનંદ....અમૃતના પાન કર્યા જ કરો....અમૃતના પીણાં પીધા જ કરો....આનંદની તૃપ્તિ છે. આ દશા વિના કાંઈ જોઈતું નથી.

સર્વે મિત્રો આ આધ્યાત્મિક તત્ત્વ સાંભળીને હર્ષ-પ્રમોદથી ગદ્ગદિત થઈ જાય છે. "ગુણનો પક્ષપાત ઈતિ પ્રમોદઃ" ક્ષાયક સમ્યક્ત્વી આત્મા શાંત રસભાવમાં તરબોળ થઈને જીવનની સફળતાને અનુભવે છે. વળી ક્ષાયક સમકિતી જીવ મુનિશ્રીના પવિત્ર દર્શન કરવાથી અને મુનિશ્રીના સંગથી પોતે કૃતકૃત્ય બને છે. અને અંતરમાં ભાવના ભાવે છે કે એવો સુવર્ણમય અપૂર્વ અવસર મને ક્યારે સાંપડશે? કે જ્યારે હું પણ તમામ ગૃહ જંજાળથી છૂટી ...બાહ્ય અને અભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરી પ્રસન્ન ચિત્તથી કોઈ નિર્જન સ્થળમાં બેસી આત્મારામ સાથે ક્રિડા કરી શકું..

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો...
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને....
વિચરશું કવ મહત્ પુરુષને પંથ જો.... અપૂર્વ....

—શ્રીમદ્ રાજચંદ્ર

धम्मारामे चरे भिक्खू, धिइमं धम्मसारही ।
धम्मारामेरते दन्ते बम्भचेरसमाहिए ॥१५॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૬ મું અધ્યયન

હું ક્યારે સર્વ કર્મમળને દૂર કરી...મારા આત્માને પરમ પવિત્ર બનાવી શકું? એવી ભાવના નિત્ય ભાવે છે. (તમે ભાવો છો કે નહીં ?).

શ્રી મુનિ મહારાજ પરમ દયાળુ છે. મન-વચન-કાયાના વર્તનથી કોઈપણ પ્રાણીને જરાય કષ્ટ પહોંચાડતાં નથી. ઈચ્છાનિરોધ અર્થે આ મુનિ મહારાજાઓએ ગૃહસ્થ સંબંધી જંજાળ સર્વથા છોડી દીધી છે. (તમને કોઈ કહેનારો પાકો ભેદી ગુરુ મળ્યો છે કે નહીં ? મળ્યા છે.) એક માત્ર ભોજનને માટે કોઈ એક દાતારની આધીનતા છે. અને ત્યાં પણ એજ ભાવ છે કે પોતાના નિમિત્તથી કોઈપણ દાતારને આરંભ કરવાનું કષ્ટ ન હો. જેવી રીતે ભ્રમર ફૂલમાંથી રસ ચૂસે છે....છતાં તે ફૂલને કિલામણા આપતો નથી.

जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं ।
ण य पुप्फं किलामेइ, सो अ पीणेइ अप्पयं ॥२॥
एमेए समणा मुत्ता, जे लोए संति साहुणो ।
विहंगमा व पुप्फेसु, दाणभत्तेसणे रया ॥३॥

—દશવૈકાલિક સૂત્ર, અધ્યયન પહેલું

તેમ મુનિગણ પણ ગૃહસ્થોને જરાય કષ્ટ આપતા નથી. એવા મુનિરાજ ચોવીસે કલાક મુક્તિ સુંદરીના સંયોગની માળા જપે છે. મોક્ષસ્વરૂપનાં ધ્યાનમાં રહે છે.

"शीवमयल मरूय मणंत मक्खय मव्वावाह"

—સૂત્રપાઠ

શીવપુરીના શીવમહેલમાં ન પહોંચાય ત્યાંસુધી ગૃહમહેલમાં પ્રવેશ કરવાનો તેણે ત્યાગ કર્યો છે....નિર્જન વનમાં વસવાનું તેણે ઉચિત માન્યું છે. ક્યારેક ચાલે.... ક્યારેક બેસે...ક્યારેક ઉઠે...ક્યારેક ઉભા રહે....ક્યારેક આહાર કરે...ક્યારેક બોલે..

जयं चरे जयं चिट्ठे, जयं मासे जयं सए ।
जयं भुजन्तो भासंतो, पावकम्मं न बंधई ॥८॥

—દશવૈકાલિક સૂત્ર, અધ્યયન ૪ થું

એમ બેસે છે, બોલે છે, ભોજન કરે છે, સુવે છે, અને ક્યારેક વ્યવહારની ક્રિયા પણ કરે છે. તોપણ તે મનરહિત કરે છે. મન તો માત્ર એક પરમ પ્રિય શીવકન્યાના ગ્રહણમાં જ લયલીન છે. (તમારા મનજીભાઈ શામા લયલીન છે ?)

હું પણ એવો વીતરાગી મુનિ બનીને શીવકન્યાના ગ્રહણમાં લયલીન ક્યારે થઈશ ? એવી અપૂર્વ ભાવના ભાવે છે. એવી ભાવના ભાવતો થકો..પડકાર કરીને

કે. અનાદિથી ભવ સમુદ્રમાં ડૂબતા પ્રાણીને માત્ર સંયમરૂપ નૌકા જ પાર કરાવે છે અને મોક્ષનગરમાં પહોંચાડે છે. સંયમ વિના ધ્યાનની દઢતા હોતી નથી. ઉત્તમ ધ્યાન વિના કર્મોની સાંકળો તૂટતી નથી. તેથી સંયમ એજ જીવને પરમ ઉપકારી છે.

એ જીવને અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય મંદ થતો જાય છે. એવો ક્ષાયક સમ્ક્યદૃષ્ટિ જીવ આત્મા–અનાત્માના ભેદ વિજ્ઞાન વડે આત્માને શુદ્ધ જ્ઞાતા–દ્રષ્ટારૂપ જાણે છે. અને પોતે પોતામાં સ્થિરતા કરે તે જ યથાર્થ સંયમ છે. એમ દઢપણે તે શ્રદ્ધે છે. નિશ્ચય સંયમ આત્મા જ છે. "आया सयमे..आया सायमे स्स अट्टो" ભગવતી સૂત્ર–આત્મા તે જ સંયમ છે..અને સંયમ તે જ આત્મા છે.

કષાયરૂપી પવનથી ઊઠતા તીવ્ર કલ્લોલ આત્માના શાંતભાવરૂપી જળને ડોળી નાખે છે. ડોળી નાખી આત્મસરોવરને ક્ષુભીત કરે છે...ત્યારે ત્યાં અસંયમભાવ જાગૃત થાય છે...જેટલી ચંચળતા તેટલો અસંયમ...જેટલી સ્થિરતા તેટલો સંયમ. એમ બરોબર સમજી લેવું. જ્યાં સ્વભાવમાં સ્થિરતા થાય છે...ત્યાં જ્ઞાનનો વિકાસ થાય છે. જ્યાં સ્વસ્વરૂપમાં અખંડ સ્થિરતા થાય છે ત્યાં જ્ઞાનનો વિકાસ થાય છે. તે જ્ઞાનમાં જ્ઞેયનું સ્વરૂપ જેમ છે તેમ ઝળકે છે. જેમ સરોવરના શાંત નિર્મળ જળમાં રત્ન પ્રગટરૂપ ચળકે છે...તેવી રીતે આત્માના નિર્મળ જ્ઞાનમાં પદાર્થ પ્રતિબિંબિત થાય છે.

જ્યારે અંતર્મુહૂર્ત સુધી સ્વસ્વરૂપના ધ્યાનમાં સ્થિરતા થઈ જાય છે અને એક ક્ષણ આગળ વધતાં યથાખ્યાત ચારિત્ર પ્રગટે છે. પછી થોડીવારમાં કેવળજ્ઞાનનો ઉદય થાય છે. અંતરાત્માને પરમાત્મા બનાવનાર જો કોઈ હોય તો આ સંયમ જ છે. સંયમ જ સિદ્ધ ભગવંતના નિર્મળ પદનો દાતા છે. ભવભ્રમણ કરાવનારા વિકારી ભાવને ટાળનાર સંયમ જ છે. સંયમની રૂચિ આ આત્મજ્ઞાની જીવમાં જાગ્રત થઈ રહી છે. છતાં કષાયના ઉદયના કારણવશ. અર્થાત્ પોતાની નબળાઈને લઈને સંયમ ધારણ કરવામાં થોડી ઢીલ થાય છે. ફરી સંયમ ધારણ કરવાનો વિચાર કરે છે. ત્યાં એકાએક તેને નવીનભાવનો ઉદય થાય છે. અત્યારે તો આત્મરૂપી આ મનોહર વનની થોડીવાર મોજ માણું...એ ભાવનામાં પ્રેરિત થઈને સંયમના વિકલ્પોમાંથી ઉપયોગને હઠાવી લઈને આત્મબાગમાં ઉપયોગને ઠેરવે છે. ત્યાં તો જ્ઞાન–દર્શન–સુખ–વીર્ય વૃક્ષ આદિ અનંત ગુણોના દર્શનથી રંજીત થઈ જાય છે.

અનંત ગુણોને જોતાં જોતાં આખરે ચારિત્રવૃક્ષની શાંત છાયામાં બેસી જાય છે. અને ત્યાં તેને થોડીક વારમાં આત્મઅનુભવનો નશો ચઢતો જાય છે. અને ત્યાં તે નશાના જોરે મસ્ત બની બીલકુલ બેહોશ થાય છે. બહારથી જોનારને તો અચેતન સમાન દેખાય છે. પરંતુ પોતાના અંતરંગમાં એટલો બધો જાગ્રત છે કે..એક અપૂર્વ નૃત્યનું દશ્ય નિહાળી રહ્યો છે. આત્મપરિણતિ આત્માના શુદ્ધ ઉપયોગના આંગણામાં

નાચી રહી છે. આ દૃશ્ય જોવામાં એકાકાર છે. મગ્ન છે, એ જોવામાં પરમ અપૂર્વ આનંદનો ભોગ કરે છે.

આ ઈન્દ્રિયજનીત સુખથી જુદું આત્મજનીત સુખ છે. તે સુખ જ પરમ ઉપાદેય છે..એ સુખ જ ભોગ્ય છે. પછી ઉપયોગ બહાર આવે છે. આ એક ક્ષાયક સમ્યગ્‌દૃષ્ટિ જીવ શ્રી સદ્‌ગુરુના ચરણે જઈને અપ્રત્યાખ્યાનાવરણના કષાયનો અતિમંદ ઉદયથી એ કેટલાક નિયમોનું પણ ગ્રહણ કરે છે. (કોઈ એકાંતે એમ કહે કે સમ્યગ્‌-દર્શન પછી જ વ્રતો આવે તો તે વાત વાસ્તવિક નથી, કેમકે પ્રથમ ગુણસ્થાનકે શુભ ભાવોના પુન્યદાતા વ્રતો હોય છે.)

હવે કયા કયા નિયમોનું ગ્રહણ કરે..અને કેવી રીતે પાલન કરે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્‌



## વ્યાખ્યાન નં. ૧૨૦

સં. ૨૦૧૪ના આસો વદ ૮, સોમવાર, તા. ૩–૧૧–૫૮

**જ્ઞાનીઓની એટલે હદ સુધી ભલામણ છે કે..**
**કિંચિત્ માત્ર...આભાસે પણ...**
**કોઇને સામાયિકાદિકનો આ નિષેધ કરે છે એમ હૃદયમાં ન આવે..**
**એવી ગંભીરતાથી શુદ્ધ દર્શનપૂર્વકની ક્રિયાની પ્રેરણા કરવી.**

પોતાના બળ–વીર્યની પ્રેરણા દ્વારા કર્મરૂપી મૃગલાઓને પ્રેરીને..મારા આત્માની મારે શુદ્ધિ કરવી છે. એવા દૃઢ સંકલ્પરૂપી અશ્વે ચઢેલો જીવ કર્મના રસને ટાળતો જાય છે. એવો જીવ પોતાના ઉપાદાનથી સમ્યક્‌ત્વને પામી જાય છે.

ઉપશમ સમ્યક્‌ત્વ વિ. સમ્યગ્‌દર્શન છે...તે સમ્યગ્‌દર્શન જૈન શાસનનો પાયો છે. ક્ષાયક સમ્યગ્‌દૃષ્ટિ જીવ સદ્‌ગુરુના શરણમાં જઈને ..પાસે જઈને...અપ્રત્યાખ્યાના-વરણિય કષાયનો અતિમંદ ઉદય વર્તતો હોવાથી તે સમ્યગ્‌દૃષ્ટિ જીવ સદ્‌ગુરુ પાસે કેટલાક નિયમો ગ્રહણ કરે છે. સમ્યગ્‌દૃષ્ટિ નિયમ ન ગ્રહણ કરે તેમ માની ન લેવું.

પાંચમાં ગુણસ્થાનકે જ નિયમ હોય અને ચોથા ગુણસ્થાનકે નિયમ ન હોય તેમ માની ન લેવું. પણ ચોથા ગુણસ્થાનકેય નિયમો હોય છે. ક્ષાયક સમકિતદષ્ટિ જીવ...મદ્ય-માંસ -મધ માખણ વિ. ને તેઓ તો ગ્રહણ કરતા જ ન હતા..તથા હિંસામય પ્રવૃત્તિથી વિમુખ જ હતા. તોપણ તેનો નિયમ ન હતો. આજે શ્રી જ્ઞાની પુરૂષોના કથન અનુસાર મદ્ય-માંસ વિ. નો તે ત્યાગ કરે છે. ગુરુના સમીપે પચ્ચખાણ કરે છે. બે હાથ જોડી તેનો ત્યાગ કરે છે. તે ત્યાગની સાથે સ્થૂળ હિંસા-સ્થૂળ જુઠ-સ્થૂળ ચોરી-મૈથુન એટલે કુશીલ અને પરિગ્રહનો ત્યાગ કરે છે. આમ દિગંબર તથા શ્વેતાંબર પણ કહે છે. (કેટલાક એવા ઉંધા રવાડે ચડી ગયા છે કે સમ્યગ્દર્શન વિના ત્યાગ છે જ નહીં. પણ જ્ઞાની શું કહે છે તેનું તેને ભાન જ નથી. ભાન જ રાખતા નથી.)

પણ એમાં એક વાત એવી સમજી લેવાની છે કે..જ્યાં સુધી ક્ષાયક સમ્યગ્-દષ્ટિને અપ્રત્યાખ્યાનાવરણિય કષાયનો બીલકુલ ઉપશમ ન થાય ત્યાં સુધી વાસ્તવિક પરિણામમાં ત્યાગ નથી હોતો. કોઈ વ્યક્તિ આ આઠ ગુણોનું..મદ્ય-માંસ-દારૂ-મધ સ્થૂળ હિંસા-સ્થૂળ જુઠ-સ્થૂળ ચોરી-કુશીલ અને પરિગ્રહનો જે ત્યાગ છે..તે આઠે મૂળ ગુણત્યાગનું નિરઅતિચારપણે પાલન તે સમકિતી કરી શકતા નથી. તેમાં જરા અતિચાર દોષો લાગી જાય છે. પણ તે આઠે મૂળ ગુણ તો પાંચમાં ગુણસ્થાનકે જ નિરઅતિચારપણે પાલન દેશવિરતી શ્રાવક જ કરી શકે છે. (જ્ઞાન તે જ પચ્ચક્ખાણ કરે છે. પણ જ્ઞાનીગુરૂદેવ પાસે જ ધર્માત્માઓ પચ્ચક્ખાણ કરે છે. તેવો જ્ઞાનીઓનો વ્યવહાર છે. અને અંદરમાં જે ત્યાગ કરવાનો નિર્ણય કર્યો છે તે જ ખરા તેઓના પચ્ચક્ખાણ છે.) ચોથા ગુણસ્થાનકે માત્ર સ્થૂળરૂપે જ વ્યવહારથી પાલન કરે છે. તેમાં જરા જરા અતિચાર દોષ લાગી જાય છે. પણ સ્થૂળપણે તો બરાબર પાલન કરે છે. હવે તે આઠ ગુણને જે ધારણ કરે છે...તેના સંબંધમાં જે પચ્ચક્ખાણ તે આઠ મૂળગુણ ધારણ કરવાનું પ્રયોજન આકુળતા તથા રાગ ઘટાડવાનું છે. પણ હજી અપ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ઉદય છે તેથી પરિણામે કરીને ત્યાગી નથી. તેને ખાસ ધ્યાનમાં રાખવું.

વાસ્તવમાં રાગનો વેગ અને આકુળતાના પરિણામ સ્વસ્વરૂપમાં રમણ કરવામાં બાધક છે. માટે રાગ અને આકુળતાને ટાળવા માટે આઠ મૂળ ગુણ ધારણ કરીને પચ્ચક્ખાણ કરવા. સમ્યગ્દષ્ટિ જીવ આકુળતા અને રાગને ટાળવા માટે આઠ મૂળ ગુણને ધારણ કરવા પચ્ચક્ખાણ કરે છે. રાગ-આકુળતા દૂર કરવા, સુખ-શાન્તિને મેળવવા.. તેમાં રમણુતા કરવા..મુમુક્ષુ જીવની ઉત્કંઠા હોય છે. તમારી શું મેળવવા ઉત્કંઠા છે ?

આ પ્રમાણે ક્ષાયક સમ્યક્ત્વી જીવ શ્રી સદ્ગુરુના ચરણે નિયમ લઈને શ્રી સદ્ગુરુને નમન કરે છે..પછી એક ઉપવનમાં ચાલ્યો જાય છે. ત્યાં સર્વથા વ્યવહારના સંકલ્પ-વિકલ્પને હેય (છાંડવા યોગ્ય) જાણીને એક વૃક્ષની શીતળ છાયામાં બેસે છે.

અને ત્યાં નિશ્ચિંત થઈને પોતાના નિશ્ચય સ્વરૂપમાં-આત્મદ્રવ્યમાં-આત્મદ્રવ્યની મનોહરતામાં રક્ત થઈ જાય છે. "ર" કહેતાં રમવું. "ક્ત" કહેતાં તટસ્થપણે રહેવું. રક્ત થઈને અંદરમાં રહેલા અનંત આનંદનો ભોગ કરે છે. આવા ક્ષાયક સમ્યકત્વી તેજ ભવે..વીતરાગ ચારિત્ર ગ્રહણ કરીને..મોક્ષને પામે અથવા તો ત્રીજા ભવે મોક્ષને પામે છે.

ઉપશમ સમક્તિ-ક્ષયોપશમ સમકિત-અને ક્ષાયક સમકિત એ ત્રણે સમકિતમાંથી ગમે તે સમકિત પામ્યા પછી જીવ વધારેમાં વધારે પંદરમાં ભવે મોક્ષે જાય. જો તેને ટકાવી રાખે તો..જઘન્ય તે જ ભવે મોક્ષે જાય..જો સમકિત વમે નહિ...તો વધારેમાં વધારે પંદરમા ભવે નિયમથી મોક્ષે જાય..અને જો સમકિત વમે તો પણ વધારેમાં વધારે અર્ધપુદ્ગલ પરાવર્તન કાળ સુધી સંસાર પરિભ્રમણ કરીને જરૂર મોક્ષને પામે જ. સમકિત પામ્યા પછી વધારેમાં વધારે અર્ધપુદ્ગલ પરાવર્તન કાળનો સંસાર હોય છે. ઉપશમ સમકિત કે ક્ષયોપશમ સમકિત હોય તો વમી શકાય પણ જો ક્ષાયક સમકિત હોય તો તે વમે જ નહિ...એવો જીવ તેજ ભવે કે ત્રીજા ભવે નિયમથી મોક્ષે જાય.

અહીં જ્ઞાની ભલામણ કરે છે કે..કોઈ બાઈ કે કોઈ ભાઈ કયારેક કાંઈ પ્રશ્નાદિ કરે તો તેનું ઘટતું સમાધાન કરવું કે જેમ તેનો આત્મા શાંત થાય. પણ એકાંતે અશુદ્ધ ક્રિયાના નિષેધ વચનો ઉપદેશરૂપે પ્રવર્તાવવા નહિ. આ તારી ક્રિયામાં કાંઈ નથી..રેતીમાં દોટ મુકી છે..એમ ન બોલવું..સમકિતને પમાય તેવી અગર સમકિત પૂર્વકની શુદ્ધ ક્રિયામાં જેમ લોકોની રૂચિ વધે તેમ ક્રિયા કરાવ્યે જવી. ઉદાહરણ દાખલો જેમ કોઈ એક મનુષ્ય તેની રૂઢિ પ્રમાણે સામાયિક-પૌષધ વ્રત કરે છે, તો તેનો નિષેધ નહીં કરતાં તેનો તે બે ઘડીનો વખત ઉપદેશના શ્રવણમાં..સત્શાસ્ત્ર અધ્યયનમાં કે કાઉસ્સગમાં માળા ફેરવવામાં જાય તેમ તેને ઉપદેશવું. પણ પૌષધ કરી કરી...સામાયિક કરીકરીને મરી ગયા તોયે શું વળ્યું ? એમ તું નિષેધ વચનો પ્રવર્તાવતો જ નહિ. અને નિષેધ વચન પ્રવર્તાવવાથી દુનિયા કહે કે..મહારાજનું વ્યાખ્યાન સાંભળીને આણે તો સામાયિક તથા ક્રિયાઓ છોડી દીધી..એમ ગુરૂને પણ વગોવાવશો નહિ. વગોવશો નહિ.

જ્ઞાનીઓની એટલે હદ સુધી ભલામણ છે કે..કિંચિત્ માત્ર આભાસે પણ તેને શુદ્ધ સામાયિક આદિકનો નિષેધ હૃદયમાં ન આવે એવી ગંભીરતાથી શુદ્ધ ક્રિયાની પ્રેરણા કરવી. મધ્યસ્થવત્ થઈ સ્વ-આત્માનું હિત કરતાં જેમ જેમ પર આત્માનું હિત થાય તેમ તેમ અમારે પણ પ્રવર્તવું. અને જ્ઞાનીના માર્ગનું જ્ઞાન્તિ જ્ઞાનું ગ ક્રિયાનું સમન્વીનપણું કરી...તે દ્વારા સમ્યગ્દર્શનનું મહત્વ પૂર્ણ સ્થાપિત કરવું..એજ નિર્જરાનો સુંદર માર્ગ છે.

સંમકિતી જીવ તથા સાધુમુનિ આ માર્ગમાં વર્તતા થકા પોતે પોતાનું સાધ્ય સિદ્ધ કરીને મોક્ષમાં જશે. અને તેની આજ્ઞા પ્રમાણે જે જીવ વર્તે છે તે જીવ પણ મોક્ષને પામે છે. "सद्धा परम दुल्लहा"—ઉત્તરાધ્યયન સૂત્ર. જીવ માત્રને માટે સમ્યક્-દર્શન દુર્લભ છે. એ વાત જેમ સાચી છે તેમ જીવે સમ્યગ્દર્શનને પોતાના માટે સુલભ બનાવ્યા વિના ચાલી શકે તેમ નથી. એ વાત પણ એટલી જ સાચી છે. કારણ કે સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યા વિના કોઈ પણ જીવ દેશવિરતી ગૃહીધર્મ કે સાધુ ધર્મને તેના ખરેખરા સ્વરૂપમાં પામી શકતો નથી. એટલા માટે જ આગમો પોકારીને કહે છે કે

नत्थि चरितं सम्मत्तविहूणं, दंसणे उ भइय व्वं ।
सम्मत्त चरित्ताइं, जुगवं पुव्वं व सम्मतं ॥२९॥
ना दंसणिस्स नाणं, नाणेण विणा नहुन्ति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥३०॥

—ઉત્તરાધ્યન સૂત્ર, અધ્યયન ૨૮ મું.

કર્મ આઠ પ્રકારના છે..તેના નિમિત્તો છ છે. મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ, પ્રમાદ, કષાય, અને યોગ. કર્મ આઠ પ્રકારના છે અને નિમિત્તો છ છે. આ છ નિમિત્તોથી જીવને પોતપોતાના પરિણામ દ્વારા એ કર્મનો બંધ થાય છે. વળી, જ્ઞાનાવરણિય કર્મ, દર્શનાવરણિય કર્મ, અંતરાય કર્મ, અને ચોથું વેદનીય કર્મ. એ ચાર કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમ પ્રમાણ હોઈ શકે છે. હવે નામ કર્મ, અને ગોત્રકર્મની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્થિતિ વીસ ક્રોડા-ક્રોડી સાગરોપમ પ્રમાણ હોઈ શકે છે. આયુષ્ય કર્મની સ્થિતિ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તેત્રીસ સાગરોપમ પ્રમાણ હોઈ શકે છે. વેદનીય કર્મની સ્થિતિ જઘન્યમાં જઘન્ય બાર મુહૂર્ત માત્રની હોઈ શકે છે. નામકર્મની-ગોત્ર કર્મની જઘન્યમાં જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્તની હોઈ શકે છે. જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ, અંતરાય કર્મ, મોહનીય કર્મ, અને આયુષ્યકર્મની સ્થિતિ જઘન્યમાં જઘન્યસ્થિતિ અંતર્મુહર્તમાત્રની હોય છે. મોહનીય કર્મ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્થિતિવાળું હોય છે..અને તે સીત્તેર ક્રોડા-ક્રોડી સાગરોપમવાળું પણ બંધાઈ શકે છે. અને જઘન્ય એક અંતર્મુહૂર્ત માત્રની સ્થિતિવાળું પણ બંધાઈ શકે છે.

આ બધુંય સમજીને એ કરવું જોઈએ કે..અશુભ પરિણામ પ્રગટે નહીં તેની કાળજી રાખવી..અને કદાચિત્ અશુભ પરિણામ પ્રગટે અને તે વધારે અશુભ ન બને તેવી પણ કાળજી રાખવી..અને તે અશુભને પલટાવીને શુભ પરિણામ બને તેની કાળજી રાખવી. અને તે શુભ પરિણામોને ખૂબખૂબ શુભ બનાવવાનો પ્રયત્ન કર્યા જ કરવો. આત્મા જ્યારે સમ્યગ્દર્શનને પામે છે. અને પછી આત્મા જેમ જેમ ગુણસંપન્ન

બનતો જાય છે. તેમતેમ તેને કર્મનો બંધ શુભ રૂપમાં થવાનું વધતું જાય છે. અને અશુભ થવાનું ઘટતું જાય છે. તેમજ તેનું નિર્જરાનું પ્રમાણ વધતું જાય છે. પાપની સ્થિતિ નિર્જરી જાય છે..ઘટી જાય છે. અને પુણ્યની સ્થિતિ પણ ઘટી જાય છે..અને પુણ્યનો રસ વધી જાય.

જે જીવો દુર્લભમાં દુર્લભ એવા સમ્યગ્દર્શન ગુણને પામે છે તે જીવોને માટે સૌથી પહેલું એ બને છે કે તે જીવની કર્મની સ્થિતિ ખૂબ ઘટી જવા પામે છે. એમાં આયુષ્ય કર્મ સિવાયના સાતેય પ્રકારના કર્મની સ્થિતિ ખપીને ઘટી જવા પામે છે. અને તે સાતેય પ્રકારના કર્મોની સ્થિતિ એટલે હદ સુધી ઘટી જાય છે કે તે સત્તામાંનું કોઈ પણ કર્મ એક ક્રોડાક્રોડી સાગરોપમની શેષ સ્થિતિ રહી તે સ્થિતિમાંથી પણ થોડીક સ્થિતિ એટલે એક પલ્યોપમના અસંખ્યાતમાં ભાગની સ્થિતિ ઘટી જવા પામે છે. હવે આવી કર્મ સ્થિતિની આટલી હદ સુધી પામેલી લઘુતાને પામેલા જીવને ગ્રંથીદેશને પામેલો જીવ કહેવાય છે. નહીં તો જીવ ગ્રંથીદેશને પણ પામતો નથી.

સમ્યગ્દર્શન ગુણને પામવા માટે ગ્રંથીને ભેદવી એ અનિવાર્ય છે. એટલે એ નિવારી ન શકાય તેમ છે. એટલે ગ્રંથી ભેદ્યા વિના છૂટકો નથી. હવે તે ગ્રંથીના દેશ સુધી એ જીવ પહોંચી શકતો નથી..કે જે જીવની કર્મસ્થિતિ એક ક્રોડાક્રોડી સાગરોપમની ન થઈ ગઈ હોય. ગ્રંથી દેશે પહોંચવા જોગી કર્મ સ્થિતિની લઘુતા... જીવને પોતાના ઈરાદાપૂર્વકના પુરુષાર્થ વિશેષથી થાય છે..એવું નથી..પણ પોતાની કર્મસ્થિતિની લઘુતાને યથાપ્રવૃત્તિકરણ દ્વારાએ...તે પણ...નદી-ગોળપાષાણના ન્યાયે પામે છે.

હવે નદી-ગોળપાષાણ એ ન્યાય કેવો ઘટે છે...અને યથાપ્રવૃત્તિદ્વારા કર્મની સ્થિતિની લઘુતાને કેવી રીતે પામે છે..તથા ગ્રંથી એટલે શું? અને તેને કેમ ભેદી નાખવી..તેનો પાવર પણ બતાવશે. અને તેને સમજીને જે જીવ ગ્રંથી ભેદી નાખશે તે જીવ સમ્યગ્દર્શનને પામી જશે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૧૨૧

સવંત ૨૦૧૪ના આસો વદ ૯, મંગળવાર, તા. ૪-૧૧-૫૮.

**રાગ-દ્વેષનો...**
**જે...ગાઢ આત્મપરિણામ...એ જ કર્મ ગ્રંથી છે.**
**તે કર્મ ગ્રંથીને પોતે પોતાના પુરુષાર્થથી જાણી શકે છે**
**સમજી શકે છે.**

આત્મા સમાન રાજા જ્યારે કર્મની ગાંઠને તોડવા વીર્યને ફોરવે છે, ત્યારે કર્મના રસ શોષાઈ જાય છે. અને સ્વતરફ વળતાં જીવ પોતાના અસલી સ્વરૂપને પામી જાય છે. કર્મની સ્થિતિ એટલી લઘુતાએ યથા પ્રવૃત્તિકરણ દ્વારા જીવ નદી-ગોળપાષણ ન્યાયે પામે છે.

જીવ જ્યારે એકેન્દ્રિયમાંથી પંચેન્દ્રિયમાં આવે છે, ત્યાં આ પ્રમાણેની પ્રથમ દશા હોય છે. જો કે વીર્ય તો પોતાનું જ છે. પણ સમજણપૂર્વક નથી. કારણ કે એકેન્દ્રિયાદિ દશા છે. તેથી વીર્ય શુભમાં જોડાય છે. અને અકામ નિર્જરાથી નદી-ગોળપાષણના દૃષ્ટાંતે ઉપર આવે છે. એટલે કે એથી અધિક સ્થિતિનું કર્મ ક્ષય થવા પામે છે. પુરુષાર્થ દ્વારા યથા પ્રવૃત્તિકરણ દ્વારા થાય...તે જુદી વાત અને કુટાતા કુટાતા.. અથડાતા અથડાતા . યથા પ્રવૃત્તિકરણ દ્વારા થાય...તે જુદી વાત.

નદીઓમાંથી બહુ ગોળ સુંદર અતિ લીસા પાષાણો મળી આવે છે. તે પાષાણને કોઈ કારીગરે એવો સુંદર આકાર આપેલો હોતો નથી. અથવા તે પાષાણને કોઈ કારીગરે એ લીસાપણું પણ આપેલ નથી. પણ આમ તેમ કુટાતા...કુટાતા, અથડાતા . અથડાતા, એવા ગોળ આકારવાળા, સુંદર આકારવાળા, અને અતિશય લીસા બનેલા હોય છે. જીવને ગ્રંથી દેશ સુધી પહોંચાડનારી કર્મસ્થિતિની જે લઘુતા થાય છે....તે લઘુતા પણ એ જ રીતે યથા પ્રવૃત્તિકરણ દ્વારા એ કર્મનીસ્થિતિ ખપતે ખપતે થઈ જવા પામે છે. એ જ કારણે તો અભવ્ય જીવો અને દુર્ભવ્ય જીવો પણ ગ્રંથી દેશ સુધી પહોંચી શકે છે. ગ્રંથી દેશને પામેલા જીવો પુનઃ કર્મસ્થિતિની ગુરુતા પામતા જ નથી....એવું પણ નથી. ગ્રંથી દેશ પહોંચવા જોગી કર્મસ્થિતિની લઘુતાને ( એક કોડા કોડી સાગરરોપમની સ્થિતિ અંદર રહે છે. ) જેમ ભવ્ય જીવો પામી શકે છે...તેમ દુર્ભવ્યો અને અભવ્ય જીવો પણ પામી શકે છે. છતાં પણ કર્મ-સ્થિતિની એટલી લઘુતા થવી તે પણ મહત્વની વસ્તુ છે. કર્મ સ્થિતિની લઘુતાને

પામ્યા વિના...ગ્રંથીને ભેદવાનો પુરુષાર્થ ભવ્ય જીવો પણ કરી શકતા નથી. (એટલીય લઘુતા યથા પ્રવૃત્તિકરણ દ્વારા થઈ છે, ત્યાં પોતાનો એટલો પુરુષાર્થ છે.) એક બીજું એ પણ છે કે...ભગવાન શ્રી જિનેશ્વર દેવોએ ફરમાવેલો જે શ્રુતધર્મ છે....ચારિત્રધર્મ છે..."**सूय धम्मे खलु चारित धम्मे**" સૂત્રપાઠ—તે ધર્મને પણ...દ્રવ્યથી પણ.... તે જ આત્માઓ પામી શકે છે કે જે આત્માઓ ગ્રંથી દેશે પહોંચવા જોગી કર્મ સ્થિતિની લઘુતાને પામેલા હોય.

હવે ગ્રંથી દેશને પામવા જોગી અને તેની સાથે શ્રી જિનભગવંતોએ ઉપદેશેલા શ્રુત ચારિત્ર, આત્મધર્મને દ્રવ્યથી (ભાવથી નહિ પણ દ્રવ્યથી) પામવા જોગી ભાગ્યશાળીતાને પામેલા આત્માઓ...એટલે ભાગ્યશાળી આત્માઓ જો ધારે તો પોતાનો પુરુષાર્થ ફોરવીને આત્માના સમ્યગ્દર્શનાદિક આત્માના ગુણોને પ્રગટાવવાવાળો બની શકે છે.

* બહુ પુણ્યકેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો આંટો નહીં એકે ટળ્યો!!

એટલે કે ગ્રંથી દેશે આવીને દ્રવ્યથી જિનધર્મના આચરણને પામેલા આત્માઓને માટે પુરુષાર્થનો આ અવસર છે. (આ અવસર તમારા હાથમાં આવ્યો છે.... આવી ભાગ્યશાળીતાઓને પામેલા છો તમે....) એમ જરૂર કહી શકાય. માટે આ અવસરે તમારે ખાસ સાવધાન બની જે સમ્યગ્દર્શનનું કર્તવ્ય કરવાનું છે. તે કર્તવ્ય શીઘ્રમેવ કરી લેવું. ગ્રંથી દેશે આવેલા જીવોમાંથી જે જીવો સમ્યગ્દર્શન ગુણને પામનારા હોય છે..તે જીવો ગ્રંથીને ભેદનારા બને છે.

જીવ યથા પ્રવૃત્તિકરણ દ્વારા ગ્રંથી પ્રદેશે પહોંચાડનારી કર્મ સ્થિતિની લઘુતાને પામે છે.. અને ગ્રંથી દેશે આવેલો જીવ અપૂર્વકરણવાળા બને છે. ત્યારે તે અપૂર્વકરણ દ્વારાએ જે જીવ ગ્રંથીને ભેદનારો બને છે. વળી ગ્રંથી દેશે આવેલો જીવ શ્રી જિનશાસને ઉપદેશેલા શ્રુતચારિત્ર આત્મ ધર્મના દ્રવ્યાચરણને પામે એવો નિયમ નથી. ગ્રંથી દેશે આવવા છતાં જીવ શ્રી જિનશાસને ઉપદેશેલા શ્રુત ચારિત્ર આત્મ ધર્મના દ્રવ્યાચરણને પામી શકે નહિ એવું પણ બનવા યોગ્ય છે. આવું બનવા છતાં નિયમ એ છે કે..શ્રી જિનશાસને ઉપદેશેલા શ્રુત ચારિત્ર આત્મધર્મના–દ્રવ્યાચરણમાં એ જ આવી શકે..કે જેનાં કર્મ સ્થિતિ લઘુતાને પામેલી હોય..અને દ્રવ્યાચરણ કરી શકે. જ્ઞાનીઓના આવા કથનના આધારે આપણે એ વાત નક્કી કરી..કે..જિનધર્મનું તમે દ્રવ્યથી પણ જે થોડુંક આચરણ કરી શકો છો. એ તમને એમ સૂચવે છે કે.. તમે ગ્રંથી દેશે અવશ્ય આવેલા છો. આથી શ્રી જિનશાસને ઉપદેશેલા શ્રુત ચારિત્ર આત્મધર્મના દ્રવ્યાચરણને પામી ગયેલા જીવોએ ખૂબ જ સાવધ બની જવું જોઈએ.

કારણ કે પ્રગતિ સાધવાનું જો મન થાય તો..પ્રગતિ સાધવાની આ એક સારામાં

સારી તક છે. કારણ એટલે..આત્માનો પરિણામ વિશેષ..આત્મા પોતાના પરિણામના બળે એ ગ્રંથીને ભેદે છે. માટે પહેલાં ગ્રંથી શું છે એ તમારે સમજી લેવું જોઈએ. એટલે..એ ગ્રંથીને ભેદવાને માટે આત્મા કેવા પરિણામવાળો બનવો જોઈએ..એનો થોડો પણ ખ્યાલ તમને જરૂર પણ આવી શકશે. માટે પ્રથમ ગ્રંથી શું છે? તેને સમજો.

આ ગ્રંથીને કર્મ ગ્રંથી પણ કહેવાય છે. હવે અહીંયા કર્મ ગ્રંથી એટલે રાગ-દ્વેષનો જે ગાઢ આત્મ પરિણામ એ જ કર્મ ગ્રંથી છે. એ જ આત્મ પરિણામને કર્મ ગ્રંથી કહે છે. માટે એ જ કર્મ ગ્રંથી છે. જીવના મોહનીય કર્મજનીત એ રાગદ્વેષનો ગાઢ પરિણામ હોય છે. (ઉપજાવે છે..પોતે..તેમાં નિમિત્ત મોહનીય કર્મ છે.) હવે આત્માના એ ગાઢ રાગ-દ્વેષના પરિણામને જ્ઞાનાવરણીય કર્મની સહાય પણ મળેલી હોય છે. દર્શનાવરણીય કર્મની સહાય પણ મળેલી હોય છે, અને અંતરાય કર્મની સહાય પણ મળેલી હોય છે.

હવે મોહનીય નામના એક ઘાતી કર્મથી જન્મેલો અને જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય-અને અંતરાય જેવા ઘાતી કર્મોની સહાયને મેળવી ચૂકેલો ગાઢ રાગ-દ્વેષનો પરિણામ અત્યંત દુર્ભેદ્ય હોય છે. તેને કર્મ ગ્રંથી કહેવાય છે. ગ્રંથી એટલે ગાંઠ.. દૃષ્ટાંત..જેમ રાયણ આદિ વૃક્ષોની ગાંઠ ખૂબ જ કર્કશ, ગાઢ, રૂઢ અને ગૂઢ હોય છે.. અને તે કારણે..તે ગાઢ લક્કડફોડા, લાકડા ચીરનારાઓ મહામુસીબતે ચીરી શકે છે. તેમ કર્કશ, ગાઢ, રાગ-દ્વેષના પરિણામરૂપી કર્મજનીત એવી જે ગાંઠ છે. તે ગાંઠ પણ કર્કશ, ગાઢ, રૂઢ અને ગૂઢ હોય છે. (આ ગાંઠ ભેદવી છે કે નહીં?) તેથી જીવવા મહામુશ્કેલીએ ભેદી શકાય એવી હોય છે.

**દૃષ્ટાંત**....સામાન્ય રીતે લાકડા ચીરવાનો ધંધો કરનારાઓ ગાંઠ આવે ત્યાંસુધી લાકડા ચીરે છે, પછી બંધ કરી દે છે. અને કેટલાક ગાંઠને ચીરવાનો પ્રયાસ કરે છે. કેટલાક તે ગાંઠ ઉપર કુહાડાના ઘા મારે છે. અને કુહાડાના ઘા પાછા પડે ત્યારે કંટાળીને બંધ કરી દે છે. અને કેટલાક એવા હોય છે કે પોતાના કુહાડાની ધારને અતિશય તીક્ષ્ણ બનાવી લઇને ગાંઠ ઉપર પોતાની પૂરી તાકાતથી એવા ઘા કરવા માંડે કે..તેમના જોરદાર ઘાથી તે ગાંઠ ચિરાઈ જાય પણ ખરી.

હવે કર્મગ્રંથી ભેદવામાં લગભગ તેવું જ બને છે. કર્મગ્રંથીના દેશે પહોંચેલા કેટલાક આત્માઓ ત્યાં જ અટકી જાય છે..અને પાછા ફરે છે. પાછા પડે છે. કર્મની લઘુતાથી ગુરુતાને પામી પાછા પડીને ફરી પાછા કર્મગ્રંથી દેશે આવે અને તે કર્મગ્રંથી ભેદવાનો પુરુષાર્થ કરે. એવા પણ આત્માઓ તેમાં હોય છે. કેટલાક આત્માઓ એવાં હોય છે કે કર્મગ્રંથી દેશે આવતાં બધી સગવડતા, મળી જતાં એવા પુરુષાર્થશીલ બની જાય કે કર્મગ્રંથીને ભેદ્યા વિના અને સમ્યગ્દર્શનને પ્રગટાવ્યા વિના જંપીને બેસતા નથી.

હવે આ કર્મગ્રંથી જીવમાત્રને અનાદિકાળથી હોય છે. જ્ઞાનાવરણાદિ આઠ કર્મો પૈકીમાંના આયુષ્ય કર્મ સિવાયના સાત કર્મોની સ્થિતિ ઘણા અંશે ઘટી જવાથી કર્મગ્રંથી ઉત્પન્ન થવા પામતી નથી. પણ પ્રગટ થવા પામે છે. હવે જ્યાંસુધી જ્ઞાનાવરણીયાદિ સાત કર્મની સ્થિતિ એક ક્રોડાક્રોડી સાગરોપમની અથવા તો તેથી અધિક હોય છે તો તે જીવ પોતાની કર્મગ્રંથીને જાણવા સમર્થ બની શકતો નથી. એટલી બધી તે ગૂઢ છે. તેમાં કર્મનો દોષ નથી. પણ પોતાનો પુરુષાર્થ નબળો છે. જ્યારે જીવના જ્ઞાનાવરણાદિ સાત કર્મોની સ્થિતિ ખપતે ખપતે એક ક્રોડાક્રોડી સાગરોપમની રહે છે અને તેમાંથી એક પલ્યોપમના અસંખ્યાતમાં ભાગની સ્થિતિ ખપી જવા પામે છે ત્યારે જીવ કર્મગ્રંથીને જાણવા સમર્થ બને છે.

એટલી કર્મસ્થિતિ ખપી ગયેથી બધાય જીવો પોતાની કર્મગ્રંથીને જાણી શકે એવું પણ નથી. પણ તે કર્મગ્રંથીને પોતે પોતાના પુરુષાર્થથી જાણી શકે છે અને સમજી શકે છે. ત્યારે તે જીવોની કર્મસ્થિતિ એટલી હદ સુધી ખપી ગયેલ જ હોય છે. ત્યારે જ તે કર્મગ્રંથીને જાણીને સમજી શકે છે. જ્ઞાનીઓ ફરમાવે છે કે જીવની એટલી પણ જે કર્મસ્થિતિ ખપે છે તે તેવા પોતાના પરિણામથી ખપે છે પણ એ પરિણામને એ જીવે કોઇ સમજણપૂર્વક પેદા કરેલ હોતા નથી. જીવના સમજણપૂર્વક વિશેષ પરિશ્રમ વિના એ પરિણામ પેદા થઈ ગયેલ હોય છે. તેથી તે પરિણામને યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે. જેમ નદીમાં પાષાણ ગોળ સુંદર આકારવાળો બની જાય છે. તેમ જીવ એકેન્દ્રિયાદિ ગતિમાંથી અથડાતો કૂટાતો પોતાને પ્રાપ્ત થતી અવસ્થા અનુસારે પોતાને ઉત્પન્ન થતાં પરિણામ અનુસારે એટલી લઘુતાવાળો બની જાય છે. જીવ જયારે એટલી કર્મ લઘુતાને પામે છે. ત્યારે કર્મગ્રંથી આવે છે. એ કર્મગ્રંથીને જો જાણી શકે તો તેજ જીવ જાણી શકે કે પોતાની કર્મસ્થિતિની એટલી લઘુતાવાળો બન્યો હોઇ કર્મસ્થિતિની એટલી લઘુતા પ્રાપ્ત થયે થકે જીવના પુરુષાર્થની આવશ્યક રહે છે.

અત્યારસુધી પોતાના પુરુષાર્થ વિના સામગ્રી અનુસારે પેદા થતાં યથાપ્રવૃત્તિકરણ અનુસારે કર્મસ્થિતિ ખપી જવા પામી...એ પ્રકારનું યથાપ્રવૃત્તિકરણ જીવે પ્રાપ્ત કર્યું પણ હવે પછી જીવે જે પ્રગતિ સાધવાની છે તેમાં આ કરણ-કારણ બની શકતું નથી. હવે તો ગ્રંથીને ભેદે...તોજ તેની સુંદર પ્રગતિ શક્ય બને છે.

હવે તે ગ્રંથીભેદ અપૂર્વકરણથી શક્ય છે. અપૂર્વકરણ એટલે આત્માનો પોતાનો એવા પ્રકારનો શુભ અને તીવ્ર પરિણામ કે તેના જેવો શુભ અને તીવ્ર પરિણામ અનાદિ કાળથી સંસારમાં પરિભ્રમણ કરતાં તે જીવને પૂર્વે પ્રગટયો જ ન હોય. એવો ભાવ તે અપૂર્વકરણ.

યથાપ્રવૃત્તિકરણ દ્વારા કર્મસ્થિતિ ઘટી જવાના કારણે....કર્મગ્રંથીની નજીક

આવેલા જીવે..કર્મગ્રંથીને ભેદવા માટે અપૂર્વકરણને પેદા કરવો જ પડે છે. અપૂર્વ-કરણને પેદા કરે એવા પ્રકારના પુરુષાર્થ કરવાના પરિણામને યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે.

જીવે તે યથાપ્રવૃત્તિકરણ પોતે પોતાના પુરુષાર્થથી પેદા કરેલું કહેવાય...અથવા તો તેને વિશુદ્ધ યથાપ્રવૃત્તિકરણ તરીકે ઓળખાવી શકાય. અહીં આવીને જીવ શું કરે છે...તેના ભાવભેદ ઘણાં છે. તે અવસરે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૧૨૨

સં. ૨૦૧૪ના આસો વદ ૧૦, બુધવાર, તા. ૫-૧૧-૫૮.

**આત્માના પરિણામનો ભેદ...પણ....**
**આત્માના પરિણામ વિના થઈ શકતો નથી.**
**હવે....પરિણામથી જ....પરિણામને ભેદવો છે.**
**તો....હવે....પરિણામથી જ....પરિણામનો અનુભવ કર.**

અનંત જ્ઞાન સ્વરૂપી ભગવાન આત્મા પોતે પોતાના અવિચળ સુખની પ્રાપ્તિને માટે એક ક્ષેત્ર અવગાહીને રહેલાં...બંધાયેલાં ભૂંડા કર્મોને તોડવા પર પોતાના બળ-વીર્યની પ્રેરણા કરે તો....કર્મની ગ્રંથી ભેદાઈ જાય. કર્મના રસ શોષાઈ જાય અને આત્મા પોતે પોતાના અસલી સ્વરૂપને પામી જાય.

જ્ઞાનીઓ કહે છે કે..અપૂર્વકરણને પેદા કરે..એવા પ્રકારના પુરુષાર્થને કરવાના પરિણામ...તે પરિણામને પણ યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે. આ યથાપ્રવૃત્તિકરણને જીવે પોતે પોતાના સમજણપૂર્વકના પુરુષાર્થથી પેદા કરેલ કહેવાય છે. અને પહેલું યથા-પ્રવૃત્તિકરણ કુટાતા કુટાતા..અથડાતા પીટાતા થયેલ છે. અને આ તે વિશુદ્ધ યથા-પ્રવૃત્તિકરણ તરીકે ઓળખાવી શકાય છે. કર્મગ્રંથી પ્રદેશ સુધી પહોંચી ગયેલા જીવને સંસારની નિર્ગુણતાનું ભાન થવા માંડે તે શકય છે. કર્મગ્રંથી સુધી પહોંચી ગયેલા જીવો માંહેના જે જીવોને સંસારની નિર્ગુણતાનું ભાન થવા માંડે તે જીવોમાં ક્રમે

કરીને મોક્ષની ઇચ્છા જન્મે તે પણ શકય છે..મોક્ષની ઈચ્છા જમવાના યોગે મોક્ષના કારણ એવા ધર્મોને જાણવાની ઇચ્છા પ્રગટે તે પણ શકય છે.

સંસાર પ્રત્યે અરૂચિનો ભાવ પેદા થવાથી અને મોક્ષ પ્રત્યે રૂચિનો ભાવ પેદા થવાથી તે જીવમાં ધર્મને જાણવાની ઇચ્છા પ્રગટે તે જીવને ક્રમે કરીને ધર્મદાતા સદ્‌ગુરુ પાસે જવાની ઇચ્છા થાય. સદ્‌ગુરુ પાસે જઈને ધર્મ શ્રવણ કરવાનું મન થાય. સાંભળેલા ધર્મ આદિ સ્વરૂપનું ચિંતવન-મનન-કરવાની ઇચ્છા થાય. અરે.. મન થાય..તે પણ શકય છે. આ બધી જે ઈચ્છાઓ પ્રગટે..આમ વાંચ્યું..તેમ વાંચ્યું ..આમાં કયા નયની વાત છે..નિશ્ચય નય કે વ્યવહાર નય..આદિ ઇચ્છાઓ પ્રગટે.. તેમાં જીવનો પુરુષાર્થ છે. તેજ પુરુષાર્થના બળે જીવના પરિણામોની વિશુદ્ધિ થયા જ કરે છે. જેમ જેમ વિશુદ્ધિ થાય તેમ તેમ જે ગ્રંથોના નામો જાણ્યા પણ ન હોય એવા ગ્રંથો શ્રાવકો દ્વારા વાંચવા આવી મળે..એમ પરિણામોની વિશુદ્ધિને સાધતો સાધતો વિશુદ્ધ યથાપ્રવૃત્તિકરણમાંથી અપૂર્વકરણને પણ તે જીવ પામી જાય છે.

રૂચિ અને ઇચ્છા એ બન્ને ગુણ છે કે પર્યાય ? ભાઈ....એ બન્ને પર્યાય છે, પણ ગુણ નથી. ઇચ્છા તે ચારિત્ર ગુણની પર્યાય છે. અને રૂચિ તે સમ્યગ્‌દર્શન ગુણની પર્યાય છે. રૂચિ હોય તો જ જ્ઞાની પાસે જવાની ઇચ્છા થાય...પણ ઇચ્છા હોય અને જો રૂચિ ન હોય તો જ્ઞાની પાસે ઝટ જવાય નહિ. મોક્ષની રૂચિવાળાને મોક્ષનો ઉપાય જેમ છે તેમ જાણવામાં આવે....જેમ જેમ જાણવામાં આવે...તેમ તેમ તેને...તે ઉપાયને આચરવાની અભિલાષા થયા જ કરે.

એ અભિલાષામાં પહેલાં શું થાય ? એ અભિલાષામાં પહેલાં એમ થાય કે... આ જ આચરવા લાયક છે. અને આનાથી વિપરીત જે કાંઈ છે તે આચરવા લાયક નથી. તેને આચરવાનું છોડી શકું તેમ છું ? અને જે આચરવા લાયક છે. તેને અત્યારે હું આચરી શકું તેમ છું ? એમ વિચારે....અને એમાંથી એવો નિર્ણય થાય..કે.. છોડવા લાયક બધાયને હું અત્યારે છોડી શકું તેમ નથી. અને આચરવા લાયક બધાયને હું અત્યારે આચરી શકું તેમ નથી. તો મારાથી જેટલું છોડવું શકય છે તેટલું છોડું..અને આચરવા લાયકને શકય એટલું આચરૂં..એવો નિર્ણય કરીને તે જીવ એવા પ્રયત્નમાં લાગી જાય. આ રીતે જીવે જે થોડું પણ છોડવા લાયક..તે છોડયું હોય..અને આચરવા લાયક..તે થોડું પણ આચર્યું હોય.. આચરવા માંડયું હોય..તેમાં વારંવાર એ જ દૃષ્ટિ રમ્યા કરે કે મારા વલણના યોગે હું છોડવા લાયક સર્વને સર્વથા છોડનારો બની જાઉં..અને આચરવા લાયક સર્વને સર્વથા આચરનારો બની જાઉં..અને હું એવો બની જાઉં કે..અને મને એવો સુવર્ણમય અવસર શીઘ્રમેવ પ્રાપ્ત થઈ જાય..આવી દૃષ્ટિ તે જીવ વારંવાર રાખ્યા જ કરે છે.

ગ્રંથી ભેદને ભેદવાની બાબતમાં પહેલી એ વાત છે કે..આત્માના કર્મગ્રંથી રૂપી ગુઢ-રૂઢ-કર્કશ-ગાઢ એક પરિણામને હવે આત્માના અન્ય પ્રકારના પરિણામ વડે

ભેદવાનો છે.. કર્કશ-ગૂઢ-રૂઢ-ગાઢ રૂપ આત્માના પરિણામને ભેદવા માટે..એનાથી અન્ય પ્રકારના પરિણામ વડે ભેદવાનો જ છે. હીરાને કાપવો હોય તો એ માટે હીરાકણીજ જોઈએ..આત્માના પરિણામનો ભેદ પણ પણ આત્માના પરિણામ વિના થઈ શકતો નથી. બીજી વાત એ છે કે..આત્માના જે પરિણામથી કર્મગ્રંથીરૂપ પરિણામ ભેદવાનો છે..તે પરિણામ કર્મગ્રંથી રૂપથી તદ્દન વિપરીત હોવો જોઈએ. કર્મગ્રંથી રૂપથી વિપરીત પરિણામ જેટલો ગાઢ-રૂઢ-કર્કશ-ગૂઢ...એટલે કર્મગ્રંથીરૂપ આત્માનો જેટલો પરિણામ છે તેના કરતાં તેને ભેદનારો આત્માનો પરિણામ વધારે તીવ્ર હોવો જોઈએ. તો જ એ પરિણામથી કર્મગ્રંથીનો ભેદ થાય. હવે પરિણામથીજ પરિણામને ભેદવો છે. તો હવે પરિણામથીજ પરિણામનો અનુભવ કર. પરિણામથીજ પરિણામનો અનુભવ થાય છે. થયો છે. અને થવાનો છે. આના માટે પ્રયત્ન પણ આ જીવનમાંજ કરાય છે. તે અનુભવ એવો હોય છે કે..જે ભાવ આત્મામાં પ્રગટયો હોય..જે ભાવ મનમાં પ્રગટયો હોય..તેનાથી વિપરીત કોટીનો ભાવ જો મનમાં...આત્મામાં...પેદા થઈ જાય. અને એ વિપરીત કોટીનો ભાવ જો જોરદાર બની જાય તો એથી પહેલો પ્રગટેલો ભાવ ભેદાઈ જાવા પામે.

દાનના ભાવથી લક્ષ્મી ઉપરની મૂર્ચ્છા ભેદાય, હવે અત્યારે કાંઈ નહીં..પછી વાત..પછી દાન દેશું..એમ નહિ..બ્રહ્મચર્યના ભાવથી વિષયસુખની અભિલાષા ભેદાય. એ વગેરે સહેલું છે. આ તો સાવ સહેલું..તમોને લાગે છે? લક્ષ્મીની મૂર્ચ્છા અને વિષયસુખની અભિલાષા એ વગેરેના ભાવમાં જીવ અનાદિકાળથી રમતો આવ્યો છે ત્યારે દાનનો અને શિયળનો ભાવ આત્માએ પુરુષાર્થથી પેદા કરવાનો છે. આત્માએ પુરુષાર્થથી પેદા કરેલા દાનના ભાવને અને શિયળના ભાવને આત્મા જો બરાબર જાળવી શકે..અને એને ખૂબ ખૂબ બળવાન બનાવે દઢ બનાવે...અને એમાં જો આત્મા સફળ થાય તો તો દાનભાવથી અને શિયળભાવથી લક્ષ્મીની મૂર્ચ્છાનો ભાવ અને વિષયસુખની અભિલાષાનો ભાવ જરૂર ભેદાવા પામે.

પરિણામો કર્કશ, ગૂઢ રૂઢ અને ગાઢ છે તેને ભેદવાના છે. હવે પરિણામને ભેદવો એટલે પરિણામમાં ઉપજતી અસરને અટકાવીને વિપરીત અસર ઉપજાવી.. છ-છ કલાક કે આઠ આઠ કલાક જ્ઞાન-ધ્યાનના પરિણામ ઉપજે તેને વિપરીત અસર ઉપજાવી કહેવાય. કર્મગ્રંથીરૂપ આત્માના પરિણામ તે ગાઢ રાગ-દ્વેષમય પરિણામ છે. તે આત્મપરિણામ મોહનીય કર્મ કે જે ચાર ઘાતી કર્મમાં વધુમાં વધુ બળવાન છે. એથી જે કર્મમાં આત્માના શુદ્ધ સ્વરૂપને આવરણ કરવાની વધુમાં વધુ શક્તિ રહેલી છે. તે નિમિત્તરૂપે છે. એટલે મોહનીય કર્મજનીત એ પરિણામ બાકીના ત્રણ ઘાતી કર્મના સહાયભાવને પામેલો છે. એ જાતના આત્મપરિણામનું મોહનીયકર્મ નિમિત્ત રૂપે જનક છે. અને ઉપાદાન પોતાનું છે. અને એ પોતાના આત્માના પરિણામને સુસ્થિત રાખવામાં મદદ કરનારા જ્ઞાનાવરણાદિ ત્રણ કર્મો નિમિત્ત રૂપે છે..આવા

આત્મપરિણામને ભેદવાને માટે ઉન્નત બનેલા આત્માએ એવા પરિણામને પેદા કરવા જોઈએ કે જે પરિણામથી સીધે સીધો ઘા મોહનીય કર્મ ઉપર પડે. અને જે પરિણામથી જ્ઞાનાવરણાદિ ત્રણે કર્મો ઉપર ઓછેવધતે અંશે ઘા પડયા વગર રહે નહિ. કર્મગ્રંથી રૂપ આત્મપરિણામમાં શુદ્ધાદિનો જે ગાઢ રાગનો ભાવ રહેલો છે તેને પણ ભેદે અને કર્મગ્રંથીરૂપ આમત્પરિણામમાં ગાંઠ રૂપ..જે દ્વેષનો ભાવ રહેલો છે..તેને પણ ભેદે એવો એ પરિણામ હોવો જોઈએ.

ક્રોધના પરિણામને ભેદવાને માટે અથવા તો ક્રોધ ઉપર વિજય મેળવવાને માટે.. ક્રોધ કેવો ભૂંડો છે..ક્રોધ કેવો અનિષ્ટકારી છે..ક્રોધ કેવો નરકનાં ભેટણાં રૂપ છે..ક્રોધ કેવો ચાર ગતિમાં ભટકાવનારો છે. ક્રોધ તે મારો સ્વભાવ નથી..ક્રોધ તે હું નહિ.. એ વગેરેનો વિચાર કરવો જોઈએ. અને ક્ષમા ભાવ કેવો સુખદાયક છે..કેવો સરળ છે..તે વિચાર કરવો જોઈએ. એ આદિ વિચાર કરતાં કરતાં ક્રોધનો ભાવ ટળતો જાય..અને ક્ષમાનો ભાવ વધતો જાય..પરિણામે ક્રોધનો ભાવ સાવ ટળી જાય. અને ક્ષમાના ભાવમાં આત્મા રમતો બની જાય. એ રીતે ક્ષમાના પરિણામથી ક્રોધના પરિણામને ભેદ્યો..છેદ્યો કહેવાય.

રાગને કારણે જ દ્વેષ પેદા થાય છે. ગૂઢ કહેતાં ઘન અથવા ઘન કહેતાં ગૂઢ... ગાઢ...એવો રાગ-દ્વેષનો પરિણામ કર્મગ્રંથીનું લક્ષણ છે. હવે રાગ હોવાનાં કારણે જેના ઉપર રાગ હોય ...તેનાથી જે પ્રતિકૂળ તેના ઉપર દ્વેષનો ભાવ પ્રગટે. અણગમો એ પણ એક દ્વેષનો પ્રકાર છે. હવે જીવે વિષય અને કષાયની અનુકૂળતામાં જે સુખ માનેલું છે..અને વિષય-કષાયની પ્રતિકૂળતામાં જે દુઃખ માનેલું છે..એમ જે સુખઃદુખ માનેલું છે..તે રાગ અને દ્વેષ છે. વિષય-કષાયની અનુકૂળતાના રાગને અને વિષય-કષાયની પ્રતિકૂળતાના દ્વેષને ''વોસીરાવી'' તેને તજવાનો ભાવ અપૂર્વકરણમા જ હોય છે.

અપૂર્વકરણને પ્રગટાવવાને માટે જીવે વિષય અને કષાયની અનુકૂળતાનો રાગ કેટલો બધો ભૂંડો છે..તે રાગ કેટલો બધો નુકસાનકારક છે..તેનો વિચાર કરવો જ જોઈએ. હવે જીવ જો વિચાર કરે તો..તે જીવને એમજ લાગે... પહેલા ધડાકે એમ લાગે..કે હિંસા-જુઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ આદિ પાપનું મૂળ જ જીવને વિષય-કષાયની અનુકૂળતાનો રાગ છે. જીવો પ્રાયઃ પાપને આચરે છે..અને જીવો પ્રાયઃ દુઃખને જ વેદે છે..એ સાટે વિષય-કષાયની અનુકૂળતાના આવા રાગ ઉપર અને એ રાગના યોગે પ્રગટતા દ્વેષ ઉપર નફરત આવવી જ જોઈએ.

આ રાગ જ મારો મોટામાં મોટો શત્રુ છે...દુશ્મન છે...એવો દૃઢ નિર્ણય થઈ જાય...અને એથી એમ જો થઈ જાય કે....વિષય-કષાયની અનુકૂળતાનો રાગ તજવા જેવો જ છે..અને જો એમ થઈ જાય તો અપૂર્વકરણ છેટે રહી શકે જ નહિ.

આવો અનુપમ ખ્યાલ પેદા કરવાથી..જેના વડે રાગ-દ્વેષની ગાંઠ ભેદાઈ જાય

એવો પરિણામ પેદા થયા વિના રહે નહિ. જીવને એમ જ થઈ જાય..કે મારે હવે એવી દશાને પ્રાપ્ત કરવી જ જોઈએ કે જેથી મારામાં રાગ–દ્વેષ રહે નહીં અને ક્રમેક્રમે હું વીતરાગભાવને પ્રાપ્ત થાઉં. એવા ભાવવાળો ભાવ જન્મે..આનું નામ અપૂર્વકરણ.

હવે તેના પછી અનિવૃત્તિકરણ..તેના ભાવભેદ ઘણાં છે..તે અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૨૩

સં. ૨૦૧૪ના આસો વદ ૧૧, શુક્રવાર, તા. ૬–૧૧–૫૮

**ધર્મના રાગને..અને પાપના દ્વેષને..કેળવવાથી...**
**જીવ..પાપમુક્ત બનીને..ધર્મમય બનીને..**
**સર્વથા મુક્ત થઈ શકે છે.**

અનંતજ્ઞાનનો ધણી આત્મા પોતાના દ્રવ્ય સ્વભાવના લક્ષે એક ક્ષેત્ર અવગાહીને બંધાયેલા કર્મનાં દળીયા, તે કર્મના દળીયાને..રસને..ટાળવાનો પ્રયત્ન જો કરે..તો કર્મગ્રંથી ભેદાઈ જતાં..રસ સુકાઈ જતાં..પોતે પોતાના સ્વરૂપ સન્મુખ થતાં..પોતે પોતાના અસલી સ્વરૂપને પામી જાય.

સ્વરૂપને પામ્યા પહેલાં જીવ કેવી યોગ્યતાવાળો હોય..વિશુદ્ધ યથાપ્રવૃત્તિકરણમાં આવ્યા પછી અપૂર્વકરણમાં કેવી રીતે પ્રવેશ કરે છે....તે બન્ને કરણની વાત કરી.. હવે..અપૂર્વકરણમાં આવ્યા પછી અનિવૃત્તિકરણમાં જીવ કેવી રીતે પ્રવેશ કરે તેની વાત સમજાવાય છે:

ધર્મના વિષે રાગને કેળવવો..અને પાપને છોડવાનો પ્રયત્ન કરવો..રાગ–દ્વેષ હોય છે..એવું લાગ્યા માત્રથી જીવ કાંઈ સર્વથા રાગ–દ્વેષથી મુક્ત થઈ શકતો નથી. પણ ધર્મના રાગને અને પાપના દ્વેષને કેળવવાથી જીવ પાપમુક્ત બનીને..ધર્મમય બનીને જીવ સર્વથા મુક્ત થઈ શકે છે. રાગ–દ્વેષને મૂળમાંથી ઉખેડી નાખવાનો ઉપાય બતાવનાર શ્રી જિનવચન પર એવો સરસ રૂચિભાવ પ્રગટે..કારણ કે અપૂર્વકરણને પામેલો જીવ..પછી તુરત જ અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. અને પછી તે અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરીને તેને પામે છે.

એ અનિવૃત્તિકરણ નામનો પરિણામ એવો છે કે એ પરિણામ દ્વારાએ આત્માનો સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યા વિના રહે નહિ...એ પરિણામ આત્માના સમ્યક્રૂપ પરિણામને પેદા કર્યા વિના રહેતો જ નથી. જીવ જ્યારે પોતે પોતાના ઉપાદાનથી સમ્યક્ત્વને પ્રગટ કરે ત્યારે નિમિત્તરૂપે આવો જ પરિણામ હોય છે.

અનિવૃત્તિકરણને અનિવૃત્તિકરણ કેમ કહેવાય છે? સમ્યગ્દર્શન ગુણને સ્વયં ઉપાદાનથી પ્રગટ કરનારો જીવ યથાપ્રવૃત્તિકરણ દ્વારા કર્મ સ્થિતિ ઘણા અંશે ખપી જવાના યોગે લઘુકર્મ સ્થિતિ વાળો બનતાં ગ્રંથી દેશે આવે છે...અને એ પછીથી પોતાના પુરુષાર્થ બળ વડે અપૂર્વકરણને પેદા કરીને એ જીવ કર્કશ, ગાઢ, ગૂઢ, રૂઢ એવી ગહન રાગ-દ્વેષના પરિણામ રૂપ કર્મગ્રંથીને ભેદી નાખે છે. એમ કર્મગ્રંથી ભેદાઈ ગયા પછીથી એ જીવમાં જે પરિણામ પેદા થાય છે..તે પરિણામ અનિવૃત્તિકરણ નામથી ઓળખાય છે, કારણ કે એ પરિણામને પામેલો જીવ સમ્યક્ત્વના પરિણામને પામ્યા વિના પાછો હઠતો નથી.

અહીં કોઈ પ્રશ્ન કરે..કે..શું અપૂર્વકરણને પામેલો જીવ સમ્યક્ત્વના પરિણામને પામ્યા વિના પાછો હઠે ખરો? ખુલાસો એ છેકે જીવ અપૂર્વકરણને પામેલો જીવ સમ્યક્ત્વના પરિણામને પામ્યા વિના પાછો હઠી જાય છે..એવું તો બનતું જ નથી. પણ અપૂર્વકરણ પછી તુરત જ એ જીવ સમ્યગ્દર્શનના પરિણામને પામી જાય એવું પણ બનતું નથી. અપૂર્વકરણથી અનંતર એવો સમ્યગ્દર્શનનો પરિણામ નથી.

હવે પરિણામ એટલે આત્માનો અધ્યવસાય. અપૂર્વકરણ દ્વારા જીવે કર્કશ-ગાઢ-ગૂઢ-રૂઢ એવા રાગ દ્વેષના પરિણામને ભેદી નાખ્યા..એટલે કર્મ ગ્રંથીને તો ભેદી નાખી.. પણ હજી મિથ્યાત્વ મોહનીયનો વિપાકોદય તો ચાલુ જ છે..અને જ્યાં સુધી જીવને મિથ્યાત્વ મોહનીયનો વિપાકોદય ચાલુ હોય ત્યાં સુધી જીવમાં સમ્યગ્દર્શનનો, પરિણામ પ્રગટી શકતો નથી. જીવ જ્યારે સમ્યક્ત્વના પરિણામમાં વર્તતો હોય ત્યારે જીવને મિથ્યાત્વ મોહનીયનો વિપાકોદય હોય જ નહિ. અને જો મિથ્યાત્વ મોહનીયનો વિપાકોદય થઈ જવા પામે તો જીવનો સમ્યક્ત્વ પરિણામ ચાલ્યા ગયા વિના રહેજ નહીં.

એટલે અપૂર્વકરણ દ્વારાએ ગહન એવા રાગ-દ્વેષના પરિણામ સ્વરૂપ કર્મગ્રંથીને ભેદી નાખનારો બનેલો જીવ અનિવૃત્તિકરણ દ્વારાએ પોતાની એવી અવસ્થાને પેદા કરે છે કે જે અવસ્થામાં એ જીવને કાંતો મિથ્યાત્વ મોહનીયનો ઉદય સર્વથા ન હોય... અને કાંતો મિથ્યાત્વ મોહનીયનો વિપાકોદય ન હોય...જીવની આવી અવસ્થા અપૂર્વકરણથી પેદા થઈ શકતી નથી. પણ જીવની આવી અવસ્થા અપૂર્વકરણે પોતાને કરવાનું કાર્ય કરી લીધા પછી જીવમાં જે ઘણા ઊંચા-શુભ-ઉજ્જવળ પરિણામ પ્રગટે છે તેનાથી જ પેદા થઈ શકે છે. તેથી તેવા પરિણામોને અનિવૃત્તિકરણ પરિણામ તરીકે ઓળખાવવામાં આવે છે.

હવે અનિવૃત્તિકરણના કાળમાં જીવ કેવા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરે છે..તેને પણ જુઓ..સાંભળો..અને નિર્ણય કરો. અનિવૃત્તિકરણ દ્વારા..અનિવૃત્તિકરણના કારણમાં આત્મા કેવા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરે છે..તે જુઓ. હવે અનિવૃત્તિકરણના કાળ દરમ્યાનમાં એટલે એક અંતર્મુહૂર્તમાં અનાદિ મિથ્યાદષ્ટિ એવો જીવ અનિવૃત્તિકરણ દ્વારાએ એ કામ કરે છે કે..એ કાળ દરમ્યાનમાં મિથ્યાત્વ મોહનીયના કર્મના દળીયા જેટલા ઉદયમાં આવે તે બધાય દળીયાને ખપાવી નાખે..ખપાવી નાખે એટલું જ નહીં પણ અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્ત પછીના..અંતર્મુહૂર્તમાં મિથ્યાત્વ મોહનીયના જે દળીયા ઉદયમાં આવવાના હોય તે દળીયાની સ્થિતિને જો ઘટાડી શકાય તેમ હોય તો એ દળીયાની સ્થિતિને ઘટાડી દઈને અને તે દળીયાઓને અનિવૃત્તિકરણના કાળમાં ઉદયમાં લાવી દઈને તે દળીયાને પણ અનિવૃત્તિકરણ દ્વારાએ ખપાવી નાખે છે. પણ પછીના અંતર્મુહૂર્તમાં ઉદયમાં આવનારા મિથ્યાત્વ મોહનીયનાં દળીયા એવા પણ હોય છે કે જે દળીયાની કાળ સ્થિતિને એવી રીતે ઘટાડી ન પણ શકાય. એવું હોય તો એવા દળીયાની સ્થિતિને એ જીવ પોતાના અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્તના કાળ દરમ્યાનમાં એવા બનાવી દે છે કે જેથી કમથી કમ એ દળીયા અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્ત કાળ પછીના અંતર્મુહૂર્તમાં તો ઉદય આવે જ નહિ. આ રીતે એ જીવ પોતાના અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્ત દરમ્યાનમાં એ અંતર્મુહૂર્ત પછીના અનંતર એવા અંતર્મુહૂર્તને એવું દબાવી દે છે કે જેમાં મિથ્યાત્વ મોહનીયના દલીકોનો ન તો વિપાકોદય હોય કે ન તો પ્રદેશોદય હોય.

હવે વિપાકોદય અને પ્રદેશોદય કોને કહેવાય તે સમજાવે છે. પોતાના ફળને પેદા કરવાના સામર્થ્યવાળા કર્મદલીકોના ઉદયને વિપાકોદય કહેવાય છે. અને પોતાના ફળને પેદા કરવાના સામર્થ્યથી હીન બની ગયેલાં કર્મ દલીકોના ઉદયને પ્રદેશોદય કહેવાય છે. આ ઉપરથી તમે સમજી શકયા હશો કે જીવ અનિવૃત્તિકરણના કાળ દરમ્યાનમાં જીવ ત્રણ કામ કરે છે. એક તો એ કે અંતર્મુહૂર્તમાં સ્વતઃ ઉદયમાં આવે એવા મિથ્યાત્વ મોહનીયના દળીયાઓને ખપાવે છે..ગુણશ્રેણિ નિર્જરા કરે એ બીજું... પછીના અંતર્મુહૂર્તમાં ઉદયમાં આવનારા મોહનીય કર્મના જે દલીકોની સ્થિતિને ઘટાડી શકાય તેમ હોય તો દલીકોની સ્થિતિને ઘટાડીને ઉદયમાં આણીને તે દલીકોને ખપાવે છે. અને ત્રીજું પછીના અંતર્મુહૂર્તમાં આવનારા મિથ્યાત્વ મોહનીયના જે દલીકો તેની સ્થિતિને જો ઘટાડી શકાય એવું ન હોય તો જીવ મિથ્યાત્વ મોહનીયના એ દલીકોની સ્થિતિને એવા પ્રકારની બનાવી દે છે કે..જેથી કમથી કમ એ દળીયા અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્ત પછીના અંતર્મુહૂર્તમાં તો તે ઉદયમાં આવે જ નહીં. આમ આ જીવ અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્ત કાળમાં ત્રણ કામ કરે છે.

હવે મિથ્યાત્વ મોહનીયના દલીકોનો જ્યારે પ્રદેશોદય કે વિપાકોદય ન હોય ત્યારે અનંતાનુબંધી ક્રોધ–માન–માયા–લોભનો પણ પ્રદેશોદય કે વિપાકોદય ન હોય.

એક મિથ્યાત્વ મોહનીય અને અનંતાનુબંધી કષાયના જેમાં પ્રદેશોદય કે વિપાકોદય ન હોય એવા એક અંતર્મુહૂર્તને માટે જરૂરી એવી સઘળીય તૈયારી જીવ અનિવૃત્તિ કાળના કરણમાં જ કરી લે છે. અને એ પછીથી તુરત જ મિથ્યાત્વ મોહનીય અને અનંતાનુબંધીના દલીકોના ઉદયથી રહિત થતાં અંતર્મુહૂર્તની પ્રાપ્તિ થાય છે. તેનું બીજું નામ ઉપશમ સમકિત. ઉપશમ સમકિત પરિણામવાળા એ અંતર્મુહૂર્તને પામે છે. આ અંતર્મુહૂર્તની પ્રાપ્તિ તેનું નામ જ ઉપશમ સમ્યક્ત્વ.

ઉપશમ સમ્યક્ત્વ પરિણામવાળાને..અંતર્મુહૂર્તને અંતઃકરણ કહેવામાં આવે છે. અનિવૃત્તિકરણના અંતર્મુહૂર્તથી અનંતર એવું જે અંતઃકરણનું અંતર્મુહૂર્ત....એ અંતઃકરણના પહેલા સમયે જીવ ઉપશમ સમ્યક્ત્વરૂપી આત્મપરિણામનો સ્વામી બને છે.

આ વાતને દષ્ટાંત દ્વારા રાંઢવા જેવી કરીને સમજાવે છે. વનમાં સળગતો દાવાનળ આખાય વનપ્રદેશને બાળી નાખનારો હોય..પરંતુ વન પ્રદેશનો જે ભાગ આદિથી રહિત બની ગયેલો હોય અથવા તો વન પ્રદેશના જે ભાગને ઘાસ આદિથી રહિત બનાવી દેવાયો હોય તે વનપ્રદેશનો ભાગ એ દાવાનળથી અસ્પૃશ્ય રહેવા પામે છે. કારણ કે અગ્નિના યોગે સળગી ઉઠે એવી કોઈ સામગ્રી તે વન પ્રદેશના ભાગમાં નથી. હવે ઉપશમ સમ્યક્ત્વરૂપી આત્મ પરિણામને પામનારો જીવ એક અંતર્મુહૂર્તને માટે વન પ્રદેશના ભાગ સમું બનાવી દીધેલું હોવાથી અને એથી એ અંતર્મુહૂર્ત દરમ્યાનમાં જ્યાં સુધી તે જીવ અનંતાનુબંધી કષાયના ઉદયવાળો બનતો નથી ત્યાં સુધી તે જીવને દર્શન મોહનીય કર્મ પ્રકૃત્તિનો કોઈ ઉદય હોતો નથી.

સમ્યક્ત્વના પરિણામને પામનારો દરેક મિથ્યાદષ્ટિ જીવ આવી જ રીતે પ્રથમ ઉપશમ સમ્યક્ત્વના પરિણામને પામે છે. અનાદિ મિથ્યાદષ્ટિ જીવ જ્યારે પ્રથમ જ ઉપશમ સમ્યક્ત્વને પામે છે ત્યારે અપૂર્વકરણ દ્વારા કર્મગ્રંથી ભેદે. યથા પ્રવૃત્તિકરણ દ્વારા કર્મગ્રંથી પ્રદેશે આવ્યાં પછી અપૂર્વકરણ દ્વારા કર્મગ્રંથીને ભેદી પછી અનિવૃત્તિ કરણમાં આવે છે. અને તે ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. ઉપશમ સમ્યક્ત્વના અંતર્મુહૂર્તના કાળમાં...ઉપશમ સમ્યક્ત્વના કાળમાં....સત્તાગતે રહેલાં મિથ્યાત્વના દળીયા છે....તેના જીવ ત્રણ પૂંજ કરે છે. સત્તામાં રહેલાં મિથ્યાત્વ મોહનીયના દળીયાના ત્રણ પૂંજ બનાવી દે છે. મિથ્યાત્વ મોહનીયના સત્તાગત પૈકી દળીયાને મિથ્યાત્વ મળથી જેટલા શુદ્ધ બનાવી શકાય તેટલા શુદ્ધ બનાવી લે છે. અને બાકીના રહેલા મિથ્યાત્વના દળીયા જેટલા શુદ્ધાશુદ્ધ બનાવી શકાય તેટલા અર્ધશુદ્ધ તેઓ બનાવી લે છે. બાકીના અશુદ્ધ રહે છે. એમ ત્રણ પૂંજ બનાવી લે છે.

જે શુદ્ધ પૂંજ છે તેને સમકિત મોહનીયના દળીયા તરીકે ઓળખાવાય છે. જે શુદ્ધાશુદ્ધ પૂંજ છે તેને મિશ્રમોહનીય તરીકે ઓળખાવાય છે. અને જે અશુદ્ધ પૂંજ છે. તેને મિથ્યાત્વ મોહનીય તરીકે ઓળખાવાય છે. આ ત્રણમાંથી સમકિત મોહનીયના

શુદ્ધ પૂંજને જીવ ઉદયમાં લાવે છે. તે શુદ્ધ પૂંજ રૂપ સમકિત મોહનીયનો જે ઉદય....તેના અસરવાળો....જીવનો જે પરિણામ...તે પરિણામને ક્ષયોપશમ સમ્યક્ત્વરૂપ આત્મપરિણામ કહેવાય છે. ઉપશમ સમ્યક્ત્વના કાળમાં એ રીતે એ જીવે ત્રણ પૂંજ કરી લીધા. ત્યારબાદ એ ત્રણ પૂંજમાંથી જીવને સમકિત મોહનીય કર્મનો ઉદય થાય છે. અને તે ક્ષયોપશમ સમ્યક્ત્વને પામી જાય છે. અને ચોથા ગુણસ્થાનકે અટકી જાય છે. તે ત્રણ પૂંજમાંથી મિશ્ર મોહનીય રૂપ શુદ્ધાશુદ્ધ પૂંજનો ઉદય થાય તો મિશ્ર ગુણસ્થાને એટલે ત્રીજા ગુણસ્થાને આવી જાય છે, તે ત્રણ પૂંજમાંથી મિથ્યાત્વ પૂંજનો ઉદય થાય તો પહેલાં ગુણસ્થાને આવી જાય છે. તેને પડવાઈ મિથ્યાદષ્ટિ કહેવાય છે.

આમ અનાદિનો મિથ્યાદષ્ટિ જીવ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વને પામે છે. પછી ત્રણ પૂંજ કરે છે. અને તે પછી ક્ષયોપશમ સમ્યક્ત્વને પામે....પછી જિનેશ્વર ભગવંતના ચરણે જીવ ક્ષાયક સમ્યક્ત્વને પામી જાય છે. ઉપશમ સમ્યક્ત્વમાંથી ક્ષયોપશમ સમ્યક્ત્વ આવ્યું...તેની વાત કરી હવે ક્ષયોપશમ સમ્યક્ત્વમાંથી ક્ષાયક સમ્યક્ત્વ કેવી રીતે આવે છે તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૨૪

સં. ૨૦૧૪ના આસો વદ ૧૧ા, શુક્રવાર, તા. ૭-૧૧-૫૮.

**હું માત્ર સ્વાનુભવગમ્ય છું....**
**એવો વિકલ્પ પણ અંત સમયે છુટી જતાં....**
**સ્વાનુભવમાં લીન થતાં...**
**નિર્વિકલ્પ સમ્યગ્દર્શનને પામી જાય છે.**

રાજા સમાન આત્મા પોતે....પોતાનું કલ્યાણ કરવાના લક્ષે એક ક્ષેત્ર અવગાહીને રહેલા કર્મના ચીકણા રસ...અને તે જે ભાવે બંધાયા છે...તે ભાવ ટાળવા માટે તેના ઉપર બળ-વીર્યની પ્રેરણા કરતાં તે રસ અને ભાવ ટળી જતાં જીવ ઉપશમ સમ્યક્ત્વને પામી જાય.

અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ પ્રથમ ઉપશમ સમ્યક્‌ત્વનો પામે અને ઉપશમ સમ્યક્‌ત્વ અંતર્મુહૂર્તના કાળમાં તે જીવ ત્રણ પુંજ કરે....ઉપશમ સમ્યક્‌ત્વી જીવ પોતે પોતાના અનુભવમાં મગ્ન છે ત્યાં અંદરમાં પુંજ થયા કરે છે. નિમિત્ત નૈમિત્તિકની અપેક્ષાએ તે જીવ ત્રણ પુંજ કરે છે..એમ કહેવાય. અને પછી તે જીવ ક્ષયોપશમ સમ્યક્‌ત્વને પામે..અને પછી જિનેશ્વરદેવના ચરણે ક્ષાયક સમ્યક્‌ત્વને પામે. એટલે તત્ત્વ વિચારમાં લીન..અખંડ અભેદ–આત્મવિચારમાં લીન શ્રી મહાવીરદેવના સમવસરણની અંદર પોતાના પરિણામોની ઉજ્જવળતા કરી રહ્યો છે. સમ્યગ્‌દર્શનપૂર્વક પોતાના સામ્યભાવમાં લીન થાય છે. અને શુભભાવને વધારે છે. મંદકષાયની પરિણતીમાં જે વિશુદ્ધતા વધી તે વિશુદ્ધતામાં ગર્ભિત એવા શુદ્ધ પરિણામોને તે વધારે છે. ઉજ્જવળ પરિણામો વર્ધમાન થતા જાય છે. બીજીવાર યથા પ્રવૃત્તિકરણ–અપૂર્વકરણ–અનિવૃત્તિકરણ આદિ ત્રણ કરણ ક્રમથી કરીને મિથ્યાત્વ દ્રવ્યને મિશ્ર મોહનીરૂપ કરી.. મિશ્ર દ્રવ્યને સમ્યક્‌ત્વ મોહનીયરૂપ કરી..તેની સ્થિતિને ઘટાડતો ઘટાડતો..આગળ વધતાં પોતાના સ્વભાવમાં પ્રવેશ કરતાં દર્શનમોહનીય કર્મના સર્વ દળીયાને સત્તામાંથી હટાવી દઈને અત્યંત નિર્મળ ક્ષાયક સમ્યક્‌ત્વી થાય છે. આવો નિર્મળ ક્ષાયક સમ્યક્‌ત્વી જીવ..તે જ ભવે કે ત્રીજા ભવે મોક્ષને પામે.

વિશુદ્ધ યથા પ્રવૃત્તિકરણવાળી દશામાં જીવને શું થાય છે તે સમજાવે છે.. એ જીવને તે વિશુદ્ધ યથા પ્રવૃત્તિકરણમાં ચાર આવશ્યક છે. એક તો એ..કે..સમયે સમયે તેના ભાવો વિશુદ્ધ થતા જાય છે. તેમાં ગર્ભિતપણે શુદ્ધતા રહેલી છે. બીજું સમયે સમયે કર્મોની સ્થિતિ ઘટતી જાય છે. ત્રીજું સમયે સમયે સાતાવેદનીય આદિ પ્રકૃતિનો ગોળ–ખાંડ–સાકર–અમૃત સમાન રસ બાંધે છે. તથા ચોથું અસાતાવેદનીય પાપ પ્રકૃતિનો રસ હળાહળ ઝેર સમાન હતો તે કાંજીરૂપ બની જાય છે. ખરેખર વિશુદ્ધ ભાવોનો આટલો બધો પ્રભાવ હોય છે. યથાપ્રવૃત્તિકરણમાં સંભવિત એવી વિશુદ્ધિ કરીને અપૂર્વકરણમાં પ્રવેશ કરે છે. ત્યાં એ ચાર આવશ્યક હોય છે.

અપૂર્વકરણ એટલે..જે અધ્યવસાયની પહેલાં કદી નહીં કરેલી એવી ગુણ શ્રેણી નિર્જરા–સંક્રમણ–સ્થિતિઘાત–અને રસઘાત એવા ચાર આવશ્યક થઈ શકે..એવા નવિન અધ્યવસાયોનું નામ અપૂર્વકરણ છે. જીવને પોતાના દુષ્ટ કર્મથી ઉત્પન્ન થયેલ કઠોર–કર્કશ–ગાઢ–રૂઢ–ગૂઢ અને લાંબા સમયથી ઉગેલ વાંસની ગુપ્ત ગાંઠ જેવી..દુઃખે કરીને ભેદી શકાય એવી..પૂર્વ નહીં ભેદાયેલી એવી રાગ–દ્વેષના પરિણામરૂપ ગ્રંથી છે તેને કર્મગ્રંથી કહે છે. આ ગ્રંથીને ભેદી નાખવી તે અપૂર્વકરણનું ફળ છે. ત્યાર-પછી અનિવૃત્તિકરણના પરિણામોમાં પ્રવેશ કરે છે. ત્યાં તેના ભાવોની શક્તિ તરવારની ધાર સમાન તિક્ષ્ણ થઈ જાય છે. પરિણામોની એટલી ઉજ્જવળતાની જરૂર છે.. આવશ્યક્તા છે.

હવે વિચારો..પરિણામોની જેટલી ઉજ્જવળતાની આવશ્યકતા છે...તેટલી

પરિણામોની ઉજ્જવળતા પ્રત્યેકે પ્રત્યેક જીવે પ્રાપ્ત કરવી પડે છે..એટલી જોરદાર..બલિષ્ટ શકિત વિના અનાદિ શત્રુ જીતી શકાતો નથી. અપૂર્વકરણની જેમ..અનિવૃત્તિકરણમાં પણ ચાર આવશ્યક હોય છે. ગુણશ્રેણી-નિર્જરા સમયે સમયે અસંખ્યાતગુણી કર્મ વર્ગણા ખરી પડે છે..જીવ તેને ખેરવે છે..એમ વ્યવહારથી કહેવાય છે. અને પોતાની સમાન કર્મ પ્રકૃત્તિઓની સ્થિતિ ઘટી જવી તે સ્થિતિખંડન. અસાતાવેદનીય પાપ પ્રકૃત્તિનો રસ સુકાઈ જવો તે રસખંડન. આ જાતિના પરિણામમાં પરિણમતો જીવ એવો જીવ પોતાના આત્મા ઉપર ઉપયોગને કેન્દ્રિત કરે છે. ત્યાં પોતાના ધ્યાનને જોડીને..હું માત્ર સ્વાનુભવગમ્ય છું..એવો વિકલ્પ પણ અંતસમયે છૂટી જતાં..સ્વાનુભવમાં લીન થતાં..નિર્વિકલ્પ સમ્યગ્દર્શનને પામી જાય છે.

પછી ઉપશમ સમ્યક્ત્વમાંથી ક્ષયોપશમ સમ્યક્ત્વમાં આવે તે જીવ ક્ષયોપશમ સમ્યક્ત્વમાંથી ક્ષાયક સમ્યક્ત્વમાં આવે તે જીવ ત્રીજા ભવે કે તે જ ભવે મોક્ષે જાય. અને વધારેમાં વધારે પંદરમે ભવે. (ક્ષયોપશમ સમ્યક્ત્વને ટકાવી રાખે તો) મોક્ષે જાય. ભવ કરવાના ભાવ જ્યાં પડ્યા છે ત્યાં સોએ સો ટકા ભવ નહીં..પણ અનંતા-ભવ પડ્યા છે. પણ જ્યાં ભવ કરવાના ભાવ નથી. ત્યાં સમ્યક્ત્વ થતાં વધારેમાં વધારે પંદરમાં ભવે મોક્ષે જાય. માટે ભાઈ ભવ કરવાનાં ભાવને કાઢી નાખ. આવા સમ્યક્ત્વને પામેલા જીવો કેવા હોય દૃષ્ટાન્ત આપીને સમજાવે છે.

દૃષ્ટાંત..પ્રથમ આદિનાથ ભગવાનના સો પુત્રોમાંથી ભરતની વાત કરીએ. એ ભરત સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવીને આવ્યા છે. અને તે ક્ષાયક સમ્યગ્દર્શન લઈને આવ્યા છે. (સર્વાર્થસિદ્ધ વિમાનમાં બધાય આત્માઓ ક્ષાયક સમ્યગ્દર્શનને પામેલા જ હોય છે.) એવા ભરતના આંગણે છન્નુ ક્રોડ પાયદળ લશ્કર હતું. ચૌદ રત્નો હતાં. અને તેને છ ખંડની સાહ્યબી હતી. પણ તે પોતે પોતાનાં અંતરમાં તે છ ખંડનો સ્વામી થતો નથી. ભરતરાજ ચોસઠ હજાર રાણીઓનો સ્વામી હતો..પણ તે પોતાના અંતરમાં તેનો સ્વામી કે ધણી થતો નથી. ભરત ચક્રવર્તિ એમ સમજે છે કે..મારો સ્વભાવ જ્ઞાન છે..દર્શન છે..નિર્વિકલ્પ છે. અનંત જ્ઞાનમય છે...જ્ઞાનાનંદરૂપ છે..હું જ્ઞાનાદિક અનંત ગુણોનો ધણી છું. એવો આત્મા હું પરચીજો કે પરપદાર્થનો સ્વામી ક્યાંથી હોઈ શકું ? હું તો મારા ત્રિકાળી અખંડ સ્વભાવનો સ્વામી છું..નાથ છું.. ધણી છું.. છ ખંડના રાજ્યમાં ઉભા છે છતાં આવું ભાન સમયે સમયે નિરંતર વર્તતું હતું.

રાજ્ય પ્રત્યેનો અલ્પ રાગ છે. રાગ તો છે ખરો..જો એટલો ય રાગ ન હોત તો તે રાજ્યમાં પોતે ઉભા ન હોત..ઉભા ન રહેત..પરંતુ એકલા ય રાગના પોતે સ્વામી થતા ન હતા..ચોસઠહજાર રાણીઓ..છન્નુ ક્રોડ પાયદળ બે હાથ જોડી સામે ઉભા હોય તથા છ ખંડનું રાજ્ય હોવા છતાં તેનો ધણી તે થતો નથી. હું એનો અને

એ મારાં..એવો વિકલ્પ પણ આવતો નથી. એટલાય રાગના સ્વામી પોતે થતા નથી. બાહ્ય પદાર્થનું ધણીપણું થતું નથી. (પ્રશ્ન એટલો થાય કે રાગ કાઢતાં શું ૮૩ લાખ પૂર્વ સુધી વાર લાગી? ભાઈ..રૂચિને અને રાગને એકતા રહી નથી. પરંતુ આયુષ્ય લાંબુ છે તેથી સંસારમાં રહ્યા છે. ઋષભદેવ ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી એક લાખ પૂર્વમાં એક હજાર વર્ષ ઉણા એટલો કાળ સુધી કેવળજ્ઞાન પર્યાયમાં વિચરવું પડયું હતું. કારણકે તે પ્રભુને પણ હજી ચાર અઘાતી કર્મ બાકી છે. જો કેવળજ્ઞાન થતાં જ મોક્ષ થતો હોય તો કેવળજ્ઞાન પર્યાયમાં વિચરત નહિ. પણ કેવળજ્ઞાન થયા પછી આયુષ્ય લાંબુ હોય તો કેવળજ્ઞાન પર્યાયમાં કેવળીઓને વિચરવું પડે છે.) આટલી સાહ્યબી છે છતાં ભરત ચક્રવર્તિ એમ માને છે કે એક રજકણ પણ મારૂં નથી. પુણ્યનો ભાવ તે પણ મારૂં સ્વરૂપ નથી. મારૂં સ્વરૂપ તો પરમ-પવિત્ર-અખંડ-અભેદ-નિરાકુળ છે. એવું ભાન ક્ષાયક સમ્યક્ત્વી એવા ભરત ચક્રવર્તિને નિરંતર વર્ત્યા જ કરે છે. તેથી તેને સંસારવર્ધક કર્મનો બંધ થતો નથી. ૮૩ લાખ પૂર્વ સુધી સંસારમાં રહ્યા છતાં સંસારવર્ધક કર્મનો બંધ થતો નથી. જરૂર અલ્પ અસ્થિરતા છે. તેથી અલ્પ બંધ થાય છે.

સમ્યગ્દષ્ટિને અલ્પ રાગ છે..પરંતુ સ્વભાવના સદ્ભાવ સહિત રાગનો નકાર જ્ઞાનમાં ઉભો છે. એટલો જે રાગ છે..તેને પોષવાનો ભાવ નથી. તેમાં પડયા રહેવાનો પણ ભાવ નથી. પરંતુ સ્વભાવના સદ્ભાવ સહિત એ અલ્પ રાગનો નકાર જ્ઞાનમાં ઉભો છે. તેથી તેને નિર્જરાનું કારણ બને છે. આને માનો કે આને ન માનો..પણ આજ અનુભવ અંદરમાં વર્તે છે. જુઓ..સમજો..

ભરત ચક્રવર્તિ અને બાહુબલિ તે બન્ને વચ્ચે લડાઈ થઈ છતાં બન્નેને આત્માનું ભાન વર્તે છે. બન્ને સમ્યગ્દષ્ટિ આત્માઓ છે. એટલું જ નહીં પણ એ બન્ને ક્ષાયક સમ્યગ્દષ્ટિ આત્માઓ છે. અને તે બન્ને આત્માઓ સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી આવ્યા છે. ઋષભદેવ ભગવાનનો આત્મા, ભરતનો આત્મા, બાહુબલિનો આત્મા, બ્રાહ્મીનો આત્મા અને સુંદરીનો આત્મા એ પાંચેય આત્માઓ સર્વાર્થસિદ્ધ વિમાન-માંથી ચ્યવીને આવ્યા છે. આ પાંચેય આત્માઓ તદ્ભવ મોક્ષગામી જીવો છે. ચરમ-શરીરી આત્માઓ છે.

ભરતે બાહુબલિને મારવા ચક્ર મૂકયું ત્યાં બીજા જોનારને એમ લાગે કે આને કેટલો અહંકાર છે. પણ તેને મિથ્યાત્વરૂપ અહંકારનો એક અંશ પણ નથી. તેથી અનંતો અહંકાર તેમને નાશ થઈ ગયો છે. બન્ને મહાન યોદ્ધા છે. બાહુબલિજી કામદેવ સમાન છે..પુણ્યમાં પણ જબરા છે, અને બળમાં પણ જબરા છે. વળી તે બન્ને આત્માઓ ચરમ શરીરી છે..તેજ ભવે મોક્ષે જવાના છે. બીજો ભવ તેમને થવાનો નથી. ભરત ચક્રવર્તિ પોતાના ભાઈ બાહુબલિજીને કહે છે કે હું છ ખંડનો

અધિરાજ છું. (વ્યવહારમાં એમ કહેવાય છે કે પાણીનો લોટો લાવ..પણ ખરી રીતે જોતાં તો લોટો ત્રાંબા-પીત્તળ વિ.નો છે. પાણીનો નથી..પણ વ્યવહારમાં એમ ન કહેવાય કે પેલા પિત્તળના લોટામાં ફલાણા કુવાનું પાણી ભરીને લાવ. વ્યવહારમાં તો એમજ બોલાય કે પાણીનો લોટો લાવ.) માટે છ ખંડમાં રહેલા રાજાઓએ મારી આણ સ્વીકારી છે માટે તમે પણ મારી આણ સ્વીકારો. અને તમારૂં રાજ કરો. છ ખંડમાં કોઈપણ રાજા મારી આણ સ્વીકારે નહિ...કોઈપણ રાજા આણ સ્વીકારવામાં બાકી રહી જાય..તો તે ચક્રવર્તિ ન કહેવાય. એટલે મારી આણ માનો..અને મને માન આપો. ત્યારે બાહુબલિ કહે છે કે તારી આણ (આજ્ઞા) માનીએ નહીં..અને તને નમીએ પણ નહીં. ત્યારે ભરત કહે છે કે..છ ખંડમાં કોઈપણ આણ વિનાનું બાકી રહેવું ન જોઈએ. માટે ચડો લડાઈએ. બન્ને ઋષભદેવના પુત્રો છે. ક્ષાયક સમ્યક્ત્વી છે. લડાઈનો આદર નથી. પણ માને છે કે ધિક્કાર હો આ રાજ્યના લોભની વૃત્તિને. વળી કહે છે કે જો રાજ્યમાં સુખ હોત તો મારા પિતાશ્રી ઋષભદેવ તેને છોડીને શા માટે જાત? મારે તો રાજ્ય માટે ભાઈ સાથે લડાઈ કરવી પડે છે. ધિક્કાર છે આ રાજ્યની વૃત્તિને...એવા ભાન સહિત લડાઈ કરે છે. તે લડાઈ પણ નિર્જરાનું સ્થાન બને છે. "जे आसवा ते परिसवा" આચારાંગ સૂત્ર

બાહુબલિજી લડાઈ કરતાં કરતાં સાચી સાધુતાને પામીને ત્યાંથી ચાલી નીકળ્યા..' વીતરાગના માર્ગે ચાલી નીકળ્યા. શ્રી બાહુબલિજીની આવી વૈરાગ્યવાળી દશા અને અભ્યંતર સાધુદશા જોઈને ભરત તેના ચરણમાં નમી પડે છે. અને ગદ્‌ગદ્ કંઠે કહે છે કે ..ધન્ય છે..ધન્ય છે..તને! અને મને અધન્ય છે. તુંજ પિતાનો ખરો..સાચો પુત્ર છો. કે પિતાશ્રીના પગલાંને અનુસરે છે. હું પણ જ્યારે પિતાશ્રીના પગલાંને અનુસરીશ ત્યારે જ હું પિતાનો સાચો પુત્ર કહેવાઈશ. તું જે માર્ગે જાશ તેજ માર્ગે મારે આવવું છે.

એજ ભાવનાના જોરે ભરત ચક્રવર્તિએ આદર્શ ભુવનમાં સાચી સાધુતાને પ્રગટાવી.. ક્ષપક શ્રેણિ ઉપર ચડી..કેવળજ્ઞાનને પ્રગટાવીને છ ખંડના રાજ્યને મોઢાના બળખાની માફક ફગાવી દઈને "भिक्षाम् देहि" કહીને મહેલમાંથી બહાર નીકળે છે. (ચક્રવર્તિને મોઢામાં બળખો આવે તો તે બળખાને ઝીલવાને માટે ચોસઠ હજાર રમણીઓના હાથ લંબાતા..તમારા મોઢામાં બળખો આવે તો તમારી રમણી તેને ઝીલવાને માટે હાથ લંબાવે કે? કે પછી તેમોને એમ કહી દે કે..નીકળ..નીકળ..મારા ઘરની બહાર..હજી હમણાં જ મેં સાફ કર્યું છે..તે ક્યાં બગાડે છે? એમ પણ કહે.. આવાને આવા..ઘરમાં ક્યાં પડયા રહો છો?) રાજ્યને છોડી વીતરાગ માર્ગે ચાલી નીકળ્યા. રાજ્ય પ્રત્યે અલ્પ રાગ હતો તેથી રાજ્યમાં ઉભા હતા. પણ સ્વસ્વભાવનું ભાન વર્તતું હતું. તે બન્ને ભાઈઓ ક્ષાયક સમ્યગ્દર્શનનાં જોરે વીતરાગી થઈ.. કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રગટાવી મોક્ષે ગયા.

શ્રેણિક રાજા ક્ષાયક સમ્યકૃત્વી હતા. તેમને પૂર્વ પુણ્યથી મળેલ લક્ષ્મીમાં અલ્પ રાગ હતો. તેથી રાજ્યકાજ કરતા હતા. તેમને અલ્પ રાગ હતો. તેથી રાજ્ય વ્યવહાર કરતા હતા. શ્રેણિકને અઢળક લક્ષ્મી હતી. છતાં રાગ અલ્પ હતો. લક્ષ્મી ઘણી હોય તો ઘણો રાગ હોય..અને લક્ષ્મી થોડી હોય તો થોડઃ રાગ હોય..એમ નથી. પોતે રાજ્ય કરે છે છતાં તેના ઉપર અલ્પ રાગ છે. તેને અઢળક સંપત્તિ હોવા છતાં તેમાં અલ્પ માત્ર પણ સુખ માન્યું ન હતું. સુખ મારા ચિદાનંદ આત્મામાં છે. એમ રાજા શ્રેણિક માને છે. રાજ્ય-લક્ષ્મી વિ. ક્ષણિક છે. અને તેના ઉપરનો..તેના પ્રત્યેનો રાગ છે છે પણ ક્ષણિક છે. તે ક્ષણિક પૂરતો રાગ..જ્ઞાની પોતાનો માનતા નથી. નિર્મમત્વ સ્વભાવવાન અખંડ અભેદ આત્મા છું એ રીતે એ પોતાને માની રહ્યો છે. શ્રેણિક રાજા પોતે આવા ક્ષાયક સમ્યગ્દૃષ્ટિ હતા. એમને પણ મરણ વખતે એવો પ્રસંગ બની ગયો કે પોતે મરણ વખતે આપઘાત કરીને દેહને છોડયો.

આતો ક્ષાયક સમ્યક્ત્વ સહિત હોવાથી તે વૃત્તિ તે નિર્જરાનું કારણ થાય છે. આવા શ્રેણિક મહારાજા આવતી ચોવીસીમાં જગત્ગુરુ, જગત્નાથ એવા પહેલા તીર્થંકર થશે. ચતુર્વિધ સંઘ સ્થાપીને મોક્ષે જશે. સોળમા શાન્તિનાથ ભગવાન, સત્તરમા કુંથુનાથ ભગવાન અને અઢારમાં અરનાથ ભગવાન એ ત્રણે ભગવાનો ચક્રવર્તિની પદવી તથા તીર્થંકરની પદવી એમ બન્ને પદવીઓનું પુણ્ય લઈને આવ્યા હતા. સોળ હજાર દેવતાઓ તો જેની સેવા કરતા હતા. બત્રીસ હજાર મુગટબંધ રાજાઓ કિંકર થઈને આજ્ઞા ઉઠાવતા હતા. ત્રણ જ્ઞાણ સાથે લઈને માતાના પેટમાં આવ્યા હતા. એવા ભગવાન જ્યારે ગૃહવાસમાં હતા ત્યારે યુદ્ધે પણ ચડયા હતા. ત્યાં તેમને અલ્પરાગ હતો..અને અલ્પ બંધન હતું. તે લડાઈમાં કેટલા પ્રાણીઓ મર્યા તેના ઉપર બંધનનો આધાર નથી. પણ ભાવ ઉપર જ બંધનનો આધાર છે. જ્ઞાનીની કિંમત બાહ્યથી આંકી શકાય નહિ. અલ્પરાગ છે તેને ટાળવા માંગે છે. લડાઈ વખતે પણ આ અમારૂં સ્વરૂપ નથી તેમ ભાન છે. અલ્પ અસ્થિરતા છે..તેથી લડાઈમાં જોડાય છે. સંસારમાં પણ ડાહ્યો માણસ હોય..તેને કોઈના કામમાં જોડાવાનો કારણ કે મન ન હોય છતાં પણ કોઈ વખતે જોડાય છે. જોડાવું પડે છે. અને સામાન્ય કાર્ય તન-મન-ધનથી પણ કરે છે. તે ન છૂટકે.

તીર્થંકરોને તો તેજ ભવમાં કેવળજ્ઞાન લેવું છે..લડાઈ કરી ત્યાંય બીજો ભવ નથી. ભગવાને લડાઈ કરી છતાં બીજો ભવ ન થયો. બે ભાઈઓએ લડાઈ કરી..માટે આપણે પણ કાં લડાઈ ન કરીએ? એમ તમારે ઉંધુ લેવાનું નથી. લડાઈ કરી છતાં બીજો ભવ ન થયો તો તે લડાઈમાં તેનો ભાવ કેટલી અલ્પ આસક્તિવાળો હશે!! તેનું માપ કોઈ બહારથી આંકવા ધારે તો આંકી શકે નહિ. દેહ-મન-વાણી તે હું નથી. તેનાથી મારૂં સ્વરૂપ જુદું જ છે. તેમાં અમુક અંશે સ્થિર રહેવા છતાં અલ્પ

અસ્થિરતા થાય છે. તેથી લડાઈ આદિ કાર્યમાં જોડાય છે. તેથી અલ્પ બંધન થાય છે. જે ભાવે અલ્પ બંધન થાય છે તે ભાવનો નકાર વર્તતો હતો .તેથી સમય આવતાં વીતરાગ માર્ગે ચાલી નીકળ્યા. શ્રેણિક રાજા પાસે જે લક્ષ્મી હતી તેના કરતાં બાહુબલિ પાસે ઘણી જ લક્ષ્મી હતી. અને તેના કરતાંય ભરત પાસે અધિક લક્ષ્મી હતી. અને તેમના કરતાંય સોળમાં-સત્તરમાં-અને અઢારમાં એ ત્રણે તીર્થંકરો પાસે પાસે અઢળક લક્ષ્મી હતી. અને ઉપરના ત્રણે જીવો કરતાં આ ત્રણે તીર્થંકરો વધારે પુણ્યની સામગ્રીવાળા હતા. તેથી શું તેઓને વધારે બંધ થતો હતો? નહીં..કારણકે રાગ અલ્પ હતો. વિષયને ઝેર સમજતાં હતા.

શ્રેણિક રાજા નરકમાં છે એમ વ્યવહારે કહેવાય છે. પણ તેમની દૃષ્ટિ તો અંતરઆત્મામાં છે. શ્રેણિક રાજાનું શરીર ભલે નરકમાં હોય..પણ તેમના આત્માનું પરિણમન સ્વભાવમાં થાય છે. સ્વભાવની દૃષ્ટિ થતાં આખા સ્વભાવમાં ઉભા છે. જ્ઞાની ગમે તેવા સંયોગોમાં હોય છતાં તે સ્વભાવમાં ઊભા હોય છે. એવું સમ્યગ્દર્શનનું માહાત્મ્ય હોય છે.

આ તેરમાં ગુણસ્થાનકની વાત નથી..પણ આ તો ક્ષાયક સમ્યક્ત્વને પામવાની વાત છે. ચોથા ગુણસ્થાનકને પામવાની વાત છે, જે જીવ પાંચ લબ્ધિને પામીને તેમાંથી ગ્રંથીપ્રદેશે આવીને..કર્મની ગ્રંથીને ભેદીને...પછી દર્શનમોહનીય તથા અનંતાનુબંધી કષાયથી.. પ્રદેશોદય કે વિપાકોદયથી રહિત બની જઈ ઉપશમાદિ ત્રણ સમ્યગ્દર્શન પૈકી ગમે તે સમ્યગદર્શનને પામી જશે તે જીવનું કલ્યાણ થઈ જશે.

આ સંયતિ રાજા તેજ ભવે મોક્ષે જવાનો છે. આ રાજા કાંપિલ્ય નગરના કેસર નામના ઉદ્યાનમાં જઈને એક બાણને છોડી દેશે..અને તે બાણ મૃગને વાગશે..અને તે મૃગ ભાગતું ભાગતું ધા કરતાં..મુનિ પાસે જઈને પડશે. અને આ રાજા ત્યાં આવશે.

એમ મુનિ પાસે મૃગને તથા રાજાને લાવીને મુકશે..એમ..અહીં ત્રણ ગાથાનું વિવેચન પૂર્ણ થતાં હવે ચોથી અને પાંચમી ગાથાનું વિવેચન શરૂ થશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૨૫

સં. ૨૦૧૪ના આસો વદ ૧૩, શનીવાર, તા. ૮-૧૧-૫૮

### જેને અંતરથી રાગ છૂટે...
### તેને બાહ્યમાં રાગના નિમિત્તોરૂપ પદાર્થો છૂટી જાય.

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા....

ઉત્તરાધ્યયન સૂત્ર, અઢારમું અધ્યયન તેની ચોથી તથા પાંચમી ગાથા આજે શરૂ થાય છે. અહિં સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

१ २ ३ ६ ५
अह केसरम्मि उज्जाणे, अणगारे तवोधणे ।
४ ७
सज्झायज्झाणमंजुत्ते, धम्मज्झाणं झियायइ ॥ ४ ॥
१० ११ ८
अप्फोवमण्डवम्मि, झायइ क्खवियासवे ।
१२ १४ १५ १३ १८ १६ १७
तस्सागए मिगे पासं, वहेइ से नराहिवे ॥ ५ ॥

ત્રીજી ગાથામાં અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ કેવી રીતે ઉપડે છે...ઉપડીને વિશુદ્ધ યથા પ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ તથા અંતઃકરણમાં સામાન્ય વિશેષને સળંગ અભેદ અનુભવતાં સમ્યગ્દર્શનને કેવી રીતે પામી જાય છે. તે સમજાવ્યું.

હવે ચોથી અને પાંચમી ગાથામાં પામી ગયેલાં જીવો કેવા હોય તેની વાત કરે છે. આ બે ગાથા 'યુગમ્' કહેતાં યુગલ ગાથા છે. તે બંને ગાથાના ભાવ ભેગા છે. તેથી બંને ગાથા ભેગી કહેવાય છે. આ બંને ગાથામાં અઢાર શબ્દો છે. તેને અનુક્રમે ગોઠવી લેવા. પછી તેનો અર્થ કરીને બતાવે છે.

૧. अह...એટલે હવે...હવે એટલે અનાદિનો મિથ્યાદૃષ્ટિ જીવ...મિથ્યાત્વના વેગમાં ઉપડતો જીવ સત્‌ના સમાગમે કેવી રીતે સમ્યગ્દર્શનને પામે છે.

૨. केसरम्मि...એટલે કેસર નામના...

૩. उज्जाणे...એટલે ઉદ્યાનમાં...

૪. सज्झायज्झाणसंजुत्ते...એટલે ધર્મધ્યાન યુક્ત..વાંચણા, પુચ્છણા, પરિયટ્ટણા, અણુપેહા, ધમ્મકહા, એ પાંચ પ્રકારની સજ્ઝાયમાં સંયુક્ત એટલે જોડાયેલા.

૫. तवोधणे....એટલે અણસણ આદિ બાર પ્રકારના તપ, સકામ નિર્જરા, અકામ નિર્જરા વગેરે તપમાં જોડાયેલા...

૬. अणगारे....એટલે જેને પાપ કરવાનો આગાર નથી...
૭. धम्मंज्झाणं....એટલે ધર્મધ્યાનમાં લીન થયેલા....ધર્મધ્યાનના બધાય ભેદને ટાળીને...ધર્મધ્યાનમાં એકાકાર થયેલા...
૮. झियायइ.. એટલે ધર્મધ્યાનને ધ્યાવે છે...
૯. क्खवियासवे...એટલે આશ્રવ ભાવને ખપાવે છે.
૧૦. अप्फोवमण्डवम्मि....એટલે દ્રાક્ષના શિતળ મંડપ નીચે બેઠા છે...
૧૧. झायइ...એટલે આત્માની મસ્તીમાં વધારો કરે છે...
૧૨. तस्स...એટલે એવા મુનિની નજીકમાં...
૧૩. पासं...એટલે પાસે આવી ગયેલા...
૧૪. गए...એટલે...
૧૫. मिगे...એટલે મૃગ...
૧૬. से...એટલે સંયતિ રાજાએ...
૧૭-૧૮. नराहिवे वहेइ...એટલે વિંધાઈ ગયેલો મૃગ મુનિ પાસે આવીને પડયો... ઘા વાગતાં તીર વેગે દોડયો...અને ઘા કરતાં મુનિ પાસે આવીને પડયો...

હવે આ બે ગાથાઓનો સળંગ અર્થ કરે છે.

કેસર નામના ઉદ્યાનમાં સ્વાધ્યાયયુક્ત મહાન તપોધની, ધર્મધ્યાનમાં એકતાર હોવાથી આશ્રવભાવોને ખપાવતાં જાય છે. આજ ભાવ આશ્રવને આ ભવમાં ખપાવી દેશે. દ્રાક્ષના શીતળ મંડપની નીચે બેઠા છે. આત્માની મસ્તીનો વધારો કરે છે. એવા મુનિરાજ પાસે આવેલો એક મૃગ ઘા કરતાં મુનિ પાસે પછડાટ ખાઈને પડે છે. અને એની પાછળ રાજા સંયતિ અશ્વ ઉપર ચડીને ચાલ્યો આવે છે.

જેવો આ રાજા અશ્વ ઉપર બેસીને શિકાર કરી રહ્યો છે. તેવા જ પણ આ રાજાથી સવળા આ તપોધની અણગાર ગર્દભાળી મુનિ આત્મસ્વભાવનાં અશ્વરૂપ ઉપયોગ પર બેસીને સર્વ આશ્રવભાવનો શિકાર કરી રહ્યા છે. સંયતિ રાજા પણ શિકાર કરે છે...અને આ મુનિ પણ શિકાર કરે છે...છતાં બન્નેનાં ભાવમાં આકાશ-પાતાળ જેટલાં મોટા આંતરા છે. સંયતિ નામનો આ રાજા આત્માના વિભાવભાવમાં ઉપયોગરૂપ અશ્વ ઉપર બેસીને શિકાર કરી રહ્યો છે. જ્યારે આ મુનિ તો શુદ્ધ આત્મસ્વભાવના ઉપયોગરૂપ અશ્વ ઉપર બેસીને શિકાર કરી રહ્યા છે. છતાં ભાવમાં મહાન અંતર છે. વ્યવહારે એક રાજા છે...અને બીજા મુનિરાજ છે. પણ પરમાર્થ દૃષ્ટિએ બન્નેના આત્મા સરખા છે.

કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય...એ વ્યવહારનયથી પ્રાપ્તિ થઈ એમ કહેવાય..એટલે પર્યાયર્થિક નયથી કેવળજ્ઞાનને પામ્યા એમ કહેવાય...પણ પરમાર્થ દૃષ્ટિએ સત્તામાં હતું તે જ પ્રગટયું....એમ રાજાને અને મુનિને વ્યવહારે રાજા અને મુનિ કહેવાય. પણ પરમાર્થે તો બંને આત્મા છે. અને તે એક અખંડ—અભેદ આત્મસ્વભાવમાં દઢ

છે. અને બીજો વિભાવભાવરૂપ અભિમાનમાં દઢ છે. એક સ્વભાવભાવમાં દઢ છે...બીજો વિભાવભાવમાં દઢ છે. પણ બંને આત્મા સ્વતંત્ર છે. એક આત્મા સવળાઈમાં સ્વતંત્ર છે. બીજો આત્મા અવળાઈમાં સ્વતંત્ર છે...એક સ્વસ્વરૂપના માર્ગે દઢ છે...બીજો પરપદાર્થના માર્ગે દઢ છે... બંને સરખા જોડવાળા છે. અને એ બંને શિકાર કરે કરે છે. એકનો સવળો પુરુષાર્થ છે...અને બીજાનો અવળો પુરુષાર્થ છે.

આ રાજા અવળું વીર્ય ફોરવે છે....જ્યારે આ મુનિરાજ પોતાના સ્વભાવમાં જ્ઞાન-ધ્યાનના જોરે...ધ્યાનરૂપી અગ્નિ પ્રગટાવી અંદરમાં ઉપયોગને જોડીને સવળું વીર્ય ફોરવે છે. આ જ ઉદ્યાનમાં મુનિના ભેટા થતાં આ રાજાના કેસરીયા થઈ જવાના છે. મહાન સમર્થ સંતપુરુષનાં ભેટા થઈને આ રાજા સમ્યક્ બોધિ બીજને પામી જવાનો છે. જેના સમીપે આ રાજા સ્વસ્વરૂપને પામી જવાનો છે...અરે! સમ્યક્બોધિ બીજ, સાધુતા, અને કેવળજ્ઞાનને પામી જવાનો છે. તે મહામુનિનું સામર્થ્ય કેવું છે? તેનું સ્વરૂપ જેવું છે તેવું આ બે ગાથામાં બતાવી દીધું છે.

* તેમ...તમારે જેના તુંબડે તરવું છે....તેનું સ્વરૂપ જેવું છે તેવું જાણી લેવું જ જોઈએ...જેના તુંબડે તરવું છે તેનું તુંબડું કાણાંવાળું છે કે કાણાં વિનાનું છે? મજબૂત છે કે નથી? તે તો તમારે જાણી જ લેવું જોઈએ. હવે આ મુનિનું સ્વરૂપ જેવું છે તેવું આ બે ગાથામાં જણાવે છે. કારણ કે આ મુનિના ભેટા થતાં રાજા કેવળજ્ઞાનને પામી જવાનો છે. "અણગાર"....એટલે જરાય પાપ કરવાનો જેને આગાર નથી....એવા તે અણગાર...એટલે તેનો અર્થ એ છે કે..છઠ્ઠા સાતમાં ગુણ-સ્થાનકે ઉત્કૃષ્ટ ત્યાગ છે. છઠ્ઠી સાતમી ભૂમિકા પ્રગટ થતાં આ આખોય ગૃહસ્થાશ્રમ છૂટી જાય છે. તે છૂટી જતાં અણગારપણું અને મુનિપણું પ્રગટે છે. તે મુનિપણું પ્રગટતાં..અણગારપણું પ્રગટતાં. આખાય શરીરમાંની સ્પર્શ ઇન્દ્રિયના વિષયથી ચૈતન્ય-ગોળો છૂટો પડી જાય છે. દેહાતિત દશા પ્રગટ થાય છે. બહારના ટાઢ કે તડકાની કે કોઈપણ જાતના સ્પર્શ ઇન્દ્રિયના વિષયની અસર તેના ચૈતન્ય ગોળામાં થતી નથી જેમ નાળીયેરમાંથી સુકાયેલો ટોપરાનો ગોળો છૂટો પડેલો અંદરમાંથી અવાજ કરે છે..કે..હું છૂટો છું..હું છૂટો છું..તેમ અણગારને શરીરથી ચૈતન્ય ગોળો છૂટો પડી જાય છે. અને સ્વરૂપની લીનતા એકદમ વધી જાય છે. અંતર્મુહૂર્ત છઠ્ઠે ગુણસ્થાનકે અને અંતર્મુહૂર્ત સાતમે ગુણસ્થાનકે મુનિરાજ ઝુલ્યા જ કરે છે. સાતમી ભૂમિકાએ અંતર્મુહૂર્ત રહીને પછી છઠ્ઠી ભૂમિકાએ આવે છે. ત્યાં અંતર્મુહૂર્ત રહીને વળી સાતમી ભૂમિકાએ ચાલ્યા જાય છે. એવી દશામાં મુનિરાજ ઝૂલી રહ્યા છે.

એવા ગર્દભાળી મુનિ આ દશામાં ઝૂલી રહ્યા છે...સાતમી ભૂમિકાએ અંતર્મુહૂર્ત રહીને છઠ્ઠી ભૂમિકાએ આવે છે. અને ત્યાં અંતર્મુહૂર્ત રહીને સાતમી ભૂમિકાએ જાય છે. એવા આ ગર્દભાળી મુનિ છે. એવી આ મુનિદશા છે. એવી છઠ્ઠા-સાતમા ગુણ-

સ્થાનકની દશા છે. આત્મા જ્ઞાનસ્વરૂપ છે. પરથી નિરાળો જ્ઞાયક છે. હવે તેની જ્ઞાયકરૂપે પરિણુતી થઈ...પરંતુ હજી પૂર્ણ વીતરાગ થયો નથી. ત્યાં સુધી ..કઇ ભૂમિકા... કયા પ્રકારના ત્યાગવાળી હોય અને ત્યાં કયા પ્રકારના ત્યાગની વૃદ્ધિ હોય...એ એમાંથી બધુંયે સમજી લેવું જોઈએ.

છઠ્ઠી–સાતમી ભૂમિકા જ્યાં પ્રગટે છે, ત્યાં આખોય ગૃહસ્થાશ્રમ છૂટી જાય છે. અને આખીય ગૃહસ્થદશા છૂટીને અંદરથી મુનિદશા પ્રગટે છે. પરથી નિરાળા જ્ઞાયક તત્ત્વના ભાનપૂર્વક અંતર્ પરિણુતીમાંથી આસક્તિ છૂટીને સ્વરૂપ લીનતા જાગી જાય.. અરે જામી જાય..ત્યાં શું હોય છે ? ત્યાં ઉત્કૃષ્ટ ત્યાગ હોય છે. કાયમી મુનિદશા આવી જાતની જ હોય છે. જેના તુંબડે આખો સંસાર તરીને મોક્ષે જવું છે... તેની કાયમી દશા કેવી હોય તે જાણ્યા વિના તમારો છૂટકો થવાનો નથી. આવી દેહાતિત દશા જ્યાં જામી ત્યાં જ ખરૂં અણુગારપણું...મુનિપણું...હોય છે. (અન્યમતિમાં જનક વિદેહીને દેહાતિત કહ્યા છે.) કાયમી મુનિદશામાં ગૃહસ્થાશ્રમ આખોય છૂટી જાય છે. ત્યાં અંતર્દશાપૂર્વક મુનિપણું આવે ત્યારે જ ક્ષપક શ્રેણીએ ચડાય છે. (જ્યાં સુધી અંતર્દશાપૂર્વક મુનિપણું આવે નહિ . ત્યાં સુધી ક્ષપક શ્રેણીએ ચડાય નહીં. ભરત-મહારાજા પ્રથમ આદર્શ ભુવનમાં સમ્યક્ અભિપ્રાયના જોરે ભેદ–વિજ્ઞાન દ્વારા સાચી સાધુતાને પામ્યા...પછી ક્ષપક શ્રેણીએ ચડીને કેવળજ્ઞાનને પામ્યા.) અને પછી કેવળ-જ્ઞાન પ્રગટે છે. એવું વસ્તુસ્વરૂપ છે.

જેને અંતરથી રાગ છૂટે..તેને બાહ્યમાં રાગના નિમિત્તોરૂપ પદાર્થો છૂટી જાય. અંતરથી વસ્તુનો રાગ છૂટી જાય...અને બાહ્યમાં તે વસ્તુઓ ઉભી રહે તેમ ન હોય. અંતરથી છૂટી જાય તેને બાહ્યથી છૂટી જ જાય...પણ બાહ્યથી છૂટે અને અંદરથી ન છૂટયું હોય એમ બને. પણ હે ભાઈ...યાદ રાખજે કે અંતરથી છૂટે તેને બાહ્યથી છૂટે જ. મુનિની દશા આવી જ હોય છે. છુટયું તે છુટયું નથી...પણ છુટવાના ભાવે છૂટયું...તે છૂટયું કહેવાય. આવું મુનિદશાનું સ્વરૂપ છે.

મુનિને દ્રવ્ય-ગુણુ–પર્યાયનું જ્ઞાન વર્તે છે. શુભાશુભ પરિણામથી નિરાળું ચૈતન્ય દ્રવ્ય કૃતકૃત્ય છે. પણ પર્યાયમાં જે અધુરાશ છે...તેને પણ અણગાર મુનિ જેમ છે તેમ બરાબર જાણે છે. પરથી નિરાળા ચૈતન્ય દ્રવ્યમાં મુનિની પરિણુતી વર્તે છે. તેની પ્રતીતિ વર્તે છે. દ્રવ્ય-ગુણુ–પર્યાયના તત્ત્વજ્ઞાનપૂર્વક મુનિ અણુગાર આનંદ રસનો ભોગવટો વધારતાં વધારતાં...સ્વરૂપલીનતા વધારતાં વધારતાં...અસ્થિરતાને છોડે છે. અને તે અસ્થિરતાની જાતના નિમિત્તોને પણ છોડે છે.

મુનિ જ્યારે છઠ્ઠી ભૂમિકામાંથી ઉપડીને સાતમી ભૂમિકામાં લીન થાય છે ત્યારે ત્યાં હું જ્ઞાન કરૂં છું..આનંદ અનુભવું છું..રાગને છોડું છું..સાતમી ભૂમિકામાં પ્રવેશ કરૂં છું..એવા રાગમિશ્રિત વિચાર ત્યાં છૂટી જાય છે. અને નિર્વિકલ્પપણે

સ્વરૂપમાં લીનતા..સ્થિરતા થાય છે. મુનિ આ દશામાં બેઠા છે. રાજા આવ્યો છે કે નહિ. એ તેને ખબર નથી. મૃગને કોણે માર્યો...એ પણ તેને ખબર નથી આવી સાતમી ભૂમિકાની દશા છે. છઠ્ઠી ભૂમિકામાં જે સ્થિરતા વર્તે છે..તે સ્થિરતામાં વિશેષ સ્થિરતા વધતાં બુદ્ધિપૂર્વકના બધાય વિચારો છૂટી જાય છે. અને પોતાના સ્વરૂપમાં લીન થાય છે. આત્માના આનંદ રસનો ભોગવટો કરે છે. તે સાતમાં ગુણસ્થાનકે છે.

આ ગર્દભાળી મુનિ નિર્ગ્રંથ–પંચપરમેષ્ટિ છે. છઠ્ઠી–સાતમી–ભૂમિકા એટલે સાધકની સર્વોત્કૃષ્ટ દશા. ચોથે ગુણસ્થાનકે સાધકની જઘન્ય દશા હોય છે..પાંચમે ગુણસ્થાનકે સાધકની મધ્યમ દશા હોય છે..છઠ્ઠે સાતમે ગુણસ્થાનકે સાધકની ઉત્કૃષ્ટ દશા હોય છે. ગર્દભાળી મુનિ આ દશામાં મસ્ત હતા. મુનિ પોતે પોતાની સ્વરૂપ રમણતામાં મસ્ત હતા..આત્મજ્ઞાનની સ્થિરતામાં વર્તતા આ મુનિ છઠ્ઠે–સાતમે ગુણ-સ્થાનકે વર્તે છે. છઠ્ઠે ગુણસ્થાનકે અનંતાનુબંધીનો કષાય, અપ્રત્યાખ્યાનીનો કષાય, અને પ્રત્યાખ્યાનીનો કષાય, એ ત્રણ જાતના કષાયનો અભાવ થવાથી તથા અનંતાનુ-બંધી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની એ ત્રણ ચોકડીના કષાયના ઉદયનો અભાવ થવાથી છઠ્ઠા ગુણસ્થાનકે સર્વચારિત્રનું પ્રગટપણું છે.

આ મુનિને સર્વચારિત્રનું પ્રગટપણું છે. જ્ઞાનબળની અધિક બળવાન દશા પ્રગટપણે વર્તતી હોવાથી ઘડીકમાં છઠ્ઠી ભૂમિકાએ અને ઘડીકમાં સાતમી ભૂમિકાએ એમ મુનિરાજ છઠ્ઠે-સાતમે આવે છે..ને જાય છે..આવે છે..ને જાય છે. સાતમે જ્ઞાનની અભેદ સ્થિરતા વધે છે. અને છઠ્ઠે કિંચિત્‌રૂપ પૂર્વકર્મના ઉદયથી પ્રમત્તદશા પ્રગટે છે. ભગવાનશ્રી મહાવીરદેવ ચાર જ્ઞાનનાં ધણી એવા પોતાના પટ્ટધર શિષ્ય ગૌતમ ગણધરને કહે છે કે **"समयं गोयम मा पमायए"** હે ગૌતમ! તું જ્યારે છઠ્ઠા–સાતમા ગુણસ્થાનકે વર્તે છે..ત્યારે કિંચિત્ પૂર્વકર્મના ઉદયરૂપ પ્રમત્તદશા વર્તે છે..એટલે કિંચિત્ પૂર્વકર્મના ઉદયથી જે પ્રમત્તદશા વર્તે છે તેનો અર્થ એવો છે કે ..કિંચિત્ અસ્થિરતા વર્તે છે. આવી પ્રમત્તદશા હોય છે તેને પણ સર્વવિરતિ હોય છે. સર્વવિરતિ એટલે મુનિપણુ. અણુગારપણું, સંતપુરુષ સર્વવિરતિ એટલે જ્ઞાની કહેવાય છે. તેથી સ્વરૂપ સ્થિતિપણુ કહેવામાં જરાય વિરોધ નથી. સ્વરૂપ સ્થિતિપણું આવી દશા પામેલાને કહેવાય.

આ મુનિ સ્વરૂપસ્થિત છે. જ્ઞાયક છે. કેવળજ્ઞાયકપણું સાધુતાનું લક્ષણ છે. ધર્મીનું ધર્મીપણું ધર્મીમાં છે. એક ધર્મમાં એકધર્મી..અનંત ધર્મને ધરનારો અનંત ધર્મમાં એકધર્મી છે. ધર્મ અને ધર્મીનું વાસ્તવિકપણું પોતામાં સ્વાધીનપણે ટકયા છે..તે છે. આ ગર્દભાળી મુનિ પોતામાં સ્વાધીનપણે ટકયા છે. બહાર શું થાય છે? કયો રાજા આવ્યો છે..આ ઉદ્યાનમાં શું બની રહ્યું છે..શું થાય છે..તેની આ મુનિને ખબર નથી. પણ પોતાના વાસ્તવિક સ્વરૂપમાં ટકયા છે. એવા મહાન આ ગર્દભાળી મુનિ છે.

આવા મુનિના લક્ષણ કેવાં કેવાં અને ક્યાં ક્યાં હોય અને કેટલાં હોય તેનું જાણપણું કરો તો સંસાર છૂટે તેમ છે. કોઈ એમ કહે કે અમારે સાધુનું જાણપણું શા માટે કરવું ? ભાઈ....તેના લક્ષણને ..ગુણને જાણ્યા વિના સંસાર છૂટ્યો જાય તેમ નથી. માટે તેને પ્રથમ જાણો.

આ ગર્દભાળી મુનિ સ્વરૂપસ્થિતિમાં બિરાજે છે..તેના લક્ષણો કેવાં હોય..તે અવસરે કહેવાસે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૧૨૬

સં. ૨૦૧૪ના આસો વદ ૧૪, રવિવાર, તા. ૯–૧૧–૫૮

**આત્માનું જ્ઞાન...અધ્યાત્મ દશા...**
**એજ અણગારનું પ્રથમ લક્ષણ છે.**

આ બે ગાથાનું હાડ ઘણું મજબુત છે. તેની અંદર અનેક ભાવો ભરેલા છે. તે ક્રમે ક્રમે સમજાવે છે. આ રાજવીને જે મુનિશ્વરના ભેટા થવાના છે. તે જ રાજવીના ઉદ્યાનમાં આ મુનિશ્વર બિરાજે છે. તે મુનિશ્વર કેવા છે!! જેના સમાગમે આ રાજાના જન્મ–મરણના ફેરા ટળી જવાનાં છે. અને પૂર્ણપદને પામી જવાના છે. અખંડ અભેદ સ્થિરતાને પામી જવાના છે. એવા ગર્દભાળી મુનિ છે. જેના સમાગમે જન્મ–મરણની ઉપાધિ ટળે અને આત્મા પોતે પોતાના શાંત ભાવમાં ટકી જાય તેવા મુનિઓના ગુણ કેવા હોય. તે પ્રથમ સમજાવાય છે. અણગાર કોને કહેવાય તેનામાં લક્ષણ કેવા હોય તે પ્રથમ સમજાવે છે.

અણગારના પાંચ લક્ષણો પ્રથમ જેમ છે તેમ બરોબર સમજાઈ જવા જોઈએ.

પાંચ લક્ષણમાં પહેલું લક્ષણ..આત્મજ્ઞાન.

અહીં શિષ્ય પૂછે છે કે હે ગુરુદેવ! આત્મજ્ઞાન એટલે શું ? ગુરુદેવ જિજ્ઞાસુ શિષ્યને ઉત્તર આપે છે કે..હે શિષ્ય ત્રિકાળ અનંતગુણ પર્યાયથી અભેદપણું જેણે અનુભવ્યું તેનું નામ આત્મજ્ઞાન. આ લક્ષણ અણગારમાં હોય છે.

...તે જ્ઞાનશક્તિ વધતાં ઉપયોગ સ્વસન્મુખ થતો જાય છે. રાગ-દ્વેષ મંદ પડતા જાય છે...હા...હા...હું પણ પૂર્વે સંતમુનિઓના પવિત્ર સમૂહમાં હતો. હું પોતે ત્યાં મુનિ હતો. એમ જાતિસ્મરણ જ્ઞાન થતાં મૃગાપુત્રને આત્મજ્ઞાન થયું. હવે તે આવું આત્મજ્ઞાન એ કયા કયા કારણોથી થાય તે સમજાવે છે.

આચારાંગ શાસ્ત્રકાર કહે છે કે...ત્રણ કારણોથી આત્મજ્ઞાન થાય. આવું આત્મજ્ઞાન ત્રણ કારણ સિવાય ન થાય. તે સિવાય થતું નથી, થવાનું નથી, અને થશે પણ નહિ. ૧. આવું આત્મજ્ઞાન જાતિસ્મરણ જ્ઞાનથી થાય. ૨. સત્‌સમાગમથી થાય. અને ૩. પોતાની જાતના યથાર્થ વિચારથી પણ થાય. પૂર્વભવે સત્‌સમાગમે સત્‌ગુરુનો આશ્રય કરેલો હોય છે...તે પવિત્ર સંસ્કારની જાગૃતિથી એ પૂર્વના ભવની સંધિ કરે તો વર્તમાન સમજણમાં પૂર્વ ભવોના સંસ્કારની સંધિને મેળવીને વિચારશ્રેણીમાં સ્થિત થતાં આત્માનું જ્ઞાન થાય છે. આ મૃગાપુત્ર અણગારપણાને પામ્યા તે પણ જાતિસ્મરણ જ્ઞાનથી પામ્યા છે. ભૃગુપુરોહિતના પુત્રો જે દેવભદ્ર અને યશોભદ્ર અણગારપણાને પામ્યા તે પણ જાતિસ્મરણ જ્ઞાનથી પામ્યા છે. હું મુનિ હતો...તેમ જાતિસ્મરણ જ્ઞાનથી અણગાર થયા છે.

બીજો પ્રકાર સત્‌ સમાગમથી અથવા કોઈ યુગપ્રધાન પુરુષ તીર્થંકરોની ધર્મસભામાં.. તે સભામાંથી પોતાની પાત્રતા વડે સત્‌ બોધને પામે...અને ત્યાં ને ત્યાં અણગાર થાય. તથા કેટલાક માતાપિતાને પૂછીને ત્યાં ને ત્યાં અણગાર થાય. આ સંયતિ રાજા ત્યાં ને ત્યાં અણગાર થઈ જવાના છે. તમારે અણગાર થવું છે કે નહિ? થવું છે.

ત્રીજો પ્રકાર પૂર્વભવમાં સત્‌સમાગમનો આદર કરેલો તેના સંસ્કારની જાગૃતિ થતાં આત્મજ્ઞાન પામીને અણગાર થઈ જાય... આપ્ત પુરુષ તીર્થંકર દેવ. આચાર્યાદિ સદ્‌ગુરુદેવ...તથા જાતિસ્મરણ જ્ઞાન આ ૩ નિમિત્તને પામીને સમકિત થાય છે.

આ ત્રણ કારણ સિવાય આત્મજ્ઞાન પામવાનું ચોથું કારણ નથી...અને આ ત્રણ કારણ સિવાય અન્ય કારણથી કોઈને આત્મજ્ઞાન થયું નથી...થવાનું નથી...અને થશે પણ નહીં. એ ત્રણ કારણમાં સદ્‌ગુરુનું જ મહાત્મ્ય મહાત્મ છે. જેને જાતિસ્મરણ જ્ઞાનથી આત્મજ્ઞાન થયું..અથવા આ ત્રણ કારણમાંથી ગમે તે કારણને પામીને આત્મજ્ઞાન થાય. તેમાં સદ્‌ગુરુના મહાત્મ્યનો જરાય નકાર થયો નથી. ઠામ ઠામ જિનાગમમાં કહ્યું છે કે...

आणाए धम्मो आणाए तवो।

આજ્ઞા એ જ ધર્મ અને આજ્ઞા એ જ તપ. આવા લક્ષણવાળા અણગાર એ તો ખરેખર આત્માર્થી જીવોના હૃદય કમળને વિકસાવવામાં સૂર્ય સમાન છે.

અણગાર એટલે આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે. વિષય-કામ-માન-પૂજાદિની ઇચ્છાથી જેઓ રહિત છે. તે જ સાચા અણગાર છે.

અહીં તો અણગારના નિર્દોષ લક્ષણ સમજાવે છે. નિર્દોષ લક્ષણ તેને જ કહીએ

કે જે લક્ષણ પદાર્થમાં સદાય અભિન્ન રહે. પાણી શિતળ છે...તેથી તેનામાં શિતળતાનું લક્ષણ ત્રણે કાળે અભિન્ન છે. અગ્નિ ઉષ્ણ છે તેથી તેનામાં ઉષ્ણતાનું લક્ષણ ત્રણે કાળે અભિન્ન રહે છે. અને એ લક્ષણ અન્ય દ્રવ્યથી જુદાઈ જણાવે છે. અને ત્રીજુ એ લક્ષણ પોતાના લક્ષ્યને અભેદપણે ધારી રાખે. શીતળતા પાણીને અભેદપણે ધારી રાખે છે. ઉષ્ણતા અગ્નિને અભેદપણે ધારી રાખે છે. તેમ આત્મજ્ઞાન પોતાના આત્માને અભેદપણે ધારી રાખે છે.

આવું આત્મસ્વરૂપનું નિર્દોષ લક્ષણ સદ્ગુરુ પાસેથી જાણી શકાય છે. માટે સદ્ગુરુ અણગારના લક્ષણ આ બે ગાથામાં કહેવાય છે. શા માટે કહેવાય છે? કે જેના સમાગમે જન્મમરણને ટાળવા છે. માટે તેના લક્ષણો જાણવા જોઈએ.

દશ હજાર રૂપિયા વ્યાજે આપવા હોય તો સામા આસામીને બરાબર જાણે છે.. અને પછી ખાત્રી થયે રૂપિયા આપે છે તેમ અનાદિના સંસારમાંથી છોડાવનાર અણગાર કેવા હોય તેના લક્ષણ તમારે...દરેકે દરેક વ્યક્તિએ જાણવા જ જોઇએ.

પ્રથમ લક્ષણ...આત્મજ્ઞાન...સમ્યક્જ્ઞાન ..

સમ્યક્જ્ઞાન એટલે રાગ-દ્વેષ રહિત પોતાનું અસ્તિત્વ અને ત્રિકાળીત્વ. પદાર્થનું જ્ઞાન...રાગ-દ્વેષ-મોહ રહિત જેમ છે તેમ યથાર્થપણે જાણવું. રાગ-દ્વેષ-હર્ષ-શોકને પોતાનાં ન માનતાં...ન જાણતાં...પોતામાં જ જ્ઞાન સ્વરૂપનો બોધ થવો તે આત્મજ્ઞાન. એ આત્મજ્ઞાન જૈન શાસનના શણગારરૂપ અણગારનુ પ્રથમ લક્ષણ છે. આવું લક્ષણ જ્યારે ન હતું પ્રગટયું ત્યારે પરજ્ઞેયોમાં એકત્વપણું થતું હતું. હવે તેનાથી છૂટી જઈને હર્ષ-શોક રહિત સ્વસ્વરૂપમાં..સ્વસન્મુખ થવું..તે સમ્યક્જ્ઞાન છે. અજ્ઞાન ભાવને ટાળીને..સુજ્ઞાનને અને પોતાના સહજ આનંદને ભોગવે છે. પરભાવની ઇચ્છારહિત છે. તે જ્ઞાની સત્પુરુષને અણગાર સદ્ગુરુ કહેવામાં આવે છે. હવે એ અણગારનું પ્રથમ નિર્દોષ લક્ષણ આત્મજ્ઞાન છે. તમે આત્મજ્ઞાનને પામો. જૈન શાસનની ઉન્નતિને માટે પણ આત્મજ્ઞાનને તમે પામો. સ્વની ઉન્નતિને માટે આત્મજ્ઞાનને પામો..કારણકે સ્વની ઉન્નતિમાં પરની ઉન્નતિ રહેલી છે. જૈન શાસનની ઉન્નતિને માટે વાંકાનેરમાંથી ભગવાનજીભાઈ વિ. દશબાર જણા તો નીકળો..ભાઇ..આ સંસારમાં નિરાંતે પડયા રહેવા જેવું નથી. વખત બહુ વિકટ આવશે માટે જરૂર આ માર્ગે નીકળવા જેવું છે.

હવે અજ્ઞાનભાવને ટાળીને સુજ્ઞાન..અને પોતાના સહજ આનંદને ભોગવે છે.... એટલે ત્રિકાળી અનંત ગુણપર્યાયથી અભેદપણું જેણે વેદ્યું છે...અનુભવ્યું છે...તે જ આત્મજ્ઞાન અણગારનું પ્રથમ લક્ષણ છે.

આ ગર્દભાળી મુનિ આત્મજ્ઞાની છે. આ લક્ષણો શા માટે કહેવાય છે? કે જેના સમાગમે આખોય સંસાર તરી જવાનો છે....તેના ગુણો-લક્ષણો તો જાણવા જ જોઇશે-ને? (સંસારમાં છોકરાને ભણાવવા માટે ટયુશન રાખે ત્યારે ભણાવનાર માસ્તર કેવો છે. છોકરાને ભણાવી શકે તેમ છે કે નહીં? વિ. પરીક્ષા કરીને રાખે છે એમને એમ

નહીં તેમ અમારા તુંબડે તમારે તરવાનું છે તો તમારે અમારા લક્ષણો જાણવા જ જોઈએ.)

ચોથી ભૂમિકાએ પણ બુદ્ધિપૂર્વકના વિચાર છૂટી જાય છે. અને નિર્વિકલ્પ સ્વરૂપમાં લીનતા થાય છે. આત્મા પોતાના આનંદરસને અનુભવે છે...ભોગવે છે.... શિષ્ય પ્રશ્ન કરે છે કે....હે ગુરુદેવ! ચોથા ગુણસ્થાનકે અને સાતમાં ગુણસ્થાનકે બુદ્ધિપૂર્વકના વિચારો છુટી જાય છે..અને આત્મા આનંદરસને અનુભવે છે. તો તે ચોથા ગુણસ્થાનકમાં અને સાતમાં ગુણસ્થાનકમાં શું તફાવત છે? જો એ બંનેમાં કાંઈપણ તફાવત ન હોય તો અમારે સંસાર છોડીને શું કરવું છે? ગુરુદેવ જિજ્ઞાસુ શિષ્યને ઉત્તર આપે છે કે હે શિષ્ય! ચોથા ગુણસ્થાનકે જે આત્માના આનંદને ભોગવે છે....તે સમ્યગ્દર્શન–જ્ઞાનપૂર્વકની લીનતા છે. અને સાતમાં ગુણસ્થાનકે તો સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રપૂર્વકની લીનતા છે. એટલે સમ્યગ્દર્શન–જ્ઞાનપૂર્વક ચારિત્રની લીનતા છે. એટલે એકમાં સમ્યગ્દર્શનની લીનતા છે...અને બીજામાં સમ્યગ્દર્શન–જ્ઞાન પૂર્વક ચારિત્રની લીનતા છે. સમ્યગ્દૃષ્ટિને સંસારથી છુટું છુટું થયા કરે...પણ સમ્યગ્-દૃષ્ટિને વિષય ભોગવવાની લાલસા ન હોય...વિષય ભોગવવાની લાલસા હોય અને જો સમ્યગ્-દર્શન પોતાને છે એમ મનાવે....વળી સંસારની પાંચેય ઈન્દ્રિયના વિષયભોગની લાલસા હોય તો તે તેનામાં સમ્યગ્દર્શનનાં ઠેકાણાં નથી. અરે! સમ્યગ્દર્શનની ગંધ પણ આવી નથી. સમ્યક્દર્શન થયા પછી શબ્દાદિ વિષયોને તજી ન શકે તોપણ તજવાની નિરંતર ભાવનાને તો સેવે જ રાખે. તો જ તે સમકિતી છે.

સમ્યગ્દર્શન થતાં...આનંદાદિ દશ શ્રાવકો ક્રમેક્રમે સંસારમાંથી છૂટી ગયા. સમ્યગ્દર્શની જરાય રાગને પોષવાના કામી નથી. તમને સમ્યગ્દર્શન થયું હોય તો પૌષધશાળામાં બેસી જાવ. આગળના શ્રાવકો પૌષધશાળા રાખતા અને અવસર આવ્યે પડીમાધારી શ્રાવક થઈને પૌષધશાળામાં બેસી જઈને પોતાના આત્માને જ્ઞાનાદિક ગુણોથી પોષતા હતા. અત્યારે શ્રાવકોએ “પ” તો રાખ્યો પણ પૌષધશાળાને કાઢીને ઘરના આંગણામાં પાયખાના નાખ્યા.

ગર્દભાળી મુનિને તો સમ્યગ્દર્શનપૂર્વક વિશેષ ચારિત્ર વર્તે છે. તેની વાત છે. સમ્યગ્દર્શનપૂર્વક વિશેષ ચારિત્ર આવું હોય. જો આવું આવું થાય તો છ ખંડના રાજ્ય પણ છૂટી જાય. વિશેષ ચારિત્રની લીનતા થાય ત્યારે સાતમું ગુણસ્થાનક થાય છે. સાતમે ગુણસ્થાનકે બુદ્ધિપૂર્વકના બધાય...એટલે મનપૂર્વકના રાગનો અભાવ થાય છે. એટલે હું ભગવાનને વંદન કરૂં....ભગવાનની ભકિત કરૂં. તેવી વૃત્તિનું ઉત્થાન ત્યાં હોતું નથી. (ભકિત કરવાની, વંદન કરવાની ના નથી..તેનો નિષેધ નથી..ઉંધુ લેતા નહિ હો.) વળી ઉપદેશ આપું કે શાસ્ત્ર લખું..એવી વૃત્તિ ત્યાં હોતી નથી. વળી આજુબાજુમાં કોણ ઉભું છે..કેટલા માણસો ઉભા છે..હું તેને ઉપદેશ આપું..એમ ઉપદેશ દેવાની વૃત્તિ થતી નથી..હું ભગવાન થાઉં છું..જાણનાર

દેખનાર હું છું..હું આનંદને અનુભવું છું..એવો બુદ્ધિપુર્વકનો રાગ ત્યાં હોતો નથી..જો સર્વથા રાગ ન હોય તો કેવળજ્ઞાનને લઈલે. પણ ત્યાં રાગ છે. કોઈપણ જાતના બુદ્ધિપૂર્વકના રાગની આડ વિના નિર્વિકલ્પે દશાને અનુભવે છે.

બહારથી ઉપયોગ સમેટીને છૂટી જવા જેવું છે. તમારા હજીરા ભેગા નહીં આવે. તેમજ મરતી વખતે કંઠે નહિ બંધાય. સ્વમાં લીન થાય છે ત્યારે પરથી જુદો ચૈતન્ય ગોળો પોતાના આનંદને અનુભવે છે. આવી સાતમાં ગુણસ્થાનકની દશા છે. છઠ્ઠી-સાતમી ભૂમિકાએ અણગાર વારંવાર ઝુલ્યા કરે છે. સાતમી ભૂમિકાથી જ્યારે છઠ્ઠી ભૂમિકાએ મુનિરાજ આવે ત્યારે સંયમ લક્ષે નિર્દોષ આહાર લેવાની વૃત્તિ પણ આવે..શ્રોતાને ઉપદેશ દેવાનો વિકલ્પ પણ આવે. પોતાથી કોઇ વિશેષ જ્ઞાની હોય તો તેમની વાણીને હું શ્રવણ કરૂં..સાંભળું. તેવો વિકલ્પ પણ આવે. ભગવાનને વંદન કરૂં..તેમના બહુમાન સહિત શ્રી જિનને વંદન કરૂં..એવો વિકલ્પ પણ આવે. પણ સ્વરૂપમાં લીન થતાં બધાય વિકલ્પો છૂટી જાય છે. અને ચૈતન્ય ગોળો ચૈતન્ય આનંદ રસમાં ઝૂલે છે.

આ ઉપદેશ શ્રવણ કરીને આને હૃદયમાં સંચય કરવા જેટલી ધીરજ તો લાવો.. આ સાતમી ભૂમિકાની ઉત્કૃષ્ટદશા છે. ચિદાનંદ જ્ઞાતા દૃષ્ટા..તે મારૂં તત્ત્વ..ત્રણેકાળે પરથી નિરાળું છે. એવું મુનિને જ્ઞાન વર્તે છે. પછી જેમ છે તેમ સ્વરૂપમાં લીનતા વધતી જાય છે...તેમ તેમ...રાગનો છેદ થતો જાય છે. અને જેમ જેમ રાગનો છેદ થતો જાય છે...તેમ તેમ નિમિત્તનો સંબંધ છૂટતો જાય છે. આ ચારિત્ર પર્યાયની વાત છે.

એટલું નક્કી કરી લેજો કે...અખંડ દ્રવ્યદૃષ્ટિના વિષયમાં ઉણી-અધૂરી પર્યાય નથી. વળી અખંડ દ્રવ્યદૃષ્ટિના વિષયમાં વિકલ્પ નથી...નિમિત્ત નથી. અખંડ અભેદ દ્રવ્યદૃષ્ટિનો વિષય એટલે તત્ત્વજ્ઞાનના વિષયમાં વિકલ્પ નથી. પણ પૂર્ણ કૃતકૃત્ય છે. અને જ્ઞાનના વિષયમાં ઉણી અધૂરી પર્યાય છે...રાગ છે...નિમિત્ત છે...વિકાર છે...વિકલ્પો છે...અને આખું દ્રવ્ય એ બધુંય જ્ઞાનના વિષયમાં જણાય છે. જ્ઞાનના વિષયમાં તો આ બધાયનું જ્ઞાન રહે છે. તે પ્રમાણે જ્ઞાન છે...એટલે સાચું જ્ઞાન છે.

વસ્તુ પોતે દ્રવ્યે..પર્યાયે બે પડખા વાળી છે. માટે તે બંનેનું જ્ઞાન તે પ્રમાણ જ્ઞાન છે..સાચું જ્ઞાન છે, એટલે અનંતગુણ અભેદપણાને જેણે અનુભવ્યું છે, વેદ્યું છે, તે આત્મજ્ઞાની અણગારનું પહેલું લક્ષણ કહ્યું...તે લક્ષણ સાંભળીને તમે નિર્ણય કરતા જજો, શું નિર્ણય કરવો તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૨૭

સં. ૨૦૧૪ના આસો વદ ૦)) સોમવાર, તા. ૧૦-૧૧-૫૮

**સિદ્ધ ભગવાનનો પૂર્ણ પર્યાય થયો....તેમ....**
**પોતાને પોતાનો પૂર્ણ પર્યાય પ્રગટ કરવો છે....**
**તેથી...ઇષ્ટ નિમિત્તનું બહુમાન આવે...અને ઉત્સવ કરે...**
**તે પોતાના પુરુષાર્થનો જ ઉત્સવ છે.**

આજે દિવાળી પર્વ છે, વીર સંવત ૨૪૮૫. બે હજાર ચારસો પંચાશી વર્ષ પહેલાં આ દિવસે "सुद्धेणं उवेइ मोक्खं" શુદ્ધ સ્વભાવની આરાધના કરીને....પ્રભુ મહાવીર મોક્ષે પધાર્યા...

એ રીતે આજે પ્રભુ મહાવીર દેવનો નિર્વાણ દિન છે. હાલ તેઓ આત્માના સુખમાં, આત્માના પૂર્ણ આનંદમાં બિરાજે છે. તેમને ધન્ય છે. ધર્માત્મા ભક્તિના ભાવ ઉછાળીને કહે છે કે....પ્રભુ આજે નિર્વાણ પધાર્યા....એમ કહીને મહોત્સવ કરે છે. તે પોતાના પુરુષાર્થનો મહોત્સવ છે. ધર્માત્માને જ્યાં જ્યાં ઇષ્ટ નિમિત્ત દેખાય ત્યાં ત્યાં તેમને બહુમાન આવે.

સિદ્ધ ભગવાનનો પૂર્ણ પર્યાય થયો. તેમ પોતાને પોતાનો પૂર્ણ પર્યાય પ્રગટ કરવો છે. તેથી....ઇષ્ટ નિમિત્તનું બહુમાન આવે...અને ઉત્સવ કરે...તે પોતાના પુરુષાર્થનો જ ઉત્સવ છે.

આસો વદ ૦)) એટલે દિવાળી...દિવાળી એટલે વીર નિર્વાણ દિવસ. ઋજુવાલિકા નદીના કિનારે સામલી વૃક્ષની પાસે ...આગમભાષામાં કહીએ તો શુકલધ્યાનની નિર્મળ કેવળજ્ઞાનની શ્રેણીમાં...અધ્યાત્મભાષામાં કહીએ તો રૂપાતિત ધ્યાનમાં હતા.

પહેલા ધ્યાનમાં અલ્પ વિકલ્પ છે...બીજા ધ્યાનમાં તદ્દન એકાગ્રતા થતાં...નિર્વિકલ્પ થતાં કેવળજ્ઞાન પ્રગટયું છે. તે વૈશાખ શુદ ૧૦ને દિવસે. અને નિર્વાણ કલ્યાણકનો દિવસ તે આસો વદ ૦)) એટલે ચૌદસની રાત્રિનો પાછલો ભાગ.

અંતસમયે મહાવીર ભગવાને તેરસ અને ચૌદસરૂપ સોળ પહોરની દેશના દીધી છે. અઢાર દેશના રાજાઓ...તે દિવસોમાં છઠ્ઠ પૌષધ લઈને બેઠા છે. અને તે પૌષધ તેરસ અને ચૌદસના કરેલ છે. અને તે દિવસોમાં ભગવાનની વાણી સોળ પહોર સુધી છૂટી છે.

તે વખતે પાવાપુરી ક્ષેત્રે ભગવાન સર્વકર્મ-કલંક રહિત પૂર્ણ શુદ્ધતા વડે મોક્ષ દશાને પામ્યા. જીવનમુકત દશા તો ભગવાનને ત્રીસ વર્ષ પહેલાં પ્રાપ્ત થઈ હતી... અને બોતેરમા વર્ષે ભગવાન પૂર્ણ મુકત દશાને પામ્યા. તે પરમ કલ્યાણકનો દિવસ આજે છે.

સાધક આત્મા પૂર્ણ સિદ્ધ અવસ્થાને ઓળખીને તેના ઉપર મીટ માંડીને પુરુષાર્થ ઉપાડે છે કે ભગવાને જે પદ પ્રાપ્ત કર્યું...તે પદ મારે પણ અલ્પ કાળમાં પ્રાપ્ત કરવું છે. જે જીવો આવી ભાવના ભાવે છે...તે જીવો અલ્પકાળમાં ભગવાનની માફક દેહમુકત-પરમશુદ્ધ-સિદ્ધ-મોક્ષદશાને પામવાના...પામવાના...અને પામવાના જ.

ભગવાનશ્રી મહાવીર નિર્વાણ કલ્યાણક પર્વ તિથિ...તેને પણ ધન્ય છે...તે કાળને યાદ કરીને...ચોવીસોપંચાસી વર્ષો વહી ગયેલા તે કાળને વર્તમાનમાં યાદ કરીને... વર્તમાનમાં તે કાળ ઉપર આરોપ કરીને...હોંસથી-ઉમંગથી કહે છે કે સર્વજ્ઞ ભગવાન આજે મોક્ષે ગયા. ત્રિલોકીનાથ જે ક્ષેત્રે મોક્ષને પામ્યા. તે ક્ષેત્રને પણ ધન્ય છે. ગૌતમ આદિ મહાજ્ઞાની પુરુષો, તે નગર, પુર, પાટણ માતા-પિતા કુળ આદિ બધાયને ધન્ય છે. આજ દિન...દિવાળી એટલે નિર્વાણ કલ્યાણક કાળને પણ ધન્ય છે. જેને નિર્વાણનો ઉત્સાહ હોય...તેને સ્વતંત્ર કૃતકૃત્ય થવાની સ્થિતિનો ઉત્સાહ હોય...તેને લોકોત્તર કલ્યાણનો ઉત્સાહ હોય. જેને જે રૂચ્યું...તેની તેને અનુમોદના...અને ઉત્સાહ જરૂર હોય છે. તેથી દેવો અને ઈન્દ્રો પણ સ્વર્ગ અને પુણ્યના ઠાઠ-વૈભવો છોડીને ઉત્સવમાં જોડાય છે. અને કહે છે કે...આ પુણ્યના ઠાઠ-વૈભવ તે સાચા નહિ...પણ વીતરાગી પ્રભુ તે સાચા. માટે સર્વજ્ઞ વીતરાગના કલ્યાણક ઉજવીએ. જેનો મહિમા અપરંપાર છે. તે પ્રભુનો આ નિર્વાણ દિવસ છે.

પૂર્ણપદ પ્રાપ્તિનો ભાવ ઉછાળીને પૂર્ણ સત્‌નું બહુમાન કરવા એ રીતે દેવો નીચે ઉતરે છે...અને ઉતરીને બહુમાન કરે છે. જેને નિર્દોષ શુદ્ધ ભાવની રૂચિ છે... તેથી પરમ ઉલ્લાસિત થઈને નીચે ઉતરીને પ્રભુના ગાણાં ગાય છે. એ તો સાધક આત્માનું જીવન છે.

પ્રભુના પાંચ કલ્યાણક હોય છે. (૧) ચ્યવનકલ્યાણક (૨) જન્મકલ્યાણક (૩) દિક્ષા કલ્યાણક (૪) કેવળજ્ઞાન કલ્યાણક (૫) નિર્વાણ કલ્યાણક.

એ પાંચે કલ્યાણકો દેવ-દેવી-દેવેન્દ્રો અતિ અતિ હોંશથી ઉજવે છે. અને નિષ્કારણ કરુણાનો સર્વોત્કૃષ્ટ મહિમા જગતના જીવો સમક્ષ જાહેર કરે છે. એ મહિમા એમ જાહેર કરે છે કે..જાગો..જાગો જગતના જીવો..જાગો.તે પ્રભુ "सुद्धेण उवेइ मोक्ख" આજે પૂર્ણ શુદ્ધતાને પામ્યા. આજે તે પ્રભુ મોક્ષે ગયા. તે પૂર્ણ શુદ્ધ, પવિત્ર દશાનું સ્મરણ થતાં વિશેષે વિશેષે જાગૃતિનો પુરુષાર્થ ઉપાડીને...વીતરાગતાના ગાણાં ગાય છે.

આજે બધાયે સ્વાધ્યાય કરવો.. "पुच्छीसुणं समणा महाणाय" પ્રભુના ગાણાં

ગાવા. ગુણગ્રામ કરવા. અને આ પંચમકાળે વિરહના ટાણાને ભાવથી પૂરા પાડે છે. સર્વજ્ઞ ભગવાનનો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વકાળ પર્યાય પરિપૂર્ણ થયો. તે દિન દિવાળી છે. તે દિવસે દેવોએ રત્નોના દિપક પ્રગટાવીને ઉત્સવ કર્યો હતો. તે દિવસથી દિવાળી પર્વ કહેવાય છે. સંસાર પર્યાયનો અંત અને શુદ્ધ પર્યાયની ઉત્પત્તિ...તે સાદિ અનંત અનંત સમાધિ સુખમાં અનંતદર્શન અનંતજ્ઞાન સહિત એવા પરમ પ્રભાવક સર્વજ્ઞ ભગવાનનો મહોત્સવ છે. એ જ પૂર્ણ સત્ સ્વરૂપનો આદર છે. મહિમા છે. જેને સત્નો આદર છે તેને અસત્નો આદર ન હોય.

દિવાળીના દિવસે લોકો ભાવના ભાવે છે કે...શાલીભદ્રની રિદ્ધિ હજો...તેનો અર્થ એમ થાય કે...જડના કૂકા-પૈસા-છાપરા અમને હજો...એટલે સંસારની પરાધિનતા સદાય અમને રહેજો. ત્યારે જ્ઞાની ભાવના ભાવે છે કે...મારો પોતાનો શુદ્ધ આત્મા, શુદ્ધ ચેતના વિનાનો ન રહેજો...એટલે કે શાલીભદ્રની રિદ્ધિને બદલે સિદ્ધ ભગવાનની સિદ્ધિ હજો વળી લોકો ચોપડામાં લખે છે કે બાહુબલીજીનું બળ હજો...એનો અર્થ એ થાય કે સાંસારિક ખટપટમાં...સાંસારિક વ્યાપાર આદિની ખટપટમાં હરિફાઈનું ઉપાધીક બળ હજો. તેમાં એમ આવ્યું કે ભરતચક્રવર્તી કોઈ રીતે બાહુબલીજીને લડાઈમાં ન પહોંચી શક્યા.. ન જીતી શક્યા...તેવું બળ માંગે છે. પણ જ્ઞાનીભાવના ભાવે છે. કે..બાહુબલીજીએ રણભૂમિની અંદર માન-કષાયને જીતીને વીતરાગ માર્ગે ગયા. અને જરાક માન કષાય હતો તે બ્રાહ્મી–સુંદરીના નિમિત્તરૂપ વચનો જેવાં કે "વીરા મોરા ગજ થકી નીચે ઉતરો, ગજ ચડે કેવળ ન હોય." એવાં વચનો સાંભળી અને પોતાના પુરુષાર્થથી માન કષાયને તોડયું..કે તુરત જ કેવળજ્ઞાન પ્રગટયું. અમર્યાદિત અખંડ સ્વભાવમાંથી ભેદ કલ્પનાનું શલ્ય ટાળીને બાહુબલીજીનું કેવળજ્ઞાનનું બળ અમને હજો એમ જ્ઞાની ભાવના ભાવે છે.

એવી તત્ત્વદષ્ટિ સહિત પૂર્ણ કેવળજ્ઞાનની ભાવના હજો..બસ એમ જ જ્ઞાની ભાવના ભાવે છે. પણ સંસારના વેપારનું, હરિફાઈનું, કોઈપણ બળ હજો....તેવી ભાવના જ્ઞાની ભાવતા નથી...તમો શેની ભાવના ભાવો છો? વળી લોકો ચોપડામાં લખે છે કે અભયકુમારની બુદ્ધિ હજો. એટલે સંસારમાં ક્રોધ–માન–માયા–લોભરૂપ કષાય કરવાની ચતુરાઈ હજો...ગણધર–દેવાદિને પણ મહાતિક્ષ્ણ બુદ્ધિ છે...તેઓ મહા-અતિશયવાળી વીરની વાણી છુટે છે..તેને ટૂંકામાં ઘણુંયે સમજીને પચાવી શકે છે. તથા ચૌદ પૂર્વ અને બાર અંગની રચના કરી શકે છે..એવી મહામહિમાવંત બુદ્ધિ ગણધરને પ્રગટ થાય છે. શ્રી સર્વજ્ઞ વીતરાગદેવની મહામહિમાવંત.. આત્મસુખ પ્રગટ થવારૂપ એવી રિદ્ધિ-સિદ્ધિ-બુદ્ધિ અમને હજો. એવી સાધક માંગણી કરે. એટલે આવી જ ભાવના ભાવે. નિર્દોષ પવિત્ર શુદ્ધતાની ભાવના હોય ત્યાં પછી સંસારની ભાવના કેમ હોય?

જોઈએ. અને તે આજે જ પૂજન કેમ કરવામાં આવે છે. તેને ઘણા મોટાભાગના લોકો જાણતા નથી. તેથી તે સંબંધમાં જણાવવાની જરૂર છે. પ્રથમ તો લક્ષ્મી ખરેખર તેને કહેવાય કે જે લક્ષ્મીનો અથવા જેનો આત્મા ભોગવટો, ઉપભોગ, વપરાશ આદિ કરી શકે. અને જેના ભોગવટાથી આત્માને સુખ–શાન્તિ–આનંદ–સંતોષ થાય. આવી જો કોઈ આત્મલક્ષ્મી હોય તેજ પૂજનીક છે. પણ પૈસા–લક્ષ્મી –રૂપિયા વગેરે જડ લક્ષ્મી પૂજવા યોગ્ય નથી. તેને પૂજવાથી તો મહાપાપ થાય છે. મિથ્યાત્વનું ઘોર પાપ થાય છે. તે લક્ષ્મીને આત્મા ભોગવી શકતો નથી. પણ તેને મેળવવાની કે ભોગવવાની ભાવનાથી પોતે મહાદુઃખી થાય છે. માટે એટલું અવશ્ય નક્કી કરી લેવું જોઈએ કે પૂજવા યોગ્ય લક્ષ્મી આત્મામાં છે. અને તે કઈ લક્ષ્મી? તે ઓળખવી જોઈએ. તેને તમારે ઓળખવી જ જોઈએ. અજીવ લક્ષ્મીનો સ્વામી અજીવ હોય..અજીવનો સ્વામી જીવ હોય જ નહીં. જીવ તો ચૈતન્ય સ્વરૂપ છે..તે જ્ઞાન જ તેની લક્ષ્મી છે. જ્ઞાન સિવાય બીજી કોઈ લક્ષ્મીનો સ્વામી આત્મા નથી. વિકારી ભાવો થાય તે જીવની લક્ષ્મી નથી. પણ જ્ઞાન તેજ જીવની લક્ષ્મી છે. અને સંપૂર્ણ કેવળજ્ઞાન પ્રગટે..તે જીવની સંપૂર્ણ લક્ષ્મી છે.

હવે પોતાના જ્ઞાનભંડારને ઓળખીને સંપૂર્ણ જ્ઞાન લક્ષ્મી પ્રાપ્ત કરવાની ભાવના-પૂર્વક એ લક્ષ્મીનું પૂજન કરવું..કરવું..ને કરવું જ. તેનું જ નામ સાચું લક્ષ્મી પૂજન છે. પરંતુ પૈસા વગેરે લક્ષ્મીનું પૂજન કરવું તે જડ પૂજન છે. તેનાથી આત્માની જ્ઞાન લક્ષ્મીનું ખૂન થાય છે. તે દિવાળીના દિવસમાં તે લક્ષ્મીનું પૂજન શા માટે કરવામાં આવે છે? તે વિચારીએ...તમે વિચાર્યું હશે...અને ન વિચાર્યું હોય તો આ સાંભળીને વિચારજો. અને ખોટાને પકડયું હોય તો છોડી દેજો.

આ દિવાળીનો દિવસ આત્માની સ્વાધીનતાનું પર્વ છે. અમાવસ્યાની સાંજની સંધ્યાના સમયે શ્રી વીર પ્રભુના મુખ્ય ગણધર શ્રી ગૌતમ સ્વામીને કેવળજ્ઞાનરૂપી અક્ષય લક્ષ્મીની પ્રાપ્તિ થઈ...તે વખતે દેવો અને મનુષ્યોએ મહાઉત્સવની સાથે તે કેવળજ્ઞાન લક્ષ્મીની પૂજા કરી...અને ત્યારથી લક્ષ્મી પૂજન કરવાનો રિવાજ ચાલુ થયો છે. તે દિવસે ખરી રીતે તો કેવળજ્ઞાન લક્ષ્મીનું પૂજન કરવું જોઈએ. આ યથાર્થ હકીકત નહિ જાણનારા અજ્ઞાની જીવો ચોપડાની શરૂઆતમાં અજ્ઞાનને પોષણ મળે તેવી અજ્ઞાનમય ભાવના ભાવે છે. અને ચોપડામાં પણ લખે છે.

એક તરફ ભગવાન મહાવીરની સિદ્ધદશા અને બીજી તરફ ગૌતમ પ્રભુને કેવળ-જ્ઞાનની પ્રાપ્તિ એટલે અરિહંત દશા અને સિદ્ધ દશાના સર્વોત્કૃષ્ટ મંગલ ઉત્સાહમાં આત્માની ભાવના વડે આત્માને ઓતપ્રોત કરવો જોઈએ. અને કેવળજ્ઞાની ગૌતમના કેવળજ્ઞાન લક્ષ્મીના ગાણાં ગાવાં જોઈએ.

એક સિદ્ધ દશા અને બીજી અરિહંત દશા એ બે દશા સર્વ–ઉત્કૃષ્ટ મંગલ પ્રસંગે આત્માને આત્માની ભાવનાથી ઓતપ્રોત કરી દેજો. અને ચોપડામાં જે સંસાર-પોષક ભાવના લખાય છે તેના બદલે આત્માને પોષક ભાવના લખવી. તથા હૃદયમાં પણ કોતરી કાઢવી.

(૧) મારો આત્મા શુદ્ધ જ્ઞાનચેતના, દર્શનચેતના, સુખ અને વીર્યચેતના વિનાનો ચૈતન્ય ન રહેજો.

(૨) તે શુદ્ધ ચૈતન્યના જોરે પરિપૂર્ણ સિદ્ધ ભગવાનની રિદ્ધિ હજો.

(૩) અમર્યાદિત અખંડ સ્વભાવમાંથી ભેદકલ્પનાનું શલ્ય ટાળીને કેવળજ્ઞાન–કેવળદર્શનનું બળ હજો.

(૪) મહામહિમાવંત અખંડ અભેદ જ્ઞાનભંડારી આત્માનું અનંત સામર્થ્ય પ્રગટ થવારૂપ સમ્યક્બુદ્ધિ હજો.

(૫) એ બુદ્ધિ દ્વારા ત્રિકાળી અખંડ અભેદ નિર્વિકલ્પ અવિનાશી આત્મ-સ્વરૂપની રિદ્ધિ–સિદ્ધિ હજો.

(૬) આત્માની શાશ્વત અખંડ પરિપૂર્ણ જ્ઞાન લક્ષ્મીની પ્રાપ્તિ હજો.

(૭) તેની પ્રાપ્તિને માટે અખંડ આત્મબળ હજો.

(૮) શ્રી રત્નત્રયમય આત્માના ત્રણ અમૂલ્ય જ્ઞાન-દર્શન–ચારિત્ર રત્નનો લાભ હજો.

(૯) આત્માનું શાશ્વત જીવન રત્નત્રયની જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ આરાધનાથી સદાય પવિત્ર હજો.

(૧૦) આત્મગત સત્તારૂપ એટલે શકિતપણે રહેલી આત્મલક્ષ્મીની સ્વલક્ષે ખૂબ-ખૂબ વૃદ્ધિ હજો.

(૧૧) આત્મસ્વરૂપના અક્ષય ચૈતન્ય નિધાન હજો.

(૧૨) અનાદિનો જડ લક્ષ્મી ઉપરનો મોહ સર્વથા નષ્ટ થઈ..જઈને શુદ્ધ ચૈતન્યની સદાય નિર્દોષ રૂચિ હજો.

(૧૩) સમ્યક્ સંયમ–તપ–ત્યાગમય સદાય સાચું જીવન હજો.

(૧૪) ઉત્કૃષ્ટ સમ્યક્જ્ઞાન ગર્ભિત વૈરાગ્યમય અમારા જીવન ભંડાર સદાય ભરપૂર હજો.

(૧૫) સંસાર પર્યાયનો અંત અને શુદ્ધ પર્યાયની ઉત્પતિ હજો...એટલે શાશ્વત સિદ્ધપદ પ્રગટ થજો.

(૧૬) સાદિ–અનંત અનંત સમાધિ સુખમાં અનંતદર્શન અનંતજ્ઞાન સહિત આત્માની રમણતા હજો.

મુમુક્ષુનુ જીવન આ સોળ પ્રકારની ભાવનામય હોવું જોઈએ. સિદ્ધપર્યાય છે... કેવળજ્ઞાન છે...તેનું કારણ સમ્યક્‌જ્ઞાન છે. સમ્યક્‌જ્ઞાન આત્મા છે આત્મભાવની ભૂમિકામાં સર્વ મંગલરૂપ છે. આત્મજ્ઞાનના લક્ષે...ઉપરોકત સોળ પ્રકારની ભાવના ભાવતાં ભાવતાં આગળ વધવું.

તે ભાવનાની પછવાડે ઈન્દ્રપદ–સર્વાર્થસિદ્ધ વિમાનના પદ–તીર્થંકર નામકર્મ ગોત્રના પદ–ચક્રવર્તિના પદ–બળદેવના પદ–વિ. પદો પડયા છે. અને સોળ પ્રકારની ભાવના ભાવતાં ભાવતાં જીવપૂર્ણ સિદ્ધ થાય છે.

**આતમભાવના ભાવતાં....**
**જીવ લહે કેવળજ્ઞાન રે...**

**सर्व मंगल मांगल्यम्**
**सर्व कल्याण कारणम्**

સર્વ મંગલ અને કલ્યાણનાં કારણરૂપ જે સોળ ભાવના બતાવી તે ભાવના ભાવે...તો જીવ મોક્ષપદને પામે. "सुद्धेण उवेइ मोक्ख".

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



**વ્યાખ્યાન નં. ૧૨૮**

સં. ૨૦૧૫ના કારતક સુદ ૨ બુધવાર, તા. ૧૨–૧૧–૫૮

**આત્મા પોતે જ જ્ઞાન છે.**
**તેથી આત્મા જ જ્ઞાનનું કારણ છે.**

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા...પરિપૂર્ણ જ્ઞાનમાં અખંડ–અભેદ અબાધિત તત્ત્વનો નિર્ણય થયેલ તેનું નામ તે સિદ્ધાંત.

શ્રી ઉત્તરાધ્યાનજી સૂત્રનું ૧૮ મું અધ્યયન, સંયતિ રાજાનો અધિકાર, તેની ચોથી અને પાંચમી ગાથા વંચાય છે.

આ સંયતિ રાજાના પૂર્વ પુણ્યના ઉદયે જે મુનિના ભેટા થવાના છે..અને તે રાજાનાં જન્મ–મરણના ફેરા ટળી જવાના છે. સંતના સમાગમે આત્મા સમજીને ઠરે.

તો જન્મમરણના ફેરા ટળી જાય. જેના સમાગમે જન્મમરણના ફેરા ટળી જાય તેઓ કેવા હોય? તેનાં લક્ષણો બતાવે છે. તે અણગારમાં પાંચ લક્ષણો હોય છે.

(૧) આત્મજ્ઞાન

(૨) સમદર્શિતા

(૩) સાધક માર્ગે વિચરવું

(૪) સત્ય પ્રકાશક વાણી

(૫) નવ તત્ત્વનું યથાર્થ જાણપણું

પહેલું લક્ષણ આત્મજ્ઞાન...અનંત ગુણપર્યાયથી જેણે આત્માને અનુભવ્યો...તેનું નામ આત્મજ્ઞાન. તે અણગારનું પહેલું લક્ષણ છે.

જીવ દ્રવ્યમાં અનંત ગુણ છે...તે દરેકે દરેક ગુણ કેવા છે? તો કહે છે કે તે દરેકે દરેક ગુણ અસહાય છે. જ્ઞાન-દર્શન-ચારિત્રગુણ અસહાય છે...તેમ દરેકે દરેક ગુણ અસહાય છે...સ્વાધીન છે. કોઈ એક ગુણ બીજા ગુણને આધીન નથી. તેથી એક ગુણની શુદ્ધિ થતાં બીજા ગુણની શુદ્ધિ થવી જ જોઈએ . એમ નથી. શ્રદ્ધા ગુણની સંપૂર્ણ શુદ્ધિ ક્ષાયક સમ્યગ્દર્શનરૂપે થઈ જતાં બીજા જ્ઞાનાદિ ગુણોની શુદ્ધિ થઈ જાય એવો કોઈ નિયમ નથી. આત્મા અખંડ અભેદ હોવાથી એક ગુણ બીજા ગુણની સાથે અખંડ છે...અભેદ છે....એ વાત ત્રિકાળ સાચેસાચી છે....એટલે એ ખરૂં છે. પણ તેથી પર્યાય અપેક્ષાએ દરેકે દરેક ગુણની પર્યાય જુદે જુદે વખતે શુદ્ધ થવામાં કાંઈ દોષ નથી. હવે પર્યાય અપેક્ષાએ આમ છે. હવે દ્રવ્ય અપેક્ષાએ સંપૂર્ણ શુદ્ધિ પ્રગટે ત્યારે દ્રવ્યની આખી શુદ્ધિ પ્રગટી કહેવાય...અથવા ગણાય. પણ ચોથા ગુણસ્થાનકે ક્ષાયક સમ્યગ્દર્શન થતાં....સંપૂર્ણ આત્મા ક્ષાયિક ભાવે પ્રગટી જવો જ જોઈએ. અને મુક્તિ તુરત જ થઈ જવી જોઈએ એમ માનવું તે યોગ્ય નથી.

આ સાંભળીને અહીં કોઈ પ્રશ્ન કરે છે કે...મહારાજ! એક ગુણ સર્વ ગુણાત્મક છે...અને સર્વ ગુણ એક ગુણાત્મક છે. માટે એક ગુણ સંપૂર્ણ પ્રગટ થવાથી ચોથા ગુણસ્થાનકે અન્ય ગુણ પણ સંપૂર્ણપણે તે જ સમયે પ્રગટ થવા જ જોઈએ ને?

"એક અનેકકી નહિ સંખ્યા....
નમો સિદ્ધ નિરંજનમ્."

મહારાજ ..એ ખરૂં છે ને? તો કહે છે કે....એ માન્યતા ખરી નથી. ગુણ અને ગુણી અખંડ છે તે ખરૂં છે. ધર્મ અને ધર્મી અખંડ-અભેદ છે તે ખરૂં છે. એટલે અભેદ અપેક્ષાએ ગુણો અભેદ છે. પણ તેથી એક ગુણ બીજા બધા ગુણરૂપ છે, એમ કદીયે કહી ન શકાય. જ્ઞાનગુણ દર્શનગુણરૂપે અને દર્શનગુણ જ્ઞાનગુણરૂપે છે એમ કદી પણ કહી ન શકાય. એમ કહેતાં દરેકે દરેક દ્રવ્ય એક જ ગુણાત્મક થાય.

પણ એમ બન્યું નથી...બનવાનું નથી...અને બનશે પણ નહીં...અને ભેદ અપેક્ષાએ દરેકે દરેક ગુણ ભિન્ન-સ્વતંત્ર અને અસહાય છે.

હવે એક ગુણમાં બીજા ગુણની નાસ્તિ છે. વસ્તુનું સ્વરૂપ એકાંત અભેદ નથી... વસ્તુનું સ્વરૂપ એકાન્તભેદ પણ નથી. પણ વસ્તુનું સ્વરૂપ ભેદાભેદ છે. એમ જો માનવામાં ન આવે તો દ્રવ્ય અને ગુણ સર્વથા અભિન્ન થઈ જાય....અને જો સર્વથા અભિન્ન થઈ જાય તો એક ગુણ બીજા ગુણને સહાયક શી રીતે થાય? એક ગુણને બીજા ગુણ સાથે-નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. તે અપેક્ષાએ એક ગુણ બીજા ગુણને સહાયક કહેવામાં આવે છે. જેમ કે સમ્યગ્દર્શન કારણ અને સમ્યક્જ્ઞાન કાર્ય તે નિમિત્તરૂપે સહાયક કહેવાય છે. પણ...સમ્યગ્દર્શને જ્ઞાનને સમ્યક્ બનાવી દીધું નથી. પણ જ્ઞાન પોતે પોતાની તાકાતથી સમ્યક્ બન્યું છે. ત્યારે સમ્યક્દર્શનને સહાયક અથવા નિમિત્ત કહેવાય છે.

જો સ્વદ્રવ્યના બીજા ગુણોની સાથે અભેદપણું લક્ષમાં લહીએ તો તે અપેક્ષાએ તે ગુણની પૂર્ણ પર્યાય કેવળજ્ઞાન થતાં જ પ્રગટ થાય છે. એમ કહી શકાય છે. વળી દ્રવ્ય અખંડ છે..તેથી દ્રવ્ય અપેક્ષાએ આખા દ્રવ્યની સંપૂર્ણ સિદ્ધિ..સિદ્ધપણામાં થાય છે. આવી સ્યાદ્વાદ શૈલી જૈન શાસન સિવાય બીજે ક્યાંય નથી. આ સમજાય તો અંદરમાંથી જ્ઞાન સહજપણે ખીલી નીકળે છે, એમ કહી શકાય છે.

હવે ક્ષાયક સમ્યક્દર્શન એક જ વાર પ્રગટ થયા પછી તે મેળવવાને માટે પુરુષાર્થ કરવાનો રહેતો નથી. પણ તેની દૃઢતાને માટે..પરમ અવગાઢ સમ્યગ્ દર્શનની પ્રાપ્તિને માટે..( પરમ અવગાઢ સમ્યગ્દર્શન તો કેવળજ્ઞાન પ્રગટ થતાં જ પ્રગટ થાય છે. ) તથા ચારિત્રને માટે પુરુષાર્થ કરવાનો રહે છે. અને તેને અનુસરીને સંપૂર્ણ જ્ઞાન..તેરમા ગુણસ્થાનકે પ્રગટે છે. માટે પરમ યથાખ્યાત્ ચારિત્ર, પરમ અવગાઢ યથાખ્યાત્ ચારિત્ર ચૌદમાં ગુણસ્થાનકના અંતમાં પ્રગટે છે. અગ્યારમા ગુણસ્થાનકે ઉપશમ યથાખ્યાત્ ચારિત્ર હોય. બારમા અને તેરમા ગુણસ્થાનકે ક્ષાયક યથાખ્યાત્ ચારિત્ર હોય..અને ચૌદમા ગુણસ્થાનકના અંતે પરમ અવગાઢ યથાખ્યાત્ ચારિત્ર હોય છે.

એ રીતે દ્રવ્ય અપેક્ષાએ..પૂર્ણ અખંડ શુદ્ધિ તો સિદ્ધ દશામાં પ્રગટે છે. પણ સ્વસ્વરૂપની માન્યતા તો તમામ પ્રકારના સમ્યગ્દર્શનમાં એટલે..ઉપશમ સમ્યગ્દર્શન... ક્ષયોપશમ સમ્યગ્દર્શન..ક્ષાયક સમ્યગ્દર્શન.:.એ બધાયમાં એક જ પ્રકારની હોય છે. એટલે સમ્યગ્દર્શનમાં ક્રમ કે ભેદ પડી શકતા નથી..પણ ચારિત્રમાં ભેદ પડે છે.. ક્રમ પડે છે. સમ્યગ્દર્શન પ્રગટતાં અભિપ્રાયની અપેક્ષાએ..શ્રદ્ધાની તથા માન્યતાની અપેક્ષાએ જીવનો મોક્ષ થયો..એમ જ્ઞાનીઓ કહે છે.

ભગવતી સૂત્રમાં તથા મોટા બાસઠીયામાં કહ્યું છે કે... સમુચ્ચય કેવળીમાં ૧૧

(અગ્યાર) ગુણસ્થાનક હોય છે..તે ચોથાથી માંડીને ચૌદમા ગુણસ્થાન સુધીનાં ગુણસ્થાનકો હોય છે. માટે સમ્યગ્દર્શન થતાં જીવનો મોક્ષ થયો એમ કહેલ છે. તે દષ્ટિની અપેક્ષાએ. આત્માનો શ્રદ્ધા ગુણ તે શ્રદ્ધા ગુણના વિષયની અપેક્ષાએ એક સાથે ઊઘડે છે..અને આત્માના જ્ઞાનાદિક કેટલાક ગુણોમાં ક્રમે ક્રમે વિકાસ થાય છે. અને આત્માનો શ્રદ્ધા ગુણ એક સાથે ઊઘડે છે. તેમાં ક્રમ પડતો નથી. અને આત્માના બીજા જ્ઞાન-ચારિત્ર આદિ ગુણોમાં ક્રમિક વિકાસ થાય છે. એટલે ક્રમે ક્રમે ઊઘડે છે. મિથ્યાદર્શન કે મિથ્યાદષ્ટિ ટળીને..સમ્યગ્દર્શન એક સમયમાં પ્રગટે છે. મિથ્યાદષ્ટિ ટળીને સમ્યગ્દર્શન એક સમય માત્રમાં જ પ્રગટે છે. આત્માનો શ્રદ્ધાગુણ તે શ્રદ્ધા ગુણના વિષયની અપેક્ષાએ તે એક સાથે ઊઘડે છે. અને આત્માના કેટલાક જ્ઞાનાદિક ગુણોમાં ક્રમિક વિકાસ થાય છે. (તમો ખોણી આપો તો ખરા.. હું તો અત્યારે જ ખોણી આપું છું. તેને લઈ જજો, તમારૂં કલ્યાણ થઈ જશે.) સમ્યગ્દર્શન પ્રગટે ત્યારથી તે પોતાના વિષય પરત્વે પૂર્ણ અને ક્રમરહિત જ હોય છે. અને સમ્યક્જ્ઞાન-સમ્યક્ચારિત્રમાં ક્રમે ક્રમે વિકાસ થાય છે.

આ રીતે વિકાસમાં ક્રમિક અને અક્રમિકપણું આવે છે. હવે..તેથી વિકાસનું સ્વરૂપ અનેકાન્ત છે. એમ દરેકે દરેક જૈન શાસનના અનુયાયીએ પોતાના જ્ઞાનમાં સમજી લેવું જોઈએ. આ સમજ્યા વિના (સમ્યક્જ્ઞાન) સમ્યક્દર્શન થાય તેમ નથી. સમ્યગ્દષ્ટિને સમ્યગ્દર્શનના વિષયની માન્યતા પૂર્ણ જ હોય છે. કેમકે તેનો વિષય અખંડ શુદ્ધાત્મા છે. હવે આત્માના અનુભવને શુદ્ધ ઉપલબ્ધિ કહેવામાં આવે છે. અને જે શુદ્ધ અનુભવરૂપ ઉપલબ્ધિ છે..તે ચારિત્રગુણની પર્યાય છે.

જ્યારે સમ્યગ્દષ્ટિ પોતાના ઉપયોગમાં જોડાયો હોય...એટલે કે સ્વાનુભવરૂપે પ્રવર્તે ત્યારે તેને સમ્યક્ત્વ હોય છે. અને જ્યારે શુદ્ધ અનુભવમાં જોડાયો ન હોય ત્યારે પણ તેને જ્ઞાનચેતના લબ્ધરૂપ હોય છે. હવે જ્ઞાન ચેતના જ્યારે અનુભવરૂપ હોય ત્યારે જ સમ્યગ્દર્શન હોય છે...અને જ્ઞાનચેતના અનુભવરૂપ ન હોય ત્યારે સમ્યગ્દર્શન ન હોય...એમ માનવું તે ભૂલ છે. ક્ષાયક સમ્યક્ત્વમાં જીવ શુભાશુભરૂપે પ્રવર્તે કે સ્વાનુભવરૂપે પ્રવર્તે ? ઉત્તરઃ બંને રૂપે સાધનાકાળમાં પ્રવર્તે. સમ્યક્ગુણ તો સામાન્ય છે. સમ્યગ્દર્શન તે શ્રદ્ધા ગુણની પર્યાય છે. તે ક્રમે ક્રમે ખીલતી નથી... પણ અક્રમપણે એક સમયમાં પ્રગટે છે. અને સમ્યક્જ્ઞાનમાં તો હીનતા-અધિકતા હોય છે. પણ તેમાં વિભાવપણું હોતું નથી. અને ચારિત્ર-ગુણ પણ ક્રમે ક્રમે ઊઘડે છે. તે અંશે શુદ્ધ અને અંશે અશુદ્ધ હોય છે. અંશે શુદ્ધ એટલે રાગ-દ્વેષવાળી નીચલી દશામાં હોય છે. એ પ્રમાણે જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ત્રણે ગુણોની શુદ્ધ પર્યાયના વિકાસમાં તફાવત છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે....શું સિદ્ધ થાય છે ? કે ભેદ અપેક્ષાએ દરેક

ગુણ સ્વતંત્ર છે. જ્ઞાન ગુણનું કાર્ય દર્શનગુણ ન કરે...અને દર્શનગુણનું કાર્ય જ્ઞાનગુણ ન કરે. એમ કોઈ ગુણનું કાર્ય બીજા કોઈ ગુણ ન કરે. પણ સહાયક હોય. (એમ પોતાના ગુણો એક બીજા ગુણોનું કાર્ય ન કરે તો ચેલા-ચેલી, શ્રાવક-શ્રાવિકા, છોકરા-છૈયાં-સ્ત્રી, વગેરે અમારૂં તમારૂં શું કામ કરે તેમ છે? આ બોણી અપાય છે...લેતા જજો.) ભેદ અપેક્ષાએ દરેક ગુણ જો સ્વતંત્ર ન હોય તો એક ગુણ બીજા ગુણરૂપે થઈ જાય. તે ગુણનું સ્વતંત્ર કાર્ય રહે નહિ. અને દ્રવ્ય અપેક્ષાએ બધાય ગુણો અભેદ છે. આમ ભેદ અપેક્ષા અને અભેદ અપેક્ષાએ જેમ છે તેમ યથાર્થપણે સમજીને એકવાર જો જીવ અભેદ થાય તો તેને અંદરનું આત્મજ્ઞાન પ્રગટી જાય. એટલે કે ત્રિકાળી અનંત ગુણ પર્યાયથી અભેદપણું અનુભવ્યું તેને જ આત્મજ્ઞાની સાચા અણગાર કહેવાય છે.

અણગારનાં પાંચ લક્ષણમાં પહેલું લક્ષણ આત્મજ્ઞાન. અને તેને જ આત્મજ્ઞાની કહેવાય કે જેણે ત્રિકાળી અનંતગુણ-પર્યાયથી અભેદપણું અનુભવ્યું છે. તે જ આત્મજ્ઞાન છે. માટે અણગારે આ ત્રિકાળી અભેદ ગુણ-પર્યાયથી અનુભવેલું હોવું જ જોઈએ. તે જ જૈન શાસનના સાચા અણગાર છે. આ તો ભેદ-અભેદ, ક્રમિક-અક્રમિકની વાત કરી...એકાંત ભેદ કે એકાંત અભેદરૂપ માને તો તે ખોટું છે.

આટલું નક્કી કરી લેજો કે હું એક આત્મા છું. મારા આત્માનું જ્ઞાન સ્વતંત્ર છે. સ્વતંત્ર છે, માટે પરતંત્ર નથી. માટે આત્માના જ્ઞાન ઉપર કોઈની સત્તા નથી. અને આત્માના જ્ઞાનને બીજા કોઈની મદદની જરૂર નથી. આત્માનો પરિપૂર્ણ જ્ઞાનસ્વભાવ બધાય પર પદાર્થોથી તદ્દન ભિન્ન છે. છૂટો છે. આત્માનું જ્ઞાન આત્મામાં છે. હવે જો આત્માનું જ્ઞાન આત્મામાં છે...તો અન્યમાં તે આત્માનું જ્ઞાન નથી. "एवंसे आया एवंस नाथा एवंसे विनाया"-સૂત્ર. આત્મા પોતે જ્ઞાન છે. આત્મામાં પરિપૂર્ણ જ્ઞાન છે. અને પરમાં જ્ઞાન જરાય નથી. એટલે જ્ઞાન આત્માથી જ થાય છે. હવે જો આત્માથી જ્ઞાન થાય છે તો તેમાં આવી ગયું કે તે જ્ઞાન તો પરથી થતું નથી. "आत्मज्ञानस् स्वयं ज्ञानम्, ज्ञानात् अन्य करोति किम्" આત્મા પોતે જ જ્ઞાન છે. તેથી આત્મા જ જ્ઞાનનું કારણ છે. આત્મામાં જ્ઞાન પૂરેપૂરૂં છે. અને પરમાં જરાય જ્ઞાન નથી...આમ અસ્તિ-નાસ્તિથી પૂરો જ્ઞાનસ્વભાવ બતાવ્યો છે.

તારો આત્મા જ્ઞાનથી પૂરો છે તો તારું જ્ઞાન પરની શું આશા રાખે છે? માટે જ્ઞાનને પરનું જરાય અવલંબન નથી. જ્ઞાનને પોતાના આત્માનું જ અવલંબન છે. જેને આત્માનું હિત કરવું છે. જેને પોતાના આત્માનુ કલ્યાણ કરવું છે, તેણે શું કરવું જોઈએ. પ્રથમ તો આત્મા જ્ઞાનસ્વરૂપ છે...જ્ઞાન અને આનંદ જ તેનો સ્વભાવ છે. અને પરથી તેમ જ વિકારથી જુદા એવા આત્માની...જ્યાં સુધી શ્રદ્ધા-માન્યતા-અભિપ્રાય ન થાય ત્યાં સુધી શરીર-શિષ્ય-શિષ્યા-સંઘાડા-વાડા-સ્ત્રી-પુત્ર-પૈસા-કુટુંબ-

કબીલો–રાચરચીલું તે બધાંયમાંથી હિતબુદ્ધિ ટળે નહિં... અને જ્યાં સુધી તે બધાંયમાંથી હિતબુદ્ધિ ટળે નહિ તેમ જ લાભ અલાભની બુદ્ધિ ટળે નહિ...ત્યાં સુધી તેમાંથી તે બુદ્ધિને ટાળીને. સ્વમાં જવાની તથા શ્રદ્ધા કરવાની બુદ્ધિ ન થાય. માટે સ્વના હિતચિંતક જીવોએ...પરમાંથી સુખ બુદ્ધિને છોડયા વિના સાચી શ્રદ્ધાને ન પામે...અથવા શ્રદ્ધા ન થાય... માટે કોનાથી તેને જુદાઈ છે...તે દરેકે દરેક સ્વના હિતચિંતક જીવોએ પહેલા ધડાકે જાણવું જ જોઈએ.

આત્મા જ્ઞાન સ્વરૂપે છે. તે સુખ-દર્શન વગેરે ગુણ સાથે એકમેક છે. શરીર–પૈસા વગેરેથી તેને જુદાઈ છે. અને તેના પ્રત્યેના રાગથી પણ જુદાઈ છે. જ્ઞાન આનંદસ્વભાવી પરિપૂર્ણ છે. એમ કહેતાં જ્ઞાન પરથી નિરાવલંબી અસહાય છે. એમ આવી જાય છે. માટે ભેદથી–અભેદથી આવો છે....ક્રમથી આવો છે....અક્રમથી આવો છે...વગેરે જે બતાવ્યું તેને સમજીને ગુણ પર્યાયથી અભેદ આત્માને જેણે અનુભવ્યો તે જ જૈન શાસનના સાચા શણગારરૂપ અણગાર છે. એવા સાચા અણગારનું પ્રથમ લક્ષણ તે આત્મજ્ઞાન છે. તે અહીં બતાવ્યું...તેને સમજીને....તમે તેને પામો.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૧૨૯

સં. ૨૦૧૫ના કારતક સુદ ૩, ગુરુવાર, તા. ૧૩–૧૧–૫૮

## જેટલો...જેટલો....અજ્ઞાનનો પડદો ખસતો જાય છે....
## તેટલો...તેટલો...જ્ઞાનનો વિકાસ–પ્રકાશ થતો જાય છે.

આ કેસર નામના ઉદ્યાનની અંદર રાજા પણ પોતાની પૂર્ણ અવસ્થાને પામી જવાનો છે. ત્યાં ગર્દભાળી મુનિરાજ બિરાજે છે. જેના સમાગમે જીવ કેવળજ્ઞાન પામે તેવા સંતોનાં અણગારોનાં લક્ષણો કેવાં હોય...તે અહિં બતાવે છે. તેને આપણે ઓળખવા જોઈએ. જૈનશાસનના શણગારરૂપ અણગારમાં પાંચ લક્ષણો હોવાં જોઈએ.

આત્મજ્ઞાન એ અણગારનું પહેલું લક્ષણ છે. આત્મજ્ઞાન કોને કહેવાય તેની

સમજણ આપે છે. સમજશે તો જીવ કેવળજ્ઞાનને વરશે. જેમ સમ્યગ્દર્શન નામનો ગુણ છે.. જેમ સમ્યગ્દર્શન ગુણ આત્માનો સ્વભાવ છે...તેમ સમ્યક્જ્ઞાનગુણ પણ આત્માનો સ્વભાવ છે. સમ્યગ્દર્શન સહિત જે જ્ઞાન છે તેને સમ્યગ્જ્ઞાન સત્યજ્ઞાન-પ્રમાણજ્ઞાન અને કેવળજ્ઞાનનું બીજડું કહેવાય છે. તેને કેવળજ્ઞાનની પ્રાપ્તિનું કારણ વ્યવહારે કહેવાય છે. નિશ્ચયથી તો આખો આત્મા કેવળજ્ઞાનનું કારણ છે. જ્ઞાન સ્વયં પોતે જ સમ્યક્ છે. કારણ કે તેમાં જ્ઞાન એક વિશેષ ગુણ છે. ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશ-કાળ અને પુદ્ગલ એ પાંચે દ્રવ્યમાં જ્ઞાન ગુણ નથી....જ્યારે આત્મામાં જ એ જ્ઞાનગુણ રહેલો છે. તેથી જ્ઞાન એ આત્માનો વિશેષ ગુણ છે. જે જ્ઞાન ગુણ ધર્માસ્તિકાય વગેરે ઉપરના પાંચેય દ્રવ્યમાં નથી. તેમાં જ્ઞાન નથી માટે તે જડ છે. તે પાંચેય જડ સર્વે અંધકારરૂપ છે. અને જ્ઞાન જ એક પ્રકાશરૂપ છે.

હવે જ્ઞાનનો સ્વભાવ સૂર્યના પ્રકાશ જેવો છે.. જેમ સૂર્ય એક ક્ષણમાં જગતના પદાર્થનો પ્રકાશ કરે છે..તેમ જ્ઞાન પણ સર્વ જાણવા યોગ્ય પદાર્થનો એક સમયમાં પ્રકાશ કરે છે. "सर्व ज्ञेयं जानाति तत ज्ञानम" જે સર્વ જ્ઞેયોને જાણે તે જ્ઞાન છે. પ્રત્યેકે પ્રત્યેક આત્મા સ્વભાવથી શુદ્ધ છે. મારો-તમારો આત્મા સ્વભાવથી શુધ્ધ છે. એટલે તેનો બીજો અર્થ એવો છે કે....પ્રત્યેક આત્માનો જ્ઞાયક સ્વભાવ છે. સિદ્ધ-શુદ્ધ આત્માના જેવો દરેકે દરેક આત્માનો સ્વભાવ છે. એમ હોવા છતાં ભિન્ન પ્રદેશોની અપેક્ષાએ દરેક આત્માની સત્તા ભિન્ન ભિન્ન છે. ઘઉંનો કોથળો ખાલી કર્યો છતાં એક એક દાણો જુદો જુદો છે. છતાં બધાયને ઘઉં જ કહેવાય છે. પરંતુ ગુણસ્વભાવની અપેક્ષાએ પરસ્પર યત્કિંચિત્ માત્ર પણ કાંઈ અંતર નથી, એટલે સર્વ સિધ્ધ સંસારી જીવો સમાન છે. પરમાત્મા કે સિધ્ધાત્માને સર્વજ્ઞ અને સર્વદર્શી અથવા અનંતજ્ઞાન, અનંતદર્શનયુક્ત એટલા માટે જ કહેવાય છે કે તેમના જ્ઞાનગુણ ઉપર કોઈપણ આવરણ-પડદો કે મેલ નથી. જે જીવો સંપૂર્ણ શુધ્ધ જ છે તે સિધ્ધ થઈ જાય છે.

દીપકના પ્રકાશની માફક જ્ઞાન સ્વ-પર પ્રકાશક છે. હવે જ્ઞાન પોતાના દ્રવ્ય-ગુણી એવા આત્માને પણ દેખાડે છે. અને સર્વ પદાર્થોને પણ જ્ઞાન દેખાડે છે. (દીવો પણ સર્વ પદાર્થોને દેખાડે છે.) હવે ક્રમરહિત....એક સાથે...સર્વને જાણી લેવું એ જ્ઞાનગુણનો સ્વભાવ જ છે. (આનું માહાત્મ્ય લાવ્યા વિના ત્રણ કાળમાં છૂટકો નથી.) એટલા માટે એ જ્ઞાનને અનુપમ-અદ્ભુત અને મહાન કહેવાય છે.

હવે જેને જ્ઞાનાવરણ કર્મના ઉદયથી અથવા જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી આપણને કાંઈક જ્ઞાનની શક્તિ પ્રગટ છે..અને કાંઈક અપ્રગટ છે...તે જ્યારે જાણવાનો પ્રયાસ કરે છે..ત્યારે તે જ્ઞાન પદાર્થોને ક્રમથી જાણે છે. બીજી વાત એ છે કે... પદાર્થોને જાણી લીધા પછી....ધારણામાં અનેક પદાર્થોનું જ્ઞાન એક સાથે અલ્પ-

જ્ઞાનીને પણ હોય છે. આ વાત બહુ સમજવા જેવી છે. આ ભાવ જો હૃદયમાં બેસી જાય તો બધું દુઃખ અહીં બેઠાં ટળી જાય. હવે તે અલ્પજ્ઞાની જ્યારે ધારણામાં એકીસાથે રહેલા જ્ઞાનનો વ્યવહાર મન-વચન-કાયા દ્વારા કરે છે. ત્યારે તે ક્રમથી થાય છે. પરંતુ ભંડારમાં સંચયરૂપે તો એક સાથે અનેક પદાર્થનું જ્ઞાન રહે છે.

દૃષ્ટાન્ત..જેમ કોઈ એક પચાસ વર્ષનો વિદ્વાન છે..તે વિદ્વાન સંસ્કૃતનો અને અંગ્રેજીનો એમ બે વિષયનો M. A. છે. હવે તેણે પૂર્વીય અને પાશ્ચાત્ય સાહિત્યનો પણ ઘણો અભ્યાસ કરેલ છે. તે એક સાથે સંસ્કૃતના જ્ઞાનને અને અંગ્રેજીના જ્ઞાનને ધારી રાખે છે. તેમ મકાન બનાવવાની કળાને, લખવાની કળાને, ગંજીપતો-શેતરંજ રમવાની કળાને, પોતાના સંબંધીઓના નામ-ઠામ ઇત્યાદિના ઇતિહાસને, જગતના ઇતિહાસને, જુદી જુદી ભૂગોળોને, લખેલા-સમજેલા અનેક પદાર્થોનાં સ્વરૂપને, સંગીતની વિદ્યાને, ગીતની વિદ્યાને, તરવાની-વ્યાયામની-તરવાર ચલાવવાની વિદ્યાને, રસોઈની વિદ્યાને, પુરોહિતની વિદ્યાને, આત્મધ્યાનની કળાને, જીવનમાં અનુભવેલી અનેક ઘટનાઓને ઇત્યાદિ અનેક પ્રકારના વિષયોનાં જ્ઞાનની કળાને એક સાથે...જ્ઞાનમાં...ભંડારની માફક તે આત્મા ધારી રહ્યો છે...રાખી રહ્યો છે.

જેમ કોઈ મહાત્મા નિમિત્તજ્ઞાની હોય...જ્યોતિષી હોય...અને કોઈ અવધિજ્ઞાની હોય...તો તે ભવિષ્યની ઘણી વાતોને અને તે પોતાની કે પરની એમ બંનેની વાતોને જાણીને જ્ઞાનના ભંડારમાં રાખી લે છે. વળી યોગના અભ્યાસથી જેટલો જેટલો જ્ઞાનનો વિકાસ થતો જાય તેટલો તેટલો જ્ઞાનમાં ત્રિકાળગોચર જ્ઞાનના ભંડારનો અધિક અધિક સંચય થતો જાય છે. હવે આ સંચિત જ્ઞાન અક્રમપણે એક સાથે વિદ્યમાન રહે છે. હવે એક સાથે જ ઉપસ્થિત રહે છે.

એક મતિજ્ઞાની કે શ્રુતજ્ઞાની કેટલીક ભાષાઓ જાણે છે. સંસ્કૃત-પ્રાકૃત-ગુજરાતી-મરાઠી-ફારસી-અંગ્રેજી-ઉર્દૂ વગેરે ભાષાઓનો જાણકાર જે સમયે જે ભાષાનો ઉપયોગ કરવા ધારે તે કરે છે. એક વ્યાખ્યાનકાર કોઈ એક વિષય ઉપર વ્યાખ્યાન કરે છે. તેણે અનેક પુસ્તકો ભણીને એક વિષય ઉપર જે જ્ઞાનનો સંચય કર્યો છે..તે સર્વ તેના જ્ઞાનમાં હાજર છે. તે એક સાથે વિદ્યમાન છે. હવે તેમાંથી તે વક્તા ધીમે ધીમે ઘણુંજ જ્ઞાન પોતાના દોઢ-બે કલાકના ભાષણથી પ્રકાશિત કરે છે.

જ્ઞાનનો પ્રકાશ મન દ્વારા વિચારમાં....જ્ઞાનનો પ્રકાશ વચન દ્વારા કથનમાં . અને જ્ઞાનનો પ્રકાશ કાયા દ્વારા સંકેતથી ક્રમપૂર્વક પ્રકાશિત થાય છે. પણ આત્માના ભંડારમાં જ્ઞાનનો સંચય એક સમયમાં એક સાથે ઘણો રહે છે. તે વાત દરેક વિચક્ષણ-પ્રવીણ પુરુષ જરૂર સમજી શકે છે.

તે વાત પણ યથાર્થ છે કે...પોતપોતાના જ્ઞાનની પ્રગટતા અનુસાર ત્રણકાળનું જ્ઞાન પણ કાંઈક મર્યાદા સુધી અલ્પજ્ઞાનીઓમાં પણ હોય છે. અને એ જ્ઞાન ભંડારમાં તો એક સાથે સંચિતપણે પડેલું છે. એક બહેન રસોઈ કરવાની તૈયારી કરી રહેલ છે....તૈયારી કરનાર બહેન પોતે બરાબર જાણે છે કે હું પોતે શું કરી રહી છું...કઈ કઈ વસ્તુ એકત્ર કરેલ છે....અને કઈ વસ્તુ કયા દિવસે ક્યારે આવી હતી..ઘરના માણસો ક્યાંથી લાવ્યા હતા....અને ઘરમાં તે ક્યાં રાખેલ હતી ? અને તે ક્યાંથી લાવીને હાલ રસોડામાં રાખી છે. એવું તે બાઈને ભૂતકાળનું જ્ઞાન વર્તે છે. રસોઈમાં અમુક અમુક વસ્તુ બનાવવી છે...તે માટે આટલી તૈયારી કરવી છે. આટલા માણસોને જમાડવાના છે. અમુક અમુક જમનાર છે. રસોઈ પછી મારે કપડાં સીવવા છે..તે પછી મારે અનાજ સાફ કરવું છે. ત્યાર પછી મારે ભણવા બેસવું છે....ભણ્યા પછી અમુક સંબંધીના ઘરમાં માંદાની ખબર કાઢવા જવું છે. અમુકની સાથે અમુક વાત કરવી છે. એવું એવું બહુ પ્રકારનું ભવિષ્યનું જ્ઞાન પણ તેને વર્તે છે. એક સાથે પોતાના ભંડારની અંદરમાં સંચિતરૂપે જ્ઞાન ન હોય તો...સોની ઘરેણું બનાવી શકતો નથી. સ્ત્રી રસોઈ બનાવી શકતી નથી. ઈજનેર ઘર મકાન બનાવી શકતો નથી. અધ્યાપક ભણાવી શકતો નથી. યાત્રાળુ અમુક સ્થાન ઉપર પહોંચી શકતો નથી. પર્વતની ટોચ ઉપર બિરાજેલા મુનિનાં દર્શન કરવાના વિચાર તે કરે છે. હું અમુક ગામથી આવ્યો છું....પર્વતનો માર્ગ અમુક માર્ગે જવાથી સરળ છે. અને હું તે માર્ગને એક કલાકમાં પસાર કરીશ. એમ ત્રણે કાળનું જ્ઞાન એક સાથે હોય છે. અને તે જ્ઞાનને લીધે તે પર્વતની ટોચ ઉપર પહોંચી જાય છે. મુનિરાજનાં દર્શન કરે છે...માટે વર્તમાનમાં જે જે જ્ઞાન થાય છે...તે પોતાના ભંડારમાં સંચય કરેલું.. એક સાથે અક્રમપણે રહેલું છે.

તે અલ્પજ્ઞાનીને પોતાના જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ અનુસાર થોડું પણ ત્રિકાળ જ્ઞાન હોય છે. તો પછી સર્વજ્ઞને....અનંત જ્ઞાનીને...કે જે સર્વ આવરણથી રહિત....નિર્મળ પ્રકાશ-જ્ઞાનને...પ્રકાશમાન જ્ઞાનજ્યોતિને...ત્રિકાળ ગોચર સર્વ વિશ્વનાં અનંત દ્રવ્યોનું....તેના ગુણોનું..અને તેના પર્યાયોનું..એક સમયમાં ત્રણે કાળનું જ્ઞાન થઈ જાય...તેમાં કાંઈ આશ્ચર્ય નથી. તેમાં કાંઈ સંશયની વાત નથી. શુદ્ધ જ્ઞાન પણ જો કાંઈ ન જાણે તો તે જ્ઞાન શુદ્ધ શાનું ? તે તો જેટલા અંશે ન જાણે તેટલા અંશે અશુદ્ધ અવશ્ય છે..તેમ કહેવાય. સંપૂર્ણ શુધ્ધ જ્ઞાન બપોરના સૂર્ય સમાન.. વિશ્વવ્યાપી જ્ઞેયોને એક સાથે જાણે છે...એક સમયે પ્રકાશ કરે છે. તેને કાંઈ જાણવાનું બાકી રહેતું નથી.

સર્વજ્ઞત્વની શક્તિ આત્મજ્ઞાનીમાં પણ છે. હવે જેટલો જેટલો અજ્ઞાનનો પડદો ખસતો જાય છે...તેટલો તેટલો જ્ઞાનનો વિકાસ..જ્ઞાનનો પ્રકાશ થતો જાય છે..તેટલું

તેટલું જ્ઞાન ઉન્નતિરૂપ કે વર્ધમાન થતું જાય છે. એક બાળક જન્મ્યા સમયે ઘણું અલ્પ જાણે છે.. હવે તેને જેટલો જેટલો અનુભવ વધે છે..જેટલી જેટલી તે વિદ્યા ભણે છે, તેટલો તેટલો તે અધિક જ્ઞાની થતો જાય છે. મા..બાપ..ભાઈ..બહેન..વગેરે તે જ્ઞાનના શબ્દો છે તેને તે બાળક જાણતો જાય છે. જેમ બીજા પાસેથી મેળવીને ધનનો સંચય કરવાથી ધનની વૃદ્ધિ કરવામાં આવે છે..છૂટું છવાયું પાણી સરોવરમાં એકત્ર કરવાથી પાણીની વૃધ્ધિ સરોવરમાં થાય છે. તેમ તેનામાં એટલે બાળકમાં જ્ઞાનની વૃધ્ધિ થાય છે. બાળકમાં જ્ઞાન ક્યાંથી આવ્યું ? કાંઈ બહારથી લાવીને એકત્ર કરીને બાળકમાં જ્ઞાનની વૃધ્ધિ કરવામાં આવતી નથી. જ્ઞાન તો કોઈ એવો અદ્ભુત ગુણ છે કે..જે કોઈ કોઈને આપી શકતું નથી. કોઈ કોઈની પાસેથી લઈ શકતું નથી. જોકે લોકવ્યવહારમાં એવું કહેવાય છે કે...અમુક આચાર્યે પોતાના શિષ્યને બહુ જ જ્ઞાન આપ્યું. અથવા શિષ્યે અમુક આચાર્ય પાસેથી બહુ જ જ્ઞાન મેળવ્યું. એમ કહેવું તે વ્યવહાર માત્ર છે. વસ્તુતઃ એ સત્ય નથી. અને વ્યવહારે અસત્ય પણ નથી.

જો આચાર્ય જ્ઞાન દેતા હોય તો તેમનું જ્ઞાન ઘટે. અને શિષ્યનું જ્ઞાન વધે. પણ તેમ થતું નથી..જ્યારથી શિષ્યને ભણાવવાનો આરંભ આચાર્યે કર્યો....અને પંદર પંદર વર્ષ સુધી શિષ્યને ભણાવ્યો....પંદર વર્ષ સુધી જે કાંઈ ભણાવ્યું.... બતાવ્યું....મનન કરાવ્યું...તે સર્વ જ્ઞાન આચાર્યમાં બરોબર સ્થિર રહ્યું..પરંતુ બતાવતાં બતાવતાં.. શીખવતાં શીખવતાં...મનન કરાવતાં..કરાવતાં.. આચાર્યનું જ્ઞાન તો વધતું ગયું.

"व्यये कृते वर्धते एव नित्यम्
ज्ञानधनम् सर्वधनम् प्रधानम्"

અને ભણનાર શિષ્યનું જ્ઞાન પણ વધતું ગયું. જો કે લેવા–દેવાનો શબ્દનો વેપાર છે...વ્યવહાર છે..પણ લેણુ–દેણુ કંઈ થઈ નહિ...અને પરિણામે દાતા અને પ્રાપ્તકર્તા એ બન્નેમાં જ્ઞાન વધતું ગયું. એવો આ માર્ગ છે.

હવે એમ કેમ થયું ? કેવી રીતે થયું ? તેને બરોબર લક્ષગત કરીને અનંત ગુણ પર્યાયથી અભેદ આત્માને જેણે અનુભવ્યો..તે જ જૈન શાસનના સાચા શણગાર રૂપ અણગાર છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૩૦

સં. ૨૦૧૫ના કારતક સુદ ૪, શુક્રવાર, તા. ૧૪–૧૧–૫૮

હે આત્મન!
તું તારા આત્માથી...શુદ્ધ અનુભવ કર....કે....
આ આત્મા સર્વ લોકના પદાર્થને પ્રગટ કરનાર....
અદ્વિતિય દિવો છે.

કામ્પિલ્ય નામના નગરના કેસર નામના ઉદ્યાનમાં આ સંયતિ રાજાના કેસરીયા થવાના છે. તે ઉદ્યાનમાં ગર્દભાળી મુનિરાજ બિરાજે છે. "અણગારે તવો ધણે "આ મુનિના સમાગમે રાજા બોધને પામવાનો છે...જેના સમાગમે દુઃખ જાય અને સુખ પ્રગટે.. અજ્ઞાન જાય અને જ્ઞાન પ્રગટે..મિથ્યાત્વ જાય અને સમ્યક્ત્વ પ્રગટે.. જન્મ–જરા–મરણ જાય અને મોક્ષ પ્રગટે....તેવા અણગારનાં લક્ષણો કેવાં હોય...અને કેટલાં હોય...તે સમજાવે છે..એવા અણગારના..આત્મજ્ઞાન, સમદર્શિતા, વગેરે પાંચ લક્ષણો છે.

પ્રથમ લક્ષણ તે આત્મજ્ઞાન....અનંત–ગુણ પર્યાયથી અભેદપણું અનુભવવું તે આત્મજ્ઞાન...અને તેવા આત્મજ્ઞાની તે જ જૈન શાસનના સાચા અણગાર છે. સંસાર સંબંધીના વિકલ્પ ટળી ગયા છે....તેવું સમદર્શિપણું પ્રગટયું છે.. સાધ્ય લક્ષે સાધક માર્ગે જેનું વિચરવું થાય છે..અને એ માર્ગે સત્ય પ્રકાશક વાણીના પ્રરૂપક હોય છે. અને તે પ્રરૂપણા નવે તત્ત્વના સંબંધમાં યથાર્થપણે હોય છે. આ પાંચ લક્ષણો જૈન શાસનના શણગારરૂપ અણગારમાં હોવાજ જોઈએ.

આત્મજ્ઞાન એ એવો અદ્ભુત ગુણ છે કે તે કોઈ કોઈને આપી શકાતો નથી. અને કોઈ કોઈની પાસેથી લઈ પણ શકાતો નથી. ન તો આપી શકાય..ન તો લઈ શકાય...લોકવ્યવહારમાં કહેવાય છે કે...અમુક આચાર્યે શિષ્યને બહુ જ જ્ઞાન આપ્યું. અથવા અમુક સંતે શ્રાવકોને ઘણું જ જ્ઞાન આપ્યું..અથવા શિષ્યે આચાર્ય પાસેથી ઘણું જ જ્ઞાન મેળવ્યું...શ્રાવકોએ સંત પાસેથી બહુ જ જ્ઞાન મેળવ્યું...તે નિશ્ચયથી વાસ્તવિક રીતે સત્ય નથી....અને વ્યવહારે ખોટું પણ નથી. આચાર્ય જો શિષ્યને જ્ઞાન આપે તો શિષ્યનું જ્ઞાન વધે..અને આચાર્યનું જ્ઞાન ઘટે..પણ તેમ થતું નથી..પણ આચાર્યે જે પંદર પંદર વર્ષ સુધી શિષ્યને જે કાંઈ ભણાવ્યું..શિખવાડયું..અંદરનાં ગૂઢ રહસ્યો સમજાવ્યાં.. તે સર્વે જ્ઞાન આચાર્યમાં બરાબર સ્થિર રહ્યું છે...એટલું જ નહિ પણ ભણાવતા ભણાવતા...સમજાવતા સમજાવતા....આચાર્યનું જ્ઞાન વધતું ગયું..... અને શિષ્યનું જ્ઞાન પણ વધી ગયું. જોકે લેવા દેવાનો શબ્દનો વ્યવહાર

છે. તો પણ લેણ-દેણ કાંઈ થઈ નહીં. પણ દાતા અને લેનારમાં જ્ઞાન વધી ગયું. એમ કેમ થયું ? એક તરફ જ્ઞાન વધ્યું... અને બીજી તરફ જ્ઞાન ઘટયું કેમ નહીં ?

તેનો સીધો ઉત્તર શાસ્ત્ર એમ આપે છે કે ....જ્ઞાનનો સદા વિકાસ અને પ્રકાશ થયા કરે છે. ગુરૂના સમજાવવાથી, શાસ્ત્રના અભ્યાસથી, અજ્ઞાનનો પડદો જેટલો ખસે છે...એટલે જ્ઞાનાવરણ કર્મનો જેટલો જેટલો ક્ષયોપશમ થતો જાય છે તેટલું તેટલું અધિક જ્ઞાન પ્રકાશતું જાય છે. જગતમાં એમ કહેવાનો વ્યવહાર છે કે...એણે જ્ઞાનની બહુ નિર્મળતા કરી...એણે જ્ઞાનનો બહુ વિકાસ કર્યો...ઉન્નતિ કરી...ઉન્નતિ કે વિકાસ શબ્દ ત્યાં ત્યાં વપરાય છે કે.... જયાં શકિત હોય ત્યાં ત્યાં પણ જયાં શકિત વ્યકત ન હોય, ત્યાં તે શબ્દ વપરાતો નથી. વ્યકત થવું તેને વિકાસ કે પ્રકાશ કહે છે. સૂર્યનો પ્રકાશ થયો અથવા સૂર્યનો વિકાસ થયો એમ જે કહેવાય છે. અર્થાત સૂર્યમાં પ્રકાશ શકિત તો છે જ... હવે તેના ઉપરનો અંધકાર ખસ્યો.... એટલે વાદળાંરૂપી પડદો ખસી ગયો....અને સૂર્યનો પ્રકાશ અહીં ઝળકયો ... આ રત્ન ચમકી ઊઠયું... અર્થાત્ રત્નપાષાણમાં રત્ન બનવાની અને ચમકવાની શકિત તો હતી જ. હવે તેના ઉપરથી મેલ ખસવાથી તે રત્નરૂપે ચમકી ઊઠયું.. અર્થાત્ સુવર્ણના આભૂષણમાં ચમકવાની શકિત તો હતી જ પણ તેના ઉપર મેલ છવાઈ ગયો હતો. તે મેલ તેજાબથી કપાતો ગયો.. તેટલી સુવર્ણની કાંતિ પ્રગટ થઈ.

હવે દરેકના જ્ઞાનમાં અનંતા પદાર્થોના જ્ઞાનની અમર્યાદિત શકિત છે.. તે કદી મર્યાદિત થઈ શકતી નથી. કે જેથી અમુક જ્ઞાનથી.. આગળ જ્ઞાન પ્રકાશ ન કરી શકે.. આજના વિશ્વમાં પદાર્થવિદ્યાએ કેવો અને કેટલો બધો વિકાસ કર્યો છે ! કે જેથી શબ્દો હજારો માઈલ પહોંચી જાય.. અમેરિકામાં ગવાતાં ગાયનો ભારતમાં સાંભળી શકાય છે.. અને ભારતમાં ગવાતાં ગાયનો અમેરિકામાં સાંભળી શકાય છે. હવાઈ વિમાનમાં હજારો મણ વજન આકાશમાં લઈ જવાય છે. તારના દોરડાના સંબંધ વિના હજારો માઈલ સમાચારો પહોંચી જાય છે. પદાર્થોની અંદર અદ્ભુત શકિત છે. તે જ્ઞાન પદાર્થવેત્તાએ કેમ કરીને મેળવ્યું છે. અર્થાત્ તે જ્ઞાન પદાર્થવેત્તાઓને કેમ કરીને થાય છે. તેની માહિતી મેળવવામાં આવે તો આપણને જરૂર જણાય કે પદાર્થના શોધક એકાન્તમાં બેસીને પોતાની અંદર ઊંડો વિચાર કરે છે..વિચારણા કરે છે. પછી શોધતા શોધતા કોઈક વાત તેને સહેજે સૂઝી આવે છે. અને તે વાતનો તે પ્રયોગ કરવા મંડી જાય છે. અને તે બરાબર થઈ જાય છે....ત્યારે બીજી શોધ પાછળ મંડાય છે. તે એકાન્તમાં બેસીને વિચાર કરીને ઊંડો ઊતરતાં બીજી વાતની સૂઝ પડતાં તેનો પ્રયત્ન કરવા પ્રયોગ કરવા માંડે છે.... એમ નવી નવી વાતો તેમને સૂઝતી જાય છે. અને પ્રયોગ વડે તે વાતને સિદ્ધ કરી....પછી તે નવી શોધ તરીકે પ્રગટ કરે છે...જાહેર કરે...છે(આટલો આટલો પુરૂષાર્થ આપણે જો મોક્ષના લક્ષે કરીએ તો જરૂર અંદરમાંથી સૂઝ આવે અને જરૂર મોક્ષ થાય.)

જેટલું મેલું વાસણ છે તેને તેટલા જ ઉતાવળા પ્રયત્ને માંજવામાં આવે તેટલું તેટલું ચમકતું જાય છે. તેવી જ રીતે આપણા શુદ્ધ જ્ઞાનને એકાન્તમાં બેસીને જેટલું જેટલું માંજવામાં આવે એટલે અંદરમાં વિચારણા કરવામાં આવે તો તેટલો જ્ઞાનનો વિકાસ થતો જાય છે. પ્રત્યેકે પ્રત્યેક પ્રાણીમાં અમર્યાદિત જ્ઞાન ન હોય જ્ઞાનના વિકાસનો સંભવ ન રહે. માટે જ્ઞાનનું કામ માત્ર જાણવું...માત્ર પ્રકાશ કરવો તે જ છે.

એકાન્તમાં બેસીને વિચાર કરવામાં આવે તો તેને આવું જ્ઞાન ..મોક્ષ પ્રગટાવનારૂં જ્ઞાન જરૂર અંદરમાંથી સૂઝે...પ્રગટે. જેવાં દ્રવ્ય–ગુણ–પર્યાય છે તેવાં જ જાણવાં તે જ જ્ઞાનનું કામ છે. ન ન્યૂન જાણવા કે ન અધિક જાણવા કે ન વિપરિત જાણવા... જેમ છે એમ જાણવા તે જ સાચું જ્ઞાન. શુદ્ધ જ્ઞાન ધર્માસ્તિકાય વગેરે છએ દ્રવ્યના ભિન્ન ભિન્ન સ્વભાવોને જેમ છે તેમ યથાર્થપણે જાણે છે. અને મૂળ સ્વભાવને પણ જાણે છે.

હવે જે જીવે ત્રિકાળી ગુણ–પર્યાયથી અભેદપણું અનુભવ્યું તેને જ આત્મજ્ઞાની અણગાર કહેવાય છે. અણગારનું પહેલું લક્ષણ તે આત્મજ્ઞાન છે. માત્ર જાણવું...તે કામ જ્ઞાનનું છે...માત્ર પ્રકાશ કરવો તે કામ જ્ઞાનનું છે. હવે જેવાં જેવાં દ્રવ્ય–ગુણ–પર્યાય છે...તેવાં જ તેને જાણવાં તે કામ જ્ઞાનનું છે. જુઓ ભાઈ...સમજો ભાઈ...શુદ્ધ જ્ઞાન છએ દ્રવ્યના ભિન્ન ભિન્ન સ્વભાવને જાણે છે. જે શુદ્ધ જ્ઞાન છે...તે ન ન્યૂન કે ન અધિક અને ન વિપરિતપણે જાણે....પણ જેમ છે તેમ જાણે છે. હવે મૂળ સ્વભાવને પણ જાણે છે. તથા તે છએ દ્રવ્યો પરસ્પર એકબીજાને કેવી રીતે સહાયક થાય છે... તે પણ જ્ઞાન જ જાણે છે.

ધર્માસ્તિકાય–અધર્માસ્તિકાય–આકાશ અને કાળ...આ ચાર દ્રવ્યો ક્રિયારહિત સ્થિત છે. તે ચાર દ્રવ્યો પોતે વિભાવરૂપે કે ઉપાધિરૂપે પરિણમતાં નથી. કેવળ દ્રવ્યોને હલનચલન કરવામાં એને ઉદાસીન નિમિત્તરૂપે સહાય કરે છે. સંસારી જીવ અનાદિકાળથી કર્મથી બંધાયેલો છે. કર્મ પુદ્ગલ છે. જીવ અને પુદ્ગલમાં પરના નિમિત્તથી વિભાવરૂપે પરિણમવાની શક્તિ છે. તેથી જીવોમાં કર્મના ઉદયથી વિભાવભાવ–રાગાદિ ભાવ–અજ્ઞાન ભાવ–અસંયત ભાવ થાય છે. તે ભાવોના નિમિત્તથી કર્મ પુદ્ગલ આવીને જીવના કાર્મણ શરીરની સાથે બંધાઈ જાય છે. તેનો બંધ કેવી રીતે થાય છે...અને કયાં કયાં અને કેવી કેવી રીતે પોતાની અસર બતાવે છે...અને તે કેવી રીતે દૂર થાય...જીવ અને કર્મની પરસ્પર નિમિત્ત–નૈમિત્તિક ક્રિયાથી અંદરમાં શું શું થાય છે...તે સર્વ અવસ્થાને એક શુદ્ધ જ્ઞાન જ જાણે છે.

હવે કહેવાનો અભિપ્રાય એ છે કે...છએ દ્રવ્યને, તેમના સામાન્ય અને વિશેષ ગુણોને, તેમના સ્વાભાવિક અને વિભાવિક પર્યાયને એટલે કે જગતની સર્વ અવસ્થાઓને શુદ્ધ જ્ઞાન બરાબર જાણે છે. જેમ સૂર્યનો પ્રકાશ ઘર–પટ–નગર–દ્વાર–ગલી–

મહેલ-વૃક્ષ-પર્વત-કાંકરા-ખાઈ-આદિ સર્વ પદાર્થોને અને તે સર્વ પદાર્થોના આકારને જેમ છે તેમ તે દેખાડે છે...તેમ શુદ્ધ જ્ઞાન...સૂર્યના પ્રકાશની માફક સર્વ પદાર્થના શુદ્ધ સ્વરૂપને યથાતથ્ય જાણે છે. તથા સૂર્યની માફક સર્વને પ્રકાશ કરવા છતાં કાંઈ પણ રાગ-દ્વેષ કરતું નથી...કોઈ સૂર્યને અર્ધ્ય એટલે પૂજાની સામગ્રી ચઢાવે તો તેના ઉપર તે સૂર્ય પ્રસન્ન થતો નથી...અને કોઈ સૂર્યની નિંદા કરે....તો તેના ઉપર તે સૂર્ય અપ્રસન્ન કે ક્રોધિત થતો નથી. જાણે પૂર્ણ સમદર્શિતાને પામ્યો ન હોય! સંપૂર્ણ સમદર્શિતા છે. પોતાના તાપ અને પ્રકાશને લઈને સર્વ પદાર્થને ગુણકારી થાય છે. સૂર્ય કાંઈ વિચાર કરતો નથી કે અમુકને લાભ કરૂં...અને અમુકને હાનિ કરૂં...પણ તે તો પૂર્ણ વીતરાગતાથી પ્રકાશ કરે છે. પછી ભલે કોઈ લાભ કે કોઈ હાનિ માની લે. છતાં તે તો પ્રકાશ કરે છે.

તેવી રીતે શુદ્ધ જ્ઞાન પણ સર્વ-દ્રવ્ય-ગુણ-પર્યાયને યથાર્થ જાણવા છતાં...નથી કોઈ ઉપર રાગ કરતું...કે નથી કોઈ ઉપર દ્વેષ કરતું..પ્રશંસા કરવાથી નથી ઉન્મત્ત થતું કે નિંદા કરવાથી નથી રોષ કરતું. પૂર્ણ સમદર્શિ-વીતરાગી-નિરાકુળ રહે છે. જેવી રીતે વીતરાગતા એ સિદ્ધ પ્રભુ..સિદ્ધ પરમાત્માનો સ્વભાવ છે...તેવી રીતે સર્વજ્ઞ-વીતરાગપણું દરેકે દરેક આત્માનો સ્વભાવ છે. આત્માનો સ્વભાવ સર્વજ્ઞ-વીતરાગપણું છે.

આત્મજ્ઞાન તે અણુગારનું પ્રથમ લક્ષણ છે. આની સાક્ષી આચારાંગ સૂત્ર આપે છે. "**पगे वयंति अदुवाविनाणी, नाणी वयंति अदुवावी पगे**" એનો અર્થ એવો છે કે, કેવળજ્ઞાનીના જ્ઞાનમાં અને આત્મજ્ઞાની અણુગારના જ્ઞાનમાં પદાર્થનું સ્વરૂપ જાણવાની અપેક્ષાએ કાંઈ પણ ભેદ નથી. એટલે જેવું કેવળી જાણે છે તેવું આત્મજ્ઞાની અણુગાર પણ જાણે છે. હવે દ્રવ્યની અપેક્ષાએ વસ્તુનું શું સ્વરૂપ છે...અને સ્વભાવ પર્યાય કે વિભાવ પર્યાયની અપેક્ષાએ વસ્તુનું શું સ્વરૂપ છે....જેવું કેવળી ભગવાન જાણે છે. તેવું જ આત્મજ્ઞાની અણુગારને પણ જાણપણું હોય છે. ફક્ત ભેદ એટલો જ છે કે....કેવળી ભગવાન શુદ્ધ સ્વાભાવિક કેવળ જ્ઞાનથી પ્રત્યક્ષપણે જાણે છે...જ્યારે આત્મજ્ઞાની અણુગાર ભાવશ્રુતજ્ઞાન દ્વારા પરોક્ષપણે જાણે છે. પણ આત્મજ્ઞાની તે કેવળજ્ઞાનીના જેવું જ જાણે છે. માટે અણુગારને પાંચમી ખુરશીના ધણી ભગવાન કહેવાય છે. "नमो लोए सव्वसाहूणं"

માણસ તો મુશ્કેલ હુવા..સાધુ કહાંસે હોય!
સાધુ હુવા તો સિદ્ધ હુવા રહી ન કે'ણી કોય.

(આવા અણગાર અત્યારે હોય? હા. પણ તે બહુ ઓછા..આંગળીના વેઢે ગણવા બેસીએ તો વેઢા પૂરા ન થાય તેટલા હોય. અને જો આવા અણુગાર અત્યારે ન હોય તો ભગવાને જે ભગવતી સૂત્રમાં કહેલ છે કે "મારૂં શાસન પાંચમા આરાના છેડા સુધી રહેશે" તે ખોટું પડે. માટે આ આરામાં પણ ઉપર કહ્યા તેવા લક્ષણવાળા અણુગાર હોય છે.)

પાંચ પરમેષ્ટિમાં આત્મજ્ઞાની અણગારનો સમાવેશ કરવામાં આવ્યો છે. કારણ કે ભાવશ્રુતજ્ઞાન કેવળજ્ઞાનનું કારણ છે. ભાવશ્રુતજ્ઞાન એવા પ્રકારનું છે કે...જેનાથી શાસ્ત્રજ્ઞાન થાય છે. અને આત્માનું ભેદ વિજ્ઞાન થાય છે. કે આ આત્મા રાગાદિ ભાવકર્મ જ્ઞાનાવરણાદિ આઠ દ્રવ્યકર્મ તથા શરીરાદિના કર્મથી ભિન્ન છે. સિદ્ધ સમ શુદ્ધ છે. જેને આત્માનો અનુભવ થાય છે...તે ભાવશ્રુત જ્ઞાનને પામી જાય છે. આત્માનો અનુભવ જ કેવળજ્ઞાનનો પ્રકાશ કરી દે છે. અવધિજ્ઞાન-મનઃપર્યવજ્ઞાન...તેનો વિષય કાંઈ શુદ્ધાત્મા નથી. એ તો રૂપી પદાર્થને જાણે છે. જ્યારે ભાવશ્રુતજ્ઞાન અરૂપી પદાર્થોને જાણી શકે છે. એટલા માટે ભાવશ્રુતજ્ઞાન પ્રધાન છે.

એટલું જરૂર કરવા યોગ્ય છે કે સાચા સદ્‌ગુરૂ સમાગમે શાસ્ત્રજ્ઞાનનો વિશેષ અભ્યાસ કરીને...આત્માને અનુભવવો...આત્માનુભવ પ્રાપ્ત થાય એ જ અણગારનું પ્રથમ લક્ષણ છે. અને એ જ કેવળજ્ઞાનનો પ્રકાશ કરનાર છે. એ જ સંપૂર્ણ સિદ્ધ દશાનું અનન્ય સાધન છે. આ આત્મજ્ઞાન કે સમ્યક્‌જ્ઞાનના પ્રભાવથી રાગ-દ્વેષ ઘટે છે. આત્મ-સમતાભાવ જાગ્રત થાય છે. આત્મામાં રમણતા કરવાનો ઉત્સાહ વધે છે. સિદ્ધ દશાના સુખનું સાધન બને છે. અને સ્વાનુભવ જાગૃત થઈ જાય છે. કે જે જાગૃત થયેલા સ્વાનુભવના પ્રકાશથી શાશ્વત્ સુખશાન્તિનો સંપૂર્ણ લાભ થાય છે.

પદાર્થવેત્તા વિજ્ઞાની પોતે જે કાર્ય કરે તે જો પોતાથી પૂરૂં ન થાય અને પોતે કાળધર્મ પામે તો પોતાની નોંધપોથીમાં પ્રથમથી જ લખાણ કરી જાય કે આ અધૂરૂં રહેલું કાર્ય મારા વારસદારોએ પૂરૂં કરવું.

સ્વાનુભવ જાગૃત થતાં આત્મબળ વધે છે, કર્મનો મેલ કપાય છે...પરમ ધૈર્ય પ્રગટે છે. અને આ જીવન પરમ સુંદર સુવર્ણમય થઈ જાય છે. માટે દરેકે દરેક આત્મહિતેચ્છુએ જિનેન્દ્ર પ્રણિત આગમના અભ્યાસ વડે આત્મજ્ઞાનરૂપ વિશ્વાસ એટલે સમ્યકજ્ઞાનના લાભને પામીને સદાય સુખી રહેવું જોઈએ.

હે આત્મન્ ! તું તારા આત્માથી શુધ્ધ અનુભવ કર કે આ આત્મા સર્વ લોકના પદાર્થને પ્રગટ કરનાર અદ્વિતીય દિવો છે. અતિશય સહજાનંદ ને ઉપાધિ રહિતપણે પ્રાપ્ત છે. તથા પરમ આત્મજ્ઞાની અણગારની બુધ્ધિને વિષે ઉત્કૃષ્ટ પર્યંત તે પ્રગટે છે. એવા સ્વરૂપવાળું એ આત્મજ્ઞાન છે.

એવું સ્વરૂપ એટલે અનંત-ગુણ-પર્યાયથી જેણે અભેદપણે આત્મઅનુભવ કર્યો છે...તે જ પાંચમી ખુરશીના ધણી ભગવાન અણગાર જૈન શાસનના શણગાર રૂપ છે. તેનો તમે સમાગમ કરો અને આત્મજ્ઞાનને પામો.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૩૧

સં. ૨૦૧૫ના કારતક સુદ ૫, શનિવાર, તા. ૧૫-૧૧-૫૮

**વિવેક...તે જ આત્મા છે....અને આત્મા તે જ વિવેક છે.**
**અર્થાત્ વિવેકનો અર્થ આત્મા જ છે.**
**સમ્યફ્જ્ઞાન તે જ વિવેક છે....અને વિવેકનો અર્થ સમ્યફ્જ્ઞાન છે.**

કેસર નામના ઉદ્યાનની અંદર ગર્દભાળી મુનિ બિરાજે છે કે જે મુનિના ભેટા રાજા સંયતિને થવાના છે. અને આ રાજા સંયતિ પર્યાયમાં પૂર્ણ થઈ જવાનો છે.

જે મુનિઓના સમાગમે પર્યાયમાંથી મલિનતા ટળીને...કપાઈને...પર્યાયમાં પૂર્ણતા પ્રગટી જાય....તે મુનિ પાંચ લક્ષણ સંયુક્ત છે. અનંત ગુણ-પર્યાયથી અખંડ-અભેદ આત્માને અનુભવવો તે આત્મજ્ઞાન, સંસાર સંબંધીના વિકલ્પનું છૂટી જવું તે સમદર્શિતા, શુદ્ધ સાધ્ય લક્ષે વીતરાગ માર્ગે વિચરવું, સત્ સ્વરૂપને સમજાવતી સત્ પ્રકાશક વાણી અને છ દ્રવ્ય-નવ તત્ત્વનું યથાર્થ જાણપણું.

આત્મજ્ઞાન તે પ્રથમ લક્ષણ જેમ છે તેમ સમજાવે છે. ભાર મૂકીને કહે છે કે... જ્ઞાનીઓના સમાગમે જેમ છે તેમ સમજે તો જન્મ-મરણ ટળી જાય. જ્ઞાનનો સ્વભાવ કેવો છે? તેનો એવો સ્વભાવ છે કે....સામાન્ય અને વિશેષને જાણવું. જ્યારે જ્ઞાને આખા દ્રવ્યને....ઊઘડેલા પર્યાયને...અને વિકારને..જેમ છે તેમ યથાર્થ એટલે બરોબર જાણીને...પરિપૂર્ણ સ્વભાવ તે હું...વિકાર રહ્યો તે હું નહિ..એમ વિવેક કર્યો ત્યારે તે જ્ઞાન સમ્યફ્ થયું છે. જ્યાં સુધી જ્ઞાન આવો વિવેક ન કરે ત્યાં સુધી તે જ્ઞાન સમ્યફ્ થાય નહિ. સમ્યગ્દર્શન રૂપ ઊઘડેલા પર્યાયને સમ્યગ્દર્શનના વિષયભૂત પરિપૂર્ણ વસ્તુને..આત્માને..આત્મદ્રવ્યને..આત્મવસ્તુને...અને અવસ્થાની ઊણપને...એ ત્રણેને જેમ છે તેમ જે કોઈ જાણે છે..તો તે સમ્યફ્જ્ઞાન જ જાણે છે. અજ્ઞાન જાણી શકતું નથી. અવસ્થાનો સ્વીકાર જ્ઞાનમાં છે.

આ રીતે સમ્યગ્દર્શન તો એક નિશ્ચયને..એટલે અભેદરૂપને અભેદ આત્માને, અખંડ આત્માને સ્વીકારે છે. અને સમ્યગ્દર્શનનું અવિનાભાવી (એકમેક)..અવિનાભાવી એટલે સમ્યગ્દર્શનની સાથે રહેલું..એવું જે સમ્યફ્જ્ઞાન..તે..નિશ્ચય અને વ્યવહાર બન્નેને બરાબર જાણીને વિવેક કરે છે.

**आया विवेगे, आया विवेगस्स अट्ठो**–ભગવતી સૂત્ર.

વિવેક તે જ આત્મા છે..અને આત્મા તે જ વિવેક છે. અર્થાત્ વિવેકનો અર્થ

આત્મા જ છે. સમ્યક્જ્ઞાન તે જ વિવેક છે. અને વિવેકનો અર્થ સમ્યક્જ્ઞાન છે. જો નિશ્ચય અને વ્યવહાર એ બન્નેને ન જાણે તો જ્ઞાન પ્રમાણ થતું નથી. પ્રમાણ એટલે જ્ઞાન..સમ્યક્ થતું નથી. સાચું થતું નથી. જો જ્ઞાન વ્યવહારનું લક્ષ કરે તો દૃષ્ટિ ખોટી ઠરે છે. અને જો જ્ઞાન વ્યવહારને જાણે નહિ તો જ્ઞાન ખોટું ઠરે છે. માટે જ્ઞાન..નિશ્ચય અને વ્યવહારનો જેમ છે તેમ વિવેક કરે છે. (ઘેર મહેમાન આવે તો વિવેક કરે..ચટાઈ પાથરી દે.. અનેક પ્રકારે આગતા-સ્વાગતા કરે એમ સંસારમાં સંસારીઓનો વિવેક કરતાં આવડે પણ ઘર આંગણે ધર્માત્મા મુનિરાજ પધારે તો વિવેક કરતાં ન આવડે, હાથ જોડતાં પણ શરમ આવે. આ તો કેટલી અજ્ઞાનતા જડતા, મૂઢતા કહેવાય.) ત્યારે તે સમ્યક્ છે..અને દૃષ્ટિ વ્યવહારનું લક્ષ છોડીને નિશ્ચયનું લક્ષ કરે તો તે દૃષ્ટિ સમ્યક્ છે. અને જ્ઞાન બન્નેને જેમ છે તેમ જાણીને વિવેક કરે તો જ્ઞાન સાચું છે, સમ્યક્ છે.

દ્રવ્ય સળંગ છે...અભેદ છે..પરિપૂર્ણ છે..તે સમ્યગ્દર્શનને માન્ય છે. પરિપૂર્ણ દ્રવ્યને જ સમ્યગ્દર્શન સ્વીકારે છે. અને બંધ-મોક્ષનો પર્યાય અને સાધક દશાના ભંગ-ભેદ તે બધાયને સમ્યક્જ્ઞાન જેમ છે તેમ વિવેક કરીને જાણે છે. જોઈ લો આ સમ્યગ્દર્શનનો વેપાર..અને જોઈ લો આ સમ્યક્ જ્ઞાનનો વેપાર..તમે વિશ્વમાં ઊંધો વેપાર માંડયો છે. અને તેથી જ દિવાળા ફૂંકાતા જાય છે, તોય તમોને ભાન આવતું નથી..સમ્યગ્દર્શનનો વિષય પરિપૂર્ણ દ્રવ્ય છે. તે જ મોક્ષનું પરમાર્થ કારણ છે. એટલે નિશ્ચય કારણ છે. અને સમ્યક્દર્શનજ્ઞાન-ચારિત્રરૂપ સાધક અવસ્થાને મોક્ષનું કારણ કહેવું તે વ્યવહાર છે. અને પાંચ મહાવ્રતો, પાંચ સમિતિ, આદિને મોક્ષનું કારણ કહેવું તે સ્થૂળ વ્યવહાર છે. ઉપચરીત વ્યવહાર છે. પરંતુ...ત્રિકાળી અખંડ વસ્તુ જે છે..તે જ મોક્ષનું નિશ્ચયકારણ છે. પરમાર્થે તો વસ્તુમાં કારણ-કાર્યના ભેદ નથી. કારણ કે કાર્યના ભેદ પણ વ્યવહાર છે. એક અખંડ વસ્તુમાં...અભેદ વસ્તુમાં..કારણ-કાર્યના ભેદના વિચારથી વિકલ્પ આવે છે. તેથી તે પણ વ્યવહાર છે. છતાં વ્યવહારપણે પણ કાર્ય-કારણનો ભેદ જો સર્વથા ન જ હોત તો મોક્ષ દશાને પ્રગટાવવાનું કહી શકાય જ નહિ. એટલે અવસ્થામાં સાધ્ય-સાધકના ભેદ છે.

આ ગર્દભાળી મુનિમાં સાધ્ય-સાધકના ભેદ છે. પણ અભેદના લક્ષ વખતે વ્યવહારનું લક્ષ હોય નહિ...કેમકે વ્યવહારના લક્ષમાં ભેદ આવે છે. અને ભેદના લક્ષે પરમાર્થ. પરમાર્થ એટલે અભેદ સ્વરૂપ લક્ષમાં આવતું નથી. તેથી સમ્યગ્દર્શનના લક્ષમાં ભેદ આવતા નથી. એકરૂપ સળંગ અભેદ અખંડ વસ્તુ જ સમ્યગ્દર્શનનો વિષય છે. સમ્યગ્દર્શન નિર્વિકલ્પ સામાન્ય ગુણ છે. નિર્વિકલ્પ સામાન્ય ગુણ દર્શનને કોની સાથે સંબંધ છે? એકલા અખંડ-અભેદ આત્માની સાથે સંબંધ છે. અખંડ દ્રવ્ય જે ભંગભેદ રહિત છે..તે સમ્યગ્દર્શનને માન્ય છે. સમ્યગ્દર્શન પર્યાયને સ્વીકારતું નથી. પણ સમ્યગ્દર્શન સાથે રહેલું અવિનાભાવી એવું સમ્યક્જ્ઞાન તેનો

સંબંધ નિશ્ચય અને વ્યવહાર એ બન્નેની સાથે છે. એટલે કે તે જ્ઞાન નિશ્ચય અખંડ સ્વભાવને તથા વ્યવહારમાં જે પર્યાયના ભંગભેદ પડે છે તેને જાણી લે છે.

"एगो में सासओ अप्पा" એકલા આત્માને સમ્યગ્દર્શન પ્રતીતિમાં લે છે. પરંતુ સમ્યગ્દર્શન સાથે પ્રગટતું સમ્યક્જ્ઞાન સામાન્ય અને વિશેષને જાણે છે. સમ્યક્જ્ઞાન પર્યાયને..નિમિત્તને જાણે છે. અને સમ્યક્દર્શન જાણનાર પણ સમ્યક્જ્ઞાન જ છે.

આવી સ્વઅનુભવદશા લાવો..આ માનવનો અવતાર તેમાં આવી દશા પ્રગટાવો. આવી દશા લાવવા માટે મરી ફીટો..સાચા સંતને શોધીને તેમાં અર્પાઈ જઈને પણ આવી દશાને લાવો..એટલે તનતોડ મહેનત કરો, પુરુષાર્થ કરો, સત્સંગ કરો, સંસારનાં કાર્યો ઉપર કાપ મૂકો. ભાવશ્રુતજ્ઞાન વડે આત્માને જાણવામાં આવે છે. અને ભગવાન અનંત જ્ઞાનના ધણી આત્માને..ભાવશ્રુતજ્ઞાન વડે જરૂર જાણવામાં આવે છે. તે શ્રુતજ્ઞાન...મતિજ્ઞાનપૂર્વક હોય છે. તે મતિશ્રુતજ્ઞાન...કેવળજ્ઞાનની અપેક્ષાએ પરોક્ષ છે. તેથી ત્યાં આત્માનું જાણવું કેવળજ્ઞાનીની માફક પ્રત્યક્ષ હોતું નથી. અહીં આત્માને જે સારી રીતે સ્પષ્ટ જાણે છે.....તેમાં પારમાર્થિક પ્રત્યક્ષપણું નથી. પારમાર્થિક પ્રત્યક્ષ તો કેવળજ્ઞાન છે. તથા જેમ પુદ્ગલ પદાર્થ નેત્રાદિ દ્વારા જાણવામાં આવે છે...તેમ એક દેશ...એટલે એક અંશ નિર્મળતાપૂર્વક આત્માના અસંખ્યાતા પ્રદેશો જાણવામાં આવતા નથી. તેથી સાંમ વ્યવહારિક પ્રત્યક્ષ નથી. ત્યારે છે શું ? અનુભવમાં આત્મા તો પ્રત્યક્ષ છે. પણ કાંઈ આત્માના અસંખ્યાતા પ્રદેશોનો આકાર અનુભવમાં ભાસતો નથી.પરંતુ સ્વરૂપમાં પરિણામ મગ્ન થતાં..ઓતપ્રોત થતાં, જે સ્વાનુભવ પ્રત્યક્ષ થયો તે સ્વાનુભવ જ પ્રત્યક્ષ છે. એ સ્વાનુભવનો સ્વાદ કોઈ આગમ કે અનુમાનાદિક પરોક્ષ પ્રમાણ વડે જણાતો નથી. પણ પોતે જ એ અનુભવના રસાસ્વાદને પ્રત્યક્ષ વેદે છે. આ રીતે આત્માનો અનુભવ બરાબર જાણી શકાય છે. અને જે જીવને તેવો અનુભવ હોય તે જીવને સમ્યગ્દર્શન અવિનાભાવી હોય છે. માટે મતિ–શ્રુતજ્ઞાનથી સમ્યગ્દર્શન બરાબર જાણી શકાય છે. (પોતાના મતિશ્રુત જ્ઞાનથી સામાના સમ્યગ્દર્શનને જાણી શકાય છે. આ વાત આ જ અધ્યયનમાં આગળ જતાં આવશે. સંયતિ રાજાને ક્ષત્રિય મુનિના ભેટા થતાં ક્ષત્રિય રાજર્ષિ સંયતિ મુનિને પ્રશ્ન પૂછે છે તેનો ઉત્તર સંયતિ મુનિ આપે છે..તે સાંભળીને મતિ–શ્રુત જ્ઞાનના ધણી ક્ષત્રિય મુનિ પોતાના જ્ઞાનમાં નિર્ણય કરી લે છે કે..આ સંયતિ મુનિ સમ્યક્જ્ઞાની છે.) એટલું જ નહિ પણ વિશેષ એ છે કે સ્વાનુભૂતિના સમયે જેટલું પહેલું તે મતિ–શ્રુતજ્ઞાનનું દ્વૈત રહે છે. તેટલું તે સાક્ષાત્ પ્રત્યક્ષની માફક પ્રત્યક્ષ છે. બીજું નથી. એટલે પરોક્ષ નથી. તથાપિ તે મતિશ્રુત જ્ઞાનમાં પણ એટલી વિશેષતા છે કે જે વખતે તે બન્ને જ્ઞાનોમાંથી કોઈ એક જ્ઞાન દ્વારા જ્યારે સ્વાનુભૂતિ કરે છે. તે વખતે તે બન્ને જ્ઞાનો પણ અતિન્દ્રિય આત્માને પ્રત્યક્ષ કરે છે. તેથી આ બન્ને જ્ઞાનો પણ સ્વાનુભૂતિ વખતે પ્રત્યક્ષ છે. પરોક્ષ નથી.

આ પ્રમાણે જેણે આત્માનો અનુભવ જાણ્યો–માણ્યો અને વેદ્યો તે જ આત્મજ્ઞાની સાચા અણુગાર છે.

જેમ કોઈ આંધળો માણુસ સાકરનો આસ્વાદ કરે છે..ત્યાં સાકરના આકાર આદિ પરોક્ષ છે. તે સાકરના આકાર તેના જ્ઞાનમાં પરોક્ષ હોવા છતાં જ્યાં જીભ વડે સ્વાદ લીધો..તે સ્વાદ તો પ્રત્યક્ષ છે. તે પ્રમાણે અનુભવમાં આત્માનો આકાર ભાસતો નથી. પરંતુ પરિણામમાં જે સ્વાનુભવ લીધો...અનુભવના રસાસ્વાદને લીધો.. તે અનુભવનો રસાસ્વાદ તો પ્રત્યક્ષ છે. માટે મતિ–શ્રુત જ્ઞાન સ્વાનુભવ વખતે પ્રત્યક્ષ છે. આવું આત્મજ્ઞાન અણુગારનું પ્રથમ લક્ષણ છે.

કેસર નામના ઉદ્યાનમાં આ મુનિ નિર્વિકલ્પ અનુભવના રસાસ્વાદને અનુભવી રહ્યા છે. નિર્વિકલ્પ સમાધિના આનંદને આ મુનિ અનુભવી રહ્યા છે. તે નિર્વિકલ્પ સમાધિનો આનંદ ક્યારે આવે ? (આ બધાય જીવો તે આનંદને માણે અને આપણને એ આનંદ ન આવે તેનું શું કારણ ?) મતિજ્ઞાનને પોતાના સ્વભાવ તરફ વાળીને પોતાના સ્વભાવમાં ઠરે તો પછી શ્રુતજ્ઞાન વડે આત્માના આનંદનો જરૂર અનુભવ થાય. અનાદિથી મતિશ્રુતજ્ઞાન પરમાં એકતા કરે છે...તો ત્યાં શું છે ? તો ત્યાં આકુળતા–વ્યાકુળતાનું વેદન થાય છે. અને સ્વમાં એકતા કરે તો ત્યાં શું થાય છે ? તો ત્યાં અનાકુળતાનું–આનંદનું વેદન થાય છે.

પ્રથમ આત્મજ્ઞાની અણુગારના સત્ય ઉપદેશના શ્રવણથી સ્વ અને પરનું જુદાપણું જાણે. મતિજ્ઞાનને અંતર સ્વભાવમાં વાળે..અને શ્રુતજ્ઞાન સ્વભાવમાં ઠરે ત્યારે આત્માનો નિર્વિકલ્પ સમાધિનો.. અતિન્દ્રિય આનંદનો અનુભવ થાય છે. આત્મજ્ઞાન સ્વભાવની રૂચિ..આવા જ્ઞાન સ્વભાવની રૂચિપૂર્વક આવા જ્ઞાન સ્વભાવની પ્રતીતિ કરે..તે જૈન શાસનના સાચા અણુગાર બનીને પોતાનો પરિપૂર્ણ કેવળજ્ઞાનનો પર્યાય પ્રગટ કરે.

હવે આત્માના જ્ઞાનને પર્યાય બુદ્ધિથી પાછું વાળીને માત્ર દ્રવ્ય બુદ્ધિમાં લાવવું એ જ આત્માના કલ્યાણનો.. હિતનો..શ્રેયનો..મોક્ષનો..ધર્મનો માર્ગ છે. તેમાં જ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–તપ વગેરે સમાઈ જાય છે. પહેલાં તો પોતાને પોતાના અંતરમાં આત્મસ્વભાવનો ખૂબ ઉત્સાહ–ઉમંગ આવવો જોઈએ.

વીસ વરસનો યુવાન પુત્ર પોતાનાં માબાપથી વીસ વરસથી જ વિખુટો પડી ગયો હોય.. અને વીસ વર્ષ પૂરાં થતાં તાર આવે કે બાપુ સ્ટેશન ઉપર આવજો..હું પાંચ લાખ રૂપિયા લઈને આવું છું. ત્યારે તેના બાપને કેટલો ઉત્સાહ–ઉમંગ આવે છે.. તેવો જ ઉત્સાહ–ઉમંગ આના માટે અંતરમાં આવવો જોઈએ. બલ્કે તેનાથી વધારે ઉમંગ આવવો જોઈએ. આવે છે ?

પોતાનો સ્વભાવ સમજવાને માટે તેના શ્રવણ–મનનની હોંશ જોઈએ. વર્તમાન

તમારો પર્યાય પરને તથા પોતાના અંશને સ્વીકારે છે. વર્તમાન અંશે ઊઘડેલું જ્ઞાન પરને તથા પોતાના અંશને સ્વીકારે છે.. પણ પરથી ભિન્ન ત્રિકાળી પરિપૂર્ણ એવો આત્મા તેના સ્વભાવને જો ન સ્વીકારે તો તે જ અજ્ઞાન છે. રાગ રહિત જ્ઞાનથી અનંત આકાશનો ખ્યાલ આવ્યો.. અનંતા સિદ્ધોનો વર્તમાન જ્ઞાનમાં ખ્યાલ આવ્યો.. તેને મૂકીને એટલે આકાશ દ્રવ્ય તથા તે તરફ વળીને તેને જાણતો જ્ઞાનનો અંશ (વર્તમાન જ્ઞાનના અંશમાં અનંત આકાશનો તથા અનંતા સિદ્ધોનો ખ્યાલ આવ્યો.) તેનો આશ્રય છોડીને એ પરિપૂર્ણ અનંત મારો જ્ઞાન સ્વભાવ છે. તે તરફ જો જીવ વળ્યો..જ્ઞાન વળ્યું.. તો તેનું જ્ઞાન પ્રથમ તો રાગરહિત થયું..અપૂર્વ ભેદ વિજ્ઞાન પ્રગટ્યું. અને અનંતાનુબંધી અનંત કષાયનો નાશ થયો. અને જ્ઞાનના સ્વરૂપાચરણરૂપ અનંતુ ચારિત્ર પ્રગટ્યું. હવે રાગરહિત જ્ઞાન સ્વભાવની યથાર્થ પ્રતીતિ અને અનુભવથી સમ્યગ્દર્શન થયું..

પહેલાં જે જ્ઞાન પર્યાયને પરમાં રોકતો..(સિનેમામાં–નાટકમાં–તેને તમે જોવા બેસો તે વખતે તે સિનેમાનાં દ્રશ્યોનો ખ્યાલ જ્ઞાનમાં આવે છે. તમારા જ્ઞાન પર્યાય તે ઝુરીના રાગમાં રોકાય છે.. અને પરને જાણે છે. તે શું તમારા જ્ઞાનમાં વર્તમાન તમને નથી જણાતું ?) પરમાં રોકાતો જ્ઞાનનો પર્યાય..તે પર્યાયમાં શું હતું ? પરમાં રોકાયેલા જ્ઞાન પર્યાયમાં મિથ્યા–જ્ઞાન–મિથ્યાદર્શન–મિથ્યાચારિત્ર હતું. અને સ્વમાં વરેલા જ્ઞાન પર્યાયમાં શું આવ્યું ? તેમાં સમ્યક્દર્શન–જ્ઞાનચારિત્ર આવ્યું. મતિ–શ્રુત જ્ઞાનને સ્વભાવમાં વાળવાનું આવ્યું. (હું તમારો હિતેષી ખરો કે નહિ ? હા. તો હું કહું તેમ તમારે માનવું ખરૂં કે નહિ ? હા..માનવું. ઘરમાંથી રાણીસાહેબના હુકમ છૂટે તો પાંચ તોલા સોનાનો હાર બનાવી દે...સગવડતા ન હોય તો દેણું પણ કરે...કારણ કે ત્યાં રાગ છે.)

સ્વભાવમાં વળ્યા પછી તે જ્ઞાનમાં પરપદાર્થો પણ જણાય છે. તે તો જ્ઞાનનું જ સ્વ–પર પ્રકાશક સામર્થ્ય છે. ત્યાં પરપદાર્થ જણાયા તેથી જ્ઞાનમાં કાંઈ દોષ થતો નથી. જ્ઞેયકૃત જ્ઞાનમાં દોષ આવતો નથી. અને જો એમ દોષ આવતો હોય..તો કેવળ જ્ઞાનીની જ્ઞાનમાં અનંતા જ્ઞેયો જણાય છે. તો ત્યાં કેટલો દોષ આવે ? માટે જ્ઞેયકૃત જ્ઞાનમાં દોષ આવતો નથી.

આત્મજ્ઞાની સાચા અણગારના ઉપદેશરૂપ દેશનાલબ્ધિ મળતાં આત્મસ્વભાવની જેને રૂચિ થઈ તે જીવ જરૂર ભવિષ્યમાં મુક્તિને પામશે. એમ જ્ઞાનીઓ બરાબર પોતાના જ્ઞાનમાં જાણે છે. ધર્મ પામનાર જીવને દેશનાલબ્ધિ હોય છે. તે નિયમ જ છે. સાચા આત્મજ્ઞાનીના સમાગમે, પરમાર્થ સ્વભાવનું શ્રવણ કરીને તે સ્વભાવની રૂચિપૂર્વક વારંવાર તેનો અભ્યાસ કરીને જ્યારે જ્ઞાન સ્વસન્મુખ થઈને સ્વભાવને જાણે

છે..ત્યારે મતિજ્ઞાનનો પ્રથમ અવગ્રહ થાય છે. તે અવગ્રહ જ્ઞાનનો ઉપયોગ વિશેષ દૃઢ થતાં શ્રુતજ્ઞાન સ્વભાવમાં ઠરે છે.

ત્યાં સ્વભાવમાં ઠરતાં જ્ઞાનને સમ્યક્દર્શનાદિ કહ્યા છે. જેની વસ્તુસ્વભાવદૃષ્ટિ છે..તેની ક્રમે ક્રમે મુક્તિ થવાની જ છે. જેની દૃષ્ટિ દ્રવ્ય ઉપર છે..તેને પૂર્ણ પર્યાય ક્યારે પ્રગટશે તેની શંકા રહેતી નથી. તે નિઃશંક જીવ છે. જે સ્વભાવને જાણે છે... તે મુક્તિના પંથે છે. મુક્તિના પ્રયાણે છે.

આવા સ્વભાવને જે જાણે છે..તે આત્મજ્ઞાની જૈન શાસનના સાચા શણગાર રૂપ અણગાર બનીને મુકિતને પામવાના જ છે,

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૧૩૨

સં. ૨૦૧૫નાં કારતક સુદ ૬, રવિવાર, તા. ૧૬-૧૧-૫૮

**સમ્યગ્દૃષ્ટિ જીવ.**
**શુભ-અશુભ પરિણામોનો..**
**અને તેમાં ભજતા અનેક પ્રકારનાં નિમિત્તોનો**
**જ્ઞાતા રહે છે.**

અહીં ચોથી-પાંચમી ગાથા વંચાય છે. કેસર નામના ઉદ્યાનમાં દ્રાક્ષના મંડપની શીતળ છાયા નીચે જ્ઞાની-ધ્યાની ગર્દભાળી મુનિ બિરાજે છે. એવા અણગારનાં પાંચ લક્ષણ છે. આત્મજ્ઞાન વગેરે પાંચ લક્ષણો અણગારનાં છે. ચોથી ભૂમિકાએ સ્વભાવદૃષ્ટિ પ્રગટ થઈ..તેથી અનંત સંસાર છૂટી ગયો. અનંતાનુબંધી ક્રોધાદિ કષાય ટળી ગયો.

સમ્યગ્દૃષ્ટિ જીવ.. શુભ-અશુભ પરિણામોનો અને તેમાં ભજતા અનેક પ્રકારનાં નિમિત્તોનો જ્ઞાતા રહે છે, સ્વભાવમાં ઝૂલતો સમ્યગ્દૃષ્ટિ અંશે મુકત થઈ ગયો છે- ગૃહસ્થાશ્રમમાં અલ્પ રાગ હોવાથી ઊભો છે. એટલે તદ્દન અસ્થિરતાનો રાગ છે તેમ પણ નથી.અને તદ્દન ગૃહસ્થાશ્રમમાં ઊભો છે એમ પણ નથી. પણ અલ્પ રાગ છે માટે

ઊભો છે. સ્વરૂપની લીનતા વધતાં તેટલો રાગ અને તેનાં નિમિત્તો છૂટી જતાં તેઓ સમ્યગ્દૃષ્ટિ મુનિ થઈ જાય છે. એવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે.

સમ્યગ્દૃષ્ટિને તદ્દન અસ્થિરતાનો રાગ નથી અને તદ્દન ગૃહસ્થાશ્રમમાં પણ ઊભો નથી..ત્યારે છે શું ? અલ્પ રાગ છે. તે અલ્પ રાગની દશા છૂટતાં તે સમ્યગ્દૃષ્ટિ મુનિ થઈ જાય છે. મુનિની દશા પ્રગટતાં મુનિ થઈ જાય છે. ચોથી ભૂમિકા જ્યાં પ્રગટી ત્યાં માંસ-દારૂ-મધનો-માખણનો ત્યાગ હોય છે. તેની સાથે સ્થૂળ હિંસા-જૂઠ-ચોરી-બધી પરસ્ત્રીનો ત્યાગ, કુદેવ-કુગુરુ-કુશાસ્ત્રનો ત્યાગ, લોક-નિંદનીય કર્તવ્યનો ત્યાગ, સમ્યગ્દૃષ્ટિ ને ચોથી ભૂમિકાએ થઈ જાય છે. આ બધોય ત્યાગ ચોથા ગુણસ્થાનકે ગૃહસ્થાશ્રમમાં રહેલા સમ્યગ્દૃષ્ટિને હોય છે. અને પાંચમી ભૂમિકાએ..ચોથી ભૂમિકા કરતાં વિશેષ ત્યાગ છે. બાર વ્રત, અગ્યાર પડિમા વગેરે ગ્રહણ કરે..ચોથી ભૂમિકા કરતાં અહીં વિશેષ સ્થિરતા વધી ગઈ છે. છઠ્ઠા ગુણ સ્થાનકે ઉત્કૃષ્ટ ત્યાગ છે. પાંચમી ભૂમિકા કરતાં અહીં સ્વરૂપ રમણતા વધી ગઈ છે. કારણ કે છઠ્ઠી ભૂમિકા તે સાધકની ઉત્કૃષ્ટ દશાની ભૂમિકા છે.

સાધક દશાની ત્રણ ભૂમિકા હોય છે. ચોથી ભૂમિકા જઘન્ય સાધક દશાની છે. પાંચમી ભૂમિકા મધ્યમ સાધક દશાની છે. અને છઠ્ઠી-સાતમી ભૂમિકા ઉત્કૃષ્ટ સાધક દશાની છે.

તે ઉત્કૃષ્ટ સાધક દશામાં અંતર્મુહૂર્ત પ્રમત્ત દશા અને અંતર્મુહૂર્ત અપ્રમત્ત દશા....આમ પુરુષાર્થની ગતિ ચાલ્યા કરે છે. આ ભૂમિકાનું આવું જ સ્વરૂપ છે. ભગવાન મહાવીર દેવ, ચાર જ્ઞાનના ધણી...એવા ચૌદપૂર્વધારી ગૌતમ ગણધરને કહે છે કે "**समयं गोयम मा पमायए**" હે ગૌતમ ! તું આટલી ઊંચી ભૂમિકાએ ચડયો... સ્થિરતાએ ચડયો...હવે અપ્રમત્તભાવ પ્રગટાવ....એવો અપ્રમત્ત ભાવ પ્રગટાવ કે અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રગટે. છઠ્ઠી ભૂમિકાએ લાંબો કાળ શુભ ભાવમાં રહીશ તો તે તને પાલવશે નહિ. સ્થિરતાના શુદ્ધ ભાવ ઉપર ચડયો માટે શુભભાવની છઠ્ઠી ભૂમિકાએ લાંબો કાળ રહેવું તને પાલવશે નહીં. છઠ્ઠી-સાતમી ભૂમિકાએ અંતર્મુહૂર્ત રહેવાની આ દશા નિર્ગ્રંથની દશા છે. હવે તું એવી અપ્રમત્ત દશા લાવ કે અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રગટી જાય. જૈન શાસનના સાચા શણગારરૂપ અણગારની આવી જ ઉત્કૃષ્ટ ત્યાગ દશા હોય છે. પુરુષાર્થની ગતિ ઉગ્ર હોય છે. કારણ કે ક્ષપક શ્રેણીએ ચઢીને કેવળજ્ઞાન લઈ લેવાનું છે.

ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો..
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?

તેનો એવો અર્થ છે કે..ઝટ મોક્ષ કરૂં..એવો રાગનો વિકલ્પ કે મોક્ષનો નિર્મળ પર્યાય તે વસ્તુની અભેદ દૃષ્ટિનો વિષય નથી. વસ્તુની અભેદ દૃષ્ટિ તે સમ્યગ્દર્શન.

વસ્તુની અભેદ દષ્ટિમાં એટલે સમ્યગ્દર્શનમાં વસ્તુનો અને તેના નિર્મળ પર્યાયનો ભેદ જ રહેતો નથી. તે દષ્ટિના જોરે રાગનો ક્ષય થઈને નિર્મળ પર્યાય ત્વરાએ પ્રગટે છે. ઝટ પ્રગટે છે.

હવે સમ્યકૃજ્ઞાન ભેદ-અભેદ બન્નેને જાણે છે. નિર્મળ પર્યાય પ્રગટે છે ખરો... કેવળજ્ઞાન પર્યાય પ્રગટે છે ખરો...પરંતુ તેના ઉપર વસ્તુ દષ્ટિનું જોર નથી. વસ્તુદષ્ટિ એટલે દ્રવ્યદષ્ટિ..તેનું જોર તેના ઉપર નથી. દ્રવ્યદષ્ટિમાં મોક્ષ જરાય દૂર નથી. એક સમયમાં સામાન્ય સ્વભાવ પરિપૂર્ણ છે. એના ઉપર જ વસ્તુદષ્ટિનું લક્ષ છે. વિકારી પર્યાય છે તેના ઉપર તો તેનું લક્ષ નથી, પણ મોક્ષના નિર્મળ પર્યાય ઉપર પણ તેનું લક્ષ નથી. પણ જ્યાં દ્રવ્યદષ્ટિનું જોર છે ત્યાં મોક્ષ જરાય દૂર નથી. એવી દષ્ટિ જ્યાં ઊભી છે ત્યાં મોક્ષ સાવ નજીક સમયે સમયે વર્તી રહ્યો છે. આનું નામ તે...“ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો...” આવું આત્મજ્ઞાન તે..અણગારોનું પ્રથમ લક્ષણ છે.

સાચી દષ્ટિ..સમ્યગ્દર્શન..દ્રવ્યદષ્ટિ વગેરે થયા પછી સમ્યગ્દર્શને જેનો સ્વીકાર કર્યો એવા આત્માની દષ્ટિ થયા પછી ક્રોધાદિ તુરત જ ટળી જાય એમ નહીં.. પણ તેની મર્યાદા થઈ જાય છે. વસ્તુ સ્વભાવમાં તો શુભાશુભ લાગણી નથી..માટે તે વસ્તુસ્વભાવના જોરે...તે દ્રવ્યદષ્ટિના જોરે...ક્રોધાદિની મર્યાદા આવી જાય છે. લક્ષ પરમાં પડયું છે. તેથી જ શુભાશુભ લાગણીઓ આવે છે. અને તે કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી તે લાગણીઓ આવે છે. અર્થાત્ બારમા ગુણસ્થાનક સુધી તે લાગણીઓ હોય છે. વસ્તુ સ્વભાવમાં શુભાશુભ લાગણીઓ નથી. જો વસ્તુ સ્વભાવમાં શુભાશુભ લાગણીઓ હોય તો સિદ્ધ પરમાત્મામાં પણ એ લાગણીઓ હોવી જોઈએ. પણ સિદ્ધ પરમાત્મામાં તે લાગણીઓ નથી. માટે સિદ્ધ થાય છે કે..વસ્તુ સ્વભાવમાં શુભાશુભ લાગણીઓ નથી.

વસ્તુદષ્ટિનું...દ્રવ્યદષ્ટિનું ભાન થતાં ક્રોધાદિ વિકાર અનંતમાં ભાગે થઈ જાય છે. અને અનંતગણું જોર સ્વભાવની શુદ્ધિ ઉપર જાય છે. એટલે અનુભવનિર્ણય થઈ ગયો કે પુણ્ય-પાપના પરિણામ ઉપર એટલું જોર ન રહે તે સ્વાભાવિક જ વાત છે. પાંચમી ભૂમિકાએ વ્રતાદિના પરિણામ જ્ઞાનીને થાય પણ હું અનંત જ્ઞાનનો પિંડ છું.. એમ પોતાના ત્રિકાળી સ્વભાવ ઉપર જોર જતાં વ્રતાદિના પરિણામ ઉપરનું જોર અનંતમાં ભાગે ઓછું થઈ જાય છે. (સાધુ-સાધ્વી થઈ જાય પણ આવું ભાન ન હોય તો તે સાચી સાધુ દશા કે સાધ્વી દશા નથી. પછી ભલે તે પોતાને પંડિત તથા પંડિતા કે વિદ્વાન કહેવડાવે.) માટે આ દશામાં આવ્યા વિના છૂટકો નથી..એક વાત એ છે કે.. અનંત સામર્થ્યવાળો મારો ચૈતન્ય સ્વભાવ, તેમાં વિકાર-શુભ-અશુભની લાગણી છે જ નહિ..અને બીજું એ કે અનંતા પર દ્રવ્યો મને શુભ-અશુભ પરિણામ કરાવે નહિ એવી દઢ સમ્યક્ માન્યતા થઈ તેથી અણુવ્રત-મહાવ્રત આદિ અને શુભ-અશુભ

પરિણામમાંથી અનંતુ જોર ઘટી ગયું. અને સ્વભાવ ઉપર જોર જતાં સ્વભાવનો આશ્રય થઈ ગયો. તેમાં વિશેષ લીનતા થતાં પાંચમી ભૂમિકામાંથી સાતમી ભૂમિકામાં અને તેમાંથી છઠ્ઠી ભૂમિકામાં અને ત્યાં અંતર્મુહૂર્ત માત્ર રહી...ફરી પાછા સાતમી ભૂમિકામાં જાય. એમ જાય અને આવે. આવી દશામાં જૈન શાસનના સાચા અણગાર ઝૂલ્યા કરે છે.

અણગારનું સ્વરૂપ-લક્ષણ જાણ્યા વિના, ઓળખ્યા વિના, સમજ્યા વિના તેને ગુરુ માનવા તે અજ્ઞાન છે. કેટલાક જીવો આજ્ઞાનુસારી હોય છે. પરીક્ષા કર્યા વિના સમદર્શી થવાતું નથી. આ અમારા ગુરુ છે. એમ કહીને તેની ભક્તિ કરે છે, સેવા કરે છે....પણ અણગારના સાચા સ્વરૂપનું તેને ભાન નથી. આત્મજ્ઞાન થયા પછી અણગાર દશામાં વ્યવહાર આવે છે. વ્યવહાર આવતો જ નથી એમ માને તો મિથ્યાદષ્ટિ છે. હવે કોઈ પરીક્ષા કરે છે. કેવા પ્રકારે પરીક્ષા કરે છે. તે જુઓ.

આ આપણા અણગાર છે. તો આ અણગાર દયા પાળે છે....જીવોનું રક્ષણ કરે છે. એમ માની તેની ભકિત કરે છે. વળી આ અણગાર છન્નુ દોષ રહિત નિર્દોષ આહારાદિ લે છે...એમ માનીને પણ તેની ભકિત કરે. પણ અણગાર તો છન્નુ દોષ રહિત જ આહાર લે. છન્નુ દોષ ટાળી આહારાદિ લે છે....તેમાં પાંચ સમિતિના ભાવ છે. તે પાંચ સમિતિના ભાવ તે પુણ્ય પરિણામ છે. મૂળ ગુણમાં જે સમિતિ છે તે પુણ્ય પરિણામ છે. અને નિર્વિકલ્પ આનંદ દશામાં લીન થઈ જવું..એકાકાર થઈ જવું...તે નિશ્ચય સમિતિ છે. સમિતિના બે ભેદ છે. નિશ્ચય અને વ્યવહાર એમ બે ભેદ છે. વ્યવહાર સમિતિ તે શુભ ભાવ છે. આવો વ્યવહાર સમિતિરૂપ શુભ ભાવ તે આત્માનું મૂળ સ્વરૂપ નથી. વ્યવહાર સમિતિ અને વ્યવહાર ગુપ્તિ..નિશ્ચય સમિતિ અને નિશ્ચય ગુપ્તિ એમ સમિતિ-ગુપ્તિના બબ્બે પ્રકાર છે. એવા બબ્બે ભેદ છે.

આત્માના ત્રિકાળી શુદ્ધ ભાવમાં લીનતા એ જ નિશ્ચય ગુપ્તિ..અને એ જ નિશ્ચય સમિતિ છે. હવે જ્યારે આત્મામાં લીન ન હોય ત્યારે જે ભલો રાગ, શુભ રાગ આવે ત્યારે પોતે અશુભ રાગથી બચે. અને શુભ રાગ આવે તે વ્યવહાર ગુપ્તિ છે. અને શુભમાં પ્રવૃત્તિ હોય તે વ્યવહાર સમિતિ છે. ઇર્યા સમિતિમાં પ્રવૃત્તિ હોય તો તે ઈર્યા વ્યવહાર સમિતિ છે. એમ પાંચેય સમિતિમાં સમજવું.

અણગારને નિશ્ચય અને વ્યવહાર બંને હોય છે. ચોથા ગુણસ્થાનકથી નિશ્ચય અને વ્યવહાર બંને હોય છે. શ્રાવકને વ્યવહાર હોય છે....અને અણગારને નિશ્ચય જ હોય છે. એમ અજ્ઞાની માને છે. તે અજ્ઞાનીની ભૂલ છે. દેહ-મન-વાણી-રાગથી રહિત... આત્મામાં નિર્વિકલ્પ અનુભવસહિત શ્રદ્ધા-પ્રતીતિ થવી તે સમ્યગ્દર્શન છે. તે નિશ્ચય છે. શ્રાવકને તથા સાધુને અને ચોથા ગુણસ્થાનકે અવિરતિ સમ્યગ્દૃષ્ટિને નિશ્ચય અને વ્યવહાર બંને હોય છે.

આ નિશ્ચય છે.. અને જે રાગ આવે છે તે વ્યવહાર છે. તે બન્નેનું જ્ઞાન હોવું જોઈએ. હવે અજ્ઞાની જીવદયા પાળવાના પરિણામથી અને છન્નુ દોષ ટાળીને નિર્દોષ આહાર લેવાના પરિણામથી અણુગારની પરીક્ષા કરે છે. કહેવાનો આશય એ છે કે માત્ર નિર્દોષ આહાર લેવાના પરિણામ ઉપરથી અણુગારની પરીક્ષા કરે તે યોગ્ય નથી. તે પરીક્ષા બરાબર નથી. પણ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતારૂપ દશા તે અણુગારનું અણુગારપણું છે. બહારથી પરીક્ષા કરવી તે યથાર્થ નથી. અને પરીક્ષા વિના માનવું તે અજ્ઞાન છે. તમે કહેશો કે મહારાજ તો આમથીયે મૂંઝવે છે અને તેમથીયે મૂંઝવે છે. પણ ભાઈ, આ તો અનાદિની મૂંઝવણને ટાળવાની વાત છે.

ચરણની રજ મસ્તક ઉપર ચડાવો છો.. તે મસ્તક ઉત્તમ અંગ છે. માટે તે મસ્તક ભાઈલા.. બાપલા.. જ્યાં ત્યાં ન નમે. ન નમાવાય. નિશ્ચય-વ્યવહારના ભાન વિના સમ્યગ્દર્શન નથી. અને સમ્યક્દર્શન વિના સમ્યક્જ્ઞાન નથી અને એ બે વિના સમ્યક્ ચારિત્ર-ધ્યાન પણ નથી. અને ધ્યાન વિના સમ્યક્જ્ઞાન નથી. અને એ બે વિના સમ્યક્-ચારિત્ર-ધ્યાન પણ નથી. અને ધ્યાન વિના કેવળજ્ઞાન-કેવળદર્શન પણ નથી. તીર્થંકર દેવ કહે છે કે પરીક્ષા વિના માનવું તે મિથ્યાદર્શન છે તે મિથ્યાદર્શન શલ્ય છે. અહીં તો સાચા અણુગારની વાત પહેલી મૂકી છે. જેના સમાગમે સંસાર ટાળીને મોક્ષ લઈ લેવો છે. તેવા અણુગારની વાત વહેતી મૂકી છે. આત્મજ્ઞાની-સમદર્શી-ભાવલિંગી અણુગારને નિર્દોષ આહાર લેવાનો વિકલ્પ પણ ઊઠે છે. તે ચારિત્રનો અલ્પ દોષ છે. પણ તે દોષ પુણ્ય પરિણામવાળો છે. તે પુણ્યાશ્રવ છે. શુદ્ધ આહાર નહિ હોવા છતાં, શુદ્ધ આહાર છે એમ માનવું, બોલવું તે તો જૂઠું છે. અણુગારને ખ્યાલ આવે કે આ દોષવાળો આહાર છે, તો તે લે નહીં; જૂઠા ભાવથી-અશુભ ભાવથી નિવર્તવું તે વ્યવહાર ગુપ્તિ છે-સમિતિ છે. વ્યવહાર ગુપ્તિ અને વ્યવહાર સમિતિ તે પુણ્ય પરિણામ છે. અને નિશ્ચય ગુપ્તિ-સમિતિ તે સંવર છે. એમ બરાબર સમજવું જોઈએ.

કોઈ કહે કે નિશ્ચય સમ્યગ્દર્શન સાતમા ગુણસ્થાનકથી હોય છે..તો તે તેની ભૂલ છે. નિશ્ચય સમ્યગ્દર્શન ચોથા ગુણસ્થાનકથી જ હોય છે. ત્યાર પછી અણુગારપણું આવે છે. તે પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિનું પાલન કરે છે. વ્યવહાર સમિતિ-ગુપ્તિ તે પુણ્ય પરિણામ છે. તેના ઉપરથી અણુગારની પરીક્ષા ન થાય. વળી કોઈ બ્રહ્મચર્યથી અણુગારની પરીક્ષા કરે છે તો તે સાચી પરીક્ષા નથી. કારણ કે અણુગારનું જે લક્ષણ બાંધ્યું છે, તેમાં તેની માત્ર બ્રહ્મચર્યથી કે બ્રહ્મચર્યના પાલન માત્રથી અણુગારની પરીક્ષા ન થાય. નવ કોટીએ બ્રહ્મચર્ય પાળે તે ખરું છે. અભવીનો જીવ સાધુ થઈ નવ કોટીએ બ્રહ્મચર્ય પાળે પણ તે મિથ્યાત્વ દશામાં છે. અહીં તો સાચા અણુગારનું લક્ષણ કહેવાય છે. જો બ્રહ્મચર્યથી અણુગારનું લક્ષણ બાંધીએ તો તે લક્ષણ બ્રહ્મચર્ય પાળનાર મિથ્યાદૃષ્ટિ

અભવી જીવમાં પણ ચાલ્યું જાય છે. માટે ત્રણ દોષ રહિત લક્ષણ હોવું જોઈએ. અતિવ્યાપ્તિ-અવ્યાપ્તિ-અસંભવ એ ત્રણ દોષ રહિત અણગારનું આત્મજ્ઞાન એ સાચું લક્ષણ છે. આત્મજ્ઞાન સહિત સ્વરૂપ સ્થિરતા તે જ અણગારનું સાચું લક્ષણ છે. બ્રહ્મચર્યનું પાલન કરી જીવ અનંતી વાર નવમી ગ્રીવેકે જઈને આવ્યો છે. માટે માત્ર બ્રહ્મચર્યના પાલન ઉપરથી અણગારની પરીક્ષા ન થાય.

વ્રતના બે ભેદ છે. નિશ્ચયવ્રત અને વ્યવહારવ્રત. પોતાના સ્વભાવને ચૂકીને નિશ્ચયવ્રતને ચૂકીને પંચ મહાવ્રતના પરિણામ આવે તે નિશ્ચયવ્રત નથી. નિશ્ચય સ્વભાવના ભાનપૂર્વક પંચ મહાવ્રત હોય તે શુભ પરિણામાદિ આવે તે વ્યવહાર અહિંસાદિ વ્રત છે. અમારા અણગાર ધન-માલ-પૈસા રાખતા નથી. પુસ્તક વહેંચાતાં લેતા નથી... તે શુભ પરિણામ છે... પુણ્યાશ્રવ છે. તેના ઉપરથી અણગારની પરીક્ષા થતી નથી.

વળી કોઈ ઘણા ઉપવાસ કરે.. માસખમણ કરે.. **"जइ विय नगोणे कीसे चरे"**– સૂયગડાંગ સૂત્ર, અધ્યયન બીજું. ગાથા ૯મી. કોઈ અન્ય મતિ... બાવા-સંન્યાસી કે જૈનના સાધુ હોય.. ઉપવાસ કરતા હોય, ઉપવાસ કરી અભિગ્રહ-નિયમ ધારણ કરતા હોય.. વગેરે તપની કરણી કરતા હોય તેના ઉપરથી અણગારની પરીક્ષા કરે તો તે પરીક્ષા પણ બરાબર નથી. વળી માત્ર ટાઢ-તડકા સહન કરવાં તે પણ અણગારનું લક્ષણ નથી. એ બધું તથા બધા પરિષટ સહન કરે.. પણ અંતરનો અનુભવ ન હોય તો અણગારપણું નથી.... અંતરનો અનુભવ હોય તો અણગારપણું છે. અંતરનો અનુભવ ન હોય અને ટાઢ-તડકા સહન કરે, બ્રહ્મચર્ય પાળે, ઉપવાસ કરે પણ તે અણગાર નથી... તેના ઉપરથી અણગારની સાચી પરીક્ષા ન થાય. અજ્ઞાની સાચી પરીક્ષા કરતો નથી. અણગારનું સાચું લક્ષણ જાણીને અણગારની સાચી પરીક્ષા પોતાના માટે કરો. અણગારને વ્યવહાર હોય છે ખરો.

પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિ-છન્નુ દોષ રહિત આહારાદિનું ગ્રહણ કરવું-બ્રહ્મચર્યનું પાલન-પગમાં કાંટો વાગે અને ન નીકળે તો પણ ગાડીમાં ન બેસે પણ ધીમે ધીમે ચાલીને ગામ ભેગા થઈ જાય-આવો વ્યવહાર લક્ષણથી અણગારની સાચી પરીક્ષા થતી નથી. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતારૂપ સ્થિરતાના મોક્ષમાર્ગે વિચરવું એ જ અણગારનું સાચું લક્ષણ છે. અહીં તો એકતાની વાત છે.. પૂર્ણતાની વાત નથી. કેવળજ્ઞાનીની વાત નથી. ચોથે-પાંચમે સમ્યગ્દર્શન-જ્ઞાન છે. ત્યાર પછી સાતમું ગુણસ્થાનક આવે છે... અને પછી છઠ્ઠું ગુણસ્થાનક આવે છે... તેની વાત છે.

સ્વરૂપમાં અકષાય પરિણતી થાય છે તે નિશ્ચયવ્રત છે.. અને જે શુભ પરિણામ આવે છે તે વ્યવહારવ્રત છે. પાંચ મહાવ્રત-પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિ વગેરે શુભ પરિણામ આવે તે વ્યવહારવ્રત છે. ચોથા ગુણસ્થાનકે સ્વરૂપાચરણ ચારિત્ર છે. પાંચમા ગુણસ્થાનકે દેશવિરતિ ચારિત્ર છે. ત્યાં જેટલા ટકા અકષાય પરિણતી થઈ તે નિશ્ચય-

વ્રત છે. બાર વ્રતના શુભ પરિણામ તે વ્યવહારવ્રત છે. તેનાથી પુન્યાશ્રવનો જ સંચય થાય છે.

દેવ-ગુરુ-શાસ્ત્રની શ્રદ્ધા તે નિશ્ચય સમ્યગદર્શન નથી. શાસ્ત્રનું ભણતર તે નિશ્ચય સમ્યક્‌જ્ઞાન નથી. પાંચ મહાવ્રતાદિનું પાલન તે નિશ્ચય સમ્યક્‌ચારિત્ર નથી. પણ તે વ્યવહાર શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર છે. તેના ઉપરથી અણગારની સાચી પરીક્ષા થતી નથી. પણ નિર્વિકલ્પ પ્રતીત સહિત આત્માનું જ્ઞાનસ્વરૂપમાં સ્થિર થવું....જ્ઞાન-દર્શન ચારિત્રની એકતારૂપ મોક્ષમાર્ગમાં પ્રવર્તવું...અનંત ગુણ પર્યાયથી અભેદ આત્માનું અનુભવવું-તે આત્મજ્ઞાન એ જ અણગારનું પ્રથમ લક્ષણ છે. બહારના વ્યવહારવ્રત-સમિતિ-ગુપ્તિ હોય...પણ તેના ઉપરથી અણગારની પરીક્ષા થતી નથી. એવો વ્યવહાર અભવીને પણ હોય છે. એમ બરાબર સમજીને...અણગારની સાચી પરીક્ષા કરીને.... જ્ઞાન-દર્શન-ચારિત્રની એકતારૂપ ધર્મને પામીને આ સ્થિરતાના માર્ગે..જ્ઞાનના માર્ગે વિચરશો તો તમે અલ્પકાળમાં મોક્ષને પામશો.

હવે અણગારનું બીજું લક્ષણ સમદર્શિતા છે. તે અવસરે કહેવાશે.

ૐ શ્રી સત્



**વ્યાખ્યાન નં. ૧૩૬**

સં. ૨૦૧૫ના કારતક સુદ ૭, સોમવાર, તા. ૧૭-૧૧-૫૮

**દ્રવ્યની પલટતી અવસ્થામાં..**
**આત્મજ્ઞાની અણગારને..**
**રાગ-દ્વેષ-મોહ-મમતા-ક્ષોભ ન જ હોય..**
**એ જ સમદર્શિતાનાં લક્ષણો છે.**

આ સંયતિ રાજાને જેના ભેટા થઈને જન્મ-મરણના ફેરા ટળી જવાના છે.. અને આત્માનું શાશ્વત સુખ તે જ ભવે આ રાજા પામી જવાનો છે, એવા ગર્દભાળી અણગાર છે. એવા અણગારનાં પાંચ લક્ષણો સમજાવાય છે. આત્મજ્ઞાન-સમદર્શિતા વગેરે લક્ષણો સમજાવાય છે.

અનંત ગુણ-પર્યાયથી અભેદ આત્માને અનુભવ્યો એ આત્મજ્ઞાનનું પહેલું લક્ષણ છે. એ આત્મજ્ઞાની અણગારનું બાહ્ય વર્તન કેવું હોય તે બતાવે છે. બાહ્ય વ્રત-તપ ઉપરથી તેમની પરીક્ષા કરવી તે યોગ્ય નથી.

જગતમાં છ કાય જીવો છે. પૃથ્વીકાય-અપ્કાય-તેઉકાય-વાઉકાય-વનસ્પતિકાય અને ત્રસકાય તે છયે પ્રકારમાં જીવો હોય છે.

પૃથ્વી કાયિક ખનીજ પદાર્થ છે. કાળા-ધોળા પત્થરા જે હોય છે તેમાં એક એક કણીએ જીવ હોય છે. એ રીતે પૃથ્વીમાં જીવ માનવા અને તેની દયા પાળવી. નવ નવ કોટીએ મુનિરાજો તેની દયા પાળે છે. તે શુભ ભાવ છે. મુનિ પૃથ્વીકાયની દયા પાળે.. એમ જુઓ તો ખરા.. કે પૃથ્વીકાયની દયા પાળવાનું કહેવામાં પણ મુનિરાજોનો વ્યવહાર કેટલો ઊંચો છે!

ટાઢાં પાણીના એક બિંદુમાં જીવ છે તે પાણીના જીવ છે.

અગ્નિના એક કણીયામાં જીવ છે તે અગ્નિના જીવ છે.

વાયરા આ પવન વાય છે તેમાં જીવ છે તે વાયરાના જીવ છે.

વનસ્પતિમાં..જેટલી આ લીલોતરી દેખાય છે તે બધાંયમાં જીવ છે તે વનસ્પતિ-કાયના જીવો છે.

પૃથ્વીકાય વગેરે પાંચ સ્થાવરકાય જીવ છે અને છઠ્ઠા ત્રસકાય જીવ છે. કીડી-કુંથવા-પોરા-કરોળિયા-મામણમુંડા-માખી-મનુષ્યાદિ પંચેન્દ્રિય વગેરે બધાંય ત્રસ જીવો છે. આ રીતે આ છકાય જીવો છે. એટલે એ છકાય જીવોની દયા પાળવાનો ભાવ તે ઊંચો ભાવ છે..શુભ ભાવ છે.. પ્રશસ્ત ભાવ છે. એટલે આ જીવને ન મારૂં.. એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના કોઈ પણ જીવને નવે નવે કોટીએ ન મારૂં.. મન-વચન અને કાયાથી મારૂં નહીં-મરાવું નહિ અને મારતાંને અનુમોદું નહીં.. આવો શુભ ભાવ છે તે મુનિરાજોનો ઊંચો વ્યવહાર છે. ભલો વ્યવહાર છે.

મુનિરાજને જ્ઞાન-દર્શનપૂર્વક પોતાના ત્રિકાળી આત્મસ્વભાવની રમણતારૂપ ચારિત્ર દશામાં આવી દયા પાળવાનો..નવે નવે કોટીએ દયા પાળવાનો શુભ ભાવ.. શુભ વિકલ્પ ઊઠયા વિના રહેતો નથી. પણ સાથોસાથ એટલું યાદ રાખજો કે વિકલ્પરૂપ રાગનો શુભ ભાવ તે પોતાની રમણતારૂપ ચારિત્રને મદદગાર થતો નથી. પણ રમણતારૂપ ચારિત્રમાં અસ્થિરતાના કારણે વિકલ્પ ઊઠે તો છકાય જીવોની દયા પાળવા જેવા જ શુભ વિકલ્પ ઊઠે. એ ઊઠતો વિકલ્પ સ્વભાવ-ચારિત્રને મદદગાર નથી હો. ચારિત્રની શુદ્ધતાને વધારી દેતો નથી હો. પણ વિકલ્પો આવે તો દયા પાળવાના...એવા જ શુભ વિકલ્પો આવે. તે નિમિત્તરૂપ છે.

આત્માની રમણતારૂપ ચારિત્રની સાથે પંચમહાવ્રત હોય છે..છકાય જીવની દયા

પાળવાનો શુભ વિકલ્પરૂપ ભાવ હોય છે..જો આવો શુભ ભાવ છટ્ઠા ગુણસ્થાનકે મુનિદશામાં ન હોય તો તેનું ચારિત્ર પણ ટકતું નથી. છકાય જીવની દયા પૂર્ણપણે પાળું..નવે નવે કોટીએ હિંસા કરૂં નહીં. હિંસા કરાવું નહિ. અને હિંસા કરનારને અનુમોદન કરૂં નહીં...એમ આત્મજ્ઞાની-સમદર્શી અણગાર જ પૂર્ણપણે દયા પાળી શકે. પણ શ્રાવક ન પાળી શકે. આવો શુભ ભાવ તે આત્માની રમણતારૂપ ચારિત્રમાં મદદગાર નથી હો. પણ પુણ્ય આશ્રવ ભાવ છે. આટલોય શુભ ભાવ તે વિભાવ છે. અને તે પુણ્ય આશ્રવ છે.

આ શુભ ભાવ તે પુણ્યાશ્રવ છે...વિભાવ છે..વિભાવ ભાવ છે....અને આત્માની રમણતારૂપ ચારિત્ર તે તો સ્વભાવભાવ છે...તેથી એ વિભાવ ભાવ....તે સ્વભાવભાવને મદદગાર ક્યાંથી થાય? અશુદ્ધથી શુદ્ધ કેમ ઊઘડે? બંધ ભાવથી અબંધભાવ ક્યાંથી ઊઘડે? ન જ ઊઘડે.

પૂર્ણ વીતરાગ થયા પહેલાં મુનિદશામાં આવો શુભ ભાવ થયા વગર રહેતો નથી...અને જો આવો શુભ ભાવ ન હોય તો મુનિદશા ન ટકે. નિશ્ચય ચારિત્ર હોય ત્યાં આવો જ વ્યવહાર હોય. અન્ય મતના વ્યવહાર તે સાચા વ્યવહાર નથી. આ વીતરાગ દેવે કહેલો વ્યવહાર સાચો છે. પણ તે શુભ પરિણામરૂપ છે. તેથી તે પુણ્ય-બંધનું કારણ છે. અને જ્યાં શુદ્ધ ચારિત્ર પ્રગટે ત્યાં આવો વ્યવહાર હોય છે. ત્યાં તીર્થંકર ગોત્ર સહેજે બંધાવું હોય તો બંધાઈ જાય. પણ મુનિને તીર્થંકર ગોત્ર બંધાવાના ભાવ નથી. મુનિ તો તે ભાવને પણ આશ્રય ભાવ માને છે.

વસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ સમજવાથી મુક્તિ થાય છે. છ જીવનીકાય તે ચારિત્ર છે. કારણ કે તે છ જીવનીકાય ચારિત્રનો આશ્રય છે; એ પ્રમાણે વ્યવહાર છે. અને છકાય જીવની દયા પાળે, તે પણ નિશ્ચયથી, તો ચારિત્રનો આશ્રય નથી, પણ વ્યવહારે છે. આ નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ જેમ છે તેમ યથાર્થપણે સાચા અણગાર જાણે છે.

છ જીવની કાયમાં પૃથ્વીકાય-અપ્કાય-તેઉકાય-વાઉકાય-વનસ્પતિકાય અને ત્રસકાય આવી ગયા. અસંખ્યાતા આત્માઓ પૃથ્વી-પાણી-અગ્નિ-વાયરામાં છે. અનંત આત્માઓ વનસ્પતિમાં છે. અસંખ્યાતા આત્માઓ ત્રસકાયમાં છે. એ છકાયના જીવોને નવે નવે કોટીએ ન મારવાનો ભાવ તે શુભ ભાવ છે. છએ કાયના જીવોની દયાના પરિણામ તે વ્યવહાર ચારિત્ર છે. પણ તે ખરૂં નિશ્ચય-ચારિત્ર નથી. એટલે તે સાચું ચારિત્ર નથી. તે શુભ ચારિત્રથી પુણ્ય બંધાય. સારો ભવ મળે, પણ ભવનો અભાવ ન થાય. કારણ કે શુભ ચારિત્રના સદ્ભાવમાં નવે નવે કોટીએ છકાય જીવોની દયા પાળવારૂપ વ્યવહાર ચારિત્રના સદ્ભાવમાં પણ અભવ્યોને શુદ્ધ આત્માના અભાવને લીધે...સાચા ચારિત્રનો અભાવ છે. સાચું નિશ્ચય-ચારિત્ર એટલે આત્મસ્વભાવની રમણતારૂપ ચારિત્ર. આત્મસ્વભાવની રમણતારૂપ ચારિત્ર જ્યાં પ્રગટે ત્યાં છકાયના જીવોને ન મારવાનો

છકાયના જીવોની નવે નવે કોટીએ દયાના પરિણામ વખતે પણ આત્મસ્વરૂપની રમણતાનો આધાર શુદ્ધ આત્મા જ છે. અને જ્યારે દયાના, મહાવ્રતના, વિકલ્પ તૂટી ગયા હોય અને મુનિરાજ સાતમા ગુણસ્થાનકે અપ્રમત્ત સ્વરૂપની રમણતામાં લીન હોય.. એટલે કે...છકાયના જીવોની દયા પાળવાના વગેરે વિકલ્પો ન હોય ત્યારે પણ રમણતારૂપ ચારિત્ર શુદ્ધ આત્માના આધારે છે. જો દયા પાળવારૂપ પરિણામના આધારે ચારિત્ર હોત તો...સાતમા ગુણસ્થાનકે ચારિત્ર તૂટી ગયું કહેવાય. પણ તેમ નથી. ચારિત્ર તો શુદ્ધ આત્માના આધારે છે. જરાએ તેમાં ભંગ થતો નથી

શુદ્ધ ચારિત્ર આત્માના આશ્રયે...આત્માના આધારે થાય છે...એમ કહ્યું ત્યાં જ્ઞાન-દર્શન-ચારિત્રના આશ્રયે ભવનો અભાવ થાય. અને તે શુદ્ધ આત્માના આશ્રયે જતાં મુક્તિ થાય છે. અને તે પૂર્ણ સુખી થાય. આવી રીતે અનંત ગુણ પર્યાયથી અભેદપણે આત્માને જેણે અનુભવ્યો તે જ જૈન શાસનના શણગારરૂપ સાચા અણગાર છે. આવા અણગારનું પહેલું લક્ષણ આત્મજ્ઞાન છે.

બીજું લક્ષણ સમદર્શીપણું.....અણગારમાં હોય. જીવ-અજીવ એ બે તત્ત્વોમાં ગર્ભિતપણે છયે દ્રવ્યો ધર્માસ્તિકાય વગેરે સત્‌રૂપ છે....સદાથી છે....અને સદાય રહેવાવાળા છે. તેને કોઈએ બનાવ્યા નથી...અને તેનો કદી નાશ પણ થવાનો નથી. આ વાત પ્રત્યક્ષ પ્રગટ છે કે નહીં ? છે.કે...આપણી પાંચેય ઇન્દ્રિયો દ્વારા પ્રગટ જણાવા યોગ્ય એક પુદ્‌ગલ દ્રવ્ય છે. હવે તેની પરીક્ષા કરવામાં આવે તો તમારા જ્ઞાનમાં સિદ્ધ થઈ જાય...કે તે સત્‌ છે. અવિનાશી છે. કદી નાશ થઈ શકતું નથી.

દષ્ટાંત....એક કાગળ જોઈએ તો તે પુદ્‌ગલ સ્કંધ છે. એને બાળી દેવામાં આવે તો રાખ થઈ જાય...એ રાખને ક્યાંય ફેંકી દેવામાં આવે તો તે બીજી રાખમાં મળી જાય....એ રાખને કોઇ શૂન્ય કરી શકશે નહીં...એક સુવર્ણની વીંટીનો વિચાર કરીએ. તે વીંટીને ભાંગીને વાળી બનાવવામાં આવે....તેને ભાંગીને કંઠી બનાવવામાં આવે... વિશેષ શું કહીએ....તેની ગમે તેટલી દશા કરવામાં આવે છતાં તે સુવર્ણ દશાનો નાશ નહીં થાય. માટીના ઘડાને ભાંગી નાખવામાં આવે તો ઠીકરાંના મોટા ટુકડા થાય...તેને વિશેષ ભાંગવાથી નાના કકડા થઈ જાય. તેને ખાંડી નાખવામાં આવે..ભૂકી થઈ જાય. તેને ફેંકી દેવામાં આવે તો માટીમાં મળી જાય. પણ તે માટીની ગમે તેટલી દશા પલટાય છતાં તેના સ્કંધનો નાશ ન થાય. અને તેના પરમાણુઓનો પણ નાશ ન થાય. જગતમાં પુદ્‌ગલો એકઠાં કરીને મકાન બનાવે છે અને જ્યારે મકાન તોડે છે...ત્યારે ચૂનો...પત્થર..લાકડું...ઈંટ...લોઢું અલગ અલગ થઈ જાય છે. વિચારતાં પણ એ જ દેખવામાં આવે છે. અર્થાત્‌ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે કે જગતમાં જેટલા દૃશ્ય પદાર્થો છે..તે પુદ્‌ગલના મેળાપથી થાય છે..જ્યારે તે બગડે છે...ત્યારે પુદ્‌ગલનો સ્કંધ વિખરાઈ જાય છે...અને પરમાણુઓનો લોપ કે નાશ થતો નથી...

મકાન–વાસણ–ફાનસ–ખુરશી–ટેબલ વગેરે પુદ્ગલની રચના છે. તે તૂટે છે...અને અન્ય દશામાં મળી જાય છે. સ્કંધમાં ભળી જાય છે.

હવે આવો નજીક..આપણું આ શરીર એ પણ એક પુદ્ગલ સ્કંધ છે. પુદ્ગલના સ્કંધોના મેળાપથી બન્યું છે. જ્યારે મડદુ થઈ જાય છે, ત્યારે પુદ્ગલના સ્કંધો ઢીલાં શિથિલ પડી જાય છે. (સંસારમાં કહેવાય છે કે મડદા જેવો થઈને શું ચાલે છે?) અને ક્રમેક્રમે વિખરાઈ જાય છે. મડદાને જ્યારે બાળી નાખે છે ત્યારે કેટલાક સ્કંધો ઊડી જાય છે. અને કેટલાક પડ્યા રહે છે. પુદ્ગલોમાં એ દેખવામાં આવે છે કે.. અવસ્થાઓ પલટાવા છતાં મૂળ દ્રવ્ય કાયમ રહે છે.

એ માટે સત્‌નું લક્ષણ એ છે કે...જેમાં ઉત્પાદ–વ્યય–ધ્રુવ છે. એ ત્રણે સ્વભાવ એક જ સમયે હોય છે. દરેક પદાર્થની અવસ્થા ક્ષણેક્ષણે...સમયે સમયે પલટાય છે. પરંતુ સ્થૂળ બુદ્ધિમાં ઘણી વાર પછી પલટાતી માલૂમ પડે છે. એક નવું મકાન બનાવવામાં આવ્યું...તે મકાન તે જ ક્ષણથી જૂનું થતું જાય છે. પણ જ્યારે તેના ઉપર બે–ચાર વર્ષ પસાર થાય ત્યારે સ્થૂળ બુદ્ધિવાળાને જૂનું થયું...એમ લાગે છે.. પણ વસ્તુતાએ તો સમયે સમયે જૂનું થાય છે. એક સ્વાદિષ્ટ મિષ્ટાન્ન બનાવવામાં આવે...તેને એક દિવસ પછી ખાવાથી સ્વાદમાં ફેર જણાય છે. અને જ્યારથી તે બનાવાય છે ત્યારથી જ સ્વાદમાં ફેર પડવો શરૂ થઈ જાય છે. એમ અવસ્થાઓ પલટાતી જ રહે છે...પણ મૂળ દ્રવ્ય તો તેનું તે જ કાયમ રહે છે. એક બાળક જન્મથી નાનો હોય છે..તે બે ચાર વરસ પછી મોટો થયો દેખાય છે...તે એકદમ મોટો થયો નથી, પણ તે બાળકની અવસ્થા સમયે સમયે વધતી આવી છે...વધતી ગઈ છે..

જૂની અવસ્થાનો વ્યય....નવી અવસ્થાનો ઉત્પાદ સમયે સમયે થતો જ જાય છે.. એમ શરીરના અનંતા પરમાણુ પર્યાયરૂપે પલટી ધ્રુવરૂપે કાયમ રહે છે. શ્વેત વસ્ત્રને જે સમયે તમે રંગમાં બોળ્યું...ત્યારે તે જ સમયે રંગીનપણાનો ઉત્પાદ..શ્વેતપણાનો વ્યય અને વસ્ત્રના પરમાણુઓ ધ્રુવપણે રહે છે.. ધ્રુવરૂપે રહે છે. એક ચણાને હાથમાં લઈને મસળવામાં આવે તો તેનો ચૂરો થઈ જાય છે. ત્યાં ચણાનો વ્યય...ચૂરાનો ઉત્પાદ અને જેટલા પરમાણુ ચણામાં હતા...તેટલા જ પરમાણુ ચૂરામાં છે....તે ધ્રુવ.

દ્રવ્યની અવસ્થા પલટાતા છતાં દ્રવ્ય કાયમ રહે છે. એટલા માટે ઉત્પાદ–વ્યય –ધ્રુવને સત્‌નું લક્ષણ કહેવામાં આવે છે. પર્યાય પલટાય છે તે અપેક્ષાએ ઉત્પાદ–વ્યય..અને મૂળ દ્રવ્ય કાયમ રહે છે માટે ધ્રુવપણું સિદ્ધ છે. એ માટે દ્રવ્યને નિત્ય અને દ્રવ્યને અનિત્ય એમ ઉભયરૂપથી કહેવાય છે. દ્રવ્ય સ્વભાવથી નિત્ય છે. દશા પલટાય છે તેથી તે અનિત્ય છે. દ્રવ્યમાં ઉત્પાદ–વ્યય–ધ્રુવપણું જો ન હોય....નિત્ય–અનિત્યપણું જો ન હોય...તો કોઈ પણ દ્રવ્ય કાંઈ પણ કામ આપી શકે નહીં. જો કોઈ દ્રવ્ય સર્વથા નિત્ય જ હોય તો તે તેવું ને...તેવું જ રહે અને જો સર્વથા દ્રવ્ય

અનિત્ય જ હોય.. તો ક્ષણભરમાં નાશ થઈ જાય...જો તે કાયમ ધ્રુવ રહે નહિ...તો તેનાથી કાંઈ કામ નીકળે નહિ....જો સોનું એકપણે જ કાયમ રહે તો તેનાથી કડુ-કંઠી-અંગૂઠી ન બને અને તે વ્યર્થ જ ઠરે. હવે તેને કોઈ પણ ખરીદે જ નહીં. હવે જો સુવર્ણ અનિત્ય જ હોય અને કાયમ રહે નહીં તો પણ તેને કોઈ ખરીદે નહીં...પણ તેમાં કાયમ રહેવાની અને બદલવાની એમ બન્ને શક્તિ એક સાથે જ રહેલી છે. અથવા તે એક જ સમયે નિત્ય-અનિત્ય ઉભયરૂપ છે. તો જ તે કાર્યકારી થઈ શકે છે.

આ ઉત્પાદ-વ્યય-ધ્રુવપણું..આ સત્‌નું લક્ષણ સર્વ દ્રવ્યમાં હોય છે..એમ આત્મજ્ઞાની અણગાર જેમ છે તેમ જાણે છે તેથી દ્રવ્યની પલટાતી અવસ્થામાં આત્મજ્ઞાની અણગારને રાગ-દ્વેષ-મોહ-મમતા-ક્ષોભ ન જ હોય...અથવા થાય જ નહિ...અથવા કરે જ નહિ....એ જ સમદર્શિતાનું લક્ષણ છે. આવું સમદર્શિતાપણું એ બીજું લક્ષણ આત્મજ્ઞાની અણગારમાં હોય છે..ચોથા અને પાંચમા ગુણસ્થાનકે અંશે અંશે હોય...અને છઠ્ઠા-સાતમા ગુણસ્થાનકે તો વિશેષપણે હોય જ.

આમ સાચા અણગારને ઓળખો..અને તેનો સમાગમ કરો અને આત્મજ્ઞાનીપણું તથા સમદર્શીપણું પ્રાપ્ત કરી...અણગાર બની સ્વરૂપને સાધો..તો પૂર્ણ સુખી થઈ સિદ્ધપદને પામશો.

ૐ શ્રી સત્‌

## વ્યાખ્યાન નં. ૧૩૪

સં. ૨૦૧૫ના કારતક સુદ ૮, મંગળવાર, તા. ૧૮-૧૧-૫૮

### સત્ પોતે સ્વતંત્ર અને અસહાયક હોવાથી...
### ઉત્પાદ અને વ્યય...દરેકે દરેક દ્રવ્યમાં સ્વતંત્રપણે થાય છે.

પૂર્ણ કેવળજ્ઞાનમાં નિર્ણય થયેલ અબાધિત તત્ત્વ તેનું નામ તે સિદ્ધાંત. જેના સમાગમે રાજા પૂર્ણ શુદ્ધતાને પામી જવાનો છે...તેમાં જો કે ઉપાદાન પોતાનું છે. નિમિત્ત ગર્દભાળી મુનિનું છે. જેના સમાગમે જીવ કલ્યાણને પામે તેવા અણગારનાં લક્ષણ કેવાં હોય..તે સમજાવે છે. આત્મજ્ઞાન, સમદર્શિતા...જીવ પ્રથમ સત્‌ને સમજે તો સમદર્શિતાને પામે. અનાદિથી જીવ અસત્‌માં પડયો છે. જ્યારે સત્ શું છે? ઉત્પાદ-વ્યય ધ્રુવયુક્ત સહિત છે..તે સત્ છે.

દરેક વસ્તુનું સ્વરૂપ ટકીને બદલવું એવું છે..કોઈ વસ્તુ નાશ પામતી નથી.

દરેકે દરેક વસ્તુ પોતાની અવસ્થા બદલે છે. ઉત્પાદ એટલે શું? વ્યય એટલે શું? અને ધ્રુવ એટલે શું? તે સમજાવે છે.

ઉત્પાદ એટલે ચેતન-અચેતન દ્રવ્યમાં કોઈ અવસ્થાનું પ્રગટ થવું..તે ઉત્પાદ છે. પ્રત્યેકે પ્રત્યેક સમયે દ્રવ્યમાં થતો ઉત્પાદ તે અનાદિથી, પૂર્વકાળથી ચાલ્યો આવતો સ્વભાવ કે સ્વજાતિ છે. તે કદીએ છૂટી શકતી નથી.

વ્યય એટલે સ્વજાતિ કે મૂળ સ્વભાવ....તે નષ્ટ થયા વગર જે ચેતન તથા અચેતન દ્રવ્યમાં પૂર્વાવસ્થાનો વિનાશ. તે પૂર્વાવસ્થાનો વિનાશ તે પણ ઉત્પાદના સમયે થયો તે જ વ્યય છે.

ધ્રુવ એટલે અનાદિ અનંત કાળ કાયમ ટકી રહેવાનો મૂળ સ્વભાવ કે જેનો ઉત્પાદ-વ્યય થતો નથી. તેને ધ્રુવ કહે છે.

આનું નામ ઉત્પાદ-વ્યય-ધ્રુવ..આ ત્રણ સત્‌નું લક્ષણ છે. તેને સમજે તો સમદર્શીપણું આવી જાય. અનાદિ પારિણામિક ભાવ વડે અથવા અનાદિ ત્રિકાળી સ્વભાવ વડે વ્યય તથા ઉત્પાદના અભાવથી ધ્રુવ રહે છે. જે સ્થિર રહે છે તે ધ્રુવ છે. ત્રિકાળી અપેક્ષાએ સત્ તે ધ્રુવ છે. તો પણ સમયે સમયે નવી પર્યાય ઉત્પન્ન થાય છે. અને જૂની પર્યાય વ્યય પામે છે. વ્યય પામે છે તેનો બીજો અર્થ એવો છે કે દ્રવ્યમાં સમાઈ જાય છે. વર્તમાન કાળની અપેક્ષાએ અભાવરૂપ થાય છે. આવી રીતે કથંચિત્ નિત્યપણું અને કથંચિત્ અનિત્યપણું. એ દ્રવ્યનું અનેકાન્તપણું છે. આવું દ્રવ્યનું અનેકાન્તપણું જો સમજાઈ જાય તો જીવ સમદર્શિતાને પામી જાય.

થાય છે. અથવા જીવ જ્યારે તેને વ્યક્ત કરે ત્યારે તે વ્યક્ત થાય છે. ઉત્પન્ન કરે તો ઉત્પન્ન થાય છે. શુદ્ધતાનો ઉત્પાદ પોતે કરે તો થાય. એમ ઉત્પાદ શબ્દ વાપરીને બતાવ્યું. તે જ વખતે તે અશુદ્ધતાનો, વિકારનો, અસમદર્શિતાનો વ્યય થાય છે. એટલે કે નાશ થાય છે....એમ વ્યય શબ્દ વાપરીને બતાવ્યું.

તે સમદર્શિતા પ્રગટ થવાનું..શુદ્ધતા-અવિકારીભાવ પ્રગટ થવાનું..અને વિકારીભાવ-અશુદ્ધતા-અસમદર્શિતા જવાનો, એટલે કે એકને આવવાનો અને એકને જવાનો, એ લાભ ત્રિકાળી ટકતાં ધ્રુવ દ્રવ્યને પ્રાપ્ત થાય છે. એમ ધ્રુવ શબ્દ છેલ્લો મૂકીને બતાવ્યું.

સત્ પોતે સ્વતંત્ર અને અસહાયક હોવાથી ઉત્પાદ અને વ્યય દરેકે દરેક દ્રવ્યમાં સ્વતંત્રપણે થાય છે. વિકારી પર્યાય જીવ પોતે સ્વતંત્રપણે પોતાના પુરુષાર્થ વડે કરે ત્યારે જ થાય છે. જો તેમ માનવામાં ન આવે તો દ્રવ્યનું લક્ષણ સત્ છે એમ સાબિત ન થાય. અને સાબિત ન થવાથી દ્રવ્યનો નાશ થાય. જીવ પોતે સ્વતંત્રપણે પોતાના ભાવમાં પરને આધીન થાય છે..તેથી વિકારી પર્યાયને..રાગની પર્યાયને...તથા જેટલી જેટલી વિકારી પર્યાયો છે તેને પરાધીન કહેવાય છે. તે વિકારી પર્યાયનો ઉત્પાદ જીવ પોતે જ સ્વતંત્રપણે પોતાના ભાવમાં પરને આધીન થાય છે ત્યારે થાય છે. પર દ્રવ્ય જીવને આધીન કરે છે તેથી વિકાર થાય છે એમ માનવું તે યોગ્ય નથી.

દરેક દ્રવ્યનું જોર અને દરેક દ્રવ્યની શક્તિ તેના સ્વક્ષેત્રમાં રહે છે. કર્મની શક્તિ જીવમાં જઈ શકે નહિ. તેથી કર્મો જીવને કદી પણ આધીન કરે નહિ. દુનિયા કહે છે કે કર્મ જીવને આધીન કરીને દુઃખી કરે છે. એમ કહેનારને જ્ઞાની કહે છે કે જા..જા..તારી તે વાત સાવ જૂઠી છે. કેટલાંએક સાધુ-સાધ્વી નામ ધરાવીને કર્મનો દોષ કાઢી આળસુ થઈ જીવન વ્યતીત કરી બિચારાં ચાલ્યાં જાય છે.

ચૈતન્યના ભાવ કરવામાં ચૈતન્ય રાજા મહાન સમર્થ છે. હવે તે ચૈતન્ય પોતે પોતાની મિથ્યાત્વ દશામાં ચૈતન્ય પોતે રાગ-દ્વેષ-મિથ્યાત્વ ભાવરૂપે ઉત્પન્ન થાય છે. "શિવમલય મરુઅમણંત મક્ખય" અને સમ્યક્‌દશામાં "શિવ" ભાવમાં એટલે સમ્યક્‌દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપે પોતે ઉત્પન્ન થાય છે.

દ્રવ્યનો કોઈ કર્તા નથી. જો કોઈ દ્રવ્યનો કર્તા હોય તો તેણે દ્રવ્યને કઈ રીતે બનાવ્યાં? શામાંથી બનાવ્યાં? અને કર્તા પોતે શેમાંથી બન્યો?

જગતમાં છ દ્રવ્યો પોતાના સ્વભાવથી જ છે. કોઈ પણ પ્રયોગે કરીને નવા જીવની કે નવા પદાર્થની ઉત્પત્તિ થતી નથી..નવા જીવ કે નવા પદાર્થની ઉત્પત્તિ કોઈ પણ પ્રયોગે કરીને થઈ શકે નહિ..પણ જે પદાર્થ હોય તે જ પદાર્થ રૂપાન્તર થાય. અર્થાત જે દ્રવ્ય હોય તે નાશ પામે નહિ..અને જે દ્રવ્ય ન હોય તે ઉત્પન્ન થાય નહિ.

અને જે દ્રવ્ય હોય તે પોતાની અવસ્થા--પર્યાય--હાલત ક્ષણેક્ષણે બદલ્યા જ કરે છે. આવો ત્રિકાળી અબાધિત શાશ્વત નિયમ છે. આ સિદ્ધાંતને ઉત્પાદ--વ્યય--ધ્રુવ કહેવાય છે. અથવા આ સિદ્ધાંતને નિત્ય ટકીને બદલવું કહેવાય છે.

દ્રવ્યનું કોઈ બનાવનાર નથી માટે સાતમું--આઠમું કોઈ નવું દ્રવ્ય થઈ શકતું નથી. અને કોઈ દ્રવ્યનો કોઈ નાશ કરનાર નથી. માટે છ દ્રવ્યમાંથી કદી કોઈ પણ દ્રવ્ય ઓછાં થતાં નથી. એટલે ચાર કે પાંચ થઈ જતાં નથી. હવે શાશ્વતપણે છ જ દ્રવ્ય છે. સંપૂર્ણ જ્ઞાન વડે ભગવાન મહાવીરે કે અનંતા તીર્થંકરોએ છ દ્રવ્યો જાણ્યાં અને ઉપદેશ્યાં અને તે જ છ દ્રવ્યો દિવ્યવાણી દ્વારા કહ્યાં. સર્વજ્ઞ વીતરાગ પ્રણીત માર્ગ સિવાય બીજે ક્યાંય છ દ્રવ્યનું સ્વરૂપ છે જ નહિ.

પારિણામિક ભાવ એટલે સહજ સ્વભાવ તે ઉત્પાદ-વ્યય વગરનો ધ્રુવએકરૂપ કાયમ રહેનાર ભાવ તે પારિણામિક ભાવ. ભાવના છ પ્રકાર છે. ઔદયિકભાવ, ઉપશમ ભાવ, ક્ષયોપશમિકભાવ, ક્ષાયિકભાવ, પારિણામિકભાવ અને સન્નિવાઈભાવ. પારિણામિક ભાવ તે બધાય જીવોને સામાન્ય હોય છે. ઔદયિકભાવ-ઉપશમભાવ--ક્ષયોપશમિકભાવ અને ક્ષાયિકભાવ એ ચાર ભાવો રહિતનો જે ભાવ છે તે પારિણામિકભાવ છે. પારિણામિક કહેતાં પરિણમે છે. તે..એવો અંદરમાંથી અવાજ નીકળે છે. પરિણમે છે..એટલે દ્રવ્ય-ગુણનું નિત્ય વર્તમાનરૂપ નિરપેક્ષપણું છે. આવી દ્રવ્યની પૂર્ણતા છે. દ્રવ્ય--ગુણ અને નિરપેક્ષ પર્યાયરૂપ વસ્તુની જે પૂર્ણતા છે તેને પારિણામિક ભાવ કહેવાય છે. જેનો નિરંતર સદ્‌ભાવ રહે તેને પારિણામિક ભાવ કહે છે. અથવા સર્વ ભેદો જેમાં ગર્ભિત છે, એવો ચૈતન્યનો ભાવ તે પારિણામિક ભાવ છે.

મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન-અવધિજ્ઞાન-મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાનની અવસ્થા તે પારિણામિક ભાવ નથી. મતિ-શ્રુત-અવધિ અને મનઃપર્યવ જ્ઞાન એ ચાર જ્ઞાન ક્ષયોપશમભાવે છે. અને સર્વપ્રત્યક્ષ પારમાર્થિક કેવળજ્ઞાન તે તો ક્ષાયક ભાવે છે. એ પ્રમાણે પાંચે ભાવોનું સ્વરૂપ જેમ છે તેમ સમજીને જે જીવ પરમ પારિણામિક ભાવનો આશ્રય કરે છે તે જીવ મોક્ષનું સાક્ષાત્ કારણ જે સમદર્શિતા તેને અવશ્ય પામી જાય છે. (ઔદયિક ભાવનો આશ્રય કરવા જેવો નથી, પણ પરમ પારિણામિક શુદ્ધ ભાવનો જ આશ્રય કરવા જેવો છે.)

અણગારનું પહેલું લક્ષણ આત્મજ્ઞાન.. અને બીજું લક્ષણ સમદર્શિતા. એ જ લક્ષણથી અણગારની પરીક્ષા થાય. પણ બીજા લક્ષણ દ્વારાપરીક્ષા ન થાય.

ઉત્પાદ્-વ્યય-ધ્રુવપણું સત્‌નું લક્ષણ સર્વે દ્રવ્યોમાં હોય છે. જીવોમાં પણ છે. જેમ કે કોઈ ક્રોધી થઈ રહ્યો છે..અને જ્યારે ક્રોધનો નાશ થાય છે.. ત્યારે ક્ષમા કે શાન્ત ભાવનો જન્મ થાય છે. એટલે..ક્રોધનો નાશ થાય છે.. અને ક્ષમા કે શાન્ત ભાવનો જન્મ થાય છે. અને આત્મા ધ્રુવપણે જ રહે છે. કોઈ આત્માને ગણિતના

સરવાળા કરવાનું જ્ઞાન ન હતું.. અર્થાત્ સરવાળાના નિયમનું જ્ઞાન ન હતું.. જ્યારે સરવાળાના નિયમનું જ્ઞાન થયું ત્યારે અજ્ઞાનનો નાશ થયો ને જ્ઞાનનો જન્મ થયો. આ અવસ્થાઓ બદલવા છતાં આત્મા તો કાયમ જ રહ્યો. આ પ્રમાણે ઉત્પાદ્-વ્યય-ધ્રુવ આત્મામાં પણ સિધ્ધ છે.

હવે એક આત્મા ધ્યાનમાં મગ્ન છે...હવે જે સમયે ધ્યાન ખસ્યું..તે જ સમયે ધ્યાનરહિત વિકલ્પદશાનો જન્મ થયો અને જીવ તે જ રહ્યો. હવે અશુધ્ધ જીવોમાં તથા પુદ્ગલોમાં અવસ્થાઓનું પલટવું અનુભવમાં આવે છે. તેથી ઉત્પાદ્-વ્યય-ધ્રુવ લક્ષણની સિધ્ધિ થાય છે. અશુધ્ધતાનો નાશ અને શુધ્ધતાનો ઉત્પાદ.. અને આત્મભાવ ધ્રુવ. મિથ્યાત્વનો નાશ સમકિતનો ઉદય.. આત્મભાવ ધ્રુવ.. સંસારનો નાશ સિધ્ધત્વ દશાનો ઉદય.. આત્મભાવ ધ્રુવ.. મતિ-શ્રુત તથા અવધિ-મનઃપર્યવ જ્ઞાનનો વ્યય.. કેવળજ્ઞાનનો ઉત્પાદ આત્મભાવ ધ્રુવ અથવા શુધ્ધ જીવોમાં એટલે સિધ્ધોમાં અને ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશકાય આ દ્રવ્યોમાં કેવી રીતે 'ઉત્પાદ્-વ્યય-ધ્રુવયુકતમ્ સત્' લક્ષણની સિધ્ધિ કરી શકાય કે જ્યારે શુધ્ધ વસ્તુનો સ્વભાવ જ્યારે અશુધ્ધ દ્રવ્યમાં કે પુદ્ગલમાં સિધ્ધ થયો છે ત્યારે તે પલટવાનો સ્વભાવ શુધ્ધ જીવોમાં તથા ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યોમાં જાણવો જોઈએ. હવે શુધ્ધ દ્રવ્યોમાં કોઈ પર દ્રવ્યનું એવું નિમિત્ત નથી કે જે યત્કિંચિત્ માત્ર અશુધ્ધરૂપે પરિણમે. તે તો અનાદિ શુધ્ધ જ છે. દ્રવ્યને મલિન કરી શકે એવું કોઈ નિમિત્ત તેમને નથી. એટલે કે ધર્માસ્તિકાય વગેરે ચાર દ્રવ્યને નિમિત્ત નથી કે મલિન કરી શકે. એટલા માટે શુધ્ધ જીવોમાં અને ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યોમાં વિભાવ કે અશુદ્ધ પર્યાયો થતી નથી. શુધ્ધ સદૃશ પર્યાયો સ્વાભાવિક જ હોય છે.

જેમ નિર્મળ પાણીમાં કે જળમાં પર્યાયો એટલે તરંગો નિર્મળ જ હોય છે... તેમ શુધ્ધ દ્રવ્યોમાં પર્યાયો નિર્મળ જ હોય છે. જીવ અને તેના અનંત ગુણો ત્રણે કાળ સળંગ-અખંડ-અભેદ છે. તેથી તે પારિણામિક ભાવે છે. હવે દરેકે દરેક દ્રવ્યના દરેકે દરેક ગુણોનું ક્ષણેક્ષણે પરિણમન થાય છે. હવે જીવ પણ દ્રવ્ય હોવાથી અને તેમાં દ્રવ્યત્વ નામનો ગુણ હોવાથી સમયે સમયે તેના અનંત ગુણોનું પરિણમન થાય છે. હવે તે પરિણમનને પર્યાય-હાલત-દશા-અવસ્થા કહેવામાં આવે છે. હવે તેમાં જે પર્યાયો અનાદિથી શુધ્ધ જ છે.. તે બધીયે પર્યાયો પારિણામિક ભાવે જ છે. જીવની અનાદિથી સંસાર અવસ્થા છે, કેમકે પોતાની અવસ્થામાં અનાદિથી ક્ષણેક્ષણે નવો નવો વિકાર જીવ કરતો આવે છે. સરખો બેસતો નથી. અલ્યા..અપલખણવાળા ! હવે તો તારા અપલખણને મૂક..

પરંતુ એ ખ્યાલમાં રાખવું કે તેના એટલે જીવના બધાય ગુણોની પર્યાયોમાં વિકાર નથી. પણ અનંત ગુણોમાંથી એ ઘણા જ અલ્પ ગુણોની અવસ્થામાં વિકાર

થાય છે. હવે જેટલા ગુણોની અવસ્થામાં વિકાર થતો નથી..તેટલી પર્યાયો શુધ્ધ જ છે. હવે જે વિકારી પર્યાય થાય છે.. તેનું સ્વરૂપ વિચારીએ.. અને.. અનાદિની જે શુધ્ધ પર્યાયો છે, તેના ગુણો શુધ્ધ છે..તેનું પણ સ્વરૂપ વિચારીએ. અને સમદર્શિતા એ કયા ગુણની પર્યાય છે તેનું પણ સ્વરૂપ વિચારીએ.

ૐ શ્રી સત્.



વ્યાખ્યાન નં. ૧૩૫

સં. ૨૦૧૫ના કારતક સુદ ૯, બુધવાર, તા. ૧૯-૧૧-૫૮

**ભેદ વિવિક્ષાથી....**
**ઉત્પાદ-વ્યય-ધ્રુવ...એ ત્રણ લક્ષણમય દ્રવ્ય છે...**
**અભેદ વિવિક્ષાથી..**
**સત્ માત્ર દ્રવ્ય છે..**

આ સંયતિ રાજાને જે મુનિના ભેટા થઈને અખંડ-અભેદ આત્માનું સુખ પ્રાપ્ત થઈ જવાનું છે. તો જેના સમાગમે જન્મ-મરણના ફેરા ટળી જાય...આધિ-વ્યાધિ-ઉપાધિ ટળી જાય...એવા અણગારનાં લક્ષણ અને ગુણો કેવાં હોય...તે અહીં સમજાવાય છે.

(૧) આત્મજ્ઞાન (૨) સમદર્શિતા (૩) સાધકમાર્ગે વિચરવું. (૪) સત્યપ્રકાશક વાણી (૫) નવે તત્ત્વનું યથાર્થ જાણપણું.

એ પાંચ લક્ષણોમાંથી પહેલું લક્ષણ તે આત્મજ્ઞાન તે કહેવાઈ ગયું..હવે બીજું લક્ષણ જે સમદર્શિતા તે અહીં સમજાવે છે.

આત્મામાં સમદર્શિતા કેમ પ્રગટ કરવી તે સમજીને જીવ પ્રગટ કરે તો કલ્યાણને પામે. જીવ અને તેના અનંત ગુણો અભેદ-સળંગ-અખંડ અને અત્રૂટક છે. તેથી તે પારિણામિક ભાવે છે. દરેક દ્રવ્યનું ક્ષણેક્ષણે પરિણમન થાય છે. હવે ક્ષણેક્ષણે દ્રવ્યનું જે પરિણમન થાય છે...તે પરિણમનને પર્યાય-હાલત-દશા-અવસ્થા-આકાર કહેવામાં આવે છે. તેમાં જે પર્યાયો-હાલત-દશાઓ-અવસ્થાઓ-આકારો અનાદિથી

શુદ્ધ જ છે...તે પણ પારિણામિક ભાવે છે..એટલે કે ઉપશમભાવે-ક્ષયોપશમભાવે--ઉદય ભાવે કે ક્ષાયિકભાવે નથી. જીવની અનાદિથી સંસારી અવસ્થા છે..શા માટે જીવની અનાદિથી સંસારી અવસ્થા છે? કેમકે જીવ પોતે પોતાની અવસ્થામાં પરલક્ષે--ક્ષણેક્ષણે નવો વિકલ્પ--વિકાર કરતો આવે છે. પરંતુ એ બરાબર ખ્યાલમાં રાખવું..મગજમાં ઠસાવી રાખવું કે..તેના બધાય ગુણોની પર્યાયોમાં વિકાર નથી.

હવે જ્યારે બધાય ગુણોની પર્યાયોમાં વિકાર નથી તો પછી વિકાર છે કયાં? અનંત ગુણોમાંથી ઘણા જ અલ્પ ગુણોની અવસ્થામાં વિકાર થાય છે. હવે જેટલા ગુણોની અવસ્થામાં વિકાર થતો નથી..તે બધાય ગુણોની તે બધીય પર્યાયો શુદ્ધ જ છે. હવે જે વિકારી પર્યાયો પ્રાપ્ત થાય છે તો તેનું સ્વરૂપ આપણે પ્રાપ્ત કરવા... સમદર્શિતા પ્રાપ્ત કરવા માટે શાંત ચિત્તે વિચારીએ.

"ઉત્પાદ્-વ્યય-ધ્રુવયુકતમ્ સત્" એ દરેક દ્રવ્યનું લક્ષણ છે. ભેદ વિવિક્ષાથી ઉત્પાદ્-વ્યય-ધ્રુવ એ ત્રણ લક્ષણમય દ્રવ્ય છે. અભેદ વિવિક્ષાથી સત્ માત્ર દ્રવ્ય છે. દરેકે દરેક દ્રવ્ય સત્ હોવાથી તે દ્રવ્યની પર્યાયમાં સમયે સમયે..ઉત્પાદ્-વ્યય-ધ્રુવને ..પર્યાય અવલંબે છે. તે ત્રણ અંશોમાંથી જે ધ્રુવ અંશ છે..તે અંશ સદાય સદશ રહેતો હોવાથી...એકધારો રહેતો હોવાથી તે અંશ પણ પારિણામિક ભાવે છે. હવે તે અંશ અનાદિ અનંત એક પ્રવાહરૂપે રહે છે. (અનાદિ-સાંત નહિ. સાદિ-અનંત નહિ..પણ અનાદિ--અનંત.) તે એક પ્રવાહપણે રહેતો ધ્રુવ પર્યાય તે પણ પારિણામિકભાવે છે.

આ ઉપરથી જ્ઞાનમાં સ્પષ્ટપણે સિદ્ધ થઈ ગયું કે દ્રવ્યનું ત્રિકાળીપણું અને અનંત ગુણો અને તેની પર્યાયનો પ્રવાહરૂપે રહેતો ધ્રુવ અંશ અનાદિ--અનંત છે. એ ત્રણે અખંડ-અભેદ-સળંગ-અત્રૂટકપણે રહે છે. તેને પરમ પારિણામિક ભાવ કહેવાય છે. અથવા તેને દ્રવ્યદષ્ટિએ પારિણામિક ભાવ કહેવામાં આવે છે. કેવળજ્ઞાન તે સાદિ-અનંત છે..અનાદિ અનંત એક પ્રવાહરૂપે લીધો છે. તે દરેક સમયે છે..તેથી દરેક સમયનો જે ધ્રુવ અંશ છે...તે પર્યાયાર્થિક નયે પારિણામિકભાવ છે.

હવે ઊપજવું અને નાશ પામવું..તે ઉત્પાદ્-વ્યય પર્યાય-સંબંધ..હવે તેમાં વ્યય પર્યાય તો અભાવરૂપ-નાસ્તિરૂપ છે..તેથી તેને કોઈ પણ ભાવ લાગુ પડે નહિ. ઔદયાદિક કોઈ ભાવ લાગુ પડી શકે નહિ...ઉત્પાદ્ પર્યાય સમયે સમયે અનંત ગુણોનો છે. તેમાં જે ગુણોની પર્યાય અનાદિથી અવિકારી છે..તે બધીય પર્યાયો પારિણામિક ભાવે છે. તે પર્યાય હોવાથી પર્યાયાર્થિક નયે પારિણામિક ભાવ છે. અને જે ગુણોના પર્યાય વિકારી છે..અને જેનું વિકારીપણું જીવ મટાડી શકે છે..તો જીવ તે કયાં ભાવે મટાડી શકે છે..તે વિચાર કરીને મને કહો. (સિદ્ધ પરમાત્મામાં અનંતા ગુણો છે.... તે પરમાત્માઓના અનંતા ગુણોમાંથી ફક્ત આઠ જ ગુણોના પર્યાય અશુદ્ધ હતા..તે

## વ્યાખ્યાન નં. ૧૩૬

સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૦, ગુરુવાર, તા. ૨૦-૧૧-૫૮

**શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતારૂપ....જેની અપ્રમત્ત જાગૃતિ છે...**
**રાગ-દ્વેષથી જે શૂન્ય થયા છે..**
**'પર' માં જેની લય નથી રહી....અને 'સ્વરૂપ' માં જે મગ્ન છે..**
**તે આત્મજ્ઞાની-સમદર્શી....અણગાર છે.**

ઉત્પાદ્-વ્યય-ધ્રુવરૂપ ત્રિપદીનું એ જ પ્રયોજન છે કે..સમદર્શીપણું પ્રાપ્ત કરવું.. માટે સમદર્શીતા પ્રાપ્ત કરવાના લક્ષે ત્રિપદીનું સ્વરૂપ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયથી આત્માના શુદ્ધ સ્વરૂપને જાણે છે..અશુદ્ધ ભાવોનો જે સર્વથા ત્યાગ કરે છે..વિષયોથી વિમુખ થઈને જે વીતરાગ ભાવને જ ચાહે છે..અને હેય-ઉપાદેયનો નિર્ણય કરીને... બન્ને વિકલ્પભાવોને અનુભવના અભ્યાસમાં જેમ છે તેમ જાણીને..વિભાવ ભાવને..સ્વભાવ-ભાવને તે તે રૂપે જાણીને અનુભવમાં આત્માથી આત્માની એકતા કરે..જ્ઞાનથી જ્ઞાનને અનુભવે...તે ક્રિયા..તે જ જ્ઞાનક્રિયા છે. એટલે શુદ્ધ આત્મઅનુભવના આરાધક અણગાર છે. સ્વભાવથી જ મોક્ષમાર્ગના તે સાધક છે.

આવા સમદર્શી-આત્મજ્ઞાની અણગાર તે કર્મની બાધાપીડા રહિત છે. જે કોઈની સાથે નકામું બોલતાં નથી..અને બોલે તો માત્ર હિતકારી-સુખાકારી વચન બોલે છે. રાગ-દ્વેષ યુક્ત વિકારી દૃષ્ટિથી જે જોતા નથી..સંસાર ભોગની આશાને દાસી સમાન જાણે છે..માયા-મિથ્યાત્વને દૂર કરી દે છે..શુદ્ધ દૃષ્ટિપૂર્વક આરાધનાને હૃદયમાં ધારણ કરે છે..ઇન્દ્રિયોને વિષયોમાં જોડતા નથી..આત્માને આત્મારૂપે જાણે છે.. અનુભવે છે. તે કર્મરજને દૂર કરીને મોક્ષસ્થાનને પામે છે.

હે જીવો ! એવા આત્મજ્ઞાની-સમદર્શી અણગારને મન-વચન-કાયાથી નમસ્કાર કરો..કે જેથી ભ્રાન્તિ દૂર થઈ આત્મ-જ્ઞાનદશાને સત્વર પામીએ.

(૧) દયાને હૃદયમાં ધારો. કાંઈ પણ હિંસા કરો નહિ..હિંસાભાવ ધારો નહિ (૨) મુનિ કે શ્રાવકના વ્રતને આચરો..પણ સમ્યક્‌પૂર્વક વ્રત ધાર્યા વિના મરણ ન પામો.. (૩) સમ્યક્‌દર્શન-જ્ઞાન ચારિત્રરૂપ રત્નત્રયને અનુસરો..મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ કરીને સ્વરૂપમાં ઠરવા પ્રયત્ન કરો (૪) દશ લક્ષણી યતિ ધર્મને ધારણ કરો (૫) દુઃખ દરિયાને સત્વર તરી જાવ..માત્ર શુદ્ધ ભાવરૂપી જળથી હૃદયને

ભરો..સ્વ-પર વિચારરૂપ ભેદ વિજ્ઞાનના અભ્યાસમાં પાછા ન પડો..આ પાંચ બોલ વ્યવહાર-નિશ્ચયરૂપ છે. તેનું પાલન કરો જેથી સંસારમાં ફરી ન પડવું પડે.

આયુષ્યનાં વર્ષ ઘણાં છે...વર્ષના દિવસો ઘણા છે...એક દિવસમાં અનેક શ્વાસોચ્છવાસ છે. એક શ્વાસમાં અનેક આવલીકા છે..એક આવલીકામાં અસંખ્યાત્ સમય છે....તે પ્રત્યેક સમયમાં અપાર દોષો છે...તે દોષો જીવના વિકારી ભાવો છે. તે તે વિકારી ભાવો તે બધી ઘેલછા છે. તે દોષોના પ્રાયશ્ચિત અર્થે જે મહાન શક્તિ જોઈએ તે ક્યાં છે? હું તો બળહીન છું....અને જરા અવસ્થા તો ત્વરાથી ચાલી આવે છે... માટે જ્ઞાનીઓ પ્રભુ પ્રત્યે અંતરના પ્રેમપૂર્વક પ્રણામ કરીને વિનવે છે...હે ભગવન! હે અરિહંત! હે ગુરુદેવ! આ દાસની દયા લાવીને વિભાવપરંપરા-ભવપરંપરાનો નાશ કરો...આત્મયોગ પામીને...સંસાર-શરીર અને ભોગની આસકિત છોડીને....જે સમ્યક્‌દર્શન-જ્ઞાન સહિત સંયમને ધારણ કરે છે...સંયોગ-વિયોગમાં જે સમાન દૃષ્ટિથી જુવે છે...કોઈ ચંદનનું વિલેપન કરે કે...કાળો મણિધર સર્પ કરડાવે...કોઈ પુષ્પથી પૂજા કરે....કે કોઈ તરવારથી પ્રહાર કરે....તે સર્વ તરફ સમાન દૃષ્ટિ-સમદૃષ્ટિ રાખે છે...દેહથી ભિન્ન ચૈતન્ય લક્ષણવાળું પોતાનું સ્વરૂપ જેવું છે તેવું બરોબર જાણે છે. પરિષદમાં ખેદબુદ્ધિ રાખતા નથી...એવા સાધક અણગાર સમાધિને આરાધીને... મોહને દૂર કરીને....આત્મજ્યોતિનો પૂર્ણ વિકાસ કરે છે...તે તે જ ભવે કે એકાવતારી થઈને મોક્ષને પ્રાપ્ત કરે છે.

જે શ્રાવક છે તે આઠ મૂળ ગુણને ધારણ કરે છે... સમ્યક્‌દર્શન-જ્ઞાન સહિત બાર વ્રતોને ધારે છે. બાર પ્રકારનાં તપમાંથી યથાશકિત આચરણ કરે છે. ચાર પ્રકારે દાન..આહારદાન, ઔષધદાન, અભયદાન, જ્ઞાનદાન યથાશકિત આપે છે. પાણી ગાળીને વાપરે છે. રાત્રિભોજન કરતા જ નથી..સમતારસને ધારણ કરે છે. શ્રાવકની અગ્યાર પડીમાના ભેદને જેમ છે તેમ જાણે છે.. જ્ઞાન-દર્શન-ચારિત્રને યથાશકિત આરાધે છે; કર્મ-ઉપાધિ ટાળીને.. આત્મજ્યોતિના પૂર્ણ વિકાસના અભાવે એકાવતારી થાય છે.

ઇચ્છારૂપી અગ્નિથી મૂર્ખ જીવો બળી-ઝળી રહ્યા છે.. ઇચ્છારહિત.. નિસ્પૃહી મહાસુખી છે. જ્ઞાની અણગાર તેથી નિસ્પૃહી-નિર્વાંચ્છક થઈને કર્મની સર્વ પ્રકૃતિને ટાળે છે. જે પરનિંદા કરતાં નથી. અંતરમાં ક્ષમા રાખે છે..દુઃખીને દેખી અંતરમાં દયા લાવે છે.. જીવહિંસા યત્કિંચિત્ માત્ર કરતા નથી.. અસત્ય બોલતા નથી.. મન-વચન -કાયાથી ચોરીનો ભાવ કરતા નથી..બ્રહ્મચર્યભાવમાં રહ્યા થકા યથાશકિત બ્રહ્મચર્ય પાળે છે. અભિમાન રહિત થઈ.. માયા-કપટ કરતા નથી..સ્વભાવ પરિણતીથી મોહને ભેદે છે. દેહાધ્યાસ કૃષ કરીને જ્ઞાનમાં લીન થયા છે. આવા અણગાર મહાત્મા મોક્ષસુખ ન પામે? ઉ. જરૂર મોક્ષને મોક્ષના સુખને પામે. સમતારસનો અનુભવ કરવો તે અણગારનું લક્ષણ છે. આત્મજ્ઞાની-સમદર્શી અણગાર કેવા છે? કર્મરૂપી પાપને ભસ્મ કરે તેવા છે.

પરમ મોક્ષમાર્ગને પામીને.. ધર્મધ્યાનને ધારીને..જે જ્ઞાનની લયમાં લીન રહે છે.. શુધ્ધ સ્વરૂપને ધારે છે..પરદ્રવ્ય કે પરભાવમાં પ્રીતિ કરતા નથી.. શરીરમાં રહેવા છતાં જે આકાશની માફક અલિપ્ત રહે છે.. આત્માની શુધ્ધ પરિણુતી સાધીને પોતાના સમ્યક્જ્ઞાન-દર્શન ગુણોને આરાધે છે..શુધ્ધ આત્મસ્વરૂપમાં સ્થિરતારૂપ જેની અપ્રમત્ત જાગૃતિ છે રાગ-દ્વેષથી જે શૂન્ય થયા છે. 'પર'માં જેની લય નથી રહી અને 'સ્વરૂપ'માં જ જે મગ્ન છે..તે આત્મજ્ઞાની-સમદર્શી અણુગાર છે. તેને ઓળખી..તેનો સમાગમ કરો.

આવા સાચા મુનિ કોને શ્રાવક કહે છે? મિથ્યાત્વશ્રધ્ધા, અનાદિની સ્વરૂપભ્રાન્તિને ટાળી, જે સમ્યક્દર્શનયુકત થયા છે.. અણુવ્રતને જેણે ધારણ કર્યાં છે.. ૧૧ પડિમાના ભેદોને જે યથાર્થ સમજે છે.. ત્રણ લોકના શિરોમણી વીતરાગની સેવાને જે આદરે છે. મુનિરાજની ભકિતને જે ચાહે છે, માથાના મુગુટ સમાન ગુરુદેવને આત્મામાં પધરાવ્યા છે.. ૨૨ અભક્ષ્ય ટાળીને જે શુધ્ધ આહાર કરે છે.. વિષયોમાં જેની આસકિત નથી. અને વિષયો જીતીને જે ચિત્તમાં સ્થિરતા કરે છે. દયાભાવ નિરંતર રાખે છે. સર્વપ્રાણી પ્રત્યે મૈત્રી- કરુણા ભાવ રાખી, પ્રમોદભાવ અને માધ્યસ્થ ભાવ ધારણુ કરે છે.. અને પાપ ભાવના બળને તોડી નાખે છે. દૂર કરે છે. તેઓને મુનિઓ શ્રાવક કહીને બોલાવે છે.

અવિનાશી આત્મતત્ત્વને—પાંચ સમિતિ—ત્રણ ગુપ્તિને...ધારણુ કરી.. રાગ-દ્વેષ રહિત થઈને એકાન્તમાં રહે છે.. મોહથી ઉત્પન્ન થતા સંકલ્પ–વિકલ્પ ટાળીને જે આત્મસ્વરૂપમાં સ્થિર થાય છે. જેમનું જ્ઞાન અચળ થયું છે. તેથી ધ્યાનમાં સ્થિર થઈને આનંદ રસને પીવે છે. અને પર્વત સમાન અડોલ બની સ્થિરતા ધારણુ કરે છે. એવા અણુગાર જયવંત વર્તે છે. તે પાંચમા આરાના છેડા સુધી જયવંત બની શોભવાના છે. પણુ તે ઘણી થોડી સંખ્યામાં હશે. માંડ માંડ ગણ્યા ગાંઠ્યા બેચાર મળે તો બહુ જ સારૂં.

આત્માની પરિણુતીરૂપ અર્થ-પર્યાયોનું ચેતના દ્વારા એકત્વ અનુભવવું...સમતા અને આત્માની એકરસરૂપ પરિણુતી કરી સમત્વ કેળવવું..શુધ્ધ ચેતના અને આત્મ-પ્રદેશોની એકરસરૂપ પરિણુતી કરીને નિર્મળ ધ્યાન કેળવવું. અનુભવથી પોતાના જ્ઞાનાદિક ગુણોને પ્રત્યક્ષ કરીને.. સ્વરૂપનો અભ્યાસ કેળવવો.. ઉપયોગને બાહ્ય ભાવમાંથી ખેંચીને આત્મપ્રદેશ અને ગુણુમાં જોડીને... ગુણુમય કરીને..નિર્વિકલ્પ બનાવીને.. શુધ્ધ પરિણુતીને આત્મતત્ત્વમાં સ્થિર કરવી. અપૂર્વ વીર્ય-ઉલ્લાસથી ધ્યાનમાં ઊંડા ઉતરવું અને ઉપયોગ-ધારાથી ચાલુ રાખીને સમાધિમાં પ્રવેશ કરવો. મતિજ્ઞાનના ચાર ભેદોથી ભાવ-શ્રુત-જ્ઞાનમાં પ્રવેશીને આત્માના ગુણોનો અનુભવ કરવો. શુધ્ધ ભાવનો અનુભવ કરીને આત્મા અને ચારિત્રની એકતા અનુભવવી. આનંદઘન આત્મપ્રદેશોમાં

ચેતનાનું વાત્સલ્ય અનુભવવું...આત્મામાં ધ્યેયરૂપે નિરંજન દેવને સ્થિર કરવા.. અધ્યાત્મજ્ઞાનથી નિશ્ચય વ્રતનો..સર્વ વિરતિનો અનુભવ કરવો..આત્મપ્રદેશોમાં વિશ્રાંતિ લેવી. શુદ્ધ સ્વરૂપમાં લીન થઈને નિશ્ચયજ્ઞાન કેળવવું.. શુદ્ધ આત્મપ્રદેશોની સત્તાનું અવલોકન કરીને નિશ્ચય દર્શન કેળવવું.. અભેદ સ્વરૂપ અનુભવમાં સ્થિરતા કેળવીને નિશ્ચય મોક્ષમાર્ગમાં રહેવું...સતત્ ઉપયોગની ધારાથી આત્મપ્રદેશોમાં સ્થિરતા કરવી. આત્માના સર્વ ગુણ-પર્યાયો અને આત્મા સાથે એકત્વ-અભેદ અનુભવ કરવો.. મારી શક્તિમાં..સત્તામાં રહેલ સિદ્ધ સ્વરૂપને અનુભવના બળથી ભેટવું છે.

ધ્યાનમાં આત્મા અનંત સુખનો ભોક્તા-જ્ઞાતા થાય છે. એનો નિશ્ચય કરો. પોતાની શક્તિમાં રહેલ શુધ્ધ સ્વરૂપનો સમ્યક્પ્રકારે અનુભવ કરીને સ્વસંવેદન-વીતરાગ જ્ઞાન કેળવવું. સહજ સ્વભાવે નિરાબાધ-નિર્વિકલ્પ દર્શન સ્વરૂપમાં.. શુધ્ધ ઉપયોગમાં પરિણમીને રહેવું..આત્મજ્ઞાન અનુભવગમ્ય છે. તેનો અંતરંગભાવે નિર્ણય કરવો..

અન્ય દર્શનીઓ...હરિને, બ્રહ્માને, પુરુષોત્તમને, જગદીશને, પ્રભુને, શંકરને, ભોળા મહાદેવને માને છે...જૈન કહે છે કે...કર્મોને હરનાર હરિ તે આત્મા...સ્વભાવનો કર્તા-ભોક્તા આત્મા હોવાથી તે બ્રહ્મા...કર્મનાશ કરી શુદ્ધ ધર્મ પ્રગટ કરનાર મહાદેવ તે આત્મા છે...ઉપાધિરહિત, નિરાકુળ આત્મિક સુખ પ્રગટ કરનાર શંકર પણ આત્મા જ છે. આધિ-વ્યાધિ-ઉપાધિરૂપ ત્રણ પૂરનો નાશ કરનાર ત્રિપુરારી તે આત્મા છે. ઉત્કૃષ્ટ પુરુષાર્થ કરીને સિદ્ધિ મેળવનાર પુરુષોત્તમ તે આત્મા છે. નિર્ભય થઈને નિર્ભય કરનાર જગન્નાથ તે પણ આત્મા છે...ઉત્કૃષ્ટ ગુણો ધારણ કરી અસ્તિત્વ ધરાવનાર પ્રભુ તે આત્મા છે. સર્વ જીવોને સુખરૂપ હોવાથી સિદ્ધ સ્વરૂપે જગદીશ તે આત્મા છે. ઉત્કૃષ્ટ જ્ઞાનાદિ ઐશ્વર્યરૂપ સિદ્ધિને પ્રાપ્ત કરનાર પરમેશ્વર તે આત્મા છે...શાંત રસમાં લીન થઈને રહેનાર શંભુ તે આત્મા છે...પર્યાયોની અપેક્ષાએ ઉત્પાદ-વ્યયરૂપ પણ આત્મા છે...દ્રવ્ય ગુણોની અપેક્ષાએ ધ્રુવ પણ આત્મા છે. સ્વસ્વરૂપનો ભોગી-કર્તા તે આત્મા છે. વર્ણાદિરહિત-અરૂપી-રૂપાતીત-અસ્તિનાસ્તિરૂપ અનંત ગુણો એક એક આત્મપ્રદેશે છે...એક એક ગુણે અનંતી પર્યાયો ઊપજે છે. અસંખ્યાત-પ્રદેશી સ્વસ્વરૂપ રમણતારૂપ આત્મા છે. અનંત ધર્મોનો પોતે પોતાને દાની છે. સર્વ જ્ઞેયોનો તે તટસ્થ જ્ઞાતા છે. પરમ શુદ્ધ પારિણામિક ભાવે પણ પોતે છે.

એવા આત્મજ્ઞાની-સમદર્શી અણગારને ઓળખી તેનો સમાગમ કરી તેના સ્વરૂપને પામવા પુરુષાર્થ કરીએ.

ૐ શ્રી સત્



શુદ્ધ થતાં પોતે સિદ્ધ પરમાત્મા થઈ ગયા છે.) તે અશુદ્ધ પર્યાય કેમ શુદ્ધ કરવા તે સમજાવે છે.

હવે અહીં એક ઉપશમભાવ, બીજો ક્ષયોપશમભાવ, ત્રીજો ક્ષાયકભાવ, ચોથો ઔદયિકભાવ અને પાંચમો પારિણામિકભાવ. આ પાંચ ભાવમાંથી કયા ભાવના આશ્રયે જીવ અલ્પગુણનો જે વિકારી પર્યાય છે કે તે ભાવના આશ્રયે તે વિકારી પર્યાયને મટાડી શકે..જીવ જો પાંચ ભાવોનું સ્વરૂપ જેમ છે તેમ..સત્‌સમાગમે...સમજેલાના આશ્રયે સમજે...તો કયા ભાવના આશ્રયે સમદર્શિતા પ્રગટે..તેને તે સમજી શકે. પાંચ ભાવમાંથી પારિણામિકભાવ સિવાયના ચાર ભાવમાંથી કોઈ પણ ભાવના લક્ષે સમદર્શિતા પ્રગટતી નથી. એક વાત ધ્યાનમાં રાખજો કે...જે પર્યાયાર્થિક નયે જે પારિણામિક ભાવ છે...તે ભાવના આશ્રયે પણ સમદર્શિતા પ્રગટતી નથી. એમ પાંચ ભાવોને જે જીવ સમજે છે...તે જીવ એમ સમજે છે કે....પર્યાયાર્થિક નયે જે પારિણામિક ભાવ છે તેના આશ્રયે સમદર્શિતા પ્રગટતી નથી.

હવે જ્યારે પોતાના પર્યાયાર્થિક નયે વર્તતા પારિણામિક ભાવના આશ્રયે સમદર્શિતા પ્રગટતી નથી તો પછી આજે સંસાર પર છે....પર દ્રવ્ય છે...તેના આધારે કે તેના લક્ષે સમદર્શિતા પ્રગટી ન શકે....તેમ તે બરાબર સમજે છે. તેથી પરમ શુદ્ધ નિશ્ચય પારિણામિક ભાવ અથવા નિજ ત્રિકાળી શુદ્ધ ચૈતન્યભાવે અથવા માત્ર એક જ્ઞાયકભાવે સમદર્શિતા જરૂર પ્રગટે. આ ગર્દભાળી મુનિએ જ્ઞાયકભાવે સમદર્શિતા પ્રગટાવી છે. પર તરફના રાગના વિકલ્પોને ટાળીને જીવ જ્યારે પારિણામિક ભાવનો બીજા શબ્દોમાં કહીએ તો જ્ઞાયક ભાવનો આશ્રય લે છે ત્યારે તેને જરૂર સમદર્શિતા પ્રગટે છે. માટે એમ સમજવું કે કોઈ જીવો પૂર્વે સમદર્શિતાને પામ્યા છે. વર્તમાનમાં જે જીવો સમદર્શિતાને પામે છે..અને ભવિષ્યમાં જે જે જીવો સમદર્શિતાને પામશે તે બધાય જીવોએ પરમ પારિણામિક ભાવનો...જ્ઞાયકભાવનો આશ્રય લીધો છે. બીજા કોઈનો આશ્રય નથી લીધો.

પંચ મહાવ્રત-પાંચ સમિતિ-ત્રણ ગુપ્તિના શુભ ભાવ હોય...શુભ ભાવ વખતે આત્મજ્ઞાની અણગારને જે શુદ્ધ ભાવ વધે છે..ત્યારે અભિપ્રાયમાં પરમ શુદ્ધ પારિણામિક ભાવનો આશ્રય લીધો છે. તેથી છઠ્ઠા સાતમા ગુણસ્થાનકે મુનિરાજને શુદ્ધતા વધતી જાય છે. તેના બળે શુદ્ધતા વધે છે. (માટે સમજો....સમજાવનાર મળ્યા છે....માટે જીવતા સમજીને સંસારની તમામ મોહજાળને મૂકો---જરૂર કલ્યાણ થાય.)

"धम्मकहाए णं भन्ते ! जीवे किं जणयइ ? ध०
निज्जइं जणयई । धम्म कहाए णं पवयणं
पभावइ पवयण पभावेणं जीवे आगमेसस्स भद्दताए कम्मं निबन्धइ ।।"

—સૂત્રપાઠ. ઉત્તરાધ્યયન, અ. ૨૯મું બોલ ૨૩મો.

ધર્મકથા કહેતાં મુનિરાજને શું લાભ થાય? એમ શિષ્યે ગુરુ પાસે પ્રશ્ન કર્યો તેના ઉત્તરમાં ગુરુદેવ કહે છે કે..હે શિષ્ય! ધર્મકથા કહેતાં થકા મુનિરાજને નિર્જરાનો લાભ થાય...તો ત્યાં શુભ ભાવ સાથે મુનિરાજે પોતાના અભિપ્રાયમાં પારિણામિક ભાવનો આશ્રય લીધેલો હોવાથી.. મુનિરાજને શુદ્ધતા વધે છે. અને અશુદ્ધતા ટળે છે. સાથે પુન્યાનુબંધ પુન્ય પણ બંધાય છે.

શુદ્ધ દ્રવ્યાર્થિક નયના વિષયરૂપ પોતાના પારિણામિક ભાવના આશ્રયે જરૂર સમદર્શિતા પ્રગટે. આના વિના કોઈ કાળે કોઈ જીવને સમદર્શિતા પ્રગટે જ નહિ. અને આને પ્રગટાવ્યા વિના આપણે જંપીને બેસવાનું નથી. કેમ તમારે તે પ્રગટ કરવી છે ને? અણગારનું પહેલું લક્ષણ આત્મજ્ઞાન, બીજું લક્ષણ સમદર્શિતા..તેને સમજીને જે જીવ તેને લાવશે, પ્રગટાવશે..તેનું કલ્યાણ થશે.

શિષ્ય પૂછે છે કે હે ગુરુદેવ! સમદર્શિતા પ્રગટ કરવાનો સાવ સહેલો રસ્તો કયો છે? તે મને બતાવો..કૃપાળુ ગુરુદેવ શિષ્યને સમદર્શિતા પ્રગટ કરવાનો સહેલો રસ્તો બતાવે છે..અને શિષ્ય એકાગ્ર ચિત્તે તેને સાંભળે છે..પ્રતિક્રમણમાં કહેવાય છે કે..“જાણવા જોગ જાણતા હશે. આદરવા જોગ આદરતા હશે..અને છાંડવા જોગ છાંડતા હશે..તેને મારી સમય સમયની વંદણા હજો.” તો જાણવા યોગ્ય શું? આદરવા યોગ્ય શું? અને છાંડવા યોગ્ય શું? જીવાદિ નવે તત્ત્વની ખોટી સમજણ કરી તે હેય છે..અને છાંડવા યોગ્ય છે..અને સમકિત-શ્રદ્ધા આદરવા યોગ્ય છે. પુદ્‌ગલ.. પર વસ્તુમાં મમત્વભાવ..આસક્તભાવ..ગૃદ્ધિભાવ હોય છે..તત્ત્વરૂપી શુદ્ધ આત્મગુણમાં આનંદ તે આદરવા યોગ્ય છે..શરીરને પોતાનું માનવું તે હેય છે..જ્ઞાનાદિક રત્નચાર આત્મિક સુખ-વીર્યને પોતાનું માનવું તે ઉપાદેય છે. પાંચેય ઇન્દ્રિયોના વિષયોના અનુભવમાં સુખ માનવું તે હેય છે.. (તેમાં તમે સુખ માન્યું તો નથી ને?) આત્માના શુદ્ધ ગુણોમાં આત્મિક અનુભવ તે ઉપાદેય છે. પરદ્રવ્યોમાં આકુળતા-વ્યાકુળતા તે હેય છે.. અને આકુળતા-વ્યાકુળતા રહિત સમતા-રસનો અનુભવ તે ઉપાદેય છે. સંયોગ-વિયોગમાં સુખદુઃખની માન્યતા તે હેય છે.. આત્મજ્ઞાનપૂર્વક સમદર્શિતાનો અનુભવ કરવો તે ઉપાદેય છે. પુદ્‌ગલાનંદી બહિરાત્મા હેય છે...આત્માનંદી અભ્યંતર આત્મા ઉપાદેય છે. પરિગ્રહરૂચિ હેય છે..અને સમ્યક્ ત્યાગરૂચિ ઉપાદેય છે. અનાદિની વિષય-કષાયની વાસના હોય છે..અને આત્મરમણતા ઉપાદેય છે..એકાંતવાદ..એક નયમાં હઠાગ્રહતા-કદાગ્રહતા-પક્કડ-તેમાં જ પોતાની વૃત્તિનું જોર તે બધુંય હેય છે..સ્યાદ્‌વાદ-પ્રમાણજ્ઞાન-સમ્યક્‌જ્ઞાન તે જ ઉપાદેય છે. નવ પ્રકારના પરિગ્રહને પોતાના માનવા તે હેય છે..સર્વ દ્રવ્ય સ્વતંત્ર છે..કોઈ દ્રવ્ય કોઈનું નથી. એમ સમજીને સમદર્શિતામાં સ્થિત થવું તે ઉપાદેય છે. ભોગ-ઉપભોગ-સંસારી કામમાં લીનતા તે હેય છે..અને નિજસ્વરૂપની ભાવનામાં લીન થઈને..સ્થિર થઈ જવું..તે ઉપાદેય છે. કર્મમાં કર્તૃત્વપણું, ધણીપણું, સ્વામીપણું તે હેય છે.. નિજ સ્વભાવનું કર્તૃત્વપણું, ધણીપણું, સ્વામીપણું તે ઉપાદેય

જ્ઞેય ભેદે જ્ઞાનમાં ભેદ પાડી નાખવો તે વિકલ્પ...

શરીરના સુખે હું સુખી..અને દુઃખી હું દુઃખી એમ માનવું..તે પણ વિકલ્પ.. આ સંકલ્પ-વિકલ્પ તે હેય છે..નિર્વિકલ્પ ધ્યાન તે ઉપાદેય છે. આર્તધ્યાન-રુદ્રધ્યાન એ હેય છે. ધર્મધ્યાન શુકલધ્યાન તે ઉપાદેય છે.

આર્ત ધ્યાનના ચાર ભેદ છે.

(૧) ઈષ્ટ વિયોગજ આર્તધ્યાન..

(૨) અનિષ્ટસંયોગજ આર્તધ્યાન..

(૩) રોગાર્ત તે આર્તધ્યાન.

(૪) ભોગાર્ત તે આર્તધ્યાન..

રુદ્રધ્યાનના પણ ચાર ભેદ છે..

(૧) હિંસાનુબંધી રુદ્રધ્યાન..

(૨) મૃષાનુબંધી રુદ્રધ્યાન..

(૩) સ્તેનાનુબંધી રુદ્રધ્યાન..

(૪) પરિગ્રહાનુબંધી રુદ્રધ્યાન..

તે બન્ને ધ્યાનનાં પરિણામ હેય છે..ધર્મધ્યાન ઉપાદેય છે..શુકલધ્યાન ઉપાદેય છે અને સિદ્ધગતિની અપેક્ષાએ તે હેય છે. આખું જગત જ્ઞેય છે.

આમ...હેય-ઉપાદેયને સમજી લે...તથા જ્ઞેયને જ્ઞેયરૂપ સમજી લે...હેયને હેયરૂપ સમજીને ત્યાગી દે....ઉપાદેયને ઉપાદેય રૂપ સમજીને આદરી લે..

પાંચ ભાવમાંથી કયા ભાવે સમદર્શિતા પ્રગટે...તે ભાવને જાણીને પરમ શુદ્ધ પારિણામિક ભાવનો આશ્રય જે જીવ લેશે..તે જીવ સમદર્શિતાને પામી જશે.

અણુગારનું લક્ષણ આત્મજ્ઞાન...સમદર્શિતા છે..તે સમજીને જે જીવ તેને પામશે તેનું કલ્યાણ અલ્પકાળમાં થઈ જશે.

ૐ શ્રી સત્



સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૧, શુક્રવાર, તા. ૨૧-૧૧-૫૮.

## જે અણગારને સમદર્શિતા હોય છે...
## તેને...પોતાના સાચા સુખની પ્રતીતિ....પુરુષાર્થ....અને
## નિર્દોષ દૃષ્ટિ વર્તે છે.

જેના સમાગમે જીવ મુક્ત દશાને પામે એવા અણગારનાં લક્ષણ-દશા કેવાં હોય ?.. પહેલું લક્ષણ આત્મજ્ઞાન અને બીજું લક્ષણ સમદર્શિતા..એ ચારિત્રગુણના પર્યાય છે.. રાગ-દ્વેષ-સંસાર-વિષયાદિમાં જેને મમત્વ--એકત્વ--મારાપણું નથી.. વિકારોનો સદ્-ભાવ નથી.. પર્યાયમાં ક્ષોભ નથી..એવા અણગારના સમાગમે જીવ જ્ઞાનદશાને પામે.

આત્મા રાગ--દ્વેષ--મોહનો કર્તા-ભોક્તા નથી. તેને વીતરાગો સમદર્શીપણું કહે છે..આવું નિર્દોષપણું હોવાથી અણગાર કેવળ લઈ મોક્ષ જાય છે. અણગાર મુનિ સ્વરૂપમાં સ્થિર થયા..સ્વભાવમાં ટક્યા..પર ભાવ પ્રત્યે રાગરહિતપણું સહેજે થયું.

સમદર્શિતાનો અર્થ એ નથી કે સમદર્શી અપ્રમાણિકને અપ્રમાણિક, અસત્યને અસત્ય ન કહે..પણ સત્ય-અસત્યનો જેમ છે તેમ પોતાના જ્ઞાનમાં બરાબર વિવેક કરે. ખોટનો નિષેધ કરે..હિત-અહિત બરાબર જાણે. જેમ છે તેમ પ્રરૂપણા કરે. તેમાં જ સમદર્શીતા છે..અને તેમાં રાગદ્વેષ નથી. સમદર્શિતાએ ચારિત્રગુણ-વીતરાગતાનું વર્ણન કર્યું છે. ચારિત્ર એટલે પોતાનો આત્મા મન-વાણી-દેહનો સ્વામી તથા દેહાદિનો કર્તા નથી..અને રાગ-દ્વેષ રહિત નિર્મળ છે. એ અભિપ્રાય સહિત અને રાગદ્વેષના યોગથી રહિત શુદ્ધ વીતરાગપણું એ જ સમદર્શીપણું છે. તે અણગારનું લક્ષણ છે.

આવા લક્ષણ ન હોય અને અણગાર નામ ધરાવે....તે તો સંસારમાર્ગી છે. મહામોહી છે. સંસાર તત્ત્વ છે. દીર્ઘ સંસારી છે. મૂઢ અજ્ઞાની છે. સમદર્શીપણું એવું ન હોય કે તે સત્ય-અસત્ય, સાર-અસાર, હિત-અહિત બધાં સરખાં છે એમ માને-જાણે....અન્યમત અને જૈનમત સરખા છે એમ સમદર્શી ન કહે....પણ જેમ છે તેમ વિવેકપૂર્વક કહે.

માંસ અને રોટલાની અવસ્થાને જેમ છે તેમ વિવેકથી જાણે....માંસ કે રોટલા પ્રત્યે રાગ કે દ્વેષ નથી...પણ તેથી માંસ ખાવા યોગ્ય નથી....એમ વિવેકથી જાણે.

પત્ની-માતા-બેન જેમ છે તેમ જાણે....પત્ની-સ્ત્રીના પર્યાયને તે રૂપે....માતાના પર્યાયને તે રૂપે...બેનના પર્યાયને તે રૂપે...જાણે...પણ અન્યથા ન માને કે અન્યથા ન જાણે. ખોટી માન્યતાવાળાને ખોટા માને અને જાણે અને ખોટા જ કથે. બધા આત્મા દ્રવ્ય સ્વભાવે શુદ્ધ છે...એમ માને-જાણે પણ અવસ્થામાં શુદ્ધ છે એમ ન જાણે-ન માને.. કોઈ જીવ રાગી કે દ્વેષી કે મૂર્ખ હોય...તેને જ્ઞાની સિદ્ધ ભગવંત જેવો ન જાણે... પણ તેની પ્રકૃતિ અજ્ઞાનમય છે તેમ જાણે...ક્રોધ-માન-કષાય જેમ હોય તેમ તેના અવગુણની અવસ્થાને જાણે પણ કોઈનો તિરસ્કાર ન કરે...રાગી હોય...અવગુણનો ભંડાર હોય....તેને દેખી તેનો તિરસ્કાર ન કરે...પણ તેને તેમ જાણે. ખોટાંને ખોટું કહેવામાં દ્વેષ નથી. પણ જેમ છે તેમ જાણવું-કહેવું તેમાં સમદર્શિતા છે.

બળવાન-વિવેકવાન-સમદૃષ્ટિ ધર્માત્મા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોઈને જેમ હોય તેમ કહે. બાળક નાનો હોય તે રમતાં રમતાં બાપને ગાળ દે..લાત પણ મારે છતાં તેના ઉપર દ્વેષ ન આવે..જાણે છે કે તે બાળક છે..અને રમતાં રમતાં લાત મારી છે. પણ ખરાબ આશયથી લાત મારી નથી. એમ ડાહ્યો માણસ વિવેક કરે છે. તો જે આત્મજ્ઞાની અણગાર છે તે સાચેસાચો વિવેક ન કરે? અવગુણીને અવગુણી જાણે.. જેવા ભાવે જે વસ્તુ છે અને તેની અવસ્થા છે તેવી જ રીતે તે જાણે..અને પ્રસંગોપાત જણાવે. જાણવું તેમાં દ્વેષ ન હોય..ધર્માત્મા અણગાર સાધુ ઉપદેશક હોય તે સામાન્યપણે સામાના અવગુણ જણાવે છતાં સામા જીવ ઉપર કે કોઈ પદાર્થ ઉપર ઇષ્ટ-અનિષ્ટપણું કે મમત્વ ન કરે. આત્મજ્ઞાની અણગાર બધું જાણે અને બરોબર વિવેક કરે તેથી ઈષ્ટ-અનિષ્ટપણું આવતું નથી. ઝેર અને અમૃતની જુદાઈ બરાબર જાણે અને કહે..આત્માનો સ્વભાવ જાણવું-દેખવું છે. જાણવું-દેખવું તેમાં દોષ નથી. જેવી અવસ્થા હોય તેવી જ્ઞાની બરાબર યથાર્થપણે જાણે. નરકના જીવોને..નારકીમાં જવાની તૈયારીવાળાને સિદ્ધ ન માને. જ્ઞાનમાં જે જે પદાર્થો જણાય છે, તેમાં કોઈ પદાર્થ દેખીને કે અવસ્થા દેખીને એકમેકપણું કે રાગ ન કરે. મમતા-રાગ-દ્વેષવાળી બુદ્ધિ પણ ન કરે તે સમદર્શીપણાનું નિર્દોષ લક્ષણ છે.

અજ્ઞાની પરપદાર્થમાં રાગ-દ્વેષ-મોહ-મમતા કરે..ઘણા કહે છે કે..આત્મા પૂર્ણ કેવળજ્ઞાન પામી જાય એટલે જગતમાં ભેદ ન જુવે..પણ બધાને સિદ્ધ સમાન જ જુવે. અને કારણમાં એમ કહે છે કે જો ભેદ જુવે તો તેની દૃષ્ટિમાં દ્વૈત-બેપણું દેખે..અને દ્વૈત દેખે એટલે જ્ઞાન દોષવાળું છે. અને જ્ઞાનીની નજરમાં, દૃષ્ટિમાં ગુણ-દોષ ન દેખાય. આવી માન્યતા સાવ જૂઠી છે. અવગુણ આત્માનો ધર્મ નથી. પણ કોઈ જીવને પ્રકૃતિના નિમિત્તે રાગ-દ્વેષ-અજ્ઞાનમય દશા હોય છે..પૂર્ણ જ્ઞાની જીવ..અજીવની જેવી અવસ્થા હોય તેવી જ દેખે..તે જાણવા-દેખવામાં દોષ નથી..

પૂર્ણ જ્ઞાનની સ્થિતિમાં જાણવામાં ઉપયોગને જોડવો પડતો નથી..પણ પૂર્ણ

ઉપાદેયના મર્મને બળવાન વિવેક દ્વારા જેમ છે તેમ જાણે છે. જ્ઞાની અણગારને વિષે સર્વાંશે વૈરાગ્ય વિલાસરૂપ ધર્મગુણ પ્રાપ્ત હોય છે. રાગ-દ્વેષ અને મોહદશા સાચા અણગારથી દૂર રહે છે.. તેથી ત્રિકાળવર્તી સર્વ કર્મની જાળ ક્રમે ક્રમે નાશ પામે છે. એટલે પૂર્વકૃત કર્મોની નિર્જરા હોય છે. વર્તમાન નવો બંધ પ્રાયઃ હોતો નથી...અને ઉપયોગ આત્મસન્મુખ થવાથી સ્વમાં સ્થિર રહે છે. તેથી જ્ઞાની અણગારને પ્રત્યક્ષ પૂર્ણ પરમહંસ કહેવાય છે. આવા આત્મજ્ઞાની અણગારમાં આવાં નિર્દોષ લક્ષણો હોય છે.

જ્યાં લગી મુનિ-સાધુ પોતે પૂર્ણ વીતરાગ થયા નથી..ત્યાં લગી પોતાના કરતાં વિશેષ ગુણવાળાને દેખી રાગ થઈ જાય છે..તેને સરાગસંયમ કહે છે. છતાં માને છે કે મારૂં પૂર્ણ વીતરાગી સ્વરૂપ જ એક ઉપાદેય છે. આત્માની યથાર્થ-શ્રદ્ધાને જ્ઞાન સહિત જે સમભાવે છે, સંભાળે છે, તે જ વાસ્તવિક સમભાવ છે. અને તે જ સમદર્શિતા છે.

આવા આત્મજ્ઞાની સમદર્શી અણગારના સાંનિધ્યમાં આત્મજ્ઞાન અને સમદર્શીપણું પ્રગટાવવાનો પુરુષાર્થ કરવો. એ જ આ માનવજીવનનું પરમ કર્તવ્ય છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૩૮

સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૧ શનિવાર, તા. ૨૨-૧૧-૫૮

**જો....જીવ અંતરમાં ઊંડો ઊતરી...વિચાર કરીને...**
**સ્વસ્વરૂપ તરફ વળી જઈને..સ્વભાવમાં સ્થિર થાય...**
**તો....અનિત્ય વસ્તુના મિથ્યાભ્યાસથી થતાં...રાગદ્વેષને ટાળી...**
**આત્મજ્ઞાનપૂર્વક સમદર્શિતા જરૂર પામી જાય...**

જેના સમાગમે સંયતિ રાજા સ્વરૂપને પામવાના છે તે ગર્દભાળી મુનિ અને મુનિઓનાં લક્ષણ સમજાવાય છે.

(૧) આત્મજ્ઞાન...
(૨) સમદર્શિતા...

(૩) સાધક માર્ગે વિચરવું....

(૪) સત્ય પ્રકાશક વાણી..

તેમાં સમદર્શિતા પ્રાપ્ત કરવા માટે ઉત્પાદ્-વ્યય-ધ્રુવને સમજવાનું પ્રયોજન સમદર્શિતા પ્રાપ્ત કરવાનું છે.

જગતમાં છ દ્રવ્યો છે. અને તે સત્ છે. ઉત્પાદ્-વ્યય-ધ્રુવ એ સત્નું લક્ષણ છે. છએ દ્રવ્ય અવિનાશી છે. જીવ-પુદ્ગલ ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશ-કાળ એ છનો કદી નાશ થયો નથી..થવાનો પણ નથી....જેમ કે કોલસા બળીને રાખ થાય..માટી થાય.. પત્થર થાય-.એમ પરમાણુની અવસ્થા પલટાય અને અનેક પર્યાય ધારણ કરે..છતાં વસ્તુ પોતે પોતાની હયાતિ કોઈ કાળે છોડે નહિ....ચેતનની કોઈ અવસ્થા પુદ્ગલ પરમાણુની અવસ્થારૂપે થવા યોગ્ય છે કે કેમ? તેનો વિચાર તો કર...તેની તપાસ તો કર....ચૈતન્યમૂર્તિ જ્ઞાતા અરૂપી છે...તેનું સત્ એટલે વસ્તુપણું પલટીને જડ-રૂપીપણું પામી જતું હોય..તો તેનો તું અંતરમાં ઊંડો ઊતરીને વિચાર તો કર..કે એમ થાય છે કે નહિ? જેમ ધૂળમાંથી ઘડાની ઉત્પત્તિ થાય, વળી ઘડાનું ફૂટવું..અને કટકાનું ઊપજવું થાય..વળી તે કટકાનો વ્યય અને ઝીણી ધૂળનું ઊપજવું થાય..જેમ સુવર્ણનાં અનેક ઘરેણાં બને છે..લોખંડના અનેક હથિયારો બને છે, પણ સુવર્ણપણાનો કે લોખંડપણાનો અભાવ કદી થતો નથી, તેમ આ આત્મા..તમારો અને મારો આત્મા.. ચોરાશી લાખ દેહસ્થાન યોનીમાં અવસ્થાંતર થતો જણાય છે..આત્માની અજ્ઞાનદશા-રાગદશાને પુરુષાર્થથી પલટાવીને અરાગી-નિર્દોષ-પરમાત્મ-શુદ્ધ દશા બનાવી શકે છે...પણ તેમાં શું પોતાનું વસ્તુત્વ નાશ પામે છે? વસ્તુનો સર્વથા લોપ ક્યારે પણ થાય છે? ના..વસ્તુત્વનો ક્યારે પણ નાશ થઈ શકતો જ નથી..ધ્રુવપણે કાયમ રહે છે..જગતમાંથી એક પણ પરમાણુ ઘટે નહિ કે વધે નહિ..ક્ષેત્રમાં નાનામોટાપણું દેખાય છે. તે તેની અનેકપણે થયેલી હાલત છે. પણ તેનો નાશ થવા યોગ્ય નથી.

ઘણી વસ્તુનું ગળવું-ટળવું-મટવું દેખીને..અવસ્થાને દેખીને હર્ષ-શોક થયા કરે છે..પણ જો સ્વાધીન નિત્યતાનું ભાન થાય તો તેને પરવસ્તુમાં મોહીપણાનો અભાવ થવાથી તેને અહીં બેઠાં સમદર્શિતા પ્રગટે. અને સુખનો અનુભવ કરે. વસ્તુમાં ગળવાના-મળવાના-ટળવાના વગેરે અનિત્ય અવસ્થાને દેખે. પણ જો સ્વાધીન નિત્યતાનું ભાન થાય..તો મોહનો નાશ અને રાગ-દ્વેષનો અભાવ થઈ સમદર્શી ગુણ પ્રગટે અને સુખ થાય. વસ્તુની અવસ્થા ઊપજે છે..અને વિણસે છે. પણ તેનો સર્વથા નાશ થતો નથી.

"ઘટનો મુગટ કર્યો, કુમારે તે મસ્તકે ધર્યો;
કુમારીને હૈયે શોક થયો, પિતા રાજા તટસ્થ રહ્યો."

અહો..હિતના કામી જીવો! આ અમારો સ્યાદ્‌વાદ સમજીને તમે સમદર્શીપણામાં રહો..નિત્યવસ્તુને જોનારો..મહીં બેઠેલો રાજા રાગ-દ્વેષ રહિત છે..અને સુવર્ણનું સળંગપણું નિત્ય છે. ત્યાં સમદર્શિતા છે એટલે હર્ષ-શોક કરતો નથી. પણ જેણે મન વાળ્યું નથી, તેવી કુમારીને ઘટની અવસ્થા ટળી જવાથી શોક થયો કારણ કે સુવર્ણપણા ઉપર કુમારીની દૃષ્ટિ નથી. તે જ સમયે ઘટની અવસ્થા પલટીને મુગટની અવસ્થા થવાથી કુંવરને હર્ષ થયો..પણ રાજા તો રાગ-દ્વેષ રહિતપણે રહ્યો.. કારણ કે સ્થૂળ અવસ્થા દૃષ્ટિ તે જ હર્ષ-શોક કરાવવામાં કારણરૂપ છે. માટે તે અવસ્થાદૃષ્ટિ-પર્યાયદૃષ્ટિ દોષિત છે.

જેમ ઘટના પરમાણુઓ અનેક રજકણોરૂપે પડયા રહે છે..તેમ ચેતન કઈ વસ્તુમાં એકમેક રહીને પરિણમવા યોગ્ય છે? તેનો વિચાર તો કર. અનુભવ કરી જો. કોઈ પણ પરદ્રવ્ય કે પરમાણુમાં નહિ પરિણમવા યોગ્ય અથવા પરસ્વરૂપે અવસ્થાંતર નહિ પામવા યોગ્ય એવું તારૂં ચૈતન્યત્વ જરૂર તને જણાશે..એટલે સમદર્શિતા અચૂક આવશે. વસ્તુ એટલે પદાર્થ સ્વતંત્ર છે. તેની અવસ્થાનું...તેની પોતાની સ્વસત્તામાં ટકીને બદલવું થાય છે. પરના સંયોગો અવસ્થામાં જણાય છે. પણ તે જીવની અવસ્થા નથી..જીવનું લક્ષણ નથી. જીવનું લક્ષણ તો ચૈતન્ય-સદા સુઉપયોગી-સુખ-દુઃખનું જાણંગપણું તે છે. મન-વાણી કે દેહની ક્રિયારૂપે નથી. એકક્ષેત્ર અવગાહીને રહેલા શરીરમાં શું ચૈતન્ય એકમેક થઈ ગયું? ના.

એક ક્ષેત્રે દેહની ચેષ્ટા ઉપરથી જીવને અનાદિથી દેહાધ્યાસપણારૂપી ભ્રાન્તિ થઈ ગઈ છે. દેહમાં આત્મબુદ્ધિ થઈ ગઈ છે. તેથી પોતાને અનિત્ય વસ્તુનો મિથ્યાભાસ થતાં રાગ-દ્વેષ થાય છે. પણ જો જીવ અંતરમાં ઊંડો ઊતરીને વિચાર કરી સ્વસ્વરૂપ તરફ વળી જઈને સ્વભાવમાં સ્થિર થાય તો અનિત્ય વસ્તુના મિથ્યાભાસથી થતા રાગ-દ્વેષને ટાળી આત્મજ્ઞાનપૂર્વક સમદર્શિતા જરૂર પામી જાય. પછી તો સમકિતની વધતી જતી ધારાથી પ્રકૃતિની વિકારી અવસ્થા હાસ્ય-ભય-શોક આત્મામાં જે દેખાય છે...તેને અને પૂર્વે ભ્રાન્તિપણે કર્મબંધન કર્યું હતું તેને જ્ઞાનની સ્થિરતા વડે ટાળે છે. સ્વભાવ સ્થિતિમાં સમાધિમાં-સમ્યગ્‌દર્શનમાં સહજ સ્વરૂપ સ્થિરતામાં ટકવું એવા સહજ ચારિત્રનો ઉદય થાય છે. ભગવાન આત્મા સહજ સ્વરૂપ છે. તેનું જયાં યથાર્થ ભાન થયું એટલે કર્મને ટાળું એવો વિકલ્પ પણ ન રહે. પોતાના સહજ સ્વભાવમાં રાગરહિત ઠરે છે. એટલે રાગાદિ કર્મો સહેજે ટળે છે.

જ્ઞાની જ્ઞાનનો નિર્મળ વિવેક વધારે છે. તેને સહજ સ્વભાવની સમાધિ વધતી જાય છે. અનાદિ અનંત..સ્વતઃ સિદ્ધ સહજ સ્વભાવનું ભાન અને સાથે અનુભવદશા, જેને પ્રગટી ચૂકી છે તેને એક જ જાતની પ્રતીતિ અને એ જ જાતનો પ્રયત્ન

હોય છે. એ જાણે છે કે વસ્તુ અનાદિ અનંત સહજ છે. અને વર્તમાનમાં રાગાદિનો યોગ છે. છતાં નિર્દોષ અબંધ દ્રષ્ટિમાં પ્રકૃતિના નિમિત્તનો દ્વૈતભાવ ટકતો નથી. હાસ્ય-શોક, રાગ-દ્વેષથી થતા દ્વૈત ભાવને ટાળનારી સળંગ અભેદ દ્રવ્યદ્રષ્ટિ ઉપર તેની મીટ છે. તે જ ચારિત્ર છે. પૂર્ણતાને પહોંચવાનો તે જાતનો તેનો ભેગો પુરુષાર્થ છે.

ચારિત્રગુણ તો જ્ઞાનની સ્થિરતા છે. જેમ ગોળથી ગળપણ જુદું ન હોય.. પાણીથી શીતળતા જુદી ન હોય..મીઠાથી ખારાશ જુદી ન હોય તેમ...ગુણ..ગુણીથી જુદો ન હોય. સ્વરૂપની પ્રતીતિ અને તેથી થતી નિર્દોષ પવિત્ર દશામાં આત્માનો ધર્મ છે. રાગના વિકલ્પ છોડીને સ્થિર થવું..એટલે કે જ્ઞાનમાં જ્ઞાતાપણે ટકવું તે ચારિત્ર છે.

સર્વજ્ઞદેવે કહ્યું છે કે..સત્સ્વરૂપની યથાર્થ સમજણ તે ધર્મ છે. તેની પ્રતીતિ સહિત શુદ્ધ આત્માની શ્રદ્ધા વડે કલ્પિત મતની ભ્રાન્તિ ટળી જાય છે. શુદ્ધ આત્માની શ્રદ્ધા કરી ત્યારથી ચારિત્રદશા વધતી જાય છે. અને છેવટે રાગ-દ્વેષના ક્ષયરૂપ સહજ આનંદ સ્વરૂપ વીતરાગ પદમાં સ્થિત થાય છે.

મુખ્યપણે આ બધા ગુણો છઠે સાતમે ગુણસ્થાનકે વર્તતા અણગાર મુનિના આશ્રયે કહેલ છે. છતાં ચોથી-પાંચમી ગુણસ્થાનકરૂપ ભૂમિકાએ વર્તતા જ્ઞાની ધર્માત્માને સમદર્શીત્વ હોય છે. હવે બન્નેને સમદર્શીપણું છે તો એમાં તફાવત શું છે? ચોથા-પાંચમા ગુણસ્થાનકવાળાની દ્રષ્ટિ-અભિપ્રાય નિર્દોષ છે. તેથી સમ્યગ્દર્શનની અપેક્ષાએ સમદર્શીપણું છે. મુનિને..સમદર્શીપણું ખાસપણે કહેવાય કારણ કે ચોથી--પાંચમી ભૂમિકાએ ગૃહસ્થપણામાં તેવો સમભાવ ન પણ રહે.

મુનિનો આત્મા શુદ્ધ--નિર્મળ--જ્ઞાતા--દ્રષ્ટા હોવાથી તેમને સમ્યક્ અંતરંગ જ્ઞાનનું ચારિત્ર વર્તે છે. એટલે મુનિ સર્વવિરતિ છે, એટલે કે મુનિ દ્રઢપણે સ્વરૂપમાં વિરામ પામેલા છે. એટલું વિરામપણું ચોથા--પાંચમા ગુણસ્થાનકે નથી. મુનિને સમભાવ અને પાંચ મહાવ્રત યથાતથ્ય છે. ચોથા--પાંચમા ગુણસ્થાનકે એવાં વ્રતાદિ હોતાં નથી.

આમ...અણગારનું પહેલું લક્ષણ આત્મજ્ઞાન..બીજું લક્ષણ સર્વવિરતિપૂર્વક સમદર્શિતા સમભાવ છે. તેને બરાબર સમજી તેના આશ્રયે ઉગ્ર પુરુષાર્થ દ્વારા સાચી દ્રવ્યદ્રષ્ટિ પામી સમદર્શિતાને પામીએ, એ જ અંતરની નિરંતર ભાવના વર્તે છે મુનિ કેવળદાસજીને.

ૐ શ્રી સત્

## વ્યાખ્યાન નં. ૧૩૯

સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૫૫, રવિવાર, તા. ૨૩-૧૧-૫૮

**જે જીવ આવા અણગારનો ઉપકાર સમજે....**
**તેને આત્મવિચાર ઉત્પન્ન થાય છે....**
**અને આત્મવિચારના જોરે..**
**આત્મજ્ઞાન અને સમદર્શીપણું પામી જાય છે.**

સત્સમાગમે સમજીને સત્સ્વરૂપને આરાધશે તે મોક્ષને પામશે. ધર્માત્મા -મુનિ-સાધુનાં લક્ષણ વિષે આ ચોથી-પાંચમી ગાથા કહેવાય છે.

જે અણગારને આત્મજ્ઞાનપૂર્વક સમદર્શીતા હોય છે...તેને પોતાના સાચા સુખની પ્રતીતિ હોય છે. અને તેને માટેનો પુરુષાર્થ હોય છે. અને નિર્દોષ દૃષ્ટિ વર્તે છે. આત્મજ્ઞાન-સમદર્શિતા ધરાવનાર ધર્માત્મા અણગાર છઠ્ઠે-સાતમે ગુણસ્થાનકે વર્તતા હોય છે...ત્યાં સર્વવિરતિ છે...તે સાથે સ્વરૂપવિરતિ છે. છતાં પૂર્ણ વીતરાગતા નથી તેથી અલ્પઅંશે રાગ પણ વર્તે છે છતાં તે રાગને પણ પોતાનો સ્વભાવ ન માને. રાગ પ્રત્યે સર્વથા હેય બુદ્ધિ વર્તે છે.

ચોથે પાંચમે ગુણ સ્થાનકે જે રાગ વર્તે છે..તે મુનિદશા કરતાં વધારે છે... છતાં આત્મજ્ઞાન સ્થિતિ છે. અને અભિપ્રાયમાં પૂર્ણ સમદર્શિતાનું એકરૂપ સળંગ લક્ષ વર્તે છે. એવો ધર્માત્મા ભલે ગૃહસ્થ હો..છતાં સમભાવ-સમદર્શિતા.. આચરણમાં અંશે હોય. ચોથી-પાંચમી-છઠ્ઠી સાતમી ભૂમિકાના આશ્રયે જે જ્ઞાની થયો તે ધર્માત્મા સમદર્શી છે. તે બાહ્ય પદાર્થો અને તેની અવસ્થા-પર્યાયોને જેવા ભાવે વર્તે તેવા ભાવે દેખે-જાણે...સમજે-સમજાવે...પણ તે પદાર્થ કે તેની હાલત વિષે મમત્વ-મારાપણું-હઠાગ્રહ-કદાગ્રહ-ઈષ્ટ-અનિષ્ટપણું ન કરે, કારણ કે આત્મા સ્વભાવે જ્ઞાતા દૃષ્ટા છે. એવો ભાવ તેનામાં રમી રહ્યો છે.

સ્વભાવમાં રાગ-દ્વેષરહિતપણું રહેવું તે સમદર્શિતા છે. વળી શાતા-અશાતા, જીવન-મૃત્યુ, સુગંધ-દુર્ગંધ, સુસ્વર-દુસ્વર, કુરૂપ-સુરૂપ, આદિ દેખીને રતિ-અરતિ, ઈષ્ટ-અનિષ્ટપણું કે આર્ત-રૌદ્રધ્યાન ન કરે. તેને ભગવાન મહાવીર દેવ સમદર્શિતા કહે છે. હિંસા-ચોરી-જૂઠ-અબ્રહ્મ-પરિગ્રહરહિતપણું સમદર્શીને હોય જ. છઠ્ઠે-સાતમે ગુણસ્થાનકે ધર્માત્માને...અણગારને આ હોય છે. અને અંશે અંશે ચોથે-પાંચમે ગુણસ્થાનકે..ગૃહસ્થાશ્રમમાં ધર્માત્માને હોય છે.

સમદર્શી અણુગારને યથાર્થ સમ્યક્ અંતરંગ જ્ઞાનનું ચારિત્રપણું હોય છે. અને અણુગારને પંચમહાવ્રતી..ઉપચારથી નિમિત્તથી કહેવાય છે. જેને શુદ્ધ ભાવસહિત સમભાવ હોય તેને અહિંસક ધર્માત્મા કહેવાય..સત્યવાદી–બ્રહ્મચારી–અચૌર્ય–અપરિગ્રહી ધર્માત્મા કહેવાય. અહિંસા આદિ અંતરંગ વિરતિ ન હોય તો સમદર્શિતા ન હોય અને તેને મહાવ્રત પણ ન હોય. એટલે કે આત્મજ્ઞાનદશા–સ્વરૂપસ્થિતિ વિના સમ્યક્ અહિંસાદિ વ્રતો ન હોય. સાચી શ્રદ્ધા ઓળખાણ અને આત્મગુણનું અનુસરણ મુખ્યતાએ સર્વવિરતિ ગુણસ્થાને છે. આ સમદર્શિતા જેટલે અંશે હોય...તેટલે અંશે અહિંસાદિ વ્રતો હોય..જેટલે અંશે અંતરંગ વિરતિ હોય..તેટલે અંશે વિરતિ હોય.. અણુગાર યોગ્ય સમદર્શિતા મુખ્યપણે છઠ્ઠે સાતમે ગુણસ્થાનકે હોય અને ત્યાર પછીના ગુણસ્થાને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જાય છે. અધિક પ્રગટ થતા જાય છે. બારમા ક્ષીણ મોહ ગુણસ્થાને તેની પરાકાષ્ઠા અને તેરમે સંપૂર્ણ સમદર્શિતા આવે છે. વીતરાગતા થાય છે.

સમદર્શિતા અંશે અંશે હોય છતાં અવિરોધપણે જેમ છે તેમ કહી શકે છે. તે જ સાચું સમદર્શીપણું સમજવું. એવા પ્રત્યક્ષ આત્મજ્ઞાની–સમદર્શી અણુગારને.. પોતાની જ પાત્રતાથી અને સાથે ન્યાયદૃષ્ટિથી..જે જીવ સમજી તેનો ઉપકાર સમજી.. આવા આત્મજ્ઞાની સમદર્શીના ઉપદેશથી જે જિન પરમાત્માનું સ્વરૂપ સમજે તે નિશ્ચયથી પોતાનું પરમાર્થ સ્વરૂપ સમજે છે. પ્રત્યક્ષ ઉપકારી–જ્ઞાનવંત–આત્મજ્ઞાની સમદર્શી અણુગારનાં લક્ષણો કહ્યાં.. તેના ચરણ આશ્રયથી...પોતાને જરૂર ઉપકાર થાય. જે જીવ આવા અણુગારનો ઉપકાર સમજે તેને આત્મવિચાર ઉત્પન્ન થાય છે..અને આત્મવિચારના જોરે આત્મજ્ઞાન અને સમદર્શીપણું પામી જાય છે. સાચા અણુગાર અનુભવના દાતાર છે. તેનાં ચરણમાં અમારા ભાવનમસ્કાર છે.

સાચા અણુગારને અનુભવના દાતાર એટલા માટે કહ્યો છે કે..જે જીવ સાચા અણુગારના નિમિત્તથી પોતે પોતાના આત્માનો અનુભવ પામ્યો..તે પોતાના અનુભવને સાચા અણુગારમાં આરોપ કરીને કહે છે..કે તમે જ અનુભવના દાતાર છો. સમ્યક્-જ્ઞાનરૂપી સૂર્ય આપનાર અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનાર આપ છો..એમ અણુગારનો ઉપકાર સમજે છે.

સાચા અણુગારની વાણી સાંભળી...તત્ત્વ પરીક્ષા કરીને હેય-જ્ઞેય-ઉપાદેય તત્ત્વને ઓળખવા સાચા અણુગારના ઉપદેશમાં કોઈ તત્ત્વો હેય અને કોઈ તત્ત્વો ઉપાદેય છે. તેનું વર્ણન છે. આત્માની સંવર–નિર્જરા–મોક્ષરૂપ નિર્મળ પર્યાય તે ઉપાદેય તત્ત્વ છે..તથા મિથ્યાત્વ–પ્રમાદ–કષાય–યોગ બંધભાવો તત્ત્વ હેય છે. વ્યવહારે સાચા દેવ-ગુરુ-શાસ્ત્રો ઉપાદેય છે...અને કુદેવ-કુગુરુ-કુશાસ્ત્રો તે હેય છે..નિશ્ચયથી પોતાનો આત્મા જ શુદ્ધ આત્મા જ ઉપાદેય...જીવ–અજીવ–અન્ય તત્ત્વો જ્ઞેય..સારુંયે વિશ્વ જ્ઞેય...

છે. નવે તત્ત્વોમાં હેય-ઉપાદેય તત્ત્વોની પરીક્ષા કરીને મોક્ષ તે દેવ તત્ત્વ-ગુરૂ તે સંવર તત્ત્વ-ધર્મ તે નિર્જરા તત્ત્વ...ઉપદેશમાં હેય-ઉપાદેય તત્ત્વો નિરૂપવામાં આવે છે. ત્યાં તે તત્ત્વોની પરીક્ષા કરવી જોઈએ. કારણ કે તેમાં અન્યથાપણું જો થાય તો પોતાનું બૂરું થાય છે. જો ઉપાદેયને હેય અને હેયને ઉપાદેય માની લેવાય તો બૂરું થાય છે.

પોતે તત્ત્વ પરીક્ષા કરે અને જિનવચનમાં કહ્યા પ્રમાણે હેયને હેય...ઉપાદેયને ઉપાદેય...જ્ઞેયને જ્ઞેય ન માને તો વાંધો શું ? અર્થનો ભાવ ભાસ્યા વિના વચનોનો અભિપ્રાય ઓળખાય નહિ...પણ પોતે માની લ્યે કે હું જિનવચન અનુસાર માનું છું..પણ ભાવ ભાસ્યા વિના અન્યથાપણું થઈ જાય. તત્ત્વનો જેવો ભાવ છે. તેની જ શ્રદ્ધા કરવી..તે તત્ત્વાર્થ શ્રદ્ધા છે. પ્રયોજનભૂત તત્ત્વોની શ્રદ્ધા કરીને અને કોઈક સૂક્ષ્મ તત્ત્વોની પરીક્ષા કરીને ગુરુએ કહ્યા પ્રમાણે માની લ્યે..અને છએ દ્રવ્યોને અને તેના સર્વ પર્યાયોને સર્વજ્ઞના આગમ અનુસાર શ્રદ્ધા કરે છે તે શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ થાય છે.. અને તેને અંશે અંશે ચારિત્ર હોય છે. આ પ્રમાણે જો શ્રધ્ધા કરતો નથી..અને શંકા-સંદેહ કરે છે અને સર્વજ્ઞના આગમથી પ્રતિકૂળ માને છે...તે પ્રત્યક્ષપણે-પ્રગટપણે મિથ્યાદૃષ્ટિ છે. અજ્ઞાની છે.

જ્ઞાનાવરણના વિશિષ્ટ ક્ષયોપશમ વિના અને વિશિષ્ટ ગુણના સંયોગ વિના સૂક્ષ્મ તત્ત્વાર્થને જાણી શકતો નથી. એવો જીવ જિનવચનમાં આ પ્રમાણે શ્રદ્ધાન્ કરે છે કે.. આત્મજ્ઞાની-સમદર્શી અણગારના ઉપદેશમાં એવી શ્રદ્ધા કરે છે કે જિનેશ્વર કથિત આ જે સૂક્ષ્મ તત્ત્વનું નિરૂપણ થાય છે તે બધુંયે હું ભલા પ્રકારથી ઈષ્ટ કરૂં છું. એ પ્રકારે પણ તે શ્રદ્ધાવાન્ થાય છે. હવે સામાન્યપણે તત્ત્વનો નિર્ણય તો કરે છે...પણ સૂક્ષ્મ તત્ત્વોને જાણી શકતો નથી.. તેથી સર્વજ્ઞની આજ્ઞા પ્રમાણે માન્ય કરે છે...પણ જે મૂળભૂત તત્ત્વોની શ્રદ્ધા કરતો નથી તે તો મિથ્યાદષ્ટિ છે. અજ્ઞાની છે.

તત્ત્વાર્થનો ભાવ જ્ઞાનમાં ભાસ્યા વિના કેવળીના કે ગુરુદેવના-સંતમુનિના યથાર્થ અભિપ્રાય સમજાય નહિ અને પરીક્ષાથી ઓળખ્યા વિના અન્યથા પ્રતીતિ થઈ જાય તો પોતાનું જ બૂરું પોતા થકી જ થાય. જે કામ માટે માણસને મોકલ્યો હોય તે કામનો ભાવ જો તે માણસ સમજ્યો ન હોય તો ભૂલ થવાની પૂર્ણ શક્યતા ખરી. એકને બદલે બીજું જ કામ થાય, ફળ લાવે અને હીરો ઘોઘે જઈને પાછો આવે.. એવું બને પણ ખરૂં ને ? દૃષ્ટાંત... એકવાર હીરાના માવતર વાત કરતાં હતાં કે સવારે હીરાને ઘોઘે મોકલવો છે.. તે વાતચીત સાંભળી સમજ્યા કર્યા વિના-પૂછયા ગાચ્છયા વિના હીરો સવારે વહેલો ઊઠીને ઘોઘે જઈને આવ્યો. માબાપે કહ્યું ક્યાં ગયો હતો ? હીરો કહે છે કે તમો રાત્રે ઘોઘે મોકલવાની વાત કરતાં હતાં તેથી હું ઘોઘે જઈ આવ્યો. જે કામે મોકલવો હતો તે કામ તો તેણે જાણ્યું નહિ ને એમને એમ ગયો અને એમને એમ પાછો આવ્યો.

આત્મજ્ઞાનીએ કહ્યું કે ભગવાને આમ કહ્યું છે..તે વાત પરીક્ષા કર્યા વિના માની લે.. અને પ્રયોજન પણ જાણે નહીં તો લાભ થાય નહિ...માટે હેય-જ્ઞેય-ઉપાદેયને બરાબર સમજી..તત્ત્વપરીક્ષા કરીને ઓળખી.. ઉપદેશ પ્રમાણે બરાબર નિર્ણય કરવો જોઈએ.. અને નિર્ણય ન થાય ત્યાં સુધી માધ્યસ્થભાવ રાખી ધીરજથી પરીક્ષા કરીને પોતાની ભૂલ પોતે શોધે અને સત્યનો નિર્ણય કરે..તો જ તત્ત્વને પામે. સત્યને પામે

ૐ શ્રી સત્



### વ્યાખ્યાન નં. ૧૪૦

સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૩, સોમવાર, તા. ૨૪-૧૧-૫૮

**ઉપાદાન કારણ.. કાર્યરૂપે પરિણમે છે..**
**તેની.. સ્વસંવેદન જ્ઞાનમાં.. પોતાના જ્ઞાનમાં..**
**બરાબર ખાત્રી થાય છે.**

જૈન શાસનના સાચા શણગારરૂપ અણગારનાં લક્ષણો સમજાવાય છે.

(૧) આત્મજ્ઞાન..
(૨) સમદર્શિતા..
(૩) સાધક માર્ગે વિચરવું..
(૪) સત્ય પ્રકાશક વાણી..
(૫) નવે તત્ત્વનું યથાર્થ જાણપણું..

ઉપાદાન કારણ.. કાર્યરૂપે પરિણમે છે.. તેની સ્વસંવેદન જ્ઞાનમાં.. પોતાના જ્ઞાનમાં.. બરાબર ખાત્રી થાય છે. સ્વસંવેદન જ્ઞાનમાં સમદર્શિતા-આત્મજ્ઞાન અને અભેદ આત્માની પ્રતીતિ રહેલ છે.

શુદ્ધ ઉપયોગ એટલે રાગ-દ્વેષ-મોહ રહિત જ્ઞાન-દર્શનનો વ્યાપાર..

શુદ્ધ ઉપયોગનું ઉપાદાન કારણ જીવની ચેતના છે.

શુદ્ધ ઉપયોગમાં જવા માટે જીવની ચેતના પરિણમે ત્યારે તારતમ્યની અપેક્ષાને કારણે ત્રણ ભાવ ઊપજે છે. ઉપશમભાવ–ક્ષયોપશમભાવ-ક્ષાયક ભાવ.

શુદ્ધ ઉપયોગમાં સમભાવ-સમદર્શિતા-શાન્તરસ.. તે ભાવચારિત્રરૂપે છે.

છદ્મસ્થને મતિ-શ્રુત-જ્ઞાનનો ઉપયોગ વર્તે છે. એનો સળંગ અર્થ એ થયો કે શુધ્ધ ઉપયોગમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર ત્રણે સમાય છે. આવા શુદ્ધ ઉપયોગથી જીવ જરૂર મોક્ષને પામે.

આત્મજ્ઞાન-સમ્યગ્દર્શન-સમદર્શિતાની પ્રાપ્તિરૂપ શુધ્ધ ઉપયોગને લાવવા જીવે કરવું શું ? નિરંતર બાર પ્રકારની ભાવના ભાવવી. એ ભાવના ભાવવાથી...એક એક ભાવના ભાવવાથી જીવો શુદ્ધ ઉપયોગને પામી ગયા છે.

(૧) **એકત્વ ભાવના** :—હું એકલો છું...એકલો આવ્યો છું...એકલો રહેવાનો છું. સિદ્ધ દશામાં એકલો જવાનો છું અને ત્યાં એકલો રહેવાનો છું.. પોતાના દરેક ગુણો સાથે આત્માનું એકત્વ અનુભવવું તે જ એકત્વ ભાવના છે. અનેક જીવો આ એકત્વ ભાવના ભાવીને.. સમદર્શીપણું પામીને સિદ્ધ દશાને.....શુદ્ધ ઉપયોગને પામીને મોક્ષ પામ્યા છે.

(૨) **અન્યત્વ ભાવના** :— પોતાના આત્મા સાથે જેનું એકત્વ છે તે સિવાયના સર્વ દ્રવ્ય-ગુણ-પર્યાયો તે પોતાના આત્માથી ભિન્ન.. જુદાં.. અન્ય છે.. નિજ આત્માનું અન્યની સાથે એકત્વ નથી.. હતું પણ નહિ...એકત્વથી પણ અન્યત્વ જ થાય છે. જ્યારે એકત્વભાવના સિદ્ધ થાય છે ત્યારે અન્યત્વ ભાવના આપોઆપ સિદ્ધ થાય છે. અન્યત્વ ભાવના સાથે નિજ આત્મદ્રવ્યની નિઃસંગ અવસ્થાનો અનુભવ કરવો તે અન્યત્વ ભાવના છે. આ ભાવના ભાવીને.. સમદર્શીપણું પામીને- અનંત જીવો સિદ્ધ-મોક્ષપદને પામ્યા છે.

(૩) **અનિત્ય ભાવના** :— જેની સાથે નિજ આત્માનું એકત્વ નથી. પણ અન્યત્વ છે...તેનો સંયોગ થાય તે બધો સંયોગ અનિત્ય છે. તેની સ્થિતિ પૂરી થયે તેનો વિયોગ થવાનો જ છે. વર્તમાન સંયોગ છે તે પણ અનિત્ય છે. તેનો વિયોગ છે જ. વળી પોતાના વ્યંજનપર્યાય-દ્રવ્યપર્યાય અને અર્થપર્યાય-ગુણપર્યાય સમયે સમયે ફર્યા જ કરે છે.. તેથી તે પણ અનિત્ય છે. અને પોતાનો એક શુધ્ધ પારિણામિક ભાવ તે જ નિત્ય છે. માટે પોતાના ત્રિકાળી દ્રવ્યમાં.. આત્મસ્વરૂપમાં લીન થવું એ જ કર્તવ્ય છે. એવી ભાવના તે અનિત્ય ભાવના છે. આવી ભાવના ભાવીને અનંત જીવો આત્મજ્ઞાન-સમદર્શિતાને પામી સિધ્ધ-મોક્ષપદને પ્રાપ્ત થયા છે.

(૪) **અશરણ ભાવના**:— જે વસ્તુ નિત્ય નથી.. તેમજ અન્ય છે..તેનું શરણ માનવું તે સાવ નકામું છે. કારણ કે તે છોડીને ચાલ્યા જવાનું છે. વળી સર્વે

દ્રવ્યો સ્વતંત્ર છે...પોતપોતાના પર્યાયમાં-હાલતમાં રહે છે...કોઈ કોઈને શરણરૂપ થયું નથી..થવાનું પણ નથી..પણ જે નિત્ય છે..જેની સાથે એકત્વ છે અને જે મરણ વખતે પણ શરણરૂપ છે તે પોતાના આત્મપ્રદેશો અને એક એક પ્રદેશે રહેલા અનંત ગુણો છે તે જ શરણ છે..અને તેમાં જ લીન થવું..એવી ભાવના તે અશરણ ભાવના છે...આ ભાવના ભાવીને સમદર્શીપણું પામીને અનંત જીવો સિદ્ધ-મોક્ષદશાને પામ્યા છે.

(૫) **સંસારભાવના:—** સંસાર અનેક દુઃખોથી ભર્યો છે. ચોતરફથી દાવાનળ જેમ સળગી રહ્યો છે...સંસારની વિચિત્રતા અને અશુદ્ધતા પણ હદ વગરની છે.. જ્ઞાનીની સામે પણ તે મર્યાદા જાળવી શકતો નથી. આવા ભયભીત સંસારમાં રહેવા કોણ ઇચ્છે ? માટે ઉદાસીન ભાવથી આવા સંસાર પ્રત્યે તટસ્થ બની જ્ઞાતા-દૃષ્ટા થઈને તેમાંથી તે ભાવથી વિરક્ત થઈને પોતાના શુદ્ધ આત્મદ્રવ્યમાં લીન થઈ જવું...એ જ કર્તવ્ય છે એવી ભાવના ભાવવી તે સંસાર ભાવના છે. આ ભાવના ભાવીને અનંત જીવો આત્મજ્ઞાનને પામી...સમદર્શિતા પ્રાપ્ત કરી...સાધુપણું લઈ..કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા છે.

(૬) **આશ્રવભાવના:—** સંસારનું કારણ આશ્રવ છે. મિથ્યાત્વ-પ્રમાદ-કષાય -પાંચ ઇન્દ્રિયોનો અસંવર તે આશ્રવ છે..હિંસા-જૂઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ-કુસંગ વિ. આશ્રવના અનેક ભેદ છે. તે મિથ્યાત્વમાં સમાઈ જાય છે. તે આશ્રવ માર્ગનો ત્યાગ કરીને સંવર માર્ગે...સમ્યગ્દર્શન-વિરતિ-અપ્રમાદ-અયોગી દશા, એ આત્માનું સ્વરૂપ છે. તેમાં એકાકાર લીન થઈ જવું એ જ શ્રેય છે..એવી ભાવના ભાવવી તે આશ્રવ ભાવના છે. આ આશ્રવ ભાવના ભાવીને અનંત જીવો આત્મજ્ઞાન-સમદર્શીપણું પ્રાપ્ત કરી સિદ્ધ દશા..મોક્ષપદને પામ્યા..પામે છે..અને પામશે..

(૭) **અશૂચિભાવના:—** આ શરીર હાડ-માંસ-રૂધિર-અસ્થિ-મજ્જા વિ. થી ભરપૂર છે. આવા શરીર ઉપર મોહ રાખવો અને તેના માટે અઢાર પાપો સેવવાં તે મૂઢપણું છે..ઘેલછા છે..માટે નિર્મળ-શુદ્ધ-અશૂચિ રહિત આત્મદ્રવ્યમાં લીન થવું તે જ કલ્યાણકારી છે એમ ભાવના ભાવવી તે અશૂચિ ભાવના છે. આ ભાવના ભાવીને અનંત જીવો આત્મજ્ઞાનપૂર્વક સમદર્શિતા પ્રાપ્ત કરી...મોક્ષપદ....સિદ્ધપદને વર્યા છે.

(૮) **બોધ-બીજ ભાવના:—** શરીર પુદ્ગલોના સ્કંધરૂપે પુદ્ગલ પર્યાય જ છે..અને તે પુદ્ગલ પર્યાય અજીવ છે...જડ છે..અચેતન છે..જીવ જ્ઞાન-દર્શન-ચારિત્ર -વીર્ય સ્વરૂપ ચેતન છે..ઇન્દ્રિયો દ્વારા થતા શરીરના ભાવો...અનંત શબ્દ-રસ-રૂપ ગંધ અને આકાર વગેરે ભાવોનો મનથી ત્યાગ કરીને..આત્માનાં જ્ઞાન-દર્શન-ચારિત્ર સુખ-વીર્યનો અનુભવ કરવો તે નિશ્ચય સમકિત છે..જ્ઞાન-દર્શન તે ચૈતન્યના ઉપયોગ પર્યાય છે..આત્મિક સુખ તે જીવના આનંદ ગુણનો પર્યાય છે. પુરૂષાર્થ તે વીર્ય

ગુણનો પર્યાય છે.. અનેક ગુણોમાં સ્થિરતા તે ચારિત્ર ગુણનો પર્યાય છે..જીવના અનંત ગુણોનો પર્યાય પ્રવાહ દરેક સમયે ચાલુ જ છે. છતાં એક ગુણનો એક જ પ્રવાહ હોય..અને બધા ગુણોનું એકત્વ-લય સમાધિમાં થાય છે. જ્યાં આત્મા જ્ઞાયક પરમ પારિણામિક ભાવમાં લીન થાય છે. આત્મા..આત્માને..નિર્વિકલ્પ ચૈતન્ય સ્વરૂપે જોઈ-જાણી રહે છે. ત્યારે શરીરના સર્વ ભાવો અદશ્ય થઈ જાય છે. અને મનના વિકલ્પો નાશ પામી જાય છે. અને આત્માના સ્વરૂપનો નિશ્ચયથી બોધ થાય છે. તેને બોધિબીજ ભાવના કહે છે. અનંતા જીવો આ ભાવના ભાવી આત્મજ્ઞાન પામી સમદર્શીપણું પ્રાપ્ત કરી મુક્તભાવને..મોક્ષદશાને પામી સિદ્ધપદને પ્રાપ્ત થયા છે.

(૯) **સંવરભાવના:**— તેના વ્યવહારથી સતાવન ભેદો છે..તે ભાવથી પાંચ ભેદમાં અંતર્પત થાય છે.

(૧) સમકિત..
(૨) વિરતિ એટલે વિરક્ત ભાવ..આત્મામાં વિશ્રામ.
(૩) અપ્રમાદ એટલે શુદ્ધ ઉપયોગ..
(૪) અકષાય એટલે રાગ-દ્વેષનો અભાવ
(૫) અયોગીપણું એટલે યોગ-મન-વચન-કાયાના યોગરહિતપણું..

આ આત્માને અંતર્મુખવૃત્તિથી આ પાંચેય ભાવો લાગુ પાડી અને કર્મઅગ્રહણરૂપ આત્માનું શુદ્ધ સ્વરૂપ...ભાવથી નિરાળું સ્વરૂપ એવા તે સંવર સ્વરૂપમાં એકાકાર લીન થઈ જવું એ જ સાધ્ય છે. એમ ભાવના ભાવવી તે સંવર ભાવના..આ ભાવના ભાવી અનંત જીવો આત્મજ્ઞાન-સમદર્શીપણું મેળવી સિદ્ધપદ-મોક્ષપદને પામ્યા છે.

(૧૦) **નિર્જરા ભાવના:**— સ્વસંવેદન વીતરાગજ્ઞાનપૂર્વક પોતાના નિજ આત્મિક સુખમાં લીન થવાથી ભાવનિર્જરા ઊપજે છે. તપના બાર ભેદમાં પ્રવર્તતા અંતર્મુખ ભાવથી પણ આત્મિક સુખનો અનુભવ થાય છે..આત્માને ઉપયોગથી ગ્રહણ કરીને તેમાં આત્મિક સુખ શોધવું..એટલે પંડિત વીર્ય તુરત જ આત્મિક સુખ પ્રગટ કરશે. તેનો અનુભવ કરવાથી પણ ભાવ નિર્જરા થાય છે. સ્વસંવેદન એટલે 'સ્વ' એટલે આત્મા પોતે 'સં' એટલે સમ્યક્ પ્રકારે 'વેદન' એટલે અનુભવ. સમ્યક્ પ્રકારે આત્મામાં અનુભવ..દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી-ભાવથી-દ્રવ્યથી અનંત ગુણ પર્યાયાત્મક આત્મદ્રવ્ય..ક્ષેત્રથી અસંખ્યાત પ્રદેશી કાળથી પોતાનો ઉપયોગ ભાવથી જ્ઞાન-દર્શન ચારિત્રાત્મક સુખ અને વીર્યનો અનુભવ તે સ્વસંવેદન. સ્વસંવેદન તે ભાવ નિર્જરા છે..એવી ભાવના ભાવવાથી તે નિર્જરા ભાવના. આ ભાવના ભાવી અનંત જીવો કલ્યાણને પામી આત્મદર્શન સહિત સમદર્શી બની મોક્ષપદને પામ્યા છે.

(૧૧) **ધર્મભાવના:**— આત્માનો શુદ્ધ સ્વાભાવિક ધર્મ તો કેવળજ્ઞાન-કેવળદર્શન-ક્ષાયક સમકિત-અનંત આત્મિક સુખ —શુદ્ધ પરમ પારિણામિક ભાવ છે. તેને

પ્રાપ્ત કરવા માટે નિજ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્યથી શુદ્ધ ભાવમાં પરિણતી રાખવી..તે પરિણતી કરવાથી સાધન ધર્મ પોતે શુદ્ધ થતાં થતાં સાધ્યરૂપે પરિણમે છે. ત્યારે શુદ્ધ ધર્મ પ્રગટ થાય છે....તેવી ભાવના ભાવવી તે ધર્મભાવના કહેવાય છે. અનંત જીવો આ ભાવના ભાવી આત્મજ્ઞાન-સમદર્શિતા પામી મોક્ષે સીધાવ્યા છે.

**(૧૨) લોક ભાવના :—** અધોલોક - તીરછોલોક - ઉદ્દવલોક - ત્રણ લોકનું સ્વરૂપ વિચારતાં વિચારતાં છેવટે લોકાગ્ર તરફ નજર કરીને તેમાં સિદ્ધ ક્ષેત્રને જોઈને અથવા સિદ્ધક્ષેત્ર આવું છે એમ પોતાના જ્ઞાનમાં જાણીને.. જાણે કે પોતાના આત્માએ એમાં પ્રવેશ ન કર્યો હોય...! અને જાણે કે સિદ્ધ સ્વરૂપનો અનુભવ કરતો ન હોય! એવા સમરસી ભાવમાં લીન થઈ જવું તે લોકભાવના છે.

આ ભાવનાઓ દ્વારા આત્મામાં લીન થવાનું છે. આ બાર પ્રકારના શુભ ભાવો તે તો નિમિત્ત માત્ર છે. અને અનુભવજ્ઞાનને કેવળજ્ઞાનના નાના ભાઈની ઉપમા અપાય છે. કારણ કે તેના વારંવારના અભ્યાસથી ધ્યાનની શુદ્ધિ થાય છે. અને ધ્યાનની ઉત્તરોત્તર શુદ્ધિ થતાં ભવાંતરમાં શુકલ ધ્યાન પણ પ્રગટ થાય છે. કે જે ક્ષપક શ્રેણીએ લઈ જાય છે. જેથી કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રગટ થાય છે.

અધ્યાત્મ જ્ઞાન તે ભાવશ્રુત-જ્ઞાન છે. અને ભાવશ્રુત જ્ઞાન તે અનુભવ જ્ઞાન છે. મતિ-શ્રુત જ્ઞાનાવરણના ખાસ ક્ષયોપશમથી આવું આત્મજ્ઞાન ઊપજે એટલે.. સ્વાનુભૂત આવરણીય કર્મનો ખાસ ક્ષયોપશમ થવાથી સ્વ-અનુભૂતિરૂપ જે ખાસ જ્ઞાન છે, અને મન-ઇન્દ્રિયના વિકલ્પરહિત શુદ્ધ આત્માની જે સન્મુખ છે, તે સુખરૂપ છે. શુદ્ધ આત્મ અભિમુખ જ્ઞાન તે કેવળજ્ઞાનની અપેક્ષાએ પરોક્ષ છે. પણ સ્વસંવેદનની અપેક્ષાએ પ્રત્યક્ષ છે. સહજ સ્વભાવે જ્ઞાન આનંદનો અનુભવ કરાવે છે. તે આત્મરમણતામાં લઈ જાય છે. ત્યાં સમદર્શિતા પ્રગટ થઈ જાય છે. શુદ્ધ સમદર્શિતા પ્રાપ્ત થઈ જાય છે. આમ એ સમદર્શીવાળા છઠ્ઠે-સાતમો ગુણસ્થાનકે સાધક દશાની પરાકાષ્ટાએ પહોંચે છે. અને તેરમે ગુણસ્થાનકે પૂર્ણતાને પામે છે.

એમ આત્મજ્ઞાન અને સમદર્શિતા લક્ષણ કહ્યાં. હવે બીજાં લક્ષણો અવસરે કહેવાશે. મુનિ કેવળ.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૧

સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૪, મંગળવાર, તા. ૨૫-૧૧-૫૮.

**દેવો પણ એવી ભાવના કરે છે કે..**
**અમે મનુષ્ય અવતાર પામીને..**
**સાચા આત્મજ્ઞાની-સમદર્શી અણગાર મુનિ થઈને..**
**ક્યારે આત્માના આનંદમાં લીન થઈશું ?**

આ સંસારમાં અનાદિથી પરિભ્રમણ કરતાં જીવોને ગતાનુગતિ-એક ગતિમાંથી બીજી ગતિમાં પરિભ્રમણ કરતા જીવોને મનુષ્યપણું દુર્લભ છે. તેમાં પણ ચૈતન્યતત્ત્વનું શ્રવણ બહુ દુર્લભ છે. પછી મનન-ચિંતવન-નિદિધ્યાસન તે પણ ઉત્તરોત્તર દુર્લભ છે.

જીવે નરકના અવતાર અનંતવાર કર્યા એમ કહ્યું અને સ્વર્ગના અવતાર એનાથી અનંતવાર કર્યા એમ પણ શાસ્ત્રમાં કહ્યું. તે સ્વર્ગના અવતાર કરતાં જીવને મનુષ્યપણું દુર્લભ છે છતાં મનુષ્યપણું પણ અનંતવાર જીવ પામી ચૂકયો છે. સંખ્યાત્-અસંખ્યાત્ વાર નહિ પણ અનંતવાર મનુષ્યપણું પામી ચૂકયો છે એમ શાસ્ત્રો કહે છે. મનુષ્યપણામાં પણ આત્મતત્ત્વ-અખંડ-સળંગ તત્ત્વની ઓળખાણ બહુ દુર્લભ છે. બોધિ-દર્શન-જ્ઞાન-ચારિત્ર દુર્લભ છે. બોધિપૂર્વક સાથે જાય એવું સમ્યક્ દર્શન-જ્ઞાન ચારિત્ર પણ દુર્લભ છે. તેથી શાસ્ત્રોએ બોધિ-દુર્લભ ભાવના કહી છે. સ્વર્ગના દેવો પણ એવી ભાવના કરે છે કે અમે મનુષ્ય અવતાર પામીને સાચા આત્મજ્ઞાની-સમદર્શી અણગાર મુનિ થઈને ક્યારે આત્માના આનંદમાં લીન થઈશું ? ક્યારે મુકતદશાને પામશું ? અમારૂં શાશ્વતપદ તે સિદ્ધપદ છે-મુક્તિ પદ છે.

આત્માના આનંદની પરિપૂર્ણ પ્રાપ્તિ તેનું નામ મુક્તિ છે. દેવગતિના ભોગોમાં ઊભેલા સમ્યગ્દૃષ્ટિ દેવો આત્માની મુક્તિ ક્યારે પામીએ..એમ ભાવના ભાવે છે.. ચ્યવીને મનુષ્ય અવતાર પામી.. અણગાર થઈ.. ક્યારે આત્માના આનંદની પ્રાપ્તિ-મોક્ષ પામીએ ? એમ ભાવના ભાવે છે. મોક્ષને માટે મનુષ્ય અવતાર ઝંખે છે.

પ્રભુ મહાવીર કહે છે.. હે જીવ ! તારો આત્મા આ દેહાદિથી ભિન્ન..જ્ઞાન સ્વરૂપ છે. તેને તું જાણ..આ ચૈતન્ય સ્વરૂપ આત્મા દરેકે દરેક પ્રાણીના દેહમાં સ્થિત છે. પરંતુ અજ્ઞાનથી અંધ થયેલા જીવો.. મોહી..મૂઢ..અજ્ઞાનીઓ તેને જાણતા નથી અને બાહિરમાં જ ભમે છે. જુઓ ભાઈ ! આ જગતમાં ચૈતન્ય હીરો જ ઉત્તમોત્તમ વસ્તુ છે. ૮૪ લાખના ઉકરડામાં પડયો છે. તેને...સત્સંગ વડે ઝવેરી થઈને ઉપાડી લે. લોકો બહારમાં સુખ માને છે પણ તેમાં સુખ જરાય નથી.

એક પંડિત કરોડો રૂા.ની કિંમતનો હીરો જોવા ગયો..ત્યાં તેને કોઈએ પૂછયું.. કેમ પંડિતજી! જરા બોલો તો ખરા કેવો છે આ હીરો? હે ભાઈ.. હીરો કિંમતી તો ખરો.. પણ આ આંખ-ચક્ષુ જ હોય નહિ... તો હીરાને કોણ દેખે? હીરાને તો આ આંખ દેખે છે તેથી ખરી કિંમત તો આ બે ચક્ષુની જ છે. આ તો દૃષ્ટાંત છે. તેમ આ આત્મા આખા જગતને જાણનારો જ્ઞાતા-દૃષ્ટા-જ્ઞાયક ચૈતન્ય હીરો છે. જો તે ન હોય તો જગતના અસ્તિત્વને કોણ જાણે? માટે જગતમાં સૌથી ઉત્તમ આ ચૈતન્ય રત્ન જ છે. આ શરીરની જેવી આંખ છે. તેવી આંખ કરોડો રૂપિયા આપતાં પણ નથી મળતી..પણ આ ચૈતન્ય હીરો ન હોય તો આ આંખ વગેરે પણ શું કામનાં? માટે ચૈતન્ય તત્ત્વ જ જગતમાં ઉત્તમ છે.

જુઓ..આ સંતપુરુષો અનાદિથી ચૈતન્ય તત્ત્વનાં જ વખાણ કરે છે. જો કોઈ શરીર કે કુટુંબનાં વખાણ કરે..ધનધાન્ય—મિલકત-કીર્તિ અને મોટાઈનાં વખાણ કરે તો જીવ ત્યાં પ્રેમથી સાંભળે છે. પણ ચૈતન્ય તત્ત્વનો પ્રેમ કદી પ્રગટ કર્યો જ નથી. પાંચે ઇન્દ્રિયોના વિષયો—માન—કીર્તિનો પ્રેમ છે. પણ અંતર ચૈતન્યતત્ત્વનો પ્રેમ નથી. જો આત્માનો પ્રેમ કરે તો તેમાં અતિન્દ્રિય-સુખ-શાન્તિ-આનંદનો સ્વાદ તેમાં આવે. માટે સંસાર સંબંધી "આ ક્યાં ગયો. તે આવ્યો ને ફલાણાનું શું થયું?" તે બધું લક્ષ છોડી દે. રાજરત્નનું બિરૂદ મળે ત્યાં તો જીવ રાજી રાજી થઈ જાય. પણ આ ચૈતન્ય રત્નનો ઇલકાબ ભગવાને તને આપ્યો છે. અને ગુરુ તે સંભળાવે છે તેને તો તું ઓળખતો નથી. પણ જો કોઇ તારી સાત પેઢીનાં વખાણ સંભળાવે તો ત્યાં તને પોરસ ચઢે છે. ભલે પછી તે પેઢીઓ તેં ન જોઈ હોય પણ અહીં સર્વજ્ઞ ભગવંતો જેવો તારો આત્મા છે. તેવો તને સંભળાવે છે તે સાંભળતાં તને પોરસ કેમ ચઢતો નથી? કજીયો કરવો હોય તો ત્યાં તને પોરસ ચઢે છે. આત્માનો જેને પ્રેમ હોય તેને તેની વાત સાંભળતાં...અંતરથી આખો આત્મા ઊછળી જાય એવો પોરસ કરે.. કે.. એનો અનુભવ કર્યે જ છૂટકો કરે. આ ધર્મકથા છે.

ચોમાસુ શાન્તિને પામવા આવ્યા છીએ..કેવળ લઈને મોક્ષ પામવાના જ ભાવ વર્તી રહ્યા છે..તારા આત્માને ધર્મની એટલે કે સુખની પ્રાપ્તિ કેમ થાય તેની આ વાત માંડી છે. ભાઈ...તારો આનંદ બહારમાં નથી. બહેનો..ભાઈઓ તમારાં સુખ-શાન્તિ—આનંદ બહારમાં નથી. સ્ત્રી—છોકરા—લક્ષ્મી-કુટુંબમાં કે મન-વચન-કાયામાં પણ નથી...અને અંદરની શુભ-અશુભ વૃત્તિઓનું ઉત્થાન થાય તેમાં પણ નથી. તારો આનંદ તો તારા એકત્વ સ્વરૂપમાં છે. માનો ન માનો તમારા ભાવે. જ્ઞાનીનો ઉપકાર ગણો ન ગણો તમારા ભાવે. તારા પોતાના આનંદની વાર્તા તો સાંભળ....તારા આત્માનો દુઃખથી ઉદ્ધાર કર. એવા ધર્મની વાત છ-છ મહિનાથી માંડી છે..તેનો પ્રેમ લાવીને એક વાર સાંભળ તો ખરો. અંતરમાં જ સુખ-શાન્તિ...આનંદ છે...પણ

મૂઢ તેને ભૂલીને બહારમાં જ ભટકે છે...પણ આનંદ તો આત્મામાં જ છે..તેને શોધતો નથી. રૂા.૨૦૦/– નો દાગીનો ખોવાયો હોય તો કેવી શોધાશોધ કરે છે? પણ આ આખો ચૈતન્ય ભગવાન...તે તો અનાદિથી ભૂલાઈ ગયો છે. તેને શોધવાની–સમજવાની દરકાર પણ કરતો નથી! વહાલો દીકરો રાત્રે ઘેર ન આવે તો તે કયાં ખોવાઈ ગયો હશે? ઘરમાં કોઈએ કાંઈ કહ્યું તો નથી ને? એની ચિંતામાં ભાઈસા'બને ચેન પડતું નથી. ઊંઘ પણ આવતી નથી.!!

જેને આત્મા વહાલો હોય તેને તેની પ્રાપ્તિ વગર કયાંય ચેન પડે નહીં. અહો! મારા ચૈતન્યનો અપાર મહિમા.. સર્વજ્ઞદેવે ગાયો છે.. અને મારા ગુરુદેવ તે વાત છ–છ મહિનાથી સમજાવે છે.. છ–છ મહિનાથી ચૈતન્યનો અપાર મહિમા ગાય છે.. તે ચૈતન્યને હું કેમ પામું? એમ અંતરમાં જેને મહિમા ઊગ્યો હોય...તે જરૂર શોધશે. અને જેને આ વાત નહીં રૂચિ હોય તે ઘેર જઈને છિદ્રો ગોત્યા કરશે. ચૈતન્યનો અપાર મહિમા સર્વજ્ઞ દેવે ગાયો છે.

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહિ પણ તે શ્રીભગવાન જો....;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો...અપૂર્વ અવ૦
—શ્રીમદ્ રાજચંદ્ર

અહો! આ ચૈતન્ય પદનો અપાર મહિમા.. વાણીથી વર્ણવાય એમ નથી. પણ તે તો સ્વાનુભવગમ્ય છે. જ્ઞાનથી અનુભવમાં આવે છે. આવા પોતાના ચૈતન્યને ઓળખવા ઘણો જ રસ લાગવો જોઈએ. ભાઈ! એક વાર તું આત્માનો રસીલો તો થા.. સંતો ચૈતન્યનાં ગાણાં ગાઈ ગાઈને તેનો જ મહિમા પ્રસિદ્ધ કરે છે. પણ મૂઢ પામર જીવોને..સંસારની વાતોમાં ડૂબેલાને, પક્ષપાતમાં ઊભેલાને આત્માનો મહિમા આવતો નથી.

એક ભમરો સુગંધી ફૂલની સુગંધ લેતો હતો.. તેને એક વખત એમ થયું કે. મારો જાતિભાઈ બીજો ભમરો.. તેને પણ હું આવી સુગંધ ચખાડું.. એમ વિચારી તે ભમરાને સુગંધી ફૂલ ઉપર સુગંધ લેવા લઈ ગયો. અને પૂછયું.. કેમ ભઈલા.. કેવી સુગંધ આવે છે? મગજ કેવો તર થઈ જાય છે? ત્યારે બીજા ભમરાએ કહ્યું.. "જેવી ત્યાં તેવી અહીં" પેલા જેવી જ ગંધ આવે છે. પેલો ભમરો વિચારે છે કે આનું કારણ શું? તપાસ કરતાં ખબર પડી કે એના નાકમાં દુર્ગંધની બે ગોળી ભરીનેજ બેઠો છે. નાકમાં દુર્ગંધ ભરી હોય પછી સુગંધનો સ્વાદ કયાંથી આવે? એટલે તેણે પેલા ભમરાને કહ્યું કે તારા નાકમાં આ દુર્ગંધની ગોળી લઈને બેઠો છે તે કાઢી નાખ. કાઢી નાખ.. અને પછી આ ફૂલની સુગંધ માણ.. તને જરૂર મીઠી સુગંધ આવશે.. તે તું માણ..

તેમ સંત ધર્માત્માઓ કહે છે કે બાહ્ય વિષયોની રૂચિરૂપ દુર્ગંધ છોડીને.. ચૈતન્યના અતિન્દ્રિય આનંદનો સ્વાદ લ્યો. ઉપરોક્ત દૃષ્ટાંત સાંભળીને, યથાશક્તિ બાહ્ય રૂચિ છોડીને, ચૈતન્યનો આનંદ લ્યો. શ્રીસદ્‌ગુરુ કહે છે.. અહો જીવો ! તમારા આત્મામાં અતિન્દ્રિય આનંદ ભર્યો છે.. તેનો સ્વાદ માણો. ત્યારે વિષયોની લોલુપતાવાળો.. બીજા ભમરા જેવો મૂઢ અજ્ઞાની કહે છે કે અમને તો આત્મામાં કાંઈ સુખ દેખાતું નથી. અમને તો બાહ્ય વિષયોમાં જ સુખ લાગે છે. તેને જ્ઞાની કહે છે.. ભાઈલા ! ધીરો થા.. શાન્તિથી કહે છે.. અરે ભાઈ, એક વાર વિષયોની પ્રીતિ છોડ.. કુદેવની આડીઅવળી વાતોના વાર્તાલાપની પ્રીતિને છોડ.. અને આત્માના સ્વભાવનો પ્રેમ કર.

આત્મા કરતાં બાહ્ય વિષયોનો પ્રેમ વધી જાય.. પછી આત્માના આનંદનો સ્વાદ ક્યાંથી આવે ? માટે એક વાર વિકથાનો પ્રેમ છોડીને..ચૈતન્ય સ્વભાવનો પ્રેમ કરીને..તેમાં તારા આનંદને એક વાર તો શોધ. તો જરૂર તને તારા અતિન્દ્રિય આનંદનો સ્વાદ આવશે. જેમ તળાવમાં ઉતરવા માટે તેનો આરો શોધે છે. કે ક્યાંય આરો.. ક્યાંય આરો.. આરો શોધવા આંટો મારે છે.. ચારે બાજુ ફરે છે...તેમ જન્મ-મરણનો જેને થાક લાગ્યો હોય...તે તેનાથી પાર ઉતરવા માટે જરૂર આરો શોધે.. કે કોઈ રીતે, કોઈ વાતે પણ આ જન્મ-મરણનાં દુઃખનો હવે આરો આવે તો સારૂં.. આમ જેને ત્રાસ લાગે તેને છૂટવાની ધગશ જાગે.. અને તે સત્‌સમાગમ કરીને તેનો ઉપાય શોધે.

આત્મભાવની સમજણ કરવી તે જન્મ-મરણથી છૂટવાનો ઉપાય છે. અનાદિથી આ જીવ સંસારમાં ગતાનુગતિ પરિભ્રમણ કરી રહ્યો છે.. તેનું કારણ શું ? અને તે કેમ છૂટે ? તે બતાવે છે. આત્મા જ્ઞાનાનંદ સ્વરૂપ છે. તેને ભૂલીને દેહ-મન-વાણી, શુભાશુભ ભાવ, રાગાદિ, તે જ હું છું..એમ બહિરાત્મ બુધ્ધિને લીધે અજ્ઞાની..અનંતકાળથી સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. પણ રાગાદિથી ભિન્ન..દેહાદિથી ભિન્ન.. શુધ્ધ જ્ઞાનાનંદ સ્વરૂપ હું છું..એવી આત્માની ઓળખ કરીને અંતર્‌-આત્મપણું અનુભવવું તે ભવભ્રમણથી છૂટવાનો ઉપાય છે. બહિરાત્મપણું છોડીને અંતરાત્મપણું પ્રાપ્ત કરવું તે ભવભ્રમણથી છૂટવાનો ઉપાય છે. ગૃહસ્થપણામાં રહેલો જીવ પણ જ્ઞાનાનંદ સ્વરૂપ આત્માનું ભાન કરીને જરૂર અંતરાત્મા થઈ શકે છે.

કામદેવ શ્રાવક, પરદેશી રાજા, શ્રેણિક રાજા વિ. અંતરાત્મા થયા હતા. હજી રાગ-દ્વેષ હોવા છતાં આત્મા જ્ઞાનાનંદ સ્વરૂપ છે. એવું સમ્યક્‌ભાન થઈ શકે છે. સમકિતિ ધર્માત્મા જીવ-અજીવ-પુણ્ય-પાપ-આશ્રવ-સંવર-નિર્જરા-બંધ-મોક્ષ-તત્ત્વને.. ભ્રાન્તિરહિત યથાર્થપણે જાણે છે.. જીવને જીવરૂપે.. રાગાદિને રાગાદિ રૂપે.. દેહાદિને અજીવ રૂપે.. જેમ છે તેમ જાણે છે. દેહાદિ-રાગાદિને આત્માના સ્વરૂપે જાણતા નથી. માનતા પણ નથી. જીવ તો જ્ઞાન-દર્શન-આનંદ સ્વરૂપ છે. દેહ તો અજીવ છે. અને

જે અજીવ છે તે જીવથી રહિત છે. રાગ–દ્વેષ–અજ્ઞાન તે દુઃખરૂપ ભાવ છે. તે આશ્રવ અને બંધરૂપ થાય છે. સમ્યક્ શ્રધ્ધા–જ્ઞાન–ચારિત્રરૂપ ભાવ તે જીવને સુખરૂપ છે. અને સુખરૂપ છે...તે સંવર-નિર્જરારૂપ છે. તે મોક્ષનું કારણ થાય છે.

આમ નવે તત્ત્વોને જેમ છે તેમ જાણીને પોતે પોતાના સ્વભાવમાં ઠરે અને આત્માને અનુભવે તે મોક્ષ-દશાને જરૂર પામે. માનવદેહ વિના આ દશા પ્રાપ્ત થવાની નથી. માટે આ દુર્લભ ભાવમાં શું કરવું.. શું છોડવું અને શું ગ્રહણ કરવું ? તે ખૂબ વિચારજો. પરિભ્રમણ કરતા જીવને મનુષ્યપણું મહાદુર્લભ છે. છતાં અનંતવાર મનુષ્યપણું મળ્યું છે. પણ તેમાં સાચી સમજણ કરી નથી. બોધિબીજ દુર્લભ છે કે જેનાથી આત્માનંદની પ્રાપ્તિ થાય..

માટે મનુષ્ય ભવની અને બોધિબીજની દુર્લભતા બરાબર સમજી..આ મળેલી તકનો લાભ લેવાનું ન ચૂકવું તે જ હિતકારી છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં ૧૪૨

સં. ૨૦૧૫ના કારતક સુદ ૧૫, બુધવાર, તા. ૨૬–૧૧–૫૮

**હે ભવ્ય જીવો !**
**આત્માનો પરમ અર્થ..**
**અનંત જ્ઞાનસમુદ્ર ભગવાન ચૈતન્ય આત્માને....**
**ઇચ્છતા હો...તો...પુરુષાર્થનો પ્રબળ વેગ ઉપાડો....**

વીતરાગી પરમાત્મા..અરિહંત ભગવાન દેવાધિદેવ છે. તે વંદન કરવા યોગ્ય છે. સ્મરણ કરવા યોગ્ય છે. ધ્યાવવા યોગ્ય છે...તે સર્વજ્ઞ છે. જે આત્મજ્ઞ થાય છે તે સર્વજ્ઞ થાય છે.

રાગાદિ દોષોનો જેણે સર્વથા ક્ષય કર્યો છે..જે અઢાર દોષોથી સર્વથા રહિત છે..એવા સર્વજ્ઞદેવ ત્રણે લોકથી પૂજ્ય છે. પૂજાયેલા છે. બાર ગુણે સહિત છે..પૂર્વે.. વીસ સ્થાનકમાંથી ગમે તે સ્થાનક સેવીને તીર્થંકર નામકર્મ બાંધ્યું હતું. તે જ

તીર્થંકર તરીકે..ભરત-ઐરવત-મહાવિદેહ ક્ષેત્ર પૈકી ગમે તે ક્ષેત્રમાં, ઉત્તમ કુળમાં, ચૌદ ઉત્તમ સ્વપ્નો સહિત..સૌભાગ્ય સહિત માતાની કૂખે અવતરે છે..અને ત્રણ જ્ઞાન સહિત જ હોય છે. મતિ-શ્રુત-અવધિ જ્ઞાન સહિત જ હોય છે. પછી સંસારભાવને છોડીને ભાગવતી પ્રવજ્યા અંગીકાર કરે ત્યારે ચોથું મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે. ત્યાર પછી આત્માના આનંદના જોરે....આત્માના ધ્યાનના જોરે..આત્માની અપૂર્વ સમાધિને પામીને..સમ્યક્-દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ ની ઉત્કૃષ્ટ આરાધના કરીને..ઘાતી કર્મોનો સંપૂર્ણ ક્ષય થતાં..કેવળજ્ઞાન-કેવળદર્શન-ક્ષાયીક વીર્યગુણ ચારિત્ર પ્રાપ્ત કરે છે. અને કેવળજ્ઞાની ભગવાન સમવસરણમાં બેસી..બાર પ્રકારની પર્ષદા વચ્ચે ઉત્તમ સત્‌બોધ આપે છે. દિવ્ય ધ્વનિ છૂટે છે..તે સૌ પોતપોતાની ભાષામાં સમજી જાય છે.

અનંત સુખ પ્રાપ્ત કરવાનો ઉપદેશ ભગવંત આપે છે. તેને ટૂંકામાં સમજાવાય છે..જીવાદિ નવે તત્ત્વના ત્રણ ભાગ પાડી દેવા...જીવ-અજીવ-બંધ,પુણ્ય-પાપ-આશ્રવ, સંવર-નિર્જરા મોક્ષ. તેમ જ ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યો, સાત નય, ચાર નિક્ષેપ તથા ચાર ગતિનું સ્વરૂપ સમજાવે છે..અને ચાર ગતિમાંથી છૂટી જઈને પાંચમી ગતિનું સ્વરૂપ બતાવે છે. આત્મા અને કર્મનો સંબંધ કેવો, કેટલો અને કયારનો છે? નિમિત્ત-નૈમિત્તિક સંબંધ કેવો છે? ઉપાદાનનું સ્વરૂપ કેવું છે? તેમ જ નિશ્ચય અને વ્યવહાર નયથી સાધુ અને શ્રાવકનો ધર્મ બતાવે છે. જગતના જીવો પરમાત્મપદને પામે એવા ઉપાયો ભગવાન બતાવે છે. જગતમાં રહેલા સર્વ પદાર્થો કેવી રીતે છે..તેનું દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નયથી જેવું છે તેવું સ્વરૂપ ભગવાન બતાવે છે. ધર્મમાં કયા કયા નયની અપેક્ષાએ સત્યતા અને કયા કયા નયની અપેક્ષાએ અસત્યતા રહેલી છે તેને અનેકાન્તપણે ભગવાન સર્વજ્ઞદેવ બતાવે છે. સાપેક્ષવાદનો અખંડ સિદ્ધાંત બતાવે છે. નયોની અપેક્ષાએ વસ્તુઓમાં અનંત ધર્મો રહ્યા છે. તેને જેમ છે તેમ સર્વજ્ઞ દેવ બતાવે છે. જ્ઞાનક્રિયાથી જીવ મોક્ષ પામે છે. "ज्ञानक्रियाभ्याम् मोक्षः" તેનું સ્વરૂપ વીતરાગ ભગવાન બતાવે છે. દરેક તત્ત્વને લક્ષણ સહિત તથા કાર્ય સહિત ભગવાન બતાવે છે. જીવનું લક્ષણ શું? અને કાર્ય શું? એમ નવે તત્ત્વનું લક્ષણ અને કાર્ય બતાવે છે. એ બધું શ્રોતા અંતરમાં વળીને..સમજણપૂર્વક ગ્રહણ કરે તો અવિનાશી કલ્યાણ થાય. ભગવાનને પક્ષપાત કે રાગ-દ્વેષ નથી...શ્રોતા પોતાના સ્વરૂપ તરફ વળી જશે...તો કામ કાઢી જશે.

ભગવતી સૂત્રમાં ઉદયન રાજાનો અધિકાર છે. અઠ્ઠમ પૌષધ કરીને રાજા પૌષધ-શાળામાં બેઠો છે. અને અપૂર્વ ભાવનાના ચઢે ચઢતા જાય છે..ચઢો ગતિમાન થતાં જાય છે..અહો પ્રભુ સર્વજ્ઞ દેવ! ધન્ય તે ગ્રામ-નગર-પૂર-પાટણ અને ધન્ય તે સંત-મુનિઓ કે જે આપનાં ચરણની સેવા બજાવી રહ્યા છે. એ પ્રજાને, એ ભૂમિને પણ ધન્ય છે...જ્યાં તીર્થંકર પ્રભુ વિચરે છે. હે પ્રભુ! આપ એક વખત અહીં પધારો

તો ભાવપૂર્વક વંદન કરું..મોટો ધર્મોત્સવ કરું...ત્રણ ઉપવાસ થયા છે..રાજાની મુમુક્ષુતા પાત્રતા તૈયાર છે..અંતરંગ તૈયારી થઈ ગઈ છે..પાત્રતા થઈ ગઈ હતી..અને નિમિત્ત મળી ગયું. ભગવાનનું સહેજે ત્યાં વિચરવું થયું. ભગવાન ચંપાનગરીમાં બિરાજે છે, રાજાનો તે જ ભવે મોક્ષ થવાનો છે. આત્માના અસંખ્યાત પ્રદેશોમાં નિર્મળતા વ્યાપીને..તે જ ભવે મોક્ષ થવાનો છે.

શ્રી સર્વજ્ઞ દેવ કોઈને આધીન નથી–સહજ ઉદયના કારણે તેમનો વિહાર છે. ખરી વાત તો એ છે કે.. આ રાજાનું ઉપાદાન તૈયાર છે. એટલે નિમિત્ત તો મળે જ મળે. અંતરાત્મપણું પ્રાપ્ત કરેલ રાજા ઉદયન કર્મના ઉદયને જીતીને આરાધના માટે ઊઠયો. અને ભાવના ભાવી કે શ્રી તીર્થંકર પ્રભુ મહાવીર મારા રાજ્યના ઉદ્યાનમાં પધારે અને હું પ્રભુનાં ચરણમાં ઢળી જાઉં...નમન કરું.. સર્વસ્વપણે અર્પાઈ જાઉં.. આ રાજા કર્મની પ્રકૃતિનાં શુભાશુભ ઉદયને સમ્યક્ જ્ઞાનબળ વડે જીતીને પોતાના ચૈતન્ય પ્રભુને ભેટવા તૈયાર થઈ ગયો છે. ત્રિકાળ કેવળજ્ઞાન જે આત્માનું સામર્થ્ય છે તે પ્રગટો.. એમ રાજાનો અંતરંગ પુરુષાર્થ જાગતાં ચિદાનંદ–સુખ–જ્ઞાનના ભણકાર ઊઠયો છે. અને પૂર્ણ સ્વરૂપને પામ્યે જ છૂટકો છે. ત્રણ ઉપવાસ સાથે.. ભાવનાનાં ચક્રો વેગવંત બનતાં પુરુષાર્થનો પ્રબળ વેગ ઊપડયો છે; અને યોગાનુયોગ ભગવાન મહાવીરનું ત્યાં પધારવું થાય છે. એમ..પોતાના ભાવને અનુકૂળ નિમિત્ત મળ્યું. અને પોતાનો સાધક સ્વભાવ ઊછળ્યો..

પ્રભુએ ધમ્મો કહ્યો. "હે ભવ્ય જીવો! આત્માનો પરમ અર્થ અનંત જ્ઞાનસમુદ્ર ભગવાન ચૈતન્ય આત્માને.. ઇચ્છતા હો તો પુરુષાર્થનો પ્રબળ વેગ ઉપાડો.." સાચો પુરુષાર્થ આત્મા પોતે જાતે કરે તો જરૂર થાય છે. જો ખરેખર પરમાર્થને ચાહતા હો તો ચૈતન્યની જાતનો યથાર્થ પુરુષાર્થ લાવો.. લાવો.. પુરુષાર્થ જ સ્વજાતિનો વ્યવહાર છે. ભગવાન શું કહે છે.. તે રાજા ભાનપૂર્વક શ્રવણ કરી રહ્યો છે. માત્ર જ્ઞાનના પુરુષાર્થને જ પુરુષાર્થ કહ્યો છે. (મોહ–રાગના ઉદ્યમને નહિ) અને તેનાથી આત્માની પવિત્ર અભ્યંતર દશા પ્રગટે છે. આત્મા આવા પુરુષાર્થને કરી જ શકે છે. જ્ઞાનમાં જ્ઞાનનું, દર્શનમાં દર્શનનું, શ્રદ્ધામાં શ્રદ્ધાનું, એમ પોતાના ગુણોમાં પોતાના ગુણોનું કાર્ય કરી શકે છે.. કરે છે. અરૂપી જ્ઞાન જ જીવનું નિશ્ચય સ્વરૂપ છે. તેનો પ્રયત્ન...તેનો પુરુષાર્થ જ્ઞાનમાં જરૂર વધે છે. અને તેનું સાધન પણ જ્ઞાનમાં જ છે. સર્વ વિરોધ રહિત સાચી શ્રદ્ધા થઈ શકે છે. જ્ઞાનમાં જ સ્થિરતા સહિત પુરુષાર્થ.. સવળો પુરુષાર્થ.. જરૂર કરી શકાય છે. સાચુ સુખ જોઈતું હોય તો આત્માનો સાચો પુરુષાર્થ કરો. કેવળ નિરૂપાધીક આત્માતત્ત્વ છે. તેમાં જ્ઞાન–આનંદ સિવાય કાંઈ નથી. તે સ્વાધીન તત્ત્વનો સ્વીકાર તે જ સાચી શ્રદ્ધા છે.

પરથી જુદાપણાનું જ્ઞાન અને રાગ–દ્વેષરહિત શ્રદ્ધાપૂર્વકનું ચારિત્ર તે સાચા

જ્ઞાનથી જ થાય છે. સાચા જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય છે. જ્યાંથી સાચું મળે ત્યાંથી લેતા જાવ.. સાચા જ્ઞાનનો અનંતો સંગ્રહ.. અનંતી શકિત અંદરમાં પડી છે. તેને બહાર કાઢો.. પોતાના સ્વજાતિના પુરુષાર્થથી સાચા જ્ઞાની થવાય છે. આત્માનો શુદ્ધ ધર્મ તે લોકોત્તર માર્ગ છે. જ્ઞાનીને અંતરંગ સ્થિરતાનો શાન્ત સમાધિરૂપ પુરુષાર્થ વર્તે છે. પાંચમે ગુણસ્થાનકે શ્રાવક પણ અંતરંગ સ્વભાવના મહાસુખમાં તૃપ્ત હોય છે. સ્વાર્થસિદ્ધના દેવ કરતાં પણ પાંચમે ગુણસ્થાનકે વર્તતા આ શ્રાવકની શાન્તિ અધિક છે. કારણ કે અંદરની શાન્તિ છે. આનંદની સ્થિરતા છે. સમાધિસ્વરૂપની બળવાન પણ અધિક છે. તેથી પાંચમે ગુણસ્થાનકે વર્તતો શ્રાવક સર્વાર્થસિદ્ધના દેવ કરતાં વધુ સુખી છે.

પાંચમે ગુણસ્થાનકે રહેલા ઉદાયન રાજાને તે જ ભવમાં મોક્ષદશા પ્રગટ થવાની છે. પ્રભુનો ઉપદેશ એકાગ્ર ચિત્તે રાજા ગ્રહણ કરતો જાય છે. અને નિઃસંદેહ તત્ત્વમાંથી પોતાના આત્માની નિઃસંદેહ સાક્ષી લાવે છે. આ રાજાએ કેવળીને સ્વીકાર્યા છે. તેથી કેવળીની જાતનો થઈ ચૂકયો છે. તમે સાધુને સ્વીકારો તો સાધુની જાતના થઈ જાવ. કેવળીને માને-સ્વીકારે તેને ભવ હોય નહિ...કેવળજ્ઞાની ભગવાને પોતાના જ્ઞાનમાં જાણ્યું છે તેમ જ થયું છે.. થાય છે.. અને થવાનું છે. આટલો ન્યાય જો હૃદય સોંસરો ઊતરી જાય. હૃદયમાં બેસી જાય.. તો તે જાતનો પુરુષાર્થ અને વીતરાગ દૃષ્ટિ પ્રગટી જ જાય.. રાજા કેવળજ્ઞાન-કેવળદર્શન લઈ લેવાનો છે.

પ્રભુ કહે છે.. "હે ભવ્ય જીવો ! પરમાણુમાં બંધસ્વભાવ છે પણ શુદ્ધ થયેલા આત્મામાં બંધ સ્વભાવ નથી." ગમે તેવો કર્મનો ઉદય આવે પણ પુરુષાર્થથી સર્વ કર્મનો ક્ષય કરું એવી હોંશ લાવોને..છ-છ મહિના સુધી ઉપદેશ સાંભળ્યા તો હવે આવી જાતનો પુરુષાર્થ લાવજો.. સત્ય પુરુષાર્થથી ઉપર આવીને એવી ગુલાંટ મારો કે હું.. મારામાં રહેલી જે અનંત કેવળજ્ઞાન શકિત છે. તેને પ્રગટ કરું...હું સ્વાધીન છું.. સ્વતંત્ર છું.. તે સ્વાધીનતા. સ્વતંત્રતા હમણાં જ હું પ્રગટ કરું એવી જેને પ્રતીતિ છે તેને સત્ય પુરુષાર્થ જ હોય. સર્વજ્ઞ ભગવાને આત્મા જેવો જોયો છે અને કહ્યો છે...તેની પ્રતીતિ પોતાની જાતની ખાતરીથી આવે..તો પુરુષાર્થ કામ કરે.

પુરુષાર્થ તો જ્ઞાનમાં છે.. આત્મા શુદ્ધ છે-સ્વાધીન છે-અસંગ છે-અબંધ છે એ વાતની આ રાજા અંદરમાંથી હા પાડતો જાય છે. અને જે જાતનો પુરુષાર્થ જોઈએ તે વધારતો જાય છે. જેને શ્રદ્ધા થઈ તેને પુરુષાર્થ સાથે જ હોય. તેની વાણી પુરુષાર્થહીન ન હોય. પરમાર્થ સ્વરૂપ પ્રાપ્તિની શ્રદ્ધા છે તેનામાં તેનો વિવેક જોઈએ. તે તો નિઃશંક-નિર્ભય હોય છે. ભગવાનના ભકતને ભવની શંકા ન હોય. મારા દેવ ગુરુ-ધર્મ વીતરાગ છે, નિર્દોષ છે, એવી શ્રદ્ધા કરી સર્વજ્ઞને ઓળખ્યા તેને ભવની શંકા હોયજ નહીં.. યથાર્થ શ્રદ્ધા થયા પછી પૂર્ણ ચારિત્ર થતાં વાર લાગે.. રાગ-

દ્વેષ-અસ્થિરતાને કદાચ જલદી ટાળી ન શકે. તો પણ પુરુષાર્થનો નિષેધ હોય નહિ. ભવની શંકા હોય નહિ. સર્વ આત્મા સિદ્ધ સમ શુદ્ધ છે. તેની જેને શ્રદ્ધા થઈ તેને પોતાથી નિઃસંદેહ ખાત્રી થાય છે. કેવળીને પૂછવા જવું પડતું નથી. પોતાની પર્યાય ઉઘાડવા પૂર્ણને લક્ષમાં લઈને તે ઉપડે છે.. તેમાં શંકા ન રહે. તેને ભગવાનની નિશ્ચય ભકિત હોય છે. જેણે ભગવાનની નિશ્ચય ભકિત કરી તેને ભવ હોય નહિ. આ રાજાને હવે ભવ નથી.

પ્રભુ કહે છે.. "તારામાં પૂર્ણ સિદ્ધત્વ પડયું છે..તેની પ્રતીતિ કર." આ પ્રતીતિ કર એટલે તારામાંથી જરૂર પ્રગટ થશે. નિશ્ચયથી તારામાં એક પરમાણુ માત્રનો સંયોગ નથી..સંયોગને તોડી નાખવાનો પુરુષાર્થ તારામાં છે..અને કર્મબંધન ટળી જાય એવું સામર્થ્ય ચૈતન્યની એક સમયની અવસ્થામાં છે. તે જ્ઞાન બહારમાં કોઈથી દીધું દેવાતું નથી. લીધું લેવાતું નથી..છતાં ધર્માત્મા સમજીને ઉપચારથી કહે છે "सिद्धा सिद्धिं मम दिसंतु" હું જેવો છું તેવો પ્રગટ થાઉં એ ભાવના છે.

સિદ્ધપદ કેવું હોય તેનું સમ્યક્‌જ્ઞાનમાં જેને ભાન હોય તે ગુરુઆજ્ઞાએ ભકિત-પૂર્વક વર્તતા પુરુષાર્થથી ક્ષણે ક્ષણે કર્મને ટાળે છે. રાગ-દ્વેષ-વિષમ વાસનામાં જોડાતો નથી. કારણ કે તેની દૃષ્ટિમાં બંધભાવરૂપ સંસાર નથી. ઊંધો પુરુષાર્થ અને ઊંધી પ્રતીતિ તે જ સંસારનું કારણ છે. તે બંધરૂપ ભાવ ટાળીને-ભૂલ ટાળીને પોતાના પુરુષાર્થથી અખંડ જ્ઞાયકપણું ટકાવી રાખે છે. તેથી જ્ઞાયકભાવમાં બંધપણું ટકતું નથી એવો સમ્યક્‌જ્ઞાનનો મહિમા છે. જ્ઞાનક્રિયા જ્ઞાનમાં જ છે. જ્ઞાન જ સાધન છે. સ્વભાવમાં ટકી રહેવાનો પુરુષાર્થ વધતાં રાગાદિ ટળી જાય છે..અને તેનાં નિમિત્તો બાહ્યમાં પણ છૂટી જાય છે.

સભામાં રાજા ઊભો થઈ પ્રભુનાં ચરણમાં ઢળે છે..હે પ્રભુ! આપની સત્‌સ્વરૂપી આત્માને સમજાવતી વાણી અને એવો જ મારો ભાવ તેને સદ્દહામિ પતિયામી રોયામિ તહત્ પ્રમાણ કરે છે. અને આજ્ઞા લઈને નગરમાં જાય છે. રસ્તે ચાલ્યા જતાં ભાણેજ-ને રાજ્ય સોંપવામાં લાભ છે. એમ વિચાર ઉદ્‌ભવે છે અને રાજા પુત્રને બદલે ભાણેજને રાજ્ય સોંપીને પ્રભુનાં ચરણમાં આવે છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૩

સં. ૨૦૧૫ના કારતક વદ ૫, રવિવાર, તા. ૩૦-૧૧-૫૮

**પરથી નિરાળા તત્ત્વના ભાનપૂર્વક...**
**જેટલી લીનતા વધતી જાય છે...તેટલો રાગ છૂટતો જાય છે..**
**લીનતા વધે...અને રાગ છૂટે નહિ...તેમ બને નહિ...**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મું અધ્યયન, તેની ચોથી-પાંચમી ગાથા સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

આ ચોથી પાંચમી ગાથામાં પ્રથમ અણુગારના લક્ષણ બતાવે છે. પહેલું લક્ષણ આત્મજ્ઞાન. અનંત-ગુણ પર્યાયોથી જેને આત્માનો અનુભવ વર્તે છે. તે આત્મજ્ઞાન. અનંતગુણ પર્યાયોથી જેને આત્માનો અનુભવ વર્તે છે. તે આત્મજ્ઞાન સહિતની સમદર્શિતા એટલે..રાગ દ્વેષ-મોહ-શોક તથા સંસાર સંબંધીના તમામ વિકલ્પોથી રહિત એવો જે સમભાવ તે સમદર્શિતા.

હોય પણ સ્થિરતાનો અંશ પણ પ્રગટયો ન હોય ( અરે દર્શન જ્ઞાનની સમજ પણ ન હોય) તો હજી સાધુતાના ઠેકાણા પણ નથી. આતો માત્ર પેટ ભરણા છે. અણગારને શરીર ઉપરથી રાગની વૃત્તિ ઘણીજ ઘટી ગઇ હોય છે.

સંયતિ રાજા મૃગને મારે છે.. અને મુનિ પાસે તે બન્ને આવે છે છતાં તે ગર્દભાળી મુનિને સ્વરૂપની સ્થિરતા એટલી બધી વધી ગઈ છે કે કોણ આવ્યું અને કોણ ગયું તેની તેમને કાંઈ ખબર નથી. રાગની વૃત્તિ ઘણીજ ઉડી ગઈ હોય છે. અણગાર દશામાં એવી દેહાતિત દશા પ્રગટી હોય છે કે.. શરીર છે કે નહિ તેનો પણ ખ્યાલ સ્થિરતા થતાં હોતો નથી. સામે કોણ ઉભો છે તેનો પણ તેમને ખ્યાલ નથી. અંતરદશાપૂર્વક શરીર સિવાય કોઈ પણ જાતનો પરિગ્રહ તેમને હોતો નથી. ત્રણે કાળે સનાતન એવો આ અણગારપણાનો માર્ગ છે.

અણગાર થયા પછી ત્રણ કષાયની ચોકડીનો અભાવ હોય છે. અણગારને માત્ર એક સંયમના લક્ષથી સંયમના સાધનો અને આહાર લેવાની વૃત્તિ રહે છે. આયુષ્ય છે અને હજી પરિપૂર્ણ સિદ્ધ દશા પ્રગટી નથી. સંપૂર્ણ અણહારક દશા હજી પ્રગટી નથી. તે દશા સિદ્ધમાં હોય છે. તેથી સ્વરૂપની રમણતાના હેતુથી ભાવપૂર્વક અને જ્ઞાનપૂર્વક એટલે સ્થિરતાપૂર્વક એક સંયમના હેતુથી તેના સાધનો અને શરીર છે તેથી આહારની વૃત્તિ રહે છે. અણગારને આહારની વૃત્તિ હોય. કેવળીને ન હોય. તે ઉદયના કારણે ભજે છે. સાધુ દશામાં છઠ્ઠા–સાતમાં ગુણ સ્થાનકે ઝુલ્યા કરે છે છઠ્ઠી સાતમી ભૂમિકાએ હજારો વાર આવે–જાય છે. જિજ્ઞાસુ–પાત્ર શ્રોતાને સમજાવવાની ઉપદેશ દેવાની વૃત્તિ આવે છે. અને ક્ષણમાત્રમાં તે વૃત્તિથી ચૈતન્ય ગોળો છૂટો પડી જાય છે.

આત્મા જ્ઞાનથીપરિપૂર્ણ સ્વભાવવાળો છે. એમ શ્રદ્ધામાં અને જ્ઞાનમાં આવ્યું છે. પરંતુ પરિપૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટયો નથી. તેથી આહાર અને સંયમના સાધનો લેવાનો વિકલ્પ આવે છે. અને વૃત્તિ ઉઠે છે. તેથી આહાર લેવા જાય છે. એષણા–ગવેષણા સમિતિપૂર્વક આહાર ગ્રહણ કરે છે. આહાર ગ્રહણ કરવાની પાછળ જો એષણાદિ સમિતિનો લક્ષ ન હોય તો સાધુદશાના ઠેકાણા પણ નથી, એવી આહાર ગ્રહણ કરવાની સ્થિતિમાં જુઓ તો ખરા ! આત્મજ્ઞાનની રમણતાની ધૂનમાં અતિન્દ્રિય આનંદનો ભોગવટો લેતા લેતા ત્યાં સ્થિરતા વખતે ઉપયોગાત્મક ઉપયોગ છે. જેવી સિદ્ધ ભગવાનની દશા છે તેવી દશાનો અનુભવ કરતાં કરતાં એવા અણગાર ચાલ્યા આવતા હોય અને ધર્માત્મા ગૃહસ્થની તેમના ઉપર દૃષ્ટિ પડતાં..એવા સાચા જૈન શાસનના શણગાર રૂપ અણગારને બહુજ ભકિતપૂર્વક બે હાથ જોડી કરસંપૂટ કરીને કહે છે કે. પધારો પધારો.. આહાર–જળ વગેરેની શુદ્ધિ.. મન–વચન–કાયાની શુદ્ધિ ભાવ શુદ્ધિ અને વહોરાવવાની ક્રિયાની પણ શુદ્ધિ એમ ભકિતભાવથી ગૃહસ્થ સાચા

અણુગારને કહે છે કે.. પધારો.. પધારો..એમ ભક્તિ કરે.. વિનંતી કરે અને યોગ્ય લાગે તો.. અણુગાર પ્રવેશ કરે. પછી ગૃહસ્થ ત્રણ પદક્ષિણા દે. "નમં સ્વામી" સ્તુતિ કરે. પછી નિર્દોષ આહાર આપે.. આ પ્રમાણે ભક્તિથી આહાર દેવાની વિધિ છે, અને લેવાની વિધિ છે. આ વિધિ ત્રણે કાળે શાશ્વત છે.

અણુગાર આહાર માટે ઉભા છે...અને ગૃહસ્થને ત્યાં કરેલ આહાર તદ્દન શુદ્ધ છે..જળ શુદ્ધ છે..મન-વચન-કાયા શુદ્ધ છે. છતાં અણુગારને તેમાં શંકા પડે કે આ આહાર મારા માટે કર્યો હશે તો ? મને ઉદ્દેશીને આ આહાર કર્યો હશે તો ? એમ શંકા પડે તો ત્યાંથી તુરત જ આહાર છોડીને ચાલ્યા જાય..વૃત્તિને તોડીને જ્ઞાની ચાલ્યા જાય..ભલે પછીતે સોના-રૂપાના થાળમાં ભર્યો હોય..શંકા પડયા પછી આહારની વૃત્તિને છોડી દે છે. અને ઉપવાસ કરે છે. આહારની વૃત્તિને છોડી દીધી તે શુભ ભાવ છે. આવા શુભ ભાવને છઠ્ઠી ભૂમિકા સાથે સંબંધ છે. શંકા પડી છતાંય જો આહાર લેવાની વૃત્તિ અંદરમાં ઉભી રહે તો તે અશુભભાવ છે. અને તેને છઠ્ઠી ભૂમિકા સાથે સંબંધ નથી. અને તે સાચો સાધુ પણ નથી. અણુગારને સંયમના હેતુથી આહારની વૃત્તિ આવે..તેમાં પણ નિર્દોષ આહારનો શુભ ભાવ હોય છે. સદોષ આહારની શંકા પડે....તો આહાર-પાણી-ઔષધ વગેરે..શ્રાવક ભક્તિ ભાવથી-પ્રેમથી-ઉમળકાપૂર્વક-દેતા હોય તો પણ તેને લીધા વગર અણુગાર પાછા ફરે અને નિજ આનંદમાં ઝુલતા ઝુલતા જંગલ વગેરે સ્થળોમાં ચાલ્યા જાય છે. અણુગારના મન-વચન-કાયાના યોગનું પ્રવર્તન જિનઆજ્ઞાને આધીન થઈ વર્તે છે. તેનાથી વિરૂદ્ધ તેમનું પ્રવર્તન ન હોય. સંયમના હેતુથી યોગનું પ્રવર્તન તે પણ જિન આજ્ઞાને આધીન થઈને પ્રવર્તે છે.

એવી રીતે તમામ અણુગારોનું સ્થવિર કલ્પી કે (એટલે વસ્ત્રધારી અવસ્થા) જિન કલ્પી (એટલે નગ્ન અવસ્થા) બધાનું આવીજ રીતે સાધક માર્ગે વિચરવું હોય છે. તત્વજ્ઞાન સહિત-આત્મજ્ઞાન સહિત સાચું અણુગારપણું છે. અને તેમાં સમદર્શિતા હોય છે..માટે આત્મજ્ઞાન અને સમદર્શિતાપૂર્વક સાધક માર્ગે અણુગારનું વિચરવું હોય છે..પરથી નિરાળા તત્વના ભાનપૂર્વક જેટલી લીનતા વધતી જાય છે તેટલો રાગ છૂટતો જાય છે. લીનતા વધે અને રાગ છુટે નહિ...તેમ બને નહીં. રાગ છુટતાં રાગના નિમિત્તો છૂટી જાય છે. તત્વજ્ઞાન પ્રગટયા પછી રાગ ટાળવાનો પુરુષાર્થ પૂર્ણતાના લક્ષેજ હોય છે. સાચા જ્ઞાન વિના કોઈનો નિવેડો આવે તેમ નથી. તત્વજ્ઞાન પૂર્વક સાધક માર્ગે-ચારિત્ર માર્ગે વિચરવાની આ વાત છે. કારણકે જેના તુંબડે આખો સંસાર તરીને પેલે પાર જવું છે..એવા અણુગારના લક્ષણ કેવા હોય.. તેની પરીક્ષા કરતી વખતે કોઈ એમ કહે કે..તું તારૂં સંભાળ...તો એમ કહેનારને તમારે કહેવું કે તમારા સમાગમે તમારા તુંબડે અમારે આખો સંસાર તરવો છે...માટે

તમારી પરીક્ષા કરીએ છીએ...તેમાં તમને ખોટું લાગે તો તમે જાણો. પણ અમે અમારા માટે પરીક્ષા કરીએ જ.

સાધક માર્ગે વિચરવાની આ વાત છે. હું પરિપૂર્ણ અખંડ આત્મા છું. તેની પ્રતીતિ કરી દ્રવ્ય-પર્યાયનું જ્ઞાન કરી આત્મજ્ઞાન-સમદર્શિતા પામીને સાધક માર્ગે વિચરે છે; છતાં હજી અધુરાશ છે. તેનું જ્ઞાન કરી સ્વરૂપમાં લીનતાને વધારતો જાય તેનું નામ ચારિત્ર છે. જ્ઞાની શુભ પરિણામને પણ રાખવા માગતા નથી. રાખવાના કામી નથી. હજુ અધુરાશ છે. શુભ પરિણામ રહી જાય છે..પણ જ્ઞાની તેને રાખવાના કામી નથી....વીતરાગ થાય છે. ત્યારે તેને તે બધાય પરિણામ છૂટી જાય છે. ચૈતન્ય સ્વરૂપ પરિપૂર્ણ છે. એમ પ્રતીત કરી, શ્રદ્ધા કરી, વિશ્વાસ કર્યો તેમાં જેમ જેમ ઠરતો જાય છે. તેમ તેમ રાગ છૂટતો જાય છે. અને નિમિત્તો પણ છૂટતા જાય છે. એવુંજ વસ્તુનું સ્વરૂપ છે. ચારિત્ર એટલે સ્વરૂપની સ્થિરતા. સ્થિરતાપૂર્વક સાધક માર્ગે વિચરે છે....મન-વચન-કાયાના યોગનું પ્રવર્તન કેવળી ભગવાનની આજ્ઞાને આધીન થઈને વર્તે છે.

થોભો! સૌથી પ્રથમ જ્ઞાન સ્વભાવનો નિર્ણય કરો. હું આત્મા જ્ઞાન સ્વભાવી છું. એવો નિર્ણય કરો. અને એ કરેલાં યથાર્થ નિર્ણયનું વેદન કરો. તે સ્વસંવેદન દ્વારા પોતાના આત્માને જરૂર ઓળખી શકાય છે. જેણે પોતાના આત્માને ઓળખ્યો... તેણે કેવળજ્ઞાનીના અને સંતોના આત્માને ખરેખર ઓળખ્યા જે. 'जे एगं जाणइ से सव्वं जाणइ" જેણે એક આત્માને ઓળખ્યો તેણે સર્વ ઓળખ્યું. સર્વની ઓળખાણ એક આત્માની ઓળખાણ કરવા માટે છે. જ્ઞાન સ્વભાવી આત્માની ઓળખાણ વિના નિર્ણય વિના કેવળીના આત્માને, સંતોના આત્માને ઓળખી ન શકાય. એકજ વાર જ્ઞાન સ્વભાવી આત્માનો, જ્ઞાન સ્વભાવનો દૃઢ નિર્ણય થઈ જાય તો પછી વીર્યનો વેગ નિઃશંક સ્વરૂપ તરફ વળે છે.

પ્રદ્યુમન કુમાર શ્રી કૃષ્ણ વાસુદેવના પુત્ર છે..નેમનાથ ભગવાનની એકજ વાણી સાંભળીને શ્રી કૃષ્ણ વાસુદેવની પાસે આજ્ઞા માંગતા કહે છે..હે માતાપિતા! હું ભગવાનનો ઉપદેશ સાંભળવા ગયો હતો....ભગવાને મને શુદ્ધ આત્મતત્વનો ઉપદેશ આપ્યો. તેથી મારા નિજ વૈભવનો જન્મ થયો છે. હે જનેતા! "મને આપો રજા મારે લેવી છે દીક્ષા." મારે સાધક માર્ગે વિચરવું છે. પૂર્ણ વીતરાગતા મારે પ્રગટ કરવી છે. શુદ્ધ આત્મ તત્વનો મને ભગવંતે આશ્રય કરાવ્યો છે. તેથી મને નિજ વૈભવ પ્રગટ્યો છે. મારે હવે સાધક માર્ગે વિચરવું છે માટે હવે મને રજા આપો. વિભાવ સત્તાથી ભિન્ન પર પદાર્થના લક્ષે થતાં રાગાદિ રહિત પોતાના આત્માની શુદ્ધ પ્રતીતિને સમ્યગ્દર્શન અથવા શુદ્ધાત્માની પ્રતીતિ તે નિશ્ચય સમ્યગ્દર્શન છે. સર્વજ્ઞ વીતરાગદેવ તે સાચા દેવ છે. નિશ્ચય સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની એકતા પૂર્વક મોક્ષ માર્ગ જેને પરિણમ્યો છે અને અંતર બાહ્યથી જે નિગ્રંથ છે. તે જ

સાચા અણગાર ગુરુ દેવ છે. મિથ્યાત્વ-રાગ દ્વેષ રહિત આત્માનો શુદ્ધ પરિણામ તે ધર્મ છે. તે જ પ્રમાણે સાચાદેવ ગુરુની પ્રતીતિ, જીવાદિ તત્ત્વોની પ્રતીતિ નિજ શુદ્ધાત્માનું સાચું શ્રધ્ધાન્ તેજ નિશ્ચય સમ્યગ્દર્શન છે. સ્વઅનુભવ છે..તેનો વિષય આખો આત્મા છે. તેને જાણનાર જ્ઞાન છે, સમ્યક્દર્શન ધર્મ તે મોક્ષમાર્ગનું મૂળ છે હે જનેતા ! શુધ્ધ આત્મ તત્ત્વના ઉપદેશથી મારા આત્મામાં મોક્ષમાર્ગનું મૂળ પ્રગટ્યું છે. નિજ વૈભવ પ્રગટ્યો છે. માટે આપો મને રજા મારે લેવી છે દીક્ષા.

જેમ મૂળ વિના વૃક્ષ ન હોય.. તેમ નિશ્ચય સમ્યગ્દર્શન વિના ધર્મ ન હોય. સાચો ત્યાગ, તપ, વૈરાગ્ય, સંયમ અને પચ્ચખાણ પણ ન હોય.

સમ્યગ્દર્શન ચોથા ગુણસ્થાનકેથી માંડીને નિર્વાણ અવસ્થા સુધી હોય છે. નિશ્ચય સમ્યગ્દર્શનપૂર્વક સ્વભાવમાં ચરવું-વિચરવું—અનુભવવું તે સમ્યક્ચારિત્ર છે. નિજઆનંદમાં રાગ—દ્વેષ રહિત ઠરવું તે સમ્યક્ચારિત્ર છે. મિથ્યાત્વ અને વિકાર રહિત અત્યંત સ્થિરતારૂપ આત્મ પરિણામ તે ચારિત્ર છે. હે માતા ! ભગવાનના સમાગમમાં અત્યંત નિર્વિકાર ચારિત્રને શીખીને હું આવ્યો છું મારા આત્મામાં શુધ્ધ ચારિત્રનો જન્મ થયો છે. માટે આપો મને રજા મારે લેવી છે દીક્ષા.

હે ભવ્ય જીવો ! ધર્મ જે છે તે નિર્જરા-સંવર રૂપ છે. અને તે મોક્ષનું કારણ છે. ધર્મ તો આત્માનો અંતર્મુખ ભાવ છે. માટે અંતર્મુખ થઇને ચૈતન્ય સ્વભાવનું નિરિક્ષણ કરો. સાચું કહું છું. તેનું શ્રવણ કરતાં શુધ્ધ આત્માનું પરિણમન થાય છે. તેને ભગવાને ધર્મ કહ્યો છે.

આવા શુધ્ધ પરિણામને ધર્મ જાણવો તે યથાર્થ છે. ચિદાનંદ ભગવાન આત્માના સ્વભાવને શ્રધ્ધા—જ્ઞાનમાં લઈને તેમાંજ લીનતારૂપ શુધ્ધ ભાવ તેજ ધર્મ છે. અને તેનાથી જન્મ-મરણનો અંત આવે છે.

આ કુમારે માતાપિતાની આજ્ઞા લઈને, ભગવતી દીક્ષા અંગીકાર કરીને, વીતરાગ માર્ગે ચડીને, સાધક માર્ગે વિચરવાનું જ્ઞાન હોવા છતાં વિશેષ જ્ઞાન માટે વિશેષ પુરુષાર્થ કરતાં કરતાં વિશેષ જ્ઞાન મેળવીને સ્વરૂપમાં સ્થિરતા થતાં.. પણ કોઈ વખત વિકલ્પ ઉઠે તો આહારની વૃત્તિ-ઉપદેશની-પ્રાયશ્ચિત દેવાની, જ્ઞાન આપવાની વૃત્તિ ઉઠે છે. અને ભગવાનની આજ્ઞાને આધીન થઇને આ કુમાર વર્તે છે. અને તેજ ભવે કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા છે. માટે અણગારનું પહેલું લક્ષણ આત્મજ્ઞાન બીજું લક્ષણ સમદર્શિતા અને ત્રીજું લક્ષણ સાધક માર્ગે વિચરવું તે...

આ અણગારના લક્ષણને સમજી વિચારી આપણે પણ સમ્યગ્દર્શન પ્રગટાવવાનો અને તે માર્ગે વિચારવાનો પુરુષાર્થ કરીએ.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૪

સં. ૨૦૧૫ના કારતક વદ ૬, સોમવાર, તા. ૧-૧૨-૫૮.

**બુદ્ધિમાન પુરુષો...**
**ભોગોને...આરંભ-સમારંભને છોડી દે છે....**
**આરંભ-સમારંભાદિમાં ધર્મ મનાવતાં નથી.**

જેના ભેટા થવાથી જન્મ-જરા મરણના દુઃખ ટળી જાય એવા મહાન સમર્થ પુરુષનાં લક્ષણ કેવાં હોય તે આ ગાથામાં સમજાવે છે. આત્મજ્ઞાન-સમદર્શિતા-સત્ય પ્રકાશક વાણી વગેરે.

ધર્માત્મા અણુગારનું સાધક માર્ગે વિચરવું કેવું હોય તે સમજવા જેવું છે. સંયમના હેતુએ સાધુ ધર્માત્માના મન-વચન-કાયાનું પ્રવર્તન હોય છે. અને સ્વરૂપ લક્ષે જિન આજ્ઞાને આધીન થઈને પ્રવૃત્તિશીલ હોય છે.

જે ભગવાનના આદેશમાં એટલે કે વીતરાગતાના આદેશમાં એટલે અખંડ અભેદ-પરિપૂર્ણ આત્માનો વિશ્વાસ કરીને જ્ઞાનાદિક રત્નત્રય વડે....અખંડ ભાવ રાખે છે તે જ મેધાવી તેજ તત્ત્વદર્શિ મહાપુરુષ સાધક માર્ગી છે.

તેવા આત્મજ્ઞાની-સમદર્શી-સાધકમાર્ગી મહાપુરુષ કેવા હોય ? તે ભોગોથી સર્વથા દૂર રહે છે...મુક્ત રહે છે... તેજ વાસ્તવિક રીતે પુરુષોત્તમ છે. તે જ શ્રેષ્ઠ છે. તે જ મહાપુરુષ છે. તે જ આત્મજ્ઞાની, તેજ સમદર્શી તે જ સાધક માર્ગે વિચરવાવાળા છે.

સાધક માર્ગે વિચરતા તે અણુગાર કેવા હોય છે ? પંડિત, વિચક્ષણ, જ્ઞાનાદિ રત્નચારપૂર્વક પ્રતિભાસંપન્ન પુરુષ તમામ ભોગોથી નિવૃત્તિ લઈ લે છે. તે કોઈ ભોગોમાં ફસાતા નથી. સંયમ લક્ષે સાધક માર્ગે વિચરે છે. ભોગોમાં તે ફસાતા નથી. તેવું સાધકનું વિચરવું હોય છે. "बुद्धो भोगे परिच्चयइ" બુધ્ધિમાન પુરુષો ભોગોને આરંભ-સમારંભને છોડી દે છે, આરંભ સમારંભાદિમાં ધર્મ મનાવતાં નથી. મૂર્ખ તો ભોગોમાં ફસાઈ જાય છે. એટલે જાળમાં ફસાયેલી માછલી સમાન આખરે અત્યંત દુઃખને પામે છે.

બુદ્ધિમાન સાધકમાર્ગી અણુગાર સંતપુરુષો લોભથી સર્વથા દૂર રહે છે. આત્મજ્ઞાની-સમદર્શી અણુગાર, સાધકમાર્ગે વિચરનાર જ્ઞાની લોભમાં ફસાતા નથી. તૃષ્ણાની જાળમાં ફસાતા નથી. તેને અણુગાર કહે છે. અને સંયમની તથા વીતરાગભાવનાની વૃદ્ધિ કરતા જાય છે.

* સંયમના હેતુથી યોગ પ્રવર્તના,
સ્વરૂપ લક્ષે, જિનઆજ્ઞા આધીન જો...
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો.. અપૂર્વ અવસર..

આવા સાધકમાર્ગે વિચરનાર પુરુષો વિષય-કષાયોનો અંત કરી દે છે. એટલે સર્વથા ત્યાગ કરી દે છે સંસારનો પણ અંત કરી દે છે. જ્યાં વિષય-કષાય છે ત્યાં જ સંસાર છે. અને જ્યાં વિષય-કષાય નથી ત્યાં અમર (અપૂર્વ) શાન્તિ છે. સાધક માર્ગે વિચરતા સાધુ અમર શાન્તિને ભોગવે છે. આ ગર્દભાળી મુનિ..'ગર્દ' એટલે ગતિ.. પોતાના સ્વરૂપની ગતિ જેણે પોતાના જ્ઞાનમાં ભાળી છે તે ગર્દભાળી મુનિ. કેસર નામના ઉદ્યાનમાં જ્ઞાન-ધ્યાનની મસ્તીમાં બેઠા છે. અને સંસારનો અંત કરી રહ્યા છે. અને આત્માની અમર શાન્તિને ભોગવે છે.

આવા સાધકમાર્ગી અણગારને ભોગની તૃષ્ણા કિંચિંત્ માત્ર પણ નથી. તે જ અણુગાર છે. તે જ પુરુષ સર્વ મનુષ્યોને નેત્ર સમાન ઉત્તમ માર્ગ બતાવનાર છે.. દેખાડનાર છે. જિતેન્દ્રિય થઈને..એટલે સ્થિતપ્રજ્ઞ બનીને..કર્મયોગી થઈને સાધુ-સાધ્વીઓ દ્વારા બીજાઓ દ્વારા બોલાયેલા દુષ્ટ અને અનિષ્ટ વચનોને અકારણ પણ સહન કરી લે છે. અને તેના કાર્ય કારણને શોધતાં નથી. (તમારે જિતેન્દ્રિય થવું છે કે તેનાથી જિતાઈ જવું છે?) અને સત્ કાર્યમાં સંલગ્નપણે રહે છે. તે જ આત્મજ્ઞાની-સમદર્શિ-સાધકમાર્ગી અણગાર પૂજનીય, વંદનીય છે. તેમના ચરણમાં સર્વસ્વ અર્પણ કરવા યોગ્ય છે. તેમાં જરાય પ્રમાદ કરવા યોગ્ય નથી. બાકીનાઓને હજારો ગાઉથી દૂરથી જ રામ રામ હો.

જે અણુગાર ચાર કષાયથી રહિત છે. કષાયની ત્રણ ચોકડીનો જેને ઉદય નથી. તે જ કર્મયોગી છે અને તે જ પુરુષ પૂજનીય છે. કારણ કે જે સર્વોચ્ચ સંતોષથી અનુરક્ત છે. તે જ પૂજનીય છે. જે ઉપલબ્ધ એટલે પ્રાપ્ત સામગ્રીમાં સંતોષ કરી લે છે. નિર્દોષ આહારપાણી જેવાં મળે તેવાં ગ્રહણ કરીને તેને ભોગવીને સંતોષ કરી લે છે. અને ઇચ્છા-તૃષ્ણાને જરાય વધારતાં નથી. પરધનને ધૂળની સમાન અને વનિતાને માતા-બેન સમાન સમજે છે. તથા પાંચે ઇન્દ્રિયોના વિષયોને કાળકૂટ ઝેર સમજે છે.

આમ સમજીને સ્વભાવમાં સદાય વિચરે છે. તે જ આત્મજ્ઞાની-સમદર્શી-સાધક માર્ગે વિચરનારા અણુગાર પૂજનીય છે. આની પરીક્ષા તમારે કરવી જ જોઈએ. માર્ગ તો આ જ છે. શાસ્ત્રો આમ જ કહે છે. તેમાં ઢીલાશ હોય તો પ્રાયશ્ચિત માગે છે.

જે ગુણ અનંત કાળથી નથી ઉઘડયો એવો નિર્દોષ આત્મગુણ ઉઘાડવા માટે પવિત્રતા એટલે નિર્દોષતા અને યોગ્ય ભૂમિકા પ્રથમ તૈયાર હોવા જોઈએ. આત્મ-

ગુણોને જે અટકાવનારા છે તેનો પહેલા ધડાકે ઉપશમ તો કર. આત્મગુણોને અટકાવનાર કષાય છે. તો તેનો ઉપશમ કરવો. ક્રોધાદિ કષાયો પાતળા પાડવા જોઈએ. જેમ ભારેલ અગ્નિ તેનું ફળ ન આપી શકે....તેટલું એ રાખમાં જોર છે તેમ સમ્યક્‌જ્ઞાન બળવડે ક્રોધાદિ કષાયોને જરૂર રોકવા જોઈએ. અંતરાત્મામાં પુરુષાર્થથી અકષાયદૃષ્ટિના બળથી ક્રોધ-માન માયા લોભને જેણે ઠાર્યા છે. ઘટાડયા છે.. તેણેજ સ્વરૂપમાં ઠરવાનું ઠામ જાણ્યું છે.

વિષય-કષાયમાં જેણે મોજમઝા માની છે. તેણે સ્વરૂપમાં ઠરવાનું ઠામ જાણ્યું નથી. જ્ઞાનમાં ઠર્યા વિના છૂટકો નથી. અને એ ઠામ પોતા વિના બીજે કયાંય નથી. અને તેણેજ સ્વરૂપમાં ઠરવાના ઠામ જાણ્યા છે જેને સંસારની કામના નથી માત્ર મોક્ષનીજ અભિલાષા છે. રાગની વાંચ્છા નથી. પુણ્યની અભિલાષા નથી. એટલે રાગ ઇચ્છા-મમત્વરહિત-નિર્મળ પૂર્ણપવિત્ર દશા છે. રાગનાં અંશ વિનાનું નિર્વિકલ્પ-નિર્પેક્ષ તત્ત્વ છે. પરમાર્થ પામવાનો એકજ માર્ગ છે. કષાયની મંદતા સંસારથી છુટવાની ઈચ્છા, અને પાત્રતા સહિત પરમાર્થની રૂચિ જોઈએ. આત્માર્થીને ભવ કરવાનો ભાવ નથી. પણ અંતર્ વૈરાગ્ય અને મોક્ષની ઈચ્છા થવામાં સંસાર અને ભવ પ્રત્યે ખેદ વર્તે છે. તેમાં રાગ-દ્વેષના અંશ પડે છે. રાગનો અંશ પણ રાખવાનો તેને ભાવ નથી. ગુરુ ઉપર પ્રેમ કેળવ્યા વગર સંસારનો પ્રેમ છુટે તેમ નથી. પણ તે એ સર્વ પ્રકારે ઉપાદેય નથી હો.

જીવે અનંતવાર દેવનાં ભવ કર્યાં...તે ભવ પણ ચૈતન્ય પ્રભુ આત્મા માથે ઉપાધિ છે. ચૈતન્યપ્રભુ અમૃત વેલડી છે...એમ શ્રી ઉત્તરાધ્યય સૂત્ર ૨૩માં અધ્યયનમાં કહેલ છે. "રાગ-દ્વેષ-મોહ રાખવા જેવા છે તે રાખીએ તો સંસારનું ગાડું ચાલે" એવા ભાવ તે સંસાર ભાવ છે. તે વિષની વેલડી છે. ભગવાન આત્મા અમૃતકુંભ છે. તેના માથે રાગ-દ્વેષ-મોહની ઉપાધિ જરાય શોભતી નથી. એક પણ ભવ કરવો આત્માર્થીને ગોઠતો નથી. તમે કેવા છો? આત્માર્થી? કે ભોગાર્થી? આત્માર્થીને ભવનો ભાવ નથી. બધા ઉપર દયા...બધામાં પોતે પણ એકલો છે કે નથી? તે બધાય પ્રાણુથી પોતે જુદો છે. એમ પોતાના અરાગી તત્ત્વની રક્ષા કરવી. તો તે બધા જીવો ઉપર સમભાવ છે. છતાં તેને ધર્માત્માનો-સાધકમાર્ગીસંતનો-જ્ઞાની અણગારનો આદર છે. એટલે સતનો આદર છે...ને છે જ. કોઈ પ્રત્યે દ્વેષ નથી. બધા જીવો આત્મધર્મ પામે....કોઈપણ પ્રાણીને દુઃખ ન થાય...એવી ભાવદયા, સ્વરૂપદયા, ભાવઅનુકંપા આત્માર્થીના મનમાં રહે. જો આવી ભાવદયા રહેતી હોય તો માનજો કે આત્માનાં ઘરમાં આવ્યા છો. અને ભાવ દયા ન રહેતી હોય તો હજી આત્માના ઘરમાં આવ્યા જ નથી. માત્ર બોલવા પુરતા શબ્દોમાં અટકયા છો.

આત્માનું સુખ જેને જોઈએ છે તેના શું લક્ષણો હોય તે પણ શાસ્ત્રકાર સમજાવે છે. પ્રથમ ભૂમિકાની પાત્રતા વિના આત્માનાઅર્થનો નિવાસ થાય નહિ. માટેજ કહે છે કે..જેને રાગ દ્વેષ વિષયાદિ કોઈ બંધ ભાવની લેશ પણ અભિલાષા નથી, એનેજ પવિત્ર મોક્ષ દશાની અભિલાષા છે. મોક્ષભાવ અને બંધભાવ બન્ને સાથે ન હોઈ શકે.

* સોહં સોહં....સોહં સોહં દિલમાં વસ્યોરી....
હતુ ભેદભાવ દૂર નાઠયો...
ક્ષાયક ભાવે કણુ ન ખસ્યોરી....
સોહં સોહં..દિલમાં વસ્યોરી...

જેને માત્ર સોહમ્ એટલે માત્ર પરિપૂર્ણ શુદ્ધ આત્માજ જોઈએ છે...સ્વભાવમાં એવો તો છે...પણ પર્યાયમાં શુદ્ધ આત્મા જોઈએ છે. હવે તેને ભવ નથી જોઈતો. ઘણાય કહે છે કે અમને માત્ર મોક્ષનીજ ઇચ્છા છે, પણ ભવના અભાવરૂપ ભાવ નથી. ભવનો ભય નથી તેને અબંધ તત્ત્વ કેમ બેસે? ભોગના વિકલ્પ આવે તેનો પણ ભય નથી તેને અબંધ તત્ત્વ કયા કાળજે બેસે? વળી ઘણાય કહે છે કે પુણ્યની સગવડતાવાળો દેવનો ભવ મળે તો મહારાજ શું વાંધો છે? ત્યાંથી મરીને, મનુષ્ય ભવ પામીને, સારા સાધનો મેળવીને, જરૂર મોક્ષનો ઉપાય કરીશું. પણ આ તેની વાત સાવ જૂઠી છે. માત્ર ભ્રાન્તિરૂપ છે. જીવ ગમે તેટલા પુણ્ય કરે....પણ માત્ર બે હજાર સાગરોપમથી થોડું વધારે ત્રસ પર્યાયમાં જીવ રહી શકે છે....પછી તેને એકેન્દ્રિય–નિગોદમાં અનંતકાળ સુધી રહેવું પડે છે.

અહીં એમ કહેવું છે કે...જેને ભવ કરવો નથી અને કોઈપણ પ્રાણીને દુઃખ થાય એવો ભાવ કરવો નથી તેનામાં જ આત્માના અર્થનો નિવાસ છે. અમારા સંગમાં તમે આવો...અને પુણ્યભાવમાં ટકી પછી સ્વરૂપસ્થિરતા વધારવી જોઈએ. સ્વરૂપ સ્થિરતા ન થાય તો....પાપ પરિણામ તો અમારા સંગે ન જ હોવા જોઈએ. આપણે સારા ભવ કરવાં એમ કોઈ માને તો તેને ત્યાં ભવનો ભાવ છે. મુક્તભાવ નથી.

શ્રી સર્વજ્ઞ ભગવાન કહે છે કે...આત્મા અનાદિ–શાશ્વત અનંતકાળની સ્થિતિ-વાળો નિરૂપાધિક છે. તેને તું ભૂલીને જો ભવ કરવાનો ભાવ રાખે–ભોગનાં વિકલ્પો કરે–ભોગો ભોગવવાનો ભાવ રાખે તો વધુમાં વધુ બે હજાર સાગરોપમના કાળ સુધી ત્રસ પર્યાયમાં રહી શકે. ત્યાંથી એકેન્દ્રિયમાં કે નિગોદમાં અનંતકાળ સુધી રહેવું પડે. શાસ્ત્રો કહે છે કે...ત્રસના ભવની સ્થિતિની એ પ્રમાણેની જ મર્યાદા છે. આત્મા બે હદ–અમર્યાદિત–સ્વકાળવાળો ત્રિકાળ નિત્ય છે. એકરૂપ–જ્ઞાન સ્વરૂપ છે. છતાં ભવ કરવાનો ભાવ ઊભો છે. તો તે ક્ષણિક દેહોમાં રખડતો–રઝડતો...ભટકતો...ભટકતો.. એવા સ્થાનકે જઈને પટકાશે કે...જેને નિગોદના થાળા કહેવાય છે. તે થાળામાં એક

શ્વાસોશ્વાસમાં સાડાસત્તર ભવ ઝાંઝેરાં એટલે લગભગ અઢાર ભવ થાય છે. તેમ અનંતકાળ સુધી અનંતા દેહ બદલ્યા જ કરે છે. હવે તું સમજ. આત્મા રાગ-દ્વેષ રહિત છે. તેને ભૂલીને...આત્માને રાગ-દ્વેષ-મોહ-ભોગવાળો માન્યો અને આ હોય તો મને ઠીક એમ પર નિમિત્તના આધારવાળો આત્માને માન્યો...ત્યાં રાગ-દ્વેષની ઈચ્છા કરી. એટલે આત્મા બેહદ સ્વભાવી છે. તેને રાગ-દ્વેષની અલ્પ સ્થિતિવાળો-હદવાળો માન્યો એટલે જેમ સૂર્ય આથમી જતાં અંધારૂં જ થાય કે બીજું કાંઈ? અંધારૂં જ આવે. તેમ મૂઢપણું આવવાનું. એકેન્દ્રિયમાં મૂઢપણું છે જ...પણ ત્યાં જવાની તૈયારીવાળાને પણ વર્તમાનમાં તે મૂઢપણું જ આવવાનું છે, પણ જે સૂર્યથી આગળ ગયો...ઉપર ગયો...તેને પ્રકાશ આવે છે. જ્યાં આત્મજ્ઞાનરૂપ સૂર્ય ઉઘડયો ત્યાં જરૂર પ્રકાશ આવશે.

આત્મા જ્ઞાનમૂર્તિ છે. તેની અંદરમાંથી એકવાર હા આવતાં...અંદરની સહજ દશા જ્ઞાનમાં સમજાય છે. બંધ-મોક્ષની સ્થિતિ બંધ-મોક્ષનાં કારણો, તેનાં કારણ-કાર્ય-જીવ-અજીવ-પુણ્ય-પાપ વગેરે શું છે તે બધાયનો એક જ ન્યાય જો સવળો બેસી જાય...તે બધું જેમ છે તેમ યથાર્થ સમજાઈ જાય...તો જીવનું કામ થઈ જાય.. આવું અપૂર્વ તત્વ સ્વચ્છંદે સમજાય નહીં...માટે આત્માર્થીએ યોગ્યતા વડે...સંત-ધર્માત્મા-જ્ઞાનીઓએ જે અપેક્ષાએ પરમાર્થ વ્યવહાર કહ્યો...તેને બરાબર લક્ષમાં... રાખીને...સદ્‌ગુરુની આજ્ઞાને અવધારીને જે જીવ જિજ્ઞાસુ...આત્માર્થી બનશે...સ્વરૂપમાં ઠરતાં ચોથું ગુણસ્થાનક પામી, વિશેષમાં સ્થિરતા થતાં, પાંચમું ગુણસ્થાનક પામી, સાતમા ગુણસ્થાનકને સ્પર્શી, છઠ્ઠા ગુણસ્થાનકે આવશે તે આત્મજ્ઞાની-સમદર્શિ થઈ સાધક માર્ગે વિચરતો થશે તે અણગાર અલ્પકાળમાં મોક્ષદશાને પામશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૫

સં. ૨૦૧૫ના કારતક વદ ૭, મંગળવાર, તા. ૨-૧૨-૫૮

**જેને ત્રિકાળી આત્મદ્રવ્યની પકકડ નથી...અને....**
**જેને નિમિત્તની પકકડ છે....**
**તેની દૃષ્ટિ ગુણ ઉપર નથી...પણ તેની દૃષ્ટિ વ્યક્તિ ઉપર છે....**
**તે અજ્ઞાની છે.**

ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મું અધ્યયન; ગાથા ચોથી–પાંચમી, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

કેસર નામના ઉદ્યાનની અંદર દ્રાક્ષના મંડપ નીચે ગર્દભાળી મુનિ બિરાજે છે. રાજાના હાથથી વિંધાયેલો મૃગ ધ્યાન કરતાં મુનિ પાસે પડે છે. રાજા અશ્વ ઉપર ચડીને ચાલ્યો આવે છે.

મુનિનાં લક્ષણ કેવાં હોય તેની વાત ચાલે છે.

આત્મજ્ઞાન–સમદર્શિતા–સાધક માર્ગે વિચરવું–અણગારનું સાધક માર્ગે વિચરવું કેવા પ્રકારનું હોય તેની સમજણ કરાવે છે. સંયમના હેતુએ જિનઆજ્ઞા અનુસાર મન–આદિનું પ્રવર્તન હોય તેમ કરવાથી શું લાભ થાય ? સૂત્રપાઠ—"एत्थोवरए मेहावी सव्वे पावं कम्मं झो सइ" જે તત્ત્વજ્ઞાની પુરુષ, તત્ત્વદર્શિ પુરુષ સર્વજ્ઞ કેવળી ભગવાનના વચનો પર સ્થિત છે. ભગવાનનાં વચનો ઉપર શ્રદ્ધાશીલ છે. અને ધર્મ માર્ગ ઉપર આરૂઢ છે એવા અણગાર સંત પુરુષ પોતાના સર્વ પાપકર્મોનો નાશ કરી નાખે છે.

सव्वं कम्मं खवेइ

—સૂત્રપાઠ

આ પ્રમાણે જે અણગાર સાધક માર્ગે વિચરે છે તેને પ્રભુવીર સાધકમાર્ગી અણગાર કહે છે. આ સિવાયના બીજાને પ્રભુ અણગાર કહેતા નથી.

न या विपुयं गहणं च संजये

—સૂત્રપાઠ

સંયમી પુરુષ સંત અણગાર સાધુમહાત્મા અને આત્મકલ્યાણી પુરુષ પોતાની નિંદા–મશ્કરી અથવા પૂજા–શ્રદ્ધા પ્રત્યે ચિત્તવૃત્તિને ચંચળ કરે જ નહિ.

સમતોલ ચિત્તવૃત્તિ–જ્ઞાનવૃત્તિ..એજ આત્મસમાધિનું મુખ્ય લક્ષણ છે.

અસમાધિનું મૂળ મિથ્યાદર્શન શલ્ય છે.

સંસારનું મૂળ મિથ્યાદર્શન છે.

મોક્ષનું મૂળ સમાધિ-આત્મસમાધિ છે. સમ્યક્‌દર્શન છે.

સમતોલ ચિત્તવૃત્તિએ વર્તવું એજ અણગારનું સાધકમાર્ગે વિચરવું છે. એ માર્ગે વિચરતાં પરિષહ આવે તો તે વખતે અણગાર શું કરે?

मेरूव वापणं अकम्पमाणो. परिषहे आयगुत्ते सहेज्ज

સંયમનિષ્ઠ આત્માર્થી પુરુષ હંમેશાં કાચબાની માફક પાંચેય ઈન્દ્રિયોને ગોપવે, તેના પ્રત્યેના રાગને ટાળે. વાયુના વેગથી ન કમ્પે એવા મેરૂ સમાન પર્વતની જેમ પોતાના સાધક માર્ગમાં આત્મજ્ઞાન-સમદર્શિતાપૂર્વક આત્મ કલ્યાણના માર્ગમાં દૃઢ રહીને..વિચરે છે.. તે માર્ગમાં નિંદા-તિરસ્કાર-પરિષહ વગેરેને સમતોલ વૃત્તિએ સહન કરતાં વિચરે છે. મહર્ષિ એટલે મહાત્મા એ મહાત્મા અણગાર નતો હર્ષથી છકી જાય કે નતો દુઃખથી દીનતાને પામે. દીનતા અને હિણુતાથી આત્માર્થી અણગાર સદાય દૂર રહે. એમ કહીને ભગવાન ભલામણ કરે છે કે-આવા મારા અણગારને.. સમદર્શિપણું એજ સુંદર માર્ગ છે. ધન-માલ-જ્ઞાતિ-વર્ગ-માતા-પિતા-આદિ સર્વને છોડીને તથા સર્વ પ્રકારના આરંભ-પરિગ્રહને છોડીને ઉત્તમ સંયમી બનીને અણગાર સાધક માર્ગે નિર્દોષ જીવન વ્યવહાર ચલાવે તે કેવી રીતે?

ઉત્તમ વ્રતવાળો એટલે નિશ્ચય વ્રતપૂર્વક, કર્તવ્યનિષ્ઠ એટલે પોતાનું મોક્ષનું કાર્ય સાધવામાં નિષ્ઠ, ઈન્દ્રિયોને વશ રાખવાવાળા એવા સંતપુરુષો પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિઓનું..અને વિવેકપૂર્વક જીવન વ્યવહારનું અહીં સમ્યક્‌ પ્રકારથી પાલન કરી શકે છે. તેજ તેમનું સાધકમાર્ગે વિચરવું છે.

નિશ્ચય તથા વ્યવહાર સમિતિ-ગુપ્તિ-અશુભ ભાવોનું છૂટી જવું ને શુભ ભાવમાં વર્તન..તે વ્યવહાર ગુપ્તિ-સમિતિ અને જ્ઞાનાનંદ સ્વરૂપમાં સ્થિર થવું તે નિશ્ચય સમિતિ-ગુપ્તિ છે. જેણે સ્વપૂજા કીર્તિ-સન્માન આદિની ઈચ્છાનો ત્યાગ કરી દીધો છે તેજ..સુસમાધિમાં સ્થિત છે. આવા સુસમાધિસ્થિત-આત્મજ્ઞાની-સમદર્શિ-સાધક-માર્ગી અણગાર પોતાના પૂર્વકૃત કર્મોને પોતાના જ્ઞાનાદિક સત્‌કાર્યો દ્વારા નાશ કરે છે. કર્મોને દૂર કરી દે છે. અને સ્વરૂપસ્થિરતા વધારી વધારીને પૂર્ણ સાધ્ય..સિદ્ધ દશાને પામી જવાના છે. આ માર્ગે આવ્યા વિના રહેવાનું નથી. અને માર્ગે આવીને આ સાધ્ય સાધ્યા વિના જંપીને બેસવાનું નથી. આવું આત્મજ્ઞાનીનું સાધક માર્ગે વિચરવું હોય છે. આ સાચું આત્મજીવન છે. નગદ્‌ જીવન છે.

એવા સાચા અણગારની પરીક્ષા કરીને તેના ચરણે ઢળી જવા જેવું છે.

चंदेसु निमलयरा आइचेसु अहियं पयासयरा
सागरवर गंभीरा सिद्धा सिद्धिं मम दिसंतु

પણ ઉદાયન સિદ્ધને નમસ્કાર નહિ..આ રીતે અંતસમય સુધી..આળોવી, પડીક્કમી, નિંદી, નિસલહ થયા વિના વિરાધકભાવે મરીને સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ થઈને હલકી ગતિમાં ગયા છે. જોયું ! બધાય સિદ્ધ ભગવંતોને નમસ્કાર પણ એક ઉદાયન સિદ્ધને નહિ! આવો ખેદ અને પક્કડ તે પરદ્રવ્યોનો આગ્રહ છે. સમ્યગ્દષ્ટિ, બાર વ્રતધારી અંત સમયે વ્યક્તિપૂજામાં ભ્રષ્ટ થઈને હલકી ગતિમાં ગયો. શાસ્ત્રમાં "નમો અરિહંતાણ" આવે છે. પણ "નમો મહાવીરાય" એમ આવતું નથી..પંચપરમેષ્ટીને નમસ્કાર કર્યા ..ત્યાં કોઈ વ્યક્તિનું નામ નથી આવતું..નમો અરિહંતાણંમાં બધા અરિહંતો આવી જાય છે તેથી તે ગુણવાચક શબ્દ છે. પણ વ્યક્તિ કે દ્રવ્યવાચક શબ્દ નથી.

સમ્યગ્દષ્ટિને ગુણ તરફ દૃષ્ટિ હોય...શાસ્ત્રમાં કોઈ ઠેકાણે શ્રી વીર ભગવાનને નમસ્કાર આવે છે...જેમકે पुच्छिंसु णं समणा माहणाय સૂત્રપાઠ પરંતુ ત્યાં બીજા ગુણીના આદરપૂર્વક વર્તમાનમાં શ્રી વીરભગવાનનો અનંત ઉપકાર વર્તે છે. તેને લક્ષમાં લઈને શ્રી વીરને નમસ્કાર કર્યા છે. બીજા ગુણીનો આદર લક્ષમાં રાખીને કોઈ વ્યક્તિને નમસ્કાર કરવો તે વ્યક્તિપૂજા નથી પણ ગુણ પૂજા છે. પણ બીજા ગુણીના આદરનો નિષેધ કરીને કોઈ એકજ વ્યક્તિનો આદર કરવો તે વ્યક્તિપૂજા છે.. નિમિત્તની પક્કડ છે....મિથ્યાદર્શન શલ્ય છે. અઢારમું પાપ છે સંસારવર્ધક ભાવ છે.

જે વસ્તુસ્થિતિને બરાબર સમજે છે તેને બધોય વિવેક આવી જાય છે. સમ્યગ્દષ્ટિને શુદ્ધ સ્વભાવનું ભાન થયું છે. તેના જોરે અશુદ્ધતાનો નાશ કર્યો છે. પણ હજી અલ્પ અસ્થિરતા છે...તેટલો બંધ છે...પણ તે ગૌણ છે. એક વીતરાગને ઓળખે એક ગુણીને ઓળખે તે બધા વીતરાગોને બધા ગુણીને ઓળખે છે. તે आयात चखु છે. બધાય ગુણી પ્રત્યે તેને આદર છે. જ્ઞાની ભલામણ કરે છે કે જ્ઞાન–વિવેક–વિચારને વધાર.

અભિચકુમારને આવી આગ્રહબુદ્ધિના કારણે વિરાધકપણું થયું. હલકી દેવગતિમાં ઉપન્ન થયા. જ્ઞાનીને કોઈ દેવ કે ગુરુનો ઉપકાર લક્ષમાં આવે ત્યારે તેમના જુદા જુદા નામ લઈ સ્તુતિ કરે, પૂજા કરે, વખાણ પણ કરે ખરા. પણ તેની દૃષ્ટિ તો ગુણ ઉપર છે. વ્યક્તિનો આગ્રહ હોતો નથી. કોઈ દેવ–ગુરુના જુદા જુદા નામ લઈને સ્તુતિ કરે છે ત્યારે બીજા દેવ–ગુરુ કે ગુણીઓના ગુણોનું બહુમાન તેના હૃદયમાં હોય છે. તે વખતે બીજા દેવગુરું કે ગુણીઓનો નિષેધ તેના હૃદયમાં હોતો નથી. ગમે તે પ્રસંગમાં જ્ઞાનીનીદૃષ્ટિ आयात चखु વિશાળ હોય છે. વ્યક્તિ ઉપર દૃષ્ટિ હોય તો તે અજ્ઞાન છે...મિથ્યાત્વ છે..તે યોગ્ય નથી. જે એકજ વ્યક્તિને માને છે. તેને પરદ્રવ્યનીજ પક્કડ છે. તેની દૃષ્ટિ ગુણ ઉપર નથી...પણ નિમિત્ત ઉપર છે. અને નિમિત્તનીજ પક્કડ તેને રગે રગે થઇ ગઈ છે.

જ્ઞાની પરદ્રવ્યથી અને શુભાશુભ પરિણામથી નિરાળા આત્માનું જાણપણું રાખે

છે. અને સ્વભાવની જાગૃતિમાં ઉભા છે. ત્યાં પણ હજી અધુરાશ છે. રાગ આવે છે. પણ તેની પછવાડે પૂર્ણતાનું લક્ષ વર્તે છે. અને યોગનું પ્રવર્તન જિન આજ્ઞાને આધીન થઈને પ્રવર્તે છે. તેથી તેમને આત્મજ્ઞાન આદિ હોય છે.

આત્મજ્ઞાની-સમદર્શિ-સાધક માર્ગે વિચરનાર અણગારના લક્ષણ સમજી વિચારી આરાધક માર્ગે આગળ પુરુષાર્થ કરવો એ જ હિતકારી છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં ૧૪૬

સં. ૨૦૧૫ના કારતક વદ ૮, બુધવાર, તા. ૩—૧૨—૫૮

**શુભાશુભ પરિણામથી નિરાળી દૃષ્ટિ....**
**એક વાર તો....પ્રગટ કર....**
**તારૂં શુદ્ધ અનંત સામર્થ્ય ભરપુર ભર્યું છે...**
**તેના ઉપર એકવાર દૃષ્ટિ તો કર..મીટ તો માંડ...**

સંયતિ રાજાનો અધિકાર ચાલે છે. મહાન સમર્થ ગર્દભાળી મુનિ સાધક દશામાં વિચરી રહ્યા છે. અને પૂર્ણ સાધ્ય દશાને પામી જશે. જ્ઞાની ભલામણ કરે છે કે..સાધક માર્ગે વિચરીને પૂર્ણ સાધ્યની સિદ્ધિ કરી લો. સાધક દશામાં વચ્ચે શુભ રાગ આવે તેથી એમ સમજવાનું કે શ્રદ્ધવાનું નથી કે શુભ રાગ કરતાં કરતાં ધર્મ થઈ જાય..શુભ રાગ આવે...એવો આવે કે તીર્થંકર ગોત્ર પણ બંધાઈ જાય... પણ તેનાથી ધર્મ ન થાય. શુભ કરતાં કરતાં ધર્મ થઈ જાય એ શલ્યને કાઢી નાખજે.

"एवं भवे संसारे संसरइ सुहासुहेहि कम्मे हीं" —સૂત્રપાઠ

આ ઉંધા શલ્યથી અનંતકાળ કાઢયો..હવે તે શલ્યને કાઢી નાખ. પ્રમાદ ન કર જીવો પમાય વહુલો તોજ તારૂં અવિનાશી કલ્યાણ થશે.

શુભાશુભ પરિણામથી નિરાળી દૃષ્ટિ એકવાર તો પ્રગટ કર. તારું શુદ્ધ અનંત સામર્થ્ય ભરપુર ભર્યું છે...તેના ઉપર એકવાર દૃષ્ટિ તો કર..મીટ તો માંડ...

સાચી દૃષ્ટિ વિના મોક્ષ નથી "अगुणिस्स नत्थि मोक्खो, अनाणिस्स नत्थि मोक्खो" સમ્યક્ સાચા ચારિત્રની આરાધના વિના મોક્ષ નથી.

ચારિત્ર વિના મોક્ષ નથી માટે અંતરમાં ગુણ છે તેમાં દૃષ્ટિ કરીને સાધક જીવે આ પકડી લેવાનું છે. તેમાં એકાગ્ર થવાથી શુદ્ધ પર્યાય નિર્મળપર્યાય પ્રગટે છે.

આત્મશ્રિત નિશ્ચય છે....અને પર્યાયાશ્રિત વ્યવહાર છે.

આશ્રય કરવા યોગ્ય આત્મા છે, આશ્રય કરનાર પર્યાય છે.

અનંતકાળથી પોતાના પર્યાયે પોતાના આત્માનો આશ્રય કર્યો નથી. જો આત્માનો આશ્રય કરે તો સાધકદશા પ્રગટ્યા વિના રહે નહીં. આત્મા એક સમયમાં અનંત ગુણોથી પરિપૂર્ણ છે. જો તેમ ન હોય તો આત્મા વસ્તુ કહેવાય નહિ.

જ્ઞાન-સુખ-આનંદ આદિ ગુણોનો સ્વઆશ્રય તરફ લક્ષ જાય તો નિશ્ચય નય છે.

"गुणाणमासओ दव्वं" સૂત્ર અનંતા ગુણો દ્રવ્યના આશ્રયે રહેલાં છે અને અનંતા ગુણો એક આત્મદ્રવ્યમાં રહેલા છે. પરાશ્રય તરફ લક્ષ જાય એટલે અવસ્થાનું લક્ષ, પરાશ્રય તરફ જાય તે વ્યવહાર નય છે. જેના અનેક ભેદ છે.

(૧) સદ્‌ભૂત વ્યવહાર નય.

(૨) અસદ્‌ભૂત વ્યવહાર નય.

(૩) ઉપચરિત વ્યવહાર નય

(૪) અનુપચરિત વ્યવહાર નય.

સ્વ અને પર તરફ વર્તમાન વર્તતી અવસ્થાજ ઢળે છે. હવે આત્મા પોતેજ અનંત ગુણ અને પર્યાયોથી ભરપુર છે. આત્મદ્રવ્યના અનંત ગુણની ધ્રુવ પર્યાય અનંત છે, ભરચક છે, પરિપૂર્ણ છે. જે અવસ્થા પ્રગટે છે તે અંદરથી પ્રગટે છે.. બહારથી પ્રગટતી નથી. હવે સાધક જીવે શું કરવું ? અવસ્થાનું વલણ જો અંદરમાં જાય તો શુદ્ધ અવસ્થા પ્રગટે. અનંત કાળથી અવસ્થાનું વલણ અંદરમાં ગયું નથી. एवं भव संसारे . . . . . . . . સૂત્રપાઠ. અવસ્થાનું વલણ અંદરમાં લઇ જવા માટે એક સમયનો પણ પ્રમાદ કરવા જેવો નથી. અંદરમાં મીટ માંડ નહીં તો રંડાઈશ. અને અંદરમાં મીટ માંડીશ તો મોક્ષ જ લઇશ. પરિપૂર્ણ સ્વભાવ ઉપર મીટ જાય તો તારામાંજ નિર્મળ અવસ્થા પ્રગટે છે. આજે તું ઉભો છું, તેમાંથી અવસ્થા આવે છે. એવી પ્રતીતિ થાય છે.? હવે જ્ઞાનની અવસ્થાનું વલણ તે વર્તમાન જ્ઞાનનો ક્ષયોપશમ છે તેમાં મિથ્યાત્વ-અજ્ઞાન-અને રાગદ્વેષ છે.

વર્તમાન જ્ઞાનની અવસ્થાનું વલણ વિભાવ તરફ જાય તો તે અજ્ઞાન છે. "નય નિશ્ચય એકાંત નહિ. બંને સાથ રહેલ." જ્ઞાનની અવસ્થા દ્વારા ભાન થાય કે આ રાગ-દ્વેષ કે ભોગનો વિકલ્પ તે હું નહિ.

"नाणेणं आणई भावे"........ —સૂત્રપાઠ

હું ઉણો-અધુરો કે અપૂર્ણ નથી. પરંતુ હું જ્ઞાન-દર્શન-વીર્ય-આનંદથી પૂર્ણ

જ છું. એમ જ્ઞાન દ્વારા ભાન થાય છે. આમ જ્ઞાનનું વલણ જો અંદર જાય તો સ્વભાવની પ્રતીતિ આવે. જ્ઞાનની અવસ્થામાં લક્ષ પરિપૂર્ણ આવ્યું તેથી પરિપૂર્ણતા લીધે જ છૂટકો.

આત્મા અસંખ્યાત પ્રદેશી છે. તેના એક એક પ્રદેશે અનંત ગુણ છે. માટે આત્મા અનંત ગુણની મૂર્તિ છે. તેમાં કપટથી નિરાળી સ્વ-આત્મ દૃષ્ટિ કરીને સમ્યગ્દૃષ્ટિએ જે વિષય કર્યો અને તેમાં લીનતા કરી તે અનંતગુણ ચૈતન્યઘન ભગવાન આત્માનો અનુભવ છે. એટલે પોતાના સ્વભાવનો ભોગવટો છે. સંસારનો ભોગવટો કરતાં કરતાં અનંતકાળ કાઢી નાખ્યો...સ્વરૂપના સ્વસંવેદનનો ભોગવટો અજ્ઞાનીને હોતો નથી. અજ્ઞાની તો પુણ્ય-પાપનો ભોગવટો કરી રહ્યો છે.

" एवं भव संसारे "

સાધક માર્ગે વિચરતા અણગાર નિશ્ચય સ્વરૂપનો સ્વસંવેદનનો ભોગવટો કરી રહ્યા છે. અહો ! શુભાશુભ પરિણામથી નિરાળો અનંત-અરૂપી-ગુણમૂર્તિ આત્મા જેને પ્રતીતિમાં, જ્ઞાનમાં આવ્યો, અનુભવમાં આવ્યો તેની આખી લાઈન જુદી થઈ જાય છે. કે મોક્ષમાં જતાં ક્યાંય વાંધો ન આવે. તેની દશા પલટાઈ જાય છે. તેની પરથી નિરાળી શ્રદ્ધાનું લક્ષ અપૂર્વ હોય છે. ભેદજ્ઞાન પણ અપૂર્વ હોય છે. શુભાશુભ પરિણામથી નિરાળી સ્વરૂપની આત્મલીનતા અપૂર્વ હોય છે. છઠ્ઠે-સાતમે ગુણસ્થાનકે વારંવાર આવજાવ થાય છે. એની સ્વ-આશ્રય દૃષ્ટિ પર આશ્રય દૃષ્ટિવાળા કરતાં જુદી જ પડે છે. સ્વ-દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવે અસ્તિ એને પર દ્રવ્યાદિએ નાસ્તિ...એવું પોતામાં અસ્તિરૂપ અને પરથી નાસ્તિરૂપ અનેકાંત જ્ઞાન એકાંતવાળા કરતાં જુદું જ હોય છે.

સાધક માર્ગે વિચરતા આ સાધકની દૃષ્ટિ તો જુઓ..સ્વ-આશ્રયદૃષ્ટિ અને પર-આશ્રય દૃષ્ટિવાળાનું આચરણ બહારથી તો એક સરખું દેખાય પણ અંતરમાં આંતરા હોય છે. જે જે શુભ પરિણામ આવે તેનો સાધકમાર્ગી જ્ઞાતાપણે રહેતો થકો સ્વરૂપ સ્થિરતાને વધારતો, પૂર્ણ વીતરાગતાની ભાવના અંતરથી ભાવતો, ભાવના વધારતો એવો સાધકમાર્ગી સમ્યગ્દૃષ્ટિ તેનું આચરણ પણ જુદું હોય છે. તેનો સ્વઅનુભવ જુદો જ હોય છે. તેને સ્વભાવનો ભોગવટો હોય છે. જ્ઞાનીને શુદ્ધ આત્માની ઉત્પત્તિ થાય છે. અને અશુદ્ધતાનો નાશ થાય છે. સ્વ-આશ્રય શ્રદ્ધા છે..અને સ્વભાવનો ભોગવટો છે. નિરાકુળતાની ઉત્પત્તિ છે. કષાયની મંદતામાં ધર્મ માન્યો નથી. કષાયની મંદતા વચ્ચે આવે ખરી. સ્વ-આશ્રયદૃષ્ટિ જ્ઞાન રમણતામાં જેણે મહાન લાભ માન્યો છે. તેજ સાધક અણગાર સાચા મોક્ષમાર્ગી છે.

જ્ઞાયકનું જ્ઞાન એટલે પરમ શુદ્ધ પારિણામિક ભાવની શ્રદ્ધા-જ્ઞાન-અને તેમાં જ રમણતા..અથવા જ્ઞાયકભાવનું જ્ઞાન-શ્રદ્ધા-રમણતા..જ્ઞાયકમાં એટલે શુદ્ધ પારિણામિક

ભાવમાં રમણતાની તીખાશ..તેમાં જ્ઞાનાદિ રત્નચારની આરાધના આવી જાય છે. આવા સાધકમાર્ગે વિચારતા અણગાર ભવથી–સંસારથી છૂટીને સ્વભાવ લક્ષ્મી પામીને સુખી થાય છે.

આમ અણગારના લક્ષણની પરીક્ષા તો કરો..હે ભાઈ! તું તારા સ્વભાવનો આશ્રય કર. સ્વ–આશ્રયભાવ ચોથી ભૂમિકાથી શરૂ થઈ જાય છે. સ્વભાવ તો ભરચક અંદરમાં ભર્યો પડયો છે. સંગ્રહ તો અંદરમાં ભર્યો પડયો છે. તેને બહાર કાઢવાનો છે. "जीवो पमाय बहुलो." પાણી જોઈતું હોય તો જે તરફ મીઠું પાણી ભર્યું હોય તે તરફ પાણી ભરનારી વળે જ. તેમ સ્વભાવમાં મીઠું પાણી છે. હવે તે પર્યાયમાં લેવું હોય તો તે તરફ વળો. જરૂર પર્યાયમાં પૂર્ણતા થશે. અજ્ઞાનભાવે શુભાશુભનો જ આશ્રય–રાગદ્વેષનો જ આશ્રય લીધો છે. હવે સ્વભાવ તરફ વળીને સ્વભાવનો આશ્રય લે. અનંત જીવો સ્વભાવનો આશ્રય લઈને કેવળી થઈ ગયા. તેઓને સ્વભાવ તરફ વળવાનું કહેવાતું નથી. પણ તને તેમ કરવાનું કહેવું પડે છે. સ્વભાવનો આશ્રય કેમ લેવો તે સમજાવે છે.

જુઓ....જ્યારે પૂછો ત્યારે દ્રવ્ય તો પરિપૂર્ણ છે. માત્ર પર્યાય સ્વભાવ તરફ વળે છે. હવે દ્રવ્ય પર્યાય એક થયા પછી વળવાનું કાંઈ રહેતું નથી. કદાચિત્ જ્ઞાન ઉપયોગ બહારમાં જાય છતાં દૃષ્ટિ અંદરમાં પડી છે. વર્તમાન પર્યાયમાં પુણ્ય–પાપના શુભાશુભ પરિણામ છે. પુણ્ય–પાપનો વ્યવહાર છે. તો તમારે હવે સ્વભાવ તરફ વળવાનું રહે છે કે નહિ? કેવળીને શુભાશુભ–પુણ્ય–પાપનો વ્યવહાર નથી તો સ્વભાવ તરફ હવે વળવાનું રહેતું નથી.

સાતમાં ગુણસ્થાનકે આયુષ્ય કર્મને વર્જીને સાત કર્મોનો બંધ પડે છે. માટે ત્યાં પણ પુણ્ય–પાપનો વ્યવહાર પર્યાયમાં છે. બુદ્ધિપૂર્વક કે અબુદ્ધિપૂર્વક પણ છે. તેથી સ્વભાવ તરફ વળવાનું રહે છે. એટલે સાધક માર્ગે વિચરતા અણગારને વસ્તુ અને પર્યાયમાં એટલો ભેદ છે. તે વ્યવહાર છે. ભેદ છે તો સ્વભાવનો આશ્રય લેવાનું રહે છે. અને પરાશ્રય તોડવાનું રહે છે. જો બંધ–મોક્ષ, સાધક–બાધક કાંઈપણ ન હોય..શુભાશુભનો વ્યવહાર પર્યાયમાં ન હોય તો કાંઈ પુરુષાર્થ કરવાનું રહેતું નથી. પરંતુ કદાચિત્ વ્યવહાર છે. તે બરાબર જેમ છે તેમ જાણી લેવા જેવો છે. વીતરાગનું શાસન મળ્યું છે...પૂર્વ પુણ્યે માન–પાન આપનારા ઘણા મળશે પણ સત્ સમજાવવાવાળા મળ્યા છે. તો સમજી લે ને...તે વારંવાર નહિ મલે માટે ઝટ સમજી લે ને?

જ્યાં સુધી પૂર્ણ અવસ્થા ન થાય એટલે દ્રવ્ય પર્યાય પૂર્ણપણે એકમેક ન થાય ત્યાં સુધી અખંડ –અભેદ પરિપૂર્ણની પ્રાપ્તિને માટે સાધક અવસ્થા પણ આદરણીય છે. છતાં સાધક અવસ્થા સર્વ રીતે આદરણીય નથી.

બહિરાત્મા–અંતરાત્મા અને પરમાત્મા...

અંતરાત્માની અપેક્ષાએ અજ્ઞાન આત્મા હેય છે...પણ પરમાત્માની અપેક્ષાએ અંતરાત્મા પણ હેય છે...અને પરમાત્મા ઉપાદેય છે. પૂર્ણ પર્યાય ન થાય ત્યાં સુધી નીચલી ભૂમિકામાં પુણ્ય–પાપના પરિણામ થાય ખરાં. ચોથી ભૂમિકા કરતાં પાંચમી ભૂમિકાએ વધારે પુણ્ય પરિણામ થાય. અને છઠ્ઠે તો પુણ્ય પરિણામ જ હોય...પરંતુ સ્વભાવ-દૃષ્ટિમાં તે નથી. અને અસ્થિરતાના કારણે તે પરિણામે થાય છે. સ્વરૂપ સ્થિરતા વધતાં સ્વ–આશ્રય શક્તિના બળે તે ટળી જાય છે.

જે મેધાવી પુરુષો, પ્રજ્ઞાશીલ અણગારોએ....સમ્યક્જ્ઞાની–સમદર્શિ અણગારોએ અરતિનો ત્યાગ કર્યો છે. અને દ્વેષનું નિવારણ કરેલ છે. તેઓ કાળની પરીઘથી મુક્ત છે. એવો અણગાર શીઘ્રતાથી કાળના ડાયરામાંથી જરૂર મુક્ત થઈ જશે. અને તે અજર–અમર થઈ જશે. તેનો અર્થ એવો છે કે તે જ અજર–અમર થઈ જશે. કે જે અરતિને નષ્ટ કરી દે છે. એવા મેધાવી આત્મજ્ઞાની અણગાર તે ક્ષણભરમાં મુક્ત થઈ જાય છે. “भवे अकामे अझंझे” જીવનમાં એ જ આદર્શ હોય કે કામભાવ–ઇચ્છાભાવ–તૃષ્ણા ભાવ નષ્ટ થઈ જાય. કષાયભાવ અને રાગદ્વેષ નષ્ટ થવાથી સ્વ–પરનું કલ્યાણ થઈ શકે છે.

“जं हं तव तं नामि पथ्थये”

જે પાપરૂપ છે, ઘાતરૂપ છે, ત્યાજ્ય છે, તે તે વિષયનો આત્મજ્ઞાની અણગાર વિકલ્પ કે ઈચ્છા ન કરે, પ્રાર્થના પણ ન કરે, તેને તો દૂરથી જ નવ ગજના નમસ્કાર કરે. અને જ્ઞાનાદિકની આરાધનામાં લીનતા કરે. તે જ સાચા અણગાર છે. એવા અણગાર “पावकम्मं नेव कुज्जा नकार वेज्जां” પાપકર્મ, અનિષ્ટ કર્મ, લોકનિંદનીય કર્મ, વ્યવહાર નિંદનીય કર્મ, કરે કે કરાવે નહિ. તે જ સાચા જૈન શાસનના શણગારરૂપ અણગાર છે.

“खणं जाणाही पंडीये !”

હે પંડિત! હે આત્મજ્ઞ! આત્મજ્ઞાની! સમદર્શિ! સાધક માર્ગે વિચરનારા સાધક! ક્ષણ ને જાણ...સમયને સમજ....ક્ષણ ક્ષણનો વિચાર કર. દ્રવ્ય-ક્ષેત્ર–કાળ–ભાવથી પ્રત્યેકે પ્રત્યેક દ્રવ્યને સમજ. તે વિચાર અને તત્ત્વનું અનુસંધાન કર. કે કોના બળ ઉપર આ સંસાર ચક્ર ચાલી રહ્યું છે? હે વીર પંડિત! બુદ્ધિમાન–આત્મજ્ઞાની-સમદર્શિ–સાધક માર્ગે વિચરનારા! ભોગોની આકાંક્ષાઓને ભોગોની પ્રવૃત્તિને છોડીને તૃપ્ત થા. “आ संच छंदंच विगिंच धीरे” ભોગોથી આજ દિન સુધી ન તો કોઈને તૃપ્તિ થઈ કે ન તો કોઈને તૃપ્તિ થવાની છે. ભોગો તો અગ્નિ સમાન અનંત તૃષ્ણામય છે. અને તે ક્યારેય શાન્ત થવાવાળા નથી. ભોગભાવ અશાંત છે. અને તે સમ્યક્ સંતોષ ભાવથી નષ્ટ થઈ જાય છે.

“पुरीसा अताणं मेयं एयं दुःखाय दुक्खो”

હે અણગારો! પોતાના આત્માને વિષય-કષાયથી છૂટો કરો...અને ધર્મધ્યાન-શુકલધ્યાનમાં સ્થિત કરો. એ બે ધ્યાનથી આગળ વધો. અને સાચું જીવન ચલાવો. તેનાથી તમારા તમામ દુઃખોનો નાશ થશે. તમારા આત્મામાં અનુરકત થાવ..જે આ રીત બતાવી તેનાથી મુકત બની શકશો. સાધક માર્ગે વિચરતાં વિચરતાં અંતે અણગાર નિજસ્વભાવમાં લીન થઈને સ્વરૂપની લીનતા વધારી દે છે. તે સાધક માર્ગી અણગાર છે.

"जे अणान्न दंसी से अणणा रामे।
जे अणणा रामे से अणान्न दंसी ॥"

જે આત્માઓ અનન્યદર્શી છે. એટલે સમ્યક્રત્નચાર સહિત છે, અહિંસા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય-અપરિગ્રહ એટલે અનાસકિત આદિ આદર્શ સાત્વિક માર્ગનું અવલંબન લેવાવાળા છે. અને જીવનમાં વિપરિત વાતોને સ્થાન આપતા નથી, તે નિશ્ચયથી મોક્ષગામી છે. તે ઉચ્ચ આદર્શવાળો આત્મા છે. જે અનન્યદર્શી છે તે અનન્ય આરામ-વાળો છે. એટલે મોક્ષવાળો છે. અને જે મોક્ષવાળો છે તે જ અનન્યદર્શી છે, અનન્ય આરામવાળો છે.

તે જ આત્મજ્ઞાની-સમદર્શિ-સાધક માર્ગી અણગાર છે.

ॐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૭

સં. ૨૦૧૫ના કારતક વદી ૯, ગુરુવાર, તા. ૪-૧૨-૫૮.

**હે ભાઈ! શુભભાવ તે પુણ્ય ભાવ છે...**
**પુણ્ય ભાવથી નિર્વિકારી ભાવ પ્રગટે નહિ...**
**તો પાપભાવ તો મોક્ષમાર્ગનું સાધન થાય જ કયાંથી?**

અણગારનું ત્રીજું લક્ષણ કહેવાય છે, અણગાર અભ્યંતરમાં કેવી રીતે પરિણમી રહ્યા છે, તે સમજો અને પરીક્ષા કરો. અણગાર કેવળ લઇને મોક્ષે જાય છે તેમ તમે પણ જાવ. "सुसमाहि अप्पा जे सभिक्खू" સૂત્ર દશવૈકાલિક

જે સાધક અણગાર નિરંતર આધ્યાત્મિક વિચારોમાં, દાર્શનિક વિચારોમાં અને આત્માના જ વિચારોમાં લાગ્યા જ રહે છે. તેના જ કાર્યમાં વિચરે છે, તથા સુસ-

માધિવંત, સ્થિતપ્રજ્ઞ, નિષ્કામ છે તે જ અણગાર-મુનિ-ભિક્ષુ છે. જે અધ્યાત્મરત સુસમાધિવંત આત્મા છે તે જ સાચા અણગાર છે. એવાઓના નામ-ગોત્ર પણ મહાન લાભના કારણ છે. તેવાના ચરણમાં જો જીવ ઢળી જાય તો કલ્યાણ થઈ જાય.

એવા અણગાર સંસારસમુદ્ર તરવાને માટે ધર્મ જહાજ છે. તેને જ સાધક માર્ગી અણગાર કહેવાય છે. "સૂત્ર દશવૈકાલિક धम्म ज्झाण रए तेस भिक्खू" પોતાના સ્વસમયને ધર્મધ્યાન-પઠન-પાઠન-આત્મચિંતન-સ્વસ્વરૂપનું જઘન્ય-મધ્યમ-આરાધન ઇત્યાદિ સત્ કાર્યોમાં પોતાના સમયને લગાવી રાખે છે....પઠન-પાઠન કરતાં કાંઈક આધ્યાત્મિક વાત વાંચવામાં આવે તો ટાંચણ પણ કરી લે છે. અને મુમુક્ષુ જીવને તથા પોતાને સમજાવે છે. એટલે જે ધર્મધ્યાનમાં રકત્ રહે છે. તે જ વાસ્તવમાં સાચા અણગાર ભિખ્ખુ છે. તેઓ સર્વ પ્રકારે અસંગ છે. ગમે તેવા માણસો સામે આવીને ઊભા હોય કે ઇન્દ્રની અપ્સરા ઊભી હોય...છતાં તે સર્વ પ્રકારના સંગ કે પરિગ્રહથી અસંગ છે. અને જે નિર્ગ્રંથ છે અને આસક્તિથી રહિત છે. જેમાં કોઈ પણ કામના શેષ છે નહિ.... એ જ સાચા ભિખ્ખુ અણગાર છે. તેને ભગવાન પુરુષપુંગવ કહે છે. "निगंथा धम्म जीविणो" બાહ્ય પરિગ્રહ-ધન--સંપત્તિ આદિ તથા આંતરિક પરિગ્રહ--કષાય--વાસના આદિ બધાય વિકાર તે બંને પ્રકારના પરિગ્રહથી રહિત એવા અનાસક્ત નિર્ગ્રંથોનું જીવન અને એમની પ્રત્યેકે પ્રત્યેક ક્ષણ, "धम्म जीविणो" પ્રત્યેકે પ્રત્યેક શ્વાસોશ્વાસ અને જીવન-ક્રિયાઓ સંવરમય જ હોય છે. એટલે ધર્મયુક્ત છે જ. વળી "निगंथा उज्जु दंसीणो" જે બાહ્ય-અભ્યંતર-પરિગ્રહથી, વિષય-વાસના, સંપત્તિથી રહિત છે એવા નિર્ગ્રંથ ઋજુદર્શી હોય છે, સરળ હોય છે. એટલે એમની સમક્ષ કેવળ મોક્ષ સંયમ-માર્ગ હોય છે. "धम्मो सुध्धस्स चिट्ठई" નિર્ગ્રંથોની વૃત્તિ અહીંતહીં ભટકવાવાળી તૃષ્ણામય હોતી નથી. માટે જ " ઉજ્જુદંસીણો " કહ્યા છે.

તેવા જૈન શાસનના શણગારરૂપ અણગારને કોટી કોટી વંદન હો.. વળી "धम्मा रामे चरे भिक्खु" ભિખ્ખુ સદૈવ ધર્મરૂપી બગીચામાં, સ્વ-પરને કલ્યાણકારી માર્ગમાં જ વિચરતા રહે, પ્રવૃત્તિ કરતાંજ રહે. જ્ઞાન-દર્શન-ચારિત્ર તપ અને ભાવ-બ્રહ્મચર્ય યુક્ત, દ્રવ્ય બ્રહ્મચર્ય-જ્ઞાન-દાન-અભયદાન એવી ભાવનાના સુંદર ઉદ્યાનમાં સ્વયં વિચરે અને બીજાઓને તે તરફ આકર્ષિત કરતા રહે.

આ ગર્દભાળી મુનિ નિર્વિકલ્પ દશામાંથી સવિકલ્પ દશામાં આવે છે..ત્યારે રાજાના ભાવ પકડીને કહે છે કે હે રાજન! તને મારા તરફથી અભય છે. માટે તું પણ અભય દાનનો દાતાર બન. મુનિએ પોતા તરફ રાજાને આકર્ષિત કર્યો પણ ભોગ તરફ આકર્ષિત કર્યો નહિ. પણ જ્ઞાન દાન અભયદાન આપીને આકર્ષિત કર્યો છે. તેજ હિતાવહ છે અને કલ્યાણકારી છે. એકાદ વચન તો વિચારો..વાંચી ગયા, બોલી ગયા, તેથી શું ? તેનું ગુમાન નકામું છે. "अभओ पत्थिवात्तुभ" ગર્દભાળી મુનિએ રાજાને

અભય આપ્યું. વિષય-કષાયવાળા બીજાને અભય આપી શકતા નથી. માટે સ્વસ્થ ચિત્તવાળા બનીને સારી રીતે સંયમનું પાલન કરો. "संजया सुसमा हिंया" જે વાસ્તવમાં સંયમી છે, અણુગાર છે, નિશ્ચયને પામેલા છે. તે સર્વથા ઈન્દ્રિયો અને મનને જ્ઞાનધ્યાનમાં લગાવતાં રહે છે. અને જ્યારે પોતે જ્ઞાનની સ્થિરતારૂપ ધ્યાનમાં જામી જાય છે. ત્યારે મન-ઈન્દ્રિયો એક બાજુ રહી જાય છે. અને પોતે પોતાની સુસમાધિનો અનુભવ કરે છે. અનુભવમાં ટકે તો અંતર્મુહૂર્ત ટકે પછી વિકલ્પમાં આવે ત્યારે ધર્મક્રિયાઓ કરે. પાંચ મહાવ્રત પાળે, ઈન્દ્રિયો મન અને કષાયનો વિજય કરવાવાળા અણુગાર પોતાના સ્વરૂપમાં સ્થિત થઈને સ્વરૂપને અનુભવીને અંતે મોક્ષગતિમાં જાય છે. આ દશા મહાવિદેહ ક્ષેત્રમાં અત્યારે પણ વર્તી રહી છે.કેવળજ્ઞાન લીધું કે લઉં.. લીધું કે લઉં.. આવી દશા પામવાને માટે જ્ઞાની કહે છે કે ભાઈ.. સ્વાશ્રય દૃષ્ટિ જ અંગીકાર કરવા જેવી છે. અને પરાશ્રય દૃષ્ટિ છોડવા જેવી છે.

જ્ઞાનીઓએ પરમાર્થ—જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ત્રણે સિદ્ધ કરી દીધા, સાધક માર્ગ પણ સિદ્ધ કરી દીધો. તે માર્ગે આવા જ પ્રકારે વિચરવું હોય છે. એ પણ સિદ્ધ કરી દીધું. અને સાચા સાધક માર્ગે વિચરતો થકો પૂર્ણતાના લક્ષે પૂર્ણપર્યાયને પ્રગટાવીને સિદ્ધ થાય એ પણ સાથે સાથે કહી દીધું. અને દ્રવ્ય-પર્યાય પૂર્ણપણે એકમેક, એકાકાર ન થાય ત્યાં સુધી પરિપૂર્ણ દ્રવ્યના લક્ષપૂર્વક સાધક અવસ્થા કથંચિત્ આદરણીય છે. એમ કહી દીધું. પૂર્ણ પર્યાય પ્રગટ ન થાય ત્યાં સુધી સાધકદશા કથંચિત્ આદરણીય છે પણ સર્વથા આદરણીય નથી એમ પણ કહી દીધું. માનો કે ન માનો તમારા ભાવે. પણ મારો ભગવાન આમજ કહે છે. અને તે સિદ્ધાંતમાં કહ્યું છે તે બતાવી દઈએ. અનંતગુણની ખાણ ભગવાન આત્મા છે. તેના તરફ અંતર્દૃષ્ટિ તેજ પરમાર્થ સાધવાનું સાધન છે.

થોભ, ધીરો થા, જોતો ખરો, કે પરમાર્થનું સાધન આત્મા હોય કે શુભ ભાવ? (શુભ ભાવનો સર્વથા નિષેધ કરે તેને જીભ પણ ન મળે.) આત્મામાં શુભાશુભભાવરહિત નિર્મળ એટલે સ્વાભાવિક પર્યાય પ્રગટ કરવી તેજ મુકિત છે. તેનુંજ નામ પરમાર્થ છે. "परमथ्थ सथवो वा" તો તે પરમાર્થનું સાધન તે આત્મામાં હોય કે પરભાવમાં? આત્મામાંજ હોય એમ શ્રી ઉતરાધ્યયન સૂત્રનું ૨૮મુ અધ્યયન કહે છે. હવે શુભ ભાવમાં કેમ ન હોય તે સમજાવે છે.

શુભભાવ તો પુણ્યભાવ છે..તે પરમાર્થનું સાધન ન હોય પણ પરમાર્થના સાધન દ્વારા પરમાર્થને લાવતાં લાવતાં શુભ ભાવ વચ્ચે આવે ખરો. પણ તે પરમાર્થનું સાધન નથી. સામાયિક-પ્રતિક્રમણ-વ્રત-જપ-તપ રૂપ શુભભાવ વચ્ચે આવે ખરો. પણ તે પરમાર્થનું સાધન નથી. શુભ ભાવનો પણ અભાવ થાય તો આત્મામાં પરમાર્થ સ્વભાવ પ્રગટે. કોઇ પૂછે કે શુભભાવ પરમાર્થનું સાધન કેમ નથી? શાસ્ત્રકાર તેને કહે છે કે

તરફની દષ્ટિ છે. અને તે સાપેક્ષ દષ્ટિ છે. નિરપેક્ષ દષ્ટિ વગર અંતરથી આત્મ-સ્વભાવ ખીલતો નથી. અને ખુલતો પણ નથી. અભવ્ય જીવ ભોગ નિમિત્તે બધુંય કરે છે. એનો અર્થ એવો નથી કે એને ભોગ ભોગવવાના અશુભ ભાવ છે. જો એવા અશુભ ભાવજ હોય તો નવમી ગ્રૈવેયકે કેમ જાય? એતો બહુ સ્થૂલ ભાવ છે. એવા ભાવ એને હોતા નથી. પણ પરનો અનુભવ એને રહી જાય છે. આત્માનો અખંડ અનુભવ એને થતો નથી. ઉંડાણમાં પુણ્યની મીઠાશ એને રહી જાય છે. માટે તે જે કાંઈ કરે છે તે ભોગ હેતુએજ છે. આથી તમારે એમ સમજવાનું નથી કે કષાય મંદ ન કરવો. તીવ્ર આસક્તિ અને ગૃદ્ધિપણું તો પ્રથમજ છોડવા પડશે. નહીં તો આત્માને સમજવાની લાયકાત પણ નથી. જે પૂર્વના પુણ્યે અનુકૂળતામાં વાહ! વાહ! થતી હોય તેમાંજ લીન થઈ જાય છે. અને જ્યાં પ્રતિકૂળતા આવે ત્યાં આકુળ-વ્યાકુળ થઈ જાય...પ્રકૃત્તિના તાબે પોતે આખોય અર્પાઈ જાય... અને પોતાના તાબે પ્રકૃતિને રાખવાની જેની તાકાત નથી...જરા રોગ અને પ્રતિકૂળતા આવે ત્યાં તરફળીયા મારે...છોકરો પૈસા ખોઈ નાંખે તો ધુંવાંકુંવા થઈ જાય..એવા જીવોને તીવ્ર કષાયી જીવોને તો આત્માને સમજવાની ભૂમિકા પણ તૈયાર નથી.

માટે પાપ પરિણામી જીવોને તો પહેલાં ભૂમિકા પણ તૈયાર કરવાને માટે બ્રહ્મચર્યની પ્રીતિ-બ્રહ્મચર્યનો રંગ જોઈએ. કષાય પાતળા જોઈએ. હૃદય કુણું માખણ જેવું જોઈએ. સાગના અને શીશમના લાકડા ઉપર કારીગીરી થાય પણ દેવદારના લાકડા ઉપર ન થાય. જેને કષાય તીવ્ર હોય...જ્યાં હોય ત્યાં આખોય નિમિત્તાધીન થઈ જાય..અશુભ-કષાયના પ્રસંગમાં આખોય અર્પાઇ જાય..આધીન થઈ જાય....એવા તીવ્ર પાપના ભાવ હોય તેવા આત્માને, શુભા શુભ ભાવ વિનાનો-પોતાના આત્માનો શુદ્ધ સ્વભાવ કયા કાળજે અને શી રીતે બેસે? સ્ત્રી-કુટુંબ અને શરીર પ્રત્યે જે રાગ હોય તેનાં કરતાં દેવ-ગુરુ-શાસ્ત્ર ઉપર રાગ વધી જવો જોઈએ. તમારો રાગ ક્યાં વધે છે?

ધર્મ પામવાની ભૂમિકાએ આવીને સત્ સમાગમે સાચી સમજણ કરશે તે સમ્યગ્ દર્શન-જ્ઞાનને પામી જશે. અને પછી તે સાધક માર્ગે આવી...ત્યાં વિચરી..સાધ્યને સિદ્ધ કરીને કેવળજ્ઞાનને પામીને મોક્ષે જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૮

સં. ૨૦૧૫ના કારતક વદ ૧૦ શુક્રવાર, તા. ૫-૧૨-૫૮

**સ્વરૂપની યથાર્થ ઓળખાણ કરવી...તેજ ધર્મની શરૂઆત છે...**
**સ્વરૂપમાં સ્થિર રહેવું...તે સાધક દશા છે.. અને...**
**સ્વરૂપમાં સંપૂર્ણ સ્થિરતા થવી તે ધર્મની પૂર્ણતા છે.**

કેસર નામના ઉદ્યાનમાં દ્રાક્ષના મંડપ નીચે શાન્ત ભાવે બેઠેલા ગર્દભાળી મુનિ કેવા છે! આત્મજ્ઞાની તપોધની અણગાર છે. પાંચ પ્રકારની સઝઝાય સહિત વિચરે છે. ધર્મધ્યાન શુકલ ધ્યાનમાં યુકત છે. એવા એ અણગારનાં લક્ષણો કહેવાય છે.

સંસારમાં સ્વરૂપની ભ્રમણાનું શામ રાજ્ય વર્તે છે. સ્વરૂપની ભ્રમણાવાળા જીવો ગણત્રી કરીએ તો આ સંસારમાં બહુમતિવાળા છે. તેમાં દ્રવ્ય લિંગી મુનિ આગેવાન છે. તેને સંસાર તત્ત્વ કહેવામાં આવે છે. પણ તેને સંવર-નિર્જરા-મોક્ષ તત્ત્વ કહેવામાં આવતાં નથી: સિદ્ધના જીવમાં (સંવર-નિર્જરા) મોક્ષ એ એક તત્ત્વ હોય છે. સંસારી જીવમાં બંધ આદિ તત્ત્વો હોય છે. દ્રવ્ય લિંગી મુનિ પર જીવની હિંસા જરાય ન કરે. છકાય જીવની અહિંસા નવે નવે કોટીએ પાળે. કેવળ ચર્યાએ અતિચાર વગરના વ્રતો પાળે. દ્રવ્યલિંગી મુનિ હિંસા જૂઠ-ચોરી-મૈથુન-પરિગ્રહ તજે. આટલું કરવા છતાં ધર્મ કેમ ન થાય? ત્યારે કોઈ પૂછે કે શું જીવદયા ન પાળે તો ધર્મ થાય? અસત્ય બોલે, ચોરી કરે, અબ્રહ્મ સેવે, ખૂબ પરિગ્રહ રાખે તો શું ધર્મ થાય? ભાઈ! એતો બધું પાપ-ને પાપ જ છે. પાપથી ધર્મ થાય નહિ. પણ પોતાના સ્વરૂપની યથાર્થ ઓળખાણ કરવી અને અનાદિની ભ્રમણા ટાળવી તેનાથી ધર્મ થાય.

સ્વરૂપની યથાર્થ ઓળખાણ કરવી..તેજ ધર્મની શરૂઆત છે. સ્વરૂપમાં સ્થિર રહેવું...તે સાધક દશા છે. અને સ્વરૂપમાં સંપૂર્ણ સ્થિરતા થવી તે ધર્મની પૂર્ણતા જે. તેના માટે સાધક માર્ગે વિચરવું તે અણગારનું ત્રીજું લક્ષણ છે.

દ્રવ્યલિંગી મુનિ ભવ્ય પણ હોય...અભવ્ય પણ હોય..આ જીવ પણ પૂર્વે અનેકવાર દ્રવ્યલિંગી મુનિ તો થયો...તેને સંસાર તત્ત્વ કહેવામાં આવે છે. તેને શાસ્ત્રનો આધાર છે.

जइ वीइ नगीण किसे चरे जइ विइ भुंजियमासमंतसो
जे इह मायाई मीजई आगंता गव्भाइ अणंतसो

સૂયગડાંગ સૂત્ર ૯ મી ગાથા

આ ગાથા જૈન સાધુ સિવાય અન્ય સાધુઓ માટે છે એમ કેટલાક અર્થ કરે

છે. પણ તે બરાબર નથી. આ ગાથા તો એકલા જૈન સાધુ માટે જ વીરે કહેલ છે. શ્રીભગવતી સૂત્રમાં કહેલ છે કે...જૈન મત પ્રમાણે કહેલી દ્રવ્યલિંગી અવસ્થા તો ધારણ કરી છે...તેમ જ પદાર્થોનું સ્વરૂપ પણ જાણી લીધું છે...એમ માનીને.. માન્યતા કરી લઈને...બેસી રહે છે...તે તેની શ્રમણતા છે, આભાસ છે. અને તે શ્રમણાનાં ફળને પ્રાપ્ત થઈને તે દ્રવ્યલિંગી અનંતકાળ સુધી ભટકે છે. જે અજ્ઞાની મુનિ મિથ્યા બુદ્ધિની પદાર્થોની જેમ છે તેમ શ્રદ્ધા કરતો નથી પણ અન્યની, અન્ય કલ્પના કરે છે. અને સદા મોહ-મિથ્યાત્વના કારણે ચિત્તની મલિનતાથી અવિવેકી છે...તેણે જો કે જૈન મત અનુસાર દ્રવ્યલિંગ મુનિનું ધારણ કર્યું છે. તેથી નવમી ગ્રીવેકે પુન્યબંધથી કદાચ જાય..(જૈનનું દ્રવ્યલિંગ મુનિનું ધારણ કર્યા સિવાય નવમી ગ્રીવેકે જવાય નહિ. એવો શાશ્વત નિયમ છે.) પણ હજી તે પરમાર્થે સાચા અણગારપણાને પ્રાપ્ત થયો નથી. મુનિ જેવો તે માલુમ પડે છે. પછી તે સચેલક, અચેલક, નગ્ન, સ્થવિરકલ્પી કે જિનકલ્પી હોય તો પણ તે અનંતકાળ સુધી, અનંત પુદ્‌ગલ પરાવર્તનકાળ સુધી ભયાનક કર્મ કરી ભટકે છે. માટે શ્રમણાભાસી મુનિને સંસારતત્ત્વ જાણો. જે જીવ મિથ્યા–બુદ્ધિવાળો છે તે જ સંસારતત્ત્વ છે. માટે બાહ્યલિંગ કે વેષ ઉપરથી મુનિપણું કે જ્ઞાનીપણું નક્કી ન જ કરી શકાય.

"समयाए समणोहोइ नाणेणय मुनि होइ" સૂત્રપાઠ

મુનિપણું કે જ્ઞાનીપણું તમારે નક્કી કરવું હોય તો અંતરમાં ઊંડુ ઉતરવું પડશે. જીવાદિ નવે તત્ત્વોને સમજવાને માટે ત્રણ ત્રણ ત્રીક તરીકે ગોઠવી દેવા.

પ્રયોજનભૂત જીવાદિ તત્ત્વોનું શ્રદ્ધાન્ કરવા માટે જ્ઞાનનો ઉઘાડ સર્વ સંજ્ઞી પંચેન્દ્રિય જીવને હોય છે. એકેન્દ્રિય કરતાં બેઇન્દ્રિય ને એમ વધતાં પંચેન્દ્રિય સુધી જ્ઞાનનો ઉઘાડ થયોજ હોય છે. જીવાદિ તત્ત્વનો યથાર્થ નિર્ણય કરવા માટે દૃઢતા કરવા માટે પોતાનાં જ્ઞાનમાં પુરુષાર્થ કરે છે. તેને અમે દાંડી પીટીને કહીએ છીએ કે..તેને સાચી શ્રદ્ધા થાય છે. પ્રયોજન ભૂત તત્ત્વોને જાણવા, નિર્ણય કરવા માટે પુરુષાર્થ કરતાં નથી..પણ પરજ્ઞેયોને જાણવાનો અને તેમાં પોતાના જ્ઞાનને રોકવાનો અસત્ય પુરુષાર્થ કરે છે. તેને તત્ત્વનુ શ્રદ્ધાન્ થતું નથી. ક્ષયોપશમ જ્ઞાન જ્યાં લાગે ત્યાં એક જ જ્ઞેયમાં લાગે. પોતાના સ્વરૂપને જાણવા તરફ જ્ઞાનને લગાડે તો સ્વજ્ઞેયનું જ્ઞાન થાય. અને પરજ્ઞેયને જાણવા પોતાના જ્ઞાનને લગાડે તો પરજ્ઞેય જ્ઞાનમાં લાગે. સ્વજ્ઞેય જાણે તો શ્રેય..પરજ્ઞેય જાણે તો શું?...સ્વજ્ઞેયને જાણે તોજ શ્રેય છે. સ્વને જાણ્યા વિના બધુંય જાણ્યું નકામું છે.. પરદ્રવ્યો અનંતાનંત છે. એક એક દ્રવ્યમાં એક એક જ્ઞેયમાં પોતાના જ્ઞાનને રોકે તો તેને કદી પણ બરાબર જાણે નહિ. અને સ્વને યથાર્થ જાણ્યા વગર પરનું યથાર્થ જ્ઞાન પણ થયું નથી. થતું નથી અને થશે પણ નહીં. તેથી જે જીવો પોતાના પુરુષાર્થને સ્વતરફ વાળતા નથી. તેને યથાર્થ શ્રદ્ધા જ્ઞાન થતું નથી.

પણ પુરુષાર્થ પોતા તરફ વાળીને એકજ વાર જો પોતામાં સ્થિર થાય તો સ્વ-દ્રવ્યના આશ્રયવાળા સાચા પુરુષાર્થથી સાચી શ્રદ્ધા અને સાચું જ્ઞાન જરૂર પામી જાય. સત્પુરુષના સમાગમે સ્વદ્રવ્યની અતિવ્યાપ્તિ-અવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષ રહિત...જેમ છે તેમ ધારણ કરે..પરીક્ષા કરે અને વ્યવહાર મોક્ષ માર્ગ અને નિશ્ચય મોક્ષ માર્ગને જેમ છે. તેમ જાણીને પરીક્ષા કરીને દેવ-ગુરુની આજ્ઞા માને તેજ સમકિતી જ્ઞાની છે.. આટલો ઉઘાડ આટલી શકિત જીવમાં છે જ. ઉઘાડ કરવા ધારે તો કરી શકે છે.

भठ्ठा भठ्ठा दंसण भठ्ठा दंसण भठ्ठा न सीझंति।
सीझंति चरण रहीया दंसण रहीया न सीझंति ॥

જે જીવ સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ છે..તેને ભ્રષ્ટતમ કહેવામાં આવે છે. ચારિત્ર ભ્રષ્ટ જીવ દર્શનથી ભ્રષ્ટ થવામાં આવેજ તેમ માનવામાં આવતું નથી. અર્થાત્ ચારિત્ર ભ્રષ્ટથી દર્શન ભ્રષ્ટ જીવ અતિશય ભ્રષ્ટ છે. જે ચારિત્રથી ભ્રષ્ટ થયા પણ દર્શનથી ભ્રષ્ટ નથી થયા તેને સંસાર પતન નથી. ચારિત્ર ભ્રષ્ટ જીવ ચારે ગતિમાં પરિભ્રમણ કરતાં નથી. તેનો સંસાર અલ્પ રહે છે. તેથી સંસાર નથી એમ કહેવામાં આવે છે. એટલે સમય સમય તેનો સંસાર ઘટતો જાય છે. "कडे माणे कडे" દર્શનભ્રષ્ટ અનંતકાળ સંસારમાં રખડયા કરે છે..તેથી તે અત્યંત નિકૃષ્ટ છે. ટૂંકામાં અણગારની પરીક્ષા માટે પ્રયોજનભૂત તત્ત્વોનું જ્ઞાન મેળવીને તે જ્ઞાન દ્વારા અણગારની પરીક્ષા કરીને દેવ-ગુરુની આજ્ઞા માને તે જરુર સમ્યકૃત્વને પામી જાય. અને વિશેષ લીનતા થતાં સાતમાં-છઠ્ઠા ગુણસ્થાનકને પણ પામી જાય.

જેવું વીતરાગ દેવે પ્રરૂપ્યું છે, તેવુંજ જેણે માન્યું છે, સ્વીકાર્યું છે. અને તદઅનુસાર જે આચરણ કરે છે, પ્રરૂપણા કરે છે. એને સંસારનો ભય કેમ હોય? અમારામાં કચાસ હશે તો તેને ટાળવાનો પ્રયત્ન કરીએ જેને સંસારનો ભય ન હોય તેને મિથ્યા મોહ કેમ આકર્ષણ કરી શકે? કર્તવ્ય ચૂકીને ભોગોમાં કેવી રીતે ફસાઈ શકે? કારણ કે...

"सव्व तो अप्पमत्तास्स नत्थि भयं." —સૂત્રપાઠ

જે પ્રમાદી નથી એટલે કે વિષય વિકાર વાસના તૃષ્ણા આદિમાં જે ફસાયેલા નથી તેને કોઈ પણ પ્રકારે ચિંતા અશાન્તિ-દુઃખ આદિ ઉત્પન્ન થતાં નથી. અપ્રમાદીને કોઈ તરફથી ભય હોયજ નહીં. चरित्तसपन्नयाए णं भन्ते जीवे किं जणयइ ? ઉ. च. सेलेसी भावं जणयइ जाव सव्व दुक्खाणमन्त करेइ. ઉ. સૂત્ર અ. ૨૯ મું. બોલ ૬૧મો. સમ્યગ્દર્શન પૂર્વક ચારિત્ર સંપન્નતાથી જીવનમાં નિર્મળ ગુણો પેદા થતાં જાય છે. એ પ્રમાણે શૈલેષીં ભાવ ઉત્પન્ન થાય છે, આત્મવિકાસ ભાવને પ્રાપ્ત થાય છે....પછી આત્મા અનંત ગુણવાળો, અનંત બળવાળો, પર્યાયમાં બની જાય છે. એવું ફળ સાધક માર્ગે વિચરનારા આત્મજ્ઞાની, સમદર્શી અણગારને પ્રાપ્ત થાય છે. યાદ રહે કે

"समणं जाणयए व" સમ્યક્ મોક્ષ માર્ગ ભગવાન શ્રી વીતરાગ જિનેશ્વર દેવે બતાવેલ છે... તેજ માર્ગ ઉત્તમ શ્રેય અને કલ્યાણકારી છે. અને તેજ માર્ગ મોક્ષનો દાતા છે. કારણ કે "भाव विसोहीए' निव्वाणं मभिण च्छइ" એટલે ભાવની વિશુદ્ધિથી એટલે અનાસક્ત અને નિર્મળ ભાવનાથી મોક્ષની નિર્વાણપદની પ્રાપ્તિ થાય છે. सिइ डझंति वुइ डझंति એટલે ઉપયોગની વિશેષ શુદ્ધિમાં, ભાવની વિશુદ્ધિમાં, કર્મબંધન થતું નથી. કર્મબંધનના અભાવમાં સ્વભાવથી જ મોક્ષની પ્રાપ્તિ થઈ જાય છે. એ માટે સાધક માર્ગે અણગારે કેવી રીતે વર્તવું જોઈએ, પરિપાલન કરવું જોઈએ તેની શ્રી સર્વજ્ઞ દેવ ભલામણ કરે છે. "समो निंदा पसंसा सु॰ तहा माणव-माणओ" નિંદા-સ્તુતિમાં, માન-અપમાનમાં સમભાવ રાખવોજ જોઈએ (મનુષ્યમાં માનઘણું, દેવતા ને લોભ ઘણો. નારકને ક્રોધ ઘણો. તીર્યંચમાં માયા ઘણી.) અણગારે નિંદા-પ્રશંસામાં સમભાવ રાખવો જોઈએ અનુકૂળ-પ્રતિકૂળ સર્વ પરિસ્થિતિમાં સમતા રાખવાથી બુદ્ધિનું સમતોલપણું જળવાય છે. અને વિવેક પણ યથાર્થ પણે જળવાઈ રહે છે. અને સ્વરૂપની સ્થિરતા વધતાં મોક્ષ સુખ શાન્તિ પ્રાપ્ત થાય છે.

"भाव विसोहि निव्वाण" એટલે એ માર્ગ કર્મને ભેદ કરવામાં સમર્થ..મહા પુરુષ તે આવા માર્ગે ચાલે છે. કે જે માર્ગે સિદ્ધ પદની પ્રાપ્તિ થાય છે. એ માર્ગ મોક્ષની નજીક લઈ જવાવાળો છે. અને તેજ માર્ગ ધ્રુવ છે. અને તેજ સિદ્ધિ માર્ગ છે.

* મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહીં, નહી નાશ પણ તેમ;<br>
અનુભવથી તે સિદ્ધ છે, ભાખે જિનવર એમ.

જે ધ્રુવ છે અને જે સિદ્ધિ માર્ગે જવાવાળા છે. તેજ જૈન શાસનના શણગાર રૂપ સાચા અણગાર છે.

એવા અણગારની પરીક્ષા પોતા માટે કરો. પણ કષ્ટ કરવા માટે નહીં...નિંદા કોઈની નહીં....જે જીવ જેવા ભાવે વર્તે છે. તેને તેવો લાભ થાય છે. માટે તેની ચિંતા છોડીને સ્વમાટે અણગારની પરીક્ષા કરો.

તેના ચરણમાં ઢળી જશો તો સમ્યક્ત્વને પામી જશો. અને પછી સાધક માર્ગે વિચરનારા થઈને ધ્રુવ માર્ગે ચાલ્યા જશો, તો તમારૂં કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૪૯

સં. ૨૦૧૫ના કારતક વદી ૧૧, શનિવાર, તા. ૬-૧૨-૫૮.

**શમ.. સંવેગ.. નિર્વેદ.. અનુકંપા.. અને આસ્થા.. ને**
**દરેક ક્રિયા કરતાં આત્માની સમીપ રાખવા..**
**આ સહજ સુખની પ્રાપ્તિનો ઉપાય છે.**

આજે ગચ્છાધિપતિ આચાર્ય દેવ ૧૦૮ શ્રી મોહનલાલજી મહારાજ સાહેબની સ્વર્ગારોહણ તિથિ છે.

ગર્ભાળી મુનિ અણગારપણાને પામી ચૂકયા છે. તપોધની છે. ધર્મ ધ્યાનમાં રક્ત છે. પાંચ પ્રકારની સઝઝાય કરે છે. એવા મુનિના સમાગમે રાજા અણગારપણાને પામી જવાનો છે. તે અણગારનાં લક્ષણ કહેવાય છે. આત્મજ્ઞાન-સમદર્શિતા હોય, સાધક માર્ગે વિચરતા હોય, અને વાણીનો ઉદય હોય તો સત્ય પ્રકાશક વાણીજ હોય.

આવા અણગારની વાણીના ધોધ વહે છે. અને તે સત્યમાર્ગ પ્રકાશક જ હોય છે. તે પ્રકાશ પાડે છે કે.. રાગ દ્વેષયુક્ત કરેલી પ્રવૃત્તિ એટલે રાગદ્વેષ સહિત કરેલી પ્રવૃત્તિ તે બંધનનું કારણ થાય છે. તથા તત્ત્વજ્ઞાનપૂર્વક કરેલી પ્રવૃત્તિ અને તત્ત્વજ્ઞાન પૂર્વકની નિવૃત્તિ તે બન્ને નિર્જરાનું અને મોક્ષનું કારણ થાય છે. જ્યાં સુધી જીવમાં મુખ્યપણે મોહ અજ્ઞાન રાગ-દ્વેષ પ્રવર્તે છે. ત્યાં સુધી જીવની સઘળી પ્રવૃત્તિ અને નિવૃત્તિ સંસારની વૃદ્ધિ અર્થેજ થયા કરે છે. અભવ્ય કે ભવ્ય મિથ્યા દ્રષ્ટિ જીવ હોય અને સંસારની બધી પ્રવૃત્તિ છોડી દીધી હોય અને મુનિ બન્યો હોય છતાં તે નિવૃત્તિની પછવાડે મોહ, અજ્ઞાન, રાગભાવ ઉભા હોવાથી સંસાર અર્થે થાય છે. અને ત્યાં સુધી નવીન કર્મોના બંધ થયા જ કરે છે. અને સંસારમાં પરિભ્રમણ કર્યાંજ કરે છે.

પસાદથી આત્માનો ઉપયોગ મોહ પ્રત્યેથી આળસે છે. વિરમે છે. એટલે નિરસપણાને પામે છે. જેથી વીતરાગ વિજ્ઞાનરૂપ શુદ્ધ ઉપયોગની પ્રવૃત્તિ તથા શુભા શુભ ભાવોની નિવૃત્તિ સહેજે સહેજે થાય છે. અને એવી પ્રવૃત્તિ કે નિવૃત્તિ વડે સર્વ કર્મ સંસ્કારના આત્યંતિક ક્ષયરૂપ નિર્વાણ દશાને તે જીવ સંપ્રાપ્ત થાય છે.

હે ભવ્ય! બંધ તથા આત્મા ઉભયની વાસ્તવિક સમજણ વિના તથા બંધ દશામાં દુઃખ છે. અને આત્મામાં સુખ છે એવી સમ્યક્ પ્રતીતિપૂર્વક બંધ દશાથી વિરકત ચિત્ત થયા વગર અનાદિ બંધની આત્યંતિક-સર્વથા નિવૃત્તિ થતી નથી. પ્રથમ.. બંધ અને આત્મા ઉભયમાં અનાદિ કાળથી તેના સ્વરૂપની વાસ્તવિક પ્રતીતિપૂર્વક જીવને હજી ભેદજ પડયો નથી. છતાં માત્ર અણુ ઉપયોગ પરિણામે બંધ અને આત્મા, રાગ અને આત્મા, કર્મ અને આત્મા જુદા છે. એમ કથન માત્ર જીવ ગાયા જ કરે છે. અને એવી અજ્ઞાનમનોદશાયુકતપણે કરેલી પ્રવૃત્તિ.. કે આવી આ પ્રવૃત્તિ વડે બંધનની વાસ્તવિક નિવૃત્તિ કયાંથી હોય? તમે શાંત ચિત્ત વિચારો...નક્કી કરો કે ન જ હોય.

(૧) બંધ (૨) બંધ હેતુ (૩) બંધ્યમાન (૪) બંધફળ અને (૫) બંધ સ્વામી.. શું સિદ્ધના જીવો બંધ સ્વામી છે? ના..નથી..સંસારી જીવો બંધના સ્વામી છે. એ પાંચેના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા વગર તથા બંધ અને બંધફળથી વિરકત ચિત્ત થઈ સ્વ સ્વરૂપને વિષે અપૂર્વ પ્રેમોલ્લાસ લાવ્યા વગર અનાદિ બંધનની આત્યંતિક નિવૃત્તિ હોય જ નહિ. સત્ય પ્રકાશક વાણીમાં આમજ આવે છે.

તેથી જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે કે..અજ્ઞાન અને રાગ-દ્વેષ સહિત પરિણામે કેટલી પ્રવૃત્તિ બંધનું કારણ થાય? એ તો નિશ્ચિતજ છે પણ તેવા પરિણામે કેટલી નિવૃત્તિ પણ બંધનું કારણ થાય છે. ત્યારે સમ્યક્ જ્ઞાન પરિણામે કેટલી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ બન્ને મોક્ષનું કારણ થાય છે. તત્ત્વજ્ઞાનપૂર્વક આત્મદશાનું એવું અપૂર્વ માહાત્મ્ય છે. જ્ઞાનીઓ ભલામણ કરે છે કે સત્યમાર્ગ પ્રકાશક વાણીને સમજો.

अपूववयणा सूत्र

કોઈ પણ ચીજને માટે હાયવરાળ થવાનું કારણ મમત્વ છે...મારાપણું છે. માટે હાયવરાળ થાય ત્યારે વિચારવું કે...હે આત્મા! જ્ઞાન-દર્શન ચારિત્ર-તપ-વીર્ય સિવાય કાંઈ તારૂં નથી. માટે જે તારૂં છે તેનોજ ભોગવટો કરને બાપલા...અને તેમાં લીન થઈ જા...કોઇ ઉપર કદાચ તને દ્વેષ થાય તો અરૂપી એકત્વ સ્વભાવ અને એ એકત્વ સ્વભાવમાંથી આવતો સમભાવ અને અદ્વેષની ભાવના ભાવવી. કોઈ ઉપર ઈર્ષ્યા આવે તો ગુણી ઉપર પ્રમોદ ભાવ રાખવો...અને પુદ્ગલીક રિદ્ધિ તેને હોય તો માધ્યસ્થ ભાવ ધારણ કરવો...અને સ્વધર્મી હોય તો વાત્સલ્ય ભાવ ધારણ કરવો. (અત્યારે તો ઈર્ષ્યા ભાવનું સામ્રાજ્ય વર્તે છે.) આમ મૈત્રી ભાવ, પ્રમોદ ભાવ, માધ્યસ્થ ભાવના ધારણ કરવી. વહેમ તથા સંશયનો જ્ઞાનથી નાશ કરવો. અંધશ્રદ્ધાનો શુદ્ધ ઉપયોગથી

દ્વેષ થાય તથા દ્વેષયુક્ત જીવ પ્રત્યે અથવા દોષના કારણો પ્રત્યે અનુરાગ થાય તે અશુભ ઉપયોગ છે. હવે..આ અશુભ ઉપયોગ છે. તો બોલો..શુભ ઉપયોગ શું છે

જે વડે જીવ નિરંતર આત્મ ઉપયોગને..આત્મગુણોને શુદ્ધ કર્યા જ કરે છે. તે ઉપરનું નિબીડ આવરણ દૂર કરવાના કાર્યો કર્યા જ કરે છે..મોહના મંદ ઉદયથી જીવને ગુણ વિષે અનુરાગ તથા દોષ વિષે દ્વેષ વર્તે છે. અથવા તેવા રૂડા અભિપ્રાય જે ગુણ અથવા જે ગુણનું કારણ હોય તેવા પુરુષ પ્રત્યે અનુરાગ વર્તે તથા જે દોષ હોય અથવા દોષનું કારણ હોય તેવા પુરુષ પ્રત્યે દ્વેષ વર્તે તે શુભ ઉપયો છે. જેનું ફળ પુણ્ય પ્રકૃત્તિનું છે. ઉપરોક્ત બન્ને પ્રકારના ગુણદોષના કારણો પ્ર અથવા ગુણદોષમાં પરિણત થયેલાં આત્મા ચિત્ર-વિચિત્ર પ્રકૃત્તિમાં પ્રકૃત્તિમાં પરિણ થયેલાં આત્માઓ પ્રત્યે સમ્યક્ પરિણામ સહિત ઉપેક્ષિત એટલે માધ્યસ્થ દૃષ્ટિ રહીને આત્મા નિજ શુદ્ધ ગુણમાં રમણતા કરે તે શુદ્ધ ઉપયોગ છે. જેમાં રાગ દ્વેષની કિંચિત્ કાલિમા વર્તતી નથી. જેનું ફળ દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મથી ટ પરમ શુદ્ધ વીતરાગ ભાવરૂપ મોક્ષદશા છે. "सुध्धेण उवेई मोक्खं"

અહીં કોઈ પ્રશ્ન કરે કે..દ્વેષ બુદ્ધિથી પુણ્યબંધ થાય એમ આપ કહો છો વાત અમને બેસતી નથી..કારણ કે દ્વેષ એતો બુરો પરિણામ ગણાય છે. રાગના ભેદ છે. પ્રશસ્ત રાગ અને અપ્રશસ્ત રાગ પણ દ્વેષના બે ભેદ કેવી રીતે? પોતા કષાયરૂપ-વાસનારૂપ-ભોગરૂપ-પ્રયોજનની સિદ્ધિને અર્થે ભલાબુરા જુઓ..દ્વેષ કરે તો ખચિત્ તે પાપ છે. તે પાપ બંધ છે. પરંતુ જેમ કોઈ પુરુષ મિત્રના શત્રુ પ્ર દ્વેષ કરે..તેમ ધર્મ કે જે જીવનો પરમ મિત્ર છે. હિતસ્વી છે.-તેના વિરોધી જી પ્રત્યે દ્વેષ કરે તો ત્યાં તેના અભિપ્રાયમાં ધર્મરૂપ પરમ મિત્ર પ્રત્યે અનુરાગ..દ તેનું રક્ષણ કેમ કરવું? એ ભાવના હોવાથી તે જીવને પુણ્યનો બંધ થાય છે.

દૃષ્ટાન્ત..સાધુ વિહાર કરતાં કરતાં કોઈ ગામમાં જઈ ચડ્યા..ત્યાં બધાય ધર્મ વિરોધી છે..કુપાત્ર છે. કુક્ષેત્ર છે. છતાં ત્યાં ધર્મબોધ દીધો. તે વખતે ધર્મના વિરો પ્રત્યે દ્વેષ, પણ બધાય ધર્મ પામો..અને સુખનો માર્ગ પામી સુખી થાવ, એ સમ્યક્ અભિપ્રાય વર્તતો હોય તો તે દ્વેષ પણ પ્રશસ્ત છે. પુણ્યબંધનું કારણ

અંતરમાં માત્ર મુનિના રક્ષણના અભિપ્રાયથી સિંહના પંજામાં સપડાયેલા મુનિ રક્ષા કરવાના ભાવથી સિંહ સાથે લડતાં લડતાં બીજા ઉપાયો વ્યર્થ જતાં શૂરવીર પુરુષ તીક્ષ્ણ તલવાર વડે સિંહને મારવા જતાં તે સિંહના પંજામાં સપડાઈ અંતે મરણ પામ્યો..સિંહ ઉપર તલવારનો ઘા પડતાં તે પણ મરણ પામ્યો. એ એક મરીને પાંચમા દેવલોકે જાય છે. અને એક મરીને નરકે જાય છે.

તેમ ગુણ-ગુણીની પ્રભાવના કરતાં દોષ અથવા દોષિત પુરુષને નિંદવામાં અ અથવા તેમના પ્રત્યે દ્વેષ પરિણામ આવી જાય તો તેથી અભિપ્રાય સમ્યક્ હોવ

તે નિંદા અથવા દ્વેષ પાપબંધનું કારણ નથી. પણ પુણ્યબંધનું કારણ થાય છે. એમ એ બન્ને શુભ-અશુભ ઉપયોગને..રાગ-દ્વેષપણાને લઈને અશુદ્ધ ઉપયોગ કહેવામાં આવે છે. હવે મોહના અભાવથી જે જીવમાં આ બન્ને પ્રકારના શુભ-અશુભ ઉપયોગ રાગદ્વેષ સહિત પરિણામ વર્તતા નથી. તે જીવને તે કાળે શુદ્ધ ઉપયોગયુક્ત પરિણતિ છે. શુદ્ધ પરિણામ છે, તેમ સમજવું. જેનું ફળ સર્વ કર્મો અને સર્વ સંસારથી રહિતપણું અને મોક્ષ છે.

આ પ્રમાણે શુભ-અશુભ અને શુદ્ધ ઉપયોગ કોને કહેવાય તથા શુભ-અશુભ ઉપયોગથી જીવ કેવી રીતે બંધાય છે તથા શુદ્ધ ઉપયોગમાં આવતાં જીવ કેવી રીતે નિર્વાણને પામે છે. તેમજ શુભાશુભ ઉપયોગથી છૂટીને શુદ્ધ ઉપયોગમાં આવીને તેમાં ઠરી જતાં નિર્વાણને પામે છે. તે વાત સત્યમાર્ગે પ્રકાશક વાણી દ્વારા જણાય છે.

માટે આત્મજ્ઞાની-સમદર્શિ-સાધકમાર્ગે વિચરતાં કરુણાગાર અણગારની સત્યમાર્ગ પ્રકાશક વાણીને સાંભળી વિચારી..સમજીને પુરુષાર્થ ઉપાડશે તે જીવ કલ્યાણને પામી જશે.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં ૧૫૦

સં. ૨૦૧૫ના કારતક વદ ૧૧ાા રવિવાર, તા. ૭-૧૨-૫૮

**શરીરમાં આત્માનો અભાવ છે....અને**
**આત્મામાં શરીરનો અભાવ છે....તેમજ..**
**કર્મમાં આત્માનો અત્યંત અભાવ છે....**
**આત્મામાં કર્મનો અત્યંત અભાવ છે..**

કામ્પિલ્ય દેશના કેસર નામના ઉદ્યાનની અંદર મહાન જ્ઞાની ધ્યાની ગર્દભાળી મુનિ બિરાજે છે. તેમના લક્ષણ કેવા હોય તે આ ગાથામાં સ્પષ્ટ કરે છે. આત્મજ્ઞાન સમદર્શિતા-સાધક માર્ગે વિચરવું અને સત્ય મોક્ષમાર્ગ પ્રકાશક વાણી હોય તે સમજાવે છે.

મિથ્યાત્વ-અવ્રત-પ્રમાદ-કષાય અને યોગનો ઉદય તે કોને કહેવાય ? તે ઉદય

કેવી રીતે છે ? તે પણ મોક્ષ માર્ગ પ્રકાશક વાણીવાળા સમ્યક્જ્ઞાની અણુગાર જેમ છે તેમ સમજાવે છે. સમજાવનાર સમજાવે પણ સમજનાર પોતે પોતાના ઉપાદાનથી સમજે તો કામ થઈ જાય. એટલે અનાદિના ભવનાં આંટા ટળી જાય. સમજો ભાઈ!

તત્વ એટલે આત્માનું શુદ્ધ સ્વરૂપ. તે ન જાણવારૂપ અતત્વ પ્રાપ્તિ જે જ્ઞાન સ્વરૂપ આત્મામાં અનુભવાય છે. તે અજ્ઞાનનો ઉદય છે. અને શુદ્ધ તત્ત્વની અરુચિ અથવા તત્ત્વની અશ્રદ્ધા જે આત્મામાં અનુભવાય છે, તે મિથ્યાત્વનો ઉદય છે. અને વિષય–કષાય પાછા ન હટવા રૂપ જે અવિરતિ જ્ઞાન સ્વરૂપ આત્મામાં અનુભવાય છે, તે અસંયમનો ઉદય છે. અને ક્રોધાદિનું પરિણમન એટલે કલુષિત ઉપયોગ જ્ઞાન સ્વરૂપ આત્મામાં અનુભવાય છે. તે કષાયનો ઉદય છે. અને મન–વચન–કાયાના વેપારનો ઉત્સાહ જે જ્ઞાન સ્વરૂપ આત્મામાં અનુભવાય છે. તે યોગનો ઉદય છે. હવે તે જો વ્રતાદિના કાર્યરૂપ હોય તો તે શુભ કહેવાય છે. અને અવ્રતાદિના કાર્યરૂપ જો હોય તો તે અશુભ કહેવાય છે.

આ પ્રમાણે નક્કી કરીને એક વખત તું સત્‌ના સમાગમે સ્વતરફ ઢળીજા. જો તું ઢળી જઈશ તો તને સમ્યગ્‌દર્શનની પ્રાપ્તિ થઈ જશે. ભાઈ ? શ્રવણનું પ્રયોજન વીતરાગ ભાવ છે. માટે એ પ્રયોજન સિદ્ધ થઈ જવું જોઈએ. જૈન શાસ્ત્રમાં તો અનેકાન્ત સ્વરૂપ એટલે સમ્યક્–સાચા જીવાદિ તત્ત્વોનું નિરૂપણ છે. એ સિવાય બીજા કોઈ શાસ્ત્રમાં અનેકાન્ત રૂપ સાચું જીવાદિ તત્વનું નિરૂપણ હોઈ શકતું નથી. એવી સત્યપ્રકાશક વાણી અનેકાન્તને લક્ષમાં લઈને વાત કરે છે.

પ્રાણુભાવ, પ્રધ્વંશાભાવ અન્યોન્યાભાવ, અત્યંતાભાવ, તેમાં ચોથો અત્યંતા–ભાવ એટલે શરીરમાં આત્માનો અભાવ છે. અને આત્મામાં શરીરનો અભાવ છે. અને કર્મનો આત્મામાં અત્યંત અભાવ છે અને આત્માનો કર્મમાં અત્યંત અભાવ છે. એમ ઉવવાઈ સિદ્ધાંત કહે છે. શરીર જડ છે....જડ છે એવું શરીર આત્માથી ચાલતું નથી...શરીર આત્માથી પૃથક્ છે. તો તેની ક્રિયા પણ પૃથક્ છે.

આમ અનેકાન્ત દ્વારા જ્ઞાની પુરુષ શાસ્ત્રની ઓળખાણ કરે છે. શરીરમાં ગડગુમડ થાય, રોગ આવે તે જડની પર્યાય છે. અને રોગ આવ્યેથી તેના ઉપર દ્વેષ થવો તે આશ્રવ છે. જડની પર્યાયમાં આશ્રવનો અભાવ છે. અને આશ્રવમાં જડની પર્યાયનો અભાવ છે. એમ માને તો જ અનેકાન્ત છે. અરર..મને આ રોગ આવ્યો ! હું તો મરી ગયો રે...પણ ભાઈ....તને રોગ હતોજ કયારે ? હું જીવ છું....અને બીજા અનંતા જીવો અને અનંતા અનંત પુદ્‌ગલો પણ છે. હવે મારાથી ભિન્ન અનંતા અનંત જીવો અને અનંતા અનંત પુદ્‌ગલો તે હું નથી. એટલે કે મારી પર્યાય પરથી નથી...અને પરની પર્યાય મારાથી નથી....એમ અનેકાન્ત છે.

પણ અનાદિ કાળથી ઉંઘો પડેલો અજ્ઞાની તે એમ માને છે કે પરજીવ બચે છે.

તો મને પુણ્ય થાય છે. હવે જો જીવ બચે તો તને પુણ્ય થાય તો મરે તો શું થાય? શુભ ભાવ થયો તો પર જીવ બચ્યો. એમ માનવામાં અનેકાન્ત રહેતું નથી. પરજીવની પર્યાય પરમાં છે. અને શુભ ભાવ સ્વતંત્ર છે. તારામાં છે, બન્નેને સ્વતંત્ર સમજવા જોઈએ...તો તે અનેકાન્ત છે. નહીંતો અનેકાન્ત રહેતું નથી. વીતરાગી ગુરુના દર્શનથી શુભભાવ માને તો એકાંત થઈ જાય છે. શુભભાવ થયો તો મને ગુરુના દર્શન થયાં એમ માને તો એકાન્ત થઈ જાય છે.

જૈન શાસ્ત્રો બધા તત્ત્વોને પૃથક્પણે બતાવે છે. જીવ છે તો અજીવ છે એમ નથી. શુભ પરિણામ છે તો અજીવની પર્યાય થાય છે. એમ પણ નથી. પાપના પરિણામ થયા તો પરજીવ મરી જ જાય એમ નથી. પાપ પરિણામ જીવમાં થાય છે.. અને પરજીવ તો પોતાથી જુદોજ છે. બન્ને સ્વતંત્ર છે. જ્ઞાનીઓ નવે તત્ત્વની યથાર્થ શ્રદ્ધાને સમ્યક્દર્શન કહે છે. અણગારો પણ એમજ કહે છે. જીવમાં અજીવ આદિ તત્વનો અભાવ છે. અને અજીવમાં જીવાદિ તત્વોનો અભાવ છે. પાપ પરિણામ પોતાથી થાય છે. અને પરજીવ મરે છે તે તેની આયુષ્યનીપૂર્ણતાએ મરે છે. પણ જીવે માર-વાના ભાવ કર્યા તેથી તો પાપ બંધાયું. વળી શુભાશુભ, પુણ્યાશ્રવ ,પાપાશ્રવ, રહિત આત્માના શુદ્ધ સ્વભાવના આશ્રયે પ્રગટતી સંવર પર્યાય શુદ્ધ છે. પુણ્યથી સંવર માને તો આશ્રય અને સંવર એકમેક થઈ જાય. ઘણા સાધુ-સાધ્વી પુણ્યમાં સંવર મનાવે છે. તે તેમની ભયંકર મોટી ભૂલ છે. ઘોર મિથ્યાત્વને સેવી રહ્યાં છે.

પરીક્ષા કર્યા વિના શાસ્ત્રની ભક્તિ કરે તો ત્યાં કષાયની મંદતા હોવાથી પુણ્ય બંધાય પણ ધર્મ ન થાય. પુણ્યથી જન્મ-મરણનો અંત આવતો નથી. એક તત્ત્વમાં બીજું તત્ત્વ નહીં. હું ત્રિકાળી જ્ઞાયક તત્ત્વ છું. અને સંવર-નિર્જરા મારી શુદ્ધ પર્યાય છે. ત્રિકાળી દ્રવ્યમાં એક પર્યાય નથી. અને એક પર્યાયમાં ત્રિકાળી દ્રવ્ય નથી. એક પર્યાયમાં આખું દ્રવ્ય નથી, એમ સમજો. નિમિત્તને લીધે નૈમિત્તિક નથી. શાસ્ત્રને લીધે જ્ઞાન થયું એમ નથી...તે જ્ઞાન થયું માટે શાસ્ત્રને આવવું પડયું તેમ પણ નથી...બન્ને પર્યાય ભિન્ન છે. એકમાં બીજાનો અભાવ છે. આવી પરીક્ષા વિના શાસ્ત્રની ભક્તિ કર્યા કરે તો ધર્મ નથી. શાસ્ત્રનું લક્ષણ શું? જીવનું લક્ષણ ચતન્ય છે. દયા-વૈરાગ્ય વ. માનતા અતિવ્યાપ્તિ દોષ આવે છે. દયા-વરાગ્ય આદિનો નિષેધ નથી. તેમાં આવ્યા વિના છૂટકો નથી. અને તેનાથી જ ધર્મ થઈ જશે તેમ માનવું નહિ. અન્ય મતના વેદાંત આદિ શાસ્ત્રોમાં પણ તે તો કહ્યું છે. પણ શાસ્ત્રનું ખરૂં લક્ષણ તો જીવાદિ તત્ત્વોનું યથાર્થ નિરૂપણ છે. વળી ભગવાનના દિવ્ય ધ્વનિમાં-શાસ્ત્રમાં સાચા રત્નત્રય-રૂપ મોક્ષ માર્ગ કહ્યો છે. વ્યવહાર રત્નત્રય અધૂરી દશામાં આવે છે. પણ તે સાચો નિશ્ચય મોક્ષમાર્ગ નથી. નિશ્ચય મોક્ષમાર્ગમાં વ્યવહાર-રત્નત્રય આવે છે. માટે તે વ્યવહાર મોક્ષમાર્ગ છે. જ્ઞાન સ્વભાવી આત્માની પ્રતીતિ, સ્વસંવેદન જ્ઞાન અને રાગ રહિત રમણતાને મોક્ષમાર્ગ કહે છે.

અરિહંતનું લક્ષણ શું? વીતરાગતા અને કેવળ જ્ઞાન પણ બાહ્ય સમવસરણ આદિ તેનું લક્ષણ નથી. પૂર્વ પુણ્યના કારણે ધર્મધ્વજા-ત્રણ છત્ર-ચામર આદિ હોય પણ તે અરિહંતનું લક્ષણ નથી. મુનિ અણગારનું લક્ષણ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતા છે. તેજ અણગાર છે. ૯૬ દોષ ટાળીને આહાર લ્યે છે તેથી તે અણગારનું લક્ષણ નથી. અન્ય મતના પરમહંસોમાં પણ એ તો હોય છે. પણ તે અણગારનું સાચું લક્ષણ નથી. સચેલકપણું કે અચેલકપણું લઈ લીધું હોય અને મિથ્યાત્વપણ હોય. માટે સચેલકપણું કે અચલેકપણું તે અણગારનું સાચું લક્ષણ નથી. તેમ શાસ્ત્રનું લક્ષણ શું? નવે તત્ત્વનું ભિન્નપણું અને સાચો રત્નત્રય મોક્ષમાર્ગ છે. એજ સત્ય પ્રકાશકવાણી શાસ્ત્રનું લક્ષણ છે. પણ દયા દાન આદિ હોવા જ જોઈએ તેનો નિષેધ નથી..લક્ષણ બાંધીએ જૈન શાસ્ત્રનું અને તે બીજામાં જતું રહે તો તે લક્ષણ બરાબર નથી..એટલે અતિવ્યાપ્તિ દોષ લાગે છે. લક્ષણ તેને કહે કે જે તેજ પદાર્થમાં હોય..પણ બીજે ન હોય.

જૈન શાસ્ત્રનું લક્ષણ એમ બાંધીએ કે.."સમ્યક દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગ:" આ લક્ષણ બીજે ક્યાંય ન હોય. અમારા ભગવાનની પાસે દેવો આવે છે માટે તે ભગવાન છે એમ નહિ. દેવો તો બીજાની પાસે પણ આવે છે...પણ ભગવાનને અનંત કેવળજ્ઞાનાદિ સ્વચતુષ્ટય પ્રગટ થયા છે તેનાથીજ અરિહંતની પરીક્ષા થાય છે. પરીક્ષા વિના માને છે તેનો મોક્ષમાર્ગ થયો નથી. થવાનો પણ નથી.. તેમજ દયાદાનથી પણ મોક્ષ થવાનો નથી. અહીં દયા-દાનનો નિષેધ નથી. તમારી પાસે કરોડો હોય તો તે બધા જૈન શાસનની શોભા માટે વાપરી નાખો. તે શુભ ભાવ છે પણ ધર્મ નથી.

કારણરૂપ પણ ચાર અને કાર્યરૂપ પણ ચાર એજ મોક્ષ માર્ગનું લક્ષણ છે. શુદ્ધ ચિદાનંદ આત્માના શ્રદ્ધા-જ્ઞાન અને તેમાંજ લીનતાથી... જરૂર મોક્ષમાર્ગ થાય. રત્નત્રયરૂપ મોક્ષમાર્ગ બતાવે તેજ શાસ્ત્ર છે. દિવ્ય ધ્વનિ અને સત્યમાર્ગ પ્રકાશક વાણીનું સાચું લક્ષણ પણ તેજ છે.

જે જીવ અનેકાન્ત રહસ્યથી જૈન શાસ્ત્ર અને જૈન શાસનની ઉત્કૃષ્ટતાને સમજે છે, તેનું કામ થઈ જાય છે. અને જે જીવ સ્યાદ્વાદ અનેકાન્ત મોક્ષમાર્ગના પ્રકાશક વાણીના લક્ષણને અરિહંતના, મોક્ષમાર્ગના લક્ષણને ઓળખતો નથી તે મિથ્યા દૃષ્ટિ છે. મોહી મૂઢ જીવ છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૫૧

સં. ૨૦૧૫ના કારતક વદ ૧૩, સોમવાર, તા. ૮-૧૨-૫૮

### સત્યમાંજ બુદ્ધિને સંયોજિત કરે... તેજ સત્યમાર્ગ પ્રકાશકવાણીવાળા છે.

અણુગારના લક્ષણો સમજાવે છે..આત્મજ્ઞાન-સમદર્શિતા-સાધક માર્ગે વિચરવું-મોક્ષમાર્ગ પ્રકાશક સત્ય વાણી-તત્ત્વોનું યથાર્થ જાણપણું... "अपणासच मेसेजा".

આત્મચિંતન-મનન-નિદિધ્યાસન દ્વારા સત્‌ની ખોજ કર્યા કરે...સત્ માર્ગનું અનુસંધાન કરતા રહે..જ્ઞાનીઓની ભલામણ છે કે આત્મજ્ઞાન દ્વારા સત્‌નું અનુસંધાન કરો..અને જે સત્ય, નિશ્ચય, અવ્યાબાધરૂપ છે..અને સત્યની અનેક પ્રકારની અવસ્થામાં જે સ્થિત છે..તેમાં જ બુદ્ધિમાનોએ પોતાનું ચિત્ત સ્થિર કરી દેવું. અને ધૈર્યશીલ બનવું જોઈએ. સત્યમાં જ બુદ્ધિને સંયોજિત કરે તેજ સત્યમાર્ગ પ્રકાશક વાણીવાળા છે.

હે પુરુષો ! સત્યને જ સર્વોપરી જાણો, સત્યનું જ સમ્યક્ રીતે અનુસંધાન કરો. સત્યના જ વિચાર કરો. સત્યનું જ આચરણ કરો. નિશ્ચય અહિંસા પણ જીવનમાં સત્યના આચરણથી સ્વયમેવ ઉતરી જશે. કારણ કે નિશ્ચયથી સત્ય અને અહિંસા એકજ તત્ત્વની બે બાજુઓ છે. બન્નેનો તાદાત્મ્ય સંબંધ છે. અભિન્ન સંબંધ છે. જે સત્યની, સત્‌સ્વરૂપી આત્માની સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રની આરાધના માટે નિષ્કપટ ભાવે તૈયાર થાય છે તે તત્ત્વદર્શી છે. અને જ્ઞાની સમ્યગ્‌દૃષ્ટિ મહાત્મા કામવાસના અને તેના વિકલ્પોને ખતમ કરી નાખે છે. તેજ પૂર્ણ, આદર્શ બ્રહ્મચારી બને છે. સત્યના પાલનમાં સ્વરૂપની આરાધનામાં ઉપસ્થિત એવાં સમ્યક્‌જ્ઞાની મહાત્મા અણુગાર કામદેવને જીતી લે છે. અને એવા અણુગાર વિવેકી પુરુષ સમય અનુસાર, આવશ્યક્તા અનુસાર નિર્દોષ, પ્રિય, હિતકારી-જ બોલે છે. માનને ખાતર બીજાને ઉતારી પાડવા ન બોલે. પ્રદિપ્યમાન સાધુ-સાધ્વી સમય અનુસાર અસાવદ્ય, નિર્દોષ પરિમિત ભાષા બોલે. તેની ભાષામાં સત્ય માર્ગ જ હોય. સદૈવ, પ્રિય, હિતકારી, સાચી વાણીના બોલનારા સાધુ છે. એવી વાણી સ્વ-પરનું કલ્યાણ કરી શકે છે..નિમિત્ત થાય છે. અહિત કરનારી ભાષા ન ન બોલો એટલે કે પરના મર્મ ઉપર આઘાત કરનારી, હિંસા-દ્વેષ વધારનારી ભાષા ડાહ્યા માણસે નજ બોલવી જોઈએ. સાધુ સાધ્વીએ તો ન જ બોલવી જોઈએ. સુવ્રતી, જ્ઞાની આવશ્યકતા અનુસાર અલ્પ અને પરિમિત બોલે, સત્ય અને પ્રિય બોલે.

આવા અણુગારની વાણી સત્ય માર્ગ પ્રકાશક હોય. તેમાં શબ્દ અલ્પ હોય પણ

મહાન રહસ્યથી ભરેલી વાણી હોય. એવી અનંત ભાવ–ભેદથી ભરેલી, અનંત નય નિક્ષેપ યુકત, સપ્ત ભંગી વ. અનેક રીતે કહેનારી, સકલ જગતને હિતકારી, મોહદશાને હરનારી, મોક્ષને સમજાવનારી વાણી જેણે જાણી છે તેને જ જાણી છે. તેજ સત્ય સમજાવી શકે છે. બીજા સમજાવી શકે તેમ નથી. શ્રોતાને લાભ–નુકશાન વકૃતાના કારણે થતું નથી. પણ પોતાના ભાવને કારણે થાય છે. શ્રોતાનું જ્ઞાન શ્રોતા પાસે. વકૃતાનું જ્ઞાન વકૃતા પાસે બન્ને સ્વતંત્ર છે. સાંભળનારા લાખો માણુસો સમ્યક્ ધર્મ પામી જાય. તેનો કિંચિત્ લાભ વકૃતાને નથી. વકતાને તો પોતાના સમ્યક્ જ્ઞાનનું અંતર ઘોલન–સ્વાધ્યાયનોજ લાભ છે. વકૃતા તત્ત્વની ઉંધી પ્રરૂપણા કરે અને સામેના જીવો ઉંધુ સમજે તો તેનું નુકશાન વકતાને નથી. પણ વકૃતાનો ઉંધો ભાવ વકૃતાને પોતાને અનંત સંસારનું કારણ છે. ઉંધુ સમજે કે સવળું સમજે તેના નુકશાન કે લાભ સમજનારને છે. શ્રોતા ઉંધુ કે સવળુ સમજે તેના લાભ નુકસાન વકૃતાને નથી. વકૃતાના ભાવનું લાભ–નુકશાન શ્રોતાને નથી.

ખાસ ખ્યાલ રાખો કે એવો નિયમ અવશ્ય છે કે..જિજ્ઞાસુ જીવને સત્ય આત્મ-જ્ઞાન સમજતી વખતે જ્ઞાનીનું જ નિમિત્ત હોય. સાચા સંતોનું જ નિમિત હોય. પણ અજ્ઞાની કે વેશધારી અથવા જગત વકતાનું નિમિત ન જ હોય તેમજ પ્રતિ-માનું પણ નિમિત ન હોય. સાચી શ્રદ્ધા એજ આત્માના સર્વ ધર્મનો પાયો છે. જેને આત્મજ્ઞાન હોય તેનું બધું જ્ઞાન સમ્યક છે. અને આત્મજ્ઞાન ન હોય તેનું બધુંયે જ્ઞાન મિથ્યા છે. જુઠું છે.

સમ્યકજ્ઞાની–સાચી શ્રદ્ધાવાળા વકતા કદાચ ત્યાગી ન હોય તોપણ તેની ચર્ચા વાર્તારૂપ પ્રરૂપણા સાચી છે. સાચો શ્રદ્ધાળુ ગુણપૂજક હોય, વ્યક્તિપૂજક ન હોય. પ્રથમ, વકતા અણુગાર પહેલે ધડાકે જૈન શ્રદ્ધામાં દૃઢ હોવો જોઈએ. અરણુક શ્રાવકની શ્રદ્ધાની વાત અજ્ઞાની સાધુસાધ્વી કે વક્તા કરે, પણ જ્યાં સમ્યક્દર્શનની વાત આવે ત્યાં કહી દે કે નવ તત્ત્વની શ્રદ્ધા તે સમ્યક્ શ્રદ્ધા છે. તેઓને સ્વસંવેદન સ્વરૂપ શ્રદ્ધાનું વ્યાખ્યાન કરતાં પણ આવડતું નથી. ક્યાંથી આવડે, મિથ્યાત્વી છે. જ્ઞાનને અને જડ શબ્દોને–વાણીના પરિણમનની સાથે નિમિત નૈમિત્તિક સંબંધ છે. જીવને સમ્યક્જ્ઞાન થયું ન હોય ત્યાંસુધી મિથ્યાત્વીને તે પૂર્વના ઉઘાડરૂપે–પૂર્વના પુન્યના કારણે જ્ઞાન હોય છે. અને વાણી પોતાના કારણે નીકળવા યોગ્ય હોય ત્યારે તે જ્ઞાન અનુસાર વાણી નીકળે છે.

જેને સમ્યકજ્ઞાન પ્રગટ્યું છે તે પુરુષાર્થથી જ થયું છે. ગૌતમસ્વામીને પૂર્વના પુન્યના ઉદયથી (ઉપાડથી) જ્ઞાન ઘણું જ હતું, તે મિથ્યાજ્ઞાન હતું. પણ સમ્યક્જ્ઞાન થયું તે પુરુષાર્થથી થયું. સમ્યકજ્ઞાન પુરુષાર્થથી જ થાય છે..ત્યારે પૂર્વનો ઉઘાડ વર્તમાન પુરુષાર્થ સાથે ભળી ગયો કહેવાય. જેની વાણીમાં સમ્યક્જ્ઞાન નિમિત્તરૂપ હોય તેજ યથાર્થ વક્તા છે. જ્ઞાની અજ્ઞાની બન્નેની વાણીના શબ્દો જડના કારણે

પરિણમે છે. પણ વાણી અને જ્ઞાનના પરિણમનને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. જે વાણીમાં સમ્યક્જ્ઞાનનું નિમિત્ત હોય, તે વાણી શ્રોતાને પ્રથમ સમ્યક્જ્ઞાન પ્રગટ કરવામાં નિમિત્તરૂપ થઈ શકે છે. જે વાણીમાં મિથ્યાજ્ઞાન હોય તે વાણી શ્રોતાને સમ્યક્જ્ઞાનમાં નિમિત્ત હોઈ શકે નહિ.

જીવ જ્યારે સમ્યગ્દર્શન પામે ત્યારે તેને સમ્યક્ જ્ઞાનીનુંજ નિમિત્ત હોય. માટેજ સદ્ગુરુ ધારવા પડે છે. આજકાલતો સાધુ કહે છે કે હું ગુરુ, અને સાધ્વી કહે છે કે હું ગુરુ. કેવળીને કેવળજ્ઞાનના કારણે વાણી છૂટે છે તેમ નથી. કેવળજ્ઞાનની પર્યાય પણે ભગવાનનો આત્માજ પરિણમ્યો છે. જીવમાં કેવળજ્ઞાનનો સ્વકાળ છે. અને પુદ્ગલમાં જડમાં દિવ્ય ધ્વનિ-વાણીનો સ્વકાળ છે. બન્ને સ્વતંત્ર છે. જો જીવને કેવળજ્ઞાનના કારણે વાણી હોય તો દરેક સમયે શક્તિ રૂપે તો કેવળજ્ઞાન પડયુંજ છે. પણ એમ નથી વાણી તો વાણીના સ્વકારણે જ ખરે છે. ભગવાનને ત્રિકાળનું જ્ઞાન વર્તે છે. કયા સમયે વાણી ખરશે અને કયારે નહીં ખરે તેનું પણ જ્ઞાન વર્તે છે. કેવળજ્ઞાન કોઈ પરની પર્યાયને કરતું કે રોકતું નથી. અનંત વીર્યબળ પ્રગટ્યું છે. વાણીના કર્તા ભગવાન નથી. લોકો અરિહંત..અરિહંત..ભગવાન..ભગવાન કરે છે. પણ અરિહંતના કેવળજ્ઞાનને ગણતા નથી. ભગવાનની વાણી એમ કહેવું તે પણ ઉપચાર છે. ભગવાનની વાણીથી બીજાને નિશ્ચયથી જ્ઞાન થતું નથી. પણ સૌ જીવો પોતપોતાની લાયકાત મુજબ સમજે તેમાં વાણી નિમિત્ત છે.

જીવ-અજીવ બન્ને સ્વતંત્ર છે. બન્નેની અવસ્થા ભિન્ન ભિન્ન છે. એમ યથાર્થ વિશેષપણુથી જે જે જીવો ઓળખે તે તે જીવો મિથ્યાદૃષ્ટિ રહે નહિઃ આત્મામાંથી તો વાણી નીકળતી નથી. અને ખરેખર શરીરમાંથી પણ નીકળતી નથી. પેટમાં સત્ય દર્શન-જ્ઞાન ચારિત્ર નથી. પેટ એ તો શરીર છે. જડ છે. અને તે અહીં પડયું રહેવાનું છે. તો તો તારી મહેનત નિરર્થક થશે. શરીર આહાર વર્ગણામાંથી બને છે. અને ભાષા તે ભાષા વર્ગણામાંથી બને છે. આહાર અને ભાષાવર્ગણા ભિન્ન ભિન્ન છે. આહાર વર્ગણામાંથી સીધી ભાષા વર્ગણા ન થાય. પણ ભાષા વર્ગણામાંથી ભાષા આહાર વર્ગણા ન થાય. કર્મની કાર્મણ વર્ગણા પણ જુદી છે. એટલે કર્મના કારણે પણ ભાષા નથી...છૂટતી..

આમ નક્કી કરીને જ્યાં સ્વભાવદૃષ્ટિ થઈ ત્યાં ત્યાં પરવિકાર નિમિત્ત કે પુણ્ય પાપ ઉપરની દૃષ્ટિ ટળી ગઈ અને સ્વભાવ તરફ દૃષ્ટિ વળી ગઈ. સ્વભાવ તરફ દૃષ્ટિ થતાં પુરુષાર્થનું વલણ ફર્યું. તેથી વર્તમાન અપૂર્વ સમ્યક્ જ્ઞાન-દર્શન પ્રગટયું...ત્યાં વાણીનો યોગ સમ્યક્ જ હોય..એવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે..મેળ છે. કોઈ સમ્યક્ જ્ઞાનીને વાણી યોગ ન પણ હોય પણ જો વાણીનો યોગ હોય તો તે સમ્યક્ વાણી જ હોય. જે જ્ઞાનમાં સમ્યક્ વાણીનો યોગ હોય તેજ બીજાને સમ્યક્ દર્શન જ્ઞાનમાં નિમિત્ત હોય. અપૂર્વવાણી જાણનારે જાણી તે સમજાવે છે. અન્ય સમજાવી ન શકે અને ધર્મને પામવામાં નિમિત પણ ન બની શકે. આ ત્રિકાળ સાચી વાત છે.

ૐ શ્રી સત્

## વ્યાખ્યાન નં. ૧૫૨

સં. ૨૦૧૫ના કારતક વદ ૧૪, મંગળવાર, તા. ૯-૧૨-૫૮.

અતિવ્યાપ્તિ-અવ્યાપ્તિ-અસંભવ...એ ત્રણે..
દોષ રહિત પરીક્ષા ન કરે..
તે જીવ મિથ્યાદૃષ્ટિ છે.

ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મું અધ્યયન, ગાથા ચોથી પાંચમી સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. તેમાં અણગારના પાંચ લક્ષણ સમજાવાય છે.

શ્રદ્ધા-જ્ઞાન-અને ચારિત્ર એ આત્માના ગુણો છે. તે એક આત્મામાં હોવા છતાં તે ત્રણે ગુણોમાં તારતમ્યતા હોય છે. ગુણોના કાર્યમાં તારતમ્યતા હોય છે. તત્ત્વજ્ઞાનને જેમ છે તેમ જાણવું. યથાર્થ, ભૂતાર્થ, સત્યાર્થ સમજવું તે જ્ઞાનનું કાર્ય છે. આચરણ કરવું તે ચરિત્રનું કાર્ય છે. આત્માની અક્રમભાવે શ્રદ્ધા-વિશ્વાસ-પ્રતીતિ કરવી તે સમ્યગ્ દર્શનનું કાર્ય છે. આત્માની શ્રદ્ધા તો આત્માની પોતાની યથાર્થ સમજણના કારણેજ થઇ હોય છે.

ધર્મ તો નિર્વિકારીપણાનેજ કહેવાય છે. ધર્મ તો વસ્તુનો સ્વભાવ છે. વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે. સ્વભાવને ઓળખાવે તે તત્ત્વજ્ઞાન છે. તે તત્ત્વજ્ઞાનને સમજી આત્મસ્વભાવમાં રહેલ સુખ શાન્તિને અનુભવો.. એવું મોક્ષમાર્ગ પ્રકાશક સત્ પુરુષની વાણીનું કથન છે. બોધિ બે પ્રકારની છે. જાણવાનાં બે પડખા છે, એક સમ્યક્ અને બીજુ મિથ્યા.. એટલે ભ્રમ-ભ્રાંન્તિ વાળું. અને સમ્યક્ એટલે સાચું ભ્રમ ભ્રાન્તિ વિનાનું. વસ્તુના સ્વભાવથી ઉલટી દિશામાં વળીને એટલે કે, આત્માના શુદ્ધ સ્વભાવથી પરાંગ્મુખ થઇને વિચારની ક્રિયા જેટલી ઉદ્ભભવ્યા કરે છે, તે બધી મિથ્યા છે. અને વસ્તુના યથાર્થ સ્વભાવનું પડખું તે તરફ વળીને જે વિચાર થાય છે તે બધા સમ્યક્ છે.

મિથ્યાજ્ઞાન એટલે ભ્રમયુકત જુઠું જ્ઞાન.

સમ્યક જ્ઞાન એટલે ભ્રમરહિત સાચું જ્ઞાન.

જ્ઞાન સમજ, દર્શન સમજ, તેના બે પ્રકાર મિથ્યા અને સમ્યક્. આત્માને જેમ છે તેમ સમજવો તે સમ્યક્જ્ઞાન સમજ અને આત્મા જેવો છે તેવી તેની શ્રદ્ધા કરવી તે સમ્યક શ્રદ્ધા, સમ્યક્ દર્શન.

આદિમાં સમ્યક્જ્ઞાન.. અને પછી દયા. ભાવદયા-સાચીદયા તે જ્ઞાનપૂર્વક હોય. અને તેજ નિર્જરાનું કારણ છે. સમ્યક્જ્ઞાનની પ્રાપ્તિ થવાથી સર્વદ્રવ્યોનું; તેની પર્યાયોનું અને ગુણ ધર્મોનું સમ્યક્ પ્રકારે જ્ઞાન થઈ શકે છે. પણ સમ્યક્જ્ઞાનની

પ્રાપ્તિવિના જ્ઞાન સાચું થતું નથી. જ્ઞાનથી જ મુનિ થવાય છે. સમ્યક્‌જ્ઞાન વિના સમ્યક્‌ ચારિત્ર થતું નથી. હોતું નથી.. જ્ઞાન સંપન્નતાથી, જ્ઞાનની બુદ્ધિ કરવાથી, (માન-મોટાઈની-સંસાર વ્યવહારની નહીં) આત્મા વિશ્વ- વ્યાપી છએ દ્રવ્યોનું તેની પર્યાય-ગુણો વ. નું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. અને પછી ચારિત્રમાં બુદ્ધિ કરવાની સુંદર તક સાંપડે છે. અને ચારિત્રની આરાધના કરવાથી મોક્ષપદ પામે છે.

આવી સાચા અણગારની મોક્ષ પ્રકાશક વાણીની પરીક્ષા કરીને સમજો. આત્માની સંવર-નિર્જરા-મોક્ષરૂપ પર્યાય તે ઉપાદેય તત્ત્વ છે. અને મિથ્યાત્વ-પ્રમાદ-કષાય-આશ્રવભાવો તે હેય તત્ત્વો છે. નિશ્ચયમાં પોતાનો એક આત્માજ ઉપાદેય છે. તત્ત્વનો જેવો ભાવ છે. તેવીજ શ્રદ્ધા કરવી તે તત્વાર્થ શ્રદ્ધા છે. અણગારપણું, મુનિપણું સાધુપણું તે શું છે? અંતરનો અનુભવ તે મુનિપણું છે, સાધુપણું છે. તેની પરીક્ષા અજ્ઞાની કરતો નથી. વળી કોઈ અણગાર અતિ ક્રોધાદિ કરે તે તો વ્યવહારાભાસમાં પણ આવતો નથી. વળી કોઈ બાહ્ય ક્ષમા રાખે અને તેનાવડે કોઇ પરીક્ષા કરે તો તે સાચી પરીક્ષા નથી. બીજાને ઉપદેશ આપે, તે ઉપદેશ વચનો કે વાકયો તે અણગારનું લક્ષણ નથી. કારણકે ઉપદેશ...તે તો ભાષા. એટલે પુદ્ગલ-જડની ક્રિયા છે. અને આત્મા તે કરી શકતો નથી. પુદ્ગલ-ભાષા-ઉપદેશ તે તો ચારસ્પર્શ, રૂપી અજીવ છે. અને આત્માથી તે ભિન્ન છે. એમ શ્રી ભગવતીસૂત્ર કહે છે.

અન્યદર્શનીઓના પરમહંસાદિમાં આવા ગુણો, દયા-ઉપવાસ વ. મિથ્યાદષ્ટિમાં પણ હોય છે. એવા પુણ્ય પરિણામ જૈન મિથ્યાદષ્ટિ મુનિઓ તથા અન્યમુનિમાં પણ માલુમ પડે છે. અતિવ્યાપ્તિ-અવ્યાપ્તિ-અસંભવ-એ ત્રણે દોષરહિત પરીક્ષા ન કરે તે જીવ મિથ્યાદષ્ટિ છે. શુભભાવ વડે સાચી પરીક્ષા થાય નહિ. ક્રોધાદિ પરિણામ ટાળવા તે આત્માને આશ્રિત છે. શુદ્ધ તથા શુભાશુભ જડના પરિણામ એમ ત્રણેની સ્વતંત્રતાની ખબર અજ્ઞાનીને નથી. ક્ષુધા જડની પર્યાય છે-જડના પરિણામ છે. અંતર સહનશીલતાના પરિણામ થાય છે તે જીવાશ્રિત છે. ક્ષુધા નું પરિણમન જીવને નથી. અજ્ઞાની માને છે કે મને ક્ષુધા લાગી.. તે તો જીવનો વિભાવ પરિણામ છે.

સમ્યગ્‌દષ્ટિને પણ વિભાવ પરિણામ આવે છે. પણ તે સમજે છે કે તે મારી નબળાઈને કારણે આવે છે..પણ પરને કારણે વિભાવ આવતા નથી. કોઈ જીવ પરની દયા પાળે છે. (અમે આજે દયા પાળી છે.) તે કથનમાં પરના શરીરનીક્રિયા જડને આશ્રિત છે. અને પોતામાં અનુકંપાના પરિણામ થયા તે જીવાશ્રિત છે. પરિગ્રહ-આહાર-પાણી વગેરે વહોરવા જવાં છતાં ન મળ્યું તે પરને આશ્રિત-જડને આશ્રિત છે. અને રાગની મંદતા થવી તે જીવાશ્રિત છે. આમ પુદ્‌ગલાશ્રિત અને જીવાશ્રિત ભાવની જેને ખબર નથી અને સમજવા પણ માંગતો નથી તે મિથ્યાદષ્ટિ છે. ઉપવાસમાં રાગની મંદતા થવી તે જીવને આશ્રિત છે. અને શુદ્ધિની વૃદ્ધિ થવી તે પણ જીવને

આશ્રિત છે. અને ખાવાના પદાર્થો જડ-અજીવ ન આવ્યા તે જડને અજીવને આશ્રિત છે. ક્રોધ-માનાદિના પરિણામ થવા તે જીવને આશ્રિત છે. અને આંખ લાલ થવી તે જડને આશ્રયે છે. ઉપદેશ વાક્યો-વચનો જડને આશ્રિત છે, અને ઉપદેશ, જ્ઞાન, દર્શનની પ્રરૂપણાનો ભાવ જીવને આશ્રયે છે. આના ભેદની જેને ખબર નથી તે પરીક્ષા કરી શકતો નથી. ચૈતન્ય અને જડ બન્ને અસમાનજાતિ છે. સાધુ-સાધ્વી-મુનિ નામ ધરાવે પણ અસમાનજાતિમાં એકત્વ બુદ્ધિથી વર્તે છે. તે મિથ્યાદષ્ટિ છે. પરીક્ષા કરી આજ્ઞાને માને તે સમ્યગ્દષ્ટિ છે.

વેપારી ચીજ લેવા જતાં પરીક્ષા કરે છે...તેમ અહીં ઉપાદાન નિમિત્ત સ્વભાવ-વિભાવ દ્રવ્ય-ગુણ-પર્યાય-ઉત્પાદ્-વ્યય-ધ્રુવ આદિનું સ્વરૂપ સમજીને પરીક્ષા કરવી જોઇએ. એટલી લાયકાત તમારામાં વિકસેલી જ છે...ભાન વિના મુનિપણું લઈને શુક્લલેશ્યા કરીને જીવ નવમી ગ્રીવેયકે ગયો છે...છતાં ધર્મ થયો નથી...સંસાર પરિત થયો નથી.. જો આત્માનું ભાન કરે તો દેડકું પણ સમ્યગ્દર્શન પામી શકે છે. નંદ-મણીયાર પામીને વમી ગયા....અને પોતાની જ વાવમાં દેડકારૂપે જનમ્યા. મહાવીર-મહાવીર શબ્દ સાંભળતાં મંદ કષાયે....ઉપયોગે..પૂર્વનું સાંભળી આવતાં સમ્યગ્દર્શન પામ્યા.

જ્ઞાની શક્તિ અનુસાર તપ-ત્યાગ કરે છે પણ હઠ કરે તો મિથ્યાદૃષ્ટિ થાય છે. જો મોક્ષ માર્ગની ઓળખાણ થાય તો મિથ્યાદૃષ્ટિ રહે નહીં..પણ મુનિ અણગારનું સાચું સ્વરૂપ ન જાણે તો સાચી ભક્તિ ક્યાંથી કરે? ક્યાંથી હોય? અને જાણ્યા વિના ભક્તિ કરે તે સાચી કેમ હોય? સાચા અણગારની ભક્તિ માટે કસોટી કરવી જોઈએ. મુનિની અંતરની પરીક્ષા હજીએ કરતો નથી..અને કરે છે તો વ્યવહાર અને શુભક્રિયાથી કરે..તેની સેવાથી ભલું જાણે છે. પણ પરની સેવાથી ભલું થતું નથી.. પરની સેવાનો ભાવ તે પુણ્યભાવ છે..ધર્મ નથી. અજ્ઞાની તેમાં ધર્મ માની, કલ્યાણ માની સેવા કરે છે. ઓળખાણ વિના અનુરાગી થઈને ભક્તિ કરે છે. તેથી પુણ્ય બંધાય છે. પણ સાચા ગુરુ અણગારના લક્ષણ સમજ્યા વિના ગુરુ કે અણગાર માનવા તે તો અજ્ઞાન છે. મહામૂર્ખાઇ છે મોટું પાપ-સેવનારો જીવ છે.

અણગારનું સાચું લક્ષણ સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતારૂપ મોક્ષ માર્ગ છે. તેની પરીક્ષા કરીને દેવાદિની આજ્ઞાને માને તે સમકીતિ છે. આત્મામાં નિર્વિકલ્પ દશા થવી તે મોક્ષ માર્ગ છે. બીજો કોઈ મોક્ષ માર્ગ નથી.

નિર્વિકલ્પ મોક્ષ માર્ગ પ્રગટ કરે ત્યાં પાંચ મહાવ્રતાદિને વ્યવહાર મોક્ષ માર્ગ કહેવાય છે. વીતરાગી નિર્વિકલ્પ દશા તે નિશ્ચય મોક્ષ માર્ગ છે. અને પંચ મહાવ્રતાદિની દશા તે વ્યવહાર મોક્ષ માર્ગ છે.

અખંડ આત્મસ્વભાવના અવલંબને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મોક્ષમાર્ગ

પ્રગટ્યો તે યથાર્થ સત્યાર્થ નિશ્ચય મોક્ષમાર્ગ છે. તે વખતે જે પાંચ મહાવ્રતાદિના ભલાભાવ છે તેને વ્યવહારથી મોક્ષ માર્ગ કહેવાય છે.

આમ નિશ્ચય-વ્યવહારનું સ્વરૂપ છે. આત્માની રૂચિપૂર્વક ત્રિકાળી સ્વભાવમાં રમણતા કરવી તે નિશ્ચય મોક્ષ માર્ગ છે. વચ્ચે જે વ્રતાદિ આવે તે વ્યવહાર મોક્ષ માર્ગ છે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૧૫૩

સં ૨૦૧૫ના કારતક વદ ૦)) બુધવાર, તા. ૧૦-૧૨-૫૮.

**આત્માનો જ્ઞાનગુણ પ્રમાણ કહેવાય છે.**
**તેમાં મતિ-શ્રુતજ્ઞાન...ઇન્દ્રિય-મન દ્વારા થતાં હોવાથી....**
**પરોક્ષ પ્રમાણ છે....**
**અને એ જ...મતિશ્રુતજ્ઞાન સ્વસંવેદન અપેક્ષાએ પ્રત્યક્ષ છે.**

" तत्वार्थ श्रद्धानं सम्यग् दर्शनम् "

વ્યવહારથી જીવાદિ નવે તત્ત્વ જીવ-અજીવના સંયોગથી છે. તેથી નવે તત્ત્વનો જીવ-અજીવ એ બેમાં સમાવેશ થાય છે. સમ્યગ્દર્શનનો અનાદર ત્યાં નિગોદનો આદર છે. વિકારી થવા યોગ્ય તે જીવ અને વિકાર કરનાર જીવને નિમિત થવા યોગ્ય તે અજીવ..એ બેના સંયોગથી પુણ્ય--પાપ તત્ત્વ થયેલા છે. હવે એ રીતે જેમાં આશ્રવ થાય છે તે આશ્રવ્ય જીવ..અને જે પુદ્ગલ વર્ગણા આશ્રવે છે..આવે છે તે આશ્રવક અજીવ એ બેના સંયોગથી આશ્રવ તત્ત્વ બન્યું છે. તેમ જ સંવર્ય તે જીવ અને સંવારક એટલે આવતા કર્મ અટકે છે તે અજીવ..એ બેના સંયોગથી સંવર તત્વ બનેલું છે. વળી નિર્જર્ય જેમાં નિર્જરા થાય છે..તે જીવ અને જે નિર્જરા એટલે જે કર્મો ખરી ગયાં તે..અજીવ..એમ એ બેના સંયોગથી નિર્જરા તત્ત્વ બન્યું છે. બંધ-બંધક બેના સંયોગથી જીવ-અજીવનો બંધ ભાવ બન્યો છે. મોક્ષ્ય..સર્વથા મૂકાય છે તે જીવ અને મોક્ષક એટલે કર્મો જે છૂટી જાય છે તે કર્મો--પુદ્ગલો અજીવ..

વ્યવહાર નય સંયોગ જન્ય ભાવનેજ ગ્રહણ કરે છે. તેથી આ નવ તત્ત્વ જીવ-અજીવના અનાદિ બંધ પર્યાયથી જોતાં યથાર્થ છે. પરંતુ નિશ્ચય નયથી એક જીવ

સ્વભાવના લક્ષે જોતાં યથાર્થ નથી. કારણકે નિશ્ચય નય જીવના પરિણામને ચેતનરૂપ અને અજીવના પરિણામને અચેતનરૂપ સર્વદા-સર્વથા ભિન્ન જુવે છે. તેથી નિશ્ચય નયથી વિચારતાં નવે તત્ત્વમાં અજીવથી ભિન્ન સદા અસ્ખલિત જીવદ્રવ્યનું જ લક્ષ કરાય છે. શુદ્ધ નિશ્ચય નય જીવના શુદ્ધ પર્યાયનો જ લક્ષ કરે છે. તેથી શુદ્ધ નિશ્ચય નયથી વિચારતાં સર્વ અવસ્થામાં માત્ર એક શુદ્ધ સ્વરૂપે પ્રકાશિત આત્માનો અંતરમાં અનુભવ કરાય છે.

એ રીતે જે શુદ્ધ આત્માને અનુભવે છે.. તે જ આત્મજ્ઞાન-આત્માનુભૂતિ છે. અને તેજ સમયે સાથે સમ્યગ્દર્શન પ્રગટે છે. અનુભવમાં ત્રણે અભિન્ન છે. તેથી નિશ્ચયનયથી નવે તત્ત્વને જાણતાં સમ્યગ્દર્શન જરૂર પ્રગટે છે. અથવા વ્યવહાર અને નિશ્ચયનયથી સ્વાદ્વાદ રીતે નિર્ણય કરીને યથાર્થ અનુભવપૂર્વક નવે તત્ત્વને જાણતાં સમ્યગ્દર્શન થાય છે. આ નવે તત્ત્વમાં અનાદિકાળથી ગુપ્ત રહેલું આત્મતત્ત્વ તે નિશ્ચયના અવલંબનથી જુદું પડાય છે. હે ભવ્યો! તે સતત્ જુદી એકરૂપ શુદ્ધ આત્મજ્યોતિનો તમે પ્રતિક્ષણ અનુભવ કરો..અનુભવ કરો..એમ કહેનારી સત્યમાર્ગ પ્રકાશકવાણી એ જ અણગારનું લક્ષણ છે. સમ્યગ્દર્શનથી જ ધર્મની શરૂઆત છે.

આત્માનો જ્ઞાનગુણ પ્રમાણ કહેવાય છે...તેમાં મતિ-શ્રુતજ્ઞાન...ઈન્દ્રિય-મન દ્વારા થતાં હોવાથી પરોક્ષપ્રમાણ છે. અને તે જ મતિશ્રુતજ્ઞાન સ્વસંવેદન અપેક્ષાએ પ્રત્યક્ષ છે. અવધિ અને મનઃપર્યવજ્ઞાન દેશ પ્રત્યક્ષ છે. કેવળજ્ઞાન સર્વ પ્રત્યક્ષ છે. પ્રમાણરૂપ જ્ઞાનનાભેદ તથા જ્ઞાતા-જ્ઞેય-જ્ઞાન અર્થાત્ પ્રમાતા-પ્રમેય-પ્રમાણ, આ બધા ભેદો સર્વ વિકલ્પરૂપ ભેદ દૃષ્ટિથી જોતાં યથાર્થ છે. પરંતુ એક અખંડ જીવ સ્વભાવનો અનુભવ કરતાં એ સર્વ યથાર્થ નથી. તેમ નય પણ ઘણાં છે. અનુયોગ સિદ્ધાંતમાં કહ્યાં છે. પણ તે ગુરુગમ વિના હાથ આવે નહીં.

મુખ્યત્વે દ્રવ્ય સ્વભાવનો લક્ષ કરાવે તે દ્રવ્યાર્થિક નય.. અને જેમાં અવસ્થા-હાલત-પર્યાયની પ્રધાનતા હોય તે પર્યાયાર્થિક નય. આ બે મુખ્ય નય છે. દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નયના ભેદ પાડીને વિચારતાં બન્ને નયો બરાબર છે. પણ જીવપર્યાયના ભેદ રહિત એક અખંડ અભેદ વસ્તુમાત્ર જીવ સ્વભાવનો અનુભવ કરવામાં યથાર્થ નથી. એવી સત્ય માર્ગ પ્રકાશક વાણી હોય છે.

વળી, નામ-સ્થાપના-દ્રવ્ય-ભાવ એ ચાર અનુક્રમે સંજ્ઞા-પ્રતીક-ભૂતભાવી પર્યાય અને વર્તમાન પર્યાયને કહેતા નિક્ષેપ વડે વસ્તુનો વિચાર થઇ શકે છે. હવે એ નિક્ષેપ ચક્ર વસ્તુને ભિન્ન ભિન્ન લક્ષણથી વિચારવામાં જ યથાર્થ છે. પરંતુ સર્વ અન્ય લક્ષણથી રહિત માત્ર સ્વલક્ષણયુક્ત એક અખંડ જીવ સ્વભાવનો અનુભવ કરવામાં તે યથાર્થ નથી..એમ પ્રમાણનય-નિક્ષેપ વડે વસ્તુનો વિચાર કરાય છે. પણ નિશ્ચયથી એક શુદ્ધાત્માનો લક્ષ થતાં તે બધાં લય પામે છે. આત્માના સર્વવ્યાપી પ્રકાશમાં નયોની શોભા પ્રગટ થતી નથી. પ્રમાણ અસ્ત પામે છે. અને નિક્ષેપ ચક્ર કોણ

જાણે કયાં ભાગી જાય છે..વધું શું કહીએ? "કર વિચાર તો પામ." આનું નામ તે "तत्वार्थ श्रद्धानं सम्यग्दर्शनम् " આત્મા સિવાય બીજું દ્વૈત ભાસતું અદ્વૈત ભાસે છે. અણગારની વાણી આવી સત્યમાર્ગ પ્રકાશક હોય છે.

જૈનમાં નય વિવિક્ષા છે. તે કોઈ બાહ્ય વસ્તુનો લોપ કરતી નથી. શુદ્ધાત્માના અનુભવથી વિકલ્પો મટી જાય છે. તેવો અનુભવ કરવા માટે શુદ્ધ નયનું કથન છે. જો બાહ્ય વસ્તુનો લોપ કરવામાં આવે તો તો આત્માનો લોપ થાય. અને તેથી શૂન્યતાનો દોષ આવે. એમ એકાન્તવાદથી વસ્તુસ્વરૂપની સ્થિતિ બની શકતી નથી. અને વસ્તુ-સ્વરૂપની યથાર્થ સિદ્ધિ વિના વ્યવહારથી, નિશ્ચયથી, નય, નિક્ષેપ વ. આમ છે.. એમ અનુભવ કરવામાં આવે તો તે મિથ્યા અનુભવ ઠરે છે. આવી.. સ્યાદવાદ અને કાન્ત સ્વરૂપને યથાર્થ સમજાવતી વાણી સાધુ અણગારને જ હોય છે.

જે આત્મભાવ છે તે ભાષા નથી..ભાષા છે તે ભાવ નથી. જે અણગાર ધર્માત્માને વાણીનો યોગ હોય તેની વાણી સત્ય મોક્ષમાર્ગ પ્રકાશક જ હોય..જેવી ભગવાને આજ્ઞા આપી છે. તેનાજ અનુસારે શુદ્ધ જ્ઞાનનું જ ઉચ્ચારણ કરે.. પણ ભાષામાં ગ્રામીણતા, અશ્લિલતા, તુચ્છતા, તિરસ્કારવૃત્તિ આદિ દુર્ગુણો ન જ હોવા જોઈએ. મર્યાદાનું ઉલ્લંઘન કરીને અતિઅધિક બોલવું ન જોઈએ. ભાષા પરિમીત, સુ-અર્થક અને શિષ્ટપુરુષને અનુરૂપ હોવી જોઈએ. વીતરાગ દેવના માર્ગ ઉપર ચાલવાની ઈચ્છાવાળો, બ્રહ્મચારી, કલ્યાણનો અભિલાષી સાધુ કયારે પણ જુઠું ન બોલે. જુઠની સાથે આત્મવિકાસનું હોવું તે આકાશકુસુમવત્ છે.

આત્માને મોક્ષમાં લઇ જવાની ઈચ્છાવાળા..એ સાધુ, શ્રાવક, કે ધર્માત્મા જુઠું ન બોલે. જે શબ્દો..જે ભાષા..બોલીને મહા પશ્ચાતાપ કરવો પડે અને પાર વિનાનો ખેદ ઉઠાવવો પડે એવી ભાષા ન બોલવી જોઈએ. અવિચારપૂર્વક બોલવાવાળો મૂર્ખ કહેવાય છે. અને તે સત્સ્વરૂપી ભગવાન આત્માના આદરના પાપનો ભાગી બને છે. પસ્તાવું પડે એવું બોલવું જ નહીં..એવી પ્રભુની આજ્ઞા છે. જુઠથી કોઈ માણસ વિશ્વાસ કરતો નથી..માટે સદૈવ જુઠથી દૂરજ રહેવું. હિંસા પેદા કરવાવાળું અને સ્વ-પરને કષ્ટ દેવાવાળું જુઠાણું ન બોલો. આત્માના પતનનું મુખ્ય કારણ જુઠાણું છે. માટે હિંસાને પેદા કરવાળું જુઠું કદીયે ન બોલો. શ્રી સ્થાનાંગજીના ૭ મે સ્થાને ૭ પ્રકારના વચન-વિકલ્પ કહ્યાં છે તેમાં

(૧) આલાપ (૨) અનાલાપ (૩) ઉલ્લાપ (૪) અનુલ્લાપ (૫) સંલાપ (૬) પ્રલાપ (૭) વિપ્રલાપ તેમાં...

(૧) થોડું બોલવું તે આલાપ.
(૨) કુત્સીત બોલવું તે અનાલાપ.
(૩) મર્યાદા ઉલ્લંઘીને બોલવું તે ઉલ્લાપ.

(૪) મર્યાદા રહિત ખરાબ બોલવું તે અનુલ્લાપ.

(૫) પરસ્પર બોલવું તે સંલાપ

(૬) નિરર્થક બોલવું તે પ્રલાપ..કુતરાની જેમ ભસ ભસ કરવું તે.

(૭) વિરુદ્ધ બોલવું તે વિપ્રલાપ..

વચનશુદ્ધિ અને વચનની મહત્તાને જાણવાવાળો હંમેશાં દુષ્ટ-તુચ્છ-ઘાતક-મર્મભેદક અપમાનજનક વાણીનો ત્યાગ કરી દે છે. તેથી તે ચતુર્વિધ સંઘ અને સજ્જનો વચ્ચે પ્રશંસા, યશકીર્તિને પામે છે. અને પરલોકમાં પણ સુખી થાય છે. અને પૂર્ણ મોક્ષના અભાવે ઉંચામાં ઉંચા પુણ્ય ઉપાર્જન કરે છે. માટે સદૈવ વિવેકયુક્ત ભાષા બોલવી જોઈએ. નહીંતો મૌન રહેવું જોઈએ.

બરાબર સમજો કે ભાવ તે ભાષા નથી.. અને ભાષા તે ભાવ નથી. ભાવ આત્માને આશ્રિત છે. ભાષાને તે સમજી શકે કે જેને એકાદ અંશ પણ આત્માનો પમાયો હોય....આવી સત્ય માર્ગ પ્રકાશક વાણી તે આત્મજ્ઞાની, સમદર્શી, સાધક માર્ગે વિચરનાર અણગારની હોય...

આવા અણગારની.. આવા લક્ષણ દ્વારા પરીક્ષા કરી તેમની આજ્ઞાને આરાધશે તે જરૂર સમ્યગ્દર્શનને પામી જશે.

ૐ શ્રી સત્





**વ્યાખ્યાન નં. ૧૫૪**

સં. ૨૦૧૫ ના માગશર સુદ ૧, ગુરૂવાર, તા. ૧૧-૧૨-૫૮

**દુઃખ એ જીવનાં સુખગુણનો આકુળતારૂપ**
**વિભાવ-અર્થ પર્યાય છે..**
**તેજ સંસાર છે.**

શુદ્ધ ઉપલબ્ધિ જ્ઞાનરૂપ છે. તેથી તેને જ્ઞાન ચેતના કહેવાય છે.

આત્મામાં જે ભેદ થાય છે. તે કર્મોના નિમિત્તથી થાય છે. પણ આત્માનુ સ્વરૂપ તો સદાય એકજ છે. એમાં ભેદ-ભંગ છે જ નહિ...એથી કહેવાય છે કે.. શુદ્ધ એકજ

પ્રકારે હોય છે. જે ચેતના જીવના અસલી સ્વરૂપને લઈને થઈ છે. તે શુદ્ધ ચેતના છે. અને તે જ્ઞાનરૂપ છે. તેને જ્ઞાનચેતના કહેવાય છે.

અશુદ્ધ ચેતના.. તેના બે પ્રકાર (૧) કર્મ ચેતના (૨) કર્મફળ ચેતના.. કર્મફળ ચેતનામાં ફળ ભોગવવાની મુખ્યતા છે. આમ ચેતનાના ત્રણ ભેદ થયા.. (૧) શુદ્ધ જ્ઞાન ચેતના.. (૨) કર્મફળ ચેતના.. (૩) કર્મ ચેતના. શુદ્ધજ્ઞાન ચેતના સમ્યગ્ દૃષ્ટિનેજ હોય છે. કેમકે ત્યાં શુધ્ધ આત્મિક ભાવોની પ્રધાનતા છે. બાકીની બે ચેતના.. કર્મફળ ચેતના અને કર્મ ચેતના મિથ્યાત્વીને હોય છે. તેમાં પણ એટલું વિશેષ છે કે મુખ્યત્વે કર્મચેતના સંજ્ઞી મિથ્યાદૃષ્ટિને હોય છે. અને કર્મફળ ચેતના અસંજ્ઞીને હોય છે. કર્મ ચેતનામાં જ્ઞાનપૂર્વક ક્રિયાઓ દ્વારા કર્મબંધ કરવાની પ્રધાનતા છે. અને કર્મફળ ચેતનામાં કર્મબંધ કરવાની મુખ્યતા નથી. પણ કર્મફળ ભોગવવાની મુખ્યતા, પ્રધાનતા છે.

અહીં જ્ઞાન શબ્દથી આત્મા સમજજો.. કેમકે આત્મા જ્ઞાનરૂપજ સ્વયં છે. આ આત્મા જેના દ્વારા શુધ્ધ મનાય છે એનું નામ જ્ઞાન ચેતના છે. જે સમયે શુધ્ધાત્માનો અનુભવ થાય છે, તે સમય.. ચેતનાને જ્ઞાન ચેતના કહે છે. તે સમયે બાહ્ય ઉપાધિની મુખ્યતા રહેતી નથી.. પણ જે સમયે બાહ્ય ઉપાધિની મુખ્યતા હોય છે. તે સમયે આત્માની ચેતના.. જ્ઞાનગુણ અશુદ્ધતાને ધારણ કરે છે. અને અશુદ્ધતાના અભાવમાં જ્ઞાન માત્ર રહી જાય છે. માટે તેને શુદ્ધ ચેતના.. જ્ઞાન ચેતના કહેવાય છે. જે સમયે આત્માનો જ્ઞાન ગુણ સમ્યક્ અવસ્થાને પ્રાપ્ત થઈ જાય છે, અને કેવળ શુદ્ધાત્માનો અનુભવ કરે છે.. તેને જ્ઞાનચેતના કહેવાય છે. અને નિશ્ચયથી તે સમ્યગ્ દૃષ્ટિને જ હોય છે. મિથ્યા દૃષ્ટિને જ્ઞાન ચેતના કદી હોતી નથી. કેમકે મિથ્યાદર્શનની હયાતી હોવાથી જ્ઞાનચેતનાનું થવું અસંભવિત છે.. પણ સમ્યગ્દર્શન હોવાથી મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ કર્મનો વિશેષ ક્ષયોપશમ થાય છે. તેનું નામ જ્ઞાન ચેતના છે.

મિથ્યાદર્શનની સત્તામાં જ્ઞાન ચેતનાનું થવું અસંભવિત છે. જ્ઞાન ચેતનામાં આત્મીય ગુણનો અનુભવ થાય છે. તેથી તે બંધનું કારણ નથી. અને તેજ શુધ્ધ ઉપલબ્ધિ છે. પણ અશુધ્ધ ઉપલબ્ધિમાં કર્મજનીત આધિ-વ્યાધિઓની તન્મયતા છે. અને તેનોજ સ્વાદ હોય છે. ત્યાં જ્ઞાનપૂર્વક કર્મબંધન કરવાની અથવા અજ્ઞાન અવસ્થામાં કર્મજનીત ફળ ભોગવવાની પ્રધાનતા છે. તે માટે તેને કર્મચેતના કે કર્મ ફળ ચેતના કહે છે. હવે આ કર્મ ચેતના અને કર્મફળ ચેતના સામાન્ય રીતે સર્વ સંસારી જીવોને હોય છે. અને એ સમ્યક્ પૂર્વક હોતી નથી..

અજ્ઞાનીને વિકારી સ્વાદ આવે છે. તેમાં સમ્યક્ હોતું નથી. આત્મ ઉપલબ્ધિ શુદ્ધ અને અશુધ્ધ પણ હોય છે. પણ શુધ્ધ ઉપલબ્ધિની સાથે સમ્યગ્દર્શનની વ્યાપ્તિ છે. પણ અશુધ્ધ ઉપલબ્ધિની સાથે સમ્યગ્દર્શનની વ્યાપ્તિ હોતી નથી.

પણ ઉપલબ્ધિ જે છે તે સમ્યગ્દર્શન થતાં તે શુધ્ધજ હોય છે. અને સમ્યગ્દર્શન વિના તે ઉપલબ્ધિ અશુધ્ધ જ હોય છે.

સમ્યક્દર્શનપૂર્વકની ઉપલબ્ધિ બંધનનું કારણ નથી. અને સમ્યગ્દર્શનના અભાવમાં જે ઉપલબ્ધિ છે તે બંધનનું કારણ છે. અને ત્યાં શુદ્ધ ઉપલબ્ધિ કે જ્ઞાન ચેતના હોતા નથી. પણ સમ્યગ્દર્શનના સદ્ભાવમાં શુદ્ધ ઉપલબ્ધિ અને જ્ઞાન ચેતના બન્ને હોય છે. સમ્યક્જ્ઞાનની વૈરાગ્યયુક્ત પરમ ઉદાસિનતારૂપ જ્ઞાન અને પોતાના આત્માનો અનુભવ...સમ્યક્ જ્ઞાની સ્વયં કરતોજ રહે છે. આ બે ચિન્હો સમ્યક્જ્ઞાનીના છે. અને આવા જ જ્ઞાની ગર્દભાળી મુનિ નિયમથી જીવન મુકત છે.

સ્વાનુભૂતિની બે અવસ્થા છે.

(૧) ક્ષયોપશમ જ્ઞાન ભાવરૂપ લબ્ધિ અવસ્થા.

(૨) ઉપયોગાત્મક જ્ઞાનરૂપ અવસ્થા.

હવે ઉપયોગાત્મક જ્ઞાન ક્યારેક ક્યારેક થાય છે. ઉપયોગ દરેક સમયે રહેતો નથી....પણ વધુમાં વધુ બે ઘડી...પરંતુ ક્ષયોપશમ રૂપ જ્ઞાન-લબ્ધ રૂપે તો સદાય રહે છે. ક્ષયોપશમ લબ્ધરૂપ સ્વાનુભવની તો સમ્યગ્દર્શનની સાથે સંવ્યાપ્તિ છે. સમ્યક્ હોવાથી ક્ષયોપશમીક સ્વાનુભવ હોય છે પણ સમ્યક્ હોવાથી ઉપયોગાત્મક સ્વાનુભવ થઈ જાય અને પછી ન પણ હોય. કેવળીને તો નિરંતર હોય જ. ઉપયોગાત્મક સ્વાનુભવ થતાં અવશ્ય સમ્યગ્દર્શનની પ્રગટતા છે. જે આત્મામાં જે કાળે સ્વાનુભૂતિ છે તે સમયે તે આત્મામાં અવશ્ય સમકિત છે. કેમકે સમ્યક્ત્વ વિના સ્વાનુભૂતિ થઈ શકતી નથી અથવા સમ્યગ્દર્શન હોવાથી શુદ્ધાત્માના ઉપયોગરૂપ અનુભવ હોય યા ન પણ હોય. પણ સમ્યક્ હોવાથી મતિ-શ્રુતજ્ઞાનાવરણિયના ક્ષયોપશમ રૂપ લબ્ધિ હોયજ છે. ઉપયોગરૂપઅનુભવ વધુમાં વધુ અંતર્મુહૂર્ત હોય છે. અને લબ્ધરૂપે તે કાયમ ટકી રહે છે. સમ્યગ્દર્શન વમી જાય તો લબ્ધ ઉપયોગ પણ રહે નહીં.

દુઃખ એ જીવના સુખગુણનો આકુળતારૂપ વિભાવ અર્થપર્યાય છે. તે જ સંસાર છે. મોક્ષ એ જીવના અનંતા ગુણોની—બધા ગુણોની સ્વભાવ અર્થપર્યાય છે. અને પ્રદેશત્વ ગુણનો સ્વભાવ વ્યંજન પર્યાય છે. કેવળજ્ઞાન તે જીવના જ્ઞાન ગુણનો પરિપૂર્ણ સ્વભાવ અર્થપર્યાય છે, અનાદિ અનંત, સાદિ અનંત અનાદિસાંત, સાદિસાંત, એ ચાર ભાંગા સમજવા જેવા છે. અનાદિ અનંત....જેના આદિ અંત નથી...ગુણ અને દ્રવ્ય અનાદિ અનંત છે. અભવ્ય જીવનો સંસારપર્યાય અનાદિ અનંત છે. સાદિ અનંત....ક્ષાયિક સમ્યક્ત્વ કેવળજ્ઞાન—દાન—લાભ-ભોગ ઉપભોગ વગેરે કેવળજ્ઞાન કેવળદર્શન અને છેવટ મોક્ષ પર્યાય સિધ્ધત્વ જે નવી પ્રગટ થાય છે. તે અપેક્ષાએ તે સાદિ એટલે આદિ સહિત અને પ્રગટેલી તે પર્યાયો અનંત કાળ સુધી રહેવાની છે. એવીને એવી થયાજ કરવાની છે. માંટે સાદિ અનંત છતાં સમયે સમયે પલટાયા કરે

છે. અનાદિ સાંત...સંસાર પર્યાય અનાદિનો છે. પણ જે ભવ્ય જીવને સંસારદશારૂપ અશુદ્ધ પર્યાયનો અંત આવે છે. તે અનાદિ સાંત આદિસાંત...સમ્યગદૃષ્ટિને મોક્ષ માર્ગ સંબંધી ક્ષયોપશમ તથા ઉપશમ ભાવ નવા નવા થાય છે. તેથી તેઓની સાદિ છે અને કેવળજ્ઞાન-દર્શન થતાં તેનો અંત આવે છે. તેથી તે સાદિ સાંત છે.

દ્રવ્ય અપેક્ષાએ પુદ્ગલ પરમાણુની સંખ્યા સૌથી વધુ છે. અનંતા જીવ રાશિથી તેની સંખ્યા અનંતા અનંત ગુણી છે. ક્ષેત્ર અપેક્ષાએ ત્રિકાળવર્તી સમયોની સંખ્યાથી અનંતગુણી સંખ્યા આકાશના પ્રદેશોની છે. તેથી ક્ષેત્ર અવસ્થાએ આકાશ દ્રવ્ય સૌથી મોટું છે. કાળ અપેક્ષાએ દરેક દ્રવ્યના સ્વકાળરૂપ અનાદિ અનંત પર્યાયો પુદ્ગલ દ્રવ્યની સંખ્યાથી અનંતગુણી છે. તે કાળ અપેક્ષાએ અનંત ગુણી. ભૂતકાળના અનંત સમયો કરતાં ભવિષ્યના સમયની સંખ્યા અનંત ગુણી વધારે છે. ભાવ અપેક્ષાએ જીવનાં જ્ઞાનગુણના એક સમયના કેવળજ્ઞાનના પર્યાયના અવિભાગ પ્રતિચ્છેદોની સંખ્યા સૌથી અનંત ગુણી છે. તે ભાવ અપેક્ષાએ અનંત છે.

બોલો કોણ વધ્યું ?

આથી એમ સમજવાનું છે કે કેવળજ્ઞાનમાં એક સમયમાં અનંતકાળના અનંત-દ્રવ્યના અનંતાગુણ પર્યાયો એક સમયમાં જાણવાનું સામર્થ્ય છે. દરેક આત્માનો શક્તિરૂપે આવોજ સ્વભાવ છે.

આવી સ્વજ્ઞાનની સ્વજ્ઞાનમાં નિરંતર રમણતારૂપ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાના એવા પૂર્ણતાના લક્ષે ..સાધનામાં રત એવા આત્મજ્ઞાની-સમદર્શી અણગારની સાચી પરીક્ષા કરી તેની આજ્ઞાએ ચાલી સમ્યગ્દર્શન-સમ્યકજ્ઞાન પ્રગટાવી...જીવનને...આ અમૂલ્ય માનવ જીવનને સફળ બનાવો. એ જ અમારી તમોને ભદ્ર ભાવે ભલામણ છે.

લી. મુનિ કેવળદાસજી
સંવત ૨૦૩૦ ના મહા સુદ પુનમને
બુધવાર તા-૬-૨-૧૯૭૪

સમાપ્ત

# દાતાઓની નામાવલી

૧. ૧૦૦૦.૦૦ ગાંધી મનસુખલાલ ચત્રભુજના સુપુત્ર તરફથી (ટંકારા)

૨. ૫૦૧.૦૦ શીવલાલ ગુલાબચંદના ધર્મપત્ની શકરીબેન તરફથી (સુરેન્દ્રનગર)

૩. ૧૦૧.૦૦ સંઘવી મનસુખલાલ હરજીવનદાસ (લીંબડી)